

'વાદળશું વાતો કરે...' તસ્વીરકાર રજનીકાન્ત પટેલ (કપાલા)

## જાગૃતિનું લવાજમ ભરવાનાં સ્થળ અને એજન્ટોની નામાવલિ

### યુગાન્ડા

૧. હસમુખલાલ એમ. શેઠ બોક્સ ૨૭૧ મંબાલે
૨. એમ. વી. ટેલર - બોક્સ ૭૭ ગુલુ
૩. દામોદર જમનાદાસ દસાણી બોક્સ ૩૬ કબાલે
૪. કે. સી. આચાર્ય એન્ડ સન્સ બોક્સ ૨૪૬ જીન્જા
૫. ઓગ્મે એમ્પોરીઅમ બોક્સ ૩૦૧૮ કમ્પાલા
૬. કિટોવુ પ્રિન્ટરી લિમિટેડ બોક્સ ૯૧ મસાકા

### કેનિયા

૧. જનરલ સ્ટોર્સ (પ્રીન્ટર્સ) લિ. બોક્સ ૧૯૬ કીસુમુ
૨. ગોસાઈ બ્રધર્સ બોક્સ ૨૮૭ નકુરૂ
૩. સીટી બુકશોપ બોક્સ ૧૪૬૦ મોમ્બાસા
૪. કીટાલે પ્રીન્ટર્સ લી. બોક્સ ૧૭૯ કીટાલે
૫. નેમચંદ વી. શાહ બોક્સ ૫૧૩૧ નૈરોબી
૬. અનુભાઈ બી. અમીન બોક્સ ૫૦ મચાકોસ

### ટાન્ગાનિકા

૧. એસ. હસનઅલી બોક્સ ૩૬૨, મોશી
૨. જાનુવાલા સ્ટોર્સ બોક્સ ૨૧૦ ટાન્ગા
૩. ક્રિષ્ણુ સ્ટોર્સ બોક્સ ૧૧૩ સીન્ગીડા
૪. એ. એચ. ખતીબ બોક્સ ૧૭૭ મ્બેયા
૫. વિનોદ એમ. પટેલ બોક્સ ૬૩૨ મ્વાન્ઝા

### ન્યાસાલેન્ડ

૧. એન. સી. વૈષ્ણવ બોક્સ ૧૪૬ લીમ્બે

### ઝાન્ઝીબાર

૧. પી. ડી. પટેલ એન્ડ સન્સ બોક્સ ૩૯ વેટે. પેમ્બા

### ભારત

૧. ભારતી સાહિત્ય સંઘ : ૬૪, ગાંધીરોડ : ફનીન્ડીઝબ્રીજ અમદાવાદ

અંક ૭, ઑક્ટો. '૫૮ સળંગ અંક : ૩૪૩

'ઊર્મિ' : વર્ષ ૨૭ 'નવરચના' : વર્ષ ૨



..માજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સા..

અ—————————————સૂચના——

૧૪૨૮૪




* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પ્રાપ્ત મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ૬૪, ગાંધીરોડ
અમદાવાદ, ૧.


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ૬૪, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# ગ્રામ નવરચના

વિનોબા ભાવે

## સશક્ત ગુજરાત

ગુજરાતની જે આધ્યાત્મિક પરંપરા છે તે તો અદ્ભુત છે. મને તો એ સમજાતું જ નથી કે આ પરંપરાની અનુભૂતિ ગુજરાતને પોતાને કેમ નહિ થતી હોય! પેલા વલ્લભાચાર્ય ક્યાંના ક્યાં ગુજરાત પહોંચ્યા અને એમણે પોતાના સંપ્રદાયની સ્થાપના કરી, છેક ત્યારથી આજ લગી શાંકરવિચારની પરંપરા જારી છે. જૈન મુનિ હેમચંદ્ર, સ્વામીનારાયણ આદિ સૌની ગુજરાત પર ઊંડી અસરો છે. મતલબ કે ગુજરાતમાં જે કોઈ આધ્યાત્મિક શક્તિ પહોંચી એ શક્તિને એણે ઝટ ચૂસી લીધી. આધ્યાત્મિક વિચારને માટે ગ્રહણશીલતા એ એક બહુ મોટી તાકાત છે. એટલે ગુજરાતને સો દિવસો આપીને હું તો સંપૂર્ણ સતાયુષી થઈ ગયો. આજે પણ ગુજરાતમાં એક મોટી શક્તિ મોજૂદ છે. તે લેટન્ટ—ગુપ્ત નથી બલ્કે આજે પણ પ્રગટરૂપે છે.

★

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર

'મીનપિયાસી'

## મને એ પાપ લાગે છે

નજરથી જોઉં છું નારી,
ઘડીભર જાઉં છું વારી.
'અહા એ હોત જો મારી'
પરંતુ એમનો ત્યારે,
મને કોઈ શાપ લાગે છે
મને એ પાપ લાગે છે.

જુવાની હોય કે ઉંમર ગે
પરંતુ પ્રીત જો છે ને;
પછી શું રૂપમાં છે ભે!
મને સૌંદર્યનું સાચું, ખરે આ માપ લાગે છે
બીજું તો પાપ લાગે છે.

અને જો હોય કૈં પ્રીતિ,
કદી ના ચૂકવી નીતિ,
ખરી છે એ જ બસ રીતિ,
નહિ તો સત્યનો ત્યારે, અકારો તાપ લાગે છે
મને એ પાપ લાગે છે.

અને નીતિ ચૂકીને જો
કદાપિ પ્રેમ છે કીધો
અને કૈં લ્હાવ છે લીધો
જીવન પલ્લાવનારી ત્યાં ખરેખર માપ લાગે છે
મને એ પાપ લાગે છે.

અને નારી તણા દેહે, ખરે વૈવિધ્યમાં શું છે?
પ્રીતિનું રૂપ તો સર્વે જીવોમાં એક સરખું છે
મને વૈવિધ્યની વાતો, બધાયે પાપ લાગે છે
મને એ પાપ લાગે છે.



પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## ભાદરવાની ભેરી

ભાદરવાની ભેરી,
છપ્પન ઉપર વાગે તેવી, પ્રાણ સકળ રે' ઘેરી
ભાદરવાની ભેરી

સૂર મહીં એ સૂરતા ધૂટે,
તાલ મહીં કૈં તેજો,
હલક હલકમાં ઊભરાવી રે'
હૂંફ ભરેલાં હેજો;

ચમકાવે એ પ્રભાતના, પણ પ્રભુત્વ શાંત સુંનેરા
ભાદરવાની ભેરી

ડાંગર કેરી ક્યારી વાએ
ગરવી થઈ ને ગાજે,
કા'નકુંવરની માડી જાણે
કા'નકુંવરથી રાજે;

તાપ ઝીલે હોંશે ને હેતે પ્રતાપ રે'તી વેરી
ભાદરવાની ભેરી

રૂપરૂપની નવલી લીલા
નયન મહીં ન સમાયે,
આષાઢીલા મેઘ સમાણા
પ્રાણ સકળ છલકાયે;

સીમ ભરી શાં લક્ષ્મી ગૌરી રહે અભેદે હેરી
ભાદરવાની ભેરી





'નિશાકર'

## આયના

આયનાની વાતમાં માલ શો ?
'તાલ શો ?

એક વાર એમાં ગર્વના ઘાડવા
પેખવા, આશાના વાળવા લાડવા;
કોક વાર આપે નરવા વેલા કડવા
પામે ન કોઈ જેને ખાવા કે ચડવા;
છેતરનારનો સાધવો સાથ શો ?
પ્યાર શો ?

આયના મારા તો માનવી મુખડાં
ચારે કોરે રોજ ભમતાં ભૂખડાં,
જેહમાં ભાળું હું અંતરનાં આવલાં
આબેહૂબ ચીતરાઈ જનારાં વેવલાં,
એહનો તજવો ગમે તે સાથ શો ?
માનવો પાડ શો ?

★

શેખાદમ આબુવાલા

## આદમના શેર જર્મનીમાં ૧૯૫૮

**એ આદમની તું વાત ન કર**

સાગરને તટે આરામ કરે, કુલડાને કિનારે કામ કરે;
એ આદમની તું વાત ન કર, એ આદમ તો બદલાઈ ગયો.

*

**તાસીર**

ચ્હેરાના રંગ સાથે હિમ્મત ખૂલી છે આદમ,
યૂરોપની હવામાં તાસીર કંઈ ગજબ છે !

*

**લો, જુઓ**

કોઈનું રૂપેરી મુખ ને કોઈની સોનેરી લટ;
લો જુઓ, યૂરોપમાં હું કેટલો ધનવાન છું !

*

**સ્વર્ગની નકલ**

ચાલ આદમ ! જોઈએ એ વાત સાચી છે કે નહિ,
સાંભળ્યું છે કે સુરાલય સ્વર્ગ કેરી છે નકલ.

*

**ધાર્યું હતું તમે ?**

ન્હોતી ખબર કે સાંભળી કલરવ વિહંગના
ખામોશ માનવીય ગવૈયો બની જશે;
ધાર્યું હતું તમે કે આ શરમાળ આદમી
યૂરોપમાં જશે તો કનૈયો બની જશે ?

★

શ્રી. 'શશીશિવમ્'

## મૌનનું મંથન

સાગર અશો રે શાંત તો ક્યારેય ના દીઠો હતો
હો ઓટ પણ, મોજાં કંઈ તો હાલતાં
જોયાં ઘણીયે વાર

આજે સ્તબ્ધ શો ! જાણે ન હો આ ઝાંઝવાનાં જળ
(અરે છે ત્યાંય ભારે કૈં જરી હલમલ
હવાને તેજકિરણોની !)

ના ગાન કે ગર્જન, ન હલચલ ક્યાંય,
- રે મૌનનો સાગર અહીં,
એ મૌનની ભીતર હશે કેવાંય તે મંથન ! !
ને શી ખબર કે હાથ શું રે લાધશે !
અમૃત કે હાલાહલો !

★



# સમયનાં ઓવારે

'રાજહંસ'

## ત્યાગની શક્તિનું રૂપાંતર

લાગણીઓના પૂરમાં તણાતું, ભવ્ય ક્રાંતિનું બિરુદ મેળવતું, સર્વોદયનાં સ્વપ્નાનું વચન દેતું, વિનોબાનું ગ્રામદાન આંદોલન પ્રગતિની કૂચ કરી રહ્યું હોય ત્યારે કોઈએ બીજો વિચાર શીદ કરવો જોઈએ ? એમાં જ આર્થિક શોષણનો ઉપાય છે ને રાજકીય નીતિનું ઘડતર છે. એમાં માનવસ્વભાવનો પલટો છે ને જનતાના અભ્યુદયનું એ નવપ્રભાત છે— આવી ઘોષણાઓ નિતનિત નવા જોમ લઈને ફેલાતી જાય છે ત્યારે આપણે એ આંદોલનની વળી એક વાર સમીક્ષા કાં ન કરી લઈએ ?

કોંગ્રેસે દેશની સામે હાકલો કરવા માંડી પછી ધન માગ્યું. ગાંધીજીને એટલેથી ના પરવડે એટલે એમણે સહન કરી લેવાની તિતિક્ષા માગી. નાકરની લડતમાં એમણે ઘરનાં રાચરચીલાં જપ્ત થવા દીધાં ને જમીનોયે ખોવા દીધી. પણ જાહેર કરેલું કે જમીન તો વાજતે ગાજતે ઘર પૂછતી પાછી આવશે. અને સામૈયું કાઢીને એમણે જમીનો પાછી લીધી. જમીનો સાથેનો સબંધ જુદી જાતનો છે, કેમ જાણે લોહીની સગાઈ જેવો લાગે છે.

એ જમીનો વિનોબાએ માગી, ખૂબ માગી ને એમને મળી. દાનપત્રોના થોકેથોક વડે એમની પદયાત્રામાં પુણ્યફૂલો વેરાયાં, ને એ વેચતાં જોઈ લોક ચકિત થયા, જગત જોઈ રહ્યું ! અને તે પણ હતી એટલી તમામ જમીન સ્વેચ્છાથી આપનાર એક બે નહિ, પણ ગામ આખું ! એક ગામ નહિ પણ ગામનાં ગામ ! આ કૌતુક જેવું તેવું નથી.

અને ગ્રામદાન અજોડ છે માટે જ એની ગંભીરતા તપાસવા જેવી છે.

ગ્રામદાન પછી શું ? એ સવાલના વિવિધ જવાબો મળ્યા છે. જે ગામને સૂઝે તે કરે સહકારી પદ્ધતિ કરવી હોય તો તેમ કરે, પણ એવું દેખાતું નથી, સામુહિક ખેતી રાખી રાષ્ટ્રીયકરણ કબૂલ કરે, પણ એવું સંભળાતું નથી. ગ્રામદાન પછી વ્યક્તિ ક્યાં ? 'આ જમીન મારી છે ને તે હું ખેડનારો છું' એ સ્થિતિ રહેશે કે પછી 'આ જમીન ગામની છે તે એનું શું થાય છે તે ગામ જાણે' એમ કહેવાશે !

ભૂદાન પાસે ચોક્કસ નીતિ નથી. એમની પાસે ગ્રામદાનનું સંચાલન કરી શકે એવી તાલીમવાળા કાર્યકરો નથી. પણ આ ઉણપ પૂરી કરી દે એવો લાગણીનો જુસ્સો છે. એમની પડખે કોંગ્રેસની આખી જમાત ઊભી છે. અને જોતજોતામાં ગ્રામદાનનો કાયદો લોકસભામાં મંજૂર થઈ જાય અને એ તંત્ર સરકાર જાતે સંભાળી લે તો કશી નવાઈ નથી.

ગ્રામદાનના પાયામાં ખેતી નથી, ખેડૂત નથી, પાકની અછત સામે કશી બળતરા નથી. ત્યાં ગરીબો પ્રત્યેની લાગણી છે. ઊગતા અસંતોષ પ્રત્યે ત્યાં દયા દાન છે, અધિકાર કે જવાબદારી નથી. ત્યાં યોજના નથી, જમીનના વહીવટ દ્વારા ભારતમાં એકતાની નવી સાંકળ નાખવાનું સ્વપ્ન નથી. આ આંદોલનમાં હિંદુસ્તાનનો રાષ્ટ્રિય ગુણ—ત્યાગ છે ને એથી એનો પ્રભાવ ઘણાને આંજે છે. પણ એ ત્યાગમાંથી શક્તિ નીપજાવે એવા બીજા ગાંધીજીની દેશ રાહ જુવે છે. એવું રૂપાંતર ક્યાં છે ?

આવી રાહ વધારે સમય જોવી પડે તો ત્યાગમાંથી

અમૃત ઝરવાને બદલે કડવાશ વહેવા માંડે. જમીન માગીને વિનોબાએ લોકોની આકરી કસોટી કરી છે. એ કસોટીનો દેશે જે જવાબ દીધો છે તે ગૌરવભરેલો છે. અને ભાવિનું કમાડ કોઈ જરા જેટલું ખોલી બતાવે તો સમસ્ત દેશ વિનોબાના રંગે રંગાઈ જાય. પણ કમાડ કયાં છે!

અગર આ ત્યાગની ઝોળી પાછી ઠેલવી પડી કે પછી એને ભળતા ગઠિયાઓ ઊઠાવી ગયા એમ જણાયું તો ત્યાગની ભાવનાને જબ્બર ફટકો લાગવાનો છે. ત્યારે ભયંકર નિરાશા ફેલાઈ રહેશે ને એમાંથી અરાજકતા ફાગી નીકળતાં વાર નહિ લાગે. ત્યારે ખરી વાત હશે તે કહેવાની કોઈ હિંમત નહિ કરી શકે. કારણ કે સાંભળનારનો વિશ્વાસ ઊગી ગયો હશે.

ગ્રામદાનની આટલી સીમા વટાવ્યા પછી પાછા ફરવું અશક્ય છે. એ આંદોલન મોકૂફ રાખી શકાય એમ નથી. કોઈ કે આ બાળકને દત્તક લેવું જ રહ્યું, અને કર્તવ્ય કોઈ વહેલું કરે તે જ ઠીક. એવી હિંમત કોની છે? નેહરુ કરે તોયે ચીન રશિયાની નકલે ચડી જાય. જયપ્રકાશને રોજ અભિપ્રાયો બદલવા જોઈએ છે. એક મોરારજી છે જે કોઈ પણ અળખામણી વાતનું બીડું ઝડપી લેવા આગળ ધસી આવે. ને એ આવશે, કોઈકને ઢાલ બનાવીને પણ ઝંપલાવશે.

### યાત્રાના અંતે શું જોઈશું?

ખેર, ગુજરાતે અનેક સંતોને સત્કાર્યા છે, અપનાવ્યા છે. બીજા પ્રદેશના સંતો પ્રત્યે ગુજરાતને ભારે ભક્તિ છે, એમની કને દોડી જઈ શાંતિ મેળવે છે. તો આ તો પ્રભુ પધાર્યાનો પ્રસંગ છે. પછી ગુજરાત જયજયકાર કરીને હરખાય એમાં શું આશ્ચર્ય!

વિનોબા જેવા પુણ્યશાળી પદયાત્રી સંતથી ગુજરાતની ભૂમિ પાવન થઈ જશે. એમના આવતાં પહેલાં વરસાદે મહેર કરી છે. ખંભાતમાં તેલરૂપી દેવી પ્રગટ થયાં છે, વડોદરામાં ગૅસ જેવો વાયુદેવ હુહુકાર કરી રહ્યો છે. અમદાવાદમાં ઍટમિક એનર્જીનું મથક ઊભું થવાનું છે. નિકાસ વેપાર ઉપરથી અંકુશો હઠે છે. દ્વિભાષી પ્રાંતની રચના વધારે દઢ બનાવવાનો નિરધાર જાહેર થાય છે. આમ કુદરતી, રાજકીય, આર્થિક, ઔદ્યોગિક પ્રગતિના વહેણમાં પગ પખાળતા વિનોબા આવી રહ્યા છે.

દોઢ બે માસ સુધી ગુજરાતના શ્વાસમાં એમનો શ્વાસ ભળશે, આપણાં લાવા પૃથિવી એમના તાલે ધમકશે. વંદના કરી કરીને લોક એમના ચરણનું પુણ્ય હૃદયકુંજમાં સંઘરશે અને ગુજરાતની કાયાપલટ થઈ જશે. જે પ્રાંતે બારડોલી–ધારાસણાની ખુમારી પ્રગટાવી, તે હવે ગ્રામદેવતાના પૂજને લાગી જશે. સં. ૨૦૧૫નું અલૌકિક સવાર હવે દૂર નથી.

ત્યારે દેશભરમાં મશહૂર બનાવેલું કાળું બજાર આપણે વિદાય કર્યું હશે. ધન પછી ધાન્યની વિશુદ્ધિ, અર્ધાં એમાં થતી ભેળસેળ નાબુદ કરી હશે. અઢળક મિલકતોના ટ્રસ્ટી બની જનતા કાજે વહીવટ કરતા હોઈશું. આપણાં ડાકોર–વડતાલનાં મંદિરોમાં મુસ્લિમ ખ્રિસ્તી દોસ્તદારોને ઠાકોરજીનાં માળામુગટ જોવા નિમંત્રણ દેતા હોઈશું. ગીતાનાં પારાયણ અને ભજનની ધૂન ગામેગામ મચી રહેતી હશે. અને એવી ઘણી પ્રવૃત્તિઓના કળશ જેવી ભક્તિ—ચીંથરેહાલ દુઃખીઓમાં દરિદ્રનારાયણનું દર્શન કરતા હોઈશું, અને ગામડાની આરતિ ફેરવી જોર શોરથી ઢોલ ઘંટા વગાડી લઈશું.

પછી, દિલ્હી દૂર નથી એમ કહો કે સ્વર્ગ આઘું નથી એમ કહો—બધું એકનું એક જ છે.

### બળનો અત્યાઘાત ડર

ચીનની દક્ષિણે આવેલા બે ટાપુઓએ દુનિયાનું ધ્યાન ખેંચ્યું છે એટલું જ નહિ પણ એણે એવી સમસ્યા ઊભી કરી છે કે રમતના બધા ખેલાડીઓ કદાચ એકી સાથે મહાત થઈ જાય.

કોરિયા, હિંદી ચીન, સુએઝ, ઈરાક એમ બે સત્તાજૂથો વચ્ચેનું સંઘર્ષણ ફરતું ફરતું આ ટાપુઓ તરફ ખેંચાઈ આવ્યું. અમેરિકાનો કાફલો ત્યાં ફરતો



થઈ ગયો અને રશિયાની ઘેલપણા પણ થઈ ચૂકી કે ચીન ઉપરનો હુમલો એનો અર્થ રશિયા ઉપર જ હુમલો !

વળી એમાંથીયે સમાધાનની વાત ફૂટી નીકળી. હમણાં જ અમેરિકાએ યુનોનો પક્ષ સબળ કરવા સીધી વાટાઘાટો ના કરી. હવે યુનોમાં ચીનને રાખ્યું નથી ને તોયે એની સાથે ત્યાં વાટાઘાટો કરવી રહી, ને નહિ તો યુદ્ધ !

પણ યુદ્ધ કરવાની કોની શું જાશ રહી છે ! અણુશસ્ત્રો જેમ બળ દાખવે છે તેમ ડરાવે પણ છે. અને યુદ્ધને પણ ડરાવે એવી શક્તિ ભેગી થઈ ચૂકી છે એમાં શક નથી. પારખું થયા સિવાય જ શાણપણ આવી જશે કે શું !

ચીનના પેલા બે ટાપુઓને ભાગે જશ જશે કે કલંક લાગશે તે કોણ કહી શકે, પણ યુદ્ધના ભાવિની ખૂંટી ત્યાં લાગેલી જણાય છે. કાં તો કોઈ એને પાતાળમાં દબાવી દે અને નહિ તો એ ઊછળીને પ્રલય રેલાવે. જે છે તેને હવે ઝાઝા દિવસ નથી.

અણુશક્તિ એ માનવીની નવી સિદ્ધિ છે. એ રોજીંદા વ્યવહારમાં વપરાતી થાય તે પહેલાંની પ્રસવવેદના માનવજાતે નહિ જોવી પડે શું !

### મહિષિનો મહિમા

ઢોરઉછેર માટે શું આંદોલન જરૂરી નથી ?

સપ્તાહ યોજાય, વનમહોત્સવ યાદ રહે, દારૂનિષેધ સમારંભો થાય—એવું ઘણું ચાલે છે, પણ ઢોરઉછેર તરફ કેમ ધ્યાન જતું નથી ? કે પછી એનીય શાંત ક્રાંતિ થઈ રહી છે !

ખેતીમાં ઉત્પન્ન ઘટ્યું છે. વીઘે પંદર મણ અનાજ પકવનારા ખેડૂતો હવે આઠ મણથી સંતોષ માની લે છે. એમને વધારે અનાજ મળતું હોય તો લેવું છે, પણ ખેતરો આપતાં નથી. ખેડૂતની ખેડ નબળી પડી છે કારણ કે એનામાં તાકાત ઘટી છે, અને કામચોરી વધી છે. જમીનમાં ઉમેરવાનું ખાતર એની પાસે રહ્યું નથી, કારણ કે ગામડાંમાં ઢોરની સંખ્યા ઘટી છે.

જમીન ના હોય તે પણ ઢોર વડે જિંદગી નભાવી જાય એ આપણા પ્રદેશમાં અજાણ્યું નથી. ઢોર દૂધ આપે ને ખાતર આપે. એની માવજતમાં રહે તેની તબિયત પણ સુધારે. ઢોર મરે ત્યારે ચામડું આપે. જમનારા એમની મિજબાની પણ કરે. હિન્દુસ્તાનમાં અન્ન અછત સામાન્ય થતી હોય ત્યાં એને ખોરાકમાં ઉપયોગ કેમ ભૂલી જવાય ?

આવું કિંમતી ને ઉપયોગી ઢોર આપણાં ગામડાંમાંથી ઘટવા લાગ્યું છે એને વસાવવા જેટલી બચત લોક રાખી શકતા નથી. એને પાળવા પોષવા મહેનત મજૂરી અને ખોળ–ગવાર જોઈએ તે ક્યાંથી મેળવવા ! ખેડૂતની વૃત્તિ–શક્તિ જાણે ઘસાઈ ગયાં છે.

ગાડું ભારે ફરે ત્યારે પૈડાંમાં તેલ સીંચવું પડે છે, એને ખેંચ ખેંચ નથી કરાતું. એમ આપણો ખેડૂત જો એટલો ઘસાયો છે કે ઢોર નથી પાળી શકતો તો એ વાત સર્વ વિચારકોએ ઢોલ વગાડીને કહેવી જોઈએ, સરકારના કાન ખોલવા જોઈએ.

લાખો ટન અનાજ પરદેશથી આયાત કરી દેશને દરિદ્રી કરતા જવો કે સ્વાસ્થ્ય બગાડવું એ કોને લાજીમ છે ? એટલું ધન ઢોરઉછેરની પ્રવૃત્તિમાં વાપર્યું હોય તો એ શું ઊગ્યા વિના રહેવાનું છે ! એ ઢોર ખેડૂતનાં હાડ બાંધવામાં ને જમીનના રસકસ સીંચવામાં કેટલું મદદરૂપ થઈ રહે !

પણ જેમ આ દિશામાં સરકારને નથી સૂઝતું તેમ બીજા પક્ષોનેય નથી સૂઝતું. અરે, આપણા કવિઓ ને ચિત્રકારોને ગોરી ગાય ગમે છે, કાળી ભેંસ નથી નજરે બેસતી. ભેંસને આપણા જીવનમાંથી ટાળી ટળાય તેમ નથી. એને જમીન જેટલી આદરપાત્ર ગણાવી જોઈશે. અને પાડાનેય મશ્કરીમાંથી ઉગારી લઈ ખેતીમાં નાથવો જોઈશે.

'એક એકરે એક ભેંસ' એ સૂત્ર યોજના માટે ઘણું આવશ્યક છે. પરદેશી નાણું બચાવનારી શક્તિ તરીકે





મહિષિને આપણે ઓળખવી જોઈશે. એનો મહિમા વધારવા માંડયો હશે તો 'રાજમહિષિ' જેવા ઉલ્કાઓ પણ દીપી ઊઠશે.

ગાય-પૂજા ઘણી ચાલી. નંદીની ભક્તિ પણ ઠીક ઠીક કરી. હવે એમની તોલે ના'આવે તોયે ભેંસનો મહિમા જગાડવો પડશે. એ બરોબરીની નથી તો પણ જાય એવી નથી. વહેવારમાં ગાય બિચારી ગણાઈ ચૂકી છે. એનો ઉદ્ધાર કરતાં કરીશું પણ ભેંસને એનું સ્થાન બરોબર સોંપવું જોઈએ.

કહે છે કે આપણે ત્યાં ઢોર ખર્ચાળ બની ગયું છે. એમાંથી ઉત્પન્ન લેવાનું કેમ જાણે આપણે ભૂલી ગયા છીએ. નબળાં માનવીને ઢોર પણ નબળાં જ મળે છે, ને પછી એ નભાવી શકતાં નથી. ઢોર-ઉછેરની કળા જાણે ભૂલાઈ ગઈ છે.

એવું કેમ ના બને કે મહેનત મજૂરીના ભાગ પાડી લઈ ઢોરનો નિભાવ સ્વાભાવિક કરી દેવાય? એમાં ઘંધ-વ્યવસ્થા લાવવી જોઈએ. ઢોરઉછેર માટે જ સહકારી મંડળીઓ સહેલાઈથી ચાલી શકે અને એટલી પ્રવૃત્તિ ગામડામાં સ્ત્રીઓને જ સોંપી હોય તો પરિણામ વધારે સારું લાવી શકાય.

અન્નસમસ્યાની ચાવી તરીકે આપણે ઢોરને કેમ ના અજમાવીએ!

### સંસ્કારી ચિત્રોનું નિર્માણ

ફ્લેમ થકી આપણે પ્રજામાં બે ભિન્ન માર્ગો ઊભા કરી રહ્યા છીએ.

મોટી સંખ્યાવાળો વર્ગ હળવું નહિ પણ હલકું મનોરંજન માગે છે અને જો સેન્સર અધિકારીઓ છૂટ આપે તો મારફાડ અને જાતીય આકર્ષણની પરિસીમા જોવા ઇચ્છે છે. એમને રૂપ જોવું છે ને એમાંથી મસ્તી મેળવવી છે. કપાળ ઢાંકતા વાળ, તમાકુના ધુમાડા, ખુલ્લાં બટન, ચેનચાળા—એવી રીતભાત શીખવી છે. સંગીત નીચે વિકૃતિ જોઈએ છે. એક પ્રકારની લાચારી પોષવી છે, બેપરવાઈ માણવી છે.

ઉપલા થરને સંસ્કૃતિ પોષનારાં ચિત્રો ગમે છે પણ એ માટે પૂરતો ખરચ કરવાની ટેવ પડી નથી. એટલે એની ભૂખ ઓછી છે. એવાં ચિત્રોના ઉત્પાદકો ઓછા વળતરે સંતોષ પામતા નથી. એવાં ચિત્રોમાં ખ્યાતનામ નટનટીઓને રોકી શકાતાં નથી, કારણકે એમનો ભારે ખરચ એ ચિત્રો ઊઠાવી નથી શકતાં. અને નાના કે નવા માણસો વડે બનાવેલું ભાવનાશાળી ચિત્ર થિયેટરોના સંચાલકો ઊઠાવતા નથી, કારણકે એમના ઘરાકો ખ્યાતનામ નટનટીઓ જોવા માગે છે. આવી પરિસ્થિતિ હોવા છતાં કેટલાંક ચિત્રો સંસ્કૃતિને પોષે એવાં તૈયાર થાય છે, પણ જુજ. બંગાળીમાં આવાં ચિત્રો વિશેષ સંખ્યામાં બને છે. પછી એવું સ્થાન મરાઠી ચિત્રોનું આવે. ગુજરાતીમાં આવાં ચિત્રો ઊતારવાનું શક્ય નથી ગણાતું. અગર નવાં પાત્રોની મદદ લઈ ઓછા ખરચમાં ચિત્ર તૈયાર કરવાનો યત્ન કરવામાં આવે તો પણ સિનેમા ઘરોના સંચાલકો એ ચલાવે નહિ, ચલાવે તો બહુ ભાડું માગે. ચિત્ર બનાવનારની એ મુશીબત મોટી છે.

સેન્સર અધિકારીઓ ખરાબ ચિત્રમાંથી થોડી ગંદકી ઓછી કરવાનું કામ કરે ખરા, પણ સારું ચિત્ર નિર્માણ કરવાનું કામ એથી સરતું નથી: અને સારાં ચિત્રો ના થતાં હોય તો એના વિના ચલાવી લેવું એ રીત પણ વાજબી નથી. લોકશિક્ષણ કાજે સિનેમા મોટું પ્રચલિત સાધન છે અને તેનો સદુપયોગ ના કરી શકીએ તો એ આપણી ભૂલ ગણાય.

ત્યારે સંસ્કારી ચિત્રો ક્યારે બની શકે?

નાટક અને સંગીતનો ઉદ્ધાર કરવા તરફ રહી રહીને આપણે લક્ષ આપ્યું છે. હરીફાઈઓ યોજાય છે, કરવેરા માફ થયા છે, સામાજિક ગૌરવ અપાયું છે. એમ સિનેમાનુંયે થવું જોઈશે—બધાં ચિત્રોનું નહિ, પણ સંસ્કારી ચિત્રોનું થવું જ જોઈશે.



પણ ચિત્ર સંસ્કારી છે કે નહિ તે કોણ નક્કી કરે? પહેલો તો એ ચિત્રનો નિર્માતા પોતે જ નક્કી કરે કે એ ધંધાદારી ચિત્ર બનાવે છે કે સંસ્કારી, પછી એ પ્રમાણે જાહેર કરે. સેન્સર અધિકારી ચિત્ર તપાસતી વેળા એ વાત નજરમાં રાખે. એમની સાથે સહાયકારી મંડળ કામ કરે છે તે આ વાતની નોંધ રાખે. અને યોગ્ય જણાય તો એ ચિત્રને એ મુજબનું ખાસ પ્રમાણપત્ર આપે.

આવું પ્રમાણપત્ર મળે. એ ચિત્ર સંસ્કારી હશે એમ માની લઈએ પણ એ બતાવનારાં ચિત્રઘરો જોઈશે. નવાં ચિત્રઘરો બાંધવા માટે આપણે દબાણ નહિ લાવી શકીએ એટલે છે એમાંથી એનો પ્રબંધ કરવો રહ્યો. જેમ સરકારી કામકાજ માટે અમુક જગા રોકી શકાય છે, જેમ દસ્તાવેજી ટૂંકાં ચિત્રો દરેક ચિત્રઘરમાં ફરજિયાત બતાવવાં પડે છે, તેમ સંસ્કારી ચિત્ર માટે ખાસ ગોઠવણ કરવી જ રહી. ગામમાં સારામાં સારું ચિત્રઘર હોય ત્યાં વાજબી ભાડાથી આ ચિત્ર ચલાવવું અને પ્રેક્ષકો માટે બને એટલા ઓછા દર અને વિના કર એ ચિત્ર બતાવવું. લોકોની સુરૂચિ કેળવવાની આ એક યોજના છે. એમાં ખરચ કરવાનો કાંઈ જ નથી. સારી બાબતનો આગ્રહ જરૂર છે, પણ એ હોય એથી કોઈને નારાજ થવું ના જોઈએ. આમ સંસ્કારી ચિત્રોને બતાવવાની ગોઠવણ સરકાર કરી આપે તો ધીરે ધીરે ચિત્રોનું ધોરણ જરૂર ઊંચું આવે. હલકા મનોરંજનના દૂષણમાંથી આપણે દેશને ઊગારી શકીએ અને, નહિ તો? વિનોબા, સર્વોદયના કાર્યકરો, કોંગ્રેસના આગેવાનો, લલિતકલા અકાદમી, વગેરે દેશને સાત્વિક વૃત્તિ તરફ અભિમુખ રાખવા જે પ્રયત્નો કરે છે તેનાથી ઊલટી દિશામાં હલકું મનોરંજન દેશને ઘસડી રહ્યું છે. શું આપણે એ સ્થિતિ નથી મીટાવવી!

### ડૂબતા વહાણનું સુકાન

સામાજિક કાર્યક્ષેત્રમાંથી ન્યાતોનું કામ કમી થયું એ વાત દુઃખદ છે. ન્યાતોનાં પંચ પરવારી ગયાં અને એમને સ્થાને જ્ઞાતિમંડળો આવ્યાં. પણ જ્ઞાતિનાં જે દુષણો હતાં તેને હઠાવવાના પ્રયાસો આ મંડળો કરી ના શક્યાં. એક રીતે આ મંડળો જ્ઞાતિની બદીઓની ખુશામત કરી રહ્યાં છે, જ્ઞાતિજનોને કેળવતા નથી.

સ્ત્રીને સહન કરવી પડતી કનડગત દૂર કરવી એ જ્ઞાતિ મંડળોનું પહેલું કર્તવ્ય છે. જાગૃત ચોકીદારો જેવા કાર્યકરો છાના નિસાસા સાંભળી લાવે અને એવી લાચાર સ્ત્રીઓની વહારે દોડે તો ઘણું સુંદર કામ થઈ શકે. જ્ઞાતિના ધોરણે જ આ કામની ખબર પડે અને એની વિગતો મળે એમ છે, એટલે જ્ઞાતિના યુવાન કાર્યકર-ભાઈઓ માટે અહીં મોટું કાર્યક્ષેત્ર રહેલું છે.

આવી જ ઉપયોગી બીજી બાબત છે. લગ્ન અને મરણ પાછળ થતાં ખરચોને કોઈ પણ ઉપાયે અટકાવવાં જોઈએ. એવાં ખરચો નભાવી સમાજ પોતાની બચત વેડફી રહ્યો છે. અને અંગત આનંદ કે શોકને વિના કારણ જાહેરમાં લાવી મૂકે છે. જેની પહોંચ હોય તેમને પણ સામાજિક ગણાતી પણ તદ્દન બિનજરૂરી બાબતમાં ખરચ કરવા દેવાની રીત નભાવવી ના જોઈએ. સમાજવાદની નવી ઢબ આપણે લાવવી હોય તો તે કરવેરાથી કે આર્થિક ધોરણથી નહિ લાવી શકાય. એમાં સામાજિક સમાનતા જોઈશે અને આપણા રિવાજોને અર્થયુક્ત તથા વિવેકી બનાવવા જોઈશે.

જ્ઞાતિઓ જશે ત્યારે જશે. એનો વાદ કોઈને ખપતો નથી. પણ એ ડૂબતા વહાણનું સુકાન જાણી બૂઝીને છોડી દેવામાં જરાકે ડહાપણ નથી. જરાક તપાસીએ તો જ્ઞાતિવાદના દૂષણો ત્યાંથી ટાળીને આપણાં બીજાં મંડળોમાં દાખલ કરતાં જોઈએ છીએ, તે કેમ નથી સમજાતું?

*

વિનોબા ભાવે

# વિશ્વાસનો મહિમા

આજે તો સારાયે વિશ્વમાં જેમની મહત્તાને સ્વીકારવામાં આવે છે તે વિનોબાજીનો ૧૧મી સપ્ટેંબરે રાષ્ટ્રભરમાં જન્મદિન ઉજવાયો. પોતાના જન્મદિને આંતર્નિરીક્ષણ કરતાં આપેલા વ્યાખ્યાનનો આ ટૂંકાવેલો અનુવાદ છે. ગુજરાતની ભૂમિ ઉપર પ્રવેશી ચૂકેલા એ મહામાનવે ગુજરાતની જનતાને જાણે ગાંધીજીના આગમન જેટલો ઉત્સાહ આપ્યો છે……

હમણાં પરમેશ્વરના અસ્તિત્વ અંગે એક લેખ વાંચ્યો. એને સમાપ્ત કરતા લેખકે મારી 'વિચાર–પોથી'માંથી એક વચન ટાંક્યું છે: કોઈ મને પૂછે છે, 'સામે દીવો છે એ જેટલી ખાતરીથી કહી શકીએ છીએ, તેટલી ખાતરીથી ઇશ્વર છે એવું આપ માનો છો શું?' ત્યારે મેં એનો જવાબ એવો આપ્યો છે કે 'પરમેશ્વરના અસ્તિત્વ વિશે તો મને પાકી ખાતરી જ છે. પણ સામે જે દીવો છે તેનું અસ્તિત્વ છે કે નહીં તે વિશે હું ખાતરી આપી શકું તેમ નથી.' 'વિચાર–પોથી'નું મારું આ વાક્ય છેક ૧૯૨૮નું છે. એ વાતને ૩૦ વર્ષ વીતી ચૂક્યાં. ઇશ્વરને સાક્ષાત્ જોયાનો આભાસ મને કેટલીય વાર થયો છે. કંઈક અમારા કુટુંબમાંથી મળેલી શ્રદ્ધાને કારણે પણ હશે, કંઈક અંશે જે ગ્રંથો પર મારી આસ્થા છે તેમને કારણે પણ હશે; પરંતુ મારી શ્રદ્ધા ફક્ત તેટલા પર જ નિર્ભર નથી. એ તો આંખો વડે જુએ છે કે સામે ઇશ્વર છે. બાકી બધાં જે ભિન્ન–ભિન્ન પ્રાણીઓ, જીવો ને મનુષ્યો આપણી સામે ઊભાં છે, તે સઘળાં તો એ ઇશ્વરના અનેક સંકલ્પો છે.

હું ઇશ્વરના સ્વરૂપને આ રીતે સમજ્યો છું: ઇશ્વર એક ચૈતન્ય-સમુદ્ર છે. એમાં તરંગો ઊઠે છે ને શમે છે, ઊછળે છે ને પાછા અંદર જ ભળી જાય છે. રહી રહીને તરંગ ઊછળે છે ને ભળે છે. એક જીવાત્મા જન્મ્યો એટલે કે ઇશ્વરનો એક તરંગ ઊપડ્યો: એક જન્મ, બે જન્મ, ત્રણ જન્મ એ ઊછળતો રહ્યો અને અંતે એ જ સમુદ્રમાં લીન થઈ ગયો. એટલે આપણે કહીએ છીએ કે જીવાત્મા મુક્ત થઈ ગયો.

આમાં કોઈ ઊંચો કે નીચો નથી. જાતજાતના સંકલ્પો ઊઠે છે એટલું જ. સૃષ્ટિની ઉત્પત્તિનો સંકલ્પ ઊઠ્યો એને આપણે બ્રહ્મ કહ્યો, ને ત્યારથી ઉત્પત્તિ થતી આવી છે. બ્રહ્મરૂપ સંકલ્પ આજેય ચાલુ છે. એને હજી મુક્તિ નથી મળી. પણ એક દિવસ આવશે, જ્યારે એનેય મુક્તિ મળશે અને એ સમુદ્રમાં સમાઈ જશે. એ તો ઇશ્વરનો એક બહુ મોટો સંકલ્પ છે. એવા તો અનેકવિધ સંકલ્પો, અનેક શક્તિઓથી ભરેલા, જાગે છે, પૂર્ણ થાય છે અને પાછા સમુદ્રમાં લીન થઈ જાય છે. એમાં ઊંચનીચ કશું નથી, ફક્ત ભિન્ન-ભિન્ન છે. આ જુદી જાતનો સંકલ્પ છે ને પેલો જુદી જાતનો છે. કોઈ કારણે આપણને એક જીવ આકર્ષક લાગે છે ને દુનિયા એને મસ્તકે ચડાવે છે. બીજો કોઈ જીવ આપણને અરુચિકર લાગે છે ને દુનિયા એને વીસરી જાય છે. આવો બધો તાલ ચાલ્યા કરે છે.

પણ હું જ્યારે મારે વિશે વિચારું છું કે હું કોણ છું ને મારું ભાગ્ય શું છે, ત્યારે કેટલાંક સ્થૂળ ભાગ્ય પણ યાદ આવી જાય છે અને એનો મોટો ગંજ ખડકાય છે. મને જે મા-બાપ મળ્યાં તે કંઈક વિશેષ જ હતાં એમ લોક માને છે. મને જે ભાઈ મળ્યા તેમનામાં પણ પોતપોતાની વિશેષતા છે એમ માની શકાય. મને જે માર્ગદર્શક મળ્યા એ તો નિ:સંશય લોકદૃષ્ટિમાં 'મહાત્મા' મનાયા. મને જે સ્નેહી મિત્ર મળ્યા, તે પણ એકેએક લોકોના પ્રેમપાત્ર થયા. મને જે વિદ્યાર્થી મળ્યા તેમના પર તો હું જાતે જ આશક છું. આવાં બધાં ભાગ્યોનો ગંજ ખડકાઈ જાય છે. તેમાંય મને અનેક ભાષાઓનું જ્ઞાન મળ્યું તે કારણે અનેક સંતપુરુષો અને ધર્મપુરુષોના વિચારરસનું સેવન કરવાનો નિરંતર મોકો મળ્યો અને હજીયે મળતો જ રહે છે.



આ પણ એક મોટું ભાગ્ય જ છે.

આ રીતે એક ભાગ્યરાશિ બની જાય છે, પણ તે આપણે કાલ્પનિક છે. મુખ્ય ભાગ્ય તો એક જ છે અને તે મારું, તમારું ને સહુનું છે. તે એ છે કે આપણે પરમેશ્વરનાં અંગ છીએ, અવયવ છીએ, એના તરંગ છીએ, એની ચિનગારીઓ છીએ. આ જ એક માત્ર ભાગ્ય છે, જે સહુ કોઈને મળેલું છે અને જે આ ભાગ્યને અનુભવશે નહિ એને બીજાં સેંકડો ભાગ્ય મળ્યાં હશે તો પણ તે એળે જશે.

હું એવા મનુષ્યોને જાણું છું જે મહાત્માની સંગતિમાં રહીને પણ બહુ ન મેળવી શક્યા. અનેક શાસ્ત્રોમાં ગરક થઈ ચૂક્યા છતાં એનો સ્વાદ ન લાગ્યો હોય એવા લોકો તો ઘણાયે જોયા જ છે; અને છતાં એમનો સ્પર્શ ન થયો હોય.

આ બધી દૃષ્ટિથી જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે જણાય છે કે આ બધાં બાહ્ય ભાગ્યને આપણે કીમતી માનીએ છીએ, અને એ ભૂમિકાએ એ કિંમતી હોય પણ છે; પરંતુ એમનું વિશેષ મૂલ્ય કાંઈ નથી. મુખ્ય ભાગ્ય તો એ જ છે કે આપણે પરમેશ્વરની અંદર સમાવિષ્ટ છીએ. આ જો આપણે અનુભવીએ તો આપણો બેડો પાર થઈ ગયો જાણવો.

મારા મનમાં તર્કવિતર્કને માટે લેશમાત્ર પણ અવકાશ નથી. આગળ ઉપર જે કાંઈ સ્થૂળ, સૂક્ષ્મ ફલિત થવાનું છે તે થશે જ, પરંતુ એને માટે જરૂરી સાધના એ જ છે કે આપણને આપસ આપસમાં માનસિક શંકાઓ ન હોવી જોઈએ, પરસ્પર નિંદા ન કરવી જોઈએ. જો કોઈની નિંદા સાંભળીએ તો એમ સમજવું જોઈએ કે કંઈક ગેરસમજ થઈ છે. સગે કાને સાંભળ્યું હોય તો સગા કાનનો ભરોસો ન કરવો જોઈએ. મને તો મોટું ભાગ્ય સાંપડ્યું છે કે હું કંઈક થોડું સાંભળું છું; એટલે કોઈ ખરાબ વસ્તુ કાન પર પડી તો મને કાન પર અણભરોસો જ આવે છે કે ભૂલમાં કંઈક ખોટું સાંભળી લીધું હશે. દુર્ભાગ્યે જેના કાન સરવા છે તેમને માટે કાનોકાન સાંભળેલાને ભ્રમ માનવાનું મુશ્કેલ નીવડશે, છતાં તેમ માનવું પડશે. કહેવાસાંભળવામાં અનેક ભૂલો થઈ જતી હોય છે. એક જણ એક ભાવનાથી બોલે છે કે બીજો ભાવનાથી સાંભળે છે આમાંથી જ્યારે ગેરસમજ થાય ત્યારે પોતાના માનસિક તર્કનો અવિશ્વાસ કરવો જોઈએ. અને એ માણસ એનો જે અર્થ કરે તેને જ ખરો માનવો જોઈએ; એ પોતે જે કહે તે જ શ્રેષ્ઠ સાબિતી. એ જ્યારે પોતાના દોષ કહેવા માંડે ત્યારે સાંભળવા, કારણ તેથી દોષ ધોવાય છે; પણ તેમાં એમ ન માનવું કે એનામાં એ કહે છે તેવા દોષ છે જ, પણ એમ માનવું કે એને એવા દોષનો આભાસ થયો છે, તો ચાલો એનું નિરાકરણ કરવામાં બને તેટલા મદદરૂપ થઈએ. એટલે જો આવું કાંઈ હોય તો માનવું, નહિ તો માનવું જ નહીં. આપણને જો આટલું જ દર્શન થઈ જાય તો આપણો બેડો પાર થઈ જાય.

હું આજકાલ વિશ્વાસની શક્તિનો મહિમા ગાઉં છું. વિજ્ઞાન અને વેદાંતની શક્તિઓનાં નામ તો વર્ષોથી જ જપતો હતો. પરંતુ તે ઉપરાંત એક ત્રીજી શક્તિની જરૂર છે. એનો સમાવેશ આમ તો જો કે વેદાંતમાં જ થઈ જાય, પણ તેને અલગ પાડીને એક ત્રીજી શક્તિ તરીકે એને આંખ સામે રાખવાની બહુ જરૂર છે. એ શક્તિ છે—વિશ્વાસ! આપણે જ્યારે આખાયે જગત પર વિશ્વાસ મૂકવાની વાત કરીએ છીએ ત્યારે આપણી વચ્ચે અંદરોઅંદર તો પરમવિશ્વાસ હોવો જોઈએ આમ તો મને અનેક દોષ સ્પર્શ કરે છે, પરંતુ મેં મારામાં એક દોષ નથી જોયો, જે ઘણાએ મારામાં જોયો છે. આ એક અજબ જેવી વાત છે કે બીજા લોકો મારામાં જે દોષ જુએ છે તે મને જાતે મારામાં નથી જણાતો, અને એ દોષ છે—પોતા માટેનું અભિમાન. મને મારા માટે અભિમાન

# આવતીકાલના નાગરિકો ?

તાજેતરમાં અમેરિકાથી પાછા ફરેલા કાકાસાહેબ કાલેલકરે ત્યાંના જીવનનો જે તલસ્પર્શી પરિચય સાધ્યો છે તેમાંના એક વિષે 'મંગલ પ્રભાત'માં સરસ છણાવટ કરેલી તેનો ટૂંકાવેલો અનુવાદ અહીં મૂક્યો છે......

યુરોપ અને અમેરિકામાં ફરતાં જોવા જેવાં સ્થળો જોવાનો ઉત્સાહ તો લગભગ મરી પરવાર્યો જ હતો. કૅચૂર અને નાયગરાના ધોધ જોઈને વિશ્વરૂપ-દર્શનનો ભક્તિપૂર્ણ આનંદ થયો એ તો ન છોડી શકયો. હવાઈ વિમાનમાંથી સેંકડો માઈલોનાં સાગર-જળ અને તેનો અદ્‌ભુત રંગ જોતાં જે વિસ્મયજનક આનંદ થયેલો તેનું મનન અને સેવન પણ કર્યું. પણ વધારે તો મનુષ્ય, મનુષ્ય સમાજ અને તેની સમસ્યાઓ નીરખવાનું જ મુખ્ય આકર્ષણ રહી. સમાન હિતચિંતકો સાથે વધુ મળવાનું થવાથી એવા પ્રશ્નોનો ઠેકઠેકાણે પરિચય થયો કે જેનાથી આજની માનવતા ચિંતામગ્ન થઈને વિચારમાં પડી છે.

એવા પ્રશ્નોમાં એક મુખ્ય હતો 'Teen-agers'નો. અંગ્રેજી સંખ્યામાં thirteen થી માંડીને ninteen સુધી છેલ્લે teen આવે છે. એટલે આ ઉંમરના યુવકોને teen-agers કહે છે. (આપણે એકાવનથી અઠ્ઠાવનની સંખ્યામાં છેડે વન આવે છે એટલે તે ઉંમરમાં પ્રવેશેલાને વનમાં પ્રવેશ્યા કહીએ છીએ—વાનપ્રસ્થ આશ્રમમાં પ્રવેશવાની લાયકાત કેળવી એમ પણ કહી શકાય.) અગિયારથી ઓગણીસ સુધીની ઉંમરના કાળને આપણે કિશોરાવસ્થા કહીએ એટલે સ્થૂળરૂપે આપણે teen-ager's problemને આપણે કિશોરાવસ્થાની સમસ્યા કહી શકીએ.

આજકાલ યૂરોપ અને અમેરિકામાં છોકરાંઓની કેળવણીમાં સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા પેઠી છે. નૈતિક શિક્ષણનો ધાર્મિક પાયો લગભગ નાશ પામ્યો છે, ધર્મનિષ્ઠ લોકોએ રૂઢિનિષ્ઠા અને અંધશ્રદ્ધા ઉપર એટલું બધું જોર દીધું કે એ સંકુચિતતાને લીધે લોકોએ ધર્મવાળાઓને ત્યાજ્ય ગણ્યા. અને ધાર્મિક શિક્ષણ તરફ ઉદાસીનતા, અરુચિ અને વિરોધ પણ બતાવાય છે. આવા સંજોગોમાં ઉછરતાં યુવક-યુવતીઓ નૈતિક જીવનમાં નિરાધાર થઈ ગયાં છે.

ઉપરાંત સિનેમા, નાટક વગેરેની અસરથી પળેપળ મન ઉત્તેજિત થઈ જાય છે. અને શાન્તિથી વિચાર કરવાની ટેવ તો જાણે ભુલાઈ જ ગઈ છે. હવે તો આ લોકો પોતાનું મનનું ધાર્યું કરવા લાગ્યાં છે.

---

રાખવાનું કોઈ કારણ જ નથી મળ્યું. મારી બુદ્ધિ સારું કામ કરે છે એ ખરું છે, પરંતુ એ કાંઈ મારે કારણે નથી. એને સારી બનાવવામાં કેટલાય ઉપકાર છે એ જોવા જઈએ તો એને મારી કહેવાનો અધિકાર જ મને નથી.

આજકાલ હું દાંત પહેરતો નથી. 'પહેરવું' શબ્દ જ વાપરવો પડશે, કારણ કુદરતી દાંત તો બધા કઢાવી નાખવા પડેલા ને ત્યારથી દસ વરસ સુધી કૃત્રિમ દાંત પહેરતો હતો. એ ચોકઠું બહુ સુંદર દેખાતું હતું. એ સુંદર દાંતનું રોજ પ્રદર્શન થતું, પણ હું બરાબર જાણતો હતો કે એના સૌંદર્ય સાથે મારે પોતાને કશી નિસ્બત નથી. જેમ દાંતને અંગે મને સ્પષ્ટ પ્રતીતિ હતી તેમ જ મને મારી બુદ્ધિને વિશે પણ લાગે છે કે મારી અંદર જે કાંઈ બુદ્ધિપ્રકાશ જણાય છે તે મારો નથી. એમાં શાસ્ત્રગ્રંથોની મદદ, ગુરુજનોની મદદ, મિત્ર-વિદ્યાર્થી ને સાથીઓની મબલખ મદદ મળી છે. અનેકની મદદથી જે વસ્તુ બની છે એનું જો એવું અભિમાન ચડે કે મારામાં બુદ્ધિપ્રકાશ છે, તો એ બુદ્ધિનો પ્રકાશ જ નથી એવું સાબિત થશે. મારામાં એટલું જ્ઞાન છે ખરું કે મારામાં જે બુદ્ધિ છે તે મારી નથી. આટલો બુદ્ધિપ્રકાશ, જ્ઞાન, મારાં છે એવું હું જાણું છું.





મા–બાપ કે બીજું કોઈ વડીલ જો રોકવા જાય તો વ્યક્તિસ્વાતંત્ર્યને નામે આ કિશોરો જોરશોરથી એનો વિરોધ કરે છે. સ્વચ્છંદતાના પૂજારી બનીને ક્યારેક ક્યારેક જુદા જુદા ગુનાઓ સુધી પહોંચી જાય છે. અને ઉચ્છૃંખલ બની ગયાં છે. વડીલોનું માનતાં નથી. મા–બાપની સામાં થાય છે. શિક્ષકો તો પોતાનો મોભો જાળવવા તેમને છેડતા જ નથી. કાચી વયમાં સ્ત્રી–પુરુષોનું જાતીય આકર્ષણ તો કામ કરે જ છે. તે ઉપરાંત સામાજિક વૃત્તિ શિથિલ થવાને લીધે કેટલાંય નવયુવાનો ભાતભાતની નઠોરતાય આચરે છે. ચોરી કરવી, બીજાને હેરાન કરવામાં આનંદ માનવો, વગેરે દોષ વધવા લાગ્યા છે અને આ બધું ચિન્તાનો વિષય બની ગયું છે. મને પૂછતા હતા કે આ સમસ્યાનો ઉકેલ તમે શી રીતે કરો છો ! મેં કહ્યું કે 'અમારે ત્યાં આવી ખરાબ હાલત નથી. હજુય ઘરનું વાતાવરણ ઘણું સારું છે કિશોરોમાં વડીલો માટેનો સદ્‌ભાવ હોય છે. એટલે યુવાનોનું શિક્ષણ અને પ્રગતિ સારી રીતે ચાલે છે. સામાજિક આદર્શોના પરિવર્તનને લીધે રુઢિચુસ્તો અકળાયા હશે, પણ એકંદરે અમે કહી શકીએ છીએ કે અમારે ત્યાં યુવાનોની સમસ્યા તમારા જેટલી ચિંતાજનક નથી.'

મારા નિરીક્ષણ અને વિશ્વાસથી આપેલો જવાબ સાચો જ હતો. પણ હવે જોઉં છું કે આપણે ત્યાં પણ કિશોરાવસ્થાની સમસ્યા ક્યાંક ક્યાંક ઊભી થઈ ચૂકી છે. સોળ, અઢાર સુધી જ નહિ પણ પચીસ વરસ સુધી માણસનો આદર્શ મજબૂત નથી થતો એવું પણ આપણા લોકો માનતા આવ્યા છે. જો કિશોરાવસ્થા સોળ કે અઢાર વરસ સુધી જ હોય, આપણી ભાષાનો 'ગધ્ધા પચ્ચીસી' શબ્દ બતાવે છે કે પચીસ વરસનો વય થાય ત્યાં સુધી બુદ્ધિ અપરિપક્વ હોવાથી, સંયમની સ્થિરતા નહિ આવવાથી અહીંનાં યુવાનો પણ કંઈ ને કંઈ ભૂલ કરી બેસે છે

આજકાલ હાઈસ્કૂલો અને કોલેજોનું વાતાવરણ દિવસે દિવસે બગડતું જાય છે. ત્યાં જાતજાતના પ્રશ્નો ઊભા થાય છે અને યુવાનો ભાવનાશાળી હોવાથી ન કરવાનું કેટલુંય કરી બેસે છે.

જ્યારે આઝાદીનો જંગ ખેલાઈ રહ્યો હતો ત્યારે યુવાનોને આપણા નેતાઓ એક વાત શીખવતા હતા અને સરકાર સાથે ઝઘડો ન કરવાવાળા, રાજનિષ્ઠામાં દરેક જાતની સલામતી નિહાળનારાં મા બાપ અને સરકારી નોકરો યુવાનોને બીજી વાત શીખવતા હતા. આમાંથી કંઈક ઉચ્છૃંખલતા જરૂર આવી હશે. પણ, દેશના નેતા ત્યાગ અને બલિદાનની ઉજ્જ્વળ પ્રેરણા આપતા હતા એટલે એ જમાનામાં ચારિત્ર્યને નુકશાન ન થયું. ઊલટાનું ચારિત્ર્ય તેજસ્વી બન્યું. જે થોડાક યુવાનો બગડેલા તેની સંખ્યા ખૂબ ઓછી હતી. હવે એ આદર્શવાદના દિવસો નથી રહ્યા. હવે મતભેદ વધવા લાગ્યા છે. રાજકીય અને સામાજિક મતભેદ અને વાડાબંધી વધી જવાથી યુવાનોમાંય વાડાબંધી શરૂ થઈ છે. યુવાનોના માનસને ઉશ્કેરવું અને એમને જરૂરી રચનાત્મક કામ ન બતાવવું તે લોકોનો ચારિત્ર્ય-નાશ કરવાનો ઉત્તમ ઉપાય છે.

રાજ્યવ્યવસ્થામાં, સરકારી અને સાર્વજનિક સંસ્થાઓમાં વ્યવસ્થામાં ઢીલાશ હોવાથી પણ યુવાનોને કેટલીયવાર અધિકારીઓ સાથે ઝઘડવું પડે છે. લાંચ રુશ્વતને લીધે પણ દેશમાં અધિકારીઓ તરફ આદરને બદલે તિરસ્કાર વધવાનો ઝઘડો શરૂ થઈ ચૂક્યો છે. ગાંધીજીના દિવસોમાં જે રાષ્ટ્રસેવા અથવા સમાજસેવા ગણાતી તે આજના દિવસોમાં ઉચ્છૃંખલતા મનાય છે. સ્વરાજ્યના દિવસોમાં આવું થાય જ. કારણ કે લોકોના પ્રતિનિધિઓથી ચલાવાતું રાજ્ય લોકમાન્ય તો છે જ, એના દોષો ટાળવા ચર્ચા, ટીકા, સભા-સરઘસો અને લોકસભાની ચર્ચા થવી જ જોઈએ એવું કહેવાવાળો એક પક્ષ છે. પણ આ માર્ગની સ્વાભાવિક મર્યાદાઓ જોઈને કહેવું પડે છે કે સ્વરાજ્યના દિવસોમાં પણ સત્યાગ્રહને સ્થાન હોવું જોઈએ. ડગલે ને પગલે આજકાલ વિનાકારણ જે દુરાગ્રહો ચાલે છે તેને દર વખતે રોકવા જોઈએ. સરકાર ચલાવનારનો

હર્ષિદા પંડિત

# બાળકનું વ્યક્તિત્વ

માનસશાસ્ત્રમાં અમેરિકાની 'એમ. એસ.'ની પદવી લઈને હવે અહીં આવી પહોંચેલાં, ઊર્મિના વાચકોને જાણીતાં લેખિકા બાળમાનસ વિષે જે નવી લેખમાળા શરૂ કરવાનાં છે તેનો આ બીજો મણકો છે. 'બાળકોની દુનિયા' નામનો પહેલો મણકો ગયા નવેંબર અંકમાં આવી ગયો છે......

બાળકોને વ્યક્તિત્વ જેવું કંઈક હોય છે ખરું? એ વ્યક્તિત્વ જો હોય તો એનો વિકાસ સ્વતંત્ર રીતે થાય છે? મા-બાપ એમાં કઈ રીતે મદદગાર નીવડી શકે? અથવા બાળકોમાં પોતે સ્વતંત્ર રીતે પોતાના વ્યક્તિત્વનો વિકાસ સાધી શકે એવા ગુણો જન્મજાત રહેલા હોય છે કે બાળકોએ પોતાના વિકાસ માટે માત્ર વાતાવરણ પર જ આધાર રાખવો પડતો હોય છે? આવા અને બીજા અનેક પ્રશ્નો બાળકોના સંપર્કમાં આવનાર વ્યક્તિના મનમાં વહેલા મોડા ઊઠ્યા વિના નથી રહેતા.

ઉપરના પ્રશ્નોના જવાબ શોધવાનો અને એમાંથી ઉત્પન્ન થતા બીજા પ્રશ્નોને સંતોષવાનો પ્રયત્ન કરીએ એ પહેલાં એક વસ્તુ ખૂબ સ્પષ્ટતાપૂર્વક સમજી લેવી જરૂરી છે કે દરેક બાળક એ સ્વતંત્ર અસ્તિત્વ ધરાવતી વ્યક્તિ છે એ સત્ય આપણે સ્વીકારીએ છીએ, એટલે એનું આગવું વ્યક્તિત્વ પણ છે જ. આપણા સમાજમાં જ્યાં વસ્તીવધારાનો મૂંઝવતો પ્રશ્ન એટલું બધું ધ્યાન ખેંચી લેતો હોય છે કે બાળકોની માનસિક જિંદગી વિષે આપણે ઘણીવાર પૂરતું ધ્યાન નથી આપી શકતાં. પ્રાણીસૃષ્ટિ કરતાં માનવસૃષ્ટિ વધુ અટપટી છે અને આથી જ માનવબાળને વિકસતાં સહેજ વધુ વખત લાગે છે, એનો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસ સધાતાં સારો એવો ગાળો પસાર થઈ જાય છે, અને પોતાની માતા સાથેનો એનો સહવાસ બાળક જેમ જેમ મોટું થાય ને જેમ જેમ એનો માનસિક વિકાસ પ્રગતિ સાધતો જાય છે તેમ તેમ ઓછો થતો જાય છે. પાંચ વર્ષનું નાનું બાળક લો. હવે એને ખાતાં-પીતાં, હાજતે જતાં, કપડાં પહેરતાં, દોડતાં ને બોલતાં આવડી ગયું હોય છે. એ બાળમંદિરમાં પ્રવેશ કરીને બીજાં મિત્રો સાથે હળતાં-ભળતાં, લખતાં-વાંચતાં પણ ઝટ શીખી લે છે. એ બાળમંદિરમાં ભણતું હોય એ દરમિયાન પોતાની ખાસિયતોથી સૌને વાકેફ કરી દેતું હોય છે. એ બાળક બાળમંદિરમાંથી ઉત્તીર્ણ થઈને પ્રાથમિક શાળામાં, માધ્યમિક શાળામાં અને કોલેજમાં પણ ઉત્તરોત્તર

---

એ અધિકાર નથી. પણ તટસ્થ દેશપ્રેમી અને સમાજ હિતચિંતક લોકો પોતાના હકને યાદ કરીને નકામા સત્યાગ્રહો કરે તેનો વિરોધ જરૂર છે. પણ આપણી સરકાર સામે સત્યાગ્રહ થઈ શકે છે એ સિદ્ધાંતનો સ્વીકાર તો કરવો જ જોઈએ.

આ બધું છતાં કહેવું પડે છે કે આજકાલનાં યુવાનોમાં જે ઉચ્છૃંખલતા આવી ગઈ છે તેનો એક ઈલાજ એ છે કે દેશનો શિક્ષકવર્ગ પોતાના જીવનમાં વધુમાં વધુ સંયમ; સેવાપરાયણતા, ઊંચું ચારિત્ર્ય અને શિષ્યવત્સલતા કેળવે.

ગીતાનું કથન હંમેશ સાચું છે કે જેવું મહાન પુરુષોનું આચરણ હોય તેવું જ લોકોમાં ઊતરી આવે છે. મહાન પુરુષો જે આદર્શોને અપનાવે છે અને પોતાના જીવનમાં સ્થાપે છે તેનું જ અનુકરણ બધાં કરે છે. ગાંધીજીએ પણ આ જ સિદ્ધાંતનો સાર એક વાક્યમાં આપેલો—The masses follow the classes. એટલે જ કિશોરોનો પ્રશ્ન હોય કે પ્રૌઢોનો, પણ ઉપાય તો એક જ છે - શિક્ષકોએ, માબાપોએ, વડીલોએ અને સમાજના નેતાઓએ અંતર્મુખ થઈને મન શુદ્ધ કરવું જોઈએ અને સામાજિક જીવનના શિષ્ટમાન્ય નિયમોનું પૂરેપૂરી નિષ્ઠાથી પાલન કરવું જોઈએ.



પ્રગતિ સાધીને પ્રવેશ પામે છે. હવે એને એની જવાબદારીનું ભાન થવા માંડે છે. એ પોતાની જાતને ઓળખતું થાય છે અને સમાજ પાસેથી એની શક્તિઓની કદરની અપેક્ષા પણ રાખે છે.

ફ્રોઈડના મંતવ્ય પ્રમાણે વ્યક્તિત્વનો વિકાસ ક્રમવાર થયા જ કરતો હોય છે. ફ્રોઈડ ઘણીવાર એમ માનતા લાગે છે કે વિકાસની ભૂમિકાઓનો આધાર કયાં તો આનુવંશિકતા પર અને કયારેક વાતાવરણ પર રહેલો હોય છે. મોટા ભાગના અમેરિકન માનસશાસ્ત્રીઓ તો વાતાવરણ પર વધુપડતો ભાર મૂકે છે. આમછતાં નિરપેક્ષ રીતે જોઈએ તો બાળકનો વિકાસ બંને વસ્તુઓ પર આધારિત હોય છે. વળી ફ્રોઈડની માન્યતા પ્રમાણે તો બાળકમાં નાનપણથી જ જાતીય ભાવનાનો ઉદય થયેલો હોય છે અને એને શારીરિક સુખ સગવડ પ્રાપ્ત કરવાનું બહુ ગમતું હોય છે. આથી જ બાળક એના જીવનની શરૂઆતના મહિનાઓમાં ખૂબ નિષ્ક્રિય અને પરાવલંબી હોય છે. એને માત્ર પોતાની જાત પ્રત્યે જ પ્રેમ હોય છે. ફ્રોઈડના મત પ્રમાણે આ સ્વપ્રેમની ( Narcissistic ) અવસ્થા કહેવાય છે અને કેટલાક વખત સુધી આ સ્થિતિમાં જ એ રચ્યું-પચ્યું રહે છે. થોડો વધુ વખત પસાર થાય ત્યારે આજુબાજુ બીજા પણ માણસો રહે છે અને એ લોકો કાંઈક અવાજો કરે છે એવી કાંઈક સંવેદનાનો એને ભાસ થાય છે. અજવાળું, અંધારું અને અવાજોની પરખ એનામાં આ વખતે આવે છે. આમ છતાં એનું જીવન એટલું સરળ હોય છે કે એ પોતે નક્કી કરે છે કે રડવાથી એની બધી જરૂરિયાતો સંતોષાય છે અને કાંઈક પણ અગવડ પડે એટલે રડવાનું, એ જીવન-સિદ્ધાંત એ અપનાવે છે.

ધીમે ધીમે એનામાં સંવેદનાઓનો ઉદય થાય છે. એનું પોતાનું એની માતા કરતાં જુદું અસ્તિત્વ છે એનો ખ્યાલ આવે છે અને આત્મસંતોષ મેળવવા માટે એ એને ચાહે છે. પોતાની માતાની હસવાની ને બોલવાની ક્રિયાઓનું અનુકરણ કરવા અને એ દ્વારા માતા પ્રત્યેનો પ્રેમ વ્યક્ત કરવાનો એ સભાન પ્રયત્ન કરે છે. વિકાસની આ ભૂમિકાને તાદાત્મ્યતાની ભૂમિકા ( Stage of identification ) તરીકે ઓળખવામાં આવે છે. એ પોતે કોણ છે, આજુબાજુના વાતાવરણમાં એનું સ્થાન શું છે, એ શું કરી શકે એમ છે અને એનું શું મહત્ત્વ છે એ બધું શોધવાનો એ પ્રયત્ન કરે છે. આમ આજુબાજુની દુનિયામાં એ રસ લેતું થાય છે. પોતાના શરીર અને મન વડે એ દુનિયા તરફ દષ્ટિ ફેંકે છે. ઘરમાં ગોઠવેલી ચિત્રવિચિત્ર વસ્તુઓ તરફ એનું ધ્યાન દોરાય છે, એ વસ્તુઓને પકડવા એ મથતું બને છે. એનામાં કુતૂહલતાની ભાવનાનો ઉદય થાય છે. વાતાવરણમાંથી એને મળતી ઉત્તેજના પર એના પ્રતિયોગોનો આધાર રહે છે અને પોતાની જાતની ઓળખ અને જીવન પાસેથી એની અપેક્ષાઓ વિષેની એની દષ્ટિ કાંઈક કાંઈક વિકસવા માંડે છે. ખૂબ નાનપણની નકામી લાગતી ક્રિયાઓ અને એના અનુભવો બાળકના મન પર ઘેરી અસર મૂકી જતા હોય છે અને બાળક પોતાના મનમાં નક્કી કરી લેતું હોય છે કે એને શું કરવું ગમે છે ને શું નથી ગમતું.

હવે એ આનંદપ્રાપ્તિને ધ્યેય તરીકે સ્વીકારીને માત્ર બેસી નથી રહેતું, એ એની શોધમાં પ્રયત્નશીલ બને છે, એ એને આનંદ મળે એવી ક્રિયાઓ જરૂર વધારે પ્રમાણમાં કરે છે અને વાતાવરણ નીરસ હોય ત્યારે બંડ જરૂર જગાવે છે. હજુ પણ મો દ્વારા જ આનંદ મેળવવાની ભૂમિકામાં સફર કરતું હોય છે ને ખૂબ નાનપણમાં જેમ ચૂસવાની ક્રિયા દ્વારા એ પરમ આનંદ મેળવતું હતું તેને બદલે વસ્તુઓને કરડવાની ભૂમિકા હવે જીવનતખ્ત પર પ્રાધાન્ય ભોગવે છે. માતાના દૂધ દ્વારા પોષણ મેળવતાં અને શીશી દ્વારા ઉપરનું દૂધ પીતાં એમ બંને પ્રકારના બાળકોમાં કરડવાની ક્રિયા સરખા પ્રમાણમાં જોવામાં આવે છે. આ ક્રિયા દ્વારા બાળકો એમનાં વાતાવરણમાં રહેલાં વિકાસ વિરોધક તત્ત્વો સાથે લડવાની શક્તિનું આડકતરું સૂચન મોટેરાંઓને કરતાં હોય છે. વ્યક્તિત્વના વિકાસનું આ બીજું અંગ છે.

બાળકમાં જ્યારથી વ્યક્તિત્વના વિકાસનું આ બીજું અંગ ( aggression ) દેખાય છે તે પળે મોટેરાંઓએ પોતાના વર્તનને અને આજુબાજુના વાતાવરણને સુધારવાની થોડી જરૂર રહે છે. બાળકને ત્યારે એમ લાગે છે કે એની હાજરીનો સ્વીકાર બરાબર રીતે નથી થતો અથવા એ જ્યારે જ્યારે એના વ્યક્તિત્વના સ્વીકાર વિષે ઘોષણા કરવા પ્રયત્ન કરે છે ત્યારે એના પર દયા અને કેટલાક કિસ્સાઓમાં શિક્ષા જ બદલામાં મળે છે, એ જે કાંઈ ક્રિયા કરતું હોય ત્યારે સંપૂર્ણ બેદરકારી અને થોડાક કિસ્સાઓમાં જો વધારેપડતી અગત્યતા એને વરાવવામાં આવે, એની ક્રિયાને જો અવગણવામાં આવે કે મશ્કરીભરી રીતે મોટેરાંઓ તરફથી સ્વીકારવામાં આવે, નાનાં કે મોટાં ભાઈ-બહેનો સાથે એની સાચી કે ખોટી રીતે સરખામણી કરવામાં આવે, અથવા એનો જન્મ એવા ઘરમાં થયો છે જ્યાં સંપૂર્ણ વ્યવસ્થાનું સામ્રાજ્ય છે અને એને અવ્યવસ્થા ફેલાવવાનો જરાય અધિકાર નથી અથવા 'એની અવ્યવસ્થા જરાય ચલાવી લેવામાં નહિ આવે' એવા અધિકારી વર્ગ તરફથી હુકમો છોડવામાં આવતા હોય અને એનું એને ભાન થતું હોય ત્યારે બાળકની સ્થિતિ કફોડી થાય છે.

બાળમાનસના નિષ્ણાત લેખક નીલે એમના પુસ્તક 'Problem Family'માં સ્પષ્ટ લખ્યું છે કે ઘણીવાર માબાપો પોતે પોતાની ચિંતાઓ અને દુઃખોનું આરોપણ બાળકોમાં પ્રયત્નપૂર્વક કરે છે. એ એવાં કેટલાંક માબાપોના દાખલા આપે છે જેઓ પોતાની અતૃપ્ત મહત્ત્વાકાંક્ષાઓને પોતાનાં બાળકો પર લાદે છે અને બાળકોને પોતે શા માટે નિર્માયાં છે એ શોધી કાઢવાની તકો નથી આપતાં. આવાં વાતાવરણમાં બાળકોની સ્વ વિષેની કલ્પના ( self-image ) બહુ જ અસ્પષ્ટ રહી જાય છે અને બાળકો પોતાના અસ્તિત્વને પીછાની શકતાં નથી. એમનાં મનમાં ઊઠતાં ઘર્ષણોને નિર્મૂળ કરવામાં આવાં બાળકો ભાગ્યે જ સફળ બને છે.

કેટલાંક માબાપો પોતાનાં બાળકો અમુક ઉંમરે પહોંચે એટલે વારંવાર પોતાનાં બાળકોને ઉદ્દેશીને એમ કહે છે કે 'હવે તમે નાનાં નથી રહ્યાં કે આવું વર્તન દાખવો છો.' આવી જાતના ઉપદેશો બાળકના ખીલતા વ્યક્તિત્વ પર માઠી અસર પહોંચાડે છે. એક તો બાળકને આપણે તક જ નથી આપતાં કે એ પોતાની જાતને બરાબર સમજી શકે અને વધારામાં આપણે એની ખોટી સ્વત્વની કલ્પનામાંથી બહાર કાઢવા માટેના પ્રયત્નોમાં ઠપકાભરી ભાષાનો ઉપયોગ કરીને કહીએ છીએ. આવી પરિસ્થિતિમાં બાળક ગૂંચવાઈ જાય છે, એ નિરાશ થાય છે અને એનો ઉદ્વેગ વધી પડે છે. આજુબાજુની પરિસ્થિતિ પ્રેરક બળ પૂરું નથી પાડતી એટલે પોતાની જાત પ્રત્યે વધુ આકર્ષાય છે, પોતાની જાત વિષેનું મૂલ્યાંકન આંકવા એ ખૂબ મથે છે અને સંજોગોનો પ્રતિકાર કરવાની તાકાત એકઠી કરે છે. એની લાગણીઓ નિરાશાની થપ્પડો ખાઈને થાકી જાય છે અને બાળપણનું મુક્ત જીવન દરમિયાનમાં જ ઇચ્છાઓની ખેંચી ખૂટી જતાં વ્યક્તિત્વનો સર્વાંગી વિકાસ નથી થતો.

આવે વખતે સમજુ માબાપોની ફરજ એ છે કે બાળકને પરિસ્થિતિનું સાચું ભાન કરાવીને, એની જાતને એ સારામાં સારી રીતે ઓળખી શકે એવું સમર્થ બનાવવું, શક્ય એટલી સ્વતંત્રતા એને આપવી જ જોઈએ અને બાળક ઉપાડી શકે તે કરતાં વધારે પડતો ભાર કદીય ન લદાવો જોઈએ. જો ઉપરની હકીકતોને અવગણીએ તો જ બાળક પોતાનાના વિષે સ્પષ્ટ ખ્યાલ ધરાવતું નથી બની શકતું, વધારેપડતું પરાવલંબી બને છે અને સમાજવિરોધી બને છે. આવી અનિચ્છનીય ખાઈઓમાં પડતું પોતાના બાળકને બચાવવું એ પ્રત્યેક માબાપની ફરજ છે અને એને માટે લેવા પડતા ઉપાયોમાં એક ઉપાય બાળકના સ્વમાનની ભૂલેચૂકે પણ હાનિ ન કરવી એ છે. બાળકને જ્યાં જરૂર પડે ત્યાં ને જ્યારે જરૂર પડે

'પુ-શુ-તાન'

# બર્ચ જાદુગર

જગતના જાદુગરોનાં જીવનચરિત્રો ઊર્મિના વાચકો માટે તૈયાર કરતા આ લેખના લેખકનું સાચું નામ છે શ્રી પુરુષોત્તમ સંઘવી. જાદુકળાની અનુયબીજરી તાલીમ પામીને તેમણે તાલીમબાજ તરીકે 'પુ-શુ-તાન' નામ રાખ્યું છે જે નામથી જ લેખો લખી પોતાની જાતને ઓળખાવે છે. આ લેખ પણ એક વધુ ઈલ્મકારનો પરિચય આપે છે......

યંત્રશાસ્ત્રની તાલીમ આપીને પુત્રને નિપુણ બનાવવા ઇચ્છતાં મા-બાપની તમન્નાનું ફળ બર્ચ થઈ શકે તેમ નથી એની એમને જાણ થતાં થતાં એક મહાન જાદુગર થવા સર્જાયેલો બર્ચ અઢાર વર્ષની ઉમ્મરને આરે પહોંચી આવ્યો હતો. પણ નવા જ ખરીદેલા રેશમી વાદરીવાળા ભૂખરા ચમકતા જોડા જોડે મા-બાપની આકાંક્ષાઓનો પણ ભૂક્કો કરી દેવાનું મુહૂર્ત તો એણે અગિયાર વર્ષની વયે પહોંચતાં જ કરી નાખ્યું હતું !

એક જામેલા ચોમાસાના વરસતા વરસાદને દિવસે નવા જ ખરીદેલા કિંમતી ભૂખરા જોડા એધ્યાનપણે પહેરીને સ્ટેશન સુધીનો દોઢ માઈલનો ભરચક કાદવ ખૂંદી, ગાડીમાં બેસીને ઓહીઓ પહોંચનાર આ દશેક વર્ષના અમેરિકન બચ્ચા બર્ચનું ધ્યાન ક્યાં પહોંચ્યું હશે ! દોડતી ગાડીની બારીઓમાંથી સરી જતા સંખ્યા-બંધ દશ્યોની આરપાર એ શું જોતો હશે ?

બર્ચનું નિશાન આ શહેરનું જે છબીઘર હતું ત્યાં તે દિવસે જાદુનો ખેલ થવાનો હતો. પણ એ ત્યાં પહોંચ્યો ત્યારે તમાશાના આરંભને ખાસ્સા બે કલાકનો સમય હતો. જે એણે બગલાની પેઠે એક પગ થાકે ત્યારે બીજા ઉપર ઊભીને જાદુના તમાશાના ત્યાં ચીટકાડવામાં આવેલ એક ભીંત-ચિત્ર જોવામાં વીતાવી દીધો હતો !

આટલો ઊંડો રસ ધરાવનાર બર્ચનું એ વખતે જાદુની કળાનું જ્ઞાન કેટલું હશે ? વીતેલા વર્ષની નાતાલ વખતે તેના મોટાભાઈને કૌશલકળાનાં પ્રાથમિક સાધનોની એક નાનકડી પેટી ભેટ મળી હતી. પણ એને એમાં રસ ન પડવાથી આ ભાઈસાહેબને હાથ આવી હતી એમાંથી મળેલું જ્ઞાન જ એ વખતનો એનો ભંડાર હતો ! પણ એની ખુમારી ગજબ ! પડદો ઊંચકાવા પહેલાંની દશ મિનીટ તો એણે ખુરશીની ધાર ઉપર જીરાફ જેવી ઉત્કંઠ અવસ્થામાં વીતાવી હતી.

બર્ચને મરસીયા જેવું લાગતું મધુર સંગીત છેવટે પૂરું થયું અને પડદો ઊંચકાયો—રંગમંચ આડેથી આવરણ ખસી ગયું, અને ત્યાં દેખાયો હેવાર્ડ થર્સ્ટન ! જાદુની દુનિયાનો આલમગીર ! અને એની પાછળ ચમત્કારોનો ફાફ્લો ! વણથંભ પરંપરા ! એક જુઓ અને બીજું ભૂલો ! પણ જાણે પ્રવાહ અટકે જ નહિ ! માછલીઓ સાથે પાણીભરેલાં કુંડાં આ ક્યાંથી આવે છે ? અરે ! આ બાળાને હવામાં અધવચ્ચે જ પોઢાડી દીધી કે શું ? આ બધું જોતો બર્ચ મોઢામાં આંગળાં નાખીને સ્તબ્ધ થઈ ગયો છે ! એવામાં જાદુગર થોડાં કબૂતરોને ગાયબ કરી દે છે અને પછી તરત જ પક્ષીઓને પકડવાની હાથમાં જાળ લઈ આવીને ગજબ હલકભર્યા અવાજથી બોલતો સંભળાય છે. 'પક્ષીઓને હવે હું પરમાણુઓમાંથી પકડી પાડીશ' આ શબ્દો સાથે જ ખરેખર શૂન્યમાંથી પકડતો હોય તેમ આ મહાન જાદુગર થર્સ્ટન એક પછી એક કબૂતરોને પકડી પાડે છે !

આ બે ત્રણ કૃતિઓ તો બર્ચના દિલમાં કાયમને માટે

ત્યારે પ્રકાશ બનાવીને જરૂરી માર્ગદર્શન આપવાની પણ તૈયારી દરેક મા-બાપે રાખવાની જ છે. બાળકના સર્વાંગી વિકાસ માટે મા બાપો પ્રેરક વાતાવરણ નહિ સર્જે તો બીજું કોણ સર્જશે ?







કોતરાઈ જ ગઈ! કૃતિના ચમત્કારિક અંશ કરતાંય તે વખતે બોલાતા શબ્દો, એનો રણકો, કહેવાની છટાભરી રીત તથા પ્રેક્ષકોની પ્રશંસાએ એના ઉપર ઊંડી અસર કરી. જડ રોપાઈ ગઈ!

ખેલ પૂરો થયો કે તરત જ ગાંડો થયેલો આ બાળક દોડ્યો અને રાત્રિના બીજા તમાશાની ત્રીજી હારની વચ્ચે બેસવાની ટિકીટ કપાવી લીધી. પછી નેપથ્યમાં થર્સ્ટનને મળવા ગયો. આ ભલા જાદુગરે એક વધારે ખેલની પ્રવેશપત્રિકા ભેટ આપી.

આમ ભવિષ્યના એક મહાન જાદુગર બર્ચે પ્રથમ તમાશો થર્સ્ટનનો જોયો હતો. ત્યાર પછી બીજો ખેલ એને લોરેન્ટ નામના જાદુગરનો જોવા મળ્યો. આ જાદુગર પ્રથમ પાંચ મિનીટમાં એટલા બધા ખેલ અને એટલી ઝડપથી કરતો કે બાકીનો સમય જોનારા બધા બની જતા.

ઉચ્ચ શિક્ષણ પૂરું કરીને સત્તર વર્ષની વયે એક ઉનાળાની સંધ્યાથી હવે યુવાન થયેલા બર્ચે પોતે જાહેરમાં તમશાઓ કરવાનો આરંભ કરી દીધો. એ વખતના તેનાં સંપૂર્ણ સંધ્યા પ્રદર્શનના પૂર્વાર્ધમાં જે બે કન્યાઓ તેને સાથ આપતી તેઓ જ ઉત્તરાર્ધ મધુર ગીત સંગીત પીરસીને પૂર્ણ કરતી હતી. શરૂઆતમાં ખેલ સારા જતા પણ આર્થિક રીતે તો નિષ્ફળતા જ મળતી. પછી ધીમે ધીમે એને ફાવટ આવવા લાગી.

આ જાદુગરના સંપૂર્ણ સંધ્યા પ્રદર્શનની ઇન્દ્રજાળ તથા કૌશલની કૃતિઓ જુદા જુદા સ્વતંત્ર ઝુમખાઓમાં વહેંચાયેલી હોવાથી એ નાનાં કાર્યક્રમમાં પણ સરસ આપી શકતો હતો. રેલ્વેના સમયપત્રકની અનુકૂળતાએ પોતાની સાધન સામગ્રી ખોલવા સંકેલવાની ખટપટમાંથી મુક્ત કરવા એણે એક બોજ–વાહક મોટર ખરીદી લીધી હતી અને એમાં જ એ એકથી બીજે ગામ સરળતાથી ફરતો. શ્રીમતી બર્ચ એને મોટરમાં સાથ આપતી, તમાશામાં સંગીત પૂરતી અને જીવનમાં સહચરી બની રહેતી. કદાચ તેથી જ એનો સંપૂર્ણ તમાશો એકથી બીજા છેડા સુધી સુરમ્ય પ્રવાહ જેમ વહી જતો.

બર્ચ હસ્તકૌશલ્ય કરતાં ચતુરાઈનાં સાધનો વડે ઓછા પરિશ્રમથી કુશળતા દેખાડતો હતો. અને હુડીનીએ બહાર પાડેલો નિયમ 'અસામાન્ય શક્તિ ધરાવતો માણસ' પાળતો હતો અને એ રીતે જ પોતાને ઓળખાવતો. આ કામ ઘણું કઠણ છે. આ વેશ ભજવવા માટે અભેદ્ય રજુઆત થવી જોઈએ. કળા ઉપર સ્વામીત્વ મેળવવું જોઈએ.

બર્ચની સંખ્યાબંધ ચમત્કૃતિઓમાં ખાસ ધ્યાન ખેંચે એવી આ રહી: અદૃશ્ય કરેલી ચકલી વીજળીક દીવાના પોટામાં પકડી પાડવી, બતક કબૂતરોને સ્થળાંતર કરી દેવાં, ટટ્ટુને આકાશમાં ઓગાળી દેવો, રમકડાનાં ઘરમાંથી રમનારી બાલિકા પ્રકટ કરવી, જીવંત બાલિકાના ચાર કકડા કરી નાખવા તથા અકબંધ પટારામાંથી મુક્ત થઈ જવું.

કોઈ વિરલ જાદુગરને સહજ હોય એટલી સરળતાથી રંગમંચ ઉપર આવતી પ્રેક્ષકોની સમિતિ સાથે એ કામ લેતો અને કામ અપાવતો.

આ જાદુગરના સંપૂર્ણ તમાશામાંથી એક જ માત્ર વિભાગ, રેશમના રૂમાલની પરંપરા જોવાથી જ ખરીદેલી ટિકીટ વસૂલ થઈ જતી. પણ પછી પોતાની ટોપીમાંથી એ જ્યારે કાગળનાં ફીંડલાં અને ફૂલનો હુમલો કરતો ત્યારે પ્રેક્ષકો જોઈ જ રહેતાં—એની પ્રત્યેક ક્રિયાઓ અક્રિયાઓ જોવા જેવી હતી.

કાળી ઊંચી દિવાલની અમેરિકન ટોપી આ જાદુગર ખાલી બતાવેલા જમણા હાથેથી ઊંચકીને ટોપીને પણ ખાલી બતાવતો ડાબા હાથમાં લે છે એટલી વારમાં એમાં આટલાં બધાં ફૂલ ક્યાંથી? પ્રગટાવેલાં ફૂલ ઠાલવવા માટે કલાકારનાં ઈશારા સાથે પડખામાંથી કોઈ સહાયક ટોપલી લઈને આવે છે. ટોપીમાંના ફૂલ ટોપલીમાં ઠલવાય છે. એમ કરવા જતાં

સ્વચ્છ રંગમંચ ઉપર એક બે ફૂલ વેરાઈ જાય છે—ટપકી પડે છે. પોતાની થયેલી ભૂલ તરફ જોતો હોય તેમ આ જાદુનો અભિનેતા એ ફૂલ તરફ જુએ છે, અને પછી સહેજ વાંકો વળીને જમણે હાથે ઊંચકવા જતા ડાબા હાથમાંની ટોપી સહાયકે ધરી રાખેલી ટોપલી નજીક લાવે છે. આ બધું એટલું સહજ થાય છે કે શું થાય છે તેની કોઈને ખબર પડતી નથી. એજ ટોપીમાંથી હવે જાદુગરે કરેલો ફળફૂલનો ઢગલો તમાશબીનો ચકિત થઈને જોઈ રહ્યા છે.

આકઝમાળ વગરના સાદા દેખાવમાં આવેલી ટેપલી ટોપીને ક્યારે અને કેમ સહાય કરે છે, કેવી હાલતમાં આવી હતી અને કેમ ક્યારે ચાલી જાય છે એ બધું હજારો તમાશબીનોની તાકેલી આંખો સામે જ બને છે છતાં કોઈ દેખી નથી શકતું! જાદુગરી એ નજરબંધી નથી. ચતુરાઈની કળા છે. ટોપીમાંથી ઢગલો થઈને નીકળી પડેલાં સુરંગી ફૂલ અને રસભર ફળ ખરું પૂછો તો જાદુગર બર્ચની કૌશલકળાનાં ફૂલ હતાં, ચતુરાઈનાં ફળ હતાં.

સંપૂર્ણ સફળતા માટે કળાની ધંધાદારી બાજુનો વિકાસ પણ એટલો જ જરૂરી હોવાનું માનતા અને પોતાને જાદુગર બર્ચ તરીકે ઓળખાવતા આ કલાકારનું મૂળ નામ છે મેકડોનાલ્ડ બર્ચ.

પોતાનું નાનપણ યાદ આવી જતાં ઘણી વખત બર્ચ સંતોષપૂર્વક કહે છે: 'મને આનંદ થાય છે કે યંત્રશાસ્ત્રી ન બનતાં હું જાદુગર થયો. જાદુની કળાએ મને સંખ્યાબંધ ભૂખરા ચળકતા જોડાની જોડીઓ અપાવી છે.



## સાભાર પ્રાપ્તિ-સ્વીકાર

**જન્મભૂમિ પંચાંગ (સં. ૨૦૧૫)**: પાનાં ૨૦૭. રૂ. ૧/૭૫. જન્મભૂમિ પ્રકાશન મંદિર, ઘેધારસ્ટ્રીટ, મુંબઈ, ૧. **ઉત્તરાપથ**: રમેશનાથ ૨. ગૌતમ. પાનાં ૩૪૩. રૂ. ૪/— **સંક્ષિપ્ત ભરત-નાટ્યશાસ્ત્ર**: અનુ૦ કેશવરામ કા. શાસ્ત્રી. પાનાં ૨૦૫. રૂ. ૩/— **અભિનેય નાટકો**: ડૉ. ધીરુભાઈ ઠાકર. પાનાં ૨૫૫. રૂ. ૪/— —ત્રણેયના પ્રકાશક: મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **અભિનવ રામાયણ**: 'સંતબાલ'. પાનાં ૩૬૨. રૂ. ૨/૫૦. **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**: પાનાં ૧૦૪ રૂ ૦/૩૭. —બન્નેના પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **સંગીત સાંભળવાનો આનંદ**: વિનાયક પુરોહિત. પાનાં ૩૬. રૂ. ૦/૪૦. **વાયદાનો વેપાર**: બાપાલાલ દેશી પાનાં ૩૬. રૂ. ૦/૪૦.—બન્નેના પ્રકાશક: પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **સ્મૃતિ પ્રસંગો**: પ્રાણશંકર સોમેશ્વર જોશી. પાનાં ૨૦૨. રૂ. ૫/— દક્ષિણ આફ્રિકા સાહિત્ય મંદિર, રાજકોટ. **સોવિયેત સંઘે ઉકેલેલી ખેત સમસ્યા**: ડી. એસ. પોલ્યાકોવ. પાનાં ૭૮. રૂ. ૦/૨૦. સોવિયેત દેશ કાર્યાલય, મુંબઈ, ૮.



દેશભરમાંનાં ઘરબાર વગરનાં માણસો માટે કેન્દ્રસ્થ સમાજ કલ્યાણમંડળ આશ્રયસ્થાનો સ્થાપવાનો વિચાર રાખે છે. જેમાં પ્રત્યેકમાં ૫૦૦ માણસોનો સમાવેશ થઈ શકે એવાં બે નિદ્રાસ્થાનો (ડોર્મિટરી) બાંધવા માટેની પણ એક દરખાસ્ત છે.

વ્યક્તિદીઠ છ નવા પૈસાની નજીવી ફીમાં રાત્રે ૭૦ થી ૮૦ માણસો આવાં કેન્દ્રોમાં પૂરી પાડવામાં આવેલી સવલતોનો લાભ લઈ શકશે. અખબારો, સામયિકો, કેરમ બોર્ડ વગેરે મનોરંજન અને રમતનાં સાધનોની ત્યાં જોગવાઈ કરવામાં આવશે. પ્રાર્થના, પંચાયતની સભાઓ, સામૂહિક ભોજન વગેરે કાર્યક્રમો પણ રાખવામાં આવશે. સ્નાન, મનોરંજન, શિક્ષણ વગેરેની પૂરતી સગવડોની જોગવાઈ કરાશે. હુન્નરની તાલીમ માટે માગ હશે તો તેવી તાલીમ પણ આપવામાં આવશે. જો જરૂરત જણાશે તો 'નહિ નફો નહિ ખોટ'ના ધોરણે પૌષ્ટિક અને સસ્તું ભોજન પૂરું પાડવા માટેનાં સહકારી રસોડાં પણ શરૂ કરવામાં આવશે.

ઈશ્વર પેટલીકર

# હું જવાબદાર ખરો ?

સમસ્યાઓ ઉકેલવા જતાં ઉકેલનાર કેટલીકવાર કેવી ગજબનાક સમસ્યામાં અટવાઈ જાય છે તેનો આ પ્રસંગ એક સરસ પુરાવો છે. સામાજિક રૂઢિઓનાં બંધનો દૃઢનિશ્ચયીઓમાં પણ કેવું ગજબનું પરિવર્તન લાવે છે! આપણા સમાજમાં રૂઢિની જડતા હજુ પણ કેવી ભયાનક છે!...

લગ્ન પછી બીજે જ વર્ષે સુધાબહેન વિધવા થયાં. વિધવા થનારને કેવળ આઘાત થયો એવું નહિ, પણ સમાજના રૂઢિરિવાજ પાળતાં વ્યવહારિક માબાપને પણ એટલો ભારે આઘાત થયો કે, દીકરીનું પુનર્લગ્ન થવું જોઈએ એમ માનતાં થયાં. એ પોતે સુધારક ન હતાં, પરંતુ વાત્સલ્યે એમને રૂઢિભંજક બનાવ્યાં હતાં. છતાં એમનામાં એટલી હિંમત ન હતી કે જેમ સુધાબહેનનું પ્રથમ લગ્ન એમણે ગોઠવ્યું હતું તેમ એ પુનર્લગ્ન માટે યોગ્ય યુવકની ભાળ મેળવે અને ઘરઆંગણે દીકરીનું પુનર્લગ્ન ગૌરવભેર ઊજવી શકે. એમણે સ્નેહીઓને ખાનગીમાં કહી દીધું કે સુધા જો એની મેળે પુનર્લગ્ન કરી લેતી હોય તો અમારો વાંધો નથી.

દીકરી અને મા-બાપ, રંગૂન જેવા મોટા શહેરમાં રહેતાં હતાં. દીકરીને સમાજમાં હરવાફરવાની છૂટ હતી. વિધવા છતાં કોઈ બંધન ન હતું. પરંતુ મધ્યમ વર્ગના સમાજમાં સ્ત્રીને છૂટ હોય તો પણ એને સ્ત્રીઓ સાથે હરવાફરવાની તક મળે છે. પુરુષવર્ગ સાથે એનું કોઈ કાર્યક્ષેત્ર હોતું નથી એટલે એની સાથે એ સ્વાભાવિક રીતે હળી શકતી નથી. આમ સુધાબહેનની પુનર્લગ્ન કરવાની ઈચ્છા હતી છતાં એવા કોઈ યુવકના પરિચયમાં એ આવ્યાં ન હતાં કે એ પરણી શકે. સ્નેહીઓને એવો કોઈ યુવક ભાળમાં ન હતો કે રૂઢિ તોડીને એ વિધવા સાથે લગ્ન કરવા તૈયાર થાય.

એક સ્નેહીએ સુધાબહેનની હકીકત મને જણાવી અને કોઈ લાયક યુવક મેળવી આપવા ભલામણ કરી. એ સ્નેહીએ વિશેષમાં જણાવ્યું હતું કે યુવક જ્ઞાતિનો જોઈએ!

સ્વતંત્ર રીતે કમાતા ત્રણ યુવકોના પત્રો હતા. તેમાંથી એક યુવકનું ભણતર ઓછું હતું અને મધ્યમસરનું કુટુંબ લઈને બેસી શકે તેવો પગાર ન હતો. બીજા ભાઈની કમાણી મધ્યમસરની હતી, પરંતુ જે લાઈનમાં એ નોકરી કરતા હતા તે સુધાબહેન અને એમનાં મા-બાપને પસંદ ન હતી. બાકી રહ્યા ત્રીજા યુવક. એ ભાઈ વિધુર હતા. ચોવીસપચીસ વર્ષના નવજુવાન હતા. પ્રથમ પત્નીનું એકેય સંતાન ન હતું. એ ભાવનાશીલ હતા કે હું વિધુર છું. એટલે વિધવાને પરણવાનો મારો ધર્મ કહેવાય. તેમાંય કોઈ લાયક બહેન એવી તૈયારી બતાવતાં હોય ત્યારે તો એ ધર્મ આપદ્ધર્મ બની રહેવો જોઈએ.

એ ભાઈ મને મળ્યા. એમની ઈચ્છા જણાવી. ભાવના જણાવી. એ સ્વતંત્ર વેપાર કરતા હતા. એટલે બધી રીતે યોગ્ય હતા. મેં એમને પૂછ્યું: 'તમારાં મા-બાપ કેવા વિચારનાં છે?'

યુવક: 'એ તો સમાજના ચાલુ રિવાજમાં માનનારાં છે. એ કોઈ રીતે આમાં સંમતિ ન આપે.'

હું: 'તમારા આ જાતના વિચારો એ જાણે છે?'

યુવક: 'ના.'

હું: 'તો પ્રથમ તમારે એમને તમારા આ પગલાની જાણ કરવી જોઈએ.'

યુવક: 'તો તો એ વિરોધ કરે. એ વસ્તુ ઠેઠ સુધી છાની રાખવી એમ હું માનું છું.'

હું: 'માબાપનો વિરોધ તમે સહી નહિ શકો એવી બીક છે?'

યુવક: 'બીક તો નહીં પરંતુ જ્યારે ખાતરી હોય કે એ કોઈ ઉપાયે સંમતિ આપવાનાં નથી ત્યારે આગળથી જાહેર કરીને ઘરમાં કંકાસ શું કામ ઊભો કરવો? બની ગયા પછી એ પોતે જાણે તેમાં વાંધો પણ શો છે?'

હું : 'વાંધો એટલો જ કે જ્યારે આપણે કોઈ સાહસ કરવા નીકળીએ ત્યારે આપણી શક્તિનો ક્યાસ કાઢવો જોઈએ. આજે તો તમે એમ માનો છો કે એ પગલું ભર્યા પછી મા-બાપ વિરોધ કરશે તેને હું પહોંચી વળીશ. પરંતુ માનો કે મા-બાપે એવું ઉગ્ર પગલું ભર્યું, કે જેની તમને કલ્પના પણ ન હોય, તે વખતે તમને પસ્તાવો થાય કે મેં આવું ઉતાવળિયું પગલું ક્યાં ભર્યું, તો એ પસ્તાવાનો ભોગ થવું પડે પરણનારને. અજ્ઞાત રીતે, ખ્યાલમાં ન આવે તેમ રોષ પણ એના ઉપર ઊતરે, એમાંથી બન્નેનાં મન ઊંચા થઈ જાય. કલેશ ઘર કરે તો સુધારો સુધારાની જગાએ રહે અને એ પગલું જ બન્નેના દુઃખનું મૂળ થઈ પડે. એટલે આવું સાહસ કરતાં પહેલાં જે ભય હોય તે ઓળંગી જઈને ધ્યેય ઉપર પહોંચવું એ મુશ્કેલ છતાં સીધો રસ્તો છે. એ રીતે મારું માનવું છે કે તમારે પ્રથમ માબાપને તમારી ઇચ્છા જાહેર કરવી.'

યુવક હસીને બોલ્યો : 'સમજ્યો; મારું પાણી માપવાની તમારી ઇચ્છા છે.'

હું : 'ઊંડા પાણીમાં ઊતરતા હોઈએ ત્યારે સહીસલામતી માટે પાણી માપવું જરૂરી નથી?'

યુવક : 'મને બિલકુલ વાંધો નથી. પરંતુ એનો અર્થ એવો તો નથી ને કે મા-બાપની હું સંમતિ ન મેળવી શકું ત્યાં સુધી પગલું ન ભરી શકું?'

હું : 'બિલકુલ નહિ, ફક્ત એમને એવું ન લાગવું જોઈએ કે દીકરાએ એમને અંધારામાં રાખ્યાં; અમે જાણ્યું હોત તો એને કોઈ ઉપાયે પગલું ભરવા ન દેત. ભવિષ્યમાં તમને પણ પસ્તાવો ન થાય કે છાનું પગલું ભર્યું તે ખોટું કર્યું.'

અઠવાડિયા પછી મહેન્દ્ર આવ્યો. એના મોં ઉપરની તેજી જોતાં હું સમજી ગયો કે એ અડગ છે.

મેં પૂછ્યું : 'કેમ શું બન્યું?'

મહેન્દ્ર : 'બીજું શું બને? મેં કહ્યું હતું એમ માતાપિતાએ વિરોધ ઊભો કર્યો. બા તો દલીલને બદલે રડીને જ મને ઢીલો કરી નાખવા માગતી હોય તેમ હું ઘેર હોઉં તેટલો વખત રડ્યા જ કરે.' અને ખિસ્સામાંથી પત્ર કાઢીને મારા હાથમાં મૂકતાં એણે ઉમેર્યું : 'મારી મોટી બહેનને મેં પત્ર લખ્યો હતો, એણે હિંમત આપતાં સરસ પત્ર લખ્યો છે. મા-બાપનો વિરોધ હશે તો પણ પોતે ભાઈને પડખે ઊભશે તેમ એણે બહેન તરીકેની ફરજ જાહેર કરી છે.'

હું : 'સુધાબહેનને જણાવી દઉં કે મહેન્દ્રભાઈ મક્કમ છે?'

મહેન્દ્ર : 'ખુશીથી.'

હું : 'પંદર દિવસ પછી તમે મને પાછા મળજો.'

મહેન્દ્ર : 'કેમ? તમને શંકા છે કે હું હિંમત હારી જઈશ?'

હું : 'શંકાની વાત નથી. પરંતુ માબાપ પક્ષે વિરોધ હોય ત્યારે શું બને છે તે મારે જાણવું જોઈએ ને?'

મહેન્દ્ર : 'એટલે તમે પંદર દિવસ પછી સુધાબહેનને પત્ર લખશો?'

હું : 'ના, એ તો આજે જ લખું છું.'

જવાબમાં સ્નેહીનો પત્ર આવ્યો કે 'મહેન્દ્રની દરખાસ્ત આવી છે ત્યારથી સુધા ખુશમિજાજમાં છે. અહીં મહેન્દ્રના કુટુંબના બે-પાંચ જણ છે તેનો પણ અભિપ્રાય પડ્યો છે કે એ સર્વ રીતે લાયક છે. સુધાની એકેએક હિલચાલમાં ઉમંગ છે અને દેશમાં આવવાની અધીરાઈ પણ છે. માટે આ પ્રશ્નને વધુ ન લંબાવતાં જેમ બને તેમ જલદી પતાવી નાખો તો સારું.'

પંદર દિવસ પછી મહેન્દ્ર પાછો આવ્યો. એનાં પગલાં ઉપરથી હું વર્તી ગયો કે એ હિંમત હાર્યો નથી, છતાં મેં પૂછ્યું : 'કેમ સિંહ કે શિયાળ?'

મહેન્દ્ર : 'તમને શું લાગે છે?'

હું : 'માબાપનો વિરોધ કેવો છે?'

મહેન્દ્ર : 'પરાકાષ્ઠાએ પહોંચ્યો છે. બધા સમજાવવા

પ્રયત્ન કરે છે છતાં હું માનતો નથી એટલે એમણે એવો કંકાસ માંડ્યો કે ઘરમાં ઊભા રહેવું મારે માટે પીડારૂપ થઈ પડ્યું છે. મોટી બહેને સંમતિ આપી છે એ જાણતાં એને ઘેર આવવા પિતાએ લખ્યું એટલે જવાબમાં એણે જણાવ્યું કે હું ઘેર આવીને તમને મદદરૂપ થઈ શકું તેમ નથી એટલે છેલ્લા હથિયાર તરીકે બા જુવાન દીકરો મરી ગયો હોય તેમ છેડો વાળીને બેસે છે.'

હું : 'મન સમડગ તો નથી થતું ને?'

મહેન્દ્ર : 'ના. પરંતુ હવે થાય છે કે આ માનસિક તાણનો અંત લાવવો જોઈએ. આ વસ્તુ લંબાવવાથી મગજ ઉપર બધાને નાહક બોજો પડે છે. માબાપ જ્યાં સુધી આ નહિ પતી જાય ત્યાં સુધી ત્રાગું ચાલુ રાખશે. મારી વિનંતી છે કે જલદી પતી જાય તેવું કરો.'

હું : 'આજે જ તાર કરું.'

મહેન્દ્ર : 'સરસ. જણાવી દો કે પહેલી જ સ્ટીમરમાં આવવા નીકળે.'

હું : 'સારું.'

મહેન્દ્રનાં મા-બાપે જ્યારે જાણ્યું કે હવે છેલ્લું પગલું બાકી છે, છોકરીને બોલાવવા તાર પણ કરી દીધો છે, ત્યારે એમણે છેલ્લો હલ્લો શરૂ કર્યો. દીકરીને તેડી મંગાવવા એક સ્નેહીને મોકલ્યો. દીકરીએ માન્યું કે આવી સ્થિતિમાં ભાઈને હિંમત આપવા પણ પોતાને જવું જોઈએ. મોટી બહેન આવી હતી તો હિંમતભેર પણ બાએ એના આવતાં જે ધધડાવીને પોક મૂકી કે દીકરીનું હૈયું માની લાગણીથી હચમચી ગયું. બાને સમજાવવાની વાતો તો ક્યાંય ગઈ પણ એનાં આંસુય ખાળ્યાં ન ખળ્યાં. માને છાની રાખવા યત્ન એણે કર્યો તો માએ સંભળાવ્યું કે, 'હું શી રીતે છાની રહું? દીકરો ધરતું નાક કાપવા બેઠો; દીકરી થઈને તું એમાં ટેકો આપવા તૈયાર થઈ. તું એમ જાણતી હોઈશ કે હું રડીને રહીશ, પણ જ્યાં મહેન્દ્ર એ છોકરી સાથે ફેરા ફર્યો કે હું જીવ ન કાઢી નાખું તો કહેજે!'

મોટી બહેન ડગી ગઈ એટલું જ નહિ, પણ એણે મહેન્દ્રને પણ ડગાવી દીધો. મોટો ભાઈ અકાળે અવસાન પામ્યો હતો. આમ મોટો દીકરો મા-બાપને સુખ આપે તે પહેલાં પ્રભુએ બોલાવી લીધો, અને બીજા દીકરાને જાકારો આપી મા પ્રાણ છોડવા તૈયાર થઈ. બહેને મહેન્દ્રને વીનવ્યો. મા-બાપની આંતરડી કકળાવીને તું લગ્ન કરીશ તો સુખી નહિ થાય. બા આટલી હદે જશે તેની મને ખબર ન હતી. છેવટ સવાલ આવ્યો : 'છેલ્લી ઘડીએ હવે ના પાડવી તેનું શું?'

બહેને કહ્યું : 'તમને સંકોચ થતો હોય તો હું ના કહેવા જાઉં. બે કડવાં વેણ ભીરુપણાને લીધે કહેશે તો સાંભળી લઈશ. સુધાબહેનને આઘાત લાગશે તે બદલ એમની માફી માગતો પત્ર લખી આપીને આવીશ.'

જે બહેનની હિંમતની મહેન્દ્રને હૂંફ હતી એ જ એને નાહિંમત કરવા લાગી. બા અત્યાર સુધી રડીને—કજિયો કરીને રહી હતી. બહેને તો પક્ષકાર તરીકે આગ્રહનો અત્યાચાર શરૂ કરી દીધો. છેવટ મહેન્દ્રને વાતાવરણે ડગાવી દીધો.

મહેન્દ્ર મારી પાસે આવ્યો. એનું નિસ્તેજ મોં જોતાં જ મને ધ્રાસકો પડ્યો. એની પણ મારી સામે નજર માંડવાની હિંમત ન હતી. વાત કરતાં એની આંખમાં આંસુ હતાં. જાણે છેલ્લી ઘડીએ હિંમત હારવા હું એને આગ્રહ કરીશ એમ માની લઈને એણે કહ્યું : 'છેલ્લી ઘડીએ ના પાડતાં મને શું દુઃખ થાય છે તે હું જ જાણું છું. પણ મને આગ્રહ કરીને શરમાવશો નહિ.'

લોઢાનું સાવ પાણી ઊતરી ગયું હોય તેવી મહેન્દ્રની દશા જોઈને હું એને આગ્રહ ન કરી શક્યો.

સુધાબહેન અહીં આવવા ન નીકળે, એવો તાર હું કરવા બેઠો ત્યારે એ તાર વાંચતાં આઘાત સાથે સુધાબહેન પાષાણમૂર્તિ બની જશે એ ભય જ મને બીવડાવી રહ્યો હતો. પરંતુ પ્રભુ દરેક વખત આનં-



**ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી**

# બાળક

ઊર્મિના ગયા માસના અંકમાંનો લેખ 'ગર્ભાધાન' વાંચ્યા પછી સહેજે તે પછીની પ્રક્રિયા જાણવાની દરેકને ઇચ્છા થાય જ. આ અભ્યાસુ લેખમાં આપણને બાળક વિષે તેના જન્મ પછીની પ્રક્રિયાનો સુંદર ખ્યાલ મળે છે જે દરેકને રજેરજની માહિતી પૂરી પાડશે જ......

નવજાત શિશુ જેમ આનંદનું પાત્ર છે તેમ ધ્યાનપાત્ર વ્યક્તિ પણ છે. કારણ કે એના જેવું બાળક પહેલાં હતું નહીં અને કદી થશે પણ નહીં. તે તેના માતા કે પિતા કરતાં —અરે, બન્નેના સંમિલન કરતાં તદ્દન નવી વ્યક્તિ છે. જે અનન્ય અને અપ્રતીમ છે.



દુનિયાભરનાં બાળકોમાં કેટલીક સામાન્ય લાક્ષણિકતાઓ હોય છે. જન્મ વખતે બાળકનું વજન સાત રતલનું અને લંબાઈ આશરે ૧૯ ઈંચની હોય છે. તેનું માથું મોટું હોય છે. આખા શરીરની લંબાઈનો પા ભાગ માથું રોકે છે. આવા મોટા માથામાં અને પેટના ભાગમાં શરીરના સાત રતલ વજનનો મોટો ભાગ સમાયેલો છે. પેટમાં વજનદાર યકૃત (લિવર) આવેલું છે. એમાં સંઘરાયેલું લોહ બાળકને ખોરાકમાં પૂરતા પ્રમાણમાં મળતું નહીં હોવાથી થોડા માસ માટે ઉપયોગમાં આવે છે.

બાળકના હાથ ને પગ ટૂંકા હોય છે. હાડકાં મુખ્યત્વે તરુણાસ્થિનાં બનેલાં હોઈ પોચાં— અરે, રબ્બર જેવાં હોય છે. કરોડ પણ સ્થિતિસ્થાપક હોય છે. કાંડાના હાડકા બન્યાં નથી હોતાં. તાળવાના ભાગમાં ખોપરીમાં ખાડો હોઈ

---

દના સમાચાર આપવાનું જ આપણા કરમે લખતો નથી એટલે એવા દુઃખદ સમાચાર ધ્રૂજતા હાથે તારના ફોર્મ ઉપર લખ્યા વગર મારો છુટકો ન થયો

હું તે પછી બીજા યુવકોનો પ્રયત્ન કરતો હતો, પરંતુ એવું કંઈ પરિણામ આવે તે પહેલાં એ જ સ્નેહીના સમાચાર આવ્યા કે સુધાબહેને અહીં જ એક ભાઈ સાથે શોક્ય ઉપર લગ્ન કરી નાખ્યું છે! એ ભાઈને પરણ્યા ત્યારથી પત્ની પસંદ નહોતી અને એથી એમણે પત્ની સાથે સંસાર માંડ્યો ન હતો.

જ્યારે જ્યારે સુધાબહેન સાંભરી આવે છે ત્યારે મને થાય છે કે મહેન્દ્રવાળો આઘાતજનક પ્રસંગ ન બન્યો હોત તો સુધાબહેન આમ શોક્ય ઉપર પરણવા તૈયાર થયાં હોત? મહેન્દ્રની મા બાપ વિરુદ્ધ મેં કસોટી ના માંડી હોત અને ચૂપચાપ એને પરણી જવા દીધો હતો તો! સુધાબહેનના ઉપલા પગલામાં હું જવાબદાર ખરો કે નહિ?

*

ગજના રક્ષણ કાજે ત્યાં ચિકણું આંતરત્વચાનું આવ-
ણુ છે. માંસપેશીઓ પોચી અને ઢીલી હોય છે, પણ
ાળક અસાધારણ સળવળાટ કરી તેને સખત બનાવે
. આંખો ભૂરાશપડતી રાખોડી રંગની હોય છે જે
ણેક મહિના બાદ વ્યકિતવિશિષ્ટ રંગ ધારણ કરે છે.

શુઓનાં બચ્ચાંની સરખામણીમાં નવજાત શિશુ તદ્દન
ાધાર નીવડે છે. છતાંય તે દેખાય છે તેના કરતાં
ણું મજબૂત છે. એના જીવનની આ કંઈ ઓચિંતી
રૂઆત નથી. તેનું જીવન તો ગર્ભમાં ક્યારનુંયે શરૂ
યેલું છે. ગર્ભાવાસના સોળમા કે વીસમા અઠવાડિયે
ું હૃદય ધબકતું થાય છે. જન્મના સાડા છ મહિના
હેલાં તો એના શરીરનો સામાન્ય આકાર અને
ાનો-ઘાટ તો ઘડાઈ ચૂક્યો હતો. ગર્ભાવાસના
ચમા મહિને તેનું વજન જો કે માત્ર એક રતલનું
ય છે પણ તે વખતે તેનું જ્ઞાનતંત્ર તો ઘડાઈ ચૂક્યું
ું. ગર્ભમાં તે હાલવાની, હાથપગ ટૂંકા કરવા, માથું
ાવવું વગેરે ક્રિયાઓ કરી શકતું હતું. મહિનાઓ
ાં તે હલનચલન કરતું હતું, કેટલીક વખત તો
ટલા જોશથી કે માતાને પણ તેની જાણ થયા કરતી
ી. જો કે તે જન્મ પહેલાં શ્વાસમાં હવા તો નહોતું
ું પણ છેલ્લા ચાર મહિનામાં તેની છાતી શ્વાસો-
શ્વાસ થવાની જેમ અવારનવાર હાલતી હતી. કેટ-
ક બાળકો ગર્ભવાસમાં અંગૂઠો ચૂસતાં હોય છે તો
ચિત્ કોકના રડવાનો અવાજ બહાર સંભળાતો
વાની નોંધ વાંચવામાં આવે છે.

ન્મ બાદ એક બે મિનિટે હવા શ્વાસમાં લેવાની
રૂઆત કરવા કાજે નવજાત શિશુએ 'રડવું' જોઈએ
ઉદરપટલ પડદો (ફેફસાં અને આંતરડાં વચ્ચે
ડો આવેલો પડદો) ધમણની જેમ હાલવાથી ફેફ-
માં હવા પૂરાય છે અને ગળા ને નાક વાટે થોડું
ાહી બહાર ફેંકાય છે. આ ક્રિયામાં પસાર થતી
ાને લીધે ગળામાં આવેલા 'સ્વર તંતુઓ હાલે છે
ેથી જે અવાજ પેદા થાય છે તેને આપણે રુદન
ીએ છીએ. હવા વિના પાંચ મિનિટમાં મૃત્યુ આવી
પડે એ જાણીતી બાબત છે. ગર્ભાવાસમાં તો માતા
પ્રાણવાયુ પૂરો પાડતી હતી પણ હવે સ્વતંત્ર જિંદગી
થતાં શ્વાસ લેવાના કટોકટી સમયે મોં ફાડી પરિશ્રમ-
પૂર્વક શ્વાસ લેવાના પ્રયત્નમાં થતો અવાજ આપણને
રુદન જેવો સમજાય છે. બીજા શ્વાસોચ્છ્વાસથી બાળ-
કના શ્વાસોચ્છ્વાસ મગજમાં આવેલા શ્વાસ કેન્દ્રના
અંકુશમાં આવી જાય છે. આમ સેકન્ડોની ગણતરીમાં
બાળક ગર્ભાવાસની જલજ પરિસ્થિતિમાંથી દુનિયાની
હવાઈ પરિસ્થિતિમાં બદલાય છે. આ ક્ષણ માનવ
જીવનનું મોટામાં મોટું આશ્ચર્ય છે.

તો પછી પ્રશ્ન થશે કે ગર્ભાવાસ દરમિયાન બાળક
હવા વિના જીવતું શી રીતે હશે? જન્મ પહેલાં
ગર્ભને જોઈતો પ્રાણવાયુ નાળદ્વારા પૂરો પડતો હતો.
નાળ ઓર સાથે જોડાયેલી હોય છે અને ઓર એ
અદ્ભુત ગળણીની યોજના છે. એમાંથી રસાકર્ષણ દ્વારા
માતાના લોહીમાંથી ગ્લુકોઝ કેલ્શ્યમ લોહ ક્ષાર હોર-
મોનો અને પ્રાણવાયુ વગેરે બાળકના લોહીમાં જાય
છે. આ કુદરતની કાયાના કરામતમાં ખૂબી તો એ છે
કે માતા અને બાળકના લોહી એકબીજા સાથે કદી
ભળતાં નથી.

પહેલા શ્વાસ વખતે બાળકના શરીરમાં અટપટા ફેર-
ફારો યોજાય છે. ગર્ભવાસમાં બાળકનાં ફેફસાં કામ
કરતાં ના હોવાથી ત્યાં લોહી જતું ન હતું પણ હૃદયના
જમણા ભાગમાંથી લોહી સીધું હૃદયના ડાબા ભાગમાં
જતું હતું પણ જન્મબાદ હૃદયનું આ દ્વાર આપોઆપ
બંધ થતાં જમણા હૃદયમાંથી લોહી ફેફસામાં જઈ,
ત્યાં શુદ્ધ બની ડાબા હૃદયમાં જાય છે.

જોયું, બાળકે જિંદગીની શરૂઆત (શ્વાસ લેવાની
ક્રિયા) રુદનથી કરી છે. પછી તો તે ઘણાં કારણોસર
રડે છે. પણ રડવાનાં બે મુખ્ય કારણો છે. ભૂખ અને
ભીનું બાળોતિયું. અને પછી બાળકે જ્યાં જાણ્યું કે
રડવાથી તેની દરકાર રાખવામાં આવે છે એટલે તે
કણસવું, ચીચીઆરીઓ પાડવી, ઉંહકારા કરવા વગેરે
રુદનના અનેક પ્રકારો અજમાવે છે. આનો અર્થ માત્ર



માતા જ સમજી શકે છે. રુદન ઉપરાંત બાળક મોઢું વાંકુંચૂંકું કરી શકે છે. સ્મિત કરે છે અને ભવાં ચડાવે છે. આ તેની મુખમુદ્રાઓ અર્થપૂર્ણ હોય છે, જે બાળકની બુદ્ધિની ખીલવણીનો એક ભાગ છે.

બેચેની અને દુ:ખ વખતે તે પ્રત્યાઘાતી ક્રિયાઓ કરે છે. ટાઢે ધ્રૂજે છે. ચીમટી ખણો તો દૂર ખસે છે. તેને ઊંધું પાડો તો શ્વાસ લઈ શકાય તે માટે મોઢું એક બાજુએ કરી દે છે. માથું કે બન્ને હાથોને પડખે સખત રીતે પકડી રાખો તો તેમાંથી છૂટવા કાજે પોતાની જાતને છૂટી કરવા કાજે તે આશ્ચર્યજનક વેગથી તરફડીયાં મારે છે.

તમારા ખ્યાલમાં પણ નહીં આવે કે શારીરિક અને માનસિક રીતે બાળક આપણા કરતાં ચડિયાતું છે. ખરેખર તે આશ્ચર્યજનક જીવ છે. એનું ખરું સામર્થ્ય તો—ગર્ભાશયની બહારની સ્થિતિઓને અનુકૂળ થઈને રહેવામાં છે. ગર્ભવાસમાં તે ઈજા અવાજ કે બહારની દુનિયાના પરિતાપોથી દૂર પેટની દિવાલમાં ગર્ભજળમાં મહિનાઓ પર્યંત રહ્યું. જન્મ થતાં તે હુંફાળા અને અંધારા નિવાસમાંથી પ્રકાશ ઠંડી ગરમી પવનના સુસવાટા અને અવાજભરેલા સ્થાનમાં આવી પડે છે. અત્યાર સુધી તેને પાણીમાં તરતા રહેવાનું હતું એના બદલે હવે ફાવે તેટલી પોચી પણ પાણીની સરખામણીમાં કઠણ પથારી ઉપર સૂવાનું થયું. અત્યાર સુધી વગર માગ્યે વગર શોધ્યે ખોરાક મળતો હતો એના બદલે હવે તે શોધવાનો રહ્યો. જિંદગીમાં કેટલો ફેરફાર! જિંદગીમાં કેવી ઉથલપાથલ! છતાં નવ-જાત શિશુ એને આસાનીથી જીરવી શકે છે.

ફૂલ જેવું કોમળ બાળક માન્યામાં ના આવે એટલું મજબૂત હોય છે. તમે તેને એક હાથે કે પગે ઊંચકી શકો છો. એની પકડ એટલી તો મજબૂત છે કે તેના હાથમાં આવેલી લાકડી વતી તેને ઊંચકવામા આવે તો તે લાકડીને એક હાથ વતી અડધી મિનિટ સુધી પકડી રાખશે. જ્યારે બાળક દૃષ્ટિ મુજબ હાથના હલનચલનનું સહ-નિયમન કરે છે ત્યારે થોડા મહિના બાદ આ તેની શક્તિ નાશ પામે છે. તે બીજા પોષ વિના ફક્ત પાણી ઉપર લાંબો વખત જીવી શકે છે જન્મ વખતે બાળકનું હૃદય મોટેરાં કરતાં બેવડું કાર્ય ક્ષમ હોય છે. તે ઝડપી શ્વાસ લે છે. તેનું રુધિરાભિ સરણ પણ ઝડપી હોય છે. તેના શરીરમાં આપણ શરીર કરતાં વધારે લોહ, વધારે કેલ્શિયમ, વધારે ફોસ્ફરસ ને વધારે વિટામિનો હોય છે. એની ભૂખ પણ માન્યામાં ના આવે એટલી વધારે હોય છે વર્ષભરમાં એનું વજન જન્મ વખતના કરતાં ત્રણગણું વધે છે. અને માનશો? બાળકને પાણીમાં મૂકવામ આવે તો તે તરશે. જાળવવાનું એટલું કે એનાં માથું અને નાક પાણીની સપાટી ઉપર રહે. આ ઉપરથી એવું તારવવામાં આવે છે કે બાળકને તરતાં શીખ વવાનો ઉત્તમ કાળ તે ભય અને બીકથી ભરેલો બ તે અગાઉનો એક વર્ષની ઉંમર પહેલાંનો છે.

બાળક આંખ મીચકારે છે પણ કોઈ ખીજવાવે આપણે મીચીએ તેવી રીતે નહીં. પણ જોવાને અ કીયે ત્યારે. બાળકની આંખો તેજ પારખવામાં પાવ છે. ચામડી દ્વારા સંવેદનાઓ, ભલે તે અસ્પષ્ટ હોય પણ તે ઝીલે છે. હજુ તેનાં આંગળાંનાં ટેરવાં સ્પર્શે ન્દ્રિયનું કામ બરાબર ઉપાડતાં નથી હોતાં પણ હથેલી વતી તે વસ્તુઓને પારખે છે પણ આના કરતાંય સ્વાદ વતી વસ્તુ પારખવા પ્રયત્ન કરે છે. પાંચે જ્ઞાને ન્દ્રિયોમાં સ્વાદેન્દ્રિય શ્રેષ્ઠ વિકાસ પામેલી હોય છે. કે બાળક ગળ્યો ખાટો મીઠો કે કડવો સ્વાદ પારખ શકતું નથી પણ ખાવાની વસ્તુ તેને ગમે છે કે નહીં તે મોટેરાંની જેમ નિશ્ચયતાથી દર્શાવી શકે છે.

નવજાત શિશુની કોઈ નોંધપાત્ર સિદ્ધિ હોય તો તેની ચૂસવાની શક્તિ છે. એક તો એની અંદર પડ હડપચીને લીધે તે સ્તનની પકડ લઈ શકે છે અ બીજું બન્ને ગાલમાં બદામ આકારનાં ચરબીનાં પ હોવાથી તે ચૂસી શકે છે.

બાળક ચપળ ને હોશિયાર પણ છે. તેને તેની જરૂરિ યાતની જાણ પડે છે અને તે મુજબ તેને આગત





પણ આવડે છે. આ માટે તેની પાસે બે સાધનો છે. હાસ્ય અને રુદન. જાણે કે એને સામાનું હાસ્ય પારખતાં આવડતું હોય તેમ સામેથી ખિલખિલાટ હાસ્ય કરે છે. કદીક તે હાસ્યથી સામાનો પ્રેમ જીતી લે છે. હાસ્યની જેમ તે રુદનનો ઉપયોગ કરે છે, પણ ખાસ કરી તે ખોરાક કે ભીનું કપડું બદલવા માટે માતાનું ધ્યાન ખેંચવા પૂરતું હોય છે.

હાસ્ય અને રુદનનો ઉપયોગ એ બાળકની બુદ્ધિની ખીલવણીનો એક ભાગ છે. બાળકની બુદ્ધિની ગ્રહણ-શક્તિ અનુપમ છે. વર્ષના ગાળામાં તે કેટ કેટલું શીખી લે છે ! ઘૂંટણીએ પડવું, ઊભવું, બેસવું, પા-પા પગલાં પાડવાં, બે પાંચ શબ્દો બોલવા ને સગાંવહાલાંને ઓળખવાં. આટલા ગાળામાં બાળકના જેટલું મોટું માણસ શીખી લે તો તે બુદ્ધિમાન ગણાયા વિના ના રહે ! જો કે બાળકની આ જ્ઞાનપ્રાપ્તિ બેબી ચિમ્પા-ન્ઝીની સરખામણીમાં ઊતરતી છે. પણ એક વર્ષની ડિસેંમ્બર બાદ તે જ્ઞાન મેળવવામાં એટલું બધું આગળ વધી જાય છે કે કોઈ પ્રાણી તેની સરખામણી કરી શકે તેમ નથી. તેની સમજવાની અને કામ કરવાની શક્તિ દશકાઓ પર્યંત વધતી જાય છે, આમાંય સમજવાની શક્તિ તો મરણની ઘડી સુધી વધતી રહે છે.

નાના બાળકના હાથ-પગોનું હલનચલન બહારની ઉત્તેજનાઓના આધારે નહીં પણ શરીરની આંતરિક ક્રિયાના પરિણામે થવાથી ઐચ્છિક ના ગણાય. એમ માનવામાં આવે છે કે બાળકનું બધું હલનચલન રુધિરાભિસરણ અને શ્વસનક્રિયાના ફેરફારોને લીધે થાય છે. જન્મ પછી બાળકનું મન ઇચ્છાશક્તિ વગર વિકાસ પામે છે માટે બાળકનું હલનચલન અનૈચ્છિક ગણવામાં આવે છે. બાળકના હાથપગની ઐચ્છિક માંસપેશીઓ ઇચ્છાને આધીન બનેલી નથી હોતી. માંસપેશીઓના આંતરિક ફેરફારોને લીધે હલનચલન થતું માનવામાં આવે છે. આ આંતરિક ફેરફારો માંસપેશીઓના લોહીના પ્રવાહોના ફેરફારો ઉપર અવલંબે છે. બહારના જગતમાં આવેલું બાળક નવી પરિસ્થિતિને અનુકૂળ રહી જીવવા માટે રુધિરાભિસરણ અને શ્વસનક્રિયામાં ફેરફારો યોજી શકે છે. આ ફેર-ફારોને આધારે તે વૃદ્ધિ પામે છે અને જીવી શકે છે. ધીમે ધીમે બાળક શ્વસનક્રિયા ઉપર કાબૂ મેળવતાં શીખી લઈ શરીરની જુદી જુદી જરૂરિયાતો પ્રમાણે હૃદયને કામ કરતું રાખે છે. આમ અજાણપણે શ્વસન-ક્રિયા ઉપર કાબૂ મળવાથી બાળકની ઇચ્છાશક્તિ કેળ-વાય છે. બહારના સંજોગોના વારંવારના અનુભવથી ઇચ્છાશક્તિનો વિકાસ થાય છે.

બાળકની આ શારીરિક અને માનસિક હકીકતો સાથે નોંધપાત્ર તો અનુવંશ સંસ્કાર ( Heredity ) છે. તે તેના નાનકડા શરીરના કોષે કોષે જેને( Gene )ના રૂપમાં હાજર છે. આ જેને તેને માતા પિતા તો શું પણ—આદિકાળથી માંડી બધા પૂર્વજો તરફથી પ્રાપ્ત થયેલી જન્મગત બક્ષિસ છે. તેના આધારે તેનાં જાતિ, કદ, નાકનો ઘાટ કે આંખોનો રંગ પ્રાપ્ત થયેલાં છે. આમની, દ્વારા જ એનું વ્યક્તિત્વ વિકાસ પામે છે. બાળક માત્રને એનાં આગવાં જેને જોડ હોય છે. આથી જ આપણે આગળ વાંચ્યું કે આ બાળક જેવું આગળ કોઈ જન્મ્યુ ન હતું અને હવે જન્મશે પણ નહીં.



ડગલાના ખીસામાં રાખી શકાય તેટલો નાનો માત્ર ૪૫ તોલાના વજનનો રેડિયો-ટેલિફોન મોસ્કોના ઇજનેર લિયોનિદ કુપિયાનોવિચે શોધી કાઢ્યો છે. તે વડે શહેરનો કોઈપણ નંબર જોડી શકાય ને બીજા શહેરોનાં નંબરો તો ઠીક પણ બીજા દેશો સાથે પણ વાતચીત કરી શકાય છે. રેડિયો ટેલિફોનનું ડાયલ ફેરવીને તેને ચોક્કસ તરંગ સાથે તાલબદ્ધ કરવામાં આવે છે. અને તેથી એ સ્વયંચાલિત રેડિયો ટેલિફોન મથક સાથે સંપર્ક સાધે અને એ મથક આપોઆપ તેને સાદા ટેલિફોન સાથે જોડી આપે છે. આવું અદ્ભુત યંત્ર કેટલું ઉપયોગી નીવડશે તેની સહેલાઈથી કલ્પના આવી શકે છે. મોટર, વહાણ, વિમાન વગેરે વાહનોમાંથી તમે ટેલિફોન કરી શકશો. ટેલિફોનનાં દોરડાં નાખવાનું કઠિન હોય ત્યાં આ યંત્ર અનિવાર્ય બની જાય છે.



ફરતા જોવામાં આવે છે ત્યારે ઘણી વખત એક પંખી હોય તો ઘણી વખત તેઓ અંગ્રેજી Vના આકારમાં ઊડે છે.

ભારતથી જાપાન સુધી તેનો વસવાટ છે. આથી તેઓની વસ્તી સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતમાં તો ઘણી કહી શકાય એટલી છે. આ કાંકણસારના માળા જૂનથી ઓક્ટોબર સુધીમાં જોવામાં આવે છે. ઘણી વખત પોતાની વસાહત કરી માળા બાંધે છે તો કયારેક બીજાં બગલાં સાથે વસીને માળા બનાવે છે. તો વળી કેટલીક જોડીની ખાસિયત પોતાનો સ્વતંત્ર માળો બનાવવાની છે. પણ આ માળો બીજાં બગલાંની વસાહતથી દૂર નથી હોતો. તેઓ સાંઠીકડાંનો માળો બનાવી અંદર બેથી ત્રણ ભૂરા ધોળા રંગનાં ઇંડાં મૂકે છે.

અળશીયાં, દેડકાં માછલી અને બીજી પાણીની જીવાત લેપટી એ તેનો ચારો છે. તેઓ પોતાનો ચારો મેલાં ગંદા પાણીમાંથી પણ શોધી લે છે અને ચોખ્ખા પાણીમાંથી પણ ચારો શોધતાં દેખાઈ આવે છે. નાના મોટાં સરોવર, તળાવ ગટરના પાણીથી ભરાતા ખાડાને પણ ચારાની શોધમાંથી મુક્ત રાખતી નથી. ધોળી કાંકણસારને અંગ્રેજીમાં The White Ibis કહેવાય છે અને વૈજ્ઞાનિક રીતે ઓળખવા માટે Threskiornis Melanocephalus (Latham) કહેવું જોઈએ.

### કાળો કાંકણસાર

આગળ જોઈ ગયા તે ધોળી કાંકણસાર કરતાં કદમાં થોડી નાની આ કાંકણસારનો રંગ તેના નામ સાથે નક્કી થઈ શકે છે. ચાંચનો ઘાટ ધોળી કાંકણસારને મળતો હોય છે: તેના ખભા ધોળા સાફ વરતાય છે. એ ધોળો ડાઘો ઊડતી કાળી કાંકણસારમાં ઘણો દૂરથી દેખાય છે. પગનો રંગ રાતો અથવા ગુલાબી રાતો રહે છે. તેનો રંગ તડકામાં ગજવેલની ભૂરી ઝાંયવાળો દેખાય છે. તેની સાથે કાળો રંગ તો હોય જ છે. આંખો નારંગી રાતી કે કથ્થાઈ રંગની રહે છે. માથા ઉપર રાતા મસા જેવી ચામડી હોય છે. બચ્ચાંમાં તે રતાશને બદલે કથ્થાઈ રંગ હોય છે. નરમાંથી માદાને તારવવી મુશ્કેલ પડે છે.

આ કાંકણસાર આપણું ખૂબ જ સામાન્ય પંખી છે. જ્યાં ખાતર નાખવામાં આવતું હોય—પછી ભલે તે રસ્તાની બાજુમાં ભેગું થતું હોય—ત્યાં પણ તેઓ ચરવા ઊતરી પડે છે. છતાં શિયાળામાં આપણે ખાસ કરીને ખેતરમાં ચરતાં જોઈએ છીએ. તેના દેહને અનુકૂળ લંબાઈવાળા પગો હોવાથી તે સરસ રીતે ચાલી શકે છે. અને પોતાના ગોઠણ ડૂબે એટલા પાણીમાં ઊતરી શકે છે એથી વધારે પાણીમાં જવાની હિંમત કરતી નથી. તેઓ પાણી પીવા માટે પાણીમાં ઊતરે છે. સ્વભાવે જરાય ડરપોક નહિ એટલે માણસોની હરફર વચ્ચે ચરતી રહે છે. તેઓની બશીરાની જગ્યા ખાસ તો ઊંચાં વૃક્ષો છે તેમાં નાળિયેરી કે તાડ મળી જાય તો તેનો બશીરા તરીકે ઉપયોગ કરવા ભૂલતી નથી. બશીરા ઉપર બેસી ગયા પછી થોડી થોડી વારે પોતાનો કર્કશ 'ક્રાઉ ક્રાઉ' શબ્દનો ઉચ્ચાર કર્યા કરે છે. અને અડધી રાતે કે વહેલી સવારના તો આ શબ્દ ઘણો ખરાબ લાગે છે. ભડકીને ઊડે ત્યારે પણ 'ક્રાઉ' કરીને ઊડી નીકળે છે. તેની સામાન્ય ઊડાન તેજ નથી જણાતી પણ જો કોઈ દુશ્મન પાછળ પડ્યું હોય તો પોતાની પાંખો ઉતાવળી ધમીને સારી રીતે ઊડવાની ગતિ વધારી શકે છે.

ઘણાં જળચરો જેમ બપોરે તડકો ખાવા અને પોતાના પર તપાવવા ગગનમાં ગેડા મારે છે તેમ કાંકણસારો પણ પોતાના પીંછાં તપાવવા અને તેમાંની જીવાતને ખેરવવા બપોરે ગગનમાં ચડી ઊડતાં જોવામાં આવે છે. ચાર પાંચ કે તેથી વધારે સંખ્યાના ટોળામાં રહે છે. છતાં એકાકી પંખી ચરતું હોય એવું ઘણી વખત દેખાઈ આવે છે. જ્યારે આ કાંકણસારો ટુકડીમાં ઊડી આવતી હોય છે ત્યારે તેની પાંખોનું વીંઝવું તમામ જનાવરની જેવું તાલબદ્ધ નથી જણાતું. આ પંખી પણ અંગ્રેજી Vના આકારમાં ઊડે છે. અને



એક પાછળ એક પંખી એમ એક કતારમાં પણ ઊડે છે. શિયાળામાં વાડીઓમાં ચરવા જતાં ત્યાં થતા પાકને નુકસાન કરવાવાળી જીવાત ખાઈને એટલી સારો ફાયદો કરે છે. આ પંખીને ખેડૂતનું મિત્ર કહેવાય છે.

કચ્છ ગુજરાત અને સૌરાષ્ટ્ર અને આખા ભારતમાં બધી જગ્યાએ થાય છે. વળી તેનો સ્વભાવ એક જ ઠેકાણે વસવાનો છે. એટલે હમેશાં જોવામાં આવે છે.

તેના માળા માર્ચ માસથી સપ્ટેમ્બર માસ સુધી જોવા મળે છે. આ માળો સાંઠીકડાનો બનાવેલો અને ઘણી ઊંચાઈએ હોય છે. ઘણી વખત સમળી અને ગીધના જૂના માળાનો પણ ઉપયોગ કરી લે છે. તેનાં ઇંડાંનો રંગ ભૂરાશપડતી જમીન ઉપર કથ્થાઈ છાંટાંવાળો હોય છે અને તેની સંખ્યા બેથી ત્રણ માલુમ પડે છે. લગભગ બધાં પંખી બચ્ચાં ઉછેરતી વખતે રાડીયાં થઈ જાય છે. તેમાં કાંકણસાર પ્રમાણમાં વધારે શોર કરે છે. લશ્કરી ટોળાંમાં રહે પણ માળા તો જુદા બનાવે છે એમ આ પંખી પણ દરેક જોડી જુદી જગ્યા પસંદ કરી માળા પણ જુદા જુદા બનાવે છે.

જીવાત, કાકીડા, ગરોળાં, દાણા અને ખાતરમાં થતા કીડા એ આ કાંકણસારનો ચારો છે. ખાસ કરીને ગંદકી નંખાતી હોય ત્યાં તે જગ્યાએ તેઓ જરૂર કીડા વીણવા આવી પહોંચે છે. તેઓ સવારના ઘણે દૂર ચરવા નીકળી જાય છે. અને પેટ ભરી દશ અગિયાર વાગે પાણીકાંઠે આવી પાણી પીને કાંઠાની રેતી કે ગોંદરીમાં આરામ કરતાં પોતાનાં પરપુર્જા સાફ કરે છે. એ માફક સાંજ સુધી આરામ લઈ પાછા ચરવા જાય છે અને બશીરા ઉપર પહોંચી જાય છે.

કાળી કાંકણસારનું અંગ્રેજી નામ *The Black* Ibis છે અને Pseudibis Papillosa (Temminck) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### પાન કાંકણસાર

કાળી કાંકણસારથી કદમાં નાની પાન કાંકણસારનો રંગ એક સરખો કાળો, માથું રાતું નહિ, ધોળા ખભા નહિ, તેનો રંગ ચમકદાર દેખાય છે એટલે તડકામાં તેમાં સુરંગ કથ્થાઈમાં ભૂરો લીલો રંગ મિશ્ર થયેલો જોવામાં આવે છે. તેના માથા ઉપર પીંછાં હોય છે પણ ચાંચ આસપાસ પીંછાં હોતાં નથી. પગ કથ્થાઈ. નરમાદા તફાવત વગરનાં હોય છે.

પાન કાંકણસાર સામાન્ય રીતે શિયાળા સિવાય ભાગ્યે જ જોવામાં આવે છે. તેનો વસવાટ પાણીકાંઠે હોય છે અને તેમાં પાનછેયાની વનસ્પતિવાળા કાંઠા વધારે પસંદ કરે છે. જો ભડકાવીએ તો જ પાણીકાંઠો છોડે છે. જે વખતે તે ઊંચે ઊડી ગેડા મારવા લાગે છે. આ પંખી સમુહચારી છે એટલે ઓછામાં ઓછી પાંચ સાત સાથે જ હોય છે. ખાસીયતે સ્થાનિક મુસાફરી કરવાવાળાં છે એટલે ખાસ નજરે ન ચડે પણ ઉપર કહ્યું એમ ફેબ્રુઆરી માર્ચ માસમાં તો જરૂર દેખાય છે. તેનાં બીજાં સગાં કરતાં આ પંખી વધારે તેજ ઉડાન ઊડી શકે છે અને મૂગી છે.

દક્ષિણ યુરોપ, આફ્રિકા અને ઈરાનથી ભારતમાં કચ્છ સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં વ્યાપક છે. અને ભારતનાં કેટલાક ભાગોમાં તેઓ હમેશ વસવાવાળી છે.

મેં આ પંખીનો માળો ક્યારેય જોયો નથી. એટલે તેનો માળો ક્યાં અને કેવો હોય એની ખાસ માહિતી નથી. ચારામાં તેઓ પાણીની જીવાતનો ઉપયોગ કરે છે. આથી કાંઠાની વનસ્પતિમાં ચરતાં દેખાઈ આવે છે.

અંગ્રેજીમાં આ પંખીને The Glossy Ibis કહે છે અને Regadis F. Falicinellus (Lin) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### ચમચો

ચમચાનું કદ પાન કાંકણસારથી મોટું હોય છે. રંગમાં તદ્દન સફેદ હોય છે. તેના પગનો રંગ જ માત્ર કાળો અને ચાંચ લાંબી અને છેડે જતાં ગોળ અને પહોળી થવાથી તેનો દેખાવ ચમચા જેવો લાગે છે. આવા ઘાટની ચાંચ ઉપરથી તેનું નામ પડયું છે. લગ્નના વાઘા સજે ત્યારે તેના ધોળા રંગમાં ઉપલી

છાતી તજના રંગની બને છે એ સમયે તેને માથે પીંછાંનો ગુચ્છો ઊગે છે જે જોતાં ટોપી જેવો લાગે છે અથવા ચોટી પણ કહી શકાય. તેની પહોળી ચાંચ ઉપર આડાં ભૂરા રાખોડી લીટા પડે છે અને છેડો પીળા રંગનો થઈ જાય છે. ગળા ઉપર કેસરી પીળો રંગ નીકળે છે. આંખો રાતીચોળ બને છે. મોટાં પાંખના પીંછાં કાળા રંગનાં થાય છે. આ રંગ નર માદા બન્નેને આવતો હોવાથી એક બીજાને જુદાં તારવવાં મુશ્કેલ બને છે.

ચમચાનો સ્વભાવ એકાકી રહેવાનો છે. બનતાં સુધી તો ચાર છ પંખી સાથે જ હોય છે, વળી તેની ન્યાતનાં બીજાં પંખીના સથવારામાં રહી સંપથી પોતાનો ચારો શોધતાં રહે છે. તેઓની ખાસ પસંદગી ડહોળા પાણીના દરીઆકાંઠા અને નદીનાં મૂળ ઉપર ઊતરવાની છે. કેટલીક વખત ગામડાના તળાવ ઉપર ચારો કરવા આવે છે કે જ્યારે તેમાં તેના ગોઠણબુડ પાણી રહે ત્યારે એ વખતે તેની ડુકડીને આમથી તેમ પોતાની ચાંચ ફેરવી પાણી ડહોળતાં નીહાળવાની ઘણી મજા આવે છે. તેઓ બહુ ડરપોક નથી પણ અજાણી વસ્તુને તરત ઓળખી કાઢે છે અને ચરતાં તરત જ પોતાની ગરદન ઊંચી કરીને જોવા લાગે છે. અને ઊડવાની તૈયારીમાં જ દેખાય છે. ચમચો કાંઈ ઢીલી ઉડાનનું પંખી ન ગણાય. તેઓ આપણા સહવાસમાં બશીરો પણ રાખે છે અને બચ્ચાં પણ ઉછેરે છે. એટલે આ પંખીને જોવું સહેલું છે. વળી ઊડતાં જતાં પણ તેની ચાંચ ઓળખાવી આપે છે કે તે ચમચો છે. જ્યારે સવારે ચારો કરવા જાય અને સાંજના બશીરા વખતે પાછાં ફરતાં તેઓ પોતાની ગરદન એક બાજુ લંબાવે અને પાછળ પગો લંબાવે એટલે તેની પાંખો ટૂંકી જણાય. અને અંગ્રેજી Vના આકારમાં ઊડતાં જોવામાં આવે છે. અને એક કતારમાં પણ ઊડતાં જોવામાં આવે છે.

આખા ભારતમાં તેની વસ્તી મોજુદ છે. એટલે કચ્છ સૌરાષ્ટ્ર અને ગુજરાત તેમાંથી બાકાત ન હોય. જ્યાં તેઓ વસે છે ત્યાં ત્રણે મોસમમાં દેખાય છે.

તેના માળા ઓછામાં ઓછા બાર ફૂટથી માંડીને વીસ ફૂટ ઊંચા બનાવે છે અને જૂનથી ઓકટોબર માસ સુધી જોવા મળે છે. તેઓ ઊંચા વૃક્ષની પસંદગી પણ કરે છે અને વાડ ઉપર વેલા ચડ્યા હોય તો ત્યાં પણ વસાહતમાં માળા બાંધી બચ્ચાં શોખથી ઉછેરે છે. તેઓ સાંઠીકડાનો માળો ગામ વચ્ચે બનાવીને તેમાં ત્રણ ચાર લંબગોળ ઘાટના મેલા ધોળા રંગનાં ઇંડાં મૂકે છે. તેનાં બચ્ચાં જરા મોટાં થાય એટલે 'ચીરરર ચીરરર' કરવા લાગે છે. તેમાં જ્યારે તેનાં મા-બાપ ચારો લઈને આવે ત્યારે તો ખાસ અવાજ દેવા લાગે છે. બચ્ચાં માળો છોડી દઈ વૃક્ષ ઉપર ફરવા લાગે તે પહેલાં તેનો માળો કળીચૂનો લગાવ્યા જેવો ધોળો બની જાય છે અને જો વરસાદમાં તે ભીનો થાય તો તેમાંથી વાસ નીકળે છે.

ચમચા માછલી, દેડકાં, લેપટા, કાગડા-મચ્છી, અને બીજી પાણીમાં થતી જીવાતનો ચારા તરીકે ઉપયોગ કરે છે.

ચમચાને અંગ્રેજીમાં The Indian Spoon Bill કહેવામાં આવે છે અને તેનું વિજ્ઞાનિક નામ Platalea Leucorodia Major (Temminck & Schlegel) છે.



> **'ઊર્મિ-નવરચના'**નો આવતો અંક ખાસ દળદાર દિવાળી અંક તરીકે પ્રગટ થવાનો હોવાથી ૧લીને બદલે **પાંચમી** નવેમ્બરે દરેક ગ્રાહકને રવાના થશે તેની નોંધ લેવા વિનંતિ છે.
>
> —વ્યવસ્થાપક : **'ઊર્મિ-નવરચના'**



નાનુભાઈ દવે

# ઈશ્વરના ઘરની માયા

જાસૂસી નહિ છતાં એક નારીના આપઘાતનું મૂળ શોધવા માટે જે ચાલ ચલાય છે તે કોઈ જાસૂસકથાને યાદ આપે તેવી છે. નારીના માતૃત્વના સાચા અનુરાગની આ કથા વાંચીને ખરેખર એને લાગેલા કલંકનો ડાઘ પણ આંસુથી ધોવાઈ જાય છે......

અરવિંદ શેઠ આજે ખૂબ કામમાં રોકાયેલા હતા. મીલના ડિરેક્ટરોની મીટીંગ હતી ને એ કાજે છેવટની તૈયારીઓ કરી લેવાની હતી. મીટીંગનું કામકાજ બે કલાક ચાલે કે વધારે પણ ચાલે. એટલે એમણે ઘેરથી નીકળતી વેળા એમનાં પત્ની માયાને કહી રાખ્યું હતું કે પાંચ વાગે ગાડી લઈને એ ઑફિસે આવી પહોંચે, આજે પોતે એને લેવા બંગલે નહિ આવી શકે. એ મુજબ શેઠને ઑફિસે મૂકી શોફર ગાડી પાછો બંગલે લાવ્યો હતો અને બાઈની વરદીની રાહ જોતો નીચે નોકર ચાકરો જોડે બેઠો હતો.

અરવિંદ શેઠ દસ બાર વર્ષ પહેલાં પરણ્યા હતા અને એકે સંતાન થયું ન હતું છતાં માયાને જાણે ગઈ કાલે જ મળ્યા હોય એવું હેત કરતા. રોજ સાંજે ગાડી લઈ એ ચાર વાગે તો ઘેર આવી જતા અને માયાને લઈ બહાર નીકળી પડતા. રોજ રાતે ઘેર પત્ની સાથે જમતા, ને વળી બહાર જવું હોય તો બંને સાથે જ નીકળતાં. એમના ઓરડામાં માયાના ફોટાઓ ઠેર ઠેર ટીંગાવેલા હતા અને ઑફિસના મેજ ઉપર પણ એની છબી સન્મુખ રાખતા. દસ-બાર વર્ષમાં બંગાળી માયા સાવ ગુજરાતી થઈ ચૂકી હતી. લૂગડાં પહેરવાની કે બોલવા ચાલવાની કેટલીક બંગાળી લઢણ હજુ રહી હતી પરન્તુ એ વડે એ આકર્ષક લાગતી. 'ના, મા, ના' કહી એ એનું નાજુક શરીર હલાવતી ત્યારે એ જોઈ બીજી સ્ત્રીઓ ઘેર જઈ એની નકલ કરી ટેવ પાડવા મથતી. અને એવું આકર્ષણ પોતાનામાં પણ આવે એવું ઈચ્છતી.

રોજના કામના કાગળો જોઈ લીધા પછી શેઠે એમના ગદ્દનીશોને બોલાવ્યા. અને સરવૈયાની દરેક વિગત ઝીણવટથી જોવા લાગ્યા. જે બાબતો સાચવવા જેવી હતી તેના ગુણદોષ અને કાર્યકારણ સમજી લેવા યાદ કરી રાખવા લાગ્યા. શેઠની શાખ સારી હતી. હજુ તો માંડ પાંત્રીસ વર્ષ થયાં હશે પણ ધંધામાં ચોખ્ખાઈની છાપ એમણે પાડી હતી. એટલે લોકોને એમના બોલમાં વિશ્વાસ પડ્યો હતો.

ત્યાં ટેલીફોનની ઘંટડી રણકી, ખાસ જરૂરી બાબત ન હોય તો ઑપરેટર એમને ફોન પહોંચાડે નહિ એવી વ્યવસ્થા હતી. પહેલાં મેનેજરે ફોન લીધો અને બંગલેથી ફોન છે એમ જાણી શેઠ સામે ધર્યો.

'પૂછોને, શું કહેવું છે?' શેઠને કામ છોડવું ગમતું નહોતું. એમણે બીજાની સાથે ચર્ચા ચાલુ રાખી.

મેનેજરે ફરી ફોન ઉપર કાન માંડ્યો ને વાત કરી. પણ એનો હાથ ધ્રુજી ઊઠ્યો. મોંમાંથી હેં હેં નીકળી ગયું. ને મેજનો ટેકો લઈ એણે ફરી શેઠ સામે ફોન ધર્યો: 'આપ જ વાત કરો. બહુ—'

'એવું શું છે?' કહી અરવિંદ શેઠે ચપળતાથી ફોન લીધો. પણ બીજી જ ક્ષણે એ ખુરશીમાંથી છળીને ઊભા થયા. એમના મોં ઉપરથી નૂર ઊડી ગયું. રાતો ઝીલ ઉપર ગોટો વળી ગયા. શરીરે પરસેવો છૂટ્યો ને ધમ દઈને ખુરશીમાં ફસડાઈ પડ્યા, ફોન ખાંખાં કરતો ભોંયે પડ્યો.

'માયા!' કહી એમણે રૂમાલ આંખે દાબ્યો, ધ્રુસકાં દબાવ્યાં. ચિત્તની વ્યથા રોમ રોમમાં વીજળીના આઘાત પેઠે ફરી વળી.

બીજી ક્ષણે એમણે મીટીંગ મુલતવી રાખવાનું જણાવી ઑફિસ છોડી બે જણ એમની સાથે થયા. અને મારતી મોટરે બંગલે પહોંચ્યા. ત્યારે તો ત્યાં પોલીસ આવી લાગી હતી. લોકોનું ટોળું પણ એકઠું થયું હતું. એમાંથી માર્ગ કરી એ અંદર ધસ્યા.

એમનો ખાનગી દાક્તર અને દોસ્ત બી. પી. માયાને તપાસીને બહાર આવતો હતો, પણ અરવિંદને જોઈ

. ઊભો રહ્યો. ખભે હાથ મૂકી એને માયા પાસે ઈ ગયો. હળવેથી એણે ચાદર ઊઘાડી માયાનું મોં ખુલ્લું કર્યું—લોહીનીગળતું ને છુંદાયેલું. એ જોતાં ત અરવિંદ ચીસ પાડી આગળ ધસ્યો પણ દાક્તરે તેને રોક્યો ને પાછી ચાદર ઢાંકી દીધી.

'કોઈ ઈલાજ નહોતો" દાક્તરે એને પોતાની પાંખમાં તાં કહ્યું. 'બીજા માળના ઝરૂખેથી ચોકમાં પડે છી ક્યાંથી બચે! જીવ તરત જ નીકળી ગયો શે.' અને પ્રયત્નપૂર્વક એમણે અરવિંદને ખુરશીમાં બેસાડ્યો. થોડી વાત કરી ને પછી કહ્યું 'ચાલ, મારી સાથે ઉપર ચાલ, એકવાર તું બધું જોઈ લે. હે છે કે એક કાગળ મૂકેલો છે, તે જોઈ લે.'

ધ્રુજતે હૈયે ને લથડતે પગે અરવિંદ ઉપર ગયો. સાથે દાક્તર બી. પી. હતા. વકીલ-મૅનેજર હતા. અને પોલીસનો ઈન્સ્પેક્ટર પણ એમનાં પગલાં દબાવતો ઉપર પહોંચ્યો. પહેલાં શેઠનો ઓરડો આવ્યો. માયાના મોટા ફોટાઓથી એ સજીવ લાગતો હતો. જાણે બાટલામાં જ માયા બેઠી હશે ને હમણાં હસતી હસતી સામે લેવા આવશે એમ લાગતું હતું. ત્યાંથી બે માયાના ઓરડામાં ગયો. વચ્ચેની કાચની ગોળ ટીપાઈ ઉપર કાળજીથી લખેલો ભૂરા રંગનો કાગળ હતો. પાસે જ પેન પડી હતી. એક ક્ષણ પ્રારંભે પડ્યો કે એ કાગળમાં શું લખ્યું હશે? એમાં એકરાર હશે કે આક્ષેપ! એ કાગળમાં જરૂર કોઈનો દોષ અંકિત થયો હશે, અત્યાર પહેલાં કદાચ કોઈએ જોયો પણ હશે. ને એ વાત બહાર પહોંચી પણ હશે. શું થશે?

પણ એવી કઈ વાત હતી? બાર વર્ષ પહેલાં એમણે માયાને જોઈ ઓળખી, પ્રીત કરી ને પરણ્યાં ત્યારથી નથી કોઈ ઊંચા સાદે બોલ્યું કે નથી કોઈ કદી રીસાયું. અવિશ્વાસની જરા સરખી ગંધ પણ કદી આવી નથી. કોઈ શંકાની કે અમંગળની વાત ઊઘાડવા અરવિંદને તક હશે તો માયાએ ઝટ એના મોં ઉપર પોતાની હથેળી દાબી દીધી હશે એનાથી સંશયનો ઝેરનું ટીપું પણ સહન નહોતું થતું. પારકાની વાતમાં એવું કાંઈ સંભળાય તો પણ એ છિઃ છિઃ કરી ત્રાસી ઊઠતી. એણે મરતાં પહેલાં આ કાગળમાં શું લખ્યું હશે? અરે, એ શાથી મરી હશે?

દાક્તર બી. પી.એ કાગળ ઊઠાવી અરવિંદના હાથમાં મૂક્યો ને ચારે જણ એના મોં ઉપરથી કાગળનું સત્ય સમજવા ટાંપી રહ્યા. થર થર ધ્રૂજતા હાથે માંડ માંડ ચશ્મા પહેરી અરવિંદે કાગળ ઉકેલ્યો, પણ શું વાંચ્યું તેની ગમ ના રહી એટલે ફરી ફરીથી વાંચ્યો. અને મુંઝાયો હોય એમ એણે બીજાની સામે કાગળ ધરતાં કહ્યું,

'આમાં શું સમજવું! મને કૈં સમજાતું નથી.' કહી એ ત્યાં જ બેસી પડ્યો.

કાગળ દાક્તરે લીધો. ને ઈન્સ્પેક્ટરની જિજ્ઞાસા સંતોષાય એ રીતે જરા મોટેથી વાંચ્યો.

'પ્રિય અરવિંદ,

જાઉં છું. માફ કરજે.

તારી માયા.'

બસ આટલા જ શબ્દો હતા. જેવી માયા ઓછાબોલી હતી એવો જ એનો કાગળ પણ ટૂંકોટચ હતો. એ ટૂંકો કાગળ સહુએ ફરી ફરી હાથમાં લઈ વાંચ્યો, ફેરવી ફેરવીને જોયો. આપઘાત કર્યો હતો એ વાત તો દેખીતી હતી, પણ એવું ઓચિંતુ શું બન્યું? દરેકે વિચારો કર્યા ને અરવિંદને જાતજાતના સવાલો પૂછવા માંડ્યા:

'માનસિક સમતોલપણું કોઈ કોઈ વાર—?'

'કોઈ દિવસ નહિ' અરવિંદે ખાતરી આપી.

'કોઈ છૂપો વ્યાધિ—?'

'રોગનું નામેય નહિ' દાક્તર બી. પી.એ જણાવ્યું.

'કોઈ શંકા, કોઈ ભય, કોઈ આઘાત?' એમ પ્રશ્નો થયા તેવા શમી ગયા. કોઈ ખુલાસો મળતો ન હતો.



સહુ બેઠા, અને થોડીવારે ઈન્સ્પેક્ટરે એનું કામ શરૂ કર્યું. ઘરના તમામ નોકર ચાકરને એણે વારાફરતી બોલાવી સવાલો પૂછ્યા. કેટલુંક ના પૂછાય એવું પણ પૂછ્યું. બાઈ એકલી ક્યાં જતી હતી? કોને મળતી હતી? દિવસના વચલા ગાળામાં એકલી શું કરતી હતી? કોઈ અજાણ્યા 'માણસ સંદેશા લાવતા લઈ જતા ખરા કે? આજે કોણ કોણ આવ્યું હતું? એમની વાતો કોણે સાંભળી હતી?' એમ ઘણી ઘણી રીતે એ વાત કઢાવવા મથ્યો પણ એમાંથી નોંધવા જેવું કાંઈ ના મળ્યું.

શોફર બાઈને મળેલો, એને સાંજે સાડાચારે બોલાવેલો. એટલે એને મળતાં પહેલાં બાઈને કશો વિચાર આવેલો નહિ હોય. તે પછી માળીની જોડે એણે નવા ફૂલ-રોપની વાતો કરેલી ને નવાં બી મંગાવી આપવા જણાવેલું. રસોઈઆને સાંજની રસોઈ માટે સૂચના આપેલી. એ બધી તો રોજીંદી બાબતો હતી. બહારથી મળવા આવનારમાં બે જણ હતા: એક તો મહિલા મંડળનો હિસાબનીશ. એ બે ત્રણ ચેક ઉપર સહી લઈને જતો રહેલો. અને બીજો હતો સાડી વેચનારો ફેરીઓ. બંગાળી ઢબની સાડીઓ બતાવવા આવેલો તે ઓર્ડર લઈ ગયેલો. પણ એનું નામ સરનામું ક્યાંથી મળે? ને મળે તો યે એ અજાણ્યો માણસ શું કહેવાનો હતો?

શેઠ રડ્યા, કકળ્યા, મુંઝાયા. પણ માયા ગઈ તે ગઈ. ને કેમ ગઈ તેનું રહસ્ય પણ સાથે લેતી ગઈ. લોકોએ તરેહતરેહના ચૂકાદા આપ્યા. કોઈએ અરવિંદ શેઠ ઉપર આળ મૂક્યું, કોઈએ માયાના નામ ઉપર શાહી ઢોળી. કોઈએ મોટા ઘરનાં પોલ ઉપર ટીખળ કર્યું. કોઈ ચોક્કસ કારણ બહાર ના આવ્યું એટલે વાત ચગડોળે ચડી.

ચોથે દિવસે રાજકોટથી શેઠના મામા આવ્યા. બેનની હયાતીમાં એમણે ઘણા દિવસો આ ઘરમાં કાઢેલા અને અરવિંદ જોડે ઘણાં સ્થળોએ સાથે ફરેલા. પણ પછી એ લગભગ ભૂલાઈ જ ગયેલા. એમને વગર તેડ્યે આવેલા જોઈ અરવિંદને નવાઈ ઉપજી. એ કારણ પૂછે તે પહેલાં મામાએ એને અંદર ઓરડામાં લીધો.

'જો અરવિંદ, જે થઈ ગયું તે તો થઈ ગયું. મને ખબર છે કે તને કેવું લાગે. પણ એનો ઈલાજ નથી છતાં, જે કરવું જોઈએ તે કામ એમ ને એમ પડ્યું છે. એટલે હું આવ્યો.' મામાએ ખુરશી ઉપર પગ ચડાવ્યો.

'કયું કામ!'

'નથી જાણતો, એમ? પેલી તો ગઈ. પણ જતાં જતાં તનેય મારતી ગઈ, એ તો સમજ. તું ગમે તેટલું છૂપાવે પણ તારાથી લોકોની નજર ઝીલવાની નથી. જ્યાં જઈશ ત્યાં એ છૂપા ગર્ભિત સવાલો તને કોરી ખાશે. માટે જે ખરું કારણ હોય તે કહી નાખને. એનો ઈલાજ કર. કહીશ તો ઈલાજ થશે. ને નહિ તો વાજતું ગાજતું તોરણે આવશે ત્યારે મારાથી કે તારાથી કંઈ નહિ વળે. હજુ સમય છે. બોલ, શું કહેવું છે!' મામાએ ખુરશી ઉપર પલાંઠી વાળી ને તપકીરની દાબડી ઉપર ટકોરો માર્યો. એમના હિસાબે માછલું છૂપી શકે એમ નહોતું.

અરવિંદના મોં ઉપર દુઃખ હતું. એનું મન રડી રહ્યું હતું. આજે ચાર દિવસ થયા પણ માયા ગઈ એમ એનું મન માનતું નહોતું. રાતમાં એ ઊઠીને એકલો બેસી રહેતો. એને થતું હમણાં માયા પૂછશે:

'શા વિચાર કરો છો? જે હશે તે સવારે થશે. અત્યારે સૂઈ જાવને.' એને લાગતું હમણાં માયા ગરમ કોફીનો પ્યાલો બનાવી આવી પહોંચશે તે હમણાં એના પાલવ વડે કપાળ ઉપરનો પરસેવો લૂછશે. એ માયા કેમ જતી રહી? કેમ એને કાંઈ પૂછ્યું નહિ. કહ્યું નહિ!

એણે મામાના હાથમાં પોતાના હાથ મૂક્યા. અને નિખાલસતાથી છલકાતા અવાજે એણે કહ્યું, 'તમારે જે પૂછવું હોય તે પૂછો, જે શોધવું હોય તે શોધો

પાસ કરો, ખરચ કરો. જરા જેટલી શરમ રાખ્યા
ના કૈંદાય એટલું કૈંદો. મારી ખાતર નહિ પણ
ારી માયાની ખાતર તમને કહું છું, મામા મને
તાવો કે એણે આમ શાથી કર્યું ? કયા દુઃખે એ
ારી એ મને કહો, જરૂર શોધીને કહો.'

મને એ પછી મામાએ વાતના ત્રાગડા મેળવવા માંડ્યા. મેમણે નોકરચાકરોની વાતો સંતાઈને સાંભળી, દોસ્તારોને ભળતી વાતોએ ચડાવી ગલ મેળવવા મથ્યા, પ્જારોમાંથી ઊડતી વાતોનો ક્યાસ કાઢવા યત્ન કર્યો, પણ અરવિંદને સંડોવી શકાય એવી કોઈ માહિતી એમની પાસે રજૂ ના થઈ. એમણે ઘરનાં ટેબલ કબાટ ફંદ્યાં, ચોપડીઓનાં પાન ફેરવી અંદર મૂકેલી કાપલીઓ અને દોરેલી લીંટીઓમાં રહસ્ય ખોળ્યું. પણ ક્યાંય રાધ દેખાયો નહિ. પોલીસના ઇન્સ્પેક્ટરે એમને બોલાવી પોતાનો દૃઢ મત કહી સંભળાવ્યો : 'બહુ મોટા ઘરમાં સંતાન વિનાની બાઈ, કામકાજ કે ચિંતા ક્લેશનું નામ નહિ. એટલે મગજમાં ધૂન આવી ને ધબાક પડી. મૂળે બંગાળી લોક લાગણીથી પોચા, તેમાં આ પળી ગુજરાતીની વહુ થઈને વધારે ઢીલી બની. થયું, એવાં તરંગી, ધૂની, ઢીલાં માણસોનો પીછો છોડો. વાતમાં કશો માલ નથી.'

પણ મામાને લાગ્યું કે ભલે આખી દુનિયા ના પાડે. પણ માયાએ જીવ કાઢી આપ્યો એમાં કારણ તો છે જ. છોકરીઓ સાસુ નણંદના ત્રાસથી કે વરના કડવા વેણથી જીવ કાઢી નાખે, કોઈ ભૂલ પકડાઈ જવાની ધાસ્તી હોય ત્યારેય ઝેર ઘોળી પીએ. આ કિસ્સામાં કોઈ નાસીપાસી, કોઈ વણસંતોષાયલી અભિલાષા, કોઈ અંતરને કોરી રહેલો પશ્ચાત્તાપ—કૈંક હોવું તો જોઈએ. એ શું હશે !

દુઃખનું ઓસડ દહાડા એમ ભલે કહેવાતું હોય પણ અરવિંદનું દુઃખ તો રાત ભાંગીને દિવસ ઊગે એટલે વધારે આકરું લાગતું. માયા ગઈ પણ એની માયા એવી વળગી હતી કે છૂટતી ન હતી. એને થયું : 'મેં એનાથી કોઈ દિવસ જુદાઈ રાખી નથી. છતાં એણે કેમ મને કહ્યું નહિ, કેમ મારો અવિશ્વાસ કર્યો ? બાર બાર વર્ષ સાથે હસીખુશીને પ્રેમમાં રત રહ્યાં. પણ મનનો મેળ શું ખરેખર નહોતો થયો ?'

ઘરમાં કોઈ બિમાર નહોતું છતાં ડૉક્ટર બી. પી. અવારનવાર મળવા આવતા. એમણે તર્ક કર્યો કે સ્નેહલગ્નો ફાવે તેટલાં વખણાય, પણ એમાં અંતરપટ તો રહે જ છે. એમાં ભોળા ભાવનું સમર્પણ નથી હોતું. અને જ્યાં દુઃખનું નામનિશાન નથી હોતું ત્યાં મનની ગ્રંથિઓ પૂરેપૂરી છૂટતી નથી, સંકોચ રહ્યા કરે છે.

આ સાંભળી અરવિંદ વિચારમાં પડ્યો. એણે ભૂતકાળમાં નજર ફેંકી જોઈ. કયારેય માયાએ ભેદભાવ બતાવ્યો હોય એવું એને યાદ ના આવ્યું. સરળ અને મુગ્ધભાવે એ એની થઈને રહી હતી. અંગત સેવાઓને એણે કેટલી વખત રોકી હશે, છતાં માયા આગ્રહ કરીને એમાંથી લહાવો લેતી. એ બિચારી મનમાં પડદો રાખે !

'તમે પહેલવહેલાં ક્યાં મળેલાં ?' મામાએ પણ અરવિંદ પાછળ ભૂતકાળની ગુફામાં ઊતરવા માંડ્યું. 'દાર્જીલીંગમાં.' અરવિંદે તરત જણાવ્યું. 'કલકત્તાના પ્રમથેશ ચક્રવર્તી મને એમની સાથે લઈ ગયેલા એમણે 'રોઝમેરી કૉટેજ' સીઝન માટે ભાડે રાખેલો. પણ, અમે ત્યાં પહોંચ્યા ને બીજે દિવસે કલકત્તાથી કૉલ આવ્યો એટલે એ એકલા પાછા ગયા.

'બે દિવસમાં પાછો'—એમ કહીને એ ગયા પણ મહિના સુધી એમનાથી નીકળાયું નહિ. એ ગાળામાં હું માયાને મળેલો.'

'કોઈએ ઓળખાણ કરાવેલું ?'

'ના. ઓળખાણ પણ મેં જ કર્યું. એ અને એની માસી બંને દાર્જીલીંગમાં એકલાં રહેતાં. એના પિતા સાત આઠ વર્ષ પહેલાં વિલાયત જતા રહેલા ને એમનો પાછા આવવાનો સંભવ નહોતો. અહીંની મિલકત માસીને સોંપેલી ને એ આ છોકરીને જાળવે.'

દાક્તર બી. પી.એ અરવિંદને રોક્યો. મર્મમાં એ



હસતો હોય એમ અચકાતાં એણે પૂછ્યું, 'ત્યારે માયા કેવી લાગેલી ?'

'એ કંઈક ખોવાઈ ગયેલાની જેમ રહેતી. કોઈની સાથે હળેમળે નહિ. હૉસ્ટેલ પર લોકો ટાપટીપ ને ઠાઠ-માઠ કરે છે એવું કાંઈ એ કરે નહિ વારંવાર બેધ્યાન થઈ જાય. એની માસી કહે કે એકવાર મોટરના અકસ્માતમાં એને ચોટ લાગેલી ત્યારથી એ ઓછાબોલી ને એકાંતમાં રહેતી થઈ છે. ઘણા દાક્તરોએ તપાસી પણ કોઈ ખામી નથી દેખાઈ.'

'ત્યારે એની માનસિક સ્થિતિ પહેલેથી નબળી તો ખરી.' માયાએ દાક્તર તરફ સૂચક રીતે જોયું.

'ને તોયે તમારું મન એના તરફ ઢળ્યું!' બી. પી.એ પૂછ્યું.

'મન તો ઢળ્યું જ, એની ના કેમ કહું ! પણ મને તો એમાં મુગ્ધ કુમારિકાના ભાવ જળવાયેલા લાગ્યા. થોડી સહાનુભૂતિ પણ થઈ. મને લાગ્યું કે મને જેમ તેની સોબત ગમે છે એમ એને પણ ગમે છે. એણે જ મને બંગાળી વેશ પહેરાવ્યો, ને ગુજરાતી ઢબે સાડી પહેરતાં એ મારી કનેથી શીખી. અને એકવાર છૂટ છૂટી એટલે એણે જાણે મારી પાસે ગુજરાતી શીખવા માંડ્યું. પ્રશ્નો પૂછ્યાં કરે, ન સમજાય તો હસ્યાં કરે, ને બીજે દિવસે શીખેલું કહી બતાવી મને ચકિત કરે. એમ અમે સાથે થઈ ગયાં.'

'ઉતાવળ તો ખરી' મામાએ ઊંચું જોતાં અભિપ્રાય કહ્યો. 'પછી પેલી માસી—એ જોડે ના થઈ ?'

'ના. એ બાઈએ તો આભાર માનતાં માયાની મિલ્કત પણ મને સોંપવા માંડી. એ કહે, તમે તો એને નવું જીવન આપ્યું, ને હવે એ ઋણમુક્ત થાય તો પૂરી રીતે થાય. પણ, મારે એના ધનની શી જરૂર હતી ? ને વૃદ્ધાવસ્થામાં હું એને શું કામ ઓશિયાળી બનાવું ! જે એની કને હતું તે પૂરતું હતું એટલે એને છોડીને જતાં માયાને પણ વસવસો ના થયો.'

'લગ્ન ક્યાં કર્યું' !'

'ત્યાં જ. પછી તો ચક્રવર્તી મહાશય આવી ગયા. અને એમને વાત રુચી. માયા પણ વીસ વર્ષની પુ
હતી. એમના જ મકાનમાં અમે મંડળી એકઠી
અને એમાં નોકરચાકર માળી દુકાનદાર એમ
ભળ્યા. આનંદથી વિધિપૂર્વક અમે બંને પરણ્યાં.'

'પછી કોઈ વાર માસીના ખબર અંતર આવેલા—પૂછેલા ખરા ?' મામાને રસ પડ્યો.

'ના, ભાઈ. માસી તો ભૂલાઈ જ ગઈ. કોઈ વાર એનું નામ આવે પણ એટલું જ. પહેલા બે
દુર્ગા પૂજા નિમિત્તે અભિનંદનો આવ્યાં-ગયાં
પાછળથી એ રીત પણ ઘસાઈ ગઈ'

'ચાલો ત્યારે હું જાઉં.' કહી દાક્તર બી. પી.
ઊભા થયા.

'હા, તમે દવાખાને જાવ ને હું જાઉં છું—' ક
મામા પણ ઊભા થયા. એમણે અરવિંદ તરફ જો
જરા ભારપૂર્વક કહ્યું, '—દાર્જીલીંગ !'

મામાએ દાર્જીલીંગ જઈ માસીવાળું મકાન ખોળ
કાઢ્યું, પણ સવિતા મુખર્જીને બદલે ત્યાં કોઈ મા
વાડી મલાજાવાળું કુટુંબ રહેતું હતું. એમની કને
બાર વર્ષ પહેલાંની શી વાત મળે ? નોકરો બદલા
ગયા હતા. પણ બુઢ્ઢો માળી એ નામ સાંભળી પા
આવ્યો. એને યાદ આવ્યું ખરું. એણે જૂની વાતે
તાજી કરી. માયાને એણે ત્રણ ચાર વર્ષ આ બંગ
લામાં રહેતાં જોયેલી. પણ એ રહેવા આવી ત્યાર
જ બસ શૂનમુન રહેતી, ને એકલી ફરતી. એ
માયાના ખબર પૂછ્યા પણ મામાને માયા કરત
માસીની ભાળ વધારે ખપતી હતી. 'એ માસી ક્યાં
'માસી તો કલકત્તે જતી રહી. એને તો ઘણા પૈ
મળ્યા ને ન્યાલ થઈ ગઈ.' માળીએ કહ્યું. એ માસી
કલકત્તામાં કેમ ખોળવી ? માળીને આથી વધારે ખ
નહોતી. અને એને મારવાડી શેઠનો સામાન લ
આવવા સ્ટોરમાં જવાનું હતું. એ ચાલ્યો ને એ
પાછળ મામા પણ ચાલ્યા. વાતો કરતાં કદાચ કો
બાતમીની રજ મળી આવે તો વળી સાંભરી લેવા
એમ રતો.

એમને માણી તો ન ફળ્યો. પણ એ સ્ટોરના માલિકે મદદ કરી. એણે જૂના ચોપડા કાઢી સવિતા મુખર્જીનું ખાતું કાઢ્યું. એમાં ચેકથી નાણાં ભરેલાં હતાં. ને ચેક કલકત્તાની બેંકનો હતો. એટલો આધાર લઈ મામાએ દાર્જીલીંગના ડુંગરા સામુંયે જોયા વિના ચાલવા માંડ્યું.

કલકત્તાની બેંકમાંથી માસીનું સરનામું મેળવી મામા સવિતાને મળ્યા. એ તો આવી તપાસ જોઈ ચોંકી ઊઠી. એને ફીકર પડી કે માયાના હાથનું લખાણ લીધું નથી, એટલે એનું જે નીકળે તે હવે એણે ચૂકતે કરી આપવું પડશે. આમ સમજી એણે ઉડાઉ જવાબો દીધા. પણ મામાએ એની રગ પારખી નિર્ભય કરીને બીજે દિવસે તો એ ઘણું બોલી ગઈ.

'હું એની સગી માસી ક્યાંથી? ના રે, હું તો કામ ખોળવા દાક્તરને ત્યાં ગયેલી. ત્યારે આ માયા હશે પંદર સોળ વર્ષની. મને આ છોકરી નાજુક ને નંખાઈ ગયેલી તબિયતવાળી લાગી. દાક્તરે જ મને દાર્જીલીંગ મોકલી. અને છોકરીની તબીયત સુધારવા જે ખરચ થાય તે કરવા કહ્યું. મેં જોયું તો માયા નથી હસતી કે નથી રડતી. એ બોલતી પણ બે અક્ષર. એકલી એકલી વાંચે ને નહિ તો ફૂલો કે પંખીઓ જોયાં કરે. એવી એવી મેં એને સંભાળી ને સાજી કરી. વચમાં દાક્તર એક બે વાર આવીને જોઈ ગયેલા. ને સારું થાય છે એવી ખાતરી થઈ એટલે બેંકમાં મારા નામનું ખાતું ખોલી આપી એ વિલાયતે જતા રહ્યા.'

આટલી વાત જાણી તો ખરી. પતંગ કાંઈક આકાશમાં સ્થિર થયો લાગ્યો. પણ વળી દોર તૂટી ગયો. એથી આગળની વાત માસી પાસે પણ નહોતી. બાપનું સરનામું બેંક પાસેથી પણ ન મળ્યું ત્યારે મામાને થયું કે એમનો ફેરો ફોગટ ગયો.

કલકત્તેથી એમણે અરવિંદ શેઠ ઉપર ખાનગી કાગળ લખ્યો. એમાં મળેલી વિગત જણાવી. પછી અઠવાડિયું જવાબની રાહ જોઈ. પણ કોણ લખે? એટલે નિરાશ થઈને પાછા ફરવાની ટિકીટ કપાવી. જવાને દિવસે એ માસી કને જઈને એને ને ત્યાં માયાના રૂપગુણ સંભારી એમણે અંજલિ આપી. માયા આ બંનેમાંથી કોઈની સગી નહોતી, પણ તોયે એના મર્યા પછી, આ બંને એનાં સગાં હોય એમ આત્મીય ભાવ રાખી મળ્યાં. છેવટે, મામા જવા ઊઠ્યા.

'ઊભા રહો. હું તમારા માટે કાંઈ નાસ્તો લાવું.' કહી માસીએ આગ્રહ કર્યો. ને મામાએ પણ પોતાના ઘરમાં ફરતા હોય એમ દિવાનખાનાની છબીઓ જોવા માંડી. કોઈ કરતાં કોઈને એ ઓળખતી નહોતી. એમાંની કોઈક છબીઓ માસીના નાનપણની પણ હોય ને પહેલાં એ કેવીક દેખાતી હશે એનો રસ જગાડી મામા જોવા લાગ્યા.

હાથમાં મીઠાઈની તાસક અને પાણીનો પ્યાલો લઈ માસી આવી ત્યારે એમણે હરખથી પોતાની શોધ જાહેર કરી અને પ્રૌઢા માસીનું મોં આનંદથી ચમકી ઊઠ્યું.

'ભલી ઓળખી કાઢી મને! તમેય જબરા છો.' માસી મલકાઈ, 'લ્યો ત્યારે બોલો. આ કોણ છે?' એમણે નિશાળનાં બાળકોનો એક ગ્રુપ બતાવી એમાં એક નાનકડા ચહેરા ઉપર આંગળી મૂકી.

'એ?' કહી મામા નજદીક ગયા. ખિસ્સામાંથી ચશ્મા કાઢી નાકે ચઢાવ્યાં. ઝીણવટથી જોયું, 'પણ શું ઓળખાય? એ માસી તો નહોતી ત્યારે શું એ માયા હશે? એમણે ઝાંખા થઈ ગયેલા ફોટાની ઉપર નીચે જોયું, ત્યાં કોઈ મિશનરી સ્કૂલનું નામ હતું, સાલ હતી.

'માયા તો નહિ!' એમણે શંકા કરી.

'એ જ, એ જ,' મામાની હોંશિયારીથી માસી ખૂબ હરખાઈ. 'જબરા છો તમે, હોં! જુવો તો ખરા, કેટલાં વરસ પહેલાંનો આ ફોટો—'

એટલો દોર સાંધી મામા લાગલા એ નિશાળની શોધમાં નીકળ્યા. ઢાકાના પરામાં આવેલી એ નિશા-



ળમાં પહોંચ્યા ને પોતે કલકત્તેથી આવે છે એની જાણ કરી.

'બાઈ, નિશાળની બહુ પ્રશંસા સાંભળી. શિક્ષણ ઘણું ઊંચું. મારેય દીકરીને આવી કોઈ બેનમૂન સંસ્થામાં મૂકવી છે.'

'બહુ ખુશીની વાત છે. બેલાશક મોકલો.' વ્યવસ્થાપક બાઈએ કહ્યું. 'અમે પૂરી કાળજી રાખીશું.'

'છોકરા-છોકરીઓ ભેગાં ભણે, એમાં કોઈ દહાડો ચિંતા કરવા—'

'લગીરે નહિ. ચાલીસ વર્ષનો અમારો ઇતિહાસ સાક્ષી પૂરશે. એક પણ બનાવ એવો નથી કે અમારે નીચું જોવું પડે.' બાઈએ હિંમતથી કહ્યું ને પછી ખાતરી આપતાં ઉમેર્યું, 'બેફિકર રહેજો.'

'ત્યારે જુવો. કાઢો—સાલ. માયા રોયનું નામ જડે છે? હું ડૉ. રોયની પુત્રીની વાત કરું છું.' મામાએ ધાકો કર્યો. પેલી બાઈ ઓચિંતા હુમલાથી ગભરાઈ, ખંચકાઈ ને પછી એણે જૂનાં રજીસ્ટરોમાં તપાસ કરવા માંડી. એણે મુદત માગી. 'જે હશે તે કાલે હું આપને બતાવીશ.' એમ કહી એણે મામાને વિદાય કર્યો ને કાગળિયાં ફેંદવા માંડ્યાં.

બીજે દિવસે મામા નિશાળે પહોંચ્યા ત્યારે બાઈનું મોં મગરૂબીથી ચમકતું હતું. 'અમે ખોટું કહેતા જ નથી.' અને પૂર્તિ માટે દાઢીવાળો એક ફાધર પાસે ઊભો હતો તેના તરફ જોયું. એણે પણ ડોકું હલાવી ભારપૂર્વક કહ્યું, 'મધર ઠીક કહે છે.'

માયાએ કાગળો ઉકેલ્યા. બાપે ધમકીભર્યા કાગળો લખેલા તે અને છોકરીને શા કારણે નિશાળ છોડવી પડેલી તે વાંચ્યું. એ છોકરી બાપની કને રહી નિશાળે જતી આવતી. ને શાળામાં ભણતાં ભણતાં ઓચિંતા એને પાંચ મહિના રહ્યા એમાં શાળાની કશી જવાબદારી નહોતી. શાળાએ જ બાપ ઉપર દબાણ લાવી છોકરીને શાળા છોડવાની ફરજ પાડેલી. અને મિશનની ઇસ્પિતાલમાં એ છોકરીને રાખવા સલાહ પણ આપેલી.

મામા આ મિશન ઇસ્પિતાલનાં પગથિયાં ચઢ્યા ત્યારે એમના મનને લાગ્યું કે હવે કશુંક હાથવેંતમાં છે, એમની ખોજ એળે જવાની નથી. લાંબી ટૂંકી કર્યા વિના એમણે એક બાળકના જન્મનું સર્ટિફિકેટ માગ્યું. માનું નામ માયા રોય. બાપનું નામ કે બાળકની જાતિ ખબર નથી. એમણે અંદાજે જે સાલ બતાવી તે ખરી નીકળી. અને પુત્ર ક્યારે અવતર્યો તેની હકીકત બહાર આવી.

આ તપાસ ચાલતી હતી ત્યાં બીજી એક બાઈ જન્મ નોંધાવવા આવી. અને બંને બાઈઓ વચ્ચે મામાની તપાસ વિષે ઉલ્લેખ થયો. છોકરાનું કાર્ડ બનાવેલું તે કાઢી એમણે વાંચી જોયું. અનુપમ રોય. પિતાનું નામ ખબર નથી. પછી એ બાળકની નિશાનીઓ લખેલી જોઈ. વાંકડીઆ સોનેરી વાળ, ભૂરી આંખો, ગળા ઉપર લાલ રંગનું અડધા રૂપિયા જેવડું લાખું—

'અરે હા. આ તો મારા જ હાથની નોંધ છે. જોને અહીં 'કલી' એવું મેં પાડેલું નામ પણ લખ્યું છે. અરે, હવે તો મને ઘણું ઘણું યાદ આવે છે!'

એ માર્થા મેટ્રનની સાથે મામા જાણીતી હૉટેલમાં જમવા બેઠા. એમણે ભાતભાતની વાનીઓ મંગાવી, પીવાનુંયે મંગાવ્યું. ઉપરથી આગ્રહ કર્યો.

'તમે નહિ લો?' માર્થાને નવાઈ લાગી.

'મને નહિ સદે. પેટમાં ચાંદાં પાડ્યાં છે. એટલે ટમાટાંનો સુપ ને પાંઉ સિવાય બીજું ખવાતું જ નથી.' મામાએ છાંટી. 'પણ એક વાત કહેવા દો મને બીજું કોઈ આનંદથી જમે તો મને ભારે જમ્યાનો આનંદ જરૂર મળી રહે છે.' અને એ ખડખડ હસ્યા.

માર્થા ચગી. એની જીભ ઊઘડી. એણે મામાના ચકચારભરેલા કિસ્સાની માંડીને વાત કરી. 'બિચારી માયા! એની બેનપણીને લઈને બાપને કહ્યા વિના મેળે ગઈ હશે. ને ત્યાં કોઈની અડફટે ચડી ગઈ. પણ એવી ડરી ગઈ કે ઘેર આવીને કોઈની આગળ





એનાથી ના કહેવાયું. અંતે કુદરત વેર વાળતી હોય એમ એણે સહુની આગળ ચાડી ખાધી.

'બીજા કોઈ હોત તો નિકાલ કરી નાખત. પણ ડૉ. રૉય મોટો માણસ. એ એવું કેમ કરે? એટલે એણે આ ઇસ્પિતાલમાં દીકરીની સુવાવડ કરાવી. નાજુક શરીર અને ચિંતામાં પૂરા દિવસ થાય તે પહેલાં એને બાળક અવતર્યો. પણ કેવો મજાનો મીઠો ને મધુરો એ છોકરો હતો! માયા ત્યારે ભાગ્યે પંદર સોળ વર્ષની હશે. એટલી નાની મા અમે ઇસ્પિતાલમાં બહુ ઓછી જોયેલી. અને તેથી અમે સહુ એની બહુ ચાકરી કરતાં. એ છોકરી પણ બાળકને જોઈ હરખથી ઘેલી ઘેલી થઈ જતી, વારંવાર બાળકને મંગાવતી ને ધવડાવતી ને રમાડતી અને ના પાડીએ તો ગુસ્સે થતી ને રડવા બેસતી. પણ એમ એ માંદી પડી. ને બીજાને દસ દિવસ રહેવું પડે ત્યારે માયાને અઢી મહિના રહેવું પડેલું.

'એ દરમ્યાન ડૉ. રૉયે ઢાકા છોડી દીધેલું. અમે ખબર આપી ત્યારે એ એમની દીકરીને લેવા આવેલા. પણ, ઓહ! એ કારમો દિવસ હું કેમે ભૂલીશ નહિ. માયાને કપડાં બદલાવી ગાડીમાં બેસાડી એટલે એણે બાળક માગ્યો. પણ એ બાળક હતો જ ક્યાં!'

'કેમ બાળક તો સાજો સમો હતો!' મામાએ ટાપશી પૂરી.

માર્થાએ ટેબલ ઉપર ટપલી મારી જરી ચીડમાં જણાવ્યું, 'ઓહ, તમે સમજ્યા નહિ. બાળક તો તંદુરસ્ત હતો. અઢી મહિનામાં અમારા સહુની સાથે હળી ગયો હતો. ને બધામાં વળી હું તો એને ખૂબ જ પ્યાર કરતી. મને એ બહુ ગમતો. પણ એની માની કનેથી એ બાળક પહેલાં જ એને દવાખાનામાંથી રવાના કરી દીધો હતો.

'ને જતી વખતે મા શું રડી છે. શું કકળી છે! એણે બાપના પગ પકડી માથું પછાડ્યું. પણ રડતી આંખે બાપ ના ડગ્યા, મક્કમ રહ્યા. એમણે દીકરીને છાતીસરસી ચાંપી કહેવા માંડ્યું, 'સહન કરતાં શીખી લે, મારી બેટી. હજુ જિંદગીમાં ઘણું સહન કરવાનું છે તારે. એનો પાર નહિ આવે.'

'એમ એ બાપ–બેટી તો ગયાં ને પેલો 'ક્લી' પણ જતો રહ્યો. દિવસો સુધી તમે માનશો, એ બંનેના, એમની વિદાયગીરીના ભણકારા અમને વાગ્યા છે. એ હું કેમ ભૂલું!'

ઢાકાથી મામા ક્યાંય રોકાયા વિના મુંબઈ આવી પહોંચ્યા. અરવિંદ શેઠની આગળ જઈ આવ્યા પણ વાત પેટમાં રાખી. દાક્તર બી. પી.એ એમની ઠઠ્ઠા કરી તો યે એ પહોંચેલ મુરબ્બી જવાબ પી ગયા. 'હજુ તપાસ ચાલુ છે.' એમ વાતને ઉડાવી ગયા.

હવે એમણે બંગાળી સાડીઓના સ્ટોર્સમાં આંટા મારવા માંડ્યા. ક્યાંકથી થોડો માલ ખરીદ કર્યો. એમાંથી ફેરીઆઓની તપાસ કરવા માંડી ને એક સરનામું પણ ફરતું કર્યું. 'કોઈ સારો ખાતરીવાળો ફેરીઓ ધ્યાનમાં આવે તો આ જગ્યાએ મોકલી આપજો.' એવી એમની માગણી હતી.

જે મુકામે એમણે ફેરીઆ બોલાવેલા તેમનેય સમજાવી પટાવીને, રાજી કરીને, ચડાવીને બીજા ફેરીઆઓને મોકલવા કહ્યું. એમ કરતાં કરતાં એમની નજરે એક જુવાન આવી ચડ્યો. એની આંખો ભૂરી હતી, વાળ વાંકડીઆ હતા, ગળે રૂપિયા જેવડું લાલ લાખું હતું.

'નામ કિ?'

'અનુપમ, અનુપમ રૉય.'

'ભાલો, ભાલો.' કહી મામા હસ્યા. ને છોકરાને બેસાડ્યો. સામે સાડીઓ જોવા એ બેઠા ને 'કેતો સુંદોર, કેતો બેશ!' કહી સુનંદા નંગો વેગળાં મૂકવા માંડ્યાં. આંકડો ખારસો ચારસો ઉપરનો થયો હતો. જુવાન પ્રસન્ન હતો.

'જો. યાદ કર. આજથી બે મહિના પહેલાં આવી જ સાડીઓ લઈ તું શેઠ અરવિંદલાલને ત્યાં ગયેલો–' મામાએ વાત કાઢી. એમનો અવાજ બદલાયો.

જુવાન મુંઝાયો. આ સવાલમાં જરૂર કશો ભેદ હતો.



હા કહેવી કે ના કહેવી? કોઈ ઉપાધિના ભણકારા એને સંભળાયા. એ વિના મામા આટલી સાડીઓ એકી ઝપાટે શેના ખરીદી લે?

'તે દિવસે તને છસો બાવન રૂપિયાનો ચેક મળેલો, ખરું ને! પછી એ સાડીઓ ક્યાં ગઈ?' મામાએ રૉકેટ છોડ્યું. ને એ ભેગો યુવાન શીઆવીઓ થઈ ગયો. એને ડીલે પરસેવો છૂટ્યો, ધ્રૂજી ગયો.

'ખરું કહી દઉં છું, મોશાય! સાડીઓ વેચેલી પણ મેં ભાવ વધારે લીધેલો તેથી એ બધાં નંગ બાઈને કહી પાછાં મારી સાથે લઈ ગયેલો. બીજે દિવસે સારી ઊંચામાંની સાડીઓ લઈ હું જ્યારે પહોંચાડવા ગયો ત્યાં તો બહુ માઠા સમાચાર રસ્તામાં જ સંભળાયા કે બાઈ દેવગતિને પામી છે! એટલે એ પોટલું એમ ને એમ એ પડી રહ્યું. હું જૂઠું નથી બોલતો. મેં રૂપીઆ લીધા ખરા, પણ હું હરામી નથી, હોં.' એમ કહી એ મામા તરફ જોઈ રહ્યો. હવે આગળ શું થવાનું છે?

મામાએ એને શાંત પાડ્યો. એને ખવડાવ્યું પીવડાવ્યું ને તાજો કર્યો. પછી માયાની વાત કાઢી. શું શું બન્યું હતું તે પૂછ્યું.

'હું શું કહું!' બોલી યુવાન અનુપમ ચૂપ થઈ ગયો. એના ગળામાં ભાર દઈને ઉછળી આવતું ધ્રૂસકું એણે બળપૂર્વક રોક્યું. આંખોના પાણીનાં પૂરને પાછાં ઠેલી નીચું જોઈ ગયો. 'મેં એવી બાઈ જોઈ નથી. દેવી, સાક્ષાત મા દુર્ગા જ જોઈ લો.' એમ કહી એણે અંતરીક્ષમાં માયાને નમસ્કાર કર્યા.

'એવા મોટા ઘરમાં અમારા જેવાને કોણ પેસવા દે? પણ મારું તકદીર તે મને એમણે ઉપર બોલાવ્યો, બેસાડ્યો. હું જે સાડી વખાણ કરીને બતાવું તે એ પણ એટલાં જ વખાણ કરીને કબુલ રાખે. એટલામાં નોકર એમને માટે મોસંબીના રસનો પ્યાલો મૂકી ગયો. પણ જેવો નોકર પાછો વળ્યો કે એ પ્યાલો ઉઠાવી એમણે મારી આગળ ધર્યો. મારી શી દેન કે એમનો રસ હું પી જાઉં! પણ મોશાય, મારું કાંઈ ચાલ્યું નહિ બહુ મમતાથી ને આગ્રહથી એ રસ એમણે મને પાઈ દીધો. હું રસ પીતો હતો ત્યારે એ મારા સામુ સંતોષથી આનંદથી જોઈ રહ્યાં. મારા માથે હાથ ફેરવ્યો, ને મારા ગળે પણ બંને હાથ મૂક્યા. બસ, એમ એ મને જોઈ જ રહ્યાં......'

બીજે દિવસે એ યુવાનને અરવિંદ શેઠની મોટી મોટરમાં બેસાડી મામા બંગલે પહોંચ્યા. ઉપર બીજે માળે માયાના ઓરડા આગળ એને લઈ ગયા. અરવિંદ શેઠ, બી. પી. અને મામા બારણા આગળ ઊભા રહ્યા ને યુવાનને અંદર જતો જોઈ રહ્યા.

આજે એ યુવાન પાસે સાડીઓની ગાંસડી નહોતી. પણ એક જ મુલાકાતમાં મળેલાં મોંઘાં સ્મરણોની બહુ મોટી ગાંસડીનો ભાર એને દબાવતો હતો, ગુંગળાવતો હતો. જ્યાં માયા બેઠેલી એ ખુરશીને એણે સ્પર્શ કર્યો. ને એ હાથ એણે માથે મૂક્યો. એક ક્ષણ એની આંખ મિંચાઈ ને 'મા, મા' કહેતો એ ત્યાં ફસડાઈ પડ્યો.

અરવિંદ શેઠ દોડ્યા. એક કૂદકે જ એની પાસે જઈ પહોંચ્યા. એને બાથમાં લીધો. એને માથે હાથ ફેરવ્યો ને એનો વાંસો પંપાળ્યો. 'તું જ છે, ભાઈ, તુ જ છે. મારી માયાનું હેત તે તું જ છે. વર્ષોથી તને ખોયાનો સંતાપ એનાથી જીરવાયો નહિ. એટલે તું ગયો એવી જ મા છૂટીને મરી ગઈ! મારી માયા ભાંગી પડી, ભૂકો થઈ ગઈ!' પછી ક્યાં સુધી એમણે 'માયા, માયા' કહી આંખમાંથી આસુ સાર્યાં ને અનુપમના ખભા પલાળ્યા. એમની વચ્ચે પડાય એવી કોઈની સ્થિતિ નહોતી રહી. પછી પૂર જરા ઓસર્યું ત્યારે મામાએ આવી એમને જુદા પાડ્યા: 'જતાં જતાં યે જુઓ તો ખરા, માયા એના અનુપમને એ તમારા જ હાથમાં સોંપતી ગઈ ને!' અને ડૂસકે ભરાયેલા અરવિંદને છાનો રાખતાં એમણે સમજ આપી: 'એ માયા આ ધરતીની થોડી જ હતી જે! ના, મા, ના. એ તો ઈશ્વરની માયા હતી! શેઠની કિના!'



'સેવકરામ'

# ઉદ્ઘાટન સમારંભોના 'તમાશા'

આકાશ વાદળથી ઘેરાતું હોય; અરે વાદળીઓ દોડમદોડ કરતી હોય, મેઘ ગર્જના કરતો હોય, ભીનો પવન વાતો હોય એ બધું કેવું આહ્લાદક લાગે છે! ગામડામાં તો આષાઢની વાદળીઓ જોઈ ખેડૂતો આકાશ સામે મીટ માંડી રહે છે. એ વાદળીઓ તેમને મન અમીકૂંપો જેવી હોય છે. ત્યારે મેહુલને આવકારવા સૌનાં હૈયાં અધીરાં બન્યાં હોય છે.

અને જ્યારે પ્રથમ વર્ષા ધરતીને ભેટે છે ત્યારે તો પ્રસન્નતા પ્રસરી રહે છે. ધરતીમાંથી એક પ્રકારની મીઠી સોડમ ફૂટી રહે છે. ત્યારે તો બધું આહ્લાદક લાગે છે. ધરતી પણ લીલી હરિયાળી ચૂંદડી ઓઢી લે છે. પશુ પણ ગેલમાં આવી જાય છે. મોર કળા કરી ઠીક ઠીક નાચી રહે છે. પક્ષીઓ કિલ્લોલ કરી મૂકે છે.

પણ એ બધું તો આષાઢના પ્રથમ દિવસોમાં જ. પણ જ્યારે શ્રાવણ આવે છે, ભાદરવો આવે છે ત્યારે તો ચોમાસાની ગંદકી એવી તો સૂગ ખગાડે છે કે નાકનું ટેરવું ચડી જાય અને મોં બગડી જાય. ગંદકી તેવી ફેલી, ક્યાંય પગ મૂકવાની જગ્યા ન રહે તેવી. નર્યો કાદવ અને કીચડ રસ્તામાં દેખાય. ભેંસનું છાણ રગદોળાતું હોય, કૂતરાંએ વળી રસ્તા બગાડ્યા હોય ને એમાં વળી છોકરાં હાજતે બેસતાં હોય. કમકમાટી આવે એવી એ ગંદકી હોય છે.

હું વાસમાં નીકળું ત્યારે મને આ જોઈ ચીતરી ચડે. આપણે તે માણસ છીએ કે ઢોર. ગમે તેવી ગંદકીમાં તે કેમ રહેવાય. એવો કીચડ પણ કેમ સહેવાય!

મેં અગાઉ ગામના લોકોને કહેલું:

'આ ઉનાળાના દિવસોમાં તમે નવરા ધૂપ જેવા બેસી રહો છો. ગામ વચ્ચે બેસી ગપાટા મારો છો. કાર્યમાં સક્રિયતા ન હોય છતાં દેખાવ અને દંભમાંથી જ ઊંચા ન આવતા પ્રધાનો જે વૃત્તિ રાખે છે તે ખરેખર દરેક દેશ પ્રજામાં મોટી આડખીલી ઊભી કરે છે. આ પ્રસંગમાં એ છતું થાય છે...

એના કરતાં સાથે મળી ગામના રસ્તા દુરસ્ત કરો તો શું ખોટું?

'જુઓ, ગામની ભાગોળથી તે ગામ-કૂવા સુધીનો રસ્તો નીચો છે. દર ચોમાસામાં ત્યાં પાણી ભરાઈ રહે છે. વરસાદના દિવસોમાં આપણી મા-બેનોને પાણી ભરવા જતાં કેટલી બધી તકલીફ પડે છે! એમને પાણી ડહોળતા ડહોળતા આવવું પડે છે.''

એ સાંભળીને એક બે જણાએ સાક્ષી પણ પૂરી:

'ખરી વાત છે. નાની વહુવારુઓને તો લાજ કાઢીને ચાલવું કે પછી સાલ્લો ઊંચો લેવો? શરમાઈએ એવું થાય છે.

'સેવકરામની વાત તો ખરી છે. દર ચોમાસામાં આપણે અફસોસ કરીએ છીએ. એ કાંઈ ઓછી હેરાનગતિ છે. રસ્તાનું તો કાંઈ કરવું જોઈએ.'

બધાનો, લગભગ ઘણા બધાનો આવો જ સૂર હતો. એટલે મને લાગ્યું કે નક્કી આ લોકો રસ્તાનું કામ ઊપાડી લેશે. પણ એ રામ તો એના એ.

ઉનાળો ચાલ્યો ગયો. ઊંઘવામાં, રાવણાં કરવામાં, ગપાટાં મારવામાં બે અઢી મહિના કાઢી નાખ્યા. સૌએ જો સાથે મળીને આ કામ કાઢ્યું હોત તો પંદર વીસ દિવસમાં તો એ રસ્તો થઈ જાત. પણ ગામડામાં સમૂહગત કામ થતાં નથી. આપણે કહીએ ત્યારે હાજી-હા તો કરશે. વાત તો ખરી છે, સેવકરામ આપણા લાભની વાત કરે છે એવું તો લગભગ દરેક ગામમાં સાંભળવા મળે છે. પણ લોકોમાં આચરણનું બળ નથી. આપણે ત્યાં રહીએ. પકડી પકડીને ભેગાં કરીએ. આગ્રહ કરીએ, દબાણ કરીએ તો વળી થોડુંક કામ થાય.

આ ચોમાસામાં એ ગામમાં પગ મૂક્યો ત્યારે સાચે જ



ફમકમાટી આવી ગઈ. આવી ગંદકીમાં જીવતાં માનવીઓ રહી શકે ખરાં!

ત્યારે મને ગોકળિયુ ગામ કહેનારા લેખકો અને કવિઓ યાદ આવ્યાં. એ જો આ દિવસોમાં ગામડે આવે, આવે અને ગામડું જુએ, ખૂંદે તો ખબર પડે કે ગામડું કેવું છે!

મને ઘણીવાર થયા છે કે આપણાં ગામડાં રહેવા જેવાં ક્યારે થશે! બીજું કંઈ નહિ તો તેના રસ્તા ક્યારે સુધરશે! એ બાબતમાં ગામડાંની સાન ઠેકાણે કોણ લાવે!

*

એક ગામના બે આગેવાનો મળવા આવ્યા. એમણે તેમના ગામની શાળાની વાત કરી.

'સેવકરામ! તમે તો જાણો છો કે ગામમાં નિશાળનું મકાન નથી. તે રાતના તમારા કહેવાથી તો ગામમાં ફંડફાળો શરૂ કરેલો. એક બે મોટા આસામીઓ પાસેથી મોટી રકમ ભરાયેલી. ગામે વળી બીજા ભેગા કર્યા. એ રકમ શાળા બંધાવવાની શરતે સરકારમાં ભર્યા. આજે એ વાતને એક વરસ થયું. પણ કોઈ હલળતું નથી. એક ભાગના ગામના પૈસા અને બે ભાગના સરકારના એ વાત નક્કી થઈ તે પ્રમાણે પૈસા ભરીએ છતાં શાળાનું મકાન ન થાય એ કેવું કહેવાય? અમે લોકલબોર્ડમાં લખ્યું. કેળવણી ખાતાને લખ્યું. પણ કોઈ સાંભળતું નથી. તમે જ કહો, સેવકરામ, હવે અમારે શું કરવું?'

સરકારના આ તુમારી તંત્રથી તો પ્રભુ તોબા! એક કાગળ એટલી બધી જગ્યાએ ફરે કે એનો જલ્દી નિકાલ જ ન આવે. આ ગામડાના ખેડૂતો તે ખેતી કરે કે પછી શાળા માટેની ઉઘરાણી કરતા ફરે! એમને ક્યાં મળવું, કોને મળવું એની પૂરી ખબર ન હોય. એટલે ધક્કે ચડે. જે મળે તે હા, તમારું કામ કરી લઈએ એમ કહ્યા કરે. પણ સાચો રસ્તો ન દેખાડે. તેમ એનો ફેંસલો કેમ આવે તેવો માર્ગ ન બતાવે.

એ ભાઈઓએ વાતવાતમાં મને બેવાર કહ્યું,

'સેવકરામ! અમે તો સરકારી લફરાંથી થાકી ગયા છીએ આ કાગળ લાવો ને તે લાવો કહ્યા કરે, પણ મુદ્દાનું કામ ન થાય. હવે તો તમે જ એ પાર ઊતારી આલો. તમારા ધક્કાનું જે ખર્ચ થશે એ આપીશું પણ આ કામ તો તમારે જ કરવું પડશે'

હું કામ કરવા તો ગામડામાં પડ્યો છું. પછી આ ગામનું કામ હોય કે પાડોશી ગામનું કામ હોય. મેં એ કામ હાથમાં લીધું છે. પણ મને થાય છે કે વિકાસનો આગ્રહ રાખનાર આપણી પ્રજાકીય સરકાર પણ લોકોનો વિકાસ માટેનો ઉત્સાહ ઓસરી જાય એવું વર્તન દાખવે છે! સ્વરાજનાં દસ વર્ષ પછી પણ આ તુમારી તંત્રનો અંત નહિ આવે? કોઈ એવો માડીજાયો પ્રધાન નહિ નીકળે કે જે વહીવટી જંગલમાંથી કંઈક સરળ માર્ગ બતાવે?

*

વચ્ચે વરસાદની ભારે ખેંચ પડી હતી. ખેડૂતો ઊભા મોલ સામે જોઈ કચવાટ કરતા હતા. દરેકને એમ થતું હતું કે એકાદ વરસાદ આવી જાય તો ભયો ભયો. એક ઉત્સાહી ખેડૂત તો કહેતા હતા:

'સેવકરામ! જો આજ કાલમાં મનમાન્યો વરસાદ આવી જાય તો સોળ આની વરસ થાય. બાજરી, કઠોળ, ઘઉં અને બીજો શિયાળુ પાક પણ સારો થાય.'

આ સોળ આની પાક આપવો એ તો જાણે કુદરતના હાથમાં છે. પણ આ સિંચાઈની, વરસાદની ખેંચની વાત નીકળી એટલે એક દિવસે એક જણાએ સવાલ કર્યો,

'સેવકરામ! તમે તો તે દિવસે કહેતા હતા કે આપણા દેશમાં ઘણા બધા બંધ બંધાઈ રહ્યા છે. લાખો એકર જમીનને પાણી મળશે. બારે માસ ખેતી થઈ શકશે તો પછી દેશમાં અનાજની તંગી કેમ દેખાય છે?'

'ખરી વાત છે; સેવકરામ, ગઈ કાલની જ વાત કરું હું રેડિયો સાંભળવા બેઠો હતો. ત્યાંયે આ બંધ યોજનાની વાત થતી હતી. મોટી મોટી નદીઓ

નાથવામાં આવી છે. નહેરો દ્વારા પાણી મળશે. સસ્તા દરે વીજળી મળશે. બધે નંદનવન થઈ રહેશે. તો પછી હમણાં અનાજ નથી, ભૂખમરો ઊભો થયો છે એવી બૂમો કેમ પડવા માંડી છે ?'

આ લોકોને હું શું જવાબ આપું ! ખરું જોતાં તો આ પણ મારા મનનો કોયડો છે. બંધ યોજના પાછળ કરોડો રૂપિયા ખર્ચાયા છે. અમુક બંધ તો ચાલુ પણ થયા છે. તો પછી એનું સીધું પરિણામ કેમ દેખાતું નથી ? નાંગલ બંધ, માયથોન બંધ, હીરાકૂંડ બંધ તો ચાલુ થયા છે. કેટલાક નાના બંધો પણ દેશમાં હતા જ. તો પછી એના પરિણામે અન્નમાં વધારો થવો જોઈએ તે કેમ થતો નથી ?

મને લાગે છે કે જેટલા પ્રમાણમાં નહેરો દ્વારા પાણી મળવું જોઈએ તેટલું નહિ મળતું હોય. કદાચ કાકરાપાર યોજનાની પેઠે ખેડૂતોને એ સિંચાઈ મોંઘી પડતી હશે. ગમે તે કારણ હોય, પણ દેશના નેતાઓએ અને નિષ્ણાતોએ આની પૂરી તપાસ કરવી જોઈએ કે બંધ યોજનાઓ પછી કેટલું બધું અનાજ પાકયું. તો જ પ્રજાને પણ વિશ્વાસ પડે કે તેમના ખર્ચેલા કરોડો રૂપિયા એળે ગયા નથી.

*

એક ગામના ઉત્સાહી કાર્યકરભાઈનો પત્ર આવ્યો. પત્રના શબ્દે શબ્દે ઉત્સાહ ટપકતો દેખાતો હતો. તેમના ગામની શાળાનો ઉદ્દ્ઘાટન સમારંભ યોજ્યો હતો. મને તે પ્રસંગે હાજર રહેવાનો આગ્રહ કર્યો હતો. અંતમાં તેમણે લખ્યું હતું :

'ખરું જોતાં તો આજે જે શાળા થઈ છે તેનો ખરો યશ તમને ઘટે છે. એમના વતી તમને આગ્રહભર્યું નિમંત્રણ છે કે ગમે તેવાં કામ હોય છતાં એ મૂકીને પણ તમારે હાજર રહેવાનું છે. આખું ગામ તમારી પ્રેરક વાણી સાંભળવા આતુર છે.'

ગામલોકો કેવા છે ! આમ વરસે ત્યારે તો પ્રેમથી ગુંગળાવી દે. આ દેશની હવા જ એવી છે કે અહીં ત્યાગની કહો કે નિઃસ્વાર્થ સેવાની કહો...ભારે અસર થાય છે. બાકી હું લોકોને શું આપી દઉં છું. લોકો તો સેવકરામ...સેવકરામ કરતા વળગી પડે છે. તેમની સેવા કરું છું તે કરતાં તો બમણો એમનો પ્રેમ આપે છે. આવું પ્રેમભર્યું નિમંત્રણ મળ્યું હોય પછી હું એ કઈ રીતે નકારી શકું ? બાકી મને આવા ખાતમુહૂર્તના કે ઉદ્દ્ઘાટનના સમારંભો નથી ગમતા. એમાં મને 'નાટક' સિવાય બીજું કંઈ દેખાતું નથી. મોટે ભાગે તો કોઈક પ્રધાન એ પ્રદેશની મુલાકાતે આવ્યા હોય ત્યારે તેમનું બહુમાન કરવા, તેમને કાર્યક્રમ આપવા અને ફોટા પડાય, ભાષણો થાય, વાહ વાહ થાય એને માટે આવા સમારંભો એકાએક નક્કી કરી દેવામાં આવે છે. હું આવા તમાશાઓથી ત્રાસી ગયો છું, પણ આ ગામે જવાનું તો મેં એક કારણસર નક્કી કર્યું.

વાત એમ છે કે આ શાળા બની છે તેની પાછળ નાનકડો ઇતિહાસ છે. જેમ વ્યક્તિનું અહમ્ ક્યારેક સારા નરસા કામની આડે આવે છે તેમ પક્ષનું કે અમુક તડનું અહમ્, અભિમાન, વટ ..આડે આવે છે. ગામ તો આ સુખી છે. ગામના કેટલાક આસામીઓ અમદાવાદ અને મુંબઈ જઈ ધંધો કરે છે. એટલે ગામ પાસે ફંડ તો સારું હતું. પણ શાળાનું મકાન ક્યાં કરવું ?

એક પક્ષ કહે કે ઊગમણી દિશામાં કરો. ત્યાં જગ્યા પણ વિશાળ છે અને મકાનને અનુકૂળ છે. તો બીજો પક્ષ કહે ના. ઊગમણી નહિ, આથમણી દિશામાં શાળાનું મકાન થવું જોઈએ. ઊગમણી બાજુ તો રસ્તામાં પાણી ભરાઈ રહે છે. વચ્ચે ઉકરડા આવે છે. એવી ગંદકી ખૂંદતાં ખૂંદતાં છોકરાં ક્યાં ભણવા જાય ? આથમણી બાજુ તો બીજાં ગામનાં છોકરાં પણ આવી શકે. જગ્યા પણ ઊંચાણમાં છે. આજુ-બાજુ ઝાડ પણ સારાં છે.

તો આ દલીલની સામે પેલા ઊગમણી બાજુવાળા કહેતા :

'એ તો ખૂબ દૂર પડે. એ બાજુ તો ઢેવાડો છે.

ઢેવાડે તે વળી નિશાળ કરાતી હશે! ઊગમણી દિશા કેવી રૂપાળી છે!'

બસ, આ ખેંચતાણમાં સાત વર્ષથી શાળાનું નક્કી થતું નહોતું. પાસે ફંડ હતું છતાં માધ્યમિક શાળાનું મકાન થતું નહોતું. ગામમાં અંગ્રેજી પાંચ સુધીની શાળા ચાલતી હતી. મકાનના અભાવે શાળા મહાદેવના મંદિરમાં બેસતી હતી. જગ્યાના અભાવે આગળ ધોરણ વધારી શકાતાં નહોતાં. એટલે છસાત ધોરણ માટે છોકરાંને બહારગામ જવું પડતું. નહિ તો સહેલાઈથી અહીં મેટ્રિક સુધીની શાળા તો થઈ શકે એમ હતી.

હું એકવાર એ ગામમાં ગયો ત્યારે શાળાના આચાર્યે મને આ વાત કરી. મને પેલા ઉત્સાહી જુવાન કાર્યકર ભેટી ગયા. એ શાળા મંડળના મંત્રી હતા. નવી દૃષ્ટિવાળા હતા. ગામના વિકાસમાં એમને ઊંડો રસ હતો. એમણે મને વિગતથી બધી વાત કહી. ગામમાં બે પક્ષ પડી ગયા છે. એથી ગામના વિકાસનું કોઈ કામ થતું નથી. ખોટા અહમમાં બંને પક્ષો ખેંચતાણ કરે છે. આ પક્ષાપક્ષીના કારણે કોઈપણ વિકાસ યોજનાનો લાભ લઈ શકાતો નથી. જો ગામમાં સંપ હોય તો શાળાનું મકાન ઉપરાંત ગામમાં વૉટર વર્ક્સ થાય, દવાખાનું થાય, બાલમંદિર થાય, પુસ્તકાલય પણ થાય. પણ આ બધા ધકવૈયાઓને એક કોણ કરે!

'સેવકરામ, બધું રહેવા દઈ આ ગામમાં પલોંઠી વાળીને બેસી જાઓ સાચું કહું છું, ગામનું કલ્યાણ થઈ જશે.' એ ભાઈના આગ્રહથી હું બંને પક્ષના આગેવાનોને મળ્યો. મને બધા જમાનાના ખાધેલા લાગ્યા. વાત કરે તોયે દાઢમાં. એકબીજા પર કટાક્ષ કરે, મહેણાં મારે. વાત પાટે ન ચડવા દે.

મને થયું હમણાં ને હમણાં વાત કરીશું તો વાત વણસી જશે. એટલે પણ ઔપચારિક પરિચય કેળવી હું મારે કામે બીજે ગામ ચાલ્યો ગયો.

પણ છએક માસ પછી એ ગામમાં જવાનું થયું ત્યારે મેં પેલી શાળાની વાત હાથ ધરી. ગામના આગેવાનોને ભેગા કર્યા. શાળા વગર ગામનાં છોકરાંને કેવી હાલાકી પડે છે એનો ખ્યાલ આપ્યો. મોટેરાંની ખેંચતાણમાં આવતી કાલના નાગરિકોની દશા કેવી બગાડી રહ્યા છીએ તેનો તો કોઈ ખ્યાલ કરો! એ છોકરાં મોટાં થશે ત્યારે તેમનો વિકાસ રૂંધનાર આગેવાનોને શાપ દેશે.

આ રીતે વિગતથી તેમની આગળ શાળાનો કેસ રજૂ કર્યો.

શાળાનું મકાન થવું જોઈએ એમાં તો સૌ એકમત હતા જ. માત્ર અંટસ નહોતી છૂટતી. કોણ નીચું તાણે! વટનો સવાલ હતો. અને વાણિયાની મૂછ નીચી એમ કરવા જઈએ ને પાછળથી કોઈ મહેણું મારે તો! ઘરડા આ વાત આગળ ધરતા હતા!

ખૂબ ચર્ચા ચાલી. થોડીકવાર તો સામસામે આક્ષેપો પણ થયા. મેં બધાને શાંત કર્યા. આપણે તે સંપ કરવા એકઠા થયા છીએ કે લડવા! ગઈગુજરી ભૂલી જાઓ. ગામના વિકાસનો ખ્યાલ કરો. ગામમાં જે કંઈ સાર્વજનિક કામ થશે તેનો લાભ આખા ગામને મળશે. કશું નહિ બને તો ડાહ્યા માણસો હસશે કે વટ...પર કરવામાં આ મૂર્ખાઓ કેવા લડી રહ્યા છે. ખૂબ સમજાવટ પછી ગામલોકોને મારા કહેવાથી કંઈક અસર થઈ. આખરે એક જણાએ સૂચન કર્યું:

'બધું રહેવા દઈ એમ કરો. શાળાની જગ્યા નક્કી કરવાનું સેવકરામ પર છોડો. એ કરે તે સૌએ માનવાનું. બોલો છે કબૂલ?'

અને ઇશ્વરની કૃપા કહો કે એ વખતે શરમથી હોય કે પછી વાતાવરણની અસરમાં હોય, બધાએ આ દરખાસ્ત સર્વાનુમતે મંજૂર કરી. બસ ત્યારથી ગામમાં પક્ષનું વેર ધોવાતું ગયું છે.

મને આથમણી દિશા જ ઠીક લાગી. ગામનો કચરો ન થાય એટલા માટે એ પછીથી વૉટર વર્ક્સની યોજના માટે ઉગમણી દિશાનો કૂવો પાસ કર્યો. એની પણ જાહેરાત બે દિવસ પછી ગામની સભામાં કરી





આ બે વાતો ગામે હર્ષથી વધાવી લીધી.

તે પછી શાળાના મકાનનું કામ હાથ ધરાયું તેનો આ ઉદ્‌ઘાટન સમારંભ હતો.

હું સમારંભમાં ગયો. ઉદ્‌ઘાટન સમારંભ એક નાયબ પ્રધાનના હસ્તે રાખવામાં આવ્યો હતો. પ્રધાન તો હતા બીજા ખાતાના પણ, વાત કરતા હતા કેળવણીની. તેમના રસાલામાં કોંગ્રેસી કાર્યકરો, અમલદારો, કલેકટર, ડી. એસ. પી. સાહેબ અને પોલીસનું ધાડું હતું. પ્રધાનસાહેબ આવે એટલે વિકાસખાતાના અને બીજા અમલદારો પણ આવ્યા હતા.

શાળાનું ઉદ્‌ઘાટન હોય ત્યારે વિદ્યાને વરેલાને કે કોઈ અભ્યાસી સાહિત્યકારને કેમ નહિ બોલાવતા હોય! બધામાં પ્રધાન! આ ખોટાં મૂલ્યોની પ્રતિષ્ઠા કરવાનું હવે છોડી દેવું જોઈએ. બાળકોને સાચા સંસ્કાર પડે એવું વાતાવરણ સર્જવાની જરૂર છે. છોકરાં ધનની કે સત્તાની આરતી ઊતારે તેના કરતાં વિદ્યાની, જ્ઞાનની, સેવાની પ્રતિષ્ઠા કરે, એની ઈજ્જત વધારે એ જરૂરી છે. એ માટે આવા સમારંભોમાં 'સાચા' માણસોને બોલાવવા જોઈએ.

પણ આ ગામમાં બને છે એમ નહિ, બધે જ આમ બને છે. ધન આપનાર જ બધે પ્રમુખ હોય કે પછી પ્રધાન કે અમલદાર પ્રમુખ હોય. પ્રજાએ કદી સેવાપરાયણ કાર્યકરની, વિદ્યાના ઉપાસક શિક્ષકની કે સાહિત્યના આરાધકની આવા પ્રસંગે પ્રમુખ તરીકેની વરણી કરી નથી.

એ સમારંભ પૂરો થયો. મને તો એમાં 'નાટક' દેખાયું. બધું જ કૃત્રિમ...અહોધ્વનિ અહોરૂપમ્ જોયું. દેખાયું. સત્તા આપણા પર કેવો ચળકાટ પાથરી રહી છે તેની એક વધુ પ્રતીતિ થઈ.

મને તો આ 'તમાશા'માં જરાયે રસ નહોતો. મારે મન તો શાળાનું મકાન થયું એ જ ઘણી મહત્ત્વની વાત હતી.

આ પછી પેલા વૉટર વર્કસની યોજના હાથ ધરવાનું પણ નક્કી થયું છે.



પાકિસ્તાનના વડા પ્રધાન નુન વિમાનમાંથી ઊતરતા હતા ત્યારે તેમનો સત્કાર કરવા પં. નેહરુ વિમાન આગળ પહોંચી ગયા હતા.

પ્રથમ નુન ઊતરી ગયા એટલે તેમની સાથે હસ્તધૂનન કરી શ્રી. નેહરુ તેમને ચીફ ઑફ પ્રોટોકોલ સાથે ઓળખાણ કરાવવા આગળ લઈ ગયા હતા.

આ વિધિ બાદ નેહરુ, હજુ વિમાન પરથી ઊતરતાં બેગમ નુનના સત્કાર માટે આગળ આવ્યા હતા, પરંતુ ત્યાં તો બેગમ નુનનો સ્લીપર નીચે જઈ પડ્યો હતો તે ઠેઠ નેહરુના પગ આગળ પહોંચી ગયો હતો.

શ્રી. નેહરુએ એ તરત જ ઊંચકીને બેગમ નુનના પગ આગળ મૂકી દીધો હતો ને બેગમે તે પહેરીને તુરત જ શ્રી. નેહરુ સાથે બેવડા આનંદ સાથે હસ્તધૂનન કર્યું હતું. આ દૃશ્ય જોઈ એક પશ્ચિમી રાજદૂત બોલી ઊઠ્યા હતા કે: સીમાનો ઝઘડો ઊકલી ગયો છે.

*

શિક્ષણની વધતી જતી માગને પહોંચી વળવા માટે તેમજ દેશમાંની બેકારી ઘટાડવા માટે ૬૦,૦૦૦ વધારાના પ્રાથમિક શાળા–શિક્ષકો નીમવાની એક નવી યોજના ૧૯૫૮–૫૯થી દાખલ કરવાનો વિચાર છે. આમાંથી ૧૫,૦૦૦ ૧૯૫૮–૧૯૫૯માં; ૨૦,૦૦૦, ૧૯૫૯–૬૦માં અને ૨૫,૦૦૦ ૧૯૬૦–૬૧માં નીમવાના છે.



જયન્તિકા પરમાર

# લઘુતા

ઊર્મિના વાચકોને અગાઉ ઘણા સત્ય-પ્રસંગો આપી ચૂકેલાં લેખિકા ઘણે વખતે આ એક સત્ય-પ્રસંગ-વિશેષ આપે છે. માનસશાસ્ત્રીય રીતે છણાયેલો આ પ્રસંગ એના હરેક પ્રકારના સાતત્યના રણકાથી રણકી ઊઠે છે તે જ આ પ્રસંગની મહત્તાનો સાચો પુરાવો છે. એટલે જ વાચકોને આ પ્રસંગો વધુ પકડમાં રાખે છે..

આપણે કહીએ છીએ કે જીવનમાં સંજોગો અનુકૂળ હોય તો ધાર્યું કાર્ય પાર પાડી શકીએ છીએ. સાચી વાત હશે, પણ મારી બાબતમાં તો ઊલટું જ થયું છે. નાનપણથી મારા વિકાસ માટે સંજોગો તો બધી રીતે મને અનુકૂળ હતા, ઘરની આર્થિક પરિસ્થિતિ પણ કોઈ રીતે મુંઝવણ પમાડનારી નહોતી. મારાં બા-બાપુજી અને ભાંડુઓની મને સંપૂર્ણ સહાનુભૂતિ હતી છતાં પણ મારા વિકાસમાં અવરોધ આવ્યો. નાની હતી ત્યારે ખૂબ જ સુંદર ગાઈ શકતી હતી. એટલે સંગીતમાં નિપૂણતા મેળવવા મને બધી સમવડ આપવામાં આવી. શાસ્ત્રીય સંગીતમાં મને સારો રસ પડ્યો અને તેમાં મેં ઘેર બેઠાં બેઠાં શિક્ષક રાખીને ઠીક પ્રમાણમાં જ્ઞાન મેળવ્યું. અમને વારસામાં મળેલી બે વસ્તુઓ છે—એક તો સંગીત અને બીજી આંખ. હું તો શાસ્ત્રીય પદ્ધતિથી રાગ વગેરે શીખી એટલે મને તો આવડે. પરંતુ મારાં ભાઈ-બહેનો જેઓએ પદ્ધતિસરનું જ્ઞાન મેળવ્યું નથી, તેઓ પણ ખૂબ જ સારી રીતે શાસ્ત્રીય સંગીત સમજી શકે છે, ઓળખી શકે છે. બીજી વસ્તુ પણ એવી જ વારસામાં ઊતરી છે જે અમારી શારીરિક નબળાઈને પોષે તેવી છે—આંખ અમારા કુટુંબમાં બધાંની જ નબળી છે અને તેમાંય સૌથી વધારે મારી આંખ નબળી છે.

ભણવામાં હું ખૂબ હોશિયાર નહોતી પણ બચપણના એ રમતીયાળ દિવસો એકેય વર્ષ નાપાસ થયા વગર પસાર કરેલા ખરા. હું મેટ્રિકમાં આવી અને મારી જવાબદારીનું મને ભાન થયું. મેં અભ્યાસ પાકો કરવા માટે કમર કસી. ત્યાં જ મને મારી આંખો નડી કદાચ નંબર વધ્યા હશે એમ માની ડોક્ટરને ફરીથી બતાવ્યું; ખૂબ પ્રયત્નો કર્યા પણ એ આંખમાં કંઈ જ ફરક પડે તેમ નહોતું. ઉપરથી જો હવે હું ન સંભાળું અને અભ્યાસ ચાલુ રાખું તો મારી આંખને જબ્બર નુકશાન પહોંચશે એમ ડોક્ટરનો અભિપ્રાય આવ્યો અને આમ સંજોગોને આધીન થઈને નહિ પણ મારી શારીરિક નબળાઈને કારણે મારે અભ્યાસને તિલાંજલિ આપવી પડી. મારા પિતાજીને એ બાબત ખૂબ દુઃખ હતું પણ તે સિવાય તાત્કાલિક તો બીજો કોઈ ઈલાજ નહોતો. સંગીતનો રસ તો હતો જ પણ એને વિકસાવવા પણ હવે તો મારું મન ના પાડતું હતું. મારામાં ઘેર નિરાશાએ ઘર કર્યું હતું. જેની અસર મારા એકવડા શારીરિક બાંધા ઉપર અતિશય થઈ શરીરની શક્તિ ઘટતી ગઈ. ચિંતાને કારણે દવાઓની અસરથી પણ હું મુક્ત રહી. મારા ઘરમાં મારા નાના મોટા બધાં ભાઈ-બહેનોએ અભ્યાસકાળ દરમ્યાન સારી કારકીર્દિ બતાવી અને જુદી જુદી ડીગ્રી ધરાવતાં થઈ ગયાં, આજે તેઓ સારો હોદ્દો ધરાવે છે. હું ઘરકામમાં પાવરધી બની પણ તેથી કંઈ મને ઓછો સંતોષ થાય! દરેકનાં મિત્રો આવે, મારાં જ મિત્રો હોય એટલા આનંદથી અમે સાથે ફરીએ; વાતો કરીએ અને છતાં મારો અસંતોષ ઓછો થાય જ નહિ. સારું છે કે મારાં ભાઈ-બહેનો મને કોઈ વાતે ઓછું આવવા દેતાં નથી. મને સારી કંપની આપે છે, મારો ઉત્કર્ષ સાધવા પ્રયત્નશીલ રહે છે, ઘેર બેઠાં પણ મને જ્ઞાન આપવા પ્રયત્ન કરે છે. પરંતુ મારામાં પેસી ગયેલી લઘુગ્રંથિ (Inferiority complex) મને નિરાશ કરી મૂકે છે. હવે એમ થયા કરે છે કે આટલી ઉંમર પછી હું શું કરી શકવાની હતી! ઘેર અંધકારનાં વાદળ મારી સાથે અથડાયા જ કરે છે. મારામાં કંઈપણ કાર્ય કરવાનો વિશ્વાસ નથી આવતો. જ્યારે મારે અભ્યાસ છોડી દેવો પડ્યો હતો ત્યારે તો મારી આંખની નિ:સહાયતા હતી

જેથી હું કંઈક બરદાસ્ત કરી શકી હતી. મને મારી આંખ જતી રહેવાની ખૂબ બીક હતી. એ જો જાય તો તો હું સાવ નિરાધાર બની જાઉં. એનો ભય મારામાં ખૂબ ઉગ્રપણે પેસી જવાનું કારણ મારાં બાની આંખ હતું. મારી બાને બંને આંખે બિલકુલ હવે દેખાતું જ બંધ થઈ ગયું છે અને જો એમ થાય તો મારી જિંદગીનું શું?

આ બધું બની રહ્યું છે એ દરમિયાનમાં બની ગયેલી મારી મોટામાં મોટી ઘાતની વાત કરું. વીસમા વર્ષની આ વાત છે. બળિયા—જેને આપણે મોટી માતા કહીએ છીએ તે—મારી એક બહેનપણીને નીકળ્યા હતા. એટલે એની ભયંકરતાનો મને ખ્યાલ હતો. એ વાતને એક વર્ષ થઈ ગયું પછી મારાં માસીને ત્યાં લગ્નમાં હું ગઈ. રાત્રે મોડું થયેલ એટલે માસીને ત્યાં જ રહેવા આગ્રહ કર્યો પરંતુ હું જીદ કરીને ઘેર ગઈ. રસ્તામાં બસમાં એક છ આઠ મહિન નાના નાના બાળકને શરીરે બળિયા નીકળેલા મેં જોયા. મારી સહેજ નજર પડી અને એવો તો ગભરાટ છૂટચો કે મારું શરીર પાણી પાણી થઈ ગયું. શરીર ઉપર છૂટા છવાયા દાણા હતા છતાં મને એની ભયંકરતા એવી પેસી ગઈ કે મારા મગજમાંથી એ દશ્ય ખસી શકચું જ નહિ. હું એકલી જ હતી. ઘેર પહોંચી, સૂઈ ગઈ અને બીજે દિવસે સવારથી મને તાવે ઘેરી લીધી. પરિણામે મને ભયંકર બળિયા નીકળ્યા. મારા આખાય શરીરમાં તલમાત્ર જગ્યા રહી નહિ. જિંદગીની બીજી નિરાશામાં હું ઝડપાઈ ગઈ. આમાંથી બચી જવાની મને કોઈ આશા નહોતી. પણ ત્રણ મહિનાને અંતે મેં જોયું તો હું મારી મોટી માંદગીમાંથી પસાર થઈ ગઈ હતી.

હવે હું માનસિક અને શારીરિક બંને રીતે નબળી થવા માંડી હતી અને નસીબમાં માનતી થઈ ગઈ. મારા નસીબે મને અનુકૂળ છતાં બિનઅનુકૂળ વાતાવરણ નીચે દબાવી દીધી, અને છતાં પણ આજે કહું છું કે મને મારાં માબાપ અને ભાઈ-બહેનોનો ખૂબ સહારો છે. હું નથી ભણેલી એટલે મારી બુદ્ધિ ઓછી કામ કરતી હશે કે એવા બીજા કોઈ જ પૂર્વગ્રહથી જોયા વગર તેમનામાંની એક ગણીને મારી સાથે હળીમળીને રહે છે. તેમની ચર્ચામાં પણ મને ભાગ લેવા આમંત્રે છે. અને મારામાં નવો રસ જાગૃત કરે. સાચે જ આમ હું ન ભણ્યા છતાં ઘણું જ્ઞાન મેળવી શકી છું. છતાં મને તે છીછરું લાગે છે. કંઈક નાનમ લાગે છે. જે દૂર કરવાના મારા પ્રયત્નો નિષ્ફળ જાય છે. એક વખતનું ઘસાઈ ગયેલું શરીર ફરીથી જાગૃતિમાં નથી આવતું. અને મારી પરવશતાને કારણે કોઈ જ કાર્યમાં નિપૂણતા મેળવી નથી શકતી. સંગીતનો મારો રસ, મારો કંઠ—ગળું સુંદર હોવા છતાં મારી શારીરિક અશક્તિ—નબળાઈ મને ત્યાં નડે છે. હું ખૂબ થાકી જાઉં છું એટલે સળંગ ગાવાની તાકાત રહેતી નથી. છતાં સંગીત પાછળ આજે તનતોડ મહેનત કરી રહી છું. પ્રયત્ન કરું છું. પ્રવીણતા મેળવવા છતાં કયારેક ઘોર નિરાશાને નોતરું છું.

આટલી બધી નિરાશાએ મને ઘેરી ન હોત તો આજે જે લઘુતા અનુભવું છું તે ન હોત અને હું ઘેર બેઠા બીજાની મદદથી સારું જ્ઞાન પ્રાપ્ત કરી શકી હોત. અને મને મનપસંદ કાર્યને મારું બનાવી હું તેમાં તલ્લીન બની શકી હોત. આજે પણ એ વિચાર કરું છું પણ પેલી મક્કમતા, હિંમત મારામાં આવતાં જ નથી. મારાથી જાણે કેટલુંય દૂર ભાગી ગયું છે.

*

—ઉમાબહેનના જીવનની કહાની સાંભળી દુઃખ થયું. નિરાશાએ એમને એવાં ઘેરી લીધાં છે કે આજે પણ તે પાતળી અશક્ત કાયા જોઈને સહેજે પ્રશ્ન થાય કે કયા દુઃખના ડુંગરાઓ એમને ઘેરી વળ્યા છે કે શરીર જરાપણ વધતું નથી! આજે તેમની ત્રીસ વર્ષની ઉંમર છે પણ છેલ્લાં પંદર વર્ષથી હું એમને આવાં જ સુકલકડી જોતી આવી છું. પોતાનાથી નાનાં ભાઈ-બહેનોની પ્રગતિ થઈ અને તે રહી ગયાં



બાપાલાલ ગ૦ વૈદ્ય

# આપણા ખોરાકની ખામીઓ

આજે તો પ્રગતિશીલતાને નામે ગામેગામ ઇસ્પિતાલો અને દાક્તરો વધારાય છે. પણ લોકોને ઘી-દૂધ સસ્તાં અને સહેલાઈથી મળે તે માટે કોઈ પ્રયત્ન કરે છે ? આ લેખમાં આપણા ખોરાક વિષે અભ્યાસુ દૃષ્ટિ મળે છે......

આપણા ગુજરાતીઓના ખોરાકમાં કેટલાક દોષો છે અને તે હવે દૂર થવા જોઈએ. આ દોષોમાં સૌથી પ્રથમ ફરસાણનો વધુપડતો ઉપયોગ છે. આપણા જેટલું ફરસાણ ભાગ્યે જ હિંદનો બીજો કોઈ પ્રાંત ખાતો હશે. બહુ ફરસાણ અને તેમાંય ખાસ કરીને બજારનાં તો ન જ ખાવાં જોઈએ. એકને એક તેલમાં, અર્થાત્ વાસી ઊકળતા રહેતા તેલનાં બજારૂ ફરસાણ હોય છે એટલે તે પચવામાં ભારે ને પોષણ દૃષ્ટિએ સાવ નિરુપયોગી બને છે. ઘર આગળ કોઈ કોઈ વખત ફરસાણ બનાવી ખાવામાં વાંધો નથી. પરંતુ રોજરોજ ફરસાણ ખાવું એ અનિષ્ટ છે. સ્વામી હંસદેવજી એક વખત મને કહેતા હતા : 'ગુજરાતના પુરુષોની નિર્વીર્યતા આ ફરસાણને—અતિશય તેલ મસાલાને—આભારી છે.' ફરસાણમાં સોડાનો કે પાપડીયા ખારાનો ઉપયોગ બહુ થાય છે. સોડા કે ખારો બન્ને શરીરના કૌવતને નુકશાન કરનાર છે. ફરસાણ જીભના સ્વાદ માટે ખવાય છે. સ્વાદમાં રચ્યા-પચ્યા રહેનારાઓ પોતાની ઘોર ખોદી રહ્યા છે તે વાત સૌ જલદી સમજી લે તો કેવું સારુ ? આપણે પોષણ દૃષ્ટિએ જ ખાદ્યોનો વિચાર કરવો જોઈએ, તેમ આપણા દેશની ગરીબાઈને લક્ષમાં રાખી તેની યોજના કરવી જોઈએ. દક્ષિણની ઇડલી ઢોસા આ દૃષ્ટિએ ખૂબ જ સરસ છે. ઇડલીમાં અડદનો લોટ આવે છે. અને અડદ પૌષ્ટિક છે, આથો હોવાથી સુપાચ્ય છે, ગરમાગરમ જ ખવાય છે એટલે સ્વાદિષ્ટ લાગે છે. આમ એ બન્ને પદાર્થો સ્વાદ અને ગુણ બન્ને દૃષ્ટિએ ખૂબ જ સરસ છે, સૌને પોષાય એવાં પણ છે. ગુજરાતે તે અપનાવવા જેવાં છે.

આપણા સેવ, ગાંઠીઆ, મમરા, ખમણ વગેરેમાં પણ પોષક તત્ત્વો નથી એમ તો નથી જ. ચણા બહુ ઉત્તમ પદાર્થ છે. એક લેખકે કહ્યું છે કે યુરોપિયનોના આહારમાં જેવું સ્થાન ઇંડાનું છે તેવું જ સ્થાન આપણા વનસ્પતિ આહારીઓ વા નિરામિષાહારીઓના આહારમાં ચણાનું છે. ચણા શેકીને ખવાય છે અને સ્વાદિષ્ટ લાગે છે. શેકતી વખતે તેની સુગંધ કેવી સરસ હોય છે ! ચણા-દાળિયા આપણું સાદું અને પોષણ દૃષ્ટિએ કીમતી ચવાણું છે. ચણાનો વિવિધ રીતે ઉપયોગ આપણે કરીએ છીએ એ પણ આનંદની વાત છે. સેવ, ગાંઠીઆ, ખમણ, ભજીયાં, મગજ, મોહનથાર વગેરે ખાદ્ય સામગ્રી ચણાની બને છે. કઢીમાં એની વડી બનાવી નાખવામાં આવે છે. ચણાના થાપડા બનાવવામાં આવે છે. થાપડા ગુજરાતનો પ્રિય નાસ્તો છે. ભાવનગરના ગાંઠીઆ સારા બને છે. ચણાનો આટલો વાપર ખરેખર સરસ છે. પરંતુ આજે જે રીતે હોટેલોમાં ભજીયાં વગેરે બને છે તે ખાવાં ઠીક નથી. નાના બાળકોને ચણા-દાળીઆ ખાવા મળે તો ઘણું સારુ આપણા પહેલવાનો ચણા પલાળીને સવારે ખાતા હતા અને આજે પણ અખાડાઓમાં એવા ચણા ખવાય છે. મારા કહેવાનો ભાવાર્થ એ છે કે ગુજરાતનું આ બધું ચવાણું આપણને સ્વચ્છ નિર્ભેળ મળી રહેવું જોઈએ. ચણા મોંઘા હોય તો લાંગના લોટના સેવ ગાંઠીયા બનતા હતા તે સૌને

---

એ લઘુતાએ ઘર ઘાલ્યું. જિંદગીની ચારે બાજુએ તેમને ભય ઘેરી વળ્યો. અને એટલે જ તે અશક્ત, જિંદગી પ્રત્યેની નફરત સેવી રહ્યાં છે. માનવી ઉપર આવી પડતી વિપત્તિનો સામનો કરવાની તાકાત જો તે કેળવે તો નિરાશાને આશામાં ફેરવી શકે છે પણ એ ન અનુભવનારમાં આત્મવિશ્વાસ આવે ક્યાંથી !



યાદ હશે! ચણા ખૂબ જ પૌષ્ટિક, પોષણનાં તમામ તત્ત્વોથી ભરપૂર ખોરાક છે. અવારનવાર એને ફણગાવીને ખાવા જેવા છે.

ગૂજરાતીઓના નાસ્તામાં ચાપડા, મગજ, સેવ-ગાંઠીઆ હોવા જ જોઈએ. બજારુ વાસી મેંદાનાં બિસ્કિટો કરતાં ઘણા કે મઠના ચાપડા વા મઠીયાં જરૂર શ્રેષ્ઠ છે. બિસ્કિટનો વાપર વધે એ મને યોગ્ય નથી લાગતું. પૈસા આપીને આ પાયમાલી લેવા જેવી નથી. આ થઈ નાસ્તાની વાત.

હવે આપણા ખોરાકની વાત કરીશું. ગૂજરાતીઓ ભાજી જવલ્લે જ ખાય છે. બંગાળમાં કે મહારાષ્ટ્રમાં રોજિંદા આહારમાં ભાજી હોય છે જ. ભાજી-પાંદડાં એકાદ વખત તો આપણા ખોરાકમાં જોઈએ જ. પાંદડાં એ તો સૂર્ય ભગવાનની અજબ કરામતભરી ફેક્ટરી છે. સૂર્યની શક્તિનો સંચય એ કરે છે. એમાં ઘણી જાતના ખનિજ પદાર્થો અને વિટામિન 'એ' ભરયાં હોય છે. કહેવાય છે કે ગૂજરાતીઓના ખોરાકમાં 'એ' વિટામિનનો અભાવ છે—ખામી છે, 'એ' જેવું વિટામિન ભાજીમાંથી વિપુલ પ્રમાણમાં મળી રહે છે. ભાજી રોજ એક ટંક ખાવામાં લેતાં આજે વિટામિન 'એ'ની જે ઊણપ આપણા આહારમાં જણાઈ છે તે પૂરી થઈ જશે. ટાંકાની ભાજી, ચૂકાની ભાજી, ચંદન બટવો, પોઈ જેવી ભાજીઓ ભાગ્યે જ ગૂજરાતમાં કોઈ ઓળખે છે. તાંદલજો, મેથી, સુવા, પાલખ, લુણી આ ભાજીઓ વેચાય છે. પરંતુ ગૂજરાતીઓના રોજિંદા આહારમાં ભાજીને સ્થાન નથી એ વાત છે. કુંવાડિયાનાં કુમળાં પાનની ભાજી બહુ મઝાની છે પરંતુ તે કોણ ખાય છે? દોડીનાં કુમળાં પાન, ફૂલ અને ફળનું શાક કોણ ખાય છે? પત્તરવેલીયાની ભાજી ગૂજરાતીઓ ભાગ્યે જ ખાય છે. ગૂજરાતીઓના રોજિંદા ખોરાકમાં ભાજીને સ્થાન હોવુંજ જોઈએ. વિટામિન 'એ' માટે આટલી સસ્તી અને સારી ચીજ આપણી પાસે છે. માખણ ઘી, દહીં, મલાઈ, માંસ વગેરેમાં 'એ' વિટામિન છે પરંતુ ગરીબોને એનાં દર્શન દોહ્યલાં છે, કોળાનાં પાનની ભાજી થઈ શકે, ચોલાઈ (તાંદલજો) તો દરેક વાડામાં વાવી શકાય. તાંદલજાની ભાજીનો વાપર હિતાવહ છે. સેકટો (સરગવો) ગૂજરાતમાં થાય છે. એનાં કુમળાં-પાનની ભાજી ખાવા જેવી છે. એની શિંગો અવારનવાર વાપરવા જેવી છે. પીલુડી, સાટોડીની ભાજીઓ કોણ ખાય છે? આ બધું ભુલાવા લાગ્યું છે. અગથીયાનાં અને શેકટાનાં ને કડાનાં ફૂલો કઢીમાં નાખી કે શાક બનાવીને ખાઈ શકાય એવાં છે. ફૂદીનો, મીઠો લીંબડો અને કોથમીરનો વાપર, ચટણી રૂપમાં, વધારવો જોઈએ. પાંદડાં કિંમતી ખાદ્ય છે. મૂળાની કુમળી ભાજી ખાવા જેવી છે. ટાંકા-(બથવા, હિંદી.)ની ભાજી ખૂબ જ ગુણકારી છે. ભાજી માત્રમાં વિટામિન 'એ' ઓછાવત્તા પ્રમાણમાં છે અને તે આપણને થોડા ખર્ચમાં ઘણાં કીમતી ખાદ્ય-તત્ત્વો પૂરાં પાડે છે. ગરીબો માટે ભાજી આશીર્વાદ જેવી છે, ગરીબો ધારે તો મફત ભાજી મેળવી શકે.

ચોખા-ભાત આપણો પ્રિય ખોરાક છે. આપણાં હાથછડના ખાંડણીયા ગયા છે, સાંબેલાં ગયાં છે, હાથછડના ચોખા ગયા છે, લીલી ડાંગરના પૌંઆ ઘર આગળ તૈયાર થતા હતા તે ગયા છે. ગામડાંના ખોરાકમાં કે શહેરોના આપણા ખોરાકમાં હાથછડ ચોખા જ વાપરવા જોઈએ. ચોખામાં જે ઉપયોગી વિટામિનો છે તે મીલના પોલીશ થયેલા અને કેટલાય વખતના જૂના ચોખામાં નથી હોતાં. ચોખા આપણો પ્રિય ખોરાક છે, આખા વિશ્વનો મુખ્ય ખોરાક છે એમ કહીએ તો પણ ચાલે. ૧૫-૨૫ દિવસ ચાલી રહે એટલા ચોખા ખાંડણીયામાં આપણી બેનો શું કામ ન ખાંડી લે? આ તાજા, ઘર આગળ ખાંડેલા ચોખાનો સ્વાદ અને પોષણ અનોખાં છે. ગૂજરાતીઓના ખોરાકમાં આવા હાથછડ ચોખા પ્રવેશતાં તેના આહારમાં કીમતી વધારો થશે. આજે જે ચોખાનો ભાત આપણે ખાઈએ છીએ તે સાવ સત્ત્વહીન હોય છે. ઘેર ઘેર ખાંડણીયા ન હોય તો સહકારી પદ્ધતિએ હલર વસાવી તે વડે ચોખા ખંડાવવા જોઈએ. દરેક ગામ પોતાના ચોખા ખંડાવી લેવાની જોગવાઈ કરે તો ગૂજરાતના



આરોગ્ય ઉપર તેની અદ્ભુત અસર થશે. વિટામિન બી ૧ બી ૨ અને બીજા માટે ચોખાની સરખામણીમાં બીજું કોઈ ધાન્ય આપણી પાસે નથી.

ગુજરાતીઓ મસુરની દાળ ખાતા નથી, કારણ કે એનો કેસરી રંગ તેમની આંખોને ગમતો નથી! આજે પણ રાતાં ચોળ ગાજર કોણ ખાય છે? લાલ રંગની ભડક ભાંગવાની જરૂર છે. મસુરની દાળ આપણા ખોરાકમાં ઉમેરાતાં એક ઉમદા કઠોળ આપણને પ્રાપ્ત થશે કઠોળ માત્ર વાયડાં છે. કારણ કે તેમાં રહેલો ગંધક આંતરડાંમાં જઈ છૂટો પડે છે. મસુરમાં ગંધક મુદ્દલ નથી એટલે એમાં વાયડાપણું નથી. એનું પ્રોટીન સારી ઊંચી જાતનું છે. સંગ્રહણીવાળા માટે પણ મસુરની દાળ સારી કારણ કે તે કોઠામાં વાયુ નથી કરતી તેમ સહેજ ગ્રાહી પણ છે. પારસી, યુરોપિયનો મુસલમાનો અવાર નવાર મસુર ખાય છે, હિંદુઓને મન તે અભક્ષ્ય છે! ગરીબો માટે મસુરની દાળ સારી છે. ગુજરાતીઓ એ ખાવી શરૂ કરે તો સારું.

હું 'વનસ્પતિ ઘી'ની વાત નહીં કરું. એ પાપ ઘરમાંથી કાઢવા જેવું છે. એની અસર આજે નહિ જણાય, થોડી પેઢીઓ ઉપર જોવામાં આવશે. પ્રાણીજ ચરબી એટલે ઘી, માખણ, ઇંડાં વગેરેની ચરબીમાં અને આ બનાવટી ઘીમાં આસમાન જમીનનું અંતર છે. ઘી સારું ન મળે તો ઇંડાં ખાવાનું શરૂ કરજો. દૂધ, ઘી માખણ, મલાઈ, માવો આ આપણા દૂધના પદાર્થો આપણા જેવા નિરામિષાહારીઓના ખોરાકમાં અગત્યનો ભાગ ભજવે છે. આપણાં કુમળાં બાળકો, સગર્ભા સ્ત્રીઓ, માતાઓ, યુવાનો આ બધા માટે આ પદાર્થો ખૂબ જ આવશ્યક છે. તેનું સ્થાન લઈ શકે એવાં એક માત્ર ઈંડાં છે કાં માંસાહાર છે. પ્રજા તરીકે જીવવું હશે તો જમાના અનુસાર ખોરાકમાં ફેરફાર કરવો જ પડશે. છાનામાનાં ઇંડાં ખાનારા ઘણા છે, પહેલાં કરતાં માંસાહારની સૂગ ઓછી થતી જાય છે એ પણ શુભ ચિહ્ન છે. દરિયાકિનારાના લોકો મચ્છી જરૂર ખાય. ખેડુનો મરઘાં પાળે ને અવારનવાર ઈંડાં ખાય તો સારું. ગામડાનું દૂધ આજે લોરીઓ ભરી ભરી શહેરોમાં ઠલવાય છે. ઘરનાં બચ્ચાંને માંડ નવટાં દૂધ મળે છે. ગામડામાં કોઈ દૂધ પીતું નથી, ઘણા કહે છે કે દૂધ ભાવતું જ નથી. કોઈ પણ મહાન પ્રજાનો આહાર તપાસો. તેમાં દૂધ, માખણ, પનીર, ઈંડાં મુખ્ય હશે. ભારતને મહાન પ્રજા થવું હશે તો દૂધ ઘીની નદીઓ ફરીથી સર્જવી પડશે. પ્રત્યેક ગુજરાતી બાળકને ૧ા–૨ા શેર શુદ્ધ નિર્ભેળ દૂધ પીવા મળવું જોઈએ. આપણે રોજ તેલ ઘીના રૂપમાં પાંચ તોલા ચોપડ (સ્નેહ) ખાવામાં લેવું જોઈએ. દૂધ એટલું ખવાય તો થોડા દૂધની છાશ બનાવી ખાઈ ઊઠ્યા પછીથી ઘરનાં પ્રત્યેક માણસ એકેક વાટકો ભરીને જરૂર પીવે. આજે ખેડૂતો ટીપે ટીપું દૂધ વેચી નાખી પૈસા કરે છે. બાળકો, સ્ત્રીઓ સૌને દૂધની જરૂર છે એ વાત કાં તેઓ સમજતાં નથી અને સમજતાં હોય તો ખોટા લોભમાં ખેંચાઈ રોગોના ભોગ બની, વધુ પૈસા દવામાં બગાડે છે. દવાખાનાં ખોલવાની હિંદમાં જરાયે જરૂર નથી. જરૂર છે દૂધ ઘી છાશ વગેરે સહેલાઈથી સૌને મળી રહે એવી વ્યવસ્થાની, પ્રજાને દવામાંથી છોડાવવાની જરૂર છે એમ હું માનું છું. પેટ ભરીને જે પ્રજાને પૂરું ધાન્ય નથી મળતું એના પેટમાં દવાઓ નાખવી એમાં સરકારની કે કોઈની શોભા નથી જ. ગામોગામ છાશની પરબો મંડાવો, પનીર(ચીઝ)નો પ્રચાર કરો, ઘી માખણ શુદ્ધ મળે એવી વ્યવસ્થા કરો. ગાયોની પ્રતિષ્ઠા કરો. સચરાચર વિશ્વની પ્રતિષ્ઠા ગાયો છે એમ કહેનારે હજારો ગ્રંથોમાં જે ન લખી શકાય તે કહી નાખ્યું છે. ગુજરાતની અસ્મિતાનાં ગીત ગાનારા સૌ કોઈ આ બધું સમજી લઈ, જોશભેર પ્રચાર કરે, આ દિશામાં પગરણ માંડે એ જોવા હું અધીરો છું. દાકતરો આટલા જોઈએ ને નર્સો આટલી જોઈએ એ ગાંડપણ છોડી જે કરવા જેવું છે તે કરવા સૌ ગુજરાતીઓ લાગી જાય તો ગુજરાતનું આરોગ્ય સુધરશે, તેની કાયાપલટ થશે. *

* 'ભિષગ્ભારતી'માંથી સાભાર.



ઈશ્વરભાઈ પટેલ

# દયાની દેવી [ ૪ ]

દુઃખના ડુંગરો માથે વહોરી લેતી એક નારીની ભવ્ય ગાથા આ હપ્તે તેની એવી તો આકરી કસોટી આદરે છે કે જાણે આ બધી સહનશક્તિ નારીમાં આવી ક્યાંથી એમ જ થાય. સાહસિકતા અને ઈશ્વર પરની અખૂટ શ્રદ્ધાને વરેલી આવી અજોડ નારી શક્તિને વંદવી જ ગમે……

પરિણામે મિશન બસો છોકરાં સહિત થોકબંધ નિરાશ્રિતોથી ઊભરાતું હતું. પણ ડેવીઝ વિદાય થયાં તે પહેલાં ગ્લેડીઝને એના જીવનનો એક અતિભયંકર અવિસ્મરણીય અનુભવ થયો. આ પ્રસંગે એની થયેલી શારીરિક ઈજાએ એને વરસો લગી પીડી.

મધરાતનો સમય હતો અને ગ્લેડીઝે દુઃખ-ચીસો સાંભળી. એ સફાળી બેઠી થઈ તો માલુમ પડ્યું કે જાપાનીઝ સૈનિકોની એક ટુકડી, આગલે દરવાજેથી મિશનમાં ઘૂસી ગઈ ગઈ હતી ને સૌ જેટલી બહેનો જે ઓરડીઓમાં રાત્રિ વીતાવતી હતી તેનાં બારણાં તોડવા લાગી ગઈ હતી. ગ્લેડીઝ દોડતી ચોગાનમાં પહોંચી ગઈ ત્યાં તો એક જાપાનીઝ અમલદારે હુકમ આપ્યો ને એ સાવધ થાય તે પહેલાં તો એક સિપાઈએ વીંઝીને રાયફલ મારી તે ગ્લેડીઝના માથા પર. એકદમ તે બેભાન થઈ ગબડી પડી. અને બીજા સૈનિકો તેના શરીરને લાતંલાતા કરવા લાગ્યા. આ ધૂમાબૂમ સાંભળી ડલેસ દોડી આવ્યો ત્યારે તો ગ્લેડીઝ ચીંથરાના એક ઢગમાં વીંટાયેલ લોચા જેમ પડી હતી.

આ અમાનુષી દૃશ્ય જોઈ ડલેસ તો થંભી જ ગયો. હથિયારસજ્જ એવા અનેક સૈનિકો, નગ્ન, અર્ધનગ્ન, એવી બહેનોની લાજ લૂંટવા તત્પર થયેલા—કહો ને મથતી—એણે જોયા. એવામાં તો પેલા અમલદારે પટામાંથી રિવોલ્વર ખેંચી, એનો મુક્કો ડલેસના જડબામાં જોરથી માર્યો. ડલેસ ગબડી પડ્યો અને એના ગાલ ને મોઢું ચીરાઈ ગયાં. છતાં એક બોક્સર—મુષ્ટિયુદ્ધ-ખેલાડીની અદાથી એ ઊછળી ઊભો થઈ ગયો અને લોહીનીગળતો ખરાડી રહ્યો, ‘પ્રાર્થના કરો! પ્રાર્થના કરો! સૌ પ્રાર્થનામાં લાગી જાવ!’

બધી બહેનો હાથમાં હાથ મેળવી ઘૂંટણિયે પડી, પ્રાર્થના ગાવા લાગી ગઈ અને જાપાનીઝ સૈનિકો મુંઝવણના માર્યા તાકી રહ્યા. પેલો અમલદાર ગર્જ્યો ને સૌ એક પછી એક, બબડતા, બબડતા ચોગાન ખાલી કરી ગયા.

પેલા સૈનાનો વિદાય થયા એટલે બહેનો ગ્લેડીઝને ઊંચકી ઘરમાં લઈ ગઈ ને ઠંડું પાણી છાંટી તેને હોંશમાં આણી વળતી સવારે એ ઊઠી ત્યારે એનું શરીર કળતું હતું ને દિલ પર ઉઝરડા થયેલા હતા. એને ક્યાં ઈજા થઈ છે તે એને સમજાયું નહિ પણ મહિનાઓ સુધી એનું શરીર કળતું રહ્યું છતાં પોતાના રોજિંદા કામમાં એણે આ કળતરને બાધારૂપ થવા ન દીધું.

વસંત ઋતુમાં જાપાનીઝોએ પીછેહઠ આદરી ને ટેસચાઉ શહેરનો કબજો ચીનના રાષ્ટ્રીય લશ્કરે લીધો. એક દિવસ એક ચીની અમલદાર મિશનમાં આવી પહોંચ્યો અને એણે ગ્લેડીઝની મુલાકાત માગી. એ ખાસ્સો જુવાન હતો અને આજ સુધી એના સમાગમમાં આવેલ સૌ ચીનાઓ કરતાં ગ્લેડીઝને એ અનોખો લાગ્યો. પ્રવેશતાં જ નમન કરી એણે જય જય કહ્યા ત્યાં તો ગ્લેડીઝનું ચિત્ત એના પહોળા પીળા કપાળ પર શોભતા કાળા, ચકચકતા વાળ, બદામાકારની કાળી આંખો, એ આંખોને ઢાંકવા મથતી શ્યામ ભ્રમરો ને સોનેરી ચામડી પર ચોંટી ગયું.

મેન્ડેરીનના જેવી અદાથી એણે જણાવ્યું કે એનું નામ લીનન હતું ને ચાંગ-કાઈ શેકના દળમાં કર્નલના પદ પર હતો. સાન્સી પ્રજાની પરિસ્થિતિ સાવ ગૂંચવણભરી બની ગઈ હતી અને રક્ષણાત્મક દૃષ્ટિએ એની ભારે અગત્ય હોવાથી, એને પરિસ્થિતિનું નિદાન કરવા મોકલ્યો હતો. અંતમાં એણે સીધો ને સટ સવાલ કર્યો, ‘ચીનને આપ મદદ કરશો ને?’



બન્યું. એણે રાજધાનીમાં લખ્યું હતું ને એ લોકોને એને જણાવ્યું હતું કે જો એ બધાં પીળી નદી ઓળંગી, શિયાન પહોંચશે તો એ સૌને ખાવાપીવાનો અને ભણાવવાનો ખર્ચ શ્રીમતી ચાંગના રાહતફંડમાંથી કરવામાં આવશે. એટલે ગ્લેડીઝે એક ચીનાની દેખભાળ હેઠળ સોની એક ટુકડી મોકલી આપી.

ત્રણ સપ્તાહ પછી ગ્લેડીઝને ખબર મળ્યા કે પહેલી ટુકડી સહીસલામત પહોંચી ગઈ છે અને બીજી ટુકડી લેવા વળાવિયો પાછો ફર્યો છે. રોજ અધીર મને એ રાહ જોતી, મિશનમાં સ્થિતિ વધુ ને વધુ ગૂંચવાડાભરી બનતી જતી હતી અને એ બિચારો કદી દેખાયો જ નહિ કારણ કે જાપાનીઓના પંજામાં એ સપડાઈ ગયો ને ગોળીથી વિંધાઈ ગયો. એવામાં જાપાનીઓ શહેર નજદીક આવવા લાગ્યા એટલે એણે બધાંય બાળકોને બે બહેનોની સંભાળ હેઠળ ચેંગચેંગના એના રહેઠાણે મોકલી આપ્યાં. ને પોતે મિશનની સંભાળ રાખવા થોડોક સમય ટેલચાઉમાં રોકાવાનો ઈરાદો કરી બેઠી. પણ બાળકો વિદાય થયાં તેજ રાત્રે રાષ્ટ્રીય સેનાના સરદાર તરફથી તાકીદનો સંદેશો મળ્યો કે તેનો જાન જોખમમાં છે ને એણે તત્કાળ ભાગવું. એણે ડોકું ધુણાવ્યું એટલે પેલા સંદેશવાહકે એના હાથમાં એક છાપેલું ચોપાનિયું મૂક્યું જેમાં લખ્યું હતું કે 'નીચેના ત્રણમાંથી એકનેય જીવતા પકડી શકાય તે અંગેની માહિતી પૂરી પાડનારને જાપાનીઝ સૈન્ય તરફથી સો ડૉલરનું ઈનામ મળશે.' પહેલું નામ હતું ટેલચાઉના મેન્ડરીનનું; બીજું હતું એક આગેવાન વ્યાપારીનું ને ત્રીજું નામ હતું 'દયાની દેવી તરીકે જાણીતી ઠીંગણી સ્ત્રી.'

શું કરવું તેની ગ્લેડીઝને તાત્કાલિક ગમ પડી નહીં એટલે એણે દોડીને બાઈબલ હાથમાં લીધું ને જે પાન હાથમાં આવ્યું તે ઊઘાડી ચીની ભાષામાં લખેલી લીટીઓ મોટેથી વાંચવા માંડી, 'ભાગો, આપ સૌ ભાગો ને પર્વતોમાં ભરાઈ જાવ! છૂપાં સ્થાનોમાં ભરાઈ જાવ કારણ કે બેબીલોનના રાજાની દાનત તમારા પર બગડી છે!'

આ વાક્ય પૂરતું સૂચક નહોતું શું?

હાથમાં બાઈબલ લઈ એ દરવાજે દોડી ને એમાંના કાણામાંથી એણે ડોકિયું કર્યું તો જાપાનીઝ દળ શહેરના દરવાજા તરફ કૂચકદમ કરી રહ્યું હતું.

એના પેટમાં ફાળ પડી. એને કાબૂમાં રાખવા મથતી એ ચોગાન ઓળંગી ગઈ. આ દરમિયાન તો એના આખા શરીરમનમાં ભીતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું. એના પગ આપમેળે ઊપડવા લાગ્યા ને થોડીવારમાં તો એ દડબડ દડબડ દોડવા લાગી, અને શબને લઈ જવાના માર્ગરૂપ પછીતને દરવાજે પૂગી ગઈ. એની બહાર કબ્રસ્તાન હતું. પાસે જ દરવાજા ફરતી ઘાસથી ઢંકાયેલી ખાઈ હતી ને જરા જમણા હાથે પાકથી લચતું એક ખેતર હતું.

છટકવાનો આ રસ્તો લેવામાં એણે ભારે ભૂલ કરી હતી. આગળ વધતી જાપાનીઝ ટુકડીની નજર આ સ્થળ પર સતત પડ્યા જ કરતી હતી એટલે એ જાણે કે એના શત્રુઓની દૃષ્ટિમર્યાદામાં દોડી ગઈ!

એને સમજ તો પડી પણ હવે નાસવા સિવાય ઈલાજ નહોતો. કબ્રસ્તાન પાર એ ભાગતી હતી ત્યારે એ કબરોની વચ્ચે આવી પહોંચીને રાયફલની ગોળીઓ પડતી એણે સાંભળી. પેલું ખાઈનું ઘાસ થોડે જ દૂર હતું એટલે કૂદતાંકને ત્યાં પહોંચવાનું એ ગોખતી હતી ત્યાં એની કમરમાં કશુંક વાગ્યું ને એ ઊછળીને પડી. એને સમજાયું કે એ ગોળીનું લક્ષ્યસ્થાન બની છે ને હવે યમરાજનું તેડું ચંદ મિનીટોમાં આવવાનું. મૃત્યુની વાટ એ જોતી હતી ત્યાં એને લાગ્યું કે એને પીઠમાં બળતરા થાય છે એટલે એને સમજાયું કે એ 'મરતી' નથી કે મૃત્યુ જાણી ડગ માંડી રહી નથી. ગોળીઓની ઝડી હજુયે એની આજુબાજુ વરસી રહી હતી.

એ પડી તેની સાથે તેનું બાઈબલ પણ પડ્યું. એને પેટ નીચે ટેકારૂપ ગણી, જમીનમાં આંગળીઓ ભેરવી ને પાછળ પગનાં ટેરવાં ભેરવી એ ખસવા લાગી. મહાપરાણે હાંફતી હાંફતી તે પેલી ખાઈ નજદીક પહોંચી ને એમાં ગબડી ગઈ.



નાસતી ભાગતી એ પેલા અનાજના ખેતરમાં પહોંચી ગઈ ને એમાં ભરાઈ પાછલા પગે માર્ગ કરતી ને પગથી ભૂંસતી ભૂંસતી, એ ખેતરના મધ્યભાગે પહોંચી. અહીં એને જરા સલામતી લાગી એટલે પીઠે ને ખભાના ઘાનું દર્દ તાજું થયું. સદ્‌ભાગ્યે ખભાને છોલતી ગોળી ચાલી ગઈ હતી એટલે ઝાઝું લોહી વહ્યું નહોતું પણ એની આંખો ભારે થવા લાગી અને એ ત્યાં જ ઢળી પડી.

એ જાગી ત્યારે એને ઠીક લાગતું હતું. એટલે રાત્રિના ઓળા ઊતર્યા ત્યારે એ ખેતરના સામા છેડે, એડી એડી જ પહોંચી ગઈ ને આજુબાજુ નજર નાખી પર્વતો ભણી સરકી ગઈ. આ દરમિયાન એને સમજાઈ ગયું કે આ વિસ્તારમાંની એની હાજરી એના મિત્રો કે સ્નેહીઓ માટે શાપરૂપ નીવડશે એટલે એણે યેંગચેંગ પહોંચી બાળકોને શિયાન લઈ જવાનું મનમાં ઠરાવ્યું.

એ દિવસ પછી ગ્લેડીઝ યેંગચેંગના રસ્તા પર આવી પહોંચી ત્યારે એને જોઈ બધાં છોકરાં ગાંડાઘેલાં થઈ ગયાં. એ મેલાઘેલાં, હસતાં કૂદતાં, બદામી આંખોવાળાં બાળકો તો એમ જ માનતાં કે આ નાની સરખી બાઈ જ આપણી સાચી ને દેવની દીધેલ ' માતા ' છે.

મિલનનો ઉશ્કેરાટ જરાક શમ્યો ત્યાં ગ્લેડીઝ બોલી, ' ચાલો, હવે બધાં આજે વહેલાં સૂઈ જાઓ. કાલે સવારે આપણે અહીંથી નીકળી જવાનું છે ને દૂર દૂરના પર્વતો સુધી—ઘણે દૂર ચાલતા પહોંચવાનું છે.

દૂર પર્વતોમાં જવાની વાતે જ છોકરાંમાં આનંદનું મોજું લહરી ગયું કારણ એમને મન તો એ એક આવકારદાયક સાહસ હતું.

મોડી રાત્રે ગ્લેડીઝ મેન્ડેરીનને મળવા ગઈ. આ ભાગતા શહેર માટે એનું હૃદય ભરાઈ આવ્યું. મેન્ડેરીનના દરબારગઢનાં પગથિયાં ઈંટ ઢેખાળાથી ઢંકાઈ ગયાં હતાં. મેન્ડેરીનના દરવાજે એક જ સંત્રી હતો, ગ્લેડીઝને ઓળખી એ આઘો હટ્યો અને દરવાજો ખોલી ઊભો રહી ગયો.

મેન્ડેરીન ભૂરા સાદા ઝભ્ભામાં સજ્જ હતો. એના જૂના બાદશાહી પોશાકની યાદ આવતાં ગ્લેડીઝના મનમાં ગ્લાનિ વસી ગઈ. એને જોતાં જ મેન્ડેરીન બોલ્યો, ' દયાની દેવી, આપને જોઈ ખૂબ આનંદ થયો.'

મેન્ડેરીન ઉંમરે વધેલો હતો. અને આખા પ્રાન્તના લોકોની જેમ, શંકા ને દુઃખના ઓળા, એના પર, પણ ઊતર્યા હતા. જાપાનીઝ આક્રમણ આવતાં જ એ ભાગી છૂટ્યો હતો અને એ દળ પાછું ફરતાં, પુનઃ પ્રવેશ્યો હતો.

ગ્લેડીઝની આખી વીતક કથા ને સાન્સી પહોંચવાનો એનો નિર્ણય એણે ગંભીરતાથી સાંભળ્યાં. વાત પૂરી થતાં જ એ બોલ્યો, ' મારે કાને વાત આવી છે કે જાપાનીઝો પીળી નદીએ પહોંચી ગયા છે એટલે તમારે એમના પ્રદેશમાંથી પસાર થવું પડશે એ તો મહા જોખમી કહેવાય. '

' પણ અમે સૌ પરિચિત કેડીથી દૂર રહીશું. '

' સો બાળકોના સંગમાં ? '

' હા, સોએ સો સાથે, ' ગ્લેડીઝે મક્કમતાથી જણાવ્યું ' એકનેય છોડવાની મારી હિંમત ચાલતી નથી.'

' એ તો વાત સાચી, ' એમ કહી એ ક્ષણેક થંભી પૂછવા લાગ્યો, ' મુસાફરી માટે પૈસા ને ખોરાક તો છે ને ? '

' ના, કશું જ નથી. '

હસીને એણે ચલાવ્યું, ' મુશ્કેલ પરિસ્થિતિનો શાંતિથી સામનો કરવાની તમારી આ તાકાતની મને તો સાચે જ ઇર્ષ્યા આવે છે. '

' મેં આપને વારંવાર કહ્યું છે ને કે હજાર હાથવાળો બેઠો છે તે સૌ જરૂરિયાત પૂરી પાડશે. '

' હા, એ ખરું. પણ આટલો વખત તો યેંગચેંગના મેન્ડેરીનને એના પ્રતિનિધિ તરીકે કામ કરી લેવા દો ને હું બે ટોપલા બાજરી ને બે માણસો, મુસાફરીના પ્રથમ તબક્કા માટે મોકલીશ, શિયાન પહોંચતાં તો અઠવાડિયાં લાગશે, સમજ્યાં ? '

ગ. ત્ર્યં. માડખોલકર

# મંદિર અને મકબરો

અદ્‌ભુત રસ જગાવતી કૌતુકપૂર્ણ આ વાર્તામાં કોમી એકતાની જે સુંદર છણાવટ મહારાષ્ટ્રના પીઢ વાર્તાનવેશે કરી છે તે ખરેખર વાચકોને જબરી પકડમાં ખેંચી રાખે છે. મરાઠી ઉપરથી અનુવાદ કરીને મૂકેલી આ વાર્તાની જે રહસ્યભરી ખૂણી છે તે વાચકોને જરૂર મુગ્ધ કરશે જ...

**એ** મંદિરથી એક ખેતરવા જ દૂર પેલો મકબરો હતો.

સાંજે ફરીને પાછા ફરતી વખતે એ મકબરા પાસે થોડીવાર બેસવાનો મારો રોજનો ક્રમ હતો. ખરું જોતાં તો મકબરામાં કંઈ હતું પણ નહીં. કાળી ઘનઘોર રાતે જાણે દુનિયાની નશ્વરતા તરફ જોઈને અટ્ટહાસ્ય કરતો હોય એવો, અને ચાંદની રાતે એના તરફ જોતાં જાણે સામેના મંદિરમાંના મહાદેવ માટે ભેગાં કરેલાં ધંતુરાનાં ફૂલોનો ઢગલો કરી રાખ્યા જેવો એ દેખાતો.

પણ મને એ મકબરા માટેનું આકર્ષણ એની શુભ્રતાને લઈને નહોતું, એ મકબરાને અઢેલીને બેસતી વખતે સામેના મહાદેવના મંદિરને ધરાઈને જોવા મળે. એટલે તો ત્યાં બેસવાની ખૂબ ઇચ્છા થતી. મંદિર તો નાનકડું જ હતું. પણ એનો નીચેનો ભાગ તામ્રવર્ણી પથ્થરોથી બાંધેલો હોવાથી એના પરનું કોતરકામ શોભતું હતું. એનો ઘુમ્મટ જ સફેદ પથ્થરોથી બનાવેલો ને આઠખૂણિયો હતો. સૂર્યના ઝળહળતા તેજમાં સામાન્ય રીતે કોઈ પણ વસ્તુનું સૌંદર્ય ચીમળાઈ જાય છે. પણ, એ સુંદર ઘુમ્મટ તડકામાં તો ખીલવાની તૈયારીમાં આવેલા કમળની ખીલતી કળી જેવો દેખાય છે, અને આકાશની ભૂરી પશ્ચાદ્‌ભૂમિ ઉપર ચંદ્ર કે શુક્રના ચળકાટનું જે સૌંદર્ય દેખાય છે, એવું જ એ અવર્ણનીય છે.

એ સ્થળને સ્મશાન કહી શકાય તો ખરું, પણ ખરી રીતે એ સ્મશાનભૂમિ નહોતી. એ ગામના જમીનદારોના બાગ બંગલા નદીકાંઠે હતા. અને એ બંગલાના કાંપાઉન્ડમાં જ એ દરેક કુટુંબના વડવાઓની સમાધિ બાંધેલી હતી. નદીકાંઠે ઊભીએ એટલે પહેલાં તો એ બે માળનો બંગલો, પછી પેલું મહાદેવનું મંદિર અને છેવટે આ નાનકડો મકબરો નજરે પડે. કેટલાંય વરસથી એ બંગલો તો ઊઘડેલો મેં જોયો જ

---

'હા, જી.'

'આપના પર પ્રભુની દુઆ ઊતરો ને શિવાસ્ત્વેપન્થાનः सन्तु'

બન્નેએ એકબીજાને નમન કરી વિદાય લીધી. બે જૂના મિત્રોનો એ વિદાય પ્રસંગ હતો. સ્નેહ નીતરતો હતો ને વાણીને ત્યાં સ્થાન નહોતું!

વહેલી સવારે છોકરાં ઊઠી પડ્યાં ને બાળકોની ચિંતામુક્ત ઢબે કૂદાકૂદ કરવા લાગ્યાં. આગામી મજલમાં થાક ન લાગે તે હેતુસર આરામ લેવાની ગ્લેડીઝની સલાહ બહેરા કાન પર પડી. એટલામાં મેન્ડેરીનના બે માણસો બાજરીની કાવડ લઈ આવી પહોંચ્યા એટલે બૂમાબૂમ ને કૂદાકૂદ કરતી આખી બાળમંડળી દોડવા લાગી.

બાજરીનું ભરડકું ખાવા બપોરે મંડળી થંભી, બાળકોનાં વાડકા ભરાતાં ગ્લેડીઝને ભાગ નજીવું જ રહ્યું ને આમ જ હવે પછી ચાલ્યું. પેટમાં પડ્યું એટલે ટટાર થયેલાં બાળકો પાછાં આગળ ને આગળ દોડવા લાગ્યાં પણ નમતો પહોર થતાં તો ચાર નાનાં છોકરાં ગ્લેડીઝને વળગવા લાગ્યાં, એણે ને થોડાં મોટાં છોકરાંએ એમને વારાફરતી ઊંચકવા માંડ્યાં.

ખાસ્સું અંધારું જામ્યું ત્યારે એ એક પર્વતાળ ગામે આશ્રયની આશાએ પહોંચી ગયાં. અણધારી સહાય મળી. એક બુદ્ધ સાધુએ એમને પોતાના દેવળમાં રાત્રિએ ભોજન ને વિસામો આપ્યો.

[આવતા અંકે પૂરું થશે]

★

નથી. પણ પેલું મહાદેવનું મંદિર દર સોમવારે ખૂલતું. સાફસૂફ થતું અને અંદરના શિવલિંગ ઉપર બિલીપત્રો ને ધંતુરાનાં ફૂલો ચડાવાતાં. આ મકબરા ઉપર પણ દર શુક્રવારે લીલી ચાદર ઉપર સુગંધી ફૂલો દેખાતાં. જીવતા માણસોને રહેવા માટે બાંધવામાં આવેલા બંગલાની કોઈ કાળજી લેતું નહીં, પણ મૃત્યુ પામેલાંની આરામગાહની સંભાળ અઠવાડિયે એકવાર તો લેવાતી.

એ મકબરા પાસે જઈને બેસતી વેળા ઘણીવાર મારા મનનાં એવા વિચારો આવતા કે, આ મકબરો, આ મંદિર, આ બંગલો એ ત્રણેનો કંઈ સંબંધ હશે? કે કંઈક રહસ્યપૂર્વક જ એ ત્રણે અહીં સાથે બંધાયાં હશે!

એ દિવસે અજવાળી ચૌદશની રાત હોવાથી હું જાણીને જ જરા મોડો ફરવા નીકળ્યો હતો. ગામ તરફ પાછો ફરવા તૈયાર થયો ત્યારે દસ વાગી ગયા હતા. ચૌદશની એ ચાંદનીમાં નદીનો વાંકાચૂંકો પ્રવાહ ભયાનક રીતે ચમકતો હતો. એ પાણીનો મંદ અવાજ, નદીકાંઠાના દેડકાંનો કાતર અવાજ અને વચ્ચે વચ્ચે રડતાં શિયાળવાંના અવાજને લીધે થતો શાંતિનો ભંગ તો જાણે ભયંકરતાનું રુદન જ હતું. ભઠ્ઠી માટે કુંભારોએ કરેલા નીંભાડા ચીતા જેવા દેખાતા હતા, અને કાળી ખેતરાઉ જમીનમાં પડેલી કેડીઓ પણ સાપ જેવી દેખાતી હતી.

નદી ઓળંગીને હું સામે કાંઠે ગયો ત્યાં મારા પગ સહજ રીતે જ મકબરા તરફ વળ્યા: જાણે એ તરફથી આવતા ડમરાની માદક ગંધ, પવનની લહરી સાથે આવીને મારા મનને ત્યાં ખેંચી ગઈ. હું એ મકબરા પાસે જઈને એને અઢેલીને ત્યાં બેઠો, બેસતાંની સાથે જ ઝાકળથી ભીંજાયેલું ઘાસ મારા શરીરને સ્પર્શ્યું અને એ મકબરા ઉપર માથું મૂકતાં જ એની ઠંડકથી મારી ઘેરાતી આંખો જાણે વધુ ઘેરાવા લાગી. પેલું મહાદેવનું મંદિર અને એની પેલી મેરનો બંગલો મારી આંખો સામે દેખાવા લાગ્યો—ના, પોતાની શુભ્રતાથી ચંદ્રપ્રકાશને શરમાવનાર શિવમંદિરના એ રમ્ય ઘુમ્મટ તરફ મારું ધ્યાન દોરાયું અને એ સ્થિતિમાં જ કોણ જાણે ક્યારે મારી આંખો મીંચાઈ ગઈ.

પણ આંખ મીંચાયા કરતાં તો આંખ ઊઘડી એમ જ કહું તો ચાલે. કારણ કે મારી આંખો બંધ થઈ ન થઈ ત્યાં તો મારી સામે લીલી કંથા પહેરેલો એક જુવાન ફકીર આવી ઊભેલો મને દેખાયો. એને જોયા પછી મને નવાઈ તો એ વાતની લાગી કે એના હાથમાં રુદ્રાક્ષની એક માળા હતી અને એ મોઢેથી 'નમઃ શિવાય' બોલતો હતો.

પણ એથી વધુ નવાઈ પમાડનારી બિના પછી બની. હું એને કંઈ પૂછું એ પહેલાં જ એ બોલ્યો:

'ચાલ, આપણે પેલા મહાદેવના મંદિરમાં જઈએ. આજ સોમવાર હોવાથી—'

'તારા જેવા ફકીરથી મંદિરમાં જવાય!' મેં એને પૂછ્યું.

'કાં ભલા? છેલ્લાં ત્રીસ વરસથી હું દર સોમવારે નિયમિત મહાદેવનાં દર્શન કરું છું. એમનાં દર્શન કરવાનો જેટલો હક્ક મારો છે એટલો આ આખા ગામમાં બીજા કોઈનો નહીં હોય. આ મકબરો, એ મંદિર અને પેલો બંગલો—બધાંનો સાચો વારસદાર હું છું.'

'પણ તું ફકીર–મુસલમાન, એ મંદિરમાં શી રીતે જઈશ!'

'હું મુસલમાન છું, એ તને કોણે કહ્યું?'

'તારા પહેરવેશ ઉપરથી તો એવું દેખાય છે—'

'તારી એ કલ્પના સાવ ખોટી તો નથી જ. મને આ મકબરા નીચે જેણે દાટ્યો એમની ધારણા એવી જ હતી કે હું મુસલમાન છું.'

'ત્યારે ખરેખર તું કોણ છે? તારી ઉપર આ મકબરો કોણે બાંધ્યો? અને આ શિવમંદિર સાથે તારે શો સંબંધ છે?'

'આ ગામના જમીનદાર રાવસાહેબ હરપ્રસાદ ચતુર્વેદીનું નામ તો તું જાણતો જ હોઈશ. એમની







મુસલમાન રાણીથી થયેલો દીકરો એ હું. પેલા બંગલામાં મારો જન્મ થયો, મારું જીવન વીત્યું, મારી બા મરણ પામી—'

'ત્યારે તો એ બંગલો રાયસાહેબનું વિલાસમંદિર, ખરું ને?'

'હા. અને આ મકબરાની જમીન પણ એક વાર એ બંગલાના બગીચાની જમીન હતી. મારી બાનું ખૂન જે દિવસે એ બંગલામાં થયું—'

'તારી બાનું ખૂન? અને એ કર્યું કોણે?'

'રાયસાહેબે—ખુદ મારા બાપે.'

'શું કામ?'

'મારા પર એમનો ખૂબ પ્રેમ હતો. એ પ્રેમને લીધે જ મારી બાનું ખૂન કર્યું.'

'દીકરાના પ્રેમ માટે એની માનું ખૂન?—પોતાની પ્રિયતમાનું ખૂન?'

'હા. પણ એમાં આમ નવાઈ પામવા જેવું કાંઈ નથી. મારા બાપુએ એક ઉપર એક એમ ત્રણ હિંદુ રાણી કરી. પણ એમને કશું સંતાન ન થયું. મારી બા કંઈ એમની પરિણીત સ્ત્રી નહોતી. એ કાશ્મીરમાં ગયેલા ત્યારે ત્યાંથી એમણે મારી બાને વેચાતી લીધી હતી, અને આ બંગલામાં રાખી હતી. એ અહીં રહેવા આવ્યા પછી એક જ વરસમાં મારો જન્મ થયો. મારી બાના સૌંદર્ય પર રાયસાહેબ ફીદા હતા. મારા જન્મથી એને માટેનું માન વધ્યું.'

'અને છતાં એનું જ ખૂન કર્યું?'

'કારણ કે એના કરતાં પણ વધુ મારા પર એમનો પ્રેમ હતો. એમના વિલાસી મનને લાગેલી પુત્રભૂખ સંતોષાઈ ગઈ. એટલે તો એની એમને નવાઈ લાગતી હતી. પણ એ સાથે એ મુસલમાન હોવાથી જરા મનમાં ડંખતું પણ હતું. એના જેવી મુસલમાન ઓરતથી થયેલો પોતાનો દીકરો!—એ પોતાનાં જ લોહીનો હોવા છતાં બ્રાહ્મણ તો નહીં જ ગણાય—અરે, એને હિન્દુ પણ ન કહી શકાય. અને પોતાની બધી દોલત દત્તકને જશે એ વાતનું એમને ખૂબ દુઃખ થતું. આખરે મારી બા મુસલમાન નહીં પણ શીખ છે, એમ ઠસાવવા પ્રયત્ન કર્યો. પણ આ મારી બાને ન ગમ્યું. પોતાનાં માબાપની ગરીબીનો લાભ લઈને એમણે પોતાને ખરીદી હતી, એ પોતે ભૂલી શકી નહોતી. એની દોલતનો ઉપયોગ કરતી હોવા છતાં એના માટે છૂપો તિરસ્કાર એના મનમાં રહેતો. હું જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ બન્નેનો અણબનાવ વધતો ગયો. રાયસાહેબને એક આશા તો હતી જ કે એની શીખ હોવાની વાત એ જો લોકોને ઠસાવી શકે તો પૈસાને જોરે કંઈ પણ શાસ્ત્રાધારે પોતાના જ દીકરાને દત્તક લઈ શકે, પોતાની બધી મિલકતનો વારસો એને આપી શકે. પણ મારી બા એમની આ વાતને કાયમ ઊડાવી દેતી. આખરે મારી સુન્નત કરવાની જીદ જ્યારે એણે લીધી ત્યારે એ વિધિ ન કરવા માટે એને ખૂબ સમજાવી જોઈ, પણ એ જીદ એણે ન જ છોડી. ઉલટાની એક દિવસે રોષમાં એ બોલી: 'તમે ગમે એટલા પ્રયત્નો કરશો તો પણ તમે મારા દીકરાને બ્રાહ્મણ નહિ કરી શકો, તો એની સુન્નત આડે શું કામ નકામા આવો છો? તમારી મિલકતનો એ વારસ રહે એવી જો તમારી ખરેખરી ઇચ્છા હોય તો એને હિન્દુ ઠરાવવાનો પ્રયત્ન કરવાને બદલે તમે જ શું કામ મુસલમાન નથી થઈ જતા?' એનાં આ વચનોથી રાયસાહેબ આવેશમાં આવી ગયા અને એ જ વખતે બંદૂકથી ઠાર કરી નાખી.'

'આ વાતની કોઈને ખબર ન પડી?'

'શી રીતે પડે? રાયસાહેબ તો આ ગામના જમીનદાર, પહેલા વર્ગના માનદ ન્યાયાધીશ અને આ વિભાગના પ્રથમ રહીશ હતા. અને આ તો ગામ બહાર આવેલો બંગલો! અમારી તહેનાતમાં રહેલા નોકરોએ આ બનાવ જોયો પણ રાયસાહેબ સામે બોલવાની એમનામાં જરાય હિંમત નહોતી. મારી બાને ગોળી વાગવાથી નીચે પડી ત્યારે રાયસાહેબને ખૂબ પસ્તાવો થયો, અને એ લોહીલોહાણ શબ ઉપર પડીને કેટલીયવાર સુધી રડયા. છેવટે એમના



મંત્રીએ એમને સમજાવ્યા, શબને એ સ્થિતિમાં વધુ વાર રાખવામાં રહેલું જોખમ જણાવ્યું અને 'બંગલા ફરતા આવેલા બાગના એક ખૂણામાં મારી બાને દફનાવી દીધી. એ જગ્યાએ રાયસાહેબે પછી પોતાના હાથે બકુલનું ઝાડ રોપ્યું.'

'પછી તારી સુન્નત થઈ કે નહીં ?'

'ના, પછી એ વાત નીકળી જ નહીં. એ રાતે મારી બાના મૃત્યુનો ભયંકર દેખાવ મેં જોયો, એની મારા મન ઉપર ખૂબ ચમત્કારિક અસર થઈ. એ વખતે મને આવેલી મૂર્છામાંથી બીજે દિવસે હું ભાનમાં આવ્યો, અને પછી મને વારંવાર એ જ બનાવ આંખ સામે આવીને બેભાન બનાવવા લાગ્યો. મને સાજો કરવા માટે રાયસાહેબે પાણી જેમ પૈસો વેર્યો પણ કંઈ સફળતા ન મળી. અને છેવટે કોઈપણ ધર્મના સંસ્કાર મારા ઉપર પાડ્યા વિના જ મેં દુનિયા છોડી—'

'ત્યારે તારા ઉપર આ મકબરો કોણે બાંધ્યો ?'

'રાયસાહેબે જ. મારા અવસાન પછી હું મુસલમાન ન હોવા છતાં મારી બાની ઇચ્છાને માન આપવા માટે એમણે આ મકબરો બાંધ્યો અને એની સંભાળ રાખવા માટે ગામના એક મુસલમાનને સોંપી દીધો—'

'અને આ મહાદેવનું મંદિર ?'

'આ એમની પોતાની સમાધિ છે. પોતાની સમાધિ માટે આ જગ્યા એમણે પોતે પસંદ કરી; અને એ પણ એ ઉદ્દેશથી કે આ મંદિરના ગર્ભભાગમાં બેસનારને આ મકબરો સતત દેખાયા કરે. એવી જ બીજી વ્યવસ્થા મારી બાને દફનાવેલી જગ્યા પરના બકુલના ઝાડનાં ફૂલો દર સોમવારે આ મંદિરના મહાદેવને ચડાવવાની કરી—'

'પણ, આ મકબરો ને આ મંદિરની આટલી બધી કાળજી રખાય છે છતાં આ બંગલો કેમ તૂટવા લાગ્યો છે ?'

'એનું કારણ એ બંગલામાં હું ને મારી બા ફરીએ છીએ એવો રાયસાહેબના વારસનો ભ્રમ છે ! એ બીકે તો એ લોકોએ આ બંગલો છોડી દીધો છે ! લે ચાલ, હવે તો હું મંદિરમાં જાઉં એનો તને કંઈ વાંધો નથી ને ?' એ હસીને બોલ્યો.

હું તરત ઊઠીને એની સાથે બકુલના ઝાડ પાસે ગયો ત્યાં ફૂલોનો તો ઢગલો પડ્યો હતો. એ વીણતાં મેં પૂછ્યું : 'તારી બાનો રાયસાહેબ ઉપર પ્રેમ ન હતો, તો એની સમાધિ ઉપર ઊગેલાં આ બકુલનાં ફૂલો એમની સમાધિ ઉપર શું કામ ચડાવવાં ?'

'એમાં શું ? એમનો તો એના ઉપર પ્રેમ હતો ને ! આ દુનિયામાં ઘણું ખરું પ્રેમનો વ્યવહાર એકતરફી જ હોય છે.'

અને અમે મંદિરમાં પેઠા.

એણે પોતાની અંજલિમાંનાં ફૂલો શિવલિંગ પર ચડાવ્યાં, અને મોંએથી શિવનામનો ઉચ્ચાર કરીને ઘંટ વગાડવા હાથ લંબાવ્યો.

એ ઘંટના અવાજ સાથે જ ઝબકીને હું જાગી ગયો અને ગામને સીમાડે આવેલા દત્તમંદિરની આરતીનો મીઠો અવાજ મારા કાને પડ્યો.



દેશનાં જુદાં જુદાં પર્વતીય મથકોમાં બાળકો માટે રજા ગાળવાના સ્થળો (હોલી ડે હોમ્સ) તૈયાર કરવાની એક યોજનાનો સમાજ કલ્યાણ મંડળે પુરસ્કાર કર્યો છે. આથી, ગરીબ કુટુંબોનાં ૮ થી ૧૬ વર્ષ સુધીનાં બાળકોને વર્ષમાં અમુક મુદત સુધી આરોગ્યપ્રદ પરિસ્થિતિ વચ્ચે પૌષ્ટિક ભોજન અને મનોરંજનનો લાભ મળી શકશે અને વળી તેમને સામુહિક જીવનનો પણ ઈષ્ટ અનુભવ મળશે.

શહેરી વિસ્તારોમાં અનાથાશ્રમો અને બાળગૃહો (ચિલ્ડ્રન્સ હોમ્સ)માંથી તેમજ જે કુટુંબો પોતાનાં બાળકોને વેકેશન ગાળવા માટે બહાર મોકલવા સમર્થ ન હોય તેવા કુટુંબોમાંથી બાળકોની પસંદગી કરવામાં આવશે. ગ્રામ વિસ્તારોમાં કમ્યુનિટી પ્રોજેક્ટ્સ અને સમાજકલ્યાણ મંડળના વેલ્ફેર એક્સ્ટેન્શન પ્રોજેક્ટ્સ હેઠળના વિસ્તારોમાં વસતાં બાળકોમાંથી પસંદગી કરવામાં આવશે.

'સુમંગલા' એમ.એ.

# ગૃહમંગલ

માનવીને તેના જીવનની સફળતામાં અવરોધતું મૂળ તત્ત્વ તે આપત્તિ. કોઈપણ મનુષ્ય એ તત્ત્વના પંજામાંથી છટકી શકતો નથી. આખાય જીવન દરમિયાન ક્યારેક તો તેને, પછી તે નાની હોય કે મોટી, પણ મુશ્કેલી–સંકટમાંથી પસાર થવું પડે છે. વસ્તુસ્થિતિ એ છે કે એ વ્યક્તિ આવી પડેલી મુશીબતોનો કઈ રીતે સામનો કરે છે તેમાં જ સાચું મૂલ્યાંકન રહેલું છે. ગમે તેવી ભયંકર મુશીબતોને પણ જ્યારે માનવી નજીવી ગણી ગણકારતો નથી અને વધુ કાર્યરત બને છે ત્યારે તેનું જીવન ધન્ય બની જાય છે. પણ માનવીના પ્રકાર જુદા જુદા છે. કોઈ સહનશક્તિ કેળવી શકે, કોઈ નાની વસ્તુને મોટું સ્વરૂપ આપે, પોતાના અશક્ત મનને બહેલાવે અને ત્યારે મનને સાંત્વન આપે. નસીબનો વાંક કાઢીને આ રીતે ગભરાઈ ને નસીબને દોષ દઈ આપણા દુ:ખનાં જ રોદણાં રડવાથી સાચું સુખ પ્રાપ્ત થતું નથી, વિપત્તિ ભૂલી શકતાં નથી અને જીવનમાં તે વ્યક્તિ સફળતા પણ મેળવી શકતી નથી.

દરેક માનવી કેટલીક કુદરતી વૃત્તિઓથી ઘેરાયેલો હોય છે. તેવી જ વૃત્તિઓમાંની 'ઈર્ષા.' જે માનવીના મનના કોઈ એક ખૂણામાં સંતાઈ રહેલી હોય છે. એટલે જ આપણે સાંભળીએ છીએ કે અમુક વ્યક્તિ 'બીજાનું સારું જોઈ શકતી નથી.' કોઈ બે વ્યક્તિ એક જ પ્રવૃત્તિમાં એક જ સરખાં પાસાં નાખે અને બીજી વ્યક્તિ સફળતાને પાત્ર બને ત્યારે પહેલી વ્યક્તિ નિરાશાના ઘોર વાદળમાં ઘસડાય છે. અને આમ ઈર્ષાનું મૂળતત્ત્વ વ્યક્તિના વ્યક્તિત્વને સંકુચિત બનાવે છે. વિકાસને અવરોધતું આ બીજું પગથિયું.

મનુષ્ય મનુષ્ય હોવા છતાં બીજાની આપત્તિ ગમે તેવી મોટી હોય તોપણ પોતાના કરતાં ઊતરતી ગણે છે. હકીકતમાં પોતાની ઉપર આવી પડેલા દુ:ખના ડુંગરાને દૂર કરવાની તાકાત ગુમાવી બેઠા હોય છે. આ રીતે જીવનમાં આવતી મુશીબતોને અવરોધક બનાવી આપણે ડરપોક, માયકાંગલા બનીએ છીએ. જ્યારે આવી પડેલી આફતોનો સામનો કરવાથી, તેને હસતે મોઢે વધાવી લેવાથી, તેની સામે પુરુષાર્થ કરવાથી તે જરૂર યોગ્ય સહાયક બને છે. મનુષ્ય માત્ર બુદ્ધિશાળી, શક્તિશાળી છે. જો તે કાયર થઈને પડ્યો રહેશે તો ક્યારેય જીવન વિષે વલખાં મારવામાંથી ઊંચો નહિ આવે. પરંતુ શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કરશે તો જરૂર નિરાશાને સફળતામાં ફેરવી શકશે.

પારસમણિ

## સમાધાનને રસ્તે

'કામ કરીએ અને જો એની કોઈ પ્રકારની કદર જ ન હોય તો માનવીનું મન તે પરથી ઊઠી જાય છે. પછી એ કામ મન દઈને કરવાનું મન નથી થતું.'

દક્ષા અને હું મળતાં ત્યારે ચર્ચાએ ઠીક ઠીક ચડી જતાં. આજે પણ વાત વાતમાં દક્ષા એની જ વાત ઉપર ઊતરી ગઈ. દક્ષાએ ચર્ચા-દ્વારા સામાન્ય વાત છેડી. હકીકતમાં તો તે જ એ પરિસ્થિતિમાં મૂકાઈ હતી.

વિપરીત સંજોગોને કારણે દક્ષા વધુ ભણી શકી નહોતી. પણ તેની વાંચનભૂખ એવી તેજ હતી કે તેને સંતોષ્યા વગર તેને ચેન પડતું નહિ. તેની વિચારસરણીમાં પણ ખૂબ મદદગાર થઈ પડતું વાંચન ક્યારેક મારી સાથે-ચર્ચાસ્વરૂપે બહાર આવતું. મને પણ તેમાં આનંદ આવતો.

થોડા જ સમયમાં દક્ષાના લગ્ન થયા. કુટુંબ બહોળું હતું અને બધી જ જવાબદારી તેના પતિના શિરે હતી. મોટા કુટુંબમાં એક જ વ્યક્તિ નોકરી કરે તો આર્થિક મુશ્કેલી સહેવી પડે જ. રાત દિવસ જોયા વગર, ઘરની પરિસ્થિતિને પહોંચી વળવા તેના પતિ પ્રયત્ન કરતા—ઘરકામની બધી જ જવાબદારી દક્ષાને માથે હતી. કરકસરથી અને વ્યવસ્થિત રીતે ઘર ચલાવવાની તેનામાં આવડત હતી. પણ ઘરમાં સાસુ સસરાથી માંડીને, નાનાં ભાઈબહેન સ્વભાવે મનસ્વી હતાં. જોઈતી મદદ કરાવવાની તો દૂર રહી પણ ભાભીની સામે પ્રહારો કરવા તેમને મન સહજ થઈ પડયું હતું. ભાઈની હાજરીમાં બધાં જ શાણપણ બતાવે. કામમાંય જાણે મદદરૂપ રહેતાં હોય તેવો ડોળ કરે. પણ પછી તો જાણે ભાષણ ચાલ્યું તેમ દરરોજ કામની અને પૈસાની બાબતમાં ટકટક થવા લાગી. ઘરમાં પૈસા ખૂટી પડે તો પણ દક્ષાનો જ મરો થતો!

દક્ષાની સાસુની તબિયત નરમગરમ રહેતી. જોઈતું ખર્ચ તેમને માટે નહોતું કરી શકાતું. દીકરો આટલી બધી મહેનત કરે છતાં જાણે પોતે કંઈ જ નથી પામતાં અને બધું દક્ષાની પાછળ ઉડાવે છે એવું આળ પણ મૂકતાં. બધું જ સાંભળવાનું દક્ષાને.

કુટુંબની પરિસ્થિતિને કારણે દક્ષાને ખૂબ ધીરજ રાખવી પડતી. તેના પતિને મનદુઃખ ન થાય તેથી તેને કંઈ કહેતી પણ નહિ. ક્યારેક પતિને કાને શબ્દો અથડાતા ત્યારે તે કલ્પતા કરતા કે આમ કેમ થતું હશે! અને એવે વખતે તે દક્ષા પાસેથી અને માતા પાસેથી જાણવા પ્રયત્ન કરતા. માતાની ફરિયાદ એ રહેતી કે તેના કામમાં ભલીવાર નથી, કોઈ કામનો અવેર જ નથી. આમ ચાલ્યા કરતું. દક્ષાથી હવે તો શાંત રહેવાતું જ નહોતું. એની ધીરજ જાણે ખૂટી ગઈ અને આટલી ગદ્ધામજૂરી કરવા છતાંપણ જો જુતીયાં જ પામવાનાં હોય તો આ બધું કોને માટે! જીવનમાં ઘર્ષણો જરૂર આવવાનાં પણ તેનો સામનો કરવાની તૈયારી તો હોવી જ જોઈએ. શાંતિ વગરનું જીવન ક્યારેય આનંદ નથી પમાડી શકતું.

દક્ષા તેના પોતાના અનુભવની જ ચર્ચા મારી

સાથે કરવા મંડી પડી હતી. આજે તે ખૂબ કંટાળેલી હતી. એટલે જ ઉપરનાં વાક્યો ખૂબ વિચારપૂર્વક તેના મોઢામાંથી નીકળ્યાં. તેના મુખ ઉપરની રેખાઓ એટલું તો કહી આપતી જ હતી. તેને હવે કુટુંબના વિકાસમાં જરાય રસ નથી. ઘરકામ પણ પોતે ન છૂટકે યંત્રની માફક કરી રહી હોય એમ લાગે છે. આ ઉગ્ર બનેલી પરિસ્થિતિથી તેના પતિ વાકેફ હતા. અને તેને માટે એક જ રસ્તો બન્નેને જડ્યો અને નક્કી કર્યા મુજબ દક્ષાએ પોતાનું સ્વતંત્ર નવું ઘર વસાવ્યું. કુટુંબને આ રીતે આર્થિક મદદમાંથી મુક્ત કરવું બન્નેમાંથી એકેયને ગમ્યું નહોતું. પણ એ સિવાય બીજો ઉપાય નહોતો. પણ હવે તો બીજા ભાઈઓ પણ થોડું થોડું કમાતા હતા એટલે એ રીતની રાહત અનુભવી મન વાળી લેતાં. જ્યારે કોઈપણ વાતનું સમાધાન પણ ન થઈ શકે ત્યારે મૂળ રસ્તો લેવો જ પડે.

## કુટુંબનું કલંક

દક્ષાની સાથેની ચર્ચામાં જ મેં એના પ્રસંગથી ઉલટો પ્રસંગ વર્ણવતાં કહ્યું, દક્ષા, દરેક પ્રસંગમાં સાસુનો વાંક હોય છે એવું નથી-હોતું, અને તારા પ્રસંગમાં પણ, એ તો મારે કહેવું જ પડશે કે શરૂઆતથી તું એ બધાંને તારા કેમ ન કરી શકી? તારો વાંક તો ખરો જ ને! અને સાચે જ બે હાથ વગર તાળી પડતી નથી. પરંતુ જ્યારે બન્ને પક્ષ પરિસ્થિતિનું ગાંભીર્ય સમજે અને કંઈક નીવેડો આણવા વિચારે તો ઘણો ફેર પડે છે. પણ આપણી ત્યાગની ભાવના નષ્ટ પામી છે એ જ મોટું દુઃખ છે. એટલે તારા પ્રસંગમાં તો તેં જે રસ્તો લીધો તે ઠીક છે.

કેટલાય એવા પ્રસંગમાં મેં વહુની દાદાગીરી જોઈ છે. સંયુક્ત કુટુંબમાં તેમને પોતાનું ઘર છે એવી ભાવના તો નથી થતી પણ કોઈ આવે ત્યારે એવો તો ડોળ કરે કે શું કરું, મારે તો એટલું બધું ઘરકામ રહે છે કે જરાવાર પણ નવરી પડતી નથી. તને આપણાં પેલાં દમનબેનનો દાખલો આપું. ઓળખ્યાં ને તેં એમને?

દમનબેન પરણીને સાસરે આવ્યાં ત્યારે તો જાણે પિયર અને સાસરું એમ બે ઘરમાં પગ હોય તે તો જાણે સમજાય તેવી વાત છે એટલે એ વખતે એમને ઘરની કોઈ જ ચિંતા કે જવાબદારી હતી નહિ. તેમના ઉપર કોઈ ઢોળતું પણ નહિ. પણ પછી તો ધીમે ધીમે થોડું થોડું કરતાં કામ કરતાં થયાં. દમનબેન કામનાં ચોર ખૂબ. આડીઅવળી વાતોમાં એવો વખત કાઢી નાખે કે ક્યાંય સુધી પરવાર લાવે જ નહિ. ઘરની બીજી વ્યક્તિઓ કામ કરી નાખે. એટલે એમને નિરાંત થાય. તું જાણે છે કે એ ઘરમાં મિત્રો સગાં સંબંધીઓ વગેરે મહેમાનોની અવરજવર પણ સારી હોય. દમનની બડાશ મારવાની ટેવ પણ એવી હતી કે પોતાનું સારું બતાવી બીજાની ખોડ બતાવવામાંથી તે જરાય ઊંચી ન આવતી અને તેની જેઠાણી અને સાસુને વધુ ચીડ તો ત્યારે ચડતી કે જ્યારે કોઈ તેનું સગું તેને મળવા આવ્યું હોય અને તેના પતિ ઘરમાં હોય તેવે વખતે તે એવું તો કામ લઈને બેસી



જતી કે આખો દિવસ જાણે ઢસરડો જ કર્યા કરતી હોય. આ એની આવડત જબરી હતી. અને સાસુ કંઈ કહેવા જાય તો બરોબર ચોપડાવતી.

દક્ષા, તારી સાસુ તને જેવી જબરી લાગે છે તેના કરતાં પણ વિશેષ મને તો આ દમન જબરી લાગી છે. એની આવડતને આપણે પહેલા નંબરમાં મૂકી શકીએ. આ બધાંનું મૂળ તું શોધી શકે છે! પરણી ત્યારથી જ તેની જુદા રહેવાની ઇચ્છા હતી. પણ તેનો પતિ એમ એને મચક આપે તેમ ન હતો. એને કુટુંબનું ખૂબ આકર્ષણ હતું. મોટાં ભાઈ-ભાભી, બહેનો બધાં ખૂબ આનંદથી રહેતાં હતાં એટલે એને પણ બધાંની સાથે હળીમળીને રહેવા તે સમજાવતો પણ ધંધાદારી માણસ ઘરમાં રહે તો તેને ખબર પડે ને કે ઘરમાં શું થાય છે?

ફરવા જવાનું કે સિનેમા જોવા જવું હોય તો આખુંય કુટુંબ સાથે જાય પણ દમનને તે જરાય ગમે નહિ. સમયસર તે ના પાડીને બેસી જાય. ન છૂટકે કમને તૈયાર થઈને આવે ખરી પણ ખૂબ મનામણા પછી ધીમે ધીમે દમનનો જૂઠું બોલવાનો સ્વભાવ ખૂબ આગળ ચાલ્યો. ઘરની બે વ્યક્તિઓમાં ઝઘડા કેમ પેસે તે જ તે જોતી. અર્થનો અનર્થ કરી તેના પતિ પાસે ફરિયાદ કરતી. શરૂઆતમાં તો તેના પતિ એક કાને સાંભળી બીજા કાને કાઢી નાખતા. પણ પછી તો ઘરની વ્યક્તિઓ સાથે સાથે નાની નાની બાબતમાં ઝઘડો શરૂ થઈ ગયો. કેટલીકવાર તો કરેલા કામને બગાડવામાં તેનો ફાળો મોટો હોય ત્યારે એક તો પોતાને કરવું નહિ. અને ઉપરથી બગાડવું એમ ઝઘડો થઈ જતો. દમનને ઘરની વ્યવસ્થિતતા જરાય ગમતી નહિ. આ સ્વભાવને કારણે દમન આખા ઘરમાં અળખામણી બની ગઈ. અને છતાં બહાર તો વાતો એટલી કરે છે કે આપણને તેના જૂઠાણા પર તિરસ્કાર છૂટે. ત્યાં જ સંઘર્ષની શરૂઆત થઈ. આવા સુંદર, સુખી કુટુંબને તોડી ફોડી નાખનાર આવી સ્ત્રી ન હોત તો કેવું સુંદર, કુટુંબ રાચતું હોત!

દક્ષા, 'ઘેર ઘેર માટીના ચૂલા' 'વાસણ હોય તો ખખડે તો ખરા જ ને' એ કહેવતો ખોટી નથી પડી. થોડી પણ બાંધછોડ વૃત્તિ ન રાખવાને કારણે કેવું ભયંકર પરિણામ આવે છે! સ્વતંત્ર વ્યક્તિત્વ ઉપર કોઈ કાપ મૂકવાનું તમને નથી કહેતું પણ ભર્યાભાદર્યા કલ્લોલતા કુટુંબને વેરવિખેર કરવાનો કોઈને પણ શું અધિકાર!

## પિયરનું એટલું સારું!

કૈલાસના પિતાને ત્યાં સારો પૈસો હતો. વેપારી રહ્યા એટલે ઝાઝું ભણાવવાની ભાવના નહિ. છોકરાઓને માંડ મેટ્રિક પાસ કરાવેલ. અને કૈલાસ એકની એક છોકરી હતી છતાં શાળાંત પાસ કરાવીને તેને ઉઠાડી મૂકી. તેના લગ્નની ધામધૂમથી તૈયારી કરી અને સારો પૈસો આપીને તેને સાસરે વળાવી.

કૈલાસનું શ્વસુરગૃહ મધ્યમ વર્ગનું કુટુંબ ગણાય. કૈલાસને બહુ ઝાઝી ગતાગમ નહિ.

જેમ સહિયરો સાથે નિરાંતે પોતાના ઘરની વાતો કરતી, આણેલી વસ્તુઓના ગુણગાન ગાતી તેમ સાસરે નણંદ અને સાસુ પાસે પણ પોતાના પિયરની દરેક વસ્તુના વખાણ કરતી. કપડાંલત્તાંથી માંડીને ઘરેણાં સુધીના વખાણ કરતી. તે કેવી રીતે બનાવરાવ્યું અને કેટલી કિંમતનું થયું. અને એનાથી આગળ વધીને તેનાં માબાપ કેટલા ઉદાર દિલનાં, તેને જોઈતી બધી જ વસ્તુ આનાકાની કર્યા વગર મળતી. એમ જાતજાતની વાતો તે રોજ કરતી. કૈલાસની સાસુને તેની આ ટેવ બડાશી લાગતી અને ઓછું પણ લાવતી. ઘણીવાર તો તેને કહી દેતાં કે 'તારા પિયરની વાત તારે ત્યાં જઈને કરવી. હવે તો તું અમારા ઘરમાં આવી છે. અમે જેમ રહીએ છીએ તેમ તારે નભાવવાનું છે. આપને ઘેર જોયું હોય તેવું કંઈ બધું જ સાસરે ન મળે.'

શરૂઆતમાં તો આમ સારા શબ્દોમાં કહેતાં. કૈલાસને એ ખ્યાલ ન આવ્યો કે પોતે આવી વાતો કરીને તેમના સાસુપણાને ઉશ્કેરી રહી છે! નાની સત્તર વર્ષની કૈલાસ ધીમે ધીમે તેના પતિ પાસે પણ પોતાના ગુણગાન ગાવા લાગી. પતિને પણ મનમાં થવા લાગ્યું કે એના પિયર પૈસો તેમાં તેને શું? સસરા કંઈ જમાઈ ઉપર થોડા વરસી પડવાના છે! કૈલાસનો આ સ્વભાવ તેને ભારે પડી ગયો. ઘર કામમાં તેને ઝાઝી આવડત નહિ એટલે રોજના મહેણાં સાંભળવાનાં. સાસુએ પતિને ઠીક ઠીક કાનભંભેરણી કરવાની શરૂઆત કરી. દીકરાને માની હકીકત પર વિશ્વાસ બેઠો. એટલે ઝઘડાનું મૂળ શરૂ થયું.

એક દિવસ કૈલાસના પતિ ઘેર આવ્યા ત્યારે જ ગુસ્સામાં હતા. કૈલાસ એ દિવસે 'મુડ'માં નહોતી. રોજના વાતાવરણે એને મહિયરની યાદ સતાવતી હતી. રસોઈ તે મન દઈને કરી ન શકતી એટલે ગુસ્સે થવાનું કારણ મળતું. આજે પણ કૈલાસથી શાકમાં મીઠું વધારે પડ્યું હતું. તેના પતિ તો થાળી પછાડી ઊભા થયા. ગુસ્સાનું સ્વરૂપ ક્યારેક મારવાના રૂપમાં પણ ફેરવાતું. પણ આજે તો તેણે કહી દીધું કે 'જો તારે આવી રીતે રહેવું હોય તો જા તારા પિયર, મારા ઘરમાં તું ન જોઈએ.'

કૈલાસ પણ આજે વીફરી હતી. થોડાં વચનો સંભળાવતી નીકળી ઘરની બહાર અને પિયર પહોંચી ગઈ. પણ હવે કરવું શું! મન મક્કમ કરી પોતાનું દુઃખ ભૂલવા પ્રયત્ન કર્યો. બેચાર સંબંધીઓની સલાહ લઈ મોન્ટેસોરીનો અભ્યાસક્રમ કરવાનું નક્કી કર્યું. અને બીજી બાજુ સામે પક્ષે દાવો માંડ્યો. પહેલી ટર્મ પણ પૂરી નહોતી થઈ ત્યાં વાત સમાધાન પર આવી. પણ કૈલાસના પતિએ કહ્યું, 'હું તારી કોઈ જવાબદારી લેવા તૈયાર નથી. તારે આવવું હોય તો તું આવ.'

અને કૈલાસે સાસરે જવાનો વિચાર માંડી વાળ્યો અને અભ્યાસમાં તલ્લીન થઈ ગઈ. અભ્યાસની એ તલ્લીનતા તેને એટલી બધી વરી કે તે બાળકેળવણીમાં ખૂબ જ ઊંડી ઊતરી ગઈ અને બાળમાનસની અચ્છી અભ્યાસુ બની ગઈ. પિયરની બડાશ હાંકવાની તો એ ઘણા સમયથી તદ્દન ભૂલી ગઈ.





જરૂર છે. ૬૩ પાનાંની મર્યાદિત સંખ્યામાં લોખંડના ખનીજ, તેમાંથી લોઢું કાઢવા માટે કારખાનામાં કરવામાં આવતી ક્રિયાઓ, ગજવેલની બનાવટ ને તેના ગુણધર્મ અને આપણા દેશમાં લોખંડના ઉદ્યોગ અંગેની સઘળી માહિતી પૂરી પાડવામાં આવી છે. રજુઆતની શૈલી એની વિશિષ્ટતા છે. જરૂર પડે ત્યાં પ્રાસંગિક ચિત્રો આપીને લેખકોએ વિષયને સમજવામાં સહેલો ને રસિક બનાવ્યો છે અને છેલ્લે પાને અઘરા શબ્દોના અર્થ આપીને વિષયની મહત્તા વધારી છે. આવાં પુસ્તકો જેટલાં વધુ પ્રગટ થાય એટલી વિદ્યાર્થીઓના સામાન્ય જ્ઞાનમાં વૃદ્ધિ થવા સંભવ છે.

### જન્મટીપ :

[ લે. ઈશ્વર પેટલીકર; પ્ર. વોરા એન્ડ કંપની, ૭૨, મુંબઈ રૂ. ૧/૫૦. ]

સ્વ. ઝવેરચંદ મેઘાણીએ જેને 'સાંગોપાંગ કલાકૃતિ' તરીકે બિરદાવી હતી ને ગુજરાતમાં જે અત્યંત પ્રતિષ્ઠા પામી ચૂકી હતી એ નવલકથાને અહીં સંક્ષિપ્તમાં રજૂ કરવામાં વાર્તારસ જરાય કચડાયો નથી.

અંબાનું લેખકે સર્જેલું કાંઈક ગૂંચવણભર્યું પાત્ર ગુજરાતી સાહિત્યમાંથી ઝટ ભૂલાશે નહીં. વાર્તા પૂરી થયા પછી પણ વાચક અંબાને પ્રશંસવી કે ધિક્કારવી એ ભ્રમમાં જ અટવાયા કરે છે. ગુજરાતનાં ગામડાંઓમાં જે ખમીરવંતી યુવતીઓ ખૂણેખાંચરે ભરાયેલી છે એમનો પરિચય સાહિત્યને શહેરમાં જ શોધનારા લોકોને ક્યાંથી થાત—ઈશ્વર પેટલીકર ને પન્નાલાલ પટેલ જેવા ગ્રામી સાહિત્યકારો ગુજરાતે ન જન્માવ્યા હોત તો? ગામડાંના સાદા લાગતા જીવનમાં કલહ હોવા છતાં મધુરતા છે, ઉષ્મા છે તે લેખકે કથા ઉપદેશ વિના કહી નાખ્યું છે. પેટલીકરની સિદ્ધિ ગુજરાતી પ્રજાને સાહિત્યક્ષેત્રે ગ્રામ્યાભિમુખ કરવામાં છે.

### લોઢું ને ગજવેલ :

[ લેખકો : નરસિંહ શાહ : મનુભાઈ જોધાણી. પ્ર. બાલગોવિંદ કુબેરદાસની કું. અમદાવાદ, ૧. રૂ. ૧/— ]

'જીવન અને વિજ્ઞાન' શ્રેણીનો આ પ્રથમ મણકો છે. જીવનમાં ઉપયોગી હોય એવી બે વસ્તુઓ—લોઢું ને ગજવેલ—વિષે આ પુસ્તકમાં શાસ્ત્રીય ગણી શકાય એવી માહિતી ખૂબ હળવા સંવાદો દ્વારાં પૂરી પાડવામાં આવી છે. આપણો દેશ જ્યારે ઔદ્યોગિકરણ અપનાવી રહ્યો છે ત્યારે દેશનાં બાળકોને માટે આવાં માહિતીપૂર્ણ પુસ્તકોની પ્રાંતીય ભાષાઓમાં ખાસ

### હિંદી પ્રચાર અને બંધારણ:

[ લે. મગનભાઈ પ્ર. દેસાઈ, ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૦/૫૦ ]

હિંદુસ્તાન સ્વતંત્ર થયું પછી અંગ્રેજી કે હિંદીમાં રાજ્યવ્યવહાર ચાલવો જોઈએ એ અંગે જે કાંઈ વિચારો કરવામાં આવ્યા અને દેશના બંધારણમાં એ અંગે જે કંઈ ચર્ચાવિચારણા થઈ એની રસિક માહિતી આ પુસ્તક પૂરું પાડે છે. અંગ્રેજીને બદલે આપણી દેશભાષાએ રાજ્યભાષાનું સ્થાન લેવું જોઈએ એમાં કોઈ પણ વ્યક્તિને કાંઈ પણ વાંધો ન હોવો જોઈએ. હિંદીના અથવા રાષ્ટ્રભાષાના સ્વરૂપ વિષે જુદી જુદી સંસ્થાઓના જુદા જુદા અભિપ્રાયો પ્રચલિત છે. આ પુસ્તિકામાં એમાંના થોડાની ચર્ચા કરવામાં આવી છે.

પ્રસ્તુત પુસ્તક 'નવજીવન'માં પ્રકટ થયેલી લેખમાળાને લીધે અસ્તિત્વમાં આવ્યું છે. સામાન્ય રીતે ખૂબ માહિતીપૂર્ણ પુસ્તક હોવા છતાં જોઈતી તટસ્થતાના અભાવને લીધે થોડાક વ્યક્તિગત પૂર્વગ્રહો અંદર સ્થાન પામ્યા છે. અને એને લીધે થોડાક અંગત આક્ષેપોને પણ સ્થાન મળ્યું છે જે દુઃખદ તેમજ શોચનીય છે. હિંદી સાહિત્ય સંમેલન, પ્રયાગ અને તેની અંતર્ગત રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધા તરફ

ખક–પ્રકાશકને સજ્જડ પૂર્વગ્રહ લાગે છે. પોતાના
ંગત પૂર્વગ્રહથી આ પુસ્તક બાકાત રખાયું હોત
એમાં રજૂ કરેલાં મંતવ્યોનું વધુ વજન પડત.

## નો વિજય ?:

ને. 'વિશ્વમિત્ર', પ્ર. ભારતી સાહિત્ય સંઘ,
મદાવાદ. રૂ. ૪/૫૦ ]

અણુપીછયાં હેત' અને 'મંગલયાત્રા'ના જ લેખ-
ની આ ત્રીજી નવલકથા છે તો એ જ ઢાંચામાં
ાયેલી, એટલે વાંચતાં જ સહેજે ડર લાગે કે આપણા
આશાસ્પદ નવા નવલકથાકાર પણ એક જ ધરેડમાં
ાઈ ગયા કે શું ? અને તે કરતાંય વધુ તો આપ-
ને એ જ લાગે છે કે આ લેખક ઉપર આપણા
ાગામી વાર્તાકાર સ્વ. રમણલાલ વ. દેસાઈની આટલી
બ્બર અસર શા માટે ? શૈલી અને સંવાદો તો ઠીક
ુ વિચારોની પણ એ જ માંહલી અસર ? પ્રેમનાં
ર્થક ટાયલાં અને વાસ્તવમાં ક્યારેય અને ક્યાંય
બની શકે તેવા ભાવનાનાં ઊંચા ગભારાઓ આપણી
ગ્રતી પેઢીના બગડેલા માનસમાં કેવી અને કેટલી
તિઓ વધારશે તેની કલ્પના આજના લેખકને
નથી આવતી ?

ઈક કરી છૂટવાની આદર્શ ભાવના ગાંધીયુગે આપી.
કાલીન વાર્તાઓ–નવલકથાઓમાં એનું પ્રતિબિંબ
ડ્યું. વિશ્વયુદ્ધે માણસને કાળાબજાર અને કારમી
ધવારીની પ્રતીતિ કરાવી અને માનવતાનો હ્રાસ
હાવ્યો. મોંઘી માનવતાનાં બલિદાનો વિશ્વને પહેલા
વિયુદ્ધના તે તે કાળના સાહિત્યકારોએ દાખવ્યાં અને
રદાવ્યાં તે બધું આપણી ગુજરાતી નવલકથાઓએ
ન ઝીલ્યું ? વગેરે કેટલાય પ્રશ્નો આ પ્રકારની
લાચાલુ નવલકથા વાંચતા આજના વાચકને ઉદ્દભ-
ા તો હશે જ. પણ વાચક લેખક નથી બની શકતા
લેખક વાચકની રીતે વિચારી નથી શકતા એટલે
વાંચવાની તાલાવેલીવાળા વાચકોને સંતોષે તેવી
નવલકથા બની છે છતાં લેખકની શૈલીમાં હજુ
ણે કચાશ તો એવી જ વરતાય છે. વાક્યે વાક્યે
તેમનામાં ઊંડા અભ્યાસની કમીના જણાયા જ કરે
છે. કેટલુંક એવું અવાસ્તવિક પણ જાણે આંખને ખટકે
છે તો ય વાંચી જવું પડે છે તેવું લાગે છે.

લેખકની ગ્રામ્યબોલી, ગ્રામ્ય સમાજનો પાકટ અનુભવ
અને ગ્રામ્ય જીવનનો વાસ્તવિક સહવાસ આપણને
આવી અવાસ્તવિક વસ્તુવાળી વાર્તાઓ આપવાને
બદલે નક્કર ગ્રામ્યજીવનની અને કંઈક પણ વાસ્તવિક
ભૂમિકાને સ્પર્શતી વાર્તાઓ આપશે તો જરૂર ગુજરાતને
બીજા પન્નાલાલ મળ્યા જેવી સુંદર પ્રતીતિ કરાવ-
વાની આ લેખકમાં શક્તિ છે. લેખક ઓછું ભણ્યા
છે એટલા માટે જ તેમની કચાશ જવાબદાર છે એવું
તો કહેવાય એવું નથી. તેમની ત્રણેય નવલકથાઓ
તેમના ભણતરને આડે આવી નથી શકી. પણ જે
ઊંડા અભ્યાસની જરૂર છે તે વિકસાવવી જોઈએ.
તો તેમની એક જ ઢાળામાં ઢળાયેલી વાર્તાઓથી
વાચકો અને ગુજરાતી સાહિત્ય પણ બચી જશે.

લગ્ન, સ્ત્રી–પુરુષનાં સંબંધો અને રૂઢિની ગુલામી એ
પ્રશ્નો તો ચવાઈ ચવાઈને સાવ કૂચા થઈ ગયા છે
છતાં એ જ પ્રશ્નોવાળી ગુજરાતી નવલકથાઓ લખીને
આપણા લેખકો કેમ રાચે છે તે જ સમજાતું નથી.
વિશ્વસાહિત્યમાં જેની ગણના થાય છે તેવી મહાનવ-
લોને આપણે જોઈએ છીએ ત્યારે લાગે છે કે ગુજ-
રાતી વાર્તાસાહિત્યે હજુ તો સારા એવા અભ્યાસ
અને તપ કરવાનાં છે. વિશાળ વાંચનના જેટલી જ
ગુજરાતી લેખકે વિશાળ દૃષ્ટિ કેળવવાની છે.

'કોનો વિજય ?' એ નવલકથાને ઊતારી પાડવા કે
તેની મૂલ્યવત્તા ઘટાડવા માટે ઉપરનું નથી લખાયું
પણ આ નવલકથાના વાંચને આ વિચારો રજૂ કર-
કરવાની તક આપી. 'કોનો વિજય ?'ના લેખક પણ
આ બધી કસોટીમાંથી પાર ઊતરીને આપણને સાંગો-
પાંગ નવલકથાઓ આપી શકશે એ તો તેમનો ઉત્સાહ
અને કલમ–વેગ જ કહી આપે છે.

સમાન્ય વાચકોને પહેલે જ વાંચને ગમી જાય તેવી
બનવા પામેલી આ નવલકથા તેના લેખકને વધુ તો



નહિ, પણ મેળવેલી કીર્તિ સાચવી રાખવા જેટલી કામિયાબી અપાવે છે તે વાતની ના નહિ કહેવાય.

### સરસ્વતીચંદ્ર :

[કથાસાર કહેનાર : સોમાભાઈ પટેલ. પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨. રૂ. ૧/૫૦ ]

ચાર ભાગના વિસ્તૃત ફલક ઉપર જેની માંડણી થઈ છે અને ગુજરાતી સાહિત્યમાં જે મહાનવલ તરીકે આજ સુધી અજેય સ્થાન સાચવી રહ્યો છે તે સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીના જાણીતા ગ્રંથનો કિશોરો માટે આ પુસ્તકમાં સરળ કથાસાર આપીને પ્રકાશકે ગુજરાતની સાચી સેવા બજાવી છે તે તો નિર્વિવાદ છે. કિશોરોને રુચે તેવી સાદી ભાષા, થોડાંક ચિત્રોથી પુસ્તકને સુશોભિત કરવાનો પ્રશસ્ય પ્રયત્ન, વાર્તારસને આંચ ન આવે તેવી મૂળ લેખકની જ શૈલી ને શબ્દોને વળગી રહેવાનો આગ્રહ આ પુસ્તકની બહુમૂલ્યતા દાખવે છે તે નિર્વિવાદ છે. ગુજરાતી પ્રકાશકોમાં એક નવું જ પ્રસ્થાન આદરવા માટે શ્રી વોરા એન્ડ કંપનીએ આવાં સુંદર પ્રકાશનો સંક્ષેપ રૂપે રજૂ કરીને આપણા મોંઘા સાહિત્યને આમજનતા સુધી પહોંચાડવામાં એક સુંદર પગલું માંડ્યું છે તે માટે પ્રકાશક ધન્યવાદને પાત્ર છે. અને બીજા પ્રકાશકોને અનુકરણ કરવા જેવું પણ કહી શકાય. એકલી ધંધાદારી વૃત્તિ પુસ્તકપ્રકાશનમાં પણ આજે એવી તો ઊંડી જડ ઘાલી બેઠી છે કે તેમાં આવી ધ્યેયવાળી દૃષ્ટિ ભાગ્યે જ દેખાય છે.

### માનવજીવનનું ઝવેરાત :

[ લે મુકુલભાઈ કલાર્થી : પ્ર. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૦/૩૭ ]

ગાંધીજી–બાપુની સરળ છતાં બોધક ભાષાશૈલીમાં લખતા અને હવે તો અનેક પુસ્તકોના લેખક તરીકે જાણીતા થઈ ગયેલા લેખક શ્રી મુકુલભાઈ નો માનવ-ગુણો વિષેના ટુચકાઓનો આ એક નવો સગ્રહ છે. નાનાં બાળકો અને ઓછું ભણેલા મોટેરાઓને વાંચ સુગમતા પડે તેવી આ સુંદર પુસ્તિકામાં એવા 'ટુચકાઓ મૂકવામાં આવ્યા છે. સંસારના વિ માનવરત્નોની જીવનકથામાં પડેલાં અખૂટ ઝવેર જીવનના કુશળ ધર્મો કે લક્ષણો–સદ્ગુણોથી ઓપ આ નાનકડી ચોપડી તેના નામને સાચા અર્થ સાર્થક કરે છે. પખવાડિક 'લોકજીવન'માં આ બ ટુચકાઓ જુદી જુદી વખતે આવી ગયા હોવા છ આ ચોપડીમાં એકીસાથે આપણને મળે છે એ પુસ્તકની મહત્તા વધે છે. સીધી સાદી શૈલી હોઈ હોશે હોશે જ્ઞાન સાથે વાંચવાનો આનંદ પણ મ રહે તેવી આ ઉપયોગી ચોપડી છે.

### જ્ઞાનસુધા :

[લે. વિદ્યાબહેન ર. નીલકંઠ. પ્ર. ગુજરાત વિદ્યાસ અમદાવાદ. રૂ. ૧/૫૦ ]

આપણાં વયોવૃદ્ધ સન્માન્ય સ્ત્રી–લેખિકા શ્રી વિ બહેનના ભાષણો અને લેખોનો એક વધુ સં ગુજરાત વિદ્યાસભાએ 'જ્ઞાનસુધા' નામથી પ્રગટ સાહિત્યની સાચી સેવા બજાવી કહેવાય. નામને સાર્થક કરતા અંદરના લેખોમાં સાહિત્યને લગતા લેખો વા ભાષણો છે એટલે સ ત્યના અભ્યાસીઓને આ બધા લેખો ઠીક ઠીક સદ્ રૂપ થવાના જ એની કોઈ ના પાડી શકે તેમ ગુજરાતી ભાષા સાહિત્યના અને ભાષાના અભ્યાસીઓને અને પ્રેમીઓને આ નાનકડું ઠીક ઠીક સંદર્ભો આપી રહેશે તેવું બન્યું છે તેની મૂલ્યવત્તા જરાય ઓછી નથી રહેવાની. અ પાકટવયે પણ આવા ઝીણવટ માગી લે તેવા વિ પુસ્તકનું સુંદર રીતે પ્રકાશન કરવા માટે વિ અને પુસ્તકનાં લેખિકા બન્ને અભિનંદનને પાત્ર આપણા સાહિત્યની બહુમૂલ્ય સેવાઓ આપનાર શક અને કર્તા બન્ને જેટલાં જૂનાં અને જાણીતાં તેટલાં જ સુંદર તેમનાં પ્રકાશનો પણ હોય જ. આ પુસ્તક પણ આવકાર્ય બને છે.

સંખ્યાબંધ નાનાં મોટાં રુચિકર વર્ણનોથી આ નાનકડું પુસ્તક ભરપૂર છે.' પ્રસ્તાવનામાં મુંબઈ રાજ્યના માજી વિકાસ અને આયોજનખાતાના પ્રધાન શ્રી. બાબુભાઈ પટેલે આ પુસ્તક વિષે આ પ્રમાણે લખ્યું છે તે અક્ષરશઃ સાચું જ છે. આપણો પ્રવાસશોખ વધે અને આપણા પોતાના દેશનાં સ્થળો વિષે માહિતી મેળવવાના વખતે આ પુસ્તકની મહત્તા રહેવાની જ.

## સરદારની શીખ :

[ સરદારના પત્રોમાંથી ઉતારા. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર. ૨ ૦/૬૨. ]

સરદાર વલ્લભભાઈ પટેલ એ આપણા એક લોખંડી રાજપુરુષ ગણાય છે. ભવિષ્યની પેઢી માટે તેમનું વ્યક્તિત્વ એક અનોખી પ્રેરણા આપે તેવું છે. સરદારશ્રીએ પોતાના વ્યવસાયપૂર્ણ જાહેર જીવન દરમ્યાન પોતાનાં સ્વજનો અને સાથીઓને લખેલા પત્રોમાંથી જનસાધારણને બોધરૂપ અને માર્ગદર્શક થઈ પડે એવા ઉતારાઓ પસંદ કરીને સરદારશ્રીનાં પુત્રી કુ. મણિબહેને આ પુસ્તકમાં પ્રગટ કરવા આપ્યા છે. સરદારશ્રીના સ્વભાવની બાહ્ય કઠોરતાના પડ નીચે કરુણા, પ્રેમ અને જીવંત ઈશ્વરશ્રદ્ધાનો સ્રોત અખંડ વહેતો હતો તે આ પત્રો સુંદર રીતે દર્શાવે છે. ઉપરાંત તેમની જ્વલંત દેશદાઝ તથા રાષ્ટ્રને માટે કામ કરનારાઓ પ્રત્યેની તેમની મમતા અને પ્રેમપૂર્વકની કાળજી પણ આમાં જોઈ શકીએ છીએ.

સરદારશ્રીના જીવનને નિકટતાથી સ્પર્શતું એવું આ બધા પત્રોમાં ઘણું છે જે આ પત્રો સિવાય અન્યત્ર આપણને ક્યાંયથી ન મળ્યું હોત. આવી ઐતિહાસિક વસ્તુ સાચવી રાખવા જેવા પુસ્તક તરીકે પ્રગટ કરીને પ્રકાશકે સાચી સેવા બજાવી છે.

## મૃત્યુબાદ જીવ(આત્મા)નું પ્રયાણ ક્યાં ? :

[ અંગ્રેજીમાં. લે. સ્વામી શ્રી શિવાનંદજી. પ્રાપ્તિસ્થાન : જયંતિલાલ ઉજમલાલ મોદી, હેડ પોસ્ટ ઑફિસ, અમદાવાદ, ૧. રૂા. ૩/— ]

આ પ્રશ્ન દરેક બુદ્ધિશાળી મનુષ્યને ઉદ્ભવે છે. આ વિષયને વિસ્તૃત રૂપમાં સમજાવતું એક પુસ્તક અંગ્રેજીમાં 'What becomes of the soul after death' દિવ્ય જીવન સંઘ, (Divine life society) ઋષિકેશના આદ્યસ્થાપક અને સંચાલક સ્વામી શ્રી શિવાનંદજી સરસ્વતીએ ઘણા વખત પહેલાં પ્રગટ કર્યું છે. તેની નકલો ઘણા વખતથી અલભ્ય હતી. તે પુસ્તક હાલમાં સ્વામીજીની સંમતીથી અમદાવાદમાં છપાવવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં મૃત્યુબાદ જીવનની જુદી જુદી ગતિ, દેવયાન તથા પિતૃયાન માર્ગ, મરણ સમયની ભાવના, પુનર્જન્મ વગેરે અનેક ગુહ્ય રહસ્યો સુંદર રીતે ચર્ચવામાં આવ્યા છે ઉપરાંત પુનર્જન્મના કેટલાક પ્રત્યક્ષ દાખલાઓ પણ ટાંકવામાં આવ્યા છે.

આ વિષયમાં રસ ધરાવનાર દરેક વ્યક્તિને આ પુસ્તક વાંચવા તથા મનન કરવા યોગ્ય છે.

આશરે ૨૫૦ પાનાનાં આ દળદાર પુસ્તક ઉપર સ્વામીજીનો સુંદર ફોટો તેનું ખાસ આકર્ષણ છે.



'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

# 'ભારતી'ના ચિન્તનાત્મક ગ્રંથો

| | | |
|---|---|---|
| આપણી લોક સંસ્કૃતિ | (જયમલ્લ પરમાર) | ૬.૦૦ |
| આપણાં લોકનૃત્યો | ,, | ૧.૦૦ |
| લગ્નમંગલ | (ભૂપત વડોદરિયા) | ૩.૦૦ |
| લગ્ન સૌરભ | ,, | ૩.૦૦ |
| સ્વભાવદર્શન | (હરિંદ્ર પંડિત) | ૩.૦૦ |
| જીવનદીપ | (ઈશ્વર પેટલીકર) | ૩.૦૦ |
| મહાગુજરાતનાં નીર-ક્ષીર | ,, | ૦.૭૫ |
| જિબ્રાનની જીવનવાણી | (ધૂમકેતુ) | ૩.૫૦ |
| ધૂપસળી | (ઈશ્વર પેટલીકર) | ૩.૫૦ |
| ગીતાહૃદય | (સાને ગુરુજી) | ૧.૫૦ |
| પરિવાર નિયોજન | (નિરામય) | ૨.૫૦ |
| દાંપત્યના પ્રશ્નો | ,, | ૨.૦૦ |
| એકાંતનું પાપ | ,, | ૨.૫૦ |
| આપણું બાંધવ રાષ્ટ્ર ચીન | | ૩.૦૦ |
| જય ઈન્ડોનેશિયા | | ૧.૫૦ |
| જો લડત આવે તો | | ૧.૦૦ |
| આપણો સાગરસૈનિક | (મહેન્દ્ર મેઘાણી) | ૩.૦૦ |
| શાહનવાઝની સંગાથે | | ૨.૦૦ |
| વક્તા કેમ થવાય ? | | ૨.૫૦ |
| કીર્તિદાને કમલના પત્રો | | ૩.૦૦ |
| પાંગરતા પ્રયોગો | | ૩.૫૦ |
| નર્મદ | (સ્વ. રા. વિ. પાઠક) | ૨.૫૦ |
| સાહિત્ય ને પ્રગતિ | | ૩.૦૦ |
| વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો | | ૨.૫૦ |
| ગગનને ગોખે | જયમલ્લ પરમાર · નિ. વર્મા | ૩.૫૦ |
| આકાશપોથી | ,, | ૨.૦૦ |
| ચમનલાલ વૈષ્ણવના પત્રો | | ૨.૦૦ |
| તંદુરસ્ત રહો | ભૂ. મો. દવે : શં. મો. દવે | ૩.૭૫ |
| આરોગ્ય કેમ સાચવશો ? | ,, | ૩.૦૦ |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર | ,, | ૨.૦૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ,, | ૨.૫૦ |
| ક્ષય અને દમમાં નૈ. ઉપચાર | ,, | ૩.૦૦ |

## 'ભારતી'નાં

બે ઉપયોગી ગુજરાતી માસિકો

સમાજ અને સંસ્કારનું
ઘરઘરનું માસિક

**આજ નવરચના**

: તંત્રી : ઈશ્વરલાલ મો. દવે   : સંપાદક : જયન્ત પરમાર

દર મહિને ત્રિરંગી મુખચિત્ર અને વરસનું ૧૦૦૦ પાનાનું નક્કર વાંચન.

ગુજરાતી માસિકોમાં અગ્રપદ ધરાવતી અભ્યાસુ માસિક નોંધ.

વિશિષ્ટ દૃષ્ટિની વાચનસામગ્રી.

ઢગલાબંધ ગુજરાતી માસિકોમાં આગળ તરી આવતાં આંતરબાહ્ય રૂપરંગ.

છતાં વાર્ષિક લવાજમ ફક્ત સાડાસાત રૂપિયા : વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)

નિસર્ગોપચારનું એકમાત્ર
ગુજરાતી માસિક

**તંદુરસ્તી**

: તંત્રીઓ :
ડૉ. ભૂપતરાય દવે : ડૉ. શંકરલાલ દવે

જડ ઘાલી બેઠેલા રોગોનો દવા વગર સાચો ઉપાય બતાવે છે.

અનુભવસિદ્ધ પ્રયોગો દરેક અંકે રજૂ કરવામાં આવે છે.

મુંબઈની પ્રખ્યાત નિસર્ગોપચારથી રોગો મટાડતી સંસ્થા 'આરોગ્યધામ'ના નિષ્ણાત સંચાલકો એનું સંપાદન કરે છે.

છતાં વાર્ષિક લવાજમ ફક્ત સાડાપાંચ રૂપિયા : વિદેશમાં આઠ રૂપિયા (શિ. બાર)

ગ્રાહક થવા અને બીજી વિગતો
માટે લખોઃ–

ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ. · ૬૪, ગાંધીરોડ · દર્નાનીઝ પોળ · અમદાવાદ, ૧

સંખ્યાબંધ નાનાં મોટાં રુચિકર વર્ણનોથી આ નાનકડું પુસ્તક ભરપૂર છે.' પ્રસ્તાવનામાં મુંબઈ રાજ્યના માજી વિકાસ અને આયોજનખાતાના પ્રધાન શ્રી. બાબુભાઈ પટેલે આ પુસ્તક વિષે આ પ્રમાણે લખ્યું છે તે અક્ષરશઃ સાચું જ છે. આપણો પ્રવાસશોખ વધે અને આપણા પોતાના દેશનાં સ્થળો વિષે માહિતી મેળવવાના વખતે આ પુસ્તકની મહત્તા રહેવાની જ.

### સરદારની શીખ :

[ સરદારના પત્રોમાંથી ઉતારા. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર. રૂ ૦/૬૨. ]

સરદાર વલ્લભભાઈ પટેલ એ આપણા એક લોખંડી રાજપુરુષ ગણાય છે. ભવિષ્યની પેઢી માટે તેમનું વ્યક્તિત્વ એક અનોખી પ્રેરણા આપે તેવું છે. સરદારશ્રીએ પોતાના વ્યવસાયપૂર્ણ જાહેર જીવન દરમ્યાન પોતાનાં સ્વજનો અને સાથીઓને લખેલા પત્રોમાંથી જનસાધારણને બોધરૂપ અને માર્ગદર્શક થઈ પડે એવા ઉતારાઓ પસંદ કરીને સરદારશ્રીનાં પુત્રી કુ. મણિબહેને આ પુસ્તકમાં પ્રગટ કરવા આપ્યા છે. સરદારશ્રીના સ્વભાવની બાહ્ય કઠોરતાના પડ નીચે કરુણા, પ્રેમ અને જીવંત ઈશ્વરશ્રદ્ધાનો સ્રોત અખંડ વહેતો હતો તે આ પત્રો સુંદર રીતે દર્શાવે છે. ઉપરાંત તેમની જ્વલંત દેશદાઝ તથા રાષ્ટ્રને માટે કામ કરનારાઓ પ્રત્યેની તેમની મમતા અને પ્રેમપૂર્વકની કાળજી પણ આમાં જોઈ શકીએ છીએ.

સરદારશ્રીના જીવનને નિકટતાથી સ્પર્શતું એવું આ બધા પત્રોમાં ઘણું છે જે આ પત્રો સિવાય અન્યત્ર આપણને ક્યાંયથી ન મળ્યું હોત. આવી ઐતિહાસિક વસ્તુ સાચવી રાખવા જેવા પુસ્તક તરીકે પ્રગટ કરીને પ્રકાશકે સાચી સેવા બજાવી છે.

### મૃત્યુબાદ જીવ(આત્મા)નું પ્રયાણ ક્યાં? :

[ અંગ્રેજીમાં. લે. સ્વામી શ્રી શિવાનંદજી. પ્રાપ્તિસ્થાન : જયંતિલાલ ઉજમલાલ મોદી, હેડ પોસ્ટ ઑફિસ, અમદાવાદ, ૧. રૂ. ૩/— ]

આ પ્રશ્ન દરેક બુદ્ધિશાળી મનુષ્યને ઉદ્ભવે છે. આ વિષયને વિસ્તૃત રૂપમાં સમજાવતું એક પુસ્તક અંગ્રેજીમાં 'What becomes of the soul after death' દિવ્ય જીવન સંઘ, ( Divine life society ) ઋષિકેશના આદ્યસ્થાપક અને સંચાલક સ્વામી શ્રી શિવાનંદજી સરસ્વતીએ ઘણા વખત પહેલાં પ્રગટ કર્યું છે. તેની નકલો ઘણા વખતથી અલભ્ય હતી. તે પુસ્તક હાલમાં સ્વામીજીની સંમતીથી અમદાવાદમાં છપાવવામાં આવ્યું છે.

આ પુસ્તકમાં મૃત્યુબાદ જીવનની જુદી જુદી ગતિ, દેવયાન તથા પિતૃયાન માર્ગ, મરણ સમયની ભાવના, પુનર્જન્મ વગેરે અનેક ગુહ્ય રહસ્યો સુંદર રીતે ચર્ચવામાં આવ્યા છે ઉપરાંત પુનર્જન્મના કેટલાક પ્રત્યક્ષ દાખલાઓ પણ ટાંકવામાં આવ્યા છે.

આ વિષયમાં રસ ધરાવનાર દરેક વ્યક્તિને આ પુસ્તક વાંચવા તથા મનન કરવા યોગ્ય છે.

આશરે ૨૫૦ પાનાની આ દળદાર પુસ્તક ઉપર સ્વામીજીનો સુંદર ફોટો તેનું ખાસ આકર્ષણ છે.



'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

મુદ્રક દીપક પ્રિન્ટરી અમદાવાદ

# 'ભારતી'ના ચિન્તનાત્મક ગ્રંથો

| | | |
|---|---|---|
| આહિત્ય નિપક | (અનંતરાય રાવળ) | ૪.૨૫ |
| આપણી લોક સંસ્કૃતિ | (જયમલ્લ પરમાર) | ૬.૦૦ |
| આપણાં લોકનૃત્યો | ,, | ૧.૦૦ |
| લગ્નમંગલ | (ભૂપત વડોદરિયા) | ૩.૦૦ |
| લગ્ન સારભ | ,, | ૩ ૦૦ |
| જીવનદીપ | (ઇશ્વિર પેટલીકર) | ૩.૦૦ |
| મહાગુજરાતના નીર ક્ષીર | ,, | ૦.૭૫ |
| ધૂપસળી | (ઇશ્વિર પેટલીકર) | ૩.૫૦ |
| ગીતાહૃદય | (સાને ગુરુજી) | ૧.૫૦ |
| પરિવાર નિયોજન | (નિરામય) | ૨.૫૦ |
| દાંપત્યના પ્રશ્નો | ,, | ૨.૦૦ |
| એકાંતનુ પાપ | ,, | ૨.૫૦ |
| આપણું આંધવરાષ્ટ્ર ચીન | | ૩.૦૦ |
| જય ઇન્ડોનેશિયા | | ૧.૫૦ |
| જો લડત આવે તો | | ૧.૦૦ |
| આપણો સાગરસૈનિક | (મહેન્દ્ર મેઘાણી) | ૩.૦૦ |
| શાહનવાઝની સંગાથે | | ૨.૦૦ |
| વક્તા કેમ થવાય ? | | ૨.૫૦ |
| કીર્તિદાને કમલના પત્રો | | ૩.૦૦ |
| પાંગરતા પ્રયોગો | | ૩.૫૦ |
| નર્મદ | (સ્વ. રા. વિ. પાઠક) | ૨.૫૦ |
| સાહિત્ય ને પ્રગતિ | | ૩.૦૦ |
| વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો | | ૨.૫૦ |
| ગગનને ગોખે | જયમલ્લ પરમાર · નિ. વર્મા | ૩.૫૦ |
| આકાશપોથી | ,, | ૨.૦૦ |
| ચમનલાલ વૈષ્ણવના પત્રો | | ૨.૦૦ |
| તંદુરસ્ત રહો | ભૂ. મો. દવે : શં. મો. દવે | ૩.૭૫ |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર | ,, | ૨.૦૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ,, | ૨.૫૦ |
| ક્ષય અને દમમાં નૈ. ઉપચાર | ,, | ૩.૦૦ |
| રોગ અને આસન | | ૩.૨૫ |

# 'ભારતી'નાં

**બે ઉપયોગી ગુજરાતી માસિકો**

સમાજ અને સંસ્કારનુ
ઘરઘરનુ માસિક

## [illegible]

: તંત્રી : ઈશ્વરલાલ મો. દવે

: સંપાદક : જયન્ત પરમાર

દર મહિને ત્રિરંગી મુખચિત્ર અને વરસનુ ૧૦૦૦ પાનાનુ નક્કર વાંચન.

ગુજરાતી માસિકોમાં અગ્રપદ ધરાવતી અભ્યાસુ માસિક નોંધ.

વિશિષ્ટ દૃષ્ટિની વાચનસામગ્રી.

ઢગલાબંધ ગુજરાતી માસિકોમાં આગળ તરી આવતા આકર્ષક રૂપરંગ

છતા વાર્ષિક લવાજમ ફક્ત સાડાસાત રૂપિયા · વિદેશમા દશ રૂપિયા (શિ ૧૫)

નિસર્ગોપચારનુ એકમાત્ર
ગુજરાતી માસિક

## તંદુરસ્તી

: તંત્રીઓ :

ડૉ. ભૂપતરાય દવે : ડૉ. શંકરલાલ દવે

જડ ઘાલી બેઠેલા રોગોનો દવા વગર સાચો ઉપાય બતાવે છે.

અનુભવસિદ્ધ પ્રયોગો દરેક અંકે રજૂ કરવામાં આવે છે.

મુંબઈની પ્રખ્યાત નિસર્ગોપચારથી રોગો મટાડતી સંસ્થા 'આરોગ્યધામ'ના નિષ્ણાત સંચાલકો એનુ સંપાદન કરે છે.

છતા વાર્ષિક લવાજમ ફક્ત સાડાપાંચ રૂપિયા : વિદેશમાં આઠ રૂપિયા (શિ. બાર)

ગ્રાહક થવા અને બીજી વિગતો
માટે લખો:–

**ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ.** ૬૪, ગાંધીરોડ · ફર્નાન્ડીઝ બ્રીજ **અમદાવાદ, ૧**






સારાય વર્ષ દરમ્યાન, હજારોની સંખ્યામાં મુસાફરી કરતા અમારા–ગરીબ યા તવંગર આબાલવૃધ્ધ–સર્વ આશ્રયદાતાઓ માટે દીવાળી આનંદજનક અને ઉત્સાહ પ્રેરક બનો !





આનંદપર્યટન અથવા ધંધા અર્થે મુસાફરી કરનારાને ભારતિય રેલ્વેઓ સસ્તી, ઝડપી અને સગવડભરી સેવાઓ આપે છે.

આજના માંગલિક પ્રસંગે અમારા આશ્રયદાતાઓની વધુ સારી સેવા કરવા, ટ્રેનના ડબ્બાઓ અને પ્લેટફોર્મો વધુ સ્વચ્છ રાખવા અંગે અમને સહાયરૂપ થવાની તમને વિનંતી કરી શકીએ ?





કૃપા કરીને,





મુસાફરોના ડબ્બાઓમાં ભારે સરસામાન નહીં રાખતાં, તેને





બ્રેકવાનમાં બુક કરવો.

## સેન્ટ્રલ અને વેસ્ટર્ન રેલ્વે તરફથી

તમે જ્યાં જાવ ત્યાં....
સર્વત્ર સુવાસ ફેલાશે

ઠંડી મીઠી ખુશ્બોવાળું 'કેશા' તમારા માથામાં નાંખેલું હશે તો તમે જ્યાં જશો ત્યાં જરૂર વાતાવરણ મહેંકી ઉઠશે.



વાળને ખરતા અટકાવવાનો ખાસ ગુણ ધરાવતું આધુનિક કેશતેલ







સોલ ડિસ્ટ્રીબ્યુટર :
**એમ. એમ. ખંભાતવાળા**
રાયપુર,..... અમદાવાદ-૧.
ટે.નં.૫૧૮૦૨

એજન્ટો: —
સી. નરોત્તમ એન્ડ કાં. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨
શાહ બાવીશી એન્ડ કાં. રાધાબજાર સ્ટ્રીટ, કલકત્તા.
દિલ્હી મેડીકલ સ્ટોર્સ. ચાંદની ચોક, દિલ્હી.

અંક: ૮, નવેંબર '૫૮
સળંગ અંક: ૩૪૪
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૯
'નવરચના' : વર્ષ ૨૩
સાહિત્ય પ્રેરતું સામયિક



# અનુક્રમ : દિવાળી ૨૦૧૪ (૧૯૫૮)



## દિવાળી અંકની ચિત્ર સામગ્રી

પૂંઠા પરનું ચતુરંગી ચિત્ર
પ્રેરણા : ચિત્રકાર—શ્રી કનુ દેસાઈ
(બ્લૉક ચિત્રકારના સૌજન્યથી)



મુખચિત્ર
'પગ તમે ધોવા દો ભગવાન'
ચિત્રલેખા—શ્રી વિદ્યુતલતા ઝવેરી



૮૮ મા પાના સામે
રાતની શોભા : તસ્વીરકાર—શ્રી ફુતુસ એ. કે.



આ ખાસ અંકની છૂટક કિંમત
સવા રૂપિયો

## સૂચનાઓ

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧.


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ૬૪, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# શ્રદ્ધાંજલિ



સ્વ. ભરત ભૂપતરાય મોહનલાલ દવે

જન્મ : ૫-૨-૪૦ અવસાન :૧૯-૬-૫૮

ભરતના અવસાનને લગભ પાંચ માસ વીત્યા. અમારા નાન કુટુંબનો એ વહાલસોયો સંતા હતો. માત્ર અઢાર વર્ષ જેટલ નાની કિશોરવયમાં એ તેજસ્વ તારકની જેમ ચમકીને-ઝબકીને અસ્ત થયો.

પ્રભાતે ખીલેલાં પુષ્પની સુવાસ હજી તો માંડ આગમા પ્રસરવ માંડી હતી ત્યાં અકસ્માત અણ ધાર્યું એ ફૂલ કરમાઈ ગયું. આશા ને ઉમંગની જ્યોત બુઝાઈ ગઈ. કેવળ સ્મરણોની મહેક હવામાં મહેકતી રહી.

કોઈએ ગાયું છે કે :–

દિવસ વીતશે, વર્ષયે જશે<br>
મુખ પરે વળી સ્મિત આવશે<br>
જગત જાણશે દુઃખ તો ગયુ<br>
પણ ન દુઃખના ઘાવ રૂઝતા.

જન્મ ને મૃત્યુની એ જીવન-લીલા ચાલ્યા જ કરે છે. અંતરના પડદા વીંધીને અવાજ પણ સંભળાય છે કે આ ભવાટવીમાં મૃત્યુ એ અનિવાર્ય છે. નિશ્ચિત છે. એનો શોક ન હોય. પણ મૃત્યુ જ્યારે આટલી નાની વયે દ્વારે આવીને ઊભું રહે છે ત્યારે પૂરી સમજદારી છતાં એ કારમો ઘા સહન કરવાનું મનોબળ કે સામર્થ્ય રહેતાં નથી.

ઉદ્વેગ ને અશાંત મન ક્યારે શાતા પામશે એ તો પ્રભુ જાણે ! પ્રભુની પરમકૃપા વિના એ પામી શકાય નહિ. પણ કાળના મહાસાગરમાં ભરતનાં-સ્મૃતિ સુમનો પ્રકાશી રહ્યાં છે. મનના ગોખલામાં એ હમેશાં સચવાઈને પડ્યાં રહેશે. એની સુગંધનો પમરાટ સદા મનને બળ આપ્યા કરે એમ પ્રભુ પાસે પ્રાર્થના.

જિંજા, (પૂર્વ આફ્રિકા) ૧-૧૧-૫૮

—ઈશ્વરલાલ મોહનલાલ દવે



પગ તમે ધોવા દો રઘુરાયજી — ચિત્રરેખા : વિદ્યુતલતા ઝવેરી

ગુજરાતના સ્ત્રી-ચિત્રકારોમા જેમનુ નામ જાણીતુ બન્યુ છે તે શ્રી વિદ્યુતબેન ઝવેરીના નામથી ઊર્મિના વાચકો અજાણ નથી જ. અહીં એક રંગમા રજૂ થતુ ઉપરનુ બહુરંગી ચિત્ર મૂળ રંગોમા તો ઘણું જ દીપી ઊઠે છે. આપણા મહાકાવ્ય રામાયણમાંનો આ ભવ્ય પ્રસંગ અહીં સુંદર રીતે રજૂ થાય થાય છે. અમદાવાદના પ્રતિષ્ઠિત નગરશેઠ શ્રી વિમળભાઈ શેઠના તેઓ પુત્રી છે અને શ્રી અંબાલાલ લાલભાઈ ઝવેરી સાથે ઈ. સ ૧૯૩૯મા તેમનુ લગ્ન થયેલુ છે શાહીબાગનુ તેમનુ નિવાસસ્થાન તેમની ચિત્રકૃતિઓથી સુંદર શણગારેલુ છે. કળાના સુંદર સંસ્કારો તેમના સમગ્ર જીવનમા સકળા ચેલા છે તેમના ચિત્રોને મુંબઈ આર્ટ સોસાયટીના પ્રદર્શનમા સારી પ્રતિષ્ઠા મળી છે જૈન ધર્મની શૈલીના સુંદર નાગચિત્રો ગ્રામ્ય જીવન, ઐતિહાસિક અને ધાર્મિક વગેરે વિવિધ વિષયોના ચિત્રાનુ તેમણે સર્જન કર્યું છે (આ ચિત્રને વધુ સારી રીતે સમજવા આ અંકમા પેજ ન ૧૦૨ઉપરનો 'રામચંદ્ર અને ગુહરાજ' નામનો શ્રી મંજલાલ ત્રિવેદીનો લેખ મદદરૂપ થશે )



## ક્ષ . . . . . . . . કોડિયું

માટીનું કોડિયું શાંત અને નીરવ હતું. આછી પાતળી જ્યોતથી એ ઉત્સવને ઊજાળતું હતું. પણ ત્યાં તેની સામે જ ઊંચી હવેલીની અટારીએથી ઝુમ્મરમાં મહાલતો એક ઝળહળતો દીવો હસી પડયો—જાણે તેની ઠેકડી ઉડાડી રહ્યો: 'માટીનું કોડિયું થઈ ને આવો ગર્વ ?' પણ એ ગર્વોન્મત્ત દીવાની કોડિયાને કંઈ પડી જ ન હોય તેમ તેના આ શબ્દો તેણે જાણે સાંભળ્યા જ નહિ! દીવો વધુ છેડાયો અને કોડિયાને આંજી દેવા, કોડિયાને હલકું પાડવા ઝૂલતા ઝુમ્મરના વિવિધ આકારના કાચને લીધે દીપમાળ અને રંગમાળ રેલાવતો એ બોલી ઊઠયો: 'મારું તેજ જોઈ ને અંજાઈ જાય એટલે મારી સામે નથી જોતું એ તો ઠીક પણ મારું અપમાન તું કરી જ કેમ શકે ?' કોડિયાની નમ્રતા તો અખૂટ હતી. છતાંય ટમટમતું કોડિયું કશો જવાબ આપવા તૈયાર ન થયું. પોતાની બધી શક્તિ ખરચીને જાણે આખા જગતને ઊજમાળવા તત્પર બન્યું. ઝુમ્મરની વચ્ચે મહાલતો ઊંચી હવેલીનો દીવો કોડિયાને મહાત કરવા વધુ ગર્વોન્મત્ત બન્યો અને એકાએક એ કાચનું ઝુમ્મર જ આખું તૂટી પડયું. રંગબેરંગી પ્રકાશ રચતા વિવિધ આકારના કાચના ઝીણા ઝીણા ટુકડામાં પેલો અભિમાની દીવો એવો તો ખોવાઈ ગયો કે માટીના કોડિયા જેટલીય તેની કિંમત ન રહી!



તંત્રીઃ ઈશ્વરલાલ મો. દવે ☆ સંપાદકઃ જયન્ત પરમાર

# સમયનાં એંધાણ

'રાજહંસ'

## ઈસ્લામની કાયાપલટ

હિંદુસ્તાનના મુસલમાનોએ જુદો દેશ માગવાની માગણી કરી તેની પાછળ બ્રિટીશ સત્તાજુથની ભેદી અને મેલી રમત હતી. તેમની મુરાદ નવા રાષ્ટ્રવાદ સામે ધાર્મિક ઝનૂનને ગોઠવી દઈ ભારતની ક્રાંતિને ધીરી પાડવી હતી. અને એ માર્ગે એશિયામાં અને ખાસ કરીને અરબ દેશોમાં પ્રગતિ રોકનારાં તત્વોને મજબૂત કરવાં હતાં.

ઇસ્લામના ઝનૂનમાં તેમણે રાષ્ટ્રવાદને ખાળવાની શક્તિ કલ્પી લીધી અને એનો ઘણો દુરૂપયોગ કરી લીધો. પણ કાળબળ આગળ એ રમત કેટલું ટકે!

ઇસ્લામની પકડમાંથી મિસર વહેલું છૂટયું. તુર્કીએ કમાલપાશાના નેતૃત્વ નીચે મેળવેલી પ્રગતિ ચાલુ ના રાખી અને એ રીતે એણે એશિયાઈ મુસલમાનોનું નેતૃત્વ ગુમાવી દીધું. પાકીસ્તાનને એ નેતૃત્વ લેવાની તક મળી. એ કામગીરી બજાવવા એ દેશનું નિર્માણ થયું હતું. પણ પ્રગતિશીલ બળોને પારખીને અપનાવે એવું એ દેશમાં કોઈ ના નીકળ્યું. અને એ દેશને પણ ઝનૂનનો આશ્રય લઈ દશ વર્ષ ખેંચવા પડયાં.

પણ કુદરતને આવું પછાતપણું મંજૂર નથી. માણસોને ના સૂઝે ત્યારે એ કઠોર રીતે એનું ભાન ઠેકાણે લાવે છે.

જગત આખામાં નવી સમજદારીનો ઉદય થઈ રહ્યો છે. માનવીનો ધર્મ નવું સ્વરૂપ ધારણ કરી રહ્યો છે. રોજરોજ ઝડપ વધતી જાય છે અને અંતરો તૂટતાં જાય છે એમ ભૌગોલિક અંતરો સાથે સાંસ્કારિક અંતરો પણ ઘસાતા જવાના. અને લોકોના હૃદયમાં ન્યાય વ્યાપક રૂપે સ્થાન લેવાનો. માણસ એ વિચાર કરતું પ્રાણી છે અને હવે એના વિચારોનો પડઘો દુનિયાના એક છેડેથી બીજા છેડે પહોંચી વળતાં વાર નહિ લાગવાની, રૂકાવટ નહિ થવાની.

એ સંજોગોમાં ઇસ્લામ કેમ જુનવાણી રહી શકે? પશ્ચિમી સત્તાઓ ધનથી, એશઆરામથી, ખુશામદથી એ દેશોની પ્રજાઓને ઘેનમાં રાખવા મથી, પણ છેવટે એ મોહનિદ્રામાં ગાબડાં પડ્યાં. અફઘાનિસ્તાન જેવા દૂરના દેશમાં રાષ્ટ્રવાદ ઝબક્યો, ઈરાનમાં એક ઉથલો ખાધો, સીરીયા, ઇરાક, અરેબીયા, છૂટયા. હવે પાકિસ્તાન ઉપર ક્રાંતિનું વાદળું વરસી રહ્યું છે. એ દેશ શું આ ધારા ઝીલી શકશે?

એ દેશનું મંડાણ ખોટા પાયા ઉપર થયું છે એટલે પ્રજામાં તાકાત રહી નથી. ક્રાંતિ માટે લોહીમાં કષ્ટ ભળેલું હોવું જોઈએ તે નથી. ઉછીના પીઠબળે એમણે ઘણો દેખાડો કરી લીધો, પણ આંતરિક બળની સાધના નહોતી કરી. હવે જ્યારે ક્રાંતિનાં દ્વાર ખુલ્લાં થઈ ચૂક્યાં છે ત્યારે એ બળની અછત વરતાશે.

પણ એમ છતાં ઇસ્લામની સમગ્ર કાયાપલટ થઈ રહી છે ત્યારે એ દેશ કેટલો સમય વિમુખ રહી શકશે! ઇસ્લામના ઝનૂનનો યુગ પરવારી ચૂક્યો તે હવે સજીવન થવાનો નથી. એ ધર્મનાં સારાં લક્ષણો હવે પ્રગટ થવા પામશે અને બીજા ધર્મોના સમન્વય પ્રયોગમાં એમનો દાવો રજૂ કરશે. જે વિચારબળો પુસ્તક-પોથીઓમાં પૂરાયેલાં હશે તેને જીવનમાં ચકા-

સવાનો મોકો મળશે, અને એના ગુણદોષની તુલના જગત સમક્ષ તપાસાશે.

ધાર્મિકતાને સ્થળે રાષ્ટ્રવાદ આવે છે, પણ એય વહેતી પરિસ્થિતિ છે. રાષ્ટ્રવાદ પણ ધાર્મિકતાને હટાવવા પૂરતો જ ખપ લાગે. એની પાછળ નવાં માનવી તૈયાર થઈ રહ્યાં છે જે પોતાની પ્રગતિ દ્વારા જગતની પ્રગતિમાં હિસ્સો આપી શકે, જગત આખાનો નવો કુટુંબભાવ પ્રગટ કરવામાં સહાયભૂત બની રહે.

ઈસ્લામની કાયાપલટ પછી મુસલમાનો વધુ સારા મુસલમાનો તો થશે જ, પરન્તુ તેઓ વધુ સારા જગતજનો પણ થશે. એક સમયે ઈસ્લામની તલવાર સ્પેનથી ચીન સુધી ફરી વળી અને એશિયા યુરપ આફ્રિકામાં એણે સત્તા નાખી, તે તલવાર હવે કુદરત મ્યાન કરે છે. અને મૈત્રીના ભાવ વડે એમનો હાથ લંબાશે એમાં શક નથી.

ભારતના મુસલમાનોને કોણ સમજાવે કે એમની આસપાસ કુદરત નવી તાકાત નવી હવા ફેલાવી રહી છે તેને કબુલ રાખે. અને પોતાની કોમની કૂચકદમ ઝડપી બનાવવા તત્પર રહે. બીજા દેશોના મુસલમાનો કરતાં એમની પાસે વધારે સારી તકો મળેલી છે, પરન્તુ એનો ઉપયોગ કરવાની આવડત એમનામાં આવે તો.

ઈસ્લામ એ આ ધરતી ઉપર છેલ્લામાં છેલ્લા પયગમ્બરે ફેલાવેલો ધાર્મિક સંદેશો છે. એ રીતે બીજા ધર્મો કરતાં જુવાન છે. એનામાં નવું અપનાવી લેવાની તાકાત વિશેષ હોવી જોઈએ, જરી પુરાણું છોડી દેવાની હિંમત વહેલી આવવી જોઈએ. માનવીની બિરાદરી એણે લાવી આપી છે, હવે એ માનવીના ઈન્સાફ અને નેકદિલી લાવવામાં પ્રવૃત્ત બને, અમન લાવવામાં મદદ કરે.

### ઉત્પાદનનું આંતરરાષ્ટ્રીય નિયોજન

સંયુક્ત રાષ્ટ્રની સંસ્થા અગર પરિપૂર્ણ નથી બની શકી તો એ છેક લૂલી પણ નથી રહી. વારંવાર એ સંસ્થાને લીધે જગતના વિખવાદો ઉપર કાબુ રહી શક્યો છે. રાજકીય મડાગાંઠો પડે છે તેમ એના ઉકેલ પણ જડે છે. અને યુદ્ધનો ઉગામેલો પંજો થંભાવી શકાયો છે.

પણ રાષ્ટ્રોની વાટાઘાટો રાજકીય ક્ષેત્રે જ મર્યાદિત રહી નથી. સાંસ્કારિક બાબતોમાં આ સહકાર આગળ ધપે છે. વિજ્ઞાનની શોધો એક બીજાને વહેલી મળે છે, સહાય મળે છે, સહાનુભૂતિ મળે છે. એક દેશની સમસ્યા ધીરે ધીરે જગતનું ધ્યાન ખેંચતી, જગતની સમસ્યા બનતી જાય છે. અને અન્નની અછત, બિમારી, કુદરતી આફત, દુષ્કાળ, એવી ઘણી બાબતો સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા દ્વારા જોવાય છે અને એ દિશામાં પ્રવૃત્તિ ચાલે છે.

માણસે આ બધો વિચાર કર્યો તેમ એણે અછત કરતાં ઉત્પાદન ઉપરનાં નિયંત્રણોનો વિચાર પણ કરવો જોઈશે. યુદ્ધના મૂળમાં વધારે ઉત્પાદન અને ઓછાં બજારો હતાં એમ હવે જોઈ શકાશે. કયા દેશો કેટલું ઉત્પાદન કરે તો જગતની માગણીને પહોંચી વળાય એનો વિચાર સંયુક્ત રાષ્ટ્ર સંસ્થામાં થવા લાગે એ ઉચિત છે. હમણાં તો અછત છે, એટલે ઉત્પાદન વધારે થાય તો ચાલે છે. પણ એવી સ્થિતિ બધો સમય રહેવાની નથી. વધુ ઉત્પાદન એ ઘર્ષણનું કારણ બની રહે તે પહેલાં પ્રશ્નનો નિકાલ થઈ શકે તો સારું.

આમ બને તે અગાઉ જાણકારીની આપલે શરૂ થઈ છે. પછાત દેશોને સલાહ સૂચન અને સહાય મળે તો એ ટટાર થઈ શકે. તે પછી એમની સ્થિતિ સંજોગો અનુસાર ઉત્પન્ન કરવાની એમને તક મળે. અને તે પછી કયો દેશ કેટલું ઉત્પન્ન કરશે તે અગાઉથી સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા જાહેર કરી, આખી દુનિયાને જણાવે. રાષ્ટ્રોનો આવો સહકાર અનિવાર્ય છે.

આ દિશામાં ખનીજ તેલના ઉત્પાદનનું નિયંત્રણ કરવાનું વિચાર હેઠળ છે. એ વિચારનાં ફળ વહેલાં



ના દેખાય તો તેથી એ વિચાર ખોટો છે એમ નહિ કહેવાય. પણ ખનીજ તેલનું અર્થશાસ્ત્ર એવું માથાભારે રહ્યું છે કે કેંક દેશોનો વિવેક જતો રહે છે, અને એમને ખરા માર્ગ ઉપર પાછા મૂકવાનું જરૂરી બને છે.

અને એકાદ ચીજના વેપારનું આંતરરાષ્ટ્રીયકરણ શક્ય બની શક્યું તો બીજી ઘણી બાબતોનો ઉકેલ પણ લાવી શકાશે એ રીતે માનવીની બિરાદરી આ જગત ઉપર નવું સીમાચિહ્‌ન ઊભું કરી શકશે.

### કરજદારી બદલ આભાર

ચાલુ વર્ષના છેડે આપણા દેશથી વિકાસ યોજનાઓના નામે પરદેશની સરકારોએ અને બેંકોએ ઘણાં નાણાં ધીર્યાં. અને મોરારજીને ઘણા હાર પહેરાવીને એનો જશ આપ્યો. એ પછી પરદેશી હુંડિયામણની તંગી હળવી બની જશે એવી આશા જન્મી, અને વિકાસ યોજનાઓ ધાર્યા મુજબ આગળ ધપશે એમ સંભળાયું.

છતાં હવા એવી બંધાતી નથી કે લોકો હરખ કરે. લોકોને તો જુદું જ દેખાય છે. આપણે કરજદાર થતા જઈએ છીએ, નાણું છાપતા જઈએ છીએ. યોજનાઓને નામે ધુમાડા થતા જાય છે. નવા કરવેરાનો ભાર વધતો જાય છે. સરકારની સત્તાની મર્યાદા આગળ ધપતી જાય છે. અમલદારો પ્રજાના સેવકો નહિ પણ રાજકર્તા બનતા જાય છે. કાયદાઓનાં જાળાં પ્રજાને ગૂંચવતાં મૂંઝવતાં જાય છે.

એમને તો દેખાય છે કે શહેરોનું આકર્ષણ ઇરાદાપૂર્વક વધારવામાં આવે છે, અને ગ્રામ્યવિસ્તારને અલગ કે પછાત રાખવામાં આવે છે. ખેતીમાં ઉત્પાદન ઘટતું જાય છે, ખેડૂતનું ધ્યાન પણ ખેતી ઉપરથી ખસતું જાય છે, એનું આરોગ્ય કથળતું જાય છે, ઢોરની ઓલાદ બગડતી જાય છે. અન્નની અછત વારંવાર ઊભી થઈ રહી છે.

આ કરજથી કેટલા લાભ થશે તેની લોકને સૂઝ પડતી નથી. દેવાંનાં વ્યાજ ચૂકવવા બીજાં દેવાં કરવાં પડે એ સ્થિતિ આવી રહી છે. એ રીતે કરજદારીમાંથી ક્યારેય ઉગારો થઈ શકે નહિ, નવાં કરજો કરવાની જરૂર ચાલુ દેખાયા કરે ને એવાં કરજો બેધડક કરી શકનારને આપણે હાર પહેરાવતા રહીએ, દેવું કરી આવવા બદલ આભારી થઈએ એ સ્થિતિ વધતી જવાની હોય એવા ભણકારા સંભળાય છે.

મોરારજીએ કરજ કરવા પરદેશ ખેડ્યો. ને અઢળક માન મેળવી આ દેશની આંટ વધારી. એની ભીતરમાં કહે છે કે નેહરુ પછીનો—કે એમની હયાતીમાં એમને ખસેડીને આવનાર—એક વારસદાર પશ્ચિમી સત્તાઓ તૈયાર કરી રહી છે. પેલી સત્તાઓ તો આવી રમતો રમવા ટેવાયલી છે, કેંક દેશમાં એમણે મનફાવતા દાવ ખેલ્યા છે. અને કોઈને સત્તા ઉપરથી ખસેડ્યા છે, તો કોઈને સ્થાપ્યા છે. રાજાઓનાં રાજ પણ એમણે એ રીતે ઊભાં કરી આપ્યાં હતાં ને ટકાવી રાખ્યાં હતાં. એ તો આવું બધું કરી શકે, પણ મોરારજી વિષે એવું સંભળાય ત્યારે મનાતું નથી. અને છતાં, આવા તુક્કાઓ પાછળ કેવું રહસ્ય છુપાયું હશે એ જાણવાની લોકોને ચિંતા રહે છે.

એવું પણ સંભળાય છે કે મોરારજીની કુંડળીમાં બહુ શક્તિશાળી ગ્રહો પડ્યા છે, જે એમને એક પછી એક ઊંચા સ્થાન ઉપર લઈ જાય. એમની કારકિર્દીમાં મહત્ત્વાકાંક્ષાને સ્થાન નથી એવું કોઈ કહી શકે એમ નથી. નાણાંપ્રધાન પછી મહત્ત્વનું સ્થાન એ વડા પ્રધાનનું પદ છે. અને એ પદ માટે મોરારજીનું નામ જાહેર કરી પરદેશીઓએ ઘણું કહી નાખ્યું છે, આપણને ચેતવ્યા છે.

ઘણા જણની એવી ફિકર ચિંતા છે કે નેહરુ પાસે પોતાનું તંત્ર નથી, એ રાષ્ટ્રના મટી પક્ષના થઈ રહ્યા છે, એ અમુક રીતે ઘેરાઈ ગયા છે, ને અટૂલા પડતા જાય છે. વડાપ્રધાન કરતાં નેહરુ એ મોટી વ્યક્તિ છે અને એનો હ્રાસ થાય એવું કોણ ઇચ્છે ? છતાં એવી દિલચાલ પરદેશમાં થતી હોય એવો ભાસ

રહે છે.

સ્વભાવ વડે નેહરુ એ આમજનતાનો વિશ્વાસ મેળવનાર વ્યક્તિ છે, કૈંક સ્વપ્નદષ્ટા છે, વધારે વિચારક છે. એમનો સૌથી મોટો ગુણ એમની નિખાલસ સહૃદયતા છે. એમને કોઈ રાજખટપટના જાણકાર તરીકે ઓળખતું નથી, એ કાવાદાવા કરી શકે એવું કોઈ માનતું નથી. આવી સરળ ભૂમિકા હોય ત્યાં શું શું ઊગી શકે ?

ગાંધીજીએ મરતાંમરતાં છેલ્લી અનુપમ સેવા બજાવી હોય તો તે આગેવાનો વચ્ચે એકતા લાવીને કરી હતી. ઘણી જગ્યાએ સંભળાતું હતું કે નેહરુ અને સરદાર વચ્ચે સત્તા માટે ગજગ્રાહ થવાનો. પણ ગાંધીજીના અવસાનની રાતે જ સરદારે સ્પષ્ટ જાહેરાત કરી સંશયો છેદી નાખ્યા. એમણે જણાવ્યું કે મેં મારો કપ્તાન નક્કી કર્યો છે, અને એની સાથે કામ કરતાં મને હરકત નહિ આવે. સરદારની દેશભક્તિ ત્યારે ઝળહળ પ્રકાશી ઊઠી હતી.

એ પછી દશ વર્ષ વીતી ચૂક્યાં છે. નેહરુનું આસન ડોલ્યું નથી.

પણ એ આસન ડોલાવવા મથનારાઓ જંપ્યા નથી. નેહરુ પછી કોણ એ પ્રશ્ન ક્યાંકથી ફૂટી નીકળે છે. આપણા કરતાં પરદેશીઓ એ ચિંતા વધારે કરે છે, તેનું કૈં કારણ હોવું જોઈએ. આપણી પરદેશનીતિ નેહરુએ ઘડી છે એમ કહેવું તેના કરતાં એનો જશ ગાંધીજી સુધી પહોંચાડવો જોઈએ. સત્તાજુથોથી અલગ રહી, યુદ્ધની રીત નાપસંદ કરી, નિર્બળ રાજ્યોને ભયમુક્ત કરી, આઝાદ થવા ઇચ્છતી પ્રજાઓને ટેકો દઈ આપણે દુનિયામાં નામ મેળવ્યું હોય તો એ પ્રતાપ જેટલો નેહરુનો તેટલી પ્રેરણા ગાંધીજીની. આવી નીતિથી કોઈ દેશને નેહરુ ભલે ન ગમે, પણ આ દેશમાં એમ શાથી બને ?

ત્યારે શું ભણકારા ખોટા વાગે છે, એમ જ ને !

**જયપ્રકાશનો ક્ષેત્રસંન્યાસ**

પરદેશ ખેડીને પાછા ફરનારા બીજા આગેવાન તે જયપ્રકાશ. એમણે બિનપક્ષીય રાજ્યવ્યવસ્થા રાખવાની વાત કરી, અને મુખ્ય આગેવાનોને શાસનકાર્ય છોડી લોકઘડતરનું કામ કરવા જણાવ્યું. આવાં બીજાં સૂચનો પણ એ ધીરેધીરે કરતા રહેશે. પરદેશના મુત્સદ્દીઓને મળીને પાછા આવનારે નવી વાત તો કહેવી જોઈએ ને !

બિનપક્ષીય લોકશાહીનો પ્રયોગ આપણે કરવો હોય તો હમણાં તો એ સરળ લાગશે. એનાં સારાં ફળ પણ જણાશે. પણ એ પ્રયોગ સરમુખત્યારી ધરાવનાર દેશોમાં થઈ ચૂક્યો છે, ને વગોવાયો છે. એ પ્રયોગનો છેડો વધુ સાશનથી શરૂ થઈ લશ્કરી સત્તામાં પરિણમે છે. એકવાર દાખલ કર્યો પછી એ ચીટકી જાય છે, ખસતો નથી. અને નેહરુ અને એમના સાથીદારો જેવા આગેવાનો નહિ હોય ત્યારે એ પ્રયોગ કેવો મોંઘો પડી જાય એની કલ્પના પણ કરવા જેવી નથી.

લોકઘડતરના કાર્ય માટે રાજકર્તા આગેવાનો બહાર આવી જાય એ સૂચન રળિયામણું છે. એથી સત્તાની ભૂખ કૈંક અંશે ટળે પણ ખરી. અને પીઢ આગેવાનો પ્રજાઘડતરનું કાર્ય કરવા દેશમાં ફરતા હોય તો લોકસમુદાય વધારે હિંમત મેળવે એમાં શક નથી. પણ એ પદ્ધતિમાંથે લાભ કરતાં હાનિ વિશેષ છે, તે આપણે ના ભૂલવું જોઈએ.

વડીલો આગેવાનો બહાર હોય તો એમને આંદોલનો કરતાં કેમ રોકી શકાય ? આંદોલન એ એમની મૂડી, એ વિના એમનું તેજ ઝંખવાઈ જાય અને કોની સામે આંદોલન કરે ? પોતાના જ પક્ષમાં ભંગાણ પડાવવા જાય ! નવા આગેવાનો દહેશત નીચે શું કામ કરી શકે ? અને હમણાં પીઢ આગેવાનો દેશનું ઘડતર નથી કરી રહ્યા એમ કેમ માની શકાય ?

એ વાત ખરેખર છે કે ધારાસભાવાળું કામકાજ આપણે ઘણું વધારી મૂક્યું છે. પ્રાંતે પ્રાંતે ધારાસભા રાખી કાયદાઓનો ગંજ વધારતા જઈએ છીએ. ખર્ચનો અને તુમાખીનો પાર નથી. એકતા લાવવા મથતા આ દેશમાં આટલી બધી વિવિધતા લાવવી



જરૂરી નથી. એથી પ્રજાને ઘણી હાડમારી નડે છે, કરવેરાનો ભાર વધે છે, ગૂંચવાડો પણ વધે છે.

આપણા વડીલ આગેવાનો રાજ્યકારભાર બીજાને સોંપીને વાનપ્રસ્થ થવાના હોય તો જુદી વાત. પણ એવો વિચાર જયપ્રકાશ કરે એમ લાગતું નથી. એમને તો એમના વિચાર મુજબ બીજા વર્તે એવી સ્થિતિ જોઈએ છે. એ જાતે ક્યાં નાના કે નવા આગેવાન છે! એ બહાર રહીને ક્ષેત્રસંન્યાસ સિવાય કેટલું કરી શકે છે તે સહુ જાણે છે.

જયપ્રકાશ એ કસાયેલો યોદ્ધો ખરો પણ હતાશ થયેલો આગેવાન છે. એ ક્યાંય સ્થિર બની શકે એવો સ્વભાવ નથી. નવી પદ્ધતિ કે નવા વિચારને અમલી બનાવવાની કુનેહ નથી. પક્ષની જવાબદારી ઉઠાવવાની તૈયારી નથી. પ્રશ્નની ભીતરમાં ઊંડા ઊતરી એનું મૂળ શોધવાની પકડ નથી. અને છતાં પીઢ આગેવાનોને સલાહ આપવાનું સાહસ કરે તો ભલે, આ દેશ એટલું સાંખી લેશે.

કોઈક એવું પણ માનતા હતા કે નેહરુ પછી એક જે. પી. છે. કોઈક કહેતું કે નેહરુ જાતે એને આગળ આવવા સમજાવી રહ્યા છે. એ ઉદ્દામ પણ થઈ શકશે અને સનાતની કોંગ્રેસીઓમાં પણ ભળી જશે એવો પણ સમય હતો જ્યારે એ આશાનું કિરણ બની રહ્યા હતા. પણ એ પછી એમનું પોત પાતળું જણાયું છે ને સિદ્ધિ ના જોઈએ એવો આગેવાન શા ખપનો!

આવતો દાયકો નેહરુનો છે. એ પછી કોણ એ સવાલ આપણા કરતાં કુદરતને મન ઓછા મહત્ત્વનો નહિ હોય. એ કોઈકનું ઘડતર કરી રહી હશે, ને સમય આવ્યે એ આપણને જણાવશે ત્યાં સુધીમાં એટલું પાયાનું કામ થઈ ચૂક્યું હશે કે એક નેહરુ પછીય બીજા એવા જ નેહરુની જરૂર આપણને નહિ રહી હોય. એમ સમજીએ તો જ નેહરુના વ્યક્તિત્વને ઓળખ્યું ગણાય.

### અકાળ અવસાનની શોકસભા

મુંબઈ ધારાસભામાં મુખ્ય પ્રધાને હમણાં જાહેર કર્યું કે રાજકોટ વિભાગમાં ૧૯૫૬ના નવેંબરથી ૧૯૫૮ના ફેબ્રુઆરી સુધીમાં ૩૮૪ સ્ત્રીઓએ આપઘાત કર્યાના કિસ્સા નોંધાયા! લગભગ ત્રીજો ભાગ બળી મરી, ને બાકીની ડૂબી મરી. બીજા વિભાગોમાં શું થયું ને નહિ નોંધાયેલા કે શકમંદ કિસ્સાઓનું શું એ તો જણાય ત્યારે.

ગુજરાતી સ્ત્રીઓ બળી મરે કે કૂવે પડે એની અરેરાટી કેમ લોકોને થતી નથી? આ ૩૮૪ સ્ત્રીઓના અકાળ અવસાનની શું કોઈ શોકસભા જ ના મળે! શું સ્ત્રી સંસ્થાઓ ને વ્યાયામવીરોને પણ આ બળી જતી સ્ત્રીઓની ઝાળ લાગતી નથી!

આપણે જુઓ તો ખરા કે કોઈ વડીલ સ્ત્રી દાઝતી નથી કે કૂવે પડતી નથી. ફક્ત જુવાન પરણેતરો ઉપર જ આ સંકટ ઊતરી પડે છે.

સળગતા સ્ટવ અને ઊંડા જળનાં કૂવા-તળાવ—જુવાન વહુવારુઓને જ પોતાની પકડે ખેંચી લે છે. એ શું આ જમાનાની ઓછી નવાઈ છે! ભૂપત લોકો સામે બંદૂક ઊંચકતો અને લૂંટી લઈ ગોળીએ દેતો. ત્યારે લોકો ત્રાસી ઊઠતા. એ મોત તો ક્ષણનું હતું. ગોળી વાગી કે ઢળી પડ્યા. પણ આ મોત! આ મોત તો કારમું છે. ચરચર ચામડી બળે ને જીવ રૂંધાય. છતાં એ મોત લાવનારી 'ભૂપતશાહી' ક્યાં છુપાઈને બેઠી છે તે કોઈ જણાવતું નથી.

ત્યારે શું રાજ્ય તે કરવેરા વસૂલ કરવા ને દંડ દેવા માટે હોઈ શકે? પ્રજાની આવી હોનારતો એ શું રાજ્યના કારોબારની ચિંતાનો વિષય નથી! કે પછી બળી મરતી સ્ત્રીઓમાં આપણે હજુ પુરાણા કાળની સતીઓનું દર્શન કરી રહ્યા છીએ?

બળી મરેલી સ્ત્રીઓનાં નમાયાં સંતાનો વિષે વિચાર કરવો એ શું 'સામાજિક' પ્રશ્ન નથી બનતો? કે કે પછી ૩૮૪ બેગાં એટલાં વધારે એવી ગણતરી રહી છે!

*





'ધૂમકેતુ'

# જિબ્રાનનું જીવનસ્વપ્ન

'જિબ્રાનની જીવનવાણી' અને 'જિબ્રાનની જીવનવાટિકા' પછીનું શ્રી ધૂમકેતુનું નવું પુસ્તક 'જિબ્રાનનું જીવનસ્વપ્ન' પ્રગટ થવામાં છે તેમાં આ પ્રકરણ પણ આવે છે. જિબ્રાનને ગુજરાતી વાચકોમાં આટલો બધો લોકપ્રિય કરવામાં આ લેખકના અહેસાની નથી ?...

જિબ્રાનનું જીવનસ્વપ્ન છે એક મહાન પ્રવાસનું એક મહાન પ્રવાસીનું. પણ એ પ્રવાસનો પંથ ધરતીથી આકાશ સુધી, આકાશથી અનંતતા સુધીનો છે. કલાપીના શબ્દોમાં કહીએ તો, એને વારંવાર લાગે છે:

હું એ અનંત યુગનો તરનાર યોગી,
અનંત યુગો હજી યે જનારો!

એ અનંત યુગનો પ્રવાસ એ જિબ્રાનનું જીવનસ્વપ્ન છે. એ સ્વપ્ન પાસે બધી જ દુન્યવી સમૃદ્ધિ ધૂળ જેટલી પણ કીમતી નથી.

'રાત્રિ પસાર થઈ ગઈ છે. અમે જે રાત્રિનાં સંતાનો તે અંધકારમાંથી પ્રકાશ તરફ જઈ રહ્યાં છીએ. પ્રકાશ, એ રાત્રિના અંધકારનું મૃત્યુ છે. જીવનમાં પ્રકાશ, એ જીવનનું મૃત્યુ છે. એ જીવન જે અંધ છે. અજ્ઞાન છે. ગુલામીભર્યું છે. અહંતાભર્યું છે. અર્ધ વ્યવહારુ સત્યોથી વીંટાયેલું છે. બહારના દેખાવમાં જ રાચે છે. પોતાની જ આસપાસ ફરે છે. એવા જીવનનું મૃત્યુ એનું નામ પુનર્જન્મ, આંહીં જે પુનર્જન્મ પામતો નથી, તે કોઈ દિવસ જીવતો પણ નથી.

પણ માણસનો આવો પુનર્જન્મ એના સંસાર સાથેના સંબંધોમાંથી જ એણે મેળવવો રહ્યો. અંતરંગ જીવનની એકલી સુવાસ વાંઝણી છે. એ સુવાસે આસપાસની ધરતીને સુવાસિત કરવી રહી. એનું આ બીજું સ્વપ્ન છે. શબ્દ બોલવો એ શબ્દ આચરવો—એનું નામ જીવન. બીજી બધી જ શબ્દલીલા. એ આચરવાનો પ્રયત્ન—એમાં મળતો પરાજય, ફેર પ્રયત્ન—ફેર પરાજય, આ ઘટમાળ એ જીવનવિકાસનો પથ. દરેક પરાજય એ એક નાનો વિજય.

જેને પુનર્જન્મ નથી, જેના જીવનમાં એ તરફ લક્ષ પણ નથી, જેને અનંત પ્રવાસની ઝાંખી નથી, એ પ્રવાસ માટે જેની તૈયારી નથી, એ ભલે સો વર્ષ જીવે એ એક પણ દિવસ જીવ્યો ન ગણાય! એ તો મૃત્યુ માણી રહ્યો હતો અને માની રહ્યો હતો કે એ જીવે છે!

જિબ્રાને સૌથી મહત્ત્વના બે શબ્દો માન્યા છે. 'તમે' અને 'હું'નો તમારા દિલ તરફનો પ્રવાસ—એ જીવન. એ પ્રવાસમાં જેટલી સચ્ચાઈ, જેટલી માણસાઈ, જેટલી પ્રેમ સહાનુભૂતિ, જેટલો વિવેક, એટલું જીવન. એટલો જીવનવિકાસ.

જિબ્રાનનું આ જીવનસ્વપ્ન છે. માણસ, માણસ બને. માણસ રહે. એને ઈશ્વર થવાની જરૂર નથી. પણ માણસજાત એવી અંધ છે કે એ પોતાના લોકનેતાને પણ દસ જ વરસમાં ઈશ્વર બનાવી દે છે. ને એ ઈશ્વરનું મંદિર બનાવીને પોતાનો વ્યાપાર શરૂ કરે છે. એટલે આવો ગમે તેવો મહાન આત્મા પણ



માણસજાતને પાછી ગર્ભમાં ધકકેલાતી જુએ છે.
માનવનો ઉદ્ધાર કોઈના ખોળામાં પડ્યો નથી.
એના પોતાના જ જાતનિરીક્ષણમાં એ રહ્યો છે.
જે હમેશાં મરે છે, અને હમેશાં જીવે છે,
એ કોઈક દિવસ અનંત જીવન જીવે છે.

I shall live beyond death,
and I shall sing in your ears,
*Even after the vast sea wave*
*carries me back*
to the vast sea-depth.



'સુન્દરમ્'

## અનુસ્વાર અષ્ટક

હું બિંદુ સુંદર માત શારદને લલાટે ચંદ્રશું,
મુજને સદા મેળજો સમજથી, ચિત્ત બનશે ઇંદ્રશું;
મુજ સ્થાન ક્યાં, મુજથી ગતિ જાણી લિયો રસ પ્રેમથી,
તો સજ્જ બનશો જ્ઞાનથી, સૌન્દર્યથી ને ક્ષેમથી. ૧

તો પ્રથમ જાણો 'હું' અને 'તું'માં સદા મુજ વાસ છે,
આ જ્ઞાન વિણ 'હુ–હુ' અને 'તુ–તુ' સમો ઉપહાસ છે,
હું 'કરું'–'વાંચું'–'લખું' જોજો એમ લખશો લેશ તો,
મા ભારતીના રમ્ય વદને લાગતી શી મેશ જો. ૨

નરમાં કદી નહિ, નારીમાં ના એકવચને હું રહું,
હું કિંતુ નારી-બહુવચનમાં માનવંતું પદ ચહું;
'બા ગયાં', 'આવ્યાં બેન મોટાં' એમ ન તમે લખો,
'બા ગયા', 'આવ્યા બેન મોટા' શા પછી બનશે ડખો. ૩

ને નાન્યતરમાં તો ઘણી સેવક તણી છે હાજરી,
લો, મુજ વિનાના શબ્દની યાદી કરી જોજો જરી;
સૌ મુજ વિશેષણ એક ને બહુવચનમાં રાખો મને,
યાચું કૃપા આ ખાસ, મારો ભરખ ત્યાં ઝાઝો બને. ૪

'શું ફૂલ પેલું શોભતું!' જો આવું પ્રેમે ઉચ્ચરો,
'શાં ફૂલ પેલાં શોભતાં!' બહુવચનમાં વાણી કરો;
'મોજું' નિહાળો એક નીરે, ત્યાં પછી 'મોજાં' બને,
'અમણાં' અને 'તમણાં' પછી 'અણગમ્યાં', કોણુ કહો ગણે? ૫

ને બંધુ, પીતાં 'નીર ઠંડું' ના મને પણ પી જતા,
ને 'ઝાડ ઊંચાં' પર ચડે તો ના મને ગભરાવતા:
'બકરા' અને 'બકરાં', 'ગધેડા' ને 'ગધેડાં' એક ના,
'ગાડા' અને 'ગાડાં' મહીં જે ભેદ, ભૂલો છેક ના. ૬

ને જ્યાં ન મારો ખપ, મને ત્યાં લૈ જતા ન કૃપા કરી,
નર જાતિ સંગે મૂકતાં, પગ મૂકજો નિત્યે ડરી,
કો મલ્લને એવું કહ્યું જો, 'ક્યાં ગયાં'તાં આપ જી?'
જોજો મળે ના તરત મુક્કાનો મહા સરપાવ જી ૭

તો મિત્ર મારી નમ્ર અરજી આટલી મનમાં ધરો,
લખતાં અને વદતાં મને ના સ્વપ્નમાંયે વિસરો;
હું રમ્ય ગુંજન ગુંજતું નિત જ્ઞાનના પુષ્પે ઠરું,
અજ્ઞાનમાં પણ ડંખું–કિંતુ એ કથા નહિ હું કરું. ૮

અનુસ્વારનું આ લખ્યું સુંદર અષ્ટક આમ,
પ્રેમ થકી પાકું ભણો, પામો સિદ્ધિ તમામ ૯

છાપે છાપે છાપજો, પુસ્તક પુસ્તક માંહ્ય,
કંઠ કંઠ કરજો, થશે શારદ માત સહાય. ૧૦

પાક્કો આનો પાઠ-જો કરવાને મન થાય,
સૂચન એક સમપું તો કમર કસી લો ભાઈ! ૧૧

નકલ કરો અષ્ટકતણી એકચિત્ત થઈ ખાસ,
અનુસ્વાર એંશી* લખ્યાં પૂરાં, તો બસ પાસ. ૧૨

* કડી વાર અનુસ્વારોની સંખ્યા : ૮+૫+૧૩+૪+૧૪+૧૨+૯+૧૫=૮૦







મહાત્મા ભગવાનદીન

# ગળે ગાળિયું

આ લેખના લેખક મહાત્મા ભગવાનદીનજી મધ્યપ્રદેશના જાણીતા નેતા અને વિચારવંત પુરુષ છે. તેમના હિંદી લેખનો સુશ્ર સારાંશ એવા જ એક પીઢ વિચારક સ્વામીશ્રી આનંદે કરેલો અને 'ભૂમિપુત્ર'માં પ્રગટ થયેલો તે અહીં અનુવાદક અને 'ભૂમિપુત્ર'ના સૌજન્યથી પુનર્મુદ્રિત કરેલ છે......

જવાહરલાલજી તેમજ વિનોબાજી બેઉ કુરાને શરીફ જાણે છે. જવાહરલાલજીને કુરાન વિનોબાજીની જેમ મોઢે નહિ હોય અથવા તો મૌલવી ઢબે એની તિલાવત (પાઠ) પણ જવાહરલાલજીને એમનાં જેમ નહિ આવડતી હોય; છતાં મને લાગે છે આ દેશના મુસલમાનોની સીધી ભલાઈ રોજબરોજ જવાહરલાલજીને જ હાથે કદાચ વધુ થતી હશે. અલબત, આ મારો અંગત ખ્યાલ છે. જવાહરલાલજી કે વિનોબાજી બેઉ એથી ઊલટું માનતા હોય એ બનવાજોગ છે.

નેશનિયત યાને રાષ્ટ્રભાવના આપણી પ્રજાને સારુ સાવ નવી ચીજ છે. એ સંસ્કારનો વેલો હજુ આપણે ત્યાં ફાલ્યો નથી. નથી એનો પમરાટ ફેલાયો કે એના ફળનો સ્વાદ બિન્દુમાત્ર સૌનાં મોઢાં સુધી પહોંચ્યો. આમ આ ક્ષેત્રમાં પણ જવાહરલાલજીનો છે તેટલો ફાળો વિનોબાજીનો નથી એમ જ કહેવું પડે. કદાચ એ પણ સાચું હોય કે જવાહરલાલજીને આ દેશના દરેકે દરેક નાગરિકને અને બાળકને સુખી ને ખુશહાલ કરવાની જેટલી ધાઈ થઈ પડી છે તેટલી વિનોબાજીને નથી—કદાચ સમજપૂર્વક.

આ બધું છતાં કોણ જાણે કેમ, પણ જવાહરલાલજીની આ ધાઈ આપણા દિલની ભીતર કશીક ફફડાટ પેદા કરે છે, દહેશત ઉપજાવે છે. એમની આયોજિત ખુશહાલીથી દિલ બચવા કરે છે, જ્યારે વિનોબાજીની કાચબા સમી ધીમી ગતિ તરફ દિલ અનાયાસે ઝોક લે છે.

આવું કેમ થતું હશે એ જ્યારે મેં દિલભીતર ડુબકી મારીને તપાસ્યું ત્યારે જોયું કે જવાહરલાલજી દેશના દુઃખે વલોવાઈને મોટના માર્યા કરજ વહોરીને પણ આપણને વગર વિલંબે સુખી કરવા માગે છે, જ્યારે વિનોબાજી આપણને થોડાં દુઃખકષ્ટ–મુસીબત વચ્ચે ચાલુ રાખીને આસ્તેકદમ સુખી કરવા ઇચ્છે છે.

મારા મામા કહેતા 'આરતનો ખસમ આદમી, આદમીનો ખસમ ઉધાર.' ઉધાર એટલે કરજ. આ કહેવત જ્યારથી જવાહરલાલજીની કરજાઉ નીતિની વાત ચાલી છે ત્યારથી મારા કાનમાં ભણભણ્યા કરે છે. કરજના ગાળિયાથી મને હમેશાં ગભરાટ થાય છે. એ ગાળિયું ગાયભેંશના ગાળિયાં જેવું નથી. એ તો ફાંસીને લાકડે ભેરવેલો ફાંસો છે. ખીલાનું ગાળિયું ગાયભેંશ જોરનો આંચકો મારીને તોડાવી શકે, ફાંસીનો ફંદો તોડાવવા આંચકો મારવા જઈએ તો તરત મરણભેટ જ થાય!

કરજના દોરડાને ખેંચવું નથી પડતું. તેનું ગાળિયું પહેરનારને તે ઢીલું રાખવા સારુ જાતે જ માલિકને ઇશારે ચાલવું પડે છે. કાં કે દોરડું ઢીલું રહે એમાં આસાયેશ રહે છે. ખેંચાય ત્યારે દમ ભીંસાય છે. ઢીલાશ છે ત્યાં સુધી ગાળિયું પહેરવાવાળું માને છે કે માલિક (કરજ દેનારો) મારો હિતેશ્રી છે.

આપણા દેશના આજે કંઈક આવા જ હાલ છે. પ્રજા આજે કરજનું ગાળિયું ગળામાં પહેરીને પણ ઝટ સુખી થવા ઉત્સુક છે. તેથી જ જીવેપ્રાણે કરીને આપણે જવાહરલાલજીને ચાહીએ છીએ.

વિનોબાજી એથી ઊલટું કહે છે: ઓછું ખાઓ. ઓછું પહેરો. હાજતો ઓછી કરો. સાદું પહેરો ઓઢો. પગે ચાલો. મામુલી ઘરછાપરામાં પડી રહો. પણ ગળે ગાળિયું ન પહેરો; 'ખસમ' ઢૂંઢવા ન નીકળો. એમની વાતો કડવી છે. આજની પ્રેયવાદી પ્રજાને કેમ કરીને ગમે?

મને ગમે છે. સંભવ છે કે હું ભૂલ ખાતો હોઉં. પણ પેલી મામાવાળી કહેવતની ભણક મને છોડતી



પન્નાલાલ પટેલ

# બેઆબરૂની આબરૂ

એક સીધો સાદો છતાંય કેટલીય નરિયતો આપી જનારો પ્રસંગ આપણા કલમ-કસબીને હાથે કેવો આબાદ રીતે વાર્તામાં ગૂથાઈ જાય છે તેનો આ વાર્તા સબળ પુરાવો છે. કાલ્પનિક કરતાં આવા સત્યના રણકાવાળી વાર્તા જ્યારે કુશળ વાર્તાકાર રચે ત્યારે તેની વાચનીયતા એટલી જ મહત્ત્વવાળી હોય...

**આ**બરૂની મૂડી માનવીને કમાઈ આપે છે એ તો ઠીક પણ બેઆબરૂય માનવીને આમ કમાઈ આપતી હશે એ વાતની તો તે દિવસે મને પહેલી જ વાર ખબર પડી.

ઓતરા ચિતરાની ભરબપોરે હું ને ડી. કે. વાહનની રાહ જોતા એક ઝાડની નીચે ઊભા હતા. આમ તો જો કે અનેક વાહનો જતાં અને આવતાં હતાં. કોઈ ખાલી હતાં તો કોઈ વળી એકાદ બેસારૂને લીધે ખાલી જેવાં લાગતાં હતાં. પણ આ બધાં કંઈ પૈસાના બાપનાં ઓછાં હતાં કે ઊભાં રખાવાય! અલબત્ત ભાડાનાંય કોઈ કોઈ પસાર તો થતાં હતાં પણ ભરેલાં.

દરમિયાન—કોણ જાણે ડી. કે. શું વિચારતો હતો એ તો—પણ હું તો સૃષ્ટિના આ ચલચિત્રને જોતો આમ જ વિચારી રહ્યો હતો: 'કોણ આ બધાને વ્યવસ્થિત રીતે ચલાવી રહ્યું છે?...શું કામ આ બધી દોડધામ થઈ રહી છે?...આ પેલી ભિખારણને કોણ જીવાડી રહ્યું છે; કોણ એને રોજનું પેટિયું બરાબરનું આપી રહ્યું છે?...તો આ, આજે જ ખરીદી હોય એવી સુંદર મોટરમાં પાછળની સીટ ઉપર બની ઠનીને બેઠેલી સ્ત્રી આ ભર બપોરે ક્યાં જઈ રહી હશે!'...

ત્યાં તો ગંદાં કપડાં પહેરેલો એક બાર ચૌદ વર્ષનો છોકરો અમારી સામે આવી ઊભો રહ્યો આજુ-બાજુમાં લાંબી એક નજર દોડાવતાં એણે ચડ્ડીના ખિસ્સામાંથી હાથ બહાર કાઢ્યો અમારી વચ્ચે એક પેન ધરતાં પૂછ્યું: 'લેવી છે સાહેબ?'

અલબત્ત લેવાદેવાની બાબતમાં મારા કરતાં ડી. કે.ને વધારે સમજ એટલે સ્વાભાવિક રીતે જ મેં ડી કે. સામે જોયું. ને ડી. કે.એ, પેન હાથમાં લેતાં છોક-રાને પૂછ્યું: 'છારાનો છોકરો છે?'

જો કે મને એ છારા જેવો નો'તો લાગતો પણ ત્યાં તો એ છોકરાએ ડોકું હલાવી હા પાડી. ને વળી પાછી એણે ડાબા જમણી એ સડક ઉપર લાંબી નજર નાખી લીધી.

'શું લઈશ?' ડી. કે.એ પેન ઉપરની સોનેરી ખોલી કાઢી નીબ ઉપરનું લખાણ વાંચતાં પૂછ્યું.

'તમે કો', શું આપશો સાહેબ?'

ડી. કે.એ હથેળી ઉપર લખી જોતાં વળી કહ્યું: 'બોલ તું, આપવી હોય તો.'

---

નથી. એ તો દિલ્હીને જવાહરલાલ-વાળી વાતથી બચવા અને વિનો-બાજીની વાત તરફ જ ઝૂકવા ફરજ પાડે છે.

મતલબ કે દુઃખકષ્ટને અપનાવીએ, ને સુખથી મોં ફેરવીએ. બીજું શું થાય! જવાહરલાલજીએ પોતે જિંદગીભર સુખથી મોં મોડ્યું, હજારો લાખોએ જિંદગીનાં સુખ-ચેનની હોળીઓ કરી, ત્યારે જ આઝાદી આવી એ મેં જિંદગી-ભર સગી આંખે જોયું.

દાંત સાફ રાખવા મસી ઘસવી પડે છે. વાસણને ઊજળાં રાખવા રાખમાટી ઘસીને માંજવાં પડે છે. આર્થિક આઝાદી મેળવવા સારુ પણ હજુ વધુ મરજિયાત ગરીબી સ્વીકારવી પડશે. આપણા નૌજવાનો આ કરશે? નીકર પછી

આજનો લ્હાવો લીજિયે
કાલ કોણે દીઠી છે?

ભલે. પણ એ આવતી કાલ ઊગશે ત્યારે તમારાં સંતાનો અન્ન અન્ન કરતાં હાથપગ ઘસી ઘસીને મરશે!







મેં ટાપસી પૂરાવી : 'બોલી નાખ ને. તારે ક્યાં સુધીમાં આપવી છે ?' મને પણ પેન બહુ ગમી ગઈ હતી. કોઈ સારી બનાવટની હોય તેમ લાગતું હતું. બહુ વપરાયેલી પણ નો'તી લાગતી.

'દસ રૂપિયા લઈશ સાહેબ.' પેલાએ કહી નાખ્યું. સાથે જ પેન પાછી લેવી હોય તેમ હાથ સહેજ લાંબો કર્યો.

'ક્યાંથી લાવ્યો છે ?' ડી. કે.એ પૂછવા ખાતર જ પૂછ્યું. બાકી મારા કરતાં એ વધારે સારી પેઠે જાણતો હતો કે આ છારાના છોકરા આવી વસ્તુઓ ક્યાંથી લાવતા હોય છે.

તો છોકરાએય ચલણી સિક્કા સરખો જવાબ આપ્યો : 'જડી છે સાહેબ !'

'દસ બસ કંઈ નહિ, આપવી હોય તો ખરી વાત બોલી નાખ.' કહી ડી. કે.એ પેન બંધ કરી એ છોકરા સામે ધરી.

છોકરો, આમેય જાણે ઉતાવળમાં તો હતો જ. બોલ્યો : 'સાત આપજો સાહેબ.' ને વળી પાછો આ પેન પાછળ જાણે પોલીસ પડ્યો હોય તેમ જોવા લાગ્યો.

'સાત-બાત કંઈ નહિ, પાંચ આપીશ. બોલ આપવી છે ?' કહેતાં ડી. કે.એ હકારની ખાતરી હોય તેમ પાકીટ કાઢવા ખિસ્સામાં હાથ નાખ્યો.

જો કે મને તો હતું કે ડી. કે.એ વધારે પૈસા કહી નાખ્યા. પણ બીજી બાજુ આ પેન ભારે કિંમતની હશે એ વાતની પણ મનની અંદર એટલી જ પ્રતીતિ થઈ.

અને મેં જોયું તો આ છોકરો સાડાછથી છ ને પાંચ વગેરે આંકડા ઊતરતો ડી. કે.એ ધરેલી પાંચની નોટ લેતાંકને પલાયન થઈ ગયો.

મેં ડી. કે.ના હાથમાંથી એ સુંદર પેન લેતાં પૂછ્યું: 'કઈ જાત છે ?' ને પેન ઉપરના She...એટલા અક્ષરો જોતાં જ હું બોલી પડ્યો : 'શેફર્સ લાગે છે !'

ડી. કે.એ ડોકું હલાવી હા પાડી, ઉમેર્યું : 'ઊંચી જાતમાં લાગે છે.'

મેં પણ એ પેન વડે હાથ ઉપર લીટા કરી જોયા. ડી. કે.ને પાછી આપતાં પૂછ્યું: 'હશે પચ્ચીસેકની ?'

'એથીય કાં તો વધારે.' ડી. કે.એ ખિસ્સામાં મૂકતાં કહ્યું.

થોડીક વાર થઈ ને રીક્ષા મળી. બેસીને અમે શહેરમાં ઊપડ્યા.

પણ મેં જોયું તો ડી. કે.ને પેલી પેન બદલ કંઈ આનંદ નો'તો થતો. કારણ પૂછતાં સમજાયું કે ઉલટાનું એને દુઃખ થતું હતું. એણે કહ્યું : 'ના ના, ચોરીનો માલ ખરીદવા બદલ તો ઠીક પણ મને થાય છે કે આપણે એને ગરજવાન સમજીને આટલી કિંમતમાં પડાવી લેવા સરખું તો નથી કર્યું ?'

'તો પછી તારે એને મોં માગી કિંમત આપી દેવી હતી.' મેં કહ્યું.

'હા પણ આ પેન તથા ઘડિયાળ જેવી ચીજોની લેવડદેવડ એ બ્લાઇન્ડ બીઝનેસ—આંધળો ધંધો છે. બાકી મને જો ખબર હોત કે આ અમુક રકમની છે તો એટલા આપવામાં આપણને હરકત ન હતી—પેન પાછી નવી છે.'

'તો તો પછી જ્યાં સુધી આપણને ખબર નથી ત્યાં સુધી અફસોસ કરવો પણ નકામો છે. તેમાંય આ છોકરાને તો વિના પરસેવો પાડે પાંચ રૂપિયા મળી ગયા છે.'

ડી. કે.ની વિચારસરણી કેટલીક વાર મને વિચિત્ર સરખી લાગ્યા કરતી. અહીં પણ એણે એવી જ જાતની વાત કરી : 'આપણે એ રીતે વિચારવું એ બરાબર નથી. એણે શું કર્યું ને ક્યાંથી લાવ્યા એ બધી પંચાત આપણે શું કામ કરવી ? આપણે તો આ પેનની લેવડદેવડમાં આપણા વિષે જ વિચારવું જોઈએ.'



'પણ એનોય હવે શો અર્થ છે?' મેં કહ્યું. ડી. કે.ને પણ મારી સલાહ ઠીક લાગી: '' એ વાત તારી સાચી છે ને છતાંય મને થયા કરે છે કે'—દરમિયાન અમે ત્રણ દરવાજે આવી પહોંચ્યા હતા. હું વચ્ચે જ બોલી ઊઠ્યો: 'તો ચાલ આપણે આ કેટલાની પેન છે એની ખાતરી કરી લઈએ.'

અને અમે રીક્ષાને છૂટી કરી એક પેનવાળાની દુકાનમાં ગયા. ડી. કે.એ શેફર્સની પેનો કઢાવી. ઊંચામાં ઊંચી જાતથી માંડીને સસ્તી બનાવટો ઉપર પણ અમે એક નજર ફેરવી ગયા પણ પેલી પેનને મળતી એક પણ પેન ન નીકળી.

કોણ જાણે કે એ તો પેલી સસ્તી બનાવટ છતાંય પેનોની એવડી બધી સુંદરતા જોઈને કે ગમે તેમ પણ મને વહેમ પડ્યો: કે પછી ડી. કે.ને પેલો છોકરો છેતરી ગયો છે? પણ આવી બાબતોમાં ડી. કે.નો અનુભવ એટલો બધો વિશાળ હતો કે એને પૂછવાની હું હિંમત જ ન કરી શક્યો.

ત્યાં તો આ જ મતલબની ડી. કે.એ રસ્તામાં મને વાત કરી: 'જો આ શેફર્સ આજે આવી મળી છે એવું જ એકવાર મને સેન્ડો ઘડિયાળ એક છોરા પાસેથી મળ્યું હતું.'

'કેટલામાં?'

'ધાર્યું હોત તો પાંચમાં જ પતી જાત પણ હું સેન્ડોની કિંમત જાણતો હતો. એટલે એને બજાર ભાવ કરતાં પાંચ રૂપિયા ઓછા આપેલા.'

'એટલે?'

'એટલે કે સેન્ડોનો એ વખતે પચીસની આસપાસ ભાવ હતો, મેં એને વીસ આપ્યા.'

'પેલો તો ખુશ થઈ ગયો હશે!'

'અરે ખુશ તો ત્યાં સુધી કે મને એ કાયમનો ઘરાક બનાવવા તત્પર થઈ ગયેલો.'

'પછી?'

'પણ આપણે કંઈ ઓછો ધંધો કરીએ છીએ! આ તો એ વખતે મારા એક મિત્રના કાંડામાં ઘડિયાળ ન હતું કે—ને આ વખતે—'

મારાથી વચ્ચે બોલ્યા વગર ન રહેવાયું: 'તોય ઠીક ચોરીનો માલ ખરીદનાર'—

ડી. કે.એ વચ્ચે બોલી મારા હાસ્યમાં જાણે પથ્થર નાખ્યો: 'પણ મેં એવું કર્યું હોય તો ને? સેન્ડો મારી પાસે રાખ્યું ને મારું હતું એ પેલા મિત્રને ભેટમાં આપ્યું.'

હું સહેજ ઝંખવાણો પડી ગયો! ઓછું હોય તેમ એણે ઉમેર્યું: 'ને આય જો સારું કામ આપતી હશે તો એને મારી પાસે રાખીશ ને નહિ તો ય મારે તને એક સારી પેન ભેટ તો આપવી જ છે. એટલે મારાવાળી પારકર હું તને આપીશ.'

આ વખતે તો હું સાચે જ લજવાઈ રહ્યો! ખાસ તો આ માણસને હું હજી બરાબરનો ઓળખી શક્યો નો'તો માટે—

છતાંય મનને જાણે શંકા કરવાની ટેવ હોય તેમ વાંધા હું ઊઠાવતો જ રહ્યો: 'પણ તો તારે જ્યાં પૂરેપૂરી કિંમત જ આપવી છે પછી આવી પંચાતમાં પડવાનું કંઈ કારણ?'

ડી. કે. સહેજ ગૂંચવાયો: 'કારણ તો બીજું કંઈ નહિ પણ આપણે જો જરૂર હોય ને આવી વસ્તુ આવી મળતી હોય તો એને બિચારાને કોઈ છેતરી ખાય એના કરતાં બહેતર છે કે આપણે જ એને વ્યાજબી કિંમત આપી લઈ લઈએ.'—

ગમે તેમ પણ આ પછી હું સંપૂર્ણપણે પામી ગયો કે ડી. કે.ને આ ગરીબ લોકો માટે પૂરેપૂરો સમભાવ છે ને એટલે જ એ, એ લોકોની ચોર વૃત્તિનેય આમ ઉદાર નજરે જોતો હમેશાં એક જ જાતનો બચાવ કરે છે: 'લગભગ દરેક માનવી એક યા બીજી રીતે ચોરવૃત્તિ ધરાવતો હોય છે. ને તેમાંય આ વર્ગ તો જીવવા માટે જ ચોરી કરી રહ્યો છે.'





અલબત્ત દરેક વખતની જેમ આ વખતેય મેં દલીલ તો ચાલુ જ રાખી: 'પણ આથી તો એ લોકને ચોરી કરવાનું ઊલટું પ્રોત્સાહન જ મલ્યા કરે ને?' વગેરે, બાકી અંતરથી તો હું ડી. કે.ના આ સમભાવને આજે વંદી જ રહ્યો હતો.

એટલામાં—ભગવાન જાણે કે એ તો અમારામાંથી એકાદની નજર પડવાથી કે ગમે તેમ, પણ સામેથી આવતો એક ફેરિયો અમારો રસ્તો રોકતોકને ઊભો રહી ગયો: 'બોલો સાહેબ, છે વિચાર?' અને એક હાથમાં કળાત્મક રીતે પકડી રાખેલી એ જાત જાતની પેનો અમને દેખાડવા ગયો.

પણ ત્યાં તો ઘડી પહેલાં લીધી હતી એ જ જાતની પેન ઉપર ડી. કે.ની નજર પડી. હાથમાં લેતાં પૂછ્યું: 'શી કિંમત છે આની?'

'કિંમતની વાત પછી સાહેબ, એક વખત આપને એ પસંદ પડે છે કે નહિ એ જુઓ...શેફર્સને ટક્કર લગાવે એવી જ આ નવી કંપની નીકળી છે...ને ખૂબી તો એ છે સાહેબ કે એણે ઘણા જ સસ્તા ભાવે બજારમાં પોતાનો માલ મૂકયો છે, ખાસ કરીને શેફર્સની કોમ્પીટિશન કરી બજાર ઊભું કરવા.'

પણ મેં જોયું તો, આ પેનને અંદર બહારથી જોતો ડી. કે. ખોળી ઉપરનું નામ વાંચતાં તો મધુરું મલકી રહ્યો હતો કે—મને એણે એ નામ વંચાવ્યું:

'વાંચ બરાબર: એસ એચ ઈ પી ઈ આર!'

'હા પણ એ તો મેં આપને પહેલેથી જ કહ્યું ને સાહેબ કે શેફર્સની હરીફાઈમાં જ આ કંપની—'

મેં ફેરિયાની વચ્ચે પડી ડી. કે.ને કહ્યું: 'પણ તું ખાતરી તો કરી જો, એ તો સાચે જ આપણી આંખોએ દગો—'

'આંખોએ નહિ પણ પોતાને સંત તરીકે લેખ્યા કરતા આપણા મને જ આ બધો ગોટાળો કરી નાખ્યો છે. હવે તો સોએ સો ટકા ખાતરી છે કે એ આજ'—

ને એણે ફેરિયાને પાછી આપવા જતાં પૂછ્યું: 'એક જ વાત કરી દે, કેટલાની છે આ?'

'એક જ વાત સાહેબ—આમ તો જો કે મેં પાંચ પાંચમાં વેચી છે પણ આપને હું ત્રણમાં આપીશ!'

'લે, હજીય તું સાચું નથી બોલતો.'

'તો તમે બોલો, કેટલામાં લેવી છે!' ફેરિયાએ પોતાના હાથમાં થમાવેલી પેન પગ ઉપાડી ચૂકેલા ડી. કે. સામે ફરી ધરતાં પૂછ્યું.

પણ અમારે તો એની છેલ્લી કિંમત જ જાણવી હતી. પગ ઉપાડતાં મેં કહ્યું: 'આઠ આના.'

ડી. કે.એ મને ધીમેથી કહ્યું:
'આપે તો નવાઈ નહિ હોં કે'—

ને સાચે જ અમારી પાછળ પડી પગલે પગલે પાવલી ઊતરતાં ફેરિયો દસમે ડગલે તો આઠ આને આવતોકને ઊભો રહી ગયો: 'અરે આઠ આના લો...લેવી છે કે મશ્કરી કરવી છે શેઠ?'

ને છતાંય અમને ચાલ્યા જતા જોઈ થંભી ઊભેલો ફેરિયો ચિત્રવિચિત્ર બબડી રહ્યો: 'અરે આઠ આનામાં તો એક હોલ્ડર નથી મળતું મિસ્ટર! મફતમાં દઈ દો તો ઠીક કેમ? શી લોકોની પડાવી લેવાની દાનત છે જો!' આ ફેરિયાને જવાબ આપવાનું મને મન તો થયું પણ અત્યારે મારા વિચારો ખાસ કરીને બે ડગલાં આગળ ચાલતા ડી. કે. તરફ વળેલા હતા. અનેક વિચાર આવી ગયા: 'ચોર લોકોની દયા ખાધા કરતો 'તો તે ઠીક આ લપડાક પડી!...પોતાની હોંશિયારીમાં માણસ જ્યારે વીલો પડી જાય છે ત્યારે...'

પણ અંતમાં તો મને ડી. કે.ને દિલાસો દેવાની લાગણી જ ઊભરાઈ આવી. અલબત્ત એનું પડેલું મોં જોવાની મને ખાસ હિંમત તો ન પડી ને એટલે જ મેં જાણે પ્રાસ્તાવિક વાત કરતો હોઉં એ રીતે કહ્યું: 'ખરેખર જગતમાં કેવા એક એકથી ચાલાક ઠગ ભર્યા છે! સામાને જાણે યેનકેન પ્રકારે બસ છેતરી જ લઈએ!'



'એટલે જ તો આપણને આપણા માટે ભગવાન પ્રત્યે કૃતજ્ઞતા વ્યક્ત કરવાનું મન થઈ આવે છે ને દોસ્ત.' ડી. કે.એ મારી સામે જોતાં કહ્યું. મને કંઈ સમજ ન પડી, એ કયા અર્થમાં બોલે છે. એની સિકલ પણ કોઈ ઘા ખાઈ બેઠેલા માનવીની નહિ પણ સહજ રીતે ઘા ચૂકાવી ગયેલા માનવી સરખી હળવી ને આનંદભરી હતી.

અને હું પેલા ચોર અને લબાડ લોકો પ્રત્યેના ગુસ્સામય નવાઈભરી રીતે ડી. કે. તરફ તાકતો બોલી પડ્યો: 'તુંય ઠીક ભાઈ! એક તો છેતરાયા ને ઉપરથી પાછા ભગવાન પ્રત્યે કૃતજ્ઞતા'—

ડી. કે. કોઈ બાળક તરફ હસતો હોય એવું હાસ્ય કરતાં વચ્ચે બોલ્યો: 'એટલે જ તો આપણને આ વાતનો સંતોષ છે કે જાણે અજાણેય આપણે પેલા છોકરાને નથી છેતર્યો'—

પણ હજુય હું થોડોક ગુસ્સામાં હતો: 'પણ એ છોકરો તો આપણને'—

ડી. કે. મરક મરક આનંદ સાથે વળી વચ્ચે બોલ્યો: 'પણ એ તો હમણાં જ તેં કહ્યું કે લગભગ આખુંય જગત એકબીજાને છેતરી રહ્યું છે પછી શું જ કે' જગતમાં ચાલી રહેલી આ છેતરપીંડીમાં આપણને, અપવાદરૂપ રહી શકીએ તો એનાથી મોટો આનંદ બીજો કયો હોઈ શકે!'

અને એ તો મારી સિકલ હજુય તંગ હતી એ જોઈને કે ગમે તેમ જાણે ગુરુમંત્ર ઉચ્ચારતો હોય તેમ ડી. કે.એ પ્રફુલ્લવદને ઉમેર્યું: 'આપણો તો એક આટલો જ હિસાબ છે: છેતરાયા છીએ, કોઈને કંઈ છેતર્યો તો નથી ને!'

જો કે આ છેતરાવું એનેય ડી. કે. બુદ્ધિની મર્યાદા તો લેખતો જ હતો.

ને એટલે જ અમે બેય, કોણ કોને કેવી રીતે છેતરી ગયું એવું વગેરે શોધતા શોધતા મનની પેલી ભૂલભૂલામણી ભટકી રહ્યા કે જ્યાં છારો, સેન્ડો ઘડિયાળ તથા શેફર્સ પેન સાથે ઘણું બધું બેઆબરૂની આબરૂ બની ગૂંચવાઈ રહ્યું હતું.

★

ડાહ્યાભાઈ પટેલ

## માલણ

માલણ હું ગજરા વહેંચન્તી રાજ....માલણ હું.
મારા ગજરામાં મેં તો ફૂલડાં જ્યાં ગૂંથીયાં,
કોઈક ઘેલા મધુકરે, આવી ત્યાં તો ચૂંથીયાં.
ગભરાતાં એહને ઉડાડતી હો રાજ....માલણ હું.

મોગરો, ગુલાબ, ચંપો, ચમેલી માલતી
શોભે શી ચાલ મારી પરિમલ ઉડાડતી
ઠુમક ઠુમક વહેંચવાને ચાલતી હો રાજ. માલણ હું.

ચાલી હું દિવ્ય એક મંદિરિયે દેવના,
હર્ષ મારા મીઠડા હૈયામાં માય ના,
દેવ કંઠ માલ હું સાજની હો રાજ....માલણ હું.

મૂલ્ય મારી માલનાં દેવ મને પૂછતો
સ્નેહીને પ્રેમના દરિયે નવરાવતો
હૈયે હંમેશ રહો માગતી હો રાજ....માલણ હું.

★

મહેકતું જીવન જો આમ જ કરમાઈ જવાનું હોય તો તે કેવી નિરાશાના ઘોર વાદળમાં ઘેરાઈ જાય! પરંતુ મીનાની દૃષ્ટિ વિશાળ હતી. પોતાની કંઈક ભૂલ હશે તેમ માની આગળ ડગ ભરવા માંડી. અને સાથે જ એક દિવસ તેણે જોયું કે પતિથી માંડીને નાના બાળકના નિરનિરાળા મગજને તે પોતાનાં કરી શકી છે.

કોઈ પણ નાની મોટી વ્યક્તિને મહાત કરવી તે સહેલી વસ્તુ નથી. એની પાછળ કેટલું ઘસાવું પડે—કેટલું સહન કરવું પડે! પણ પોતે સાચે રસ્તે જઈ રહી છે એવું સતત ભાન એના હૃદયમાં હતું અને એટલે જ તેના બળથી નિરાશાને ધકેલીને આશાના માર્ગે દોડી રહી હતી. તેનું ધ્યેય એક જ હતું 'કંઈ સાપણો નિરાશામાં અમર આશા છુપાયેલી છે.' એને ખાતરી હતી કે 'જો હું સાચી હોઈશ, મારા મનમાં દ્વેષ કે ખોટી ભાવના નહિ હોય તો જરૂર હું મારા કુટુંબને વ્યવસ્થિત કરી શકીશ'

તેની જિંદગીમાં અધૂરા રહેલા ભણવાના કોડ તે પૂરા કરવા મથી રહી છે અને પોતાની માફક બાળકોના એ કોડ અધૂરા ન રહી જાય તેને માટે સતત જાગૃત છે. આદર્શ ગૃહિણી બની બાળકોમાં ઉચ્ચ સંસ્કાર રેડવા મથી રહેલી મીના એક દિવસ એ મત ઉપર આવી કે રસોયાની જરૂર શી છે! એક તો રસોયો પગાર આપીને રાખવો અને ઉપરથી આપણી પરવશતા. કોઈ વાર એ ન હોય ત્યારે આકરું લાગે. તેના કરતાં જાતે કરવું વધુ યોગ્ય અને બગાડ થતો બંધ થાય. એમ વિચારી રસોયાને રજા આપી. પોતાનું જ કુટુંબ—ઘર છે એ ભાવના જાગૃત થઈ અને તેને વ્યવસ્થિત બનાવવા માટે તૈયારી કરી રહી. આજે બાળકો મોટાં થયાં છે, પોતાની જવાબદારી સમજે છે. અને ઘરને વ્યવસ્થિત રાખવામાં મોટો ફાળો આપે છે.

છોકરી નાની હોય છે ત્યારથી તેનામાં ગૃહશણગારની વૃત્તિ રહેલી હોય છે. સમજણી થાય અને બહાર બીજી બેનપણીઓના સહવાસમાં આવે એટલે ધીરે ધીરે તે નવું જોતા માંડે છે. પોતાના ઘરમાં, અરે, ખુદ પોતાનામાં કંઈ ખામી રહેલી છે તે સમજવા પ્રયત્ન કરે છે, અને પોતાને ઘેર કેમ સ્વચ્છતા, સુઘડતા જળવાય, ઘરની દરેક વ્યક્તિને, પછી તે નાની હોય કે મોટી, વ્યવસ્થિત બને તે માટે વિચારીને પોતાના સૂચનો રજૂ કરે છે. અને આમ મા-દીકરી સંયુક્તપણે નિયમો ઘડી કાઢી વ્યવસ્થા જાળવી શકવા મદદગાર નીવડ્યાં. આવે વખતે મીનાબહેનનો સ્વતંત્ર મીજાજ ઘણો મદદરૂપ થાય છે, કેટલીક વસ્તુ તે બિલકુલ ચલાવી લેવા તૈયાર નથી થતાં. અને એટલે જ ઘરની બેદરકારી તે દૂર કરી જ શક્યાં છે. એટલું જ નહિ પણ ઘરની દરેક વ્યક્તિને પોતાની બનાવી શક્યાં છે.

મીનાબહેનને ધીરજ રાખવી પડી, સહનશીલતા કેળવવી પડી, બાળકબુદ્ધિ ઉપર તે ક્યારેય છંછેડાયાં નથી. મનમાં ક્યારેક ખૂબ દુઃખી થતાં કારણ ન સાંકળેલાં વેણ પણ એમણે સાંભળ્યાં છે. બાળકો, સંતાપના અભાવે તેમને મળતા પ્રેમનું વહેતું ઝરણું બંધ થયું ત્યારથી હમેશ અસંતાપી અને દ્વેષી થઈ ગયાં હતાં.

મીનાબહેનને માટે આ બધું દયાજનક હતું. તેમની કલ્પના બહાર હતું. પરંતુ તે તો ગમે તેવું ભયંકર સ્વરૂપ હોય તો પણ તેના સામનો કરવા તૈયાર હતાં. અને એટલે જ તેમની ધીરજનાં મીઠાં ફળ તે ચાખી શક્યાં. કોડભરેલાં મીનાબહેન ઘરની અંદર મન દઈને કામ કરી શક્યાં. અને આજે તેમના ઘરમાં વ્યવસ્થા નિયમીતતા અને સ્વચ્છતા જોતાં ખરેખર આપણને એમ થાય કે કેવા સુંદર રીતે એકવખતના અલગ જીવો પ્રેમથી—વાત્સલ્ય-પ્રેમથી એક થઈને નાચી રહ્યાં છે! મોટી દીકરી એટલું સમજી શકી છે કે મને જેવા કોડ જાગે તેવાં બીજાને કેમ ન જાગે! બા પણ કંઈ એવા મોટાં નથી થઈ ગયાં કે એમને જીવનમાં કોઈ કોડ હોય જ નહિ! તે સારો સહકાર આપે છે. તેમની કેટલીક અગવડતા પણ હોંશે સાચવે છે અને મીનાબેન હર્ષઘેલાં થઈ ઘરની પ્રગતિ સાધી રહ્યાં છે.

*

ડૉ. સુમન્ત મહેતા

# સાધુઓ કે ભિખારીઓ ?

કોઈપણ દેશમાં નહિ હોય તેવો મોટો પ્રશ્ન આપણા દેશમાં સાધુઓ અને ભિખારીઓનો છે. ગુજરાતના જાણીતા અને પીઢ વિચારક અહીં જે પ્રશ્નની છણાવટ કરે છે તે પ્રત્યેક ભારતવાસીએ વિચારવા જેવા તો છે જ......

'બૌદ્ધ સાહિત્યનું પ્રકાશન, બૌદ્ધ શિક્ષણ સંસ્થાઓની સ્થાપના, તથા રાષ્ટ્રિય પ્રધાન મંડળનું સત્તા પર આવવું, આ બધાં કારણોને લીધે સિલોનની જનતામાં બૌદ્ધ સંસ્કૃતિનું પુનર્જીવન થવા લાગ્યું. ભિક્ષુસંઘનું સંગઠન પણ કરવામાં આવ્યું. ભિક્ષુઓના 'રજીસ્ટ્રેશન' તેમજ શિક્ષણસંસ્થાઓની વ્યવસ્થા ઉપર નજર રાખવા માટે સરકાર તરફથી એક સમિતિ (ભિક્ષુઓ સાથેની) ઉમેદવારોની પરીક્ષા લે, તેમના શિક્ષણક્રમનું આયોજન કરે તે માટે નિમાઈ, તેથી અસ્તવ્યસ્ત બૌદ્ધ વિહારોમાં એકસૂત્રતા આવી. સિલોનની યુનિવર્સિટીમાં અધ્યયન કરવાની સગવડ ભિક્ષુઓને પણ મળી. આજે ભિક્ષુઓ મોટી સંખ્યામાં ઉચ્ચ શિક્ષણનો લાભ લઈ રહ્યા છે, કદાચ ભારતમાં આવો સંગઠિત પ્રયત્ન કોઈ પણ ધર્મમાં થયો નથી.'

ઉપરનાં વાક્યો મેં બનારસ યુનિવર્સિટીના વિદ્વાન પ્રોફેસર પદ્મનાભ જૈની (એમ. એ.), જેમણે સિલોનમાં બે વર્ષ ગાળી આવ્યા પછી 'સિલોનમાં બે વર્ષ' નામનું પુસ્તક હિંદીમાં લખેલું તેમાંથી ટાંક્યા છે. પ્રો. જૈનીએ સિલોનના સૌથી ઉત્તમ વિદ્વાન ભિક્ષુ પ્રિયરત્ન મહાનાયક સ્થવિર પાસે રહીને બૌદ્ધ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો, અને ગુરુવર્યની સાથે હરતાફરતા અને રહેતા હતા.

હવે આપણે સાધુઓને વિશે શું વ્યવસ્થા આપણા દેશમાં છે તે તપાસી જઈએ.

આપણા દેશમાં બાવન લાખ સાધુઓ અને ભિખારીઓ છે એમ કહેવાય છે. દલીલની ખાતર આપણે માની લઈએ કે આ સંખ્યા ખોટી છે અને આ બધાં સાધુ નથી,—જો કે એક મહત્ત્વની હકીકત તો સ્વીકારવી જ પડશે કે આ બાવન લાખ માણસોમાંથી ૯૯ ટકાથી વધારે મોટી સંખ્યાનાં મનુષ્યો જનસમાજને ઉપયોગી થયા વિના સમાજના ખર્ચે જીવે છે. અર્થાત સમાજને ભારરૂપ અને ત્રાસરૂપ છે. દર દસ વર્ષે વસતિગણતરી થાય છે તેના હેવાલમાંથી આપણને સાધુઓ વિષે કોઈ પણ જાતની ઉપયોગી હકીકતો મળતી નથી. ૧૯૬૧ની ગણતરી પછી મળશે. કેટલાક શિક્ષિત અને વિચારશીલ સાધુઓ કહે છે કે ભારત દેશમાં ઓછામાં ઓછા પાંચ લાખ સાધુઓ તો હશે જ. હવે, આ સાધુઓને ત્રણ વિભાગમાં વહેંચી શકાય (૧) શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ કર્યો હોય અને ગુરુઓની મદદથી જેમને ઈશ્વરપ્રાપ્તિ અથવા જીવનદર્શન થયું હોય તેવા સાધુઓ, (૨) સાધુઓ કે જેમનો અભ્યાસ બહુ ઊંડો ન હોય પણ જેમણે યમનિયમોના પાલનને લીધે પોતાનું ચારિત્ર્ય વિશુદ્ધ બનાવ્યું હોય તેવા, અને (૩) મોટી સંખ્યાના સાધુઓ કે જેમનામાં નથી વૈરાગ્ય, નથી વિદ્વત્તા, અને નથી શુદ્ધ ચારિત્ર્યનું તેજ.

આ ત્રીજા વર્ગને આપણે ભિખારી કહીશું. વખતે એવા સાધુઓ બદમાશો પણ હશે, કોઈ (અત્યંત થોડા) ત્રાસરૂપ નહીં પણ માત્ર ભારરૂપ જ હશે. જેવા હશે તેવા પણ આ ત્રીજા વર્ગને કેવળ ભિખારી કહેવાના છે, અને સમાજ આ વર્ગને પોષે નહીં એવી તજવીજ સરકારે કરવાની છે.

પણ સમાજ શી રીતે જાણી શકે કે અમુક સાધુ ભણેલો અને ઉપયોગી છે, અને કયો નથી ?

જે માણસોએ વિદ્યા પ્રાપ્ત કરી છે તેમને પ્રમાણિત યુનિવર્સિટીઓ, કે પાઠશાળાઓ કે એવી રજીસ્ટર્ડ સંસ્થાઓ પ્રમાણપત્રો આપે છે. જે લોકો દાક્તરી કે વૈદું વગેરે કરે છે તેમને અમુક અભ્યાસ કરવો પડે છે, અમુક પ્રમાણપત્રો લેવાનાં હોય છે અને દરેકને



રજીસ્ટર થવું પડે છે. તેવી જ રીતે વકીલાત, ઇજનેરી કામ, એનીનિષ્ણાત, વેપાર ઉદ્યોગના જાણકાર, શિક્ષકો આ બધા વર્ગોને અમુક ચોક્કસ અભ્યાસ કરીને પ્રમાણપત્રો મેળવવાં પડે છે.

હિંદી જનસમાજ ઇચ્છે છે કે સાધુઓએ પણ અમુક અભ્યાસ કરેલો હોવો જ જોઈએ, અને તેમનાં નામ રજીસ્ટર થવાં જોઈએ. આશરે આઠેક વર્ષ પહેલાં ગુજરાતમાં સાધુઓ એકઠા થયા હતા અને તેમણે સર્વાનુમતે 'મહાગુજરાત સાધુમંડળ'ની સ્થાપના કરી. આ મંડળમાં થોડા સાધુઓ એવા વિદ્વાન અને સમાજના હિતનું ચિંતન કરનારા છે કે જેમને માટે સૌ કોઈને માન ઉપજે. આ મંડળે મુંબઈ સરકારને તથા મધ્યસ્થ સરકારને વિનંતી કરેલી કે :—

(૧) વસતિગણતરી વખતે સાધુઓની સંખ્યા અસાધુથી જુદી પાડવામાં આવે.

(૨) આ સાધુઓનાં મંદિરો તથા મઠોનો વહીવટ એક મિશ્ર સમિતિ (જેમાં અનુભવી સાધુઓ તથા ગૃહસ્થીઓ હોય) કરે. સાધુઓના શિક્ષણ, પરીક્ષણ, રજીસ્ટ્રેશનનું કામ પણ કરે. આ સમિતિનો પ્રમુખ કોઈ ઉચ્ચ ચારિત્ર્યનો અનુભવી ન્યાયાધીશ હોય.

આ હેતુ પાર પાડવા માટે મહાગુજરાત સાધુમંડળના મંત્રી વગેરે દિલ્હીમાં રાષ્ટ્રપતિ, ઉપરાષ્ટ્રપતિ, થોડા પ્રધાનો વગેરેને પણ મળ્યા હતા.

મારે એ બાબત પર લક્ષ દોરવું છે કે સાધુઓનું રજીસ્ટ્રેશન થાય એમ સામાન્ય નાગરિકો પણ ઇચ્છે છે અને એક સાધુમંડળ પણ ઇચ્છે છે.

તે છતાં જ્યારે થોડા દિવસો પહેલાં લોકસભામાં સાધુઓના રજીસ્ટ્રેશન માટે એક બિલ ખાનગી સભ્યે રજૂ કર્યું ત્યારે આપણી હાલની સરકારે તેનો વિરોધ કર્યો. અને એક લૂલી દલીલ કરી કે સાચા સાધુઓ અને ખોટા સાધુઓને જુદા પાડવાનું કામ અત્યંત અઘરું અથવા અશક્ય છે.

આ બાબતમાં પણ મહાગુજરાત સાધુમંડળે સૂચવ્યું છે કે (૧) જે સાધુએ કોઈ પણ સંપ્રદાયના સાધુસમૂહના મુખ્ય સાધુ પાસે અભ્યાસ કરીને (કે લાયકાત મેળવીને) રીતસરની દીક્ષા લીધી હોય, તેમનાં નામ જ સરકાર રજીસ્ટર કરે. દીક્ષા આપતી વેળા એ સાધુ સંપ્રદાયે નવા સાધુનું નામ નોંધી રાખવું જોઈએ.

(૨) સાચો સાધુ તો વૈરાગ્યથી સમાજ છોડે છે તેથી કોઈ સાધુ ગૃહસ્થી હોઈ શકે નહીં.

અને (૩) સાધુ ધનસંચય કરે નહીં, કોઈ પણ માલમિલકત તેના નામ પર ચડે નહીં. જેમ બૌદ્ધ અને જૈનધર્મમાં મંદિરો તથા મઠોનો વહીવટ એ સંપ્રદાયના ગૃહસ્થો કરે છે તે પ્રમાણે જ હિંદુ સાધુઓ અકિંચન રહેવા જોઈએ.

આજના યુગમાં વ્યવહારુ છૂટછાટ મૂકવી પડે.

એટલે આપણે સહેજ જોઈ શકીએ છીએ કે જે ઠરાવ હમણાં લોકસભામાં ચર્ચાયો તે ગૃહસ્થો તેમજ સાધુઓના અભિપ્રાયો મેળવીને હલ કરી શકાત. પણ જો હાલની કોંગ્રેસી સરકારને તેને લીધે મત ખોવાનો ડર રહેતો હોય તો તે વાત બીજી છે.

★

ટી. પી. સૂચક

## આરઝુ

પ્રભો મ્હારી નાની મુરલી મહીં તો સૂર બસૂરા
ઝીલે ક્યાંથી ત્હારા જલદધિની ભવ્ય ભરતી !
અધૂરા આલાપો વળી વળી તૂટે તાલ ગીતના
મીલાવું ત્યાં ક્યાંથી લય વિલયની ભવ્ય રચના !

✶

હરભાઈ ત્રિવેદી

# ચારિત્ર્યનું ઘડતર

આપણા પીઢ કેળવણીકાર અને માનસશાસ્ત્રના અધિકારી વિચારક આ લેખમાં મનોવૈજ્ઞાનિક રીતે ચારિત્ર્ય વિષે અચ્છી વિચારસરણી રજૂ કરે છે. આપણી ભાવિ પેઢીને ઘડવામાં દરેકને આ આખો લેખ દરેક રીતે ઉપયોગી થઈ પડે તેવો સમૃદ્ધ છે......

ચારિત્ર્યઘડતરની વાત કરીએ ત્યારે તેમાંથી એક હકીકત ફલિત થાય છે કે ચારિત્ર્યના વિકાસમાં કોઈ ઠેકાણે ક્ષતિ આવી છે, અને એવી ક્ષતિથી મૂંઝાયેલાં આપણે ચારિત્ર્યઘડતરનો વિચાર કરવા લાગ્યાં છીએ. સર્વસામાન્ય દૃષ્ટિએ જોઈએ તો તેમાં કંઈક સત્ય પણ જણાય છે. આજે ચારે બાજુ શિથિલ ચારિત્ર્યની બૂમો સંભળાવા લાગી છે. માણસના ચારિત્ર્યની શિથિલતાએ સમાજમાં એક પ્રકારનો ક્ષોભ પેદા કર્યો છે. સમાજમાં અનેક પ્રકારનાં સુખદુઃખો પ્રવર્તતાં હોય તો પણ ચારિત્ર્યની શુદ્ધિ ન દેખાય ત્યારે સમાજ આગળ વધવાને બદલે પાછળ હઠી રહ્યો છે એમ માનવાનું મન થઈ જાય. માણસ ધનવાન હોય, સુખી હોય, કીર્તિવાળો હોય અને શરીરથી સશક્ત હોય તો પણ ચારિત્ર્યના દોષવાળો હોય તો તે માણસની કશી કિંમત ગણાતી નથી. સમાજ તેની સંગત રાખવા માટે પણ તૈયાર નથી. આજે આવું સારા પ્રમાણમાં જોવા મળતું હોય તો કાંઈક ચારિત્ર્યદોષ ઘૂસી ગયેલો છે તેમ માન્યા વિના ચાલે નહિ. આ દોષનું આપણને ભાન થઈ જાય અને સાથે સાથે એ દોષ કાઢવા જેવો છે તેવી મનોદશા પેદા થાય તો તેવો માનવી અર્ધો રસ્તો સહેલાઈથી કાપી શકે છે. જીવનનાં એક માર્ગનો નિષેધ કરવા જેટલી હિંમત આવે એટલે પછી વિધેયાત્મક માર્ગની શોધ કરવાની શક્તિ આપોઆપ પેદા થવાની છે. ચારિત્ર્યઘડતરનો વિચાર અહીં આપણે આ દૃષ્ટિએ કરવા માગીએ છીએ.

સમાજમાં ચારિત્ર્ય વિનાના માનવીની વ્યાખ્યા બાંધવી હોય તો સ્વાભાવિક રીતે આ પ્રમાણે બાંધી શકાય. જે માણસ કામવાસનાથી ભરેલો હોય છે અને વાસનાતૃપ્તિ માટે વિવેક ગુમાવી બેસતો હોય છે તે માણસને આપણે ચારિત્ર્યવિહોણો જરૂર કહીએ. જે માણસ પોતાના નાનકડા સ્વાર્થ માટે વાતવાતમાં જૂઠું બોલતો હોય છે, અને તેવું જૂઠાણું ચલાવીને અન્યને છેતરવામાં પોતાની સિદ્ધિ સમજતો હોય છે, તેવા માણસને પણ આપણે ચારિત્ર્યવાળો નહિ કહી શકીએ. જે માણસને પોતાના મન ઉપર અને મનમાં પેદા થતી ઊર્મિઓ ઉપર કાબૂ નથી હોતો અને તેથી જે કોઈ પ્રકારનો આવેગ મનમાં પેદા થયો તે આવેગને વશ વર્તીને પોતાનાં વ્યવહારો કરતો હોય છે તે માણસને પણ આપણે ચારિત્ર્યવાન કેવી રીતે કહી શકીએ ? જેનામાં સંગ્રહવૃત્તિ ભારોભાર ભરેલી હોય છે, અને જે જોઈતી ન જોઈતી અનેક પ્રકારની ચીજો એકઠી કરીને પોતાની સંગ્રહવૃત્તિને પોષ્યા કરતો હોય છે તે માણસને પણ આપણે ચારિત્ર્યવાન નહીં કહી શકીએ. આ બધી નકારાત્મક બાબતો થઈ. બીજી રીતે તો જે સંયમી છે, જે નિસ્પૃહી છે, જેને પોતાના આવેગો ઉપર કાબૂ છે, અને જે અલ્પ પરિગ્રહી છે, તે માણસ ચારિત્ર્યવાન ગણાય. તેવો માણસ પોતાનું કલ્યાણ કરતો કરતો પરકલ્યાણની તકો ઝડપી લેતો હોય છે, અને સમાજનું એક ઉપકારક અંગ બની રહે છે.

ઉપરની વાતો ઉપરથી આપણે એટલું સમજી શકીએ કે ચારિત્ર્યશીલ બનવા માટે માણસને મોટે ભાગે પોતાની ચિત્તવૃત્તિઓ સાથે કામ લેવાનું રહે છે. જન્મથી તો માનવી એક પશુ જેવો હોય છે. તેને પોતાની વૃત્તિઓનું ભાન નથી હોતું. અને પોતાની તમામ વૃત્તિઓનાં પ્રાથમિક આવિષ્કારોને વશ વર્તીને એવો માનવબાલ પોતાનાં વ્યવહારો કરતો હોય છે. પશુમાં વૃત્તિઓની સમજણ નથી, તેથી તેવી સમજણ દ્વારા વિવેક લાવી શકાય તેવી શક્તિ પણ નથી. માણસ પશુથી અહીં જુદો પડે છે. પોતાની બાલ્યા-

વસ્થામાં પાશવી આવેગો તથા પોતાનાં જીવનવ્યવહારો કરતું બાળક જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ એ પાશવી આવેગોને યથાતથ સ્થિતિમાં સમજતો થાય છે, અને તેવી સમજણ દ્વારા તેને ભાન થાય છે કે આવેગોનો પાશવી વ્યવહાર પોતાની ઉન્નતિમાં આડો આવી રહેલો છે, પછી તેવી પાશવી સ્થિતિને નિવારવાની તાકાત કેળવવા લાગે છે અને તેવી તાકાત દ્વારા આવશ્યક સંયમ અને આવશ્યક વિવેક પોતાના જીવનમાં પેદા કરી શકે છે. મનુષ્યજીવનનો આ ઉત્ક્રાંતિ ક્રમ છે. તે ક્રમને વફાદાર રહીને જ તેના વિકાસનાં અને તેની કેળવણીનાં આયોજનો થવાં ઘટે. એ રીતે આયોજનો ન થયાં હોય તો ચારિત્ર્યનો બંધાર શક્ય ન બને. એટલા માટે જ બાળકની કેળવણીમાં શુદ્ધિ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે તેથી આપણને ઘણું નુકશાન થયું છે. બાળકના જીવનનું ઘડતર આવેગોની અને ઊર્મિઓની શુદ્ધિ ઉપર રહેલું છે એટલે તો આપણે ચારિત્ર્યઘડતરનો વિચાર કરીએ ત્યારે મુખ્યતઃ આ બાબતોનો વિચાર કરવો પડે.

માણસ જન્મની સાથે કામવૃત્તિ લઈને જન્મે છે. એ કામવૃત્તિ પ્રાથમિક દશામાં પડી રહીને જડ રહ્યા કરે તો તેમાંથી કામવાસના જ પેદા થતી રહે. પરંતુ કામવાસના પોતાનો સ્થૂળ ઉદ્દેશ છોડીને આગળ વધે તેમજ વાસનાનો સ્થૂળ સંતોષ છોડીને સૂક્ષ્મતા તરફ વળે ત્યારે તેમાંથી પ્રેમનું તત્ત્વ પેદા થાય છે. યુવાવસ્થામાં પ્રવેશેલાં સ્ત્રી કે પુરુષ વાસનાને દેહસંબંધથી પોષીને સંતોષ માનતાં હોય છે. દેહની તેવી વાસનાને ઘણીયે વખત તેઓ પ્રેમનું નામ આપે છે. ખરી રીતે કહીએ તો તેનાં વાસનાયુક્ત સ્થૂળ વ્યવહારોમાં પ્રેમતત્ત્વ છુપાઈને પડેલું હોય છે. જે ઘડીએ એવાં જુવાન સ્ત્રી–પુરુષો માતા–પિતા બને છે તે ઘડીથી સ્થૂળ વાસના રૂપાંતર મેળવવા તરફ વહેવા લાગે છે. આપણાં સૌ કોઈનો અનુભવ છે કે બાળકનાં માતાપિતા પોતાનાં સ્થૂળ પ્રેમને સૂક્ષ્મ સ્વરૂપ આપવા લાગે છે અને બાળક માટેનાં પોતાનાં ચુંબનોમાં કે આલિંગનોમાં ક્યારેય સ્થૂળ વાસના હોતી નથી તેવો અનુભવ કરતાં હોય છે. આ રીતે જોઈએ તો ચુંબનોનું અને આલિંગનોનું વાસનાયુક્ત સ્વરૂપ પોતાનાં બાળકો સાથેનાં સંબંધોમાં આપોઆપ અદૃશ્ય થઈ જાય છે અને કામવૃત્તિને સ્થાને પ્રેમવૃત્તિ આવીને બેસી જાય છે. આ હકીકત આપણે સમજી લઈએ તો નાનાં બાળકોનું જગત શુદ્ધ પ્રેમમય બનાવી દઈએ. એક કે અનેક બાળકોનાં માતપિતા પોતાની રૂપાંતર પામેલી પ્રેમવૃત્તિને મોટા વિસ્તારમાં પણ લઈ જઈ શકે છે. કુટુંબપ્રેમમાંથી પડોશપ્રેમ, પડોશપ્રેમમાંથી ગ્રામપ્રેમ, ગ્રામપ્રેમમાંથી રાષ્ટ્રપ્રેમ, અને રાષ્ટ્રપ્રેમમાંથી વિશ્વપ્રેમ જાગૃત કરી શકાય છે. જડ અને પ્રાથમિક વૃત્તિ આ રીતે ઊંચામાં ઊંચું સંસ્કરણ મેળવીને માનવીને ચારિત્ર્યના શિખરે પહોંચાડી દઈ શકે છે. આ ક્રિયા અજ્ઞાત રીતે થતી હોય છે અને છતાંયે તેનું જ્ઞાન એટલા માટે આવશ્યક છે કે રૂપાંતર પામેલું પ્રેમતત્ત્વ કોઈ સંકુચિત મર્યાદામાં બંધાઈ રહે નહીં પરંતુ વિશાળ સ્વરૂપ આપવા પકડી શકે.

આજની દુનિયામાં સ્વાર્થની સંકુચિતતા ઘણા મોટા પ્રમાણમાં જોવા મળે છે. ઘણી વખત તો એવું પણ બનતું હોય છે કે પોતાના નાનકડા સ્વાર્થ માટે બીજાને નાનું મોટું નુકશાન થતું હોય તો પણ તેની કાળજી નહિ રાખે. આવા પ્રકારનાં સ્વકેન્દ્રી માનવીને પણ આપણે ચારિત્ર્યસંપન્ન નહિ ગણી શકીએ. પોતાનો સ્વાર્થ જતો કરીને પણ અન્યને સહાયભૂત બનનાર માનવી લોકોની નજરે ચારિત્ર્યવાન લેખાય છે. સામાન્ય રીતે વિચાર કરતાં માલૂમ પડે છે કે સંકુચિત સ્વાર્થના આવા સંસ્કારો પણ માનવીને તેની બાલ્યવયમાંથી મળતા હોય છે. આપણાં સૌ કોઈનો અનુભવ છે કે નાનું બાળક પોતાની સંકુચિતવૃત્તિમાંથી બહાર આવવા મથતું હોય છે ત્યારે તેનાં વડીલો જ એક યા બીજા નિમિત્તે તેને રોકતા હોય છે. સામાન્ય રીતે બાળક આત્મકેન્દ્રી હોય છે. અને છતાંય તેની તે અવસ્થામાંથી તેને બહાર લાવવાનું પણ મુશ્કેલ નથી. અંગત સ્વાર્થ માણસને જૂઠું બોલતા શીખવાડે છે. જૂઠાણામાંથી બીજાને છેતરવાની મનોદશા બહુ





સહેલાઈથી પેદા થાય છે. ચારિત્ર્યના ઘડતર માટે નિસ્વાર્થવૃત્તિને પોષવાનું કામ તથા અન્ય માટે શક્ય તેટલો ત્યાગ કરવાનું કામ સમાજમાં ઊપજાવવું પડશે. આ માટે પણ બાલવય તરફ જ નજર રાખવાની રહે છે. સ્વકેન્દ્રી બાળક બીજાની પણ ગણના કરતું બની જાય અને પોતાની શક્તિઓનો ઉપયોગ અન્યના લાભ માટે પણ કરવાની ટેવ કેળવતું રહે તો તે બાળકમાં મોટી ઉંમરે નિઃસ્વાર્થ બનવાની શક્તિ ધીમે ધીમે પેદા થતી રહે છે. ચારિત્ર્યઘડતર માટે કેળવણીની આ ક્રિયા અત્યંત આવશ્યક ગણાય.

મનોવિજ્ઞાનનું કહેવું છે કે માનવીના મોટા ભાગના વ્યવહારો એક યા બીજા પ્રકારે તેની ઊર્મિને વશ વર્તીને થતા હોય છે. ઊર્મિલતા સદ્‌ગુણ પણ છે અને દુર્ગુણ પણ છે. ઊર્મિલ માણસ સાચા પંથે હોય તો અન્યને માટે પોતાનો જાન પણ જોખમમાં નાખે. માણસની ઊર્મિઓ આડે માર્ગે ચડી ગઈ હોય તો અન્યનો જાન લેવા સુધી પણ માનવીને પ્રવૃત્ત બનાવી શકે. ઊર્મિના સારા નરસાપણાનો આધાર બાળકોનાં આવેગોની સાચી યા ખોટી કેળવણી પર રહેતો હોય છે. ક્ષુધાવૃત્તિ ખોટે માર્ગે વહેલી ઊર્મિઓને લૂંટ કરતા શીખવે. એ જ વૃત્તિ સંસ્કાર માર્ગે વહી હોય તો બીજાઓની ક્ષુધા સંતોષવા માટે પ્રવૃત્ત થવા સારુ માનવીને પ્રેરણા પણ આપે. બાળકનું જીવન જડ ઊર્મિઓથી ભરેલું હોય છે. વાતવાતમાં તે રડી પણ પડે અને હસી પણ પડે. ખીજાવાનું અને રીસાવાનું બાળક માટે તદ્દન સહજ હોય છે. રચનાત્મક પ્રવૃત્તિઓ કરવાની સરખામણીમાં ખંડનાત્મક પ્રવૃત્તિઓ તરફ ઢળી પડવાનું બાળક માટે તદ્દન સુલભ હોય છે. બાળકનાં બધાં આવાં વલણોને નાનપણથી જ સાચી દિશા આપવામાં આવી હોય તો મોટી ઉંમરે એની ઊર્મિઓ વધારે સ્વચ્છ બને, વિવેકવાળી અને સંયમી પણ બને. જેની ઊર્મિઓ નિર્મળ છે, જેને પોતાની ઊર્મિઓ ઉપર કાબૂ છે, અને જે માણસ ઊર્મિપ્રેરીત વ્યવહારોમાં વિવેક દાખવી શકે છે તેને આપણે ચારિત્ર્યવાન કહીશું.

આવી જ વાત માનવીની સંગ્રહવૃત્તિની છે. જરૂર હોય તેના કરતાં સંગ્રહ વધાર્યા કરવો અને તેવો સંગ્રહ વધારવા માટે માનવતાના નીતિ નિયમોને પણ એક કોરે મૂકવા તેમાં આપણે ચારિત્ર્યનું દૂષણ જોઈએ છીએ. આમ છતાંય કમનસીબે આજે આ પ્રકારની સ્થિતિ પ્રવર્તે છે એમ આપણે કબૂલ કરવું જ પડશે. માણસ વધારે ને વધારે પરિગ્રહશીલ બનતો ચાલ્યો છે. એક બાજુ ધનસંપત્તિના ઢગલા હોય અને બીજી બાજુ દરિદ્રતાનું કારુણ્ય ભર્યું હોય તેવું સારા પ્રમાણમાં જોવા મળે છે. આના પરિણામે સમાજ-જીવનમાં ભારે મોટી અસમાનતાઓ પેદા થઈ છે. એવી અસમાનતાઓમાંથી સ્વાર્થપરાયણતા અને શોષણવૃત્તિ પેદા થયા વિના રહેતી નથી. આ બાબતમાં પણ આપણે માનવીની બાલવયથી તેના ઉછેર માટે જાગ્રત બનવું પડશે. સંગ્રહવૃત્તિને બેકાબૂ બનવા ન દેવી અને અલ્પપરિગ્રહની ભાવના ચિત્તમાં પેદા કરવી તે કામ અઘરું જરૂર છે, પરંતુ સાધી ન શકાય તેવું તો નથી જ. ચારિત્ર્યના ઘડતર માટે આપણે આ દિશામાં પણ નજર નાખવી રહે છે.

ઉપર જે કહેવાયું તે ઉપરથી સહેજે સમજી શકાશે કે ચારિત્ર્યઘડતર માટે નિયમોનું પાલન ન થાય તો સજા કે દંડ એ પ્રકારની નીતિરીતિ ફલદાયી બનવાની નથી. ચારિત્ર્યના ઘડતર માટે ઉપદેશો પણ નિષ્ફળ નીવડવાનાં છે. સમજાવટ કોઈ કોઈ વખત કામ લાગે છે ખરી, પરંતુ એ પણ ક્ષણજીવી નીવડે છે તેવો અનુભવ છે. ચારિત્ર્યઘડતરનો પાયો તો બાલવયથી જ નાખવો પડશે, અને તે માટે આજની બાળકેળવણીને ધરમૂળથી બદલી નાખવી પડશે. ચારિત્ર્યઘડતર માટે જે વિશેષ અંગો આપણે વિચારી જોયાં તે અંગોને યથાર્થ કેળવણી એ જ તેનો સાચો માર્ગ છે.





ચુનીલાલ વ. શાહ

# પરોક્ષ ન્યાય

કાયદાના ચૂકાદા આપનારને જ જ્યારે કાયદો જકડી લેતો હોય ત્યારે ચૂકાદો આપનારની કેવી કફોડી સ્થિતિ થાય છે તે આ વાર્તાના નાયક જેવા મેજીસ્ટ્રેટનું એકરારનામું સમજાવે છે. સાંસારિક પ્રશ્નોને આબાદ રીતે છણતી આ વાર્તા એટલે જ વધુ વાચનીય અને તેવી છે......

નગરમાં વાત ઊડી હતી કે મેજીસ્ટ્રેટ હર્ષવદન મહેતાએ પોતાની જગ્યાનું એકાએક રાજીનામું આપ્યું છે, અને હવે પોતે નોકરી છોડીને બીજે કયાંય જઈ રહેવા માગે છે. ત્રણ વર્ષથી તે એ અધિકાર પર હતા અને પત્ની સાથે એક ભાડાના મકાનમાં રહેતા હતા. વળી પોતાની માલિકીનું મકાન બાંધવા માટે જમીનનો ટુકડો ખરીદવાનો વિચાર પણ તે કરતા હતા, એવામાં એવું શું બન્યું હતું કે જેથી તે એકદમ નોકરી અને નગર પણ છોડી જતા હતા, તે કશું લોકો જાણતા નહોતા.

લોકોમાં ચકચાર ચાલી. પરિચયીઓ અને સ્નેહીઓ મહેતા મેજીસ્ટ્રેટને મળવા નિમિત્તે તેમને ત્યાં જવા લાગ્યા અને નોકરી છોડવાનું કારણ પૂછવા લાગ્યા. જવાબમાં તે એટલું જ કહેતા કે પોતે અંગત કારણે નોકરી અને નગર છોડવાનો નિશ્ચય કર્યો છે પણ અંગત કારણનો તે ખુલાસો કરતા નહિ.

પરિણામે નગરમાં કાંઈ કાંઈ અફવાઓ ઊડવા લાગી. કોઈ માનતું કે તે સરકારના કોઈ ગુનામાં સપડાઈ ગયા છે, કોઈ કહેતું હતું કે તેમની નવોઢા પત્નીને આ નગરમાં રહેવું ગમતું નથી, તો કોઈ એમ કહેતું કે એમની સામે એમનો કોઈ ન્યાતીલો ફરિયાદ કરવાનો છે તેથી તે બદનામીથી બચવા ઇચ્છે છે.

આવી અફવાઓથી મેજીસ્ટ્રેટ કાંઈક બેચેની અનુભવી રહ્યા હતા. એવામાં એક પત્રકાર તેમની મુલાકાતે જઈ ચડ્યો. તે વિશેષ ગૂંચવણમાં પડ્યા, પણ હવે જો પોતે કાંઈ ખુલાસો નહિ કરે તો અફવાઓને વધુ ઉત્તેજન મળશે એમ સમજીને તેમણે પત્રકારને કહ્યું. 'મારું રાજીનામું એ મારી અંગત હકીકત છે. તેનું કારણ મેં સરકાર પર લખેલા રાજીનામાના પત્રમાં પણ સ્પષ્ટ કર્યું નથી, એટલે લોકોએ તે જાણવાની અપેક્ષા રાખવી જોઈએ નહિ; છતાં હું એટલું કહું છું કે કોઈ કોઈવાર ન્યાય તોળતાં મારે મારા અંતરના વિચારોની સાથે ઝઘડો કરવો પડે છે. ન્યાયનું તોલન મારે કાયદાના ત્રાજવાથી કરવાનું હોય છે. આવો જ એક વિશિષ્ટ અનુભવ થતાં મને કેવળ મારા આત્મિક સંતોષ ખાતર આ હોદ્દો છોડવાનું ઉચિત લાગ્યું છે.'

પત્રકારે પૂછ્યું: 'આ નગરમાં આપ લોકપ્રિય છો. આપના અનેક મિત્રો પણ છે. એ કારણથી આપ નોકરી છોડો તે ભલે, પણ નગર શા માટે છોડો છો?'

હર્ષવદન મહેતાએ સ્મિત કરીને જવાબ આપ્યો: 'તે હું તમને નગર છોડ્યા પહેલાં એકવાર કહીશ, અત્યારે નહિ.'

લોકો હવે એવી આશા રાખવા લાગ્યા કે મેજીસ્ટ્રેટના રાજીનામાના કારણની સ્પષ્ટતા પેલો પત્રકાર જ મેળવીને પોતાના પત્રમાં આપશે. લોકો રોજ રોજ ઉત્સુકતાથી છાપાનાં પાનાં ઉથલાવવા લાગ્યાં.

છેવટે એક દિવસ છાપામાં ખુદ હર્ષવદન મહેતાનો જ લખેલો આખો પત્ર પ્રસિદ્ધ થયો અને લોકોએ તે રસથી વાંચ્યો:—

'મારી અદાલતમાં એક મુકદ્દમો ચાલ્યો હતો જેનો ચૂકાદો મારે આપવાનો હતો.

'અર્જુનલાલ નામના વાદીએ નરોત્તમ નામના પ્રતિવાદી ઉપર ફરિયાદ કરી હતી. તેની ફરિયાદનો મુદ્દો એ હતો કે પ્રતિવાદીએ ચંપા નામની એક કન્યા સાથે લગ્ન કર્યું હતું પરંતુ એ ગેરકાયદેસર હતું, તે કારણે તે રદ થવું જોઈએ.

'હિન્દુઓના સામાજિક નિયમો અને રીતરિવાજો મુજબ ચંપાનો વિવાહ અર્જુનલાલ સાથે થયો હતો.

વાદીએ એ અંગે પોતાના પક્ષ તરફથી ઘણાની સાક્ષી રજૂ કરી હતી. બેઉની સગાઈ થયાનો લેખ પણ ન્યાતના ચોપડામાં નોંધાયો હતો. એવામાં પ્રતિવાદી નરોત્તમે કોણ જાણે ક્યાંથી આવીને ચંપાને લલચાવી, તેના ઘરનાં માણસોને રાજી કર્યાં અને જે તિથિએ અર્જુનલાલ તથા ચંપાનું લગ્ન થવાનું હતું તે જ તિથિએ નરોત્તમ તથા ચંપાનું લગ્ન થઈ ગયું! અર્જુનલાલ જાન જોડીને પરણવા ગયેલો તેને પાછા ફરવું પડ્યું. આ ઉપરથી અર્જુનલાલે, પ્રસ્તુત લગ્નને ગેરકાયદેસરનું અને નિયમ વિરુદ્ધ થયેલું લગ્ન જાહેર કરવાની અદાલતને આંગણે અરજ ગુજારી હતી.

'ન્યાય તોળવા જતાં મારી સામે વિકટ સ્થિતિ આવી ઊભી રહી. મારો આત્મા મને કહેતો હતો, 'હર્ષવદન! તું જ તારી જાત ઉપર દૃષ્ટિપાત કર! તેં પણ એવું જ કાર્ય કર્યું છે! તારા પ્રભાવતી સાથેના લગ્નની કહાણી પણ એવી જ છે ને? લોકો તે ભૂલી ગયા હોય તો જુદી વાત છે પણ ન્યાયની દૃષ્ટિએ તારે ન્યાયાસન પરથી ઊઠીને આરોપીના પીંજરામા ઊભા રહેવું જોઈએ.'

'હું કાંઈ નિશ્ચય ન કરી શક્યો. શું કરું? એ વિષયમાં હું પ્રભાવતીને પૂછી જોઉં? તેની સાથે ચર્ચા કરું? તેનો મત જાણી લઉં? પણ હું તેને પૂછી ન શક્યો. એ બહુ જ ભાવનાશીલ યુવતી છે. ઘણીવાર રજમાંથી ગજ બની જતાં વાર લાગતી નથી. એટલે મારે બહુ જોઈ વિચારીને ડગલું ભરવું જોઈએ.

'પ્રભાવતી એક ગરીબ કુટુંબની પુત્રી છે. તેનું લગ્ન એક સાધારણ સ્થિતિના યુવક સાથે થવાનું હતું. સગાઈ થઈ ચૂકી હતી અને લગ્નતિથિ પણ નક્કી થઈ ગઈ હતી. લગ્નની તૈયારીઓ ચાલી રહી હતી, એવામાં અનાયાસે અમારો મેળાપ થયો અને હું તેનાથી આકર્ષાયો. હું મોટા ઘરનો છોકરો હતો. એ ગરીબ કુટુંબની છોકરી સાથે લગ્ન કરવાની મારી ઇચ્છા મેં મારા પિતા સમક્ષ રજૂ કરી. સાથે એ પણ જણાવી દીધું કે જો પિતાજી સંમતિ નહિ આપે તો મારે આત્મહત્યા કરવી પડશે.

'પ્રભાવતી અમારી જ જ્ઞાતિની હતી. પરંતુ અમારી વચ્ચે સામાજિક અંતર ઘણું મોટું હતું. મારા પિતા એક વકીલ હતા. તેમને માટે આ પ્રતિષ્ઠાનો પ્રશ્ન હતો, છતાં છેવટે તેમણે સંમતિ આપી અને પ્રભાવતીના પિતાને કહેણ મોકલવામાં આવ્યું. તે ઉપરાંત દબાણ પણ કરવામાં આવ્યું. પ્રભાવતીએ જાણ્યું પણ નહિ અને એકદમ પરિસ્થિતિ બદલાઈ ગઈ. જ્યારે મારી જાન તેના ઘરના બારણા પાસે જઈ પહોંચી ત્યારે જ પ્રભાવતીએ વાસ્તવિકતા જાણી અને લોકો પણ આશ્ચર્યમાં પડ્યા. એ રીતે પ્રભાવતી મારી પત્ની બની. જે યુવક સાથે તેની સગાઈ થઈ હતી તે આજે પણ છે, પરંતુ તેણે મારી સામે અદાલતમાં ફરિયાદ નોંધાવી નહિ, અને પોતે ગામ છોડી બીજે રહેવા ચાલ્યો ગયો.

'ધીરે ધીરે અમે બેઉ આ બનાવ ભૂલી રહ્યાં હતાં, એવામાં આ મુકદ્દમાએ ચેતનાને હરી લીધી. મને એવો વિચાર થતો હતો કે ચંપા તથા નરોત્તમના લગ્નને જો હું નિયમ વિરુદ્ધનું ઠરાવું અને રદ કરું તો મારું તથા પ્રભાવતીનું લગ્ન પણ રદ જ થવું જોઈએ ને? ભલે મને ન્યાયની અદાલતમાં ન દોરવામાં આવ્યો, પણ ન્યાય તો જેવો અદાલતની અંદર હોય તેવો જ તેની બહાર પણ હોવો જોઈએ. અને જો એમ બને તો મારાથી પ્રભાવતીનો વિયોગ કેવી રીતે વેઠી શકાય?

'મેં એ મુકદ્દમાના સંબંધમાં કેટલાક પ્રશ્નો તૈયાર કર્યા અને દરેક પ્રશ્નનો જવાબ મેં મારી જાત પાસે માગ્યો. મારી પાસે મારા બચાવનો કોઈ જ જવાબ નહોતો. મેં પોતાની જાતને પણ નરોત્તમના જેવી જ અપરાધી માની, પરંતુ મારી દુર્બળતા પર હું જીત કેવી રીતે મેળવી શકું એ પ્રશ્ન મહત્ત્વનો હતો. મેં બધી જાતના અપરાધોના ફેંસલા આપ્યા છે, પણ કોઈવાર એવો વિચાર નથી કર્યો કે, લાવ, મારી જાતને પણ તોળી જોઉં! સામે અપરાધી ઊભો છે,



તેને દંડ દેવો જોઈએ, સજા કરવી એ જ ન્યાય છે, એટલો વિચાર મેં હમેશાં કર્યો છે, એથી વધારે કશું નહિ !

'અદાલતમાં મેં ચંપાને પૂછ્યું: 'તું નરોત્તમને છોડીને અર્જુનલાલની સાથે જઈ રહેવા ઇચ્છે છે ?'

'ચંપાએ ધીરેથી જવાબ આપ્યો : 'સાહેબ ! લગ્ન તો એકવાર થાય છે અને તે તો થઈ ગયું છે. હવે તો હું નરોત્તમની સાથે જ રહીશ. આપ સાહેબ આપની પત્નીને પૂછી જોશો તો તે કેવો જવાબ આપશે ?'

'ચંપાએ એ રીતે ટકોર કરી હતી, પણ હું તે પી ગયો. પ્રભાવતીને જો હું પૂછું તો તે કેવો જવાબ આપે ? ચંપા અને પ્રભાવતીની સ્થિતિ એક સરખી જ હતી. મેં નરોત્તમને અને અર્જુનલાલને પણ કેટલાક પ્રશ્નો પૂછ્યા. તેમને માત્ર ન્યાય જોઈતો હતો. પછી વકીલોની દલીલો બાદ ચુકાદો આપવાની તારીખ નક્કી કરી.

'પણ મારી કલમમાંથી ચુકાદો ન નીકળી શક્યો. કાયદો એ લગ્નને રદ કરવા માગતો હતો. પણ મારો આત્મા તેમ કરવા તૈયાર નહોતો. કાયદો નરોત્તમને અને ચંપાને વિખૂટા પાડવા ઇચ્છતો નહોતો, કારણ કે પ્રભાવતીથી છૂટો પડવાને મારો આત્મા ના કહેતો હતો.'

'હું ચંપા, નરોત્તમ અને અર્જુનલાલને એમનાં ભાગ્ય પર છોડી જવા ઇચ્છું છું. એમનું જે થવાનું હશે તે થશે, પણ મારા આત્માનો દંશ હું વેઠી શકું તેમ નથી; એટલે ફેંસલો આપ્યા વિના જ હું ન્યાયાસન અને નગર પણ છોડી જવા ઇચ્છું છું કે જેથી ફરી કોઈ વાર મારી પાસે આ પ્રકારનો ન્યાય માગવા આવનારની સામે જોઈને મારે શરમાવું પડે નહિ.

'આખરે તો હું અને પ્રભાવતી, તેમજ ચંપા, નરોત્તમ અને અર્જુનલાલ, બધાંય ભાગ્યચક્રનાં જ ખેલાડીઓ છીએ !'

*

મૅજિસ્ટ્રેટ હર્ષવદન મહેતાનો પત્ર છાપામાં છપાઈને બહાર પડ્યો, લોકોએ તેમની હકીકત જાણી, પણ તે વખતે તો તે પત્ની સાથે નગર છોડીને કોઈ બીજે સ્થળે ચાલ્યા ગયા હતા.

એ દિવસ પછી અદાલતમાં હર્ષવદન મહેતાની જગ્યાએ બીજા મૅજિસ્ટ્રેટ આવ્યા. નવા મૅજિસ્ટ્રેટને, લેવાયેલી ગયેલી જુબાનીઓને આધારે ફેંસલો આપવો જોઈએ કે આખો મુકદ્દમો ફરી નવેસરથી ચલાવવો જોઈએ એ એક કોયડો થઈ પડ્યો. વકીલોએ સૂચના કરી કે એ સંબંધે ઉપરી અદાલતની સલાહ લેવી જોઈએ. એ મુદ્દા પર અદાલતમાં નિર્ણય થવા પામે તે પહેલાં વાદી અર્જુનલાલે આવીને મૅજિસ્ટ્રેટને એક અરજી આપી. અરજીમાં જણાવ્યું હતું કે 'માજી મૅજિસ્ટ્રેટ હર્ષવદન મહેતાએ પરોક્ષ ન્યાય આપી દીધો છે એટલે હવે હું અદાલતનો કાયદેસરનો ફેંસલો માગતો નથી, અને નરોત્તમ તથા ચંપાને વિખૂટાં ન પાડતાં તેમને સુખી સંસારનો આશીર્વાદ આપી ફરિયાદ પાછી ખેંચી લઉં છું.'

[અનુવાદિત]

★

ચંદ્ર પરમાર

## ક્ષીરસાગરની મહત્તા ?

તમારા વિણ એ સુરલોક મારો નાશ નોતરશે,
સુધાના ધોધ વરસે પણ હૃદય ઉપવન ન પાંગરશે;
ભલેને ક્ષીરસાગરની મહત્તા હોય મોટી પણ,
સલિલના એક ટીપા વિણ મછલી તરફડી મરશે.

★

ઈશ્વર પેટલીકર

# નોકરશાહીની જડ

હુમારશાહી, નોકરશાહીની જડ અને અંગ્રેજી શાસનકાળનું એ જ 'રેડ ટેપીઝમ' આજે પણ આપણે આઝાદીનાં દસ વર્ષ પછીયે એવું ને એવું જ અનુભવીએ છીએ તે આ લેખના ત્રણ પ્રસંગોમાં આબાદ રીતે વર્ણવ્યું છે. આપણે જાણે હજી આઝાદીને જીરવવાની તાકાત જ ન મેળવી હોય ને!......

ગયે અઠવાડિયે એક ગામ ગયો હતો. પંચાયતની ઑફિસમાં ગયો. પંચાયતો આજે ગ્રામસ્વરાજ્યનો પાયો છે. એને સરકાર વધુ ને વધુ સત્તા આપવા માગે છે. નવી નવી પંચાયતો સ્થપાય છે. જ્યાં સરકારી ચોરાનું મકાન હતું તે પંચાયતને સોંપી દેવામાં આવ્યું છે. હું ગયો તે પંચાયતકચેરી પણ અગાઉ ચોરાનું મકાન હતું. એ કારણે સરકારી અમલદારોને ઊતરવાનો એમાં હક છે.

તલાટીનો મુકામ હતો. એ ગામ વચ્ચે તલાટી છે અને બીજા ગામે તે રહે છે. એટલે રહ્યું ખડ્યું રહી ગયેલું મહેસૂલ વસૂલ કરવા એમનાં પગલાં થયાં હતાં. નીચે ગોદડા ઉપર એ બેઠા હતા. અને ડેસ્ક ઉપર ચોપડા હતા, એક ખેડૂતનું મહેસૂલ બાકી પડતું હતું તેને બોલાવવા વર્તણિયાને મોકલ્યો હતો. એ આવ્યો અને ગામના એક બીજા ભાઈ આવ્યા. એમને જોતાં જ તલાટી તૂટી પડ્યા. જંગલી માણસ બોલી શકે તેવા ઉદ્ધત અને અપશબ્દો! એ ખેડૂત ચીંથરેહાલ હતો. એના શરીરના દેદાર કહી આપતા હતા કે એ અર્ધભૂખમરો વેઠીને જીવતો હતો. એક ખેતરનું એને જમીન–મહેસૂલ ભરવાનું હતું. એ ખેતરની જમીનમાંથી અમુક ભાગ સડક–રોડ થતાં એમાં ગઈ હતી. એ વાતને તો આજે બાર વરસ થયાં પણ સરકાર તરફથી એનું વળતર મળ્યું નથી. ઉપરાંત ગયેલી જમીનનું પણ મહેસૂલ લેવાયા કરતું હતું. ત્રણેક વર્ષથી સરકારની આંખ ઊઘડી અને એ જમીનનું મહેસૂલ લેવાનું બંધ થયું છે, પરંતુ તે મહેસૂલ હજુ આ ખેડૂતને બાદ મળતું નથી! બીજાએ ભર્યું ત્યાં સુધી તો એણે પણ ભર્યું પરંતુ એની સાથેના બીજા ખેડૂતોનું મહેસૂલ કપાયું છતાં પોતાનું શાથી કપાય નહિ તે આ ખેડૂતનો સવાલ હતો. ગઈ સાલે એ કારણે એણે બે રૂપિયા ઓછા ભર્યા હતા. એ રીતે આ વરસે ઓછા ગણતો હતો. જ્યારે સરકારી ચોપડે પાછલા વરસના બે બાકી પડતા હતા, આ વરસના બે, એ બે અને બીજા બે એમ છએક રૂપિયા ભરવાના નીકળતા હતા. ખેડૂત માનતો કે જો મને જમીન–મહેસૂલમાં એ રકમ બાદ મળે તો કંઈ ભરવાનું ન રહે અને રહે તો એકાદ–બે રૂપિયા જ. તલાટી, જે આ ગૂંચ ઉકેલી એને મદદરૂપ થઈ શકે તે જ આમ જંગલી જેમ વર્તે એટલે ખેડૂત બિચારો કોને પૂછે? એણે ગામના એક જણને પૂછ્યું. એણે એની સમજણ પ્રમાણે સલાહ આપી કે તારે મહેસૂલ ન ભરવું. સરકારે રસ્તામાં જમીન લીધી છતાં શું કામ મહેસૂલ મજરે ન આપે? મહેસૂલ ભરવા તગાદો કર્યો ત્યારે એણે એને મળેલી સલાહ પ્રમાણે જવાબ આપ્યો અને કોણે સલાહ આપી હતી તેનું નામ આપ્યું. સલાહ આપનારે જાણે ગુનો કર્યો હોય તેમ તેને પણ તલાટીએ બોલાવી મંગાવ્યો હતો. સરકાર વિરુદ્ધ તમે ખેડૂતને ચડાવો છો, તેમ જણાવી તેને પણ તલાટી દમડાવી રહ્યા હતા.

હું કંપી ઊઠ્યો, અંગ્રેજ સમયમાં નોકરશાહી મારફત ખેડૂતનાં જે વસ્ત્રાહરણ થતાં એ જ હાલાકી આ ખેડૂતની થઈ રહી હતી. એક નાગરિકે એને સલાહ આપી તેનું પણ અપમાન થઈ રહ્યું હતું. સરકારી નોકર એ પ્રજાનો સેવક છે તે વાત તો તલાટીએ જાણે સાંભળી જ ન હોય અને પ્રજા દેશની માલિક થઈ છે તેની જાણે એને જાણ ન હોય તેમ એ જૂની નોકરશાહીની ઢબે જ અમલના મદમાં ચકચૂર હતા અને જાણે આ જ સ્વાભાવિક જીવન હોય, લોક એમની ગાળો–અપશબ્દો સહેવા જન્મ્યા હોય, એમાં અજુગતું પણ કંઈ ન હોય તેમ ગામના બીજા



૬

માણસો, સરપંચ અને મારી હાજરીમાં એ આ રીતે વર્તતાં લજવાવાને બદલે ગૌરવની અદાથી બોલતા હતા. સરકારને ત્યાં બધી જમીન–મહેસૂલ જમા થઈ જાય અને કોઈ બાકી ન રહે એટલે પોતાની આવડત પૂરી થઈ એ જ જૂનો ગજ આજે પણ એમની પાસે હતો. જે ખેડૂત પાસે, ચોરામાં આવ્યો ત્યારે પણ પૂરાં પહેરવાનાં કપડાં નથી, તેનો હિસાબ જોઈ આપવો, તેને રકમ પ્રથમ નજરે આપવી અને એ રીતે સરકારનું મહેસૂલ અને પ્રજાનું હિત બંને જોવાં તેનો ખ્યાલ બિલકુલ આવ્યો ન હતો. ટૂંકમાં તલાટીના વર્તનમાં સ્વરાજ્ય આવ્યાનો કોઈ ફેરફાર નજરે પડ્યો ન હતો.

મેં કહ્યું : 'તલાટી, તમે કેવું ઉદ્ધત વર્તી રહ્યા છો તેનો ખ્યાલ છે?'

જાણે કોઈ માણસ નશામાંથી ભાનમાં આવે તેમ તલાટી ઠંડા પડ્યા, પણ નોકરીની ખંધાઈ જીવનમાં વણાઈ ગયેલી એટલે પોતે અયોગ્ય વર્ત્યા ન હોય તેમ બોલ્યા: 'હું ક્યાં કશું ખરાબ બોલ્યો છું? પૂછો એને, કેટલા વખત એને બોલાવ્યો, ઉઘરાટ થાકીએ એટલે કંટાળીએ. આ લોકો જોડે કામ લઈ મગજ બહેર મારી જાય છે.'

તલાટીએ, બચાવ કરવાની ફરજ આવી પડી હોય અને ખોટો બચાવ કરે તેમ દલીલ કરવા માંડી. જાણે મારી ગેરહાજરીમાં બન્યું હોય અને તે કહે તે ઉપરથી મારે નિર્ણય કરવાનો હોય, તેમ એમણે વિવેક બહાર બોલ્યા નથી તેમ કહેતાં પણ એમને સંકોચ ન થયો. આવું રોજ વર્તીને એમની દુનિયામાં એ વિવેકમાં ગણાતું હશે તેમ એ માનતા હોવા જોઈએ.

સરપંચે પણ એમનો બચાવ કર્યો: 'આમ ઊધડા ન લે તો ગામડાના લોકો માન્યા પણ ન રહે. શહેરની પેઠે વિવેકથી વર્તે તો આ લોક કાને ન ધરે!'

પંચાયત એટલે ગામની પ્રતિનિધિ સંસ્થા. સરપંચ એટલે મુખ્ય નાગરિક, એની તો પ્રથમ ફરજ કે ગામના એકેએક માણસના એ પ્રતિનિધિ છે. તલાટીનું તે વર્તન એ ખેડૂત સાથે નથી પણ મારી સાથે છે. આ વસ્તુ સરપંચને ન સમજાય, મુખીને ન સમજાય કે પંચાયતના સભ્યોને ન સમજાય ત્યાં સુધી તલાટીની સાન ઠેકાણે શી રીતે આવે?

*

સાંજે ઘેરથી નીકળતાં મોડું થઈ ગયું એટલે ફરવા નીકળ્યો ત્યારે રોડ ઉપર અંધારું થઈ ગયું હતું. એકલો હતો એટલે ઝપાટાબંધ રોજનો ફેરો પૂરો કરવા ચાલતો હતો. વિસામે પહોંચ્યો ત્યારે રોજની ટુકડીના બે મિત્રો બેઠા હતા. મને જોતાં ભગતે કહ્યું: 'તમારી સોસાયટીની જગામાં ફોનના તાર નાખ્યા તે જોયા?'

મેં કહ્યું: 'ના.'

ભગત: 'ત્યારે તમે ક્યાં જોઈને ચાલો છો!'

આશાભાઈ રસ્તામાં મળ્યા. તેમણે પણ મારું ધ્યાન ખેંચ્યું, આણંદ સ્ટેશનથી ખેતીવાડીને રસ્તે, ખેડા જિલ્લા સહકારી દૂધની નવી ડેરી આવેલી છે, તેની બાજુમાં આર્ય કો. ઓ. હાઉસીંગ સોસાયટીની જમીન છે. સરકાર તરફથી હમણાં એ બિનખેતીલાયક રહેઠાણની જગ્યા તરીકે મંજૂર થયેલી અને તેમાં ૩૦ મકાનો બાંધવાના પ્લોટ પડેલા છે. એ પ્લોટના પથ્થરો પણ એમાં નાખેલા છે. આ હાઉસીંગ સોસાયટીની જગામાં થઈ ટેલીફોનખાતાએ ડેરીમાં ટેલીફોન લઈ જવા તાર નાખ્યા છે. એવી રીતે નાખ્યા છે કે જ્યારે એ જગ્યાએ સોસાયટીનાં મકાનો થાય ત્યારે એને અડચણકર્તા નીવડે.

અંગ્રેજો પોતાને જગત ઉપર રાજ્ય કરવા જન્મેલી પ્રજા માનતા અને તેના હાથા બનેલી સરકારી નોકરશાહી પોતાને સર્વ–સત્તાધીશ માનતી. એ કુસંસ્કાર નોકરશાહીમાંથી ગયો નથી. તેનો જીવતો જાગતો દાખલો ટેલીફોનખાતાએ તાર નાખ્યા તે પૂરો પાડે છે. દેશના વિકાસમાં કોઈ અડચણ ન નાખે અને

નાખે તો એથી મુશ્કેલી ઊભી ન થાય તે દૃષ્ટિએ તાર–ટેલીફોનનાં દોરડાં સરકાર બીજાની માલકીની જગામાં નાખી શકે તે અધિકાર એને મળેલો છે, પરંતુ એ અધિકાર એવો આંધળો ન હોઈ શકે કે મૂળ માલિકના હક્કનો જ વિચાર ન કરે.

જે ડેરીમાં ટેલીફોન જાય છે તે પણ રસ્તા ઉપર આવેલી છે, એની જગામાં થઈ એક ટેલીફોન લાઈન ગયેલી પણ છે. તો બીજી લાઈન ડેરીની જગામાં થઈને લઈ જવાને બદલે બાજુમાં આવેલી હાઉસીંગ સોસાયટીની જમીનમાં થઈને લઈ જવા ટેલીફોન-ખાતાની તુમારશાહી તુમાખી સિવાય બીજું શું સમજવું? એ તાર નાખનાર માણસો અને તેના અધિકારી આંખો મીંચીને તો નહિ જ ચાલતા હોય. એમણે ખેતરમાં નાખેલા પથ્થર જોયા તો હશે જ. એ ઉપરથી એમને ખ્યાલ આવ્યો હશે કે આ જગા ખેતી માટેની નથી પણ મકાનોના પ્લોટ છે. વળી ખેતી માટે જમીનની ચારે બાજુ વાડ હોય તે પણ નથી અને પાધર, ઢોર પેસી જાય તેવી છે એટલે ખેતી થતી હોય તેવો દેદાર નથી. તો પછી આ તાર અગવડરૂપ નીવડશે તેમ જોવાની ટેલીફોનખાતાની કોઈ જવાબદારી નથી?

સરકારને ખાનગી જમીનમાં દોરડાં નાખવાનો હક મળ્યો હોય તેનો અર્થ એવો તો ન હોવો જોઈએ કે જમીનમાલિકને અગાઉથી પૂછવાની જરૂર ન હોય. જે જગામાં એ દોરડાં નાખવાનાં હોય તે માલિકને ખબર આપવી જોઈએ કે તમારી જગામાં થઈને તે જાય છે અને તમને જો કંઈ અડચણ હોય તો ખબર આપવી. એવી જો ખબર આપી હોત તો મુશ્કેલી જણાવવાની સોસાયટીને તક મળત અને હવે ટેલીફોનખાતાને નોટીસ આપી તે દૂર કરાવવાની જે સ્થિતિ ઊભી થઈ તે ન થાત.

ડેરીની જગામાં થઈ દોરડાં જાય તેવી સગવડ હોવા છતાં નોકરશાહી મનસ્વી રીતે પ્રજાના હક્કની પરવા કર્યા વગર સ્વરાજમાં પણ વર્તી શકે તેનો આ નમૂનો છે.

*

આપણે જ્યારે વાતો કરતા હોઈએ છીએ ત્યારે આપણા મનમાં તાજા વસેલા પ્રસંગોનો સહેજે ઉલ્લેખ થાય છે. એક મુરબ્બી સાથે વાત કરતાં ઉપરનાં બે પ્રસંગોનો ઉલ્લેખ કર્યો ત્યારે એમણે કહ્યું કે તલાટી કે ટેલીફોનખાતાના નોકરો વર્તે તેનું કારણ છે. આપણામાં કહેવત છે કે ઘરમાં બોલે ડોકરાં તો બહાર બોલે છોકરાં. જ્યાં મોટા અમલદારોનું વર્તન સુધર્યું ન હોય ત્યાં સુધી નીચેના નોકરોના વર્તનમાં સુધારો શી રીતે થાય? અને એમણે એક ઉચ્ચ કક્ષાના અધિકારીનો જાતઅનુભવનો પ્રસંગ કહ્યો.

એક મકાનનાં સગવડની ગણતરીએ જાજરૂ, બાથરૂમ વગેરેનું પાછળથી વગર પરવાનગીએ બાંધકામ થયેલું. તેને તોડી નાખવાનો નીચેથી હુકમ થયેલો. તે અંગેની આખી પરિસ્થિતિ સમજાવવા ઉચ્ચ અધિકારી પાસે તે ગયા હતા. બાંધકામ વગર પરવાનગીએ હતું તે ખરું, પણ મકાન બાંધવાની જે પરવાનગી આપી હતી તે સનદના આધારે અને મકાન માટે જરૂરી ગણાતી સગવડની દૃષ્ટિએ જાજરૂ અને બાથરૂમ તોડવાનો હુકમ થઈ શકે તેમ ન હતો, એ મુદ્દો હતો.

અધિકારીએ કાયદેસરની સ્થિતિ સમજવાની તૈયારી ન બતાવી અને તેમાં ઊંડા ઊતરવા ન માગતા હોય તેમ લક્ષ આપ્યું નહિ. કેવળ એ પક્ષને સાંભળ્યો છે તે દેખાડવા એમને મળ્યા એટલું જ. આટલી ઉપેક્ષાથી અટક્યા હોત તો સારું. પણ એમણે પક્ષકારની દલીલનો સાર કાઢ્યો કે એ જાજરૂ, બાથરૂમ તોડવા માગતા નથી એટલે એમણે એ હેતુ સિદ્ધ કરવો હોય તો તેનો ઉપાય બતાવતા કહ્યું: ‘ નીચેની ઑફિસે તમે લાંચ આપી હુકમ રદ કરાવો, જાવ.’

મુરબ્બીએ આ પ્રસંગ કહીને ઉમેર્યું: ‘ઉચ્ચ અધિકારીની લાંચ આપી કામ કરાવી લેવાની સલાહ સાંભળી હું તો ઘા જ ખાઈ ગયો! જેમની પાસે ન્યાય માગવા જઈએ તે ઉપરથી લાંચનો પથ્થર મારે એ કેટલી હદની વાત!’

★



છોટુભાઈ સુથાર

# અવકાશની ખૂલતી બારી

અવકાશનું આખું વિશ્વ જ્યારથી માણસનો અભ્યાસ બન્યું છે ત્યારથી તેમાં જે પ્રગતિ માનવજાતે સાધી છે તે ઉત્તરોત્તર વધતી જ ચાલી છે. રેડિયો ખગોળ દ્વારા મળતું એ જ્ઞાન એક નવી જ દૃષ્ટિ માનવ જગતને આપતું રહ્યું છે તેની આ લેખ પ્રતીતિ કરાવે છે…

પૃથ્વી પરથી ઊંચે નજર કરતાં જ અવકાશ સાથે આપણું દૃષ્ટિસંધાન થઈ જાય છે. આકાશમાં વિહાર કરતાં વાદળોની પાર આવેલા અસીમ અવકાશ-સાગરમાં ચંદ્ર, સૂર્ય અને તારા પ્રકાશે છે. તેજને કારણે જ આપણે એમને જોઈ શકીએ છીએ. પૃથ્વીને પોતાનું તેજ નથી. એ સૂર્યના પ્રકાશથી ઉજ્જ્વળ બને છે. પૃથ્વી પર સૂર્યનો પ્રકાશ પડે છે. એ પ્રકાશ પરાવર્તન પામી આપણી આંખોમાં પ્રવેશે છે ત્યારે આપણે વસ્તુઓને જોઈ શકીએ છીએ. ચંદ્ર કાળો પદાર્થ છે. એની પર સૂર્યનો પ્રકાશ પડી આપણા તરફ પાછો ફેંકાય છે ત્યારે જ આપણે ચંદ્રને જોઈ શકીએ છીએ. અમાસને દિવસે પણ સૂર્યનો પ્રકાશ ચંદ્ર પર પડતો હોય છે. પણ ચંદ્રની જે બાજુ આપણા તરફની રહે છે એ બાજુને તે પ્રકાશ મળતો નથી અને તેથી અમાસને દિવસે ચંદ્રને આપણે જોઈ શકતા નથી.

આપણને દૃશ્યમાન થતી બધી વસ્તુઓ રૂપનાં અનેક વૈવિધ્ય દાખવે છે. કોઈ એક વસ્તુ સાવ સફેદ દેખાય છે તો બીજી વળી સાવ કાળી. કોઈ એક લાલ દેખાશે તો કોઈ વળી નીલી. કોઈ વસ્તુ બે રંગના મિશ્રણવાળી દેખાશે તો કોઈ વળી અનેક રંગના. આમ, આંખો વડે આપણે જે કાંઈ જોઈએ છીએ તે સપ્તરંગ (જાંબુડી, નીલો, આસમાની, લીલો, પીળો, નારંગી અને લાલ) પૈકીના કોઈ એક રંગની યા અનેક રંગની યા મિશ્ર રંગની રૂપછટા દાખવે છે. રંગોની બધી છટાનો સમન્વય કરનાર વસ્તુ સફેદ રંગની દેખાય છે. એથી ઊલટું રંગછટાનો ઇનકાર કરનારી વસ્તુ કાળી દેખાય છે.

પણ પ્રકાશનું ક્ષેત્ર આટલેથી પરિસમાપ્ત થતું નથી. લાલ રંગની પારના પાર રક્ત અને જાંબુડિયા રંગની પારના પાર જાંબલી રંગને આપણી આંખો જોઈ-પારખી શકતી નથી. આપણી આંખોની શક્તિ પરિમિત છે. પૃથ્વી પરનાં અન્ય પ્રાણીઓની પણ લગભગ આ જ દશા છે. સપ્તરંગથી આપણે એટલાં બધાં ટેવાઈ ગયાં છીએ કે એ વર્ણપટની બહાર કશું હશે કે કેમ એવી કલ્પના ઘણાં કરી શકતાં નથી.

પ્રકાશ કિરણો દ્વારા મળે છે. પ્રકાશનાં કિરણો મોજાંના રૂપમાં આપણી આંખ સુધી પહોંચે છે અને પોતાના અસ્તિત્વનું આપણને ભાન કરાવે છે. જે મોજાંને આપણે પકડી શકતા નથી તે પોતાની હયાતી સ્પષ્ટ કરવાની છાપ ઉત્પન્ન કરી શકતાં નથી. પાર રક્ત અને પાર જાંબલી ઉપરાંત ક્ષ કિરણો, ગામા કિરણો અને રેડિયો-મોજાં આ પ્રકારનાં છે. આ બધાંને આંખ દ્વારા પારખવાં શક્ય નથી. રેડિયો-મોજાંને કાન દ્વારા પકડી શકાય છે. જ્યારે બીજાં મોજાંને પકડવા ફોટોગ્રાફિક સાધનોનો ઉપયોગ કરવો પડે છે.

આંખ વડે જે મોજાં પકડાય છે એમનાં તરંગ લંબાઈ સેન્ટિમીટરના દસ હજારમા ભાગની અને તેથી પણ થોડી ઓછી રહે છે. ક્ષ કિરણોનાં મોજાંની લંબાઈ સેન્ટિમીટરના દસ લાખમા ભાગથી દસ કરોડમા ભાગ જેટલી છે. ગામા કિરણોમાં મોજાંની લંબાઈ એથીયે પણ ઘણી ઓછી છે. એથી ઊલટું પાર રક્ત કિરણોમાં મોજાંની લંબાઈ સેન્ટિમીટરના દસમા ભાગથી માંડી દસ હજારમા ભાગ સુધીની છે જ્યારે રેડિયો-મોજાંની લંબાઈ મિલિમીટરથી માંડી હજારો મીટર સુધીની હોય છે.

આમ એક તરફ અતિ સૂક્ષ્મ ગામા કિરણોનાં મોજાં છે તો બીજી બાજુએ અતિ દીર્ઘ રેડિયો-મોજાં છે. દૃશ્ય જગતનાં મોજાં આ બેની વચ્ચે બહુ જ ઓછો વિસ્તાર રોકે છે. ભલે એ વિસ્તાર અલ્પ હોય;

આપણું જ્ઞાન એના દ્વારા જ વિકસિત થઈ શકયું છે. ખગોળનું આપણું સમગ્ર જ્ઞાન સપ્ત રંગોનાં મોજાંને જ આભારી છે. એમ જ કહો ને કે વિશ્વમાંનાં અનેક મોજાં પૈકી આ સાત રંગનાં મોજાંએ જ આપણા માટે વિશ્વદર્શનની બારી ખુલ્લી રાખી છે.

વાતાવરણને આપણે પારદર્શક કહીએ છીએ, પણ એની પારદર્શકતાની હદ ઉપર્યુક્ત સપ્તરંગો પૂરતી જ છે એવું કેટલાં જાણતાં હશે? વાતાવરણમાં હલકી વાદળી આવી જતાં એની પાછળનું બધું કેવું ઢંકાઈ જાય છે? વાતાવરણમાં માત્ર વાદળો તરે છે એવું કયાં છે? વાતાવરણ અનેક વાયુઓનું બનેલું છે. આ વાયુઓના થર ક્યાંક વધુ પ્રમાણમાં તો કયાંક ઓછા પ્રમાણમાં આવેલા છે. આ થરોને ભેદીને પૃથ્વી સુધી પહોંચવાનું સામર્થ્ય સફેદ પ્રકાશનાં કિરણોમાં સૌથી વધુ છે. બીજાં કિરણો કાં તો એ થરો દ્વારા શોષાઈ જાય છે યા પાછાં ફેંકાઈ જાય છે.

વાતાવરણની ઉપર્યુક્ત ખાસિયતને કારણે સપ્તરંગો સિવાયનાં બીજાં મોજાં માટે વાતાવરણ અપારદર્શક રહે છે. અને આમ, અનંત સુધી વિસ્તરેલા વિશ્વનો તાગ, આપણે, કેવળ, વાતાવરણમાંની આ સપ્તરંગી મોજાંબારી દ્વારા જ મેળવવા સમર્થ બન્યા છીએ. ખગોળ વિજ્ઞાનની છેલ્લાં પાંચ હજાર વર્ષની સાધના આ દૃશ્ય કિરણોનાં મોજાંને જ આભારી છે.

દૃશ્ય કિરણોનાં મોજાં કરતાં ૧૦૦ ગણાં મોટાં મોજાં પકડવાની શક્તિ મનુષ્યને મળી જાય તો?

તો એને એવા જગતનાં દર્શન થાય કે જે અત્યાર સુધી કેવળ અગોચર જ રહ્યું હોય.

પણ આ કોઈ રીતે શકય છે ખરું? ૨૦૦ ઇંચ કરતાં પણ વધુ મોટાં દૂરબીન બનાવવાથી આ હેતુ પાર પડે ખરો?

ના. એ વાત દૂરબીનના ગજા બહારની છે. દૂરબીન આપણી આંખની શક્તિને ઉપર કહી તે રીતે વધારી શકે તેમ નથી. દૂરબીનનું કામ આપણી આંખો જે મોજાંને પકડતી હોય છે તેમને વધુ વિશદ કરવાનું છે. તરંગલંબાઈ બદલવાનું કામ એનું નથી.

દૃશ્ય-કિરણનાં મોજાં કરતાં ઘણાં મોટાં મોજાં પકડવાનું કામ કરે છે રેડિયો-દૂરબીન. સામાન્ય દૂરબીન કરતાં આ દૂરબીનની બનાવટ તેમજ કામગીરી જુદા જ પ્રકારનાં છે. રેડિયો-દૂરબીન આધુનિક શોધ છે. એના દ્વારા છેલ્લા પંદર વર્ષમાં ખગોળ અંગે જે નવી શોધો થઈ છે તે ખગોળની અત્યાર સુધીની મહત્ત્વની શોધોમાં ખૂબ જ અગત્યની લેખાય છે.

રેડિયો-મોજાં વિષે આપણે શું જાણીએ છીએ?

રેડિયોનાં મોજાં સામાન્ય પ્રકાશનાં મોજાં કરતાં ખૂબ જ લાંબાં છે. એ મોજાં વાતાવરણમાં પ્રસરે છે ત્યારે વાતાવરણના ઉપલા થર સાથે અથડાઈને પાછાં ફરે છે. આ કારણે પૃથ્વીના કોઈ પણ ભાગ પરથી સાંભળી શકાય છે.

રેડિયોનાં મોજાં લાંબા અંતરવાળાં છે. ઈ. સ. ૧૯૦૦ના અરસામાં એક વૈજ્ઞાનિકના મનમાં આવ્યું કે સૂર્ય પરથી પ્રબળ શક્તિ વડે રેડિયો-મોજાં ફેંકાતાં હોય તો પૃથ્વીના વાતાવરણને ભેદી પૃથ્વીના પડ સુધી એ પહોંચી શકવાં જોઈએ. આ માટે એણે પ્રયોગો પણ કરી જોયા. પણ અંતે *નિષ્ફળતા જ મળી, અવકાશમાંથી* એવાં કોઈ રેડિયો-મોજાં ન પકડાયાં. એટલે પૃથ્વી પરનાં રેડિયો-મોજાં વાતાવરણને ભેદીને પાર જાય છે કે કેમ એ શોધવા અંગેની શોધખોળ ચાલુ થઈ.

ઇ. સ. ૧૯૦૧માં માર્કોની, રેડિયો-મોજાં દ્વારા, આટલાન્ટિકની પાર સંકેત મોકલવામાં સફળતા મળી. એ પહેલાં, રેડિયો-મોજાં કેવળ ૧૭૦ માઇલ જેટલા અંતર સુધી પહોંચાડી શકાતાં હતાં. માર્કોનીના પ્રયોગ દ્વારા એ અંતર ૨૦૦૦ માઇલનું થઈ ગયું. આટલા લાંબા અંતર સુધી રેડિયો-મોજાં અસરી શકશે એની ત્યારે કોઈને કલ્પના પણ ન હતી. પૃથ્વી ગોળ છે અને તે કારણે તે આપણી દૃષ્ટિને અવરોધે છે. બરાબર એ જ રીતે રેડિયો-મોજાંને પણ પૃથ્વીનો ગોળાટ નડશે એમ માનવામાં આવતું હતું. પણ

એવું કશું જ બન્યું નહીં. ઊલટાં એ મોજાં ઘણા લાંબા અંતર સુધી પહોંચી શકતાં જણાયાં.

એટલે સ્વાભાવિક રીતે માની લેવામાં આવ્યું કે પૃથ્વીના વાતાવરણના કોઈ થર સાથે અથડાઈને ઉપર્યુક્ત મોજાં પાછાં ફરેલાં હોવાં જોઈએ. વળી એ થર પણ ઠીક ઠીક ઊંચે આવેલો હોવો જોઈએ એમ સમજાયું. પ્રયોગો પરથી માલૂમ પડ્યું કે વાતાવરણમાં લગભગ ૭૫ માઈલની ઊંચાઈ એથી રેડિયો–મોજાં પાછાં ફેંકાય છે. વળી એમ પણ માલૂમ પડ્યું કે વાતાવરણના જે સ્તર દ્વારા આ મોજાં પાછાં ફેંકાય છે તે સ્તર વિદ્યુતમય છે. વાતાવરણનું આ વિદ્યુત–સંગ્રાહક પડ જ રેડિયો–મોજાં માટે પડદાની ગરજ સારતું જણાયું. પૃથ્વી પરથી અવકાશમાં જતાં યા અવકાશમાંથી-પૃથ્વી તરફ પહોંચતાં રેડિયો–મોજાં આ પડદાને જ અથડાઈને પરાવર્તન પામે છે. એમ શોધી કાઢવામાં આવ્યું.

ઉપર્યુક્ત શોધ થતાં એક બીજો પ્રશ્ન ઊભો થયો. વાતાવરણમાં ઉપરકથિત વિદ્યુતમય પડ આવ્યું જ ક્યાંથી? હવાનું ઉપરનું જ એ આવરણ વિદ્યુતમય શાથી અને નીચેનું કેમ નહીં? આ પ્રશ્નોનો ઉત્તર, તે વખતે, અલગ રીતે કરાઈ રહેલા 'ક્ષ કિરણો તેમજ અલ્ટ્રાવાયોલેટ (પાર જંબુની) કિરણો હવામાંથી પસાર થઈ શકે કે કેમ?' ના પ્રયોગો દ્વારા મળી આવ્યો. પ્રયોગો પરથી માલૂમ પડ્યું કે ક્ષ કિરણો તેમજ-અલ્ટ્રા વાયલેટ કિરણો જ્યારે હવામાં થઈ પસાર થાય છે ત્યારે તેઓ પોતાની આજુબાજુની હવાને વિદ્યુતમય બનાવે છે. સૂર્યમાંથી આ પ્રકારનાં કિરણો નીકળે જ છે. એ કિરણો હવાના ઉપરના થરના સંસર્ગમાં આવે છે અને એ રીતે હવાનું ઉપલું સ્તર વિદ્યુતમય બને છે. અને આમ વિદ્યુતમય બનેલું હવાનું એ આવરણ પડદાની ગરજ સારે છે. પૃથ્વીના વાતાવરણની બહારના અવકાશમાંથી આવતાં પ્રકાશ સિવાયનાં અન્ય મોજાં એની પાર જઈ શકતાં નથી તેમજ પૃથ્વી પરથી વાતાવરણમાં ફેંકાતાં લાંબા મોજાં પણ એને ભેદી બહાર અવકાશમાં જઈ શકતાં નથી.

વિદ્યુતમય પડદાની શોધ કરીને પણ માણસ જંપીને બેઠો નહીં. એને એ પડદાની વિશેષતા શોધવાની ધૂન લાગી. એ પડદામાં ક્યાંક પોલાણ શોધી કાઢવાનું એને જેમ થયું. એ માટેના પ્રયોગો તો ચાલુ જ રહ્યા હતા. એવામાં જણાયું કે રેડિયો સંકેતો અમુક સમયે સાવ નબળા પડી જાય છે, અને અન્ય સમયે પૂરા બલિષ્ઠ રહે છે. આમ થવાનું કારણ હશે ને!

અને એમ પણ કેમ ન બન્યું હોય કે હવાનાં આવરણોમાં જ આ પ્રકારની કશી બીજી ગરબડ થતી હોય? રેડિયો-મોજાંને પરાવર્તિત કરનારું આવરણ 'કેનેલી હીવસાઈડ આવરણ'ના નામથી ઓળખાય છે. આ આવરણ બરોબર કેટલું દૂર છે એ ચકાસી જોવાના પ્રયોગ શરૂ થયા. માલૂમ પડ્યું કે એ એક આવરણ નથી પણ કુલે બે આવરણ છે. પહેલું આવરણ પૃથ્વીથી ૧૨૦ કિલોમીટર છેટે અને બીજું આવરણ ૨૫૦ કિલોમીટર છેટે છે એમ જણાયું. વળી જણાયું કે ૧૦૦ મીટર લંબાઈનાં મોજાં નીચલા આવરણને ભેદીને પાર જઈ શકે છે પણ એમનાથી ઉપલું આવરણ ભેદી શકાતું નથી. મોજાંની લંબાઈ ઓછીવત્તી કરીને પ્રયોગો કરી જોતાં માલૂમ પડ્યું કે ૪૦ મીટરની લંબાઈનાં મોજાં બંને આવરણને પાર કરી જાય છે. એટલું જ નહીં પણ ૨૦ મીટરથી ઓછી લંબાઈનાં મોજાં બંને પડને ભેદી પાર અવકાશમાં જઈ શકે છે. વળી જણાયું કે અત્યંત ઓછી લંબાઈનાં મોજાં આ આવરણ સુધી પહોંચી શકતાં નથી. તે હવામાં જ શોષાઈ જાય છે, ½ સેં. મી. થી માંડી ૨૦ મીટરની લંબાઈવાળાં મોજાં બંને પડને પાર કરી જાય છે. એ મર્યાદાથી વધુ લંબાઈવાળાં મોજાં પાછાં ફેંકાય છે જ્યારે ટૂંકી લંબાઈવાળાં મોજાં હવામાં શોષાઈ જાય છે.

પૃથ્વી પરથી ઉપર્યુક્ત મોજાં જેમ અવકાશમાં જઈ શકે છે તેમ અવકાશમાંથી એ પ્રકારનાં રેડિયો-મોજાં વાતાવરણને પાર કરી પૃથ્વી સુધી આવી પણ પહોંચે છે.

આજ સુધીમાં, અવકાશી પદાર્થોને જોવા–સમજવાની, વાતાવરણમાં, સપ્તરંગી પ્રકાશનાં મોજાંની એક બારી હતી તેમાં આ બીજી બારી ઉમેરાતાં અવકાશને સમજવાની મોટી સગવડ પેદા થઈ છે. અવકાશમાંથી આવતાં રેડિયો–મોજાંને ઝીલી, એ દ્વારા અવકાશનું હાર્દ સમજવામાં ખૂબ જ અનુકૂળતા થઈ છે. ઈ. સ. ૧૯૪૭ માં રેડિયો સંકેત સાવ નરમ પડી ગયા હતા. એનું કારણ સૂર્ય પરનાં વૈદ્યુતિક તોફાનો હોવાનું સમજાયું છે. સૂર્ય પર વધુમાં વધુ કલંક દેખા દે છે ત્યારે પૃથ્વીના વાતાવરણમાં ચુંબકીય તોફાનો વધી પડે છે. વાતાવરણનું વિદ્યુતમય સ્તર ત્યારે ખૂબ સક્રિય બને છે. પરિણામે રેડિયો સંકેત મોકલવામાં તેમજ ગ્રહણ કરવામાં ખલેલ પડે છે. આમ સમજવા છતાંય સૂર્ય પરથી કયા પ્રકારનાં રેડિયો–મોજાં ઉત્પન્ન થાય છે તે જ સમજાતું નહોતું.

સૂર્ય કલંકને કારણે રેડિયો–મોજાંમાં ખલેલ પડતી હોય તો સૂર્ય પરથી રેડિયો–મોજાં ઉત્પન્ન થઈ પૃથ્વી તરફ આવતાં હોવાં જ જોઈએ. આમ સૂર્ય તરફથી પ્રેરિત અવકાશી અવાજ પૃથ્વી તરફ આવવો જ જોઈએ. એનો અવાજ ન સંભળાવાનું કારણ સૂર્યમાંથી ઉત્પન્ન થતાં અવાજને ઝીલનારા સાધનના અભાવનું પણ હોય એમ માનવામાં આવ્યું. ખરું કારણ કયું છે એ જાણવા શોધ શરૂ થઈ.

જો કે એ શોધનાં શ્રી ગણેશ, જાણે અજાણે ઈ. સ. ૧૯૩૨ માં થઈ ગયા હતા: બેલ કંપની દ્વારા રેડિયો ટેલીગ્રાફી ચાલતી હતી તેમાં થતી ગરબડનું કારણ શોધવું જરૂરી હતું. વીજળીની સુસીબતને આ માટે કસૂરવાર ઠરાવવામાં આવી અને એનાં તોફાનોને પકડવા સામાન્ય 'એરિયલ' કામ નહીં આવે એમ માની ૧૦૦ ફૂટ વ્યાસના ચક્ર પર ફરતું એક હવાઈ 'એરિયલ' બનાવવામાં આવ્યું. ટેલીફોનના કાન આમ મોટા બનતાં એ દ્વારા ૧૪.૬ મીટર લંબાઈનાં મોજાં પકડાયાં અને અવકાશમાંથી આવતો અવાજ વધુ સ્પષ્ટ થયો. પણ ત્યારે એક નવી વાત બની. ઉપર્યુક્ત અવાજ વીજળીનાં તોફાનો ન હોય ત્યારે પણ આવતો જણાયો. એટલું જ નહીં પણ એ અવાજ એકસરખો આવવાને બદલે ધીમો પડી જતો તેમજ તીવ્ર બનતો પણ જણાયો. અવાજના એ આરોહ અવરોહનો સમય ૨૩ કલાક ૫૬ મિનિટનો હતો. એટલે એ બધાનો શો અર્થ કરવો એ પણ પ્રશ્ન થઈ પડ્યો.

તારાઓને હિસાબે પૃથ્વી પોતાની ધરી પર ૨૩ કલાક ૫૬ મિનિટમાં એક આંટો મારે છે. એટલે ઉપર્યુક્ત અવાજ પૃથ્વી બહારના અવકાશમાંથી આવે છે એમ સિદ્ધ થયું. તપાસને અંતે માલૂમ પડ્યું કે એ અવાજ આકાશગંગાવિશ્વના કેન્દ્રભાગ (ધનુ)માંથી આવે છે. આમ તારાઓ એ અવાજ ઉત્પન્ન કરે છે એમ સમજાયું.

સૂર્ય પણ એક તારો છે. સૂર્ય તરફથી એવો કશો અવાજ આવતો ન હતો. આમ બનવાનું કોઈ કારણ? ઉપર કહ્યું તે પ્રમાણે એ કારણ સાધનની ઊણપ તેમજ અશક્તિ માની લેવામાં આવ્યું. એ ઊણપ દૂર કરવા ઈ. સ. ૧૯૪૪ માં રેબર નામના એક વૈજ્ઞાનિકે દૂરબીન દર્પણ જેવા પરવલય આકારનો ૩૦ ફૂટ વ્યાસનો એક અવાજ પરાવર્તક બનાવ્યો. દેખાવમાં આ પરાવર્તક મોટર આગળની બત્તી પરાવર્તક જેવો પણ ઘણી મોટી કઢાઈ જેવો હોય છે. આ પરાવર્તકને રેડિયો–દૂરબીન કહેવામાં આવે છે. ઉપર્યુક્ત ૩૦ ફૂટ વ્યાસના રેડિયો–દૂરબીન વડે ૨ મીટરની લંબાઈનાં મોજાં પકડી શકાયાં. અને ત્યારે આકાશગંગાના ધનુ વિસ્તારમાંથી આવતો અવાજ સ્પષ્ટ સંભળાયો. આ સિવાય હંસ અને શર્મિષ્ઠા વિસ્તારમાંથી પણ આવતા અવાજ પકડાયા. એટલું જ નહીં પણ દેવયાની નિહારિકામાંથી પણ અવાજ આવતો માલૂમ પડ્યો. અને છતાંય સૂર્ય તરફથી એવો કશો અવાજ આવતો ન સંભળાયો!

ઈ. સ. ૧૯૪૨માં ઇંગ્લૅન્ડને એક નવો અનુભવ થયો. શત્રુઓનાં હવાઈ જહાજ કેટલે દૂર છે એની તપાસ કરવા રાડરયંત્રોની સહાય લેવાતી હતી. રાડર દ્વારા



દૂરથી આવતો પદાર્થ વરતાઈ આવે છે. બન્યું એવું કે ક્યારેક આ રાડરયંત્રો બિલકુલ નાકામયાબ બની જતાં અને ક્યારેક અતિ સુંદર કામગીરી આપતાં. આમ શાથી બનતું હશે? વૈજ્ઞાનિકોએ કલ્પના લડાવી કે જર્મનોએ કોઈ તરકીબ એવી શોધી કાઢી છે કે જે દ્વારા તેઓ રાડરયંત્રોને કામ કરતાં અટકાવી શકે.

આનું સાચું કારણ છેક, ઈ. સ. ૧૯૪૮માં છતું થયું. એ વર્ષે સૂર્ય પર ઘણાં કલંક દેખાયાં અને તેથી ચુંબકીય તોફાનોને કારણે રાડર યંત્રની કામગીરીમાં ખૂબ દખલ થતી રહી. ઈ. સ. ૧૯૪૨માં સૂર્ય પર ઓછામાં ઓછાં કલંક હતાં અને ત્યારે, સૂર્ય પર કોઈ જ્વાળા ઊંચું માથું કરી પ્રબળતા દાખવતી ત્યારે જ રેડિયોવ્યવહારમાં ખલેલ પડતી

આમ, સૂર્ય દ્વારા રાડર અને રેડિયોમાં ખલેલ પડવાનું સમજાયા છતાંય સૂર્યમાંથી રેડિયો–મોજાં ઉત્પન્ન થવાની કશી માહિતી ન મળી. મગજ લડાવીને વૈજ્ઞાનિકોએ શોધ્યું કે ધનાણુની સંક્રામકતાને કારણે આમ બને છે. પરમાણુઓમાં આ પ્રકારનું સંક્રમણ થવા. લગભગ એક લાખ અંશ ફેરનહિટનું ઉષ્ણતામાન જોઈએ. તારાઓની આજુ બાજુ આવેલા વાયુમાં આમ બનવું સંભવિત ન હતું અને તેથી રેડિયો–મોજાં ઉત્પન્ન કરનારી પ્રક્રિયાની વાત વણશોધી રહી.

ઉપર્યુક્ત બધી શોધ–તપાસ દરમિયાન એક ખાસ વાત એ મળી આવી કે રેડિયો–મોજાં ઉત્પન્ન કરતું સ્થાન બહુ નાનું હોય છે. હંસ મંડળમાં એવું એક ઉગમસ્થાન હતું. તેથી એની તપાસ કરવી જરૂરી બન્યું. એ માટે એક વધુ શક્તિશાળી રેડિયો–દૂરબીન બનાવવાનું વિચારાયું. પરિણામે જોડ્રેલ બેન્ક (માનચેસ્ટર)માં ૧૨૪ ફૂટ ઊંચા સ્થંભ પર ૨૧૮ ફૂટ વ્યાસનું એક રેડિયો–દૂરબીન ગોઠવવામાં આવ્યું. આ દૂરબીને ઘણી સારી કામગીરી આપી છે. અત્યાર સુધીમાં લગભગ ૧૦૦ જેટલાં રેડિયોઅવાજનાં ઉગમ સ્થાન એ દ્વારા જડી આવ્યાં છે. આ ઉગમસ્થાનોને રેડિયો–તારા એવા ટૂંકા નામથી ઓળખવામાં આવે છે.

આવો એક રેડિયો–તારો હંસમંડળમાં છે એની વાત ઉપર કરી ગયા. ઉગમસ્થાન તારા જેવું બિંદુ હોય એટલે એ વિષેની વિસ્તૃત માહિતી દર્પણ દૂરબીન દ્વારા મેળવવી રહી. ૧૦૦ જેટલા રેડિયો–તારા મળી આવતાં ૨૦૦ ઈંચવાળા દૃષ્ટા–દૂરબીનને શોધખોળ માટેનો ખૂબ મસાલો પ્રાપ્ત થયો છે. આ દૂરબીન વડે સર્વપ્રથમ હંસમંડળનું રેડિયો ઉગમ સ્થળ તપાસવામાં આવ્યું. એ સ્થળે જે જોવા મળ્યું તેણે ખગોળ વિજ્ઞાનની દુનિયામાં નવી જ વાત પેદા કરી દીધી છે. હંસમંડળમાં એક બીજા સાથે ટકરાઈ પડેલા બે તારાવિશ્વ જોવા મળ્યાં છે. આજ સુધી મનાવવામાં આવતું હતું કે તારા એક બીજા સાથે ટકરાઈ પડે એવા સંજોગો ખૂબ ઓછા છે. કરોડો અબજો વર્ષે ક્યાંક એક તારો બીજા તારા સાથે ભટકાઈ પડવાનું બને અને અહીં!! અનેક તારાવાળા બે તારાવિશ્વ એક બીજા સાથે ભટકાઈ પડ્યાં છે એટલે વાયુવાદળો જરૂર અથડાઈ પડ્યા છે પણ તારા અથડાયા છે એવું માની લેવાય ખરું? શોધખોળનો આ પણ નવીન વિષય બન્યો છે.

રેડિયો–દૂરબીનથી એક તરફ જેમ રેડિયો–તારા વિષેના સંશોધનકાર્યને વેગ મળ્યો છે તેમ બીજી તરફ અફાટ અવકાશને સમજવાનો પણ યોગ સાંપડ્યો છે. ૨૦૦ ઈંચના દૂરબીન વડે અવકાશના ખૂબ ઊંડાણમાં ડોકિયું કરી શકાયું છે. એ દૂરબીન વડે દેખાતા બ્રહ્માંડના સીમાડા પર આવેલી નિહારિકાઓ (તારાવિશ્વો) આપણાથી દૂર ભાગતી જણાઈ છે. અને એમના ભાગવાનો વેગ પ્રકાશના વેગના અર્ધો ભાગ જેટલો, સેકંડે ૯૩૦૦૦ માઈલનો સમજાયો છે! આથી વધુ દૂર નિહારિકાઓ આવેલી હશે જ પણ એ નિહારિકાઓના વેગ માપવા કે સમજવા ૨૦૦ ઈંચવાળું દૂરબીન કામ આવે તેમ નથી. એની શક્તિ–મર્યાદાને પણ હદ છે.

૨૦૦ ઈંચથી વધુ મોટું દૂરબીન બનાવવામાં આવે તો એને પણ શક્તિમર્યાદાની હદ નડવાની અને તેથી પ્રકાશના વેગથી દોડતી નિહારિકાઓનો તાગ એ નહીં

જ મેળવી શકે. મતલબ કે, હવે અવકાશના વધુ ઊંડાણનો તાગ સામાન્ય દૂરબીન દ્વારા નહીં પણ રેડિયો-દૂરબીન દ્વારા જ મેળવી શકાશે.

જૂના જમાનામાં આંખ વડે જોઈને જ ખગોળનું જ્ઞાન સંચિત કરાયું હતું. પ્રકાશની પાંખે ચઢીને આપણાં ચર્મચક્ષુ સુધી જે પહોંચતું હતું તેનો લગભગ ૫૦૦૦ હજાર વર્ષનો ખગોળ-વારસો, દૂરબીનની શોધ થતાં ખૂબ ઝડપથી વિકાસ પામ્યો. આધુનિક ખગોળ લગભગ ૩૫૦ વર્ષના સમય-ગાળાની નીપજ છે. એ સમય દરમિયાનની બધી જ શોધો દૂરબીન અને બીજાં પ્રકાશયંત્રો સ્પેક્ટ્રોસ્કોપ, થર્મોકપલ, ઇલેક્ટ્રિક સેલ, શ્મિટ કૅમેરા, બ્લિન્ક માયક્રોસ્કોપ વગેરે દ્વારા કરવામાં આવી છે. રેડિયો-ખગોળ તદ્દન આધુનિક શાસ્ત્ર છે. એ હજી હમણાં જ (માંડ દોઢ ડઝન વર્ષથી) વિકાસ પામી રહ્યું છે. પણ એણે ટૂંક સમયમાં જે પ્રગતિ સાધી છે તે ખરેખર આશ્ચર્યજનક છે. સામાન્ય દૂરબીન દ્વારા અવકાશની એક બારી ખૂલી હતી ત્યાં રેડિયો-દૂરબીન એ બારી કરતાં પણ વધુ મોટી અવકાશી બારી ખુલ્લી કરી છે અને સામાન્ય દૂરબીન દ્વારા વિશ્વનો તાગ મેળવવાની વાત સીમિત બનવા પામે, ત્યાં, ખરે ટાણે, વિજ્ઞાનની ભારે સેવા બજાવવાની આશા જન્માવી છે.

આપણે શ્રદ્ધા રાખીએ કે ખગોળનું આ નવું સાધન બ્રહ્માંડના કાયદા કાનૂન વધુ સ્પષ્ટ કરી તેમ જ પરમ નિયંતાની સૃષ્ટિનું વૈચિત્ર્ય દાખવી આપણને વધુ નમ્ર બનવા પ્રેરે.

★

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

## મોરલી વાગે

આજ ફરી એ મોરલી વાગે !
નર્તન ઓલ્યાં રહીરહીને દેહના કણેકણમાં જાગે.

તે દિ'ગ્યાં 'તાં સહિયર સૌએ જમુનાતીર આઘેરાં,
વિણ સમીરણ રાતના એનાં નીર થયાં 'તાં ઘેરાં;
ઝાડવાંયે ભરનીંદમાં ઊંઘે
વસ્તર ઓઢી ચાંદનીનાં આછેરાં.
સંધુંય એના વિરહે તે દિ' ચેન વિનાનું જ લાગે !

દૂર સુદૂરે નજરું નાખી : ક્યાંય ના એની ઝાંખી,
વિરહ એનો આમ અમારે ક્યાં લગ રહેવું સાંખી
એમ વિચારું એટલામાં તો
દૂરથી એણે કાંકરી નીરે નાખી !
આવતાં વેંત જ જાળ બિછાવી બાંધિયાં એને રાગે !

આજ મારે તો ક્યાંય જવું ના : લોકે તે દિ' હેર્યાં
જે દિ' એણે ગોરસ મારાં મટકી ફોડી વેર્યાં;
એટલુંયે પણ હોય ઓછું તે
નફ્ફટ છોરે ગામ વચોવચ ઘેર્યાં !
કાઢવી મારે રાત હવે શે ? નેણથી નીંદર ભાગે !

(લાવ હવે ફરી—)
આટલી ફેરી જ રાસમાં એની સાથ ઘૂમી લઉં !
ચાંદ-ચળકતી રાત આખી એની સાથ રૂમી લઉં !
ને લાગ મળે તો ડાળિયે એની
વેલ બની સારી પેઠ ઝૂમી લઉં !
ઉરનું મારું ફૂલ તો ફોરે બસ એ પ્રીત પરાગે !

★



દિલખુશ બ. દીવાનજી

# અંગ્રેજ મનોદશાનું સ્વરાજ્ય

*પ્રખર ગાંધીવાદી અને ગુજરાતના જાણીતા રચનાત્મક કાર્યકર અહીં પાયાની કેળવણી વિષે જે અધિકૃત વિચારો દર્શાવે છે તે ખરેખર બધાને માટે વિચારણીય છે, અંગ્રેજી મનોદશામાંથી આપણે સ્વતંત્ર્ય પછી પણ હજુ છૂટી શક્યા નથી......*

અંગ્રેજ સરકારે હિન્દુસ્તાનને જીતી લીધો, તેમાં લશ્કરી બળનો પુષ્કળ ઉપયોગ કરેલો. રાજાઓમાં કુસંપ પ્રગટાવેલો અને એકને બીજાની સામે મદદ કરી ધીમે ધીમે આખા દેશમાં અંગ્રેજોનું સામ્રાજ્ય સ્થાપી દીધુ હતું. પરંતુ હિન્દુસ્તાનમાં અંગ્રેજો કેમ આવ્યા, કઈ રીતે આવ્યા અને કઈ રીતે લાંબા વખત માટે સ્થિર થયા તેના સાચા ઇતિહાસનો સૂક્ષ્મ દૃષ્ટિએ અભ્યાસ કરીશું તો દીવા જેવું સ્પષ્ટ જણાશે કે હિંદુસ્તાનમાં એમનો વિજય લશ્કરી ન હતો, વ્યાપારી સ્વાર્થ એ જ એમનો મુખ્ય ઉદ્દેશ હતો. હિન્દની અઢળક સંપત્તિને કેમ લૂંટી લેવી, તેની જ ચિંતા કરી એમણે એમનું સામ્રાજ્ય ખીલવેલું. એમનો વ્યાપારી સ્વાર્થ અખંડિત રીતે સાચવી લેવા માટે એમણે દેશને પરતંત્ર બનાવી આપણા વિશાળ દેશ પર એમનું અતિશય ખર્ચાળ રાજ્યતંત્ર ઠોકી બેસાડ્યું. પરંતુ હિન્દની પ્રજા તદ્દન નિર્માલ્ય થઈ ગઈ ન હતી. કદાચ ભાવિષ્યમાં પરદેશી રાજ્ય સામે બળવો કરે એની સતત ચિંતા અંગ્રેજ સરકારને રહેલી. આથી મેકોલે જેવા દુરંદેશી વિચારક અને મુત્સદ્દીએ એ સત્યની શોધ કરી કે પ્રજામાં ગુલામી મનોદશા સ્વાભાવિક બનાવી દેવા માટે પ્રજાના અમુક વર્ગને એવી કેળવણી આપવી કે જેથી કેળવાયેલો વર્ગ તદ્દન સ્વતંત્ર થવાની વૃત્તિ જ ન કેળવે અથવા કંઈ જ સ્વતંત્ર થવાની ઇચ્છા રાખે તો પણ એ સ્વતંત્રતા એવી હોય કે જેમાં અંગ્રેજી સંસ્કૃતિનું અંધ અનુકરણ જ રહે. આ જ દૃષ્ટિથી અંગ્રેજ સરકારે 'કારકુની કેળવણી'નો જ પ્રચાર કર્યો. એમણે શરૂ કરેલી કેળવણી પામેલામાં નોકરી કરવા સિવાય બીજી સ્વતંત્ર ભાવના ન કેળવાય એની ખાસ કાળજી રાખેલી. આખા દેશના પ્રાથમિક શિક્ષણનું આખુંયે તંત્ર આ પ્રકારની 'કારકુની' કેળવણીના ચોકઠામાં જ બંધબેસતું કરી નાખેલું. આવી કેળવણીના પ્રચારથી જ એમણે આ પરાધીન કરેલા આપણા દેશની સંસ્કૃતિ ઉપર પણ વિજય મેળવવા વ્યવસ્થિત પ્રયાસો કર્યા. આથી હિંદની જીત કેવળ લશ્કરી ન રહી. આખરે તો સાંસ્કારિક જીતમાં જ તે પરિણમી. સર વિલિયમ હન્ટર લખી ગયેલા તેમ, 'ભારતના વિજય પાછળ જ સંસ્કૃતિનો વિજય ગોઠવાઈ ગયો હતો.'

સ્વરાજ્ય તો આપણને મળ્યું છે. પરંતુ હજી સુધી તો તેમાં રાજકીય સ્વતંત્રતા જ મળી છે. આજે સ્વાધીન ભારતનું અંગ મુખ્યતઃ અંગ્રેજી કેળવણી પામેલા શિક્ષિત વર્ગના હાથમાં જ રહેલું છે. ગાંધીજીના પ્રયાસોને લીધે મહાસભાના નેતાઓએ સ્વરાજ્ય મેળવવામાં અહિંસાનો માર્ગ લીધો અને સાચા સ્વરાજ્ય વિશેના એમનાં ક્રાંતિકારી વિચારોથી એ નેતાઓ ઠીક ઠીક રંગાયેલા હતા. આટલા વિશાળ દેશના રાજ્યતંત્રની જવાબદારી મહાસભાના નેતાઓ પર જ મુખ્યતઃ આવી પડી છતાં એમને રાજ્યતંત્રનું સંચાલન કરવા માટે બિનમહાસભાવાદીઓનો ઘણો સહકાર મેળવવો પડે છે. વળી મહાસભાવાદીઓ પણ બધા જ ક્રાંતિકારી વિચારોમાં શ્રદ્ધા રાખનારા નથી. લોકશાહીનું તંત્ર હોવાથી રાજ્યતંત્રમાં આવા લોકોની ઠીક ઠીક બહુમતી રહે છે. પરિણામ એ આવ્યું છે કે સ્વાધીન થયેલુ ભારત સ્વરાજ્યનું તંત્ર જે રીતે ચલાવે છે તેમાં મુખ્યત. અંગ્રેજ સરકારે આપેલા હાનિકારક વારસાની જાળવણી લગભગ બધી જ બાબતોમાં રહે છે. દશ વર્ષના ટૂંક સમયમાં સ્વતંત્ર ભારતે કેટલાક જટિલ અને મહત્ત્વના રાજકીય કોયડાઓનો સંતોષકારક ઉકેલ જરૂર આણેલો છે. દેશી રાજ્યોનું એકીકરણ અને વિલીનીકરણ, ભાગલાને

પરિણામે પ્રગટેલા નિરાશ્રિતોના ગૂંચવાતા પ્રશ્નનો કંઈક સંતોષકારક ઉકેલ, પરદેશ સાથેના આંતરરાષ્ટ્રિય વ્યવહારોમાં ભારતની વધેલી પ્રતિષ્ઠા વગેરે સિદ્ધિઓ કોઈ પણ નવી સરકાર માટે અત્યંત ગૌરવ લેવા જેવી સિદ્ધિઓ છે. રાજ્યતંત્રની આંટીઘૂંટીઓને ઉકેલવાની રાજદ્વારી કુનેહ અને કુશળતા આપણા નેતાઓમાં પૂરતા પ્રમાણમાં છે જ એ વિષે હવે કોઈને શંકા રહેતી નથી.

પરંતુ રાજકીય બાબતમાં મળેલી આવી સફળતા બાદ કરતા સ્વતંત્ર ભારતની સ્વરાજ્ય સરકારે અધિક સામાજિક અને સંસ્કૃતિ વિષયક મહત્ત્વના પ્રશ્નોના ઉકેલમાં બહુ જ નજીવી સફળતા મેળવી છે. અહીં જ અંગ્રેજ સરકારે મેળવેલી સાંસ્કારિક જીતનો વિઘાતક વારસો સૌથી મોટા પ્રમાણમાં જળવાઈ રહેલો જણાય છે. દિલ્હીની મધ્યસ્થ સરકાર તેમ જ રાજ્યોની સરકાર હજી આ દિશામાં પશ્ચિમના અંધ અનુકરણોમાં જ અટવાયા કરે છે. આપણું બંધારણ ઘડવામાં પણ આપણા ભારત દેશની હજારો વર્ષની અખંડિત રહેલી સંસ્કૃતિના વારસોને નહિ જેવો જ વિચાર થયો છે. ભારતવર્ષમાં આવી ગયેલા સમજુ પ્રવાસીઓ કે આ દેશની સંસ્કૃતિનો અભ્યાસ કરનાર સાચા વિદ્વાનો સ્પષ્ટ રીતે જણાવતા રહ્યા છે કે ભારતીય સંસ્કૃતિના આધારસ્થંભો તેમ જ પ્રેરક બળો એનાં લાખો ગામડાંઓમાં રહેલી સ્વયંસંચાલિત સંસ્થાઓ હતી. પરંતુ આપણું બંધારણ ઘડનાર ડૉ. આંબેડકરને તો આ જ ગામડાંઓ પ્રત્યે ભારે અણગમો હતો. ગ્રામપંચાયતોને બંધારણમાં સ્થાન આપવા માટે પણ એમનો વિરોધ હતો. આવા વિજાતીય બંધારણને અનુસરીને જ આપણે રાજ્યતંત્ર ગોઠવ્યું છે. આપણા કાયદાઓ એ રીતે જ ઘડાયાં છે. આપણી આર્થિક સમસ્યાઓનો ઉકેલ આણવાના પ્રયાસો તો બધી રાજ્ય સરકારો કરે છે, પરંતુ છેવટ તો તે બધાં ફાંફાં જ નીવડે છે અથવા કંઈક સફળતા મળે તો તેમાં પણ થીંગડાં મારવા જેટલી જ તેમાં સંગીનતા કે સ્થિરતા રહે છે.

અંગ્રેજ સરકારે અહીંથી વિદાય તો ૧૯૪૭માં લીધી પરંતુ એ વિદાય પછી મેકોલેની ભવિષ્યવાણીને આજે તો આપણે સાચી પાડી છે. ૧૮૫૩ના પાર્લામેન્ટરી પંચ આગળ મેકોલેએ સ્પષ્ટ ભાષામાં જણાવેલું કે : 'આજે તો આપણે આપણી બધી જ શક્તિનો ઉપયોગ પ્રજામાં એવો (ભણેલો) વર્ગ નિર્માણ કરવામાં કરવો જોઈએ કે જે વર્ગ, જેના પર આપણે રાજ્ય કરવું છે તે કરોડો પ્રજાજન અને આપણી વચ્ચે દુભાષિયાનું કામ કરે. એ વર્ગ એવો રહેશે જે રંગ તેમ જ લોહીમાં ફક્ત હિંદી રહેશે. પરંતુ એમની રસવૃત્તિમાં, એમના વિચારોમાં, એમનાં નૈતિક ધોરણોમાં તેમ જ બુદ્ધિમત્તામાં એ વર્ગ 'અંગ્રેજી' જ રહેશે.'

આપણી સ્વરાજ્ય સરકાર હિંદી હોવા છતાં ઠીક ઠીક પ્રમાણમાં 'અંગ્રેજી' છે. આપણી જ પ્રજાના પ્રતિનિધિઓની તે બનેલી છે, પરંતુ તે પ્રતિનિધિઓએ કેળવણી મુખ્યતઃ મેકૉલેપ્રણીત લીધેલી, અને હજી પણ એ રાજ્યતંત્રનું સંચાલન અંગ્રેજી ઢબે ચલાવી રહ્યા છે. (૧) સત્તાનું કેન્દ્રીકરણ, (૨) ખર્ચાળ રાજ્યતંત્ર, (૩) ઔદ્યોગિક યંત્રકરણની ધમાલમાં ગ્રામપ્રજાના ગ્રામઉદ્યોગની અવગણના અને તે પ્રજાનું શોષણ. (૪) આ ત્રણે વિગતોને અનુરૂપ એવી જૂની છતાં બધાક્ષ પક્ષે અરાષ્ટ્રિય ઠરાવેલી કેળવણીનો આગ્રહ. આ ચાર મહત્ત્વની બાબતોમાં સ્વરાજ્ય તંત્ર 'અંગ્રેજી' ઢબને જ વળગી રહેવાની જડતા રાખીને બેઠું છે. પંચવર્ષીય યોજનાને પણ આ ચારના ચોકઠામાં ગોઠવી દેવામાં આવી છે એટલે પ્રજાને એમાં નહિ જેવો જ ઉત્સાહ રહે છે. કરોડોનો ખર્ચ આ બધા પાછળ થતો જ રહે છે, છતાં પ્રજાના રોજીંદા જીવનના સળગતા પ્રશ્નોનો અગ્નિ તો શાંત થતો જ નથી. પ્રજાકલ્યાણની અનેકવિધ પ્રવૃત્તિઓ તો આપણી સરકાર ઊપાડે છે, તે પાછળ લાખો રૂપિયા પણ ખર્ચે છે, પરંતુ બધું જ પેલી વારસામાં મળેલી અંગ્રેજી ઢબે ચાલે છે, એટલે પ્રજામાં ભારે અસંતોષ રહે છે અને કમનસીબે તે વધતો જાય છે.



હિંદનું દુર્દૈવ છે કે જે મહાન વિભૂતિએ શાંતિમય માર્ગે સ્વરાજ્ય મેળવી આપ્યું એના આદર્શો અને તેના વિચારોનું આપણે સ્મરણ ભાગ્યે જ કરીએ છીએ. જ્યારે સ્વરાજ્ય તંત્ર સંચાલનની વિગતોના વ્યવહારો કરવાના આવે છે ત્યારે રાષ્ટ્રપિતાનો કલ્યાણકારી અને પાવનકારી વારસો ભૂલી જઈને હિંદને પાયમાલીને પથે મૂકી દેનાર અંગ્રેજ સરકારના અંગ્રેજી વારસાનું જ આપણે કાળજીપૂર્વક તેમ જ આગ્રહપૂર્વક પાલન કરીએ છીએ.

આજની આપણી આવી કરુણાજનક અને નિરાશાજનક દુર્દશાનો વિચાર કરીએ છીએ ત્યારે સ્પષ્ટ રીતે આપણને ભાન થાય છે કે પેલી અંગ્રેજી મનોદશાએ આપણા પૂજનીય નેતાઓને પણ કેવા ભાનભૂલ્યા બનાવી દીધા છે. હજી એ વિઘાતક મનોદશા હઠીલી નીવડતી જ રહી છે. સ્વરાજ્ય તંત્રના સંચાલનમાં તેમજ ભણેલા તેમજ સાધનસંપન્નના વ્યવહારોમાં લાંચરુશ્વત, દગાખોરી, નર્યો સ્વાર્થ, સત્તાલોભ, અને સત્તામદ, વેરઝેર અને બધાને આંટી દે એવું ઠંડે કલેજે થતું કરોડો ગરીબોનું ભયાનક શોષણ જ્યાં ત્યાં વ્યાપક બની રહ્યું છે. સ્વરાજ્ય મળ્યા પહેલાની મહાસભાના આગ્રહો સ્વરાજ્ય પછી સ્થપાયેલી મહાસભા સરકારો ભૂલતી જાય છે. એ જ નિર્માલ્ય કેળવણી, એ જ ગરીબોનું શોષણ કરનારાં મૂડીવાદી માનસ, એ જ ખર્ચાળ રાજ્યતંત્ર અને સંતોનું એ જ કેન્દ્રીકરણ આપણા સ્વરાજ્ય તંત્રનાં મુખ્ય પ્રેરક બળો હજી રહેલાં છે. એના ચોકઠામાં, આવેલું સ્વરાજ્ય આજ અટવાઈ પડ્યું છે. એટલે આપણા કરોડોના ભાંગ્યાતૂટ્યાં ઝૂંપડાંઓમાં સ્વરાજ્યનું એકાદ કલ્યાણકિરણ પણ માંડ પ્રવેશતું હોય છે. આ બાબતમાં સ્વરાજ્ય સરકાર ફાવતી નથી એવું દુઃખ તો રહેશે જ કારણ કે એ સરકાર આપણી જ પ્રજામાંથી રચાઈ છે. પરંતુ એથીયે વધારે દુઃખ તો એ થાય છે કે પ્રજાની શક્તિ વધારનાર અને સ્વરાજ્ય મેળવી આપનાર મહાસભાનું તંત્ર અને એના કાર્યકરો પણ પેલી 'અંગ્રેજી મનોદશા'ના ચોકઠામાં વધારે ને વધારે અકડાતા જાય છે. ગાંધીજીની રચનાત્મક સંસ્થાઓ અને તેમના કાર્યકર્તાઓ હજી કંઈક જાગ્રત રહે છે કારણ કે પૂ. વિનોબાજીની પ્રેરક ભૂમિદાનની ક્રાંતિકારી પ્રવૃત્તિએ નિષ્પ્રાણ થવા માંડતી એ રચનાત્મક સંસ્થાઓને કંઈક બચાવી લીધી છે. જ્યાં સ્વાર્થ, સત્તા અને શોષણના જ વાયરા ઠેર ઠેર ફૂંકાયા કરતા રહે છે ત્યાં વિનોબાજીની પદયાત્રાને પગલે પગલે સેવા, ત્યાગ અને સ્વાર્પણના ભૂલાઈ જવાતા સંસ્કારો પાછા નવપલ્લવિત થાય છે. દેશને મળેલા સ્વરાજ્યને પેલા નિર્જીવ અંગ્રેજી માનસની ગુલામીમાંથી એ જ સંસ્કારો આખરે તો ઉગારી લેશે. અંગ્રેજોએ મેળવેલા સાંસ્કારિક વિજયને હઠાવી દેવાનું સામર્થ્ય તો એ જ બાપુજીને માર્ગે ચાલી રહેલા વિનોબાજીની પ્રવૃત્તિમાં પડેલું છે. આજે ભણેલા તેમજ વગર ભણેલા બધાને જ ભરખી લેનારા બેકારીના ભયાનક અને વધુ ને વધુ ગૂંચવાતા જવાનો ઉકેલ ખાદી અને ગ્રામ ઉદ્યોગની પ્રવૃત્તિમાં રહેલો છે. સરકારને આ દીવા જેવી સ્પષ્ટ વસ્તુ સમજતાં વાર લાગે, પરંતુ આપણે બધાં ગાંધીજીના વારસાને જીવંત રાખવા જાગ્રત રહી કરોડો ગરીબોની જ એક માત્ર ચિંતા રાખી આપણા જીવનની રહેણીકરણી અને આપણા સમાજના વ્યવહારો ગોઠવતા રહીશું તો આ બેકારી અને આ હાડમારી, આ ગરીબાઈ અને આ અજ્ઞાન, બહુ જ થોડા વખતમાં દૂર થશે. અંગ્રેજી મનોદશાની ગુલામીમાંથી જ આ બેકારી અને આ ભૂખમરો પ્રગટેલાં છે. ગ્રામપ્રજાના સાચા ઉત્કર્ષનો જે જ્વલંત વારસો બાપૂ મૂકી ગયા છે તેને વફાદાર રહીશું તો જ પેલી અંગ્રેજી મનોદશાની ગુલામી અને તેમાંથી પ્રગટેલાં ભયંકર વિઘાતક અનિષ્ટો દૂર થવા માંડશે. નૂતન વર્ષ પ્રસંગે આપણા બધાનો એ જ મંગલ સંકલ્પ રહો કે એ સાંસ્કારિક ગુલામીમાંથી હવે આપણે ઝટ મુક્ત થઈએ. નઈ તાલિમની કેળવણી જ આખર મુક્તિનું પ્રેરક બળ, તેમજ સાધક બળ નીવડશે.







શિવકુમાર જોષી

# 'અને સ્રષ્ટાએ સરજી સ્ત્રી—'

સતી સીતાથી માંડીને આજ સુધી પુરુષોની લોલુપતા એવી ને એવી જ રહી છે તે આ વાર્તાનો ધ્વનિ છે. આપણા કુશળ વાર્તાકાર અનોખી રીતે જ વાર્તાનો દોર લંબાવી દે છે કે વિશિષ્ટ કળામાં અંજાઈ જવાય છે.

'કેમ કિશોર જઈશું ને?'

'ક્યાં?'

'પેલી છોકરીને જોવા.'

'કઈ છોકરી અનંતભાઈ?'

'પેલી, સાડાપાંત્રીસ–અઢાર–છત્રીસવાળી.'

'સાડાપાંત્રીસ–અઢાર–છત્રીસ! એ શું?'

'ઓહ! સાવ બાઘા છો તમે, મેં તમને વધુ સ્માર્ટ ધાર્યો હતા.'

'હવે મારી બાબતમાં તમારો અંદાજ ખોટો પડ્યો એ પછી પણ તમે શું કહેવા માગો છો એ કહેશો?'

'અરે યાર, મિનર્વામાં પેલી મીસ બ્રીગીટી બાર્ડોટને જોવા નથી જવું? હું રાતના શોની ટિકિટ લઈ આવ્યો છું. છાપામાં વાંચ્યું કે નહિ? 'એન્ડ ગોડ ક્રીએટેડ વુમન એન્ડ ડેવીલ ક્રીએટેડ બ્રીગીટી બાર્ડોટ?' હું એની વાત કરતો હતો.'

અનંતની વાત છેવટે મને સમજાઈ. સાડાપાંત્રીસ–અઢાર–છત્રીસનો અર્થ પણ સમજાયો અને મારા મુખ ઉપર આછું સ્મિત ફરકી ગયું, સાથે કંઈક આછો પાતળો કટાક્ષ પણ. અનંતની સામે હું એવી નજરે જોઈ રહ્યો.

'શું એમ મારી સામે જોયા કરો છો કિશોર? યાર એક કલાક ક્યુમાં ઊભા રહીને માંડ માંડ ટિકિટ ખરીદી અને ઉત્સાહભર્યો તમને કહેવા આવ્યો ત્યારે તમે તો જાણે સાવ નિર્લેપ હો તેમ—'

'કોને કોને માટે ટિકિટ ખરીદી લાવ્યા છો અનંતભાઈ?'

'કેમ એમ પૂછો છો? આપણા બે જણ માટે.'

'કેમ નીલાભાભી નહિ આવે? ઊર્મિલા તો જાણે મુંબઈ ગઈ છે એટલે હું એકલો આવું તે સમજાય પણ તમે એકલા શા માટે? આ ચિત્ર તો એડલ્ટસ ઓન્લી માટે છે એટલે નીલાભાભી—'

'આહા! તમે ક્યારે સમજશો? આ ચિત્ર 'ફોર મેન ઓન્લી' છે.'

'છાપામાં એવી જાહેરાત તો છે નહિ! અને મીસ્ટર અને મીસીસ દેસાઈ, મારી ઑફિસના પેલા દાસગુપ્તા અને એની કાવેરી, અરે આપણા શાંતિભાઈ શાહની પેલી મેડિકલ કોલેજમાં ભણે છે તે પોરી પણ જોઈ આવી છે, તો એ કઈ રીતે?'

'તમે યાર સાનમાં સમજતા નથી. મીસ બાર્ડોટને જોવા જઈએ ત્યાં નીલાનું વળી શું કામ? એ બાજુમાં હોય અને સ્ક્રીન ઉપર પેલીને ગમે તેમ જોતાં હોઈએ ત્યારે એને—એટલે કે નીલાને અને મને કેવું લાગે? સાથે ઘરનાં બૈરાંને લઈ જવા જેવું એ ચિત્ર નથી એમ પાછળથી મને પેલા રવીન્દ્ર મહેતાએ ટીપ આપી.'

મારા મુખ ઉપરનું પેલું કટાક્ષમિશ્રિત હાસ્ય અટ્ટહાસ્યમાં વેરાઈ જવા માગતું હતું પણ આ સાવ હસી નાખવા જેવી વાત નથી એમ બીજી ક્ષણે મને સમજાયું અને હું ગંભીર થઈ ગયો.

સ્રષ્ટાએ સ્ત્રીને સરજી તો આવો પક્ષપાત શાથી કર્યો કે નીલા પણ એ સર્જનહારની સરજેલી સ્ત્રી હોવા છતાં અનંતભાઈ મીસ બાર્ડોટને જોવા માટે આટલા આગ્રહી હતા?

મારા મનમાં જાગેલા એ પ્રશ્નનો જવાબ મળતો હોય તેમ મીસ બાર્ડોટના સપ્રમાણ અંગનું વર્ણન વાંચેલું તે યાદ આવી ગયું. સાડા પાંત્રીસ ઇંચ છાતી, અઢાર ઇંચની કેડ અને છત્રીસ ઇંચ નિતંબ, ચોવીસ

૧૫ની વય, બ્લોન્ડ સોનેરી વાળ અને બીજું કેટલુંય. ઉપરાંત આ ફિલ્મમાં કપડાં પહેરે છે તે કરતાં પહેરેલાં કપડાં ઊતારવાનો અથવા છતાં વસ્ત્રે વસ્ત્રો, પોતાની શરીર ઢાંકવાની કામગીરી બરાબર બજાવી ન શકયાં હોય તેવા મીસ બાર્ડોટના અભિનય પ્રસંગો રજૂ કરતી ફિલ્મ જોવા માટેનો અનંતભાઈનો આગ્રહ સમજાય એવો હતો.

અનંતભાઈ એકલા જ શા માટે? કલકત્તા શહેરનાં હજારો સ્ત્રી પુરુષો એ ચિત્ર જોવા માટે તલપાપડ બન્યાં હતાં. ટ્રામમાં, બસમાં, ઑફિસ, રેસ્ટોરાંમાં, કલબ અને મેળાવડામાં બધે જ એ ચિત્રની વાતો થતી હતી. બ્રીગીટી બાર્ડોટે શહેરના શિષ્ટ સમાજ ઉપર મોહિની–ભૂરકી છાંટી હતી.

...તે દિવસે બપોરે અનેરો એક બનાવ જે મેં નજરે જોયો હતો તે જોયા પછી મને લાગ્યું કે આ સ્રષ્ટાએ સર્જેલી સ્ત્રી બીજી એની જ સર્જેલી સ્ત્રીઓ કરતાં કંઈક વધુ જુવાન હોય, વધુ મદભર્યાં મસ્ત અંગાંગવાળી હોય અને થોડી વધુ નટખટ હોય તો શિષ્ટ સમાજ શું કે અશિષ્ટ સમાજ શું, ભદ્ર પુરુષો શું કે વિવેક અવિવેકની લાંબી પંચાત ન કરનાર વર્ગના પ્રતિનિધિ પુરુષો શું—પુરુષ માત્ર એવે પ્રસંગે લગભગ સમાન તબક્કે પહોંચી જાય છે.

વિશ્વકર્મા પૂજા નિમિત્તે એક સંબંધીના આગ્રહથી એમણે નવી ખરીદેલી લોખંડની ફેક્ટરી ઉપર મારે તે દિવસે બપોરે લીલુઆ જવાનું થયું. કલકત્તાથી ચાર માઈલ દૂર આવી વસ્તી છે એનો મને પહેલી જ વાર ખ્યાલ આવ્યો. ગ્રાન્ડ ટ્રન્ક રોડમાંથી એક પહોળો માર્ગ ડાબા હાથે ફંટાયો, અને પછી તો ગલીમાંથી ગલી અને તેમાં વળી સાંકડી નેળ અને વળી ગલી. એમ તરેહ તરેહના આડા અવળા વળાંક લેતો રસ્તો કારખાના તરફ જતો હતો.

રસ્તાની આજુબાજુ હમણાં જ વરસી ગયેલા વરસાદને કારણે ખાબોચીયાં ભરાયાં હતાં, રસ્તામાં પાર વિનાનો કીચ્ચડ ખડકાયો હતો. આજુબાજુ ખરબચડી તૂટેલી ભાંગેલી બિસ્માર ભીંતોના ઓરડામાં માણસો રહી શકે એ માન્યામાં આવતું ન હતું. બધાં જ એક ઘાટના વાંસ માટી કે પતરાંના આ મકાનો (!) હતાં. ખુલ્લી ગટરોમાં કાળું પરપોટાવાળું બદબો મારતું મેલું પાણી વહેતું અટકી ગયું હતું. આવાં વસવાટોના સમૂહની વચમાં કયાંક કયાંક કોઈ કોઈ ફેકટરીની કાળી ચીમનીઓ ડોકું ઊંચું કરીને ચારે બાજુની કંગાલીયતનો ધ્વજ ફરકાવતી હોય તેમ ઊભી હતી. એકાએક અમારી મોટર અટકી ગઈ. ગલીને નાકે એક ટોળું ઊભું હતું અને વીસ પચીસ કદમ દૂર બીજું ટોળું ઊભું હતું. સામેના ટોળામાંથી બે ત્રણ પુરુષો અને એક બે સ્ત્રીઓ એક વ્યક્તિને બળજબરીથી કશુંક કરતાં વારતાં હતાં, આ બાજુના ટોળામાં પણ કશીક ઝાંખી હીલચાલ થઈ રહી હતી.

મોટર–ડ્રાયવરને મેં પૂછ્યું, 'બાદલ, મામલા કયા હૈ!'

ફેકટરી–માલિકનો ડ્રાયવર બાદલ જવાબમાં હસ્યો, થોડીવાર પછી બોલ્યો, 'કુછ નહિ બાબુજી, યહ તો રોજકા મામલા હૈ ..વો અંબુરી હૈન, ઉસકી વજેસે યહ પાડામેં કભી કભી હવા ગરમ હો જાતી હૈ.'

'અંબુરી કોણ?' એવા મારા પ્રશ્નના જવાબમાં ડ્રાયવરે પાછળ ડોકું ફેરવીને મને ઈશારાથી સામેની દિશામાં જોવા સૂચવ્યું. 'વહી, જીસકો વો લોગોંને પકડ રખ્ખી હૈ.'

મેં સામેના ટોળા તરફ ફરીથી જોયું. પેલાં સ્ત્રી પુરુષો એક યુવતીને પકડી રાખવા માગતાં હતાં, એ યુવતી એમની પકડમાંથી છૂટવા માગતી હતી. મેં એ તરફ કુતૂહલવૃત્તિથી જોયા જ કર્યું.

તેવીસ વર્ષની એની ઉમર છે એમ બાદલે જણાવ્યું ન હોત તો પણ સમજાય તેવું હતું. ઘઉંવરણી કરતાં શ્યામ ગણાય તેવા એની ચળકતી ચામડીનો રંગ હતો, પણ એના ચહેરાનો મહોરો અને તેવીસ વર્ષની વય પ્રગટ કરતા સુઘડ રેખાવાળા દેહને કારણે આવી કંગાલ ધરતીમાં એનું વ્યક્તિત્વ જુદું તરી આવતું હતું.

બાદલે મને ત્રુટક ત્રુટક માહિતી આપી.

'કોઈ કહેતું કે પૂર્વ બંગાળથી એક નિરાશ્રિત કુટુંબ આવીને આ વસ્તીમાં વર્ષો પહેલાં વસ્યું, તે વખતે અંબુરી સાવ લઘરવઘર અને સુકડી પાતળી હોવાથી કોઈનું એના તરફ ધ્યાન ખેંચાયું ન હતું. માત્ર બીરભૂમ તરફના પેલા બિહારી મુકાદમ બિથુઆની નજર, એની મોટી મોટી વારંવાર નાચી ઊઠતી કાળી આંખો અને સમતોલ મુખરેખાઓ ઉપર એકવાર પડી અને એની અનુભવી નજરને આ કાચી વયની નિરાશ્રિત છોકરીમાં કશુંક છૂપાયેલું દેખાયું. મહોલ્લામાં એ એકચક્રે રાજ્ય કરતો, બ્રિટિશરોના વખતમાં શું કે લીગ સરકારના શાસનકાળમાં શું, અરે છેવટે સ્વરાજ્ય આવ્યું અને લોકશાસન લાવ્યું ત્યારે પણ લીલુઆ ગામના આ ખાડામાં બિથુઆની આણ જેમની તેમ પ્રવર્તતી હતી...'

બાદલે ભૂતકાળની વાત કરી એટલે મેં એને પૂછ્યું, 'મગર અબ કયા મામલા હૈ ? બિથુઆ કહાં ગયા ?'

મારી આતુરતાને સંતોષવાની ખાત્રી આપતું સ્મિત વેરતો બાદલ બોલ્યો, 'મૈં વહી તો કહતા થા...યહ અંબુરી અબ યહાંકી રાની હૈ...'

'ઔર રાજા ?'

'એક દિન બિથુઆ થા, ફીર જગન આયા, સલીમને ભી પાંચ પંદર દિન હકુમત ચલાઈ, મગર અબ સુનતે હૈં કી ફીર સિંહાસન ખાલી હૈ, ઔર રામલખન ઔર જોગીન્દર કી બીચમેં ખીચપીચ ચલ રહી હૈ...'

બન્ને ટોળાંઓએ ગલી રોકી રાખી હોઈને મોટર આગળ વધે તેમ ન હતી. બાદલે પણ વિગતવાર અંબુરી અને એના રોમાંચક ઇતિહાસની વાત માંડી અને સામે એવા ઇતિહાસની પ્રત્યક્ષ સાક્ષી પૂરતી એ યુવતી હતી એટલે એમ રોકાઈ પડવાનો મને વાંધો ન હતો.

બાદલે માંડીને વાત કરી.

'અંબુરી તરફ બિથુઆ આકર્ષાયો. અંબુરીના બાપનાં મૃત્યુ પછી એની ગરીબડી મા અને અંબુરીને એણે પાંખમાં લીધાં. અંબુરીની વય વધતી ચાલી તેમ તેમ એનું શામળું રૂપ તંદુરસ્તીના તેજથી ચમકતું અને ધારદાર બનવા માંડ્યું સાથે સાથે એનું હલનચલન અને જબાન પણ બેલગામ બની ગયાં. પાડામાં કોઈનીયે તાકાત ન હતી કે અંબુરીને કાંઈ કહી શકે...

'કાખમાં કળશી લઈને એ જાનકીદેવી તેમના પુકુર તરફ પાણી ભરવા જતી ત્યારે એની લચકતી ચાલ જોતાં વસ્તીનો પુરુષ વર્ગ અકળાઈ જતો. એની આડી નજર ફેંકવાની લઢણુ એમને જખ્મી કરતી, એના શામળા મુખ ઉપરનું પાનના રસે રંગાયેલા લાલચટક હોઠની વચમાંથી ફરકતું હાસ્ય એમને માટે વધુ ચળકતું અને વેધક બનતું...

'એવા હાસ્યનો પૂરો અર્થ સમજ્યા સિવાય નવોસવો આવેલો ઉત્તર પ્રદેશનો પેલો ચિંતામણી આકર્ષાયો, એણે માન્યું કે એની કસરતી પહોળી છાતી અને વાંકડી મૂછોના શિરપાવ તરીકે અંબુરીએ એ નટખટ હાસ્ય એને પીરસ્યું હતું. અંબુરીની એ રોજની ટેવ હતી અને રસ્તે જતાં એની તરફ આકર્ષાઈને પહોળી નજરે જોતા કોઈપણ પુરુષને મહાત કરવા માટે એ એવા નખરાળા હાસ્યના ટુકડા વેરતી વેરતી ચાલી જતી હતી, એ વાત ચિંતામણી જાણતો ન હતો...

'વળતી સાંજે મહોલ્લા વચ્ચે ચિંતામણીએ એનો મારગ રોકયો, એટલું જ નહિ પણ હાથ ખેંચ્યો. ઉંહાતુંસમાં ખભા ઉપરથી એની સાડી ખસી ગઈ અને ઊભડક વળાંક લેતું અંબુરીનું પુષ્ટ યૌવન નજરે પડતાં એ બેબાકળો બન્યો અને ભાન ભૂલ્યો...

'બિથુઆએ ત્રણ દિવસ પછી ચિંતામણીને વ્હેરી નાખ્યો. પોલીસે ઘણી દોડાદોડ કરી પણ બિથુઆની સામે એક સાક્ષી ન મળ્યો....'

બાદલે શ્વાસ લીધો. સામે અંબુરીને શાંત પાડતી એક પ્રૌઢ સ્ત્રી મારી નજરની વચમાંથી ખસી. એ અંતરાય



વર્ષની વય, બ્લોન્ડ સોનેરી વાળ અને બીજું કેટલુંય. ઉપરાંત આ ફિલ્મમાં કપડાં પહેરે છે તે કરતાં પહે-રેલાં કપડાં ઊતારવાનો અથવા છતાં વસ્ત્રે વસ્ત્રો, પોતાની શરીર ઢાંકવાની કામગીરી બરાબર બજાવી ન શકયાં હોય તેવા મીસ બાર્ડોટના અભિનય પ્રસંગો રજૂ કરતી ફિલ્મ જોવા માટેનો અનંતભાઈનો આગ્રહ સમજાય એવો હતો.

અનંતભાઈ એકલા જ શા માટે? કલકત્તા શહેરનાં હજારો સ્ત્રી પુરુષો એ ચિત્ર જોવા માટે તલપાપડ બન્યાં હતાં. ટ્રામમાં, બસમાં, ઑફિસ, રેસ્ટોરાંમાં, કલબ અને મેળાવડામાં બધે જ એ ચિત્રની વાતો થતી હતી. બ્રીગીટી બાર્ડોટે શહેરના શિષ્ટ સમાજ ઉપર મોહિની-ભૂરકી છાંટી હતી.

...તે દિવસે બપોરે બનેલો એક બનાવ જે મેં નજરે જોયો હતો તે જોયા પછી મને લાગ્યું કે આ સ્રષ્ટાએ સર્જેલી સ્ત્રી બીજી એની જ સર્જેલી સ્ત્રીઓ કરતાં કંઈક વધુ જુવાન હોય, વધુ મદભર્યાં મસ્ત અંગાંગવાળી હોય અને થોડી વધુ નટખટ હોય તો શિષ્ટ સમાજ શું કે અશિષ્ટ સમાજ શું, ભદ્ર પુરુષો શું કે વિવેક અવિવેકની લાંબી પંચાત ન કરનાર વર્ગના પ્રતિનિધિ પુરુષો શું—પુરુષ માત્ર એવે પ્રસંગે લગભગ સમાન તબક્કે પહોંચી જાય છે.

વિશ્વકર્મા પૂજા નિમિત્તે એક સંબંધીના આગ્રહથી એમણે નવી ખરીદેલી લોખંડની ફેક્ટરી ઉપર મારે તે દિવસે બપોરે લીલુઆ જવાનું થયું. કલકત્તાથી ચાર માઈલ દૂર આવી વસ્તી છે એનો મને પહેલી જ વાર ખ્યાલ આવ્યો. ગ્રાન્ડ ટ્રન્ક રોડમાંથી એક પહોળો માર્ગ ડાબા હાથે ફંટાયો, અને પછી તો ગલીમાંથી ગલી અને તેમાં વળી સાંકડી નેળ અને વળી ગલી. એમ તરેહ તરેહના આડા અવળા વળાંક લેતો રસ્તો કારખાના તરફ જતો હતો.

રસ્તાની આજુબાજુ હમણાં જ વરસી ગયેલા વરસાદને કારણે ખાબોચીયાં ભરાયાં હતાં, રસ્તામાં પાર વિનાનો કીચ્ચડ ખડકાયો હતો. આજુબાજુ ખરબચડી તૂટેલી ભાંગેલી બિસ્માર ભીંતોના ઓરડામાં માણસો રહી શકે એ માન્યામાં આવતું ન હતું. બધાં જ એકા ઘાટના વાંસ માટી કે પતરાંના આ મકાનો (!) હતાં. ખુલ્લી ગટ-રોમાં કાળું પરપોટાવાળું ખદબો, મારતું મેલું પાણી વહેતું અટકી ગયું હતું. આવાં વસવાટોના સમૂહની વચમાં કયાંક કયાંક કોઈ કોઈ ફેક્ટરીની કાળી ચીમનીઓ ડોકું ઊંચું કરીને ચારે બાજુની કંગાલીઅતનો ધ્વજ ફરકાવતી હોય તેમ ઊભી હતી.

એકાએક અમારી મોટર અટકી ગઈ. ગલીને નાકે એક ટોળું ઊભું હતું અને વીસ પચીસ કદમ દૂર બીજું ટોળું ઊભું હતું. સામેના ટોળામાંથી બે ત્રણ પુરુષો અને એક બે સ્ત્રીઓ એક વ્યક્તિને બળજબ-રીથી કશુંક કરતાં વારતાં હતાં, આ બાજુના ટોળામાં પણ કશીક ઝડપી હીલચાલ થઈ રહી હતી.

મોટર-ડ્રાયવરને મેં પૂછ્યું, 'બાદલ, મામલા કયા હૈ?'

ફેક્ટરી-માલિકનો ડ્રાયવર બાદલ જવાબમાં હસ્યો, થોડીવાર પછી બોલ્યો, 'કુછ નહિ બાબુજી, યહ તો રોજકા મામલા હૈ ..વો અંગુરી હૈન, ઉસકી વજેસે યહ પાડામેં કભી કભી હવા ગરમ હો જાતી હૈ.'

'અંગુરી કોણ?' એવા મારા પ્રશ્નના જવાબમાં ડ્રાયવરે પાછળ ડોકું ફેરવીને મને ઇશારાથી સામેની દિશામાં જોવા સૂચવ્યું. 'વહી, જીસકો વો લોગોંને પકડ રખ્ખી હૈ.'

મેં સામેના ટોળા તરફ ફરીથી જોયું. પેલાં સ્ત્રી પુરુષો એક યુવતીને પકડી રાખવા માગતાં હતાં, એ યુવતી એમની પકડમાંથી છૂટવા માગતી હતી. મેં એ તરફ કુતૂહલવૃત્તિથી જોયા જ કર્યું.

તેવીસ વર્ષની એની ઉંમર છે એમ બાદલે જણાવ્યું ન હોત તો પણ સમજાય તેવું હતું. ઘઉંવરણી કરતાં શ્યામ ગણાય તેવો એની ચળકતી ચામડીનો રંગ હતો, પણ એના ચહેરાનો મહોરો અને તેવીસ વર્ષની વય પ્રગટ કરતા સુઘટ્ટ રેખાવાળા દેહને કારણે આવી કંગાલ વસ્તીમાં એનું વ્યક્તિત્વ જુદું તરી આવતું હતું.

બાદલે મને ત્રુટક ત્રુટક માહિતી આપી.

'કોઈ કહેતું કે પૂર્વ બંગાળથી એક નિરાશ્રિત કુટુંબ આવીને આ વસ્તીમાં વર્ષો પહેલાં વસ્યું, તે વખતે અંજુરી સાવ લઘરવઘર અને સુકડી પાતળી હોવાથી કોઈનું એના તરફ ધ્યાન ખેંચાયું ન હતું. માત્ર બીરભૂમ-તરફના પેલા બિહારી મુકાદમ બિથુઆની નજર, એની મોટી મોટી વારંવાર નાચી ઊઠતી કાળી આંખો અને સમતોલ મુખરેખાઓ ઉપર એકવાર પડી અને એની અનુભવી નજરને આ કાચી વયની નિરાશ્રિત છોકરીમાં કશુંક છૂપાયેલું દેખાયું. મહોલ્લામાં એ એકચક્રે રાજ્ય કરતો, બ્રિટિશરોના વખતમાં શું કે લીગ સરકારના શાસનકાળમાં શું, અરે છેવટે સ્વરાજ્ય આવ્યું અને લોકશાસન લાવ્યું ત્યારે પણ લીલુઆ ગામના આ ખાડામાં બિથુઆની આણ જેમની તેમ પ્રવર્તતી હતી...'

બાદલે ભૂતકાળની વાત કરી એટલે મેં એને પૂછ્યું, 'મગર અબ ક્યા મામલા હૈ? બિથુઆ કહાં ગયા?'

મારી આતુરતાને સંતોષવાની ખાત્રી આપતું સ્મિત વેરતો બાદલ બોલ્યો, 'મૈં વહી તો કહતા થા...યહ અંજુરી અબ યહાંકી રાની હૈ...'

'ઔર રાજા?'

'એક દિન બિથુઆ થા, ફીર જગન આયા, સલીમને ભી પાંચ પંદર દિન હકુમત ચલાઈ, મગર અબ સુનતે હૈં કી ફીર સિંહાસન ખાલી હૈ. ઔર રામલખન ઔર જોગીન્દર કી બીચમેં ખીચપીચ ચલ રહી હૈ...'

બન્ને ટોળાંઓએ ગલી રોકી રાખી હોઈને મોટર આગળ વધે તેમ ન હતી. બાદલે પણ વિગતવાર અંજુરી અને એના રોમાંચક ઇતિહાસની વાત માંડી અને સામે એવા ઇતિહાસની પ્રત્યક્ષ સાક્ષી પૂરતી એ યુવતી હતી એટલે એમ રોકાઈ પડવાનો મને વાંધો ન હતો.

બાદલે માંડીને વાત કરી.

'અંજુરી તરફ બિથુઆ આકર્ષાયો. અંજુરીના બાપના મૃત્યુ પછી એની ગરીબડી મા અને અંજુરીને એણે પાંખમાં લીધાં. અંજુરીની વય વધતી ચાલી તેમ તેમ એનું શામળું રૂપ તંદુરસ્તીના તેજથી ચમકતું અને ધારદાર બનવા માંડ્યું સાથે સાથે એનું હલનચલન અને જબાન પણ બેલગામ બની ગયાં. પાડામાં કોઈનીયે તાકાત ન હતી કે અંજુરીને કાંઈ કહી શકે...

'કાખમાં કળશી લઈને એ જાનકીદેવી તેમના પુકુર તરફ પાણી ભરવા જતી ત્યારે એની લચકતી ચાલ જોતાં વસ્તીનો પુરુષ વર્ગ અકળાઈ જતો. એની આડી નજર ફેંકવાની લઢણ એમને જખમી કરતી. એના શામળા મુખ ઉપરનું પાનના રસે રંગાયેલા લાલચટક હોઠની વચમાંથી ફરકતું હાસ્ય એમને માટે વધુ ચળકતું અને વેધક બનતું...

'એવા હાસ્યનો પૂરો અર્થ સમજ્યા સિવાય નવોસવો આવેલો ઉત્તર પ્રદેશનો પેલો ચિંતામણી આકર્ષાયો, એણે માન્યું કે એની કસરતી પહોળી છાતી અને વાંકડી મૂછોના શિરપાવ તરીકે અંજુરીએ એ નટખટ હાસ્ય એને પીરસ્યું હતું. અંજુરીની એ રોજની ટેવ હતી અને રસ્તે જતાં એની તરફ આકર્ષાઈને પહોળી નજરે જોતા કોઈપણ પુરુષને મહાત કરવા માટે એ એવા નખરાળા હાસ્યના ટુકડા વેરતી વેરતી ચાલી જતી હતી, એ વાત ચિંતામણી જાણતો ન હતો...

'વળતી સાંજે મહોલ્લા વચ્ચે ચિંતામણીએ એનો મારગ રોક્યો, એટલું જ નહિ પણ હાથ ખેંચ્યો. ઉંહાંતુંસમાં ખભા ઉપરથી એની સાડી ખસી ગઈ અને ઊભડક વળાંક લેતું અંજુરીનું પુષ્ટ યૌવન નજરે પડતાં એ બેબાકળો બન્યો અને ભાન ભૂલ્યો...

'બિથુઆએ ત્રણ દિવસ પછી ચિંતામણીને વ્હેરી નાખ્યો. પોલીસે ઘણી દોડાદોડ કરી પણ બિથુઆની સામે એક સાક્ષી ન મળ્યો....'

બાદલે શ્વાસ લીધો. સામે અંજુરીને શાંત પાડતી એક પ્રૌઢ સ્ત્રી મારી નજરની વચમાંથી ખસી. એ અંતરાય



દૂર થતાં મેં ધારી ધારીને આ મહોલ્લાના મહાભારતની કૃષ્ણાને જોઈ. એના નાનકડા કપાળમાં ચળકતો ચાંદલો હતો, પાતળા અણીયાળા નાકમાં સોનાની મોટી નથ હતી. હોઠ પાનથી રંગાયા હતા. આંખોનાં ભવાં ક્રોધમાં ઊંચકાયાં હતાં. એની મોટી કાળી આંખો વારંવાર ચારે બાજુ ફરી વળતી હતી સફેદ સાડીથી ઢંકાયેલો શ્યામ દેહ પાયેલા સીસમની જેમ ચળકતો હતો. અને છતાં એના ઊંચા પાતળા સ્ત્રી શરીરને આજુબાજુનો પુરુષ વર્ગ કંઈક જુદા રસથી જોઈ રહ્યો છે એમ મને સમજાયું.

મિથુઆ અને ચિંતામણી જેવો જ કોઈ નવો પ્રસંગ આજે આ લત્તામાં બન્યો હતો. મિથુઆને સલીમે હદપાર કર્યો. સલીમ પણ તડીપાર થયો. જોગીન્દર અને રામલખન વચ્ચે હવે લંકાકાંડ રચાતો હતો એમ બાદલે આજુબાજુમાં ઊભેલા ઓળખીતા પાસેથી માહિતી મેળવી. તકરારનું મૂળ કારણ અંગુરી જ હતી. જોગીન્દર એને પોતાને વતન ભગાડી જવા માગતો હતો, અંગુરીને એણે સ્થિર ઘરસંસાર, મુંબઈની છાપેલી રેશમી સાડી, બીજાં નવાં કપડાં અને એલ્ગીન રોડના નાકે આવેલી લખીબાબુની દુકાનેથી ચાંદીની હાંસડી અને પગના વજનદાર કડાં ભેટ આપવાની પણ લાલચ આપી હતી. ગ્રાન્ડ ટ્રંક રોડ ઉપર આવેલા દરભંગા શાહુકારને ત્યાંથી બે ટકાના માસિક વ્યાજે બસો રૂપિયા પણ એ માગી લાવ્યો હતો.

આવી સમૃદ્ધિ અને સ્થિરતા ચૂપચાપ અપનાવી લેવા અંગુરીની માએ અંગુરીને ઘણી સમજાવી પણ લીલુઆની સાંકડી ગલીઓનું મહારાણીપદ ખોઈને બિહારના કોઈ લુખ્ખા સુક્કા ગામડામાં માત્ર જોગીન્દરના પાસાં સેવવા જવાની એણે આનાકાની કરી. ચિડાયેલા જોગીન્દરે અંગુરી ઉપર આક્ષેપ કર્યો...' દિવસોથી અંગુરી એના પગથિયાં ચડે છે.. લીલુઆની ગલીઓમાં રાતનું અંધારું ઊતરતાં અંગુરી જોગીન્દરનું શરણું શોધે છે...'

'જોગીન્દરનું શરણું અંગુરી શોધે!' એ આક્ષેપથી આજે અંગુરીનું મગજ ફાટ્યું છે. અને જોગીન્દરને એ પાઠ ભણાવવા માગે છે. અને પહેલવાન રામલખનનો એને ટેકો મળ્યો છે...વગેરે વગેરે.

બાદલ ડ્રાયવરની વાત સાંભળતાં હું જુદા વિચારે ચડી ગયો હતો. યુગ યુગથી ચાલી આ એક જ કહાણી! સીતા અને દ્રૌપદી, પદ્મિની અને સંયુક્તા, ટ્રૉયની પેલી હેલન...અને અને આ લીલુઆની અંગુરી! પુરુષ સમાજ હતો ત્યાં ને ત્યાં જ છે! કે પછી સ્રષ્ટાએ સ્ત્રીને સર્જીને પ્રગતિનાં 'આગે કદમ' અને 'પીછે હઠ' વચ્ચેનું પાતળું અંતર ચીંધ્યા કર્યું છે!...

અને સાંજે બીગીટી બાડોરના સાઠ્ઠા પાંત્રીસ-અઢાર-છત્રીસ પ્રમાણો જોવા માટેના મારા મિત્ર અનંતના આમંત્રણે એ આમંત્રણ પાછળના અજબ આગ્રહે, કેળવાયેલા બિનકેળવાયેલા, સંસ્કારી અને ચાલાક કહેવાતા અસંસ્કારી અને જડ કહેવાતા, વિજ્ઞાન અને આર્થિક દૃષ્ટિએ સમૃદ્ધ ગણાતા પશ્ચિમના દેશોના, તત્ત્વજ્ઞાન અને નીતિનો ધ્વજ ફરકાવતા પૂર્વના દેશોના પુરુષ સમાજ વચ્ચેની પેલી એક સમાનવૃત્તિનું મને સચોટ ભાન થયું. ગયા યુગનો હોય કે આધુનિક યુગનો હોય. સંસ્કારપૂત હોય કે સંસ્કાર સાથે ખૂબ ઓછી કે નહિવત્ નિસ્બત હોય પણ કોઈ યુવાન નટખટ સ્ત્રીની વાત આવે ત્યારે લગભગ દરેક પુરુષને માત્ર પુરુષ બની રહેવું જ ફાવે છે એમ મને સમજાયું. એવા પુરુષોની મને દયા આવી.

આવા વિચારોએ મારું મન ઉદાસ બની ગયું, અને આવા વિચારો મને સ્ફુર્યા એ કારણે મારી જાત માટે મેં ગૌરવ અનુભવ્યું, ઊર્મિલા યાદ આવી ગઈ, દસ વર્ષનું અમારું પ્રસન્ન મધુર દામ્પત્યજીવન નજર આગળ તરવરવા માંડ્યું.

'ક્યારના શા વિચારમાં પડ્યા છો તમે કિશોરભાઈ? તો પછી તમે તૈયાર થાવ છો ને? ઇચ્છા ન હોય તો રવીન્દ્રને કહું, એને તો આ ચિત્ર ફરીથી જોવાનું મન છે...' મારી ગૌરવભરી તંદ્રામાંથી અનંતે મને જગાડ્યો.

સવારનું છાપું ખોલીને મારી સામે સિનેમાની જાહેર ખબરનું પાનું ધરતાં એ બોલ્યા, 'શું છોકરી છે! બાપ્પ રે બાપ્પ!!'

'૫' ઉપરનો એમનો બેવડો ભાર અને એમની વિકસેલી આંખો તરફ મારું ધ્યાન ખેંચાયું, અને ન સમજાય તેવા ખેંચાણે એમણે સામે ધરેલી સિનેમાની જાહેરાત તરફ મારી નજર ચોંટી ગઈ.

'...ઊર્મિલા બે મહિના થયાં મુંબઈ પિતાને ત્યાં ગઈ હતી, ઘરમાં ખૂબ એકલું એકલું લાગે છે.'...મારા મનમાં નવી દલીલ જાગી. સામે જાહેરાતમાં બીસ આર્ટીની અઢાર ઈંચની કેડની આજુબાજુ હાથ વીંટાળી એની સાડી પાંત્રીસ ઈંચની છાતીમાં માથું ડુબાડી પ્યાર કરતા યુવાનના ચિત્રની છાપ મારી નજરમાં ખૂબ સ્પષ્ટપણે ઊપસી આવી, ને હું બોલી ઊઠ્યો, 'ના ના, રવીન્દ્ર શા માટે? હું તૈયાર થઈ જ જઉં છું, તમે આવી પહોંચો અનંતભાઈ.'



દેવજી રા. મોઢા

## ચાલોને શોધવા સોનું

ચાલોને શોધવા સોનું
સાગરમાંથી ચાલોને શોધવા સોનું!

સાગરના તળિયામાં સોનાનાં દ્વીપ ઢળ્યાં
સાગર-સપાટીએ સોનાનાં શીણ વળ્યાં,
એવી કઇ સુન્દરીના નવ-સરા હાર ખર્યા?
કોનું એ ઝળહળ સોનું?
સાગરમાંથી ચાલોને શોધવા સોનું!

સન્ધ્યા આકાશમાં રમવાને ઊતરી,
રમી કરી રથમાં જ્યાં માંડી જવા ચઢી,
ત્યાં તો પાણીમાં ગયો લાખેણો હાર પડી:
એનું એ લખલૂટ સોનું?
સાગરમાંથી ચાલોને શોધવા સોનું!

શોધીશોધીને એને શેમાં સંઘરશો?
એવા વિશાળા ક્યા પાત્રે તે ધરશો?
નયણાંની કુલડીમાં સાચવીને ભરશો,
તો સઘળું યે મારો સોનું!
સાગરમાંથી ચાલોને શોધવા સોનું!

ચાલો સંસારમહીં ડૂબકી લગાવીએ,
સાર તણા સોનાને ઉપર લઈ આવીએ;
એમ છતાં એમાંથે નહિ રે જો ફાવીએ,
તો મૃત્યુનું લાધશે સોનું!
સંસારમાંથી ચાલોને શોધવા સોનું!



'સરોદ'

## મીરાંના બોલે મંજીરા

ભગતિ આદ પુરુષ કેરી સાચી રે,
મીરાંના બોલે મંજીરા હો જી.

ભગતિ અવર પુરુષ કેરી કાચી રે,
મીરાંના બોલે મંજીરા હો જી.

ગઢ રે ચિતોડે બેઠી, દુઃખ રહી વેઠી,
એણે દયા પર કેરી નવ જાચી રે,
મીરાંના બોલે મંજીરા હો જી.

હરિનામ વ્હાલું એનું સકલ નિરાલું,
થઈ ધ્યાન ધાન તો ય રાને રાચી રે,
મીરાંના બોલે મંજીરા હો જી.

જોઈ નંદલાલો એનો તોર મતવાલો,
ભૂલી ભાન મીરાં મસ્ત થઈ નાચી રે,
મીરાંના બોલે મંજીરા હો જી.

રણઝણ બોલે એ તો મીરાંમન બોલે,
એની વાણી સરોદે સત વાંચી રે,
મીરાંના બોલે. મંજીરા હો જી.





'અને સ્વપ્નાએ સરજી સૌ–': ૫૯

પદ્મકાન્ત ર. શાહ

# સૂર્ય ને ધરતીની શક્તિ

પૃથ્વીને પ્રજ્વાળતા સ્વયં ભગવાન સૂર્યનારાયણ તથા મા ધરિત્રીની શક્તિનો વિજ્ઞાને જે આછો પરિચય કર્યો છે તેનો આકૃતિઓ સાથે આ લેખમા જાણીતા વિજ્ઞાનવિદ્ સુંદર પરિચય આપે છે જે દરેકને ઉપયોગી થઈ શકે તેવો છે......

દિવ્ય શક્તિનો પ્રથમ સાક્ષાત્કાર મનુષ્યે સૂર્યમાં જ કર્યો. આપણને પ્રત્યક્ષ પરમેશ્વર હોય તો તે સૂર્ય જ છે. સૂર્યને હિંદુ ધર્મમાં સૂર્યનારાયણ કહે છે, એટલે કે સૂર્ય એ જ નારાયણ છે. અનેક ધર્મોમાં સૂર્યની સ્તુતિ કરેલી છે. સૂર્ય 'નારાયણ' શા માટે તે તો સૂર્ય-શક્તિ વિષે પરિચય કેળવીએ ત્યારે જ ખબર પડે. પૃથ્વી પરનું સમસ્ત જીવન સૂર્ય પર જ અવલંબેલું છે. પૃથ્વી એ સૂર્યનું જ સંતાન છે અને પૃથ્વી પર જે જે શક્તિનાં સ્વરૂપો આપણે નીરખીએ છીએ તે સૂર્ય-માંથી જ ઉદ્ભૂત થયાં છે.

સૂર્ય પોતાની શક્તિ ચારેકોર વિસ્તારે છે. પૃથ્વીને તે શક્તિનો જે હિસ્સો મળે છે તે અત્યંત અલ્પ છે. તેનું પ્રમાણ એક અબજમાં પૂરા એક ભાગનું પણ નથી. છતાં આ શક્તિના પ્રભાવથી જગત્ ટકી રહ્યું છે. એ શક્તિ જેવી ભીષણ છે તેવી જ પાવનકારી છે.

સૂર્યની શક્તિનો ઉપયોગ કરવા અનાદિ કાળથી મનુષ્ય પ્રયત્ન કરતો રહ્યો છે. ધર્મોમાં એની સ્તુતિના અનેક મંત્રો જડે છે. વિજ્ઞાનીઓએ જ્ઞાનની ઉપાસના કરીને શક્તિની ભક્તિ કરી પદાર્થમાંથી અનેકવિધ કલ્યાણકારી શક્તિને નાથી છે અને પ્રકૃતિની મહત્તા સાથે વિજ્ઞાનના ગૌરવનો ઝંડો ફરકાવ્યો છે.

વિરાટ સૂર્યનો ૮૬૪,૦૦૦ માઇલનો વ્યાસ ૭,૯૦૦ માઇલના વ્યાસવાળી પૃથ્વીને સરખામણીમાં ક્યાંય વામન બનાવી મૂકે છે. પિતા અને પુત્રી વચ્ચેના ૯૩,૦૦૦,૦૦૦ (નવ કરોડ ત્રીસ લાખ) માઇલના અંતરને કારણે પિતાની ઉગ્રતાને બદલે પૃથ્વીને તેની અમી નજર સાંપડે છે.

વ્યોમમાર્ગે ચુંબકીય અંશુ-પ્રસરણો વડે આપણને સૂર્યની શક્તિ પ્રકાશ અને ઉષ્ણતાના મુખ્ય સ્વરૂપો દ્વારા લબ્ધ થાય છે. પૃથ્વી પરની પ્રાકૃતિક પરિસ્થિતિ આ અંશુ પ્રસરણોને આભારી છે. વેરાન રણો, ધ્રુવ-

અબજો વર્ષ પહેલાં સૂર્યમાંથી એક લચકો નીકળ્યો અને પૃથ્વીનો જન્મ થયો. આ લચકો સૂર્યની આસપાસ ફરવા લાગ્યો અને પૃથ્વીરૂપે ઓળખાયો. તેના જેવા જ સૂર્યમાંથી બીજા પણ ગ્રહો નીકળ્યા હતા અને તે બધાની સૂર્ય-માળા બની.

પૃથ્વીના ઠંડા પડવાની શરૂઆત સપાટી પરથી થઈ અને વાયુમાંથી પ્રવાહી અને પછી ઘનસ્વરૂપ બંધાયું. ઘન-સ્વરૂપ વધુ ઠંડક થતાં જીવન ધારણ કરવા સમર્થ બન્યું પણ પૃથ્વીના અંતરની ઉષ્મા તો લોહ-નિકલની પ્રવાહી ધાતુને જ ધારણ કરતી રહી. અહીંનું ઉષ્ણતામાન ૧૦,૦૦૦ અંશ ફેરનહાઈટ જેટલું છે અને દબાણ પાંચ કરોડ વાતા-વરણ જેટલું દર ચોરસ ઇંચે રહે છે. ઉપરથી જેમ પૃથ્વી ઠંડી પડતી જાય છે તેમ દ્રવ્યના સંકોચને પરિણામે અંતઃ-ક્ષોભ વડે ધરતીકંપો પેદા થઈ પૃથ્વીની સપાટી પર નિર્માણ અને વિનાશની પરંપરા રચાય છે.




૧૯ માઈલનો ગ્રેનાઇટ પથ્થરનો થર

૧૮૦૦ માઈલનો લોહ મેગનેશિયન થર

પ્રવાહી લોહ-નિકલનો ૪૩૬૦ માઈલ સુધી કેન્દ્રને ફરતો થર




સૂર્યના વિક્ષુબ્ધ અંતસ્તલમાં અણ્વિક પ્રક્રિયાઓને પરિણામે કુલ શક્તિનો ત્રીજો ભાગ ત્યાં જ પ્રગટ થાય છે અને આ કરોડો અંશ જેટલી ઉષ્ણતા જન્માવે છે, સપાટી પર તો સૂર્યનું ઉષ્ણતામાન ઘટીને ૧૧,૦૦૦ ફેરનહાઇટ જેટલું થઈ જાય છે.

અહીં પ્રોટોન-પ્રોટોન વચ્ચેની પ્રક્રિયા વડે હાઈડ્રોજનનાં બીજો હિલિયમ જન્માવે છે અને કાર્બન-નાઇટ્રોજનના પરમાણુઓ પણ પ્રક્રિયા વડે હિલિયમ ઉત્પન્ન કરે છે.

વતી નદીઓ, વિશાળ વનો, સુસવાટાભેર વાતા પવનો, દટાયેલાં ઇંધનો, કાળજું ચીરી નાખે તેવી મેઘગર્જનાઓ —આ બધું જ પૃથ્વીને સૂર્ય તરફથી મળેલી વારસાની શક્તિને કારણે છે. સૂર્ય વિના આ જગત્ મૃત, નિર્જીવ અને તદ્દન અચેતન બની રહે. એ સંજીવની અગર જીવનનું અસ્તિત્વ ટકે જ નહિ.

સૂર્યશક્તિનું રહસ્ય ઉકેલવાની હજુ તો વિજ્ઞાને શરૂઆત કરી છે. જૂના પૂર્વગ્રહો દૂર કરીને માનવી અત્યારે નવા વિચારોનો સ્વીકાર કરી રહ્યો છે. પરમાણુની અસંત સૂક્ષ્મ દુનિયામાંથી માંડીને તારાઓની અનંત દુનિયા સુધી એણે પોતાની વિચારધારાને વિકસાવી છે.

આપણો સૂર્ય વિશ્વના અન્ય તારાઓની જેમ અતિ ઉષ્ણ વાયુઓનો એક પ્રચંડ ગોળો છે. ગુરુત્વાકર્ષણનાં પ્રબળ બળો આ વાયુઓના અણુઓને સૂર્યના મધ્યબિંદુ તરફ અત્યંત તીવ્ર ગતિએ ખેંચે છે. સૂર્યના અંતરતલની ઉષ્મા આથી કરોડો અંશ જેટલી ઉગ્ર બને છે અને આ ઉષ્ણતા વડે અણુઓનાં બીજો તૂટે છે, ઇલેક્ટ્રોનો રૂપી વિદ્યુતકણો છૂટાં પડી ભેગાં થઈ, બીજા અણુઓ અને 'પ્લાસ્મા' રૂપી સંકીર્ણ સ્વરૂપે પ્રગટ થઈ પ્રકૃતિની લીલામાં અધિકતમ શક્તિનો ઉમેરો કરે છે. દ્રવ્યના નાશથી શક્તિનો જન્મ થાય છે. સૂર્ય પર હિલિયમ વાયુનું બીજ પ્રગટે છે અને શક્તિની ઊર્ધ્વ ગતિને પરિણામે સૂર્યની ગરમી તેવી ને તેવી જ કાયમ રહે છે.

સૂર્યની મધ્યમાં, તેની ઘટ્ટતા વાયુરૂપે પણ પાણી કરતાં ૮૫ ગણી અધિક છે, અને અહીં દબાણ તો દર ચોરસ ઇંચે ત્રણ અબજ રતલ જેટલું—કલ્પનાતીત—છે.

સૂર્યની ભીતરમાં ઉષ્ણતામાન ત્રણ કરોડ અંશ ( ડીગ્રી ) ફેરનહાઈટ જેટલું છે! સૂર્યની સપાટી પરનું ઉષ્ણતામાન ઘટીને ૧૧,૦૦૦ અંશ થાય છે. એ આપણું સદ્ભાગ્ય છે કે આપણને સૂર્યની ભીતરનો તાપ મળતો નથી. અણુબૉમ્બ ફૂટે તો એટલી ઉષ્ણતા પૃથ્વી પર પ્રગટે. અણુબૉમ્બની ભય કરતાનો આથી ઉચિત ખ્યાલ આવશે. આપણું અસ્તિત્વ ટકી રહ્યું છે તેનું કારણ એ છે કે આપણને સૂર્યની બહારની જ ગરમી મળે છે. પૃથ્વી પર જે જીવન પાંગર્યું છે તે આ શક્તિ વડે ટકી રહ્યું છે.



સૂર્યનું ઘટત્વ સપાટી પર શૂન્યથી શરૂ થઈ અંતસ્તલમાં ૮૫ જેટલું વધે છે (પાણીના ઘટત્વ ૧ સાથે સરખાવતાં). સપાટી પર શૂન્ય જેટલું દબાણ મધ્યમાં ૨×૧૦૧૧ વાતાવરણના દબાણ જેટલું વધે છે.

સૌથી પ્રથમ વિજ્ઞાને એવી માન્યતા રજૂ કરી હતી કે જેમ કોલસો બળીને તાપ આપે છે તેમ સૂર્ય પણ આપણને દહન દ્વારા ગરમી આપે છે. પછી એવી માન્યતા પ્રગટ થઈ કે ખરતા તારાઓ અને ધૂમકેતુ સૂર્યની અંદર ખેંચાઈ જવાને પરિણામે જે શક્તિ ઉદ્ભવ પામતી હતી તેને લીધે સૂર્યની ઉષ્મા ટકી

રહેતી હતી. ત્યારબાદ હેલ્મ હોલ્ટઝ નામના વૈજ્ઞાનિકે એવું દષ્ટિબિંદુ આગળ ધર્યું કે સૂર્યના આપમેળે થતા સંકોચ-વિકાસને પરિણામે શક્તિના ઉદ્ભવ અને ઉત્સર્ગ વચ્ચે એક એવી તુલા જળવાતી હતી કે તેના વડે સૂર્ય તરફથી પ્રગટ થતા અંશુ પ્રસરણનું સાતત્ય નિબંધ રહેતું હતું; તે આવી રીતે : શક્તિના વ્યય વડે ઠંડો પડતો સૂર્ય સંકોચ પામતો હતો અને આ સંકોચની ક્રિયામાં ઉપસ્થિતિની શક્તિ( Energy of position )નું ઉદ્ભવ શક્તિ( Energy of radiation )માં રૂપાન્તર થતાં જે ઉષ્ણતા ઉત્પન્ન થતી તેને આધારે સૂર્ય ઠંડો પડતો અટકતો હતો અને પોતાની મૂળ સંપત્તિમાં કાયમ રહેતો હતો. પરંતુ પરમાણુના ભીતરના અભ્યાસ પછી એ સિદ્ધ થયું કે સૂર્ય અને તારાઓના તેજના અક્ષય ઉદ્ગમ પાછળ અણુશક્તિના ઉત્સર્ગનું રહસ્ય છે. હાઈડ્રોજનનું હિલિયમમાં રૂપાન્તર થઈને શક્તિનો ઉત્સર્ગ અનવરત થયા જ કરે છે. તે ઉપરાંત બીજાં તત્ત્વો, જેવાં કે ડ્યુટેરિયમ, લિથિયમ, બેરિલિયમ, અને બોરોન પણ તારાઓમાંથી થતી ઉત્સર્ગ ક્રિયામાં પ્રાધાન્ય ભોગવી રહ્યાં છે.

સૂર્ય અને પૃથ્વી વચ્ચે હવે જો કે સામ્ય રહ્યું નથી છતાં બન્નેના બંધારણમાં આદ્ય તત્ત્વો સરખાં જ છે. આપણી ચોતરફ દૃષ્ટિ નાખતાં સમજાય છે કે જે બધી શક્તિ આપણને દશ્ય કે અદશ્ય સ્વરૂપમાં જણાય છે તે પૃથ્વી પરના દ્રવ્યના રૂપાન્તરની ક્રિયામાંથી જન્મ પામે છે. આ દ્રવ્ય મર્યાદિત જથ્થામાં જ પૃથ્વી પર અસ્તિત્વ ધરાવે છે. કોલસો, પેટ્રોલ કે યુરેનિયમની રેડિયો ઍક્ટિવ ધાતુ, જે આ શક્તિનો સંગ્રહ કરે છે તે ઇંધનરૂપે વપરાતાં વપરાતાં એક સમયે તો ખર્ચાઈ જ જવાના છે. આ સમયની ફલક અત્યંત વિશાળ ભલે હોય પણ તેનું મૂળ સૂર્યની શક્તિમાં છે અને જ્યારે સૂર્ય નહિ હોય ત્યારે જીવન સદંતર લુપ્ત થઈ ગયું હશે.

શક્તિનાં સ્વરૂપો વિવિધ પ્રકારે દશ્યમાન થાય છે. આ પ્રકારોમાં જ્વાળામુખી પર્વતો, અનિલની લહેરો, વ્યોમમાં વિદ્યુત્‌ના ચમકારાઓ, સમુદ્રમાં થતી ભરતી તથા ઓટો, મહાસાગરો અંદર વહેતા પ્રવાહો, ધરતીકંપો, પ્રકાશ સંયોજન, જળચક્ર અને સૂર્યનો તડકો મુખ્યત્વે ગણાવી શકાય. આ દરેકનો આપણે ક્રમવાર વિચાર કરીશું :

૧. જ્વાળામુખી પર્વતો : [ જુઓ નીચેનું ચિત્ર. ]

પૃથ્વી પર જ્વાળામુખી પર્વતો અનેક સ્થળે અસ્તિત્વ ધરાવે છે. પૃથ્વી જેમ ઠંડી પડતી જાય છે તેમ તેની સપાટી સંકોચાય છે. સપાટી નીચે અમુક અંતરેથી પૃથ્વીના મધ્યબિન્દુ તરફ ગુરુત્વાકર્ષણને લીધે નીચેના ખડકો ઉપર ખૂબ દબાણ આવે છે પણ સપાટી સંકોચાતાં દબાણ એકદમ ઓછું થાય છે અને ખડક પીગળવા માંડે છે. આ પ્રવાહી સપાટી પરની ચીરાડો દ્વારા ઉપર ધસી આવે છે અને આને પરિણામે ઉના પાણીના ઝરાઓ, જ્વાળામુખી પર્વતો વગેરે પૃથ્વી ઉપર પ્રગટે છે.

**૧. જ્વાળામુખી પર્વતો :**



નીચેથી લાવા ૪૦૦૦ અંશ ફેરનહાઈટે ઉપર ધસી આવે છે.

૨. **અનિલની લહેરો :** સૂર્ય તરફથી પૃથ્વી પર સતત પડતા તાપને લીધે વાતાવરણમાં હવાના પ્રવાહો ઉત્પન્ન થાય છે. પૃથ્વીની તેની ધરી આસપાસની ગતિને લીધે આ પ્રવાહોની ચોક્કસ સ્થિતિ ઉદ્ભવે છે.

પૃથ્વી સાથે વાતાવરણમાં ચક્કર લેતા આ પ્રવાહો શક્તિ જન્માવે છે.

**૩. વિદ્યુતના ચમકારા :** વાતાવરણમાં રહેલી વિદ્યુતને પરિણામે મેઘગર્જનાઓ થાય છે. આ વિદ્યુત્ શક્તિ વાદળોના જુદા જુદા વિદ્યુતભારને લીધે પૃથ્વી અને આકાશ વચ્ચે સતત વહ્યા કરે છે.

**૪. ભરતી ઓટ :** દિવસમાં બે વખત પૃથ્વી ઉપર ભરતી ઓટ થાય થાય છે. પૃથ્વીની પોતાની ધરી આસપાસ પ્રદક્ષિણાને લીધે જે શક્તિ પેદા થાય છે તે વડે પૃથ્વીની સપાટી પરનું પાણી બહાર હડસેલાય છે અને ચંદ્ર તેને ખેંચવામાં સહાય કરે છે. જગતના જુદા જુદા ભાગો ઉપર ભરતીની ઊંચાઈ બદલાયા કરે છે.

**૫. સાગરના પ્રવાહો :** ઉષ્ણ કટિબંધમાં સૂર્યના તાપને લીધે તે ભાગના પાણીની ઉષ્ણતા લગભગ ૯૦ અંશ ફેરનહાઈટ જેટલી થાય છે પણ સમુદ્રની સપાટીથી ૧૫૦૦ ફૂટ નીચે ઉષ્ણતામાન ૪૫ અંશ કરતાંય ઓછું હોય છે. ઉષ્ણતામાનના આ તફાવતને પરિણામે સમુદ્રમાં પ્રવાહો ઉત્પન્ન થાય છે.

**૬. ધરતી કંપ :** પૃથ્વી ઠંડી પડવાને કારણે જ્યારે ઉપરની ભૂમિ સંકોચાય છે ત્યારે નીચે આવેલા ખડકો ઉપરના દબાણમાં ફેરફાર થાય છે. આથી અમુક સ્થળે તેઓ તૂટી જાય એટલું જોર આવે છે. કોઈ સ્થળે આમ ખડક તૂટવાથી ફાટ પડે તો ઉપરનું દબાણ ઘટતાં નીચેથી ઉપર સુધી જબરજસ્ત હિલચાલ શરૂ થાય: આ રીતે ભૂકંપ દ્વારા શક્તિનો આવિષ્કાર થાય છે.

૭. પ્રકાશ-સંયોજન (ફોટો સિન્થેસિસ) : [જુઓ ચિત્ર]

૮. જળચક્ર : [ જુઓ નીચેનું ચિત્ર ]

**૮. જળચક્ર**




સમુદ્રમાંથી સૂર્યના તાપને લીધે પાણી વરાળ થઈને ઊંચે ચડે છે. ઉપરની ઠંડીમાં આ પાણીની વરાળમાંથી વાદળાં બંધાય છે. પર્વતોને લીધે આ વાદળાં વધુ ઊંચે ચડે છે અને ત્યાં ઠંડાં પડે છે. આમ થાય છે ત્યારે વરસાદ વરસે છે. પર્વત પરથી અમુક પાણી વહીને નદીઓ પેદા કરે છે અને આ નદીઓ સમુદ્રમાં મળી જળચક્ર ચાલુ રાખે છે.

**૯. સૂર્યનો તડકો :** વાતાવરણમાં તથા પૃથ્વીની સપાટી પર ઘણી ગરમી શોષાઈ જાય છે. પાર્થિવ જીવનને આવી જોઈતી ઉષ્મા મળી રહે છે અને તેને ટકાવી રાખવામાં સૂર્યનો તાપ સહાયભૂત થાય છે.

આજના અણુયુગમાં વિજ્ઞાને વિશ્વનાં અનેક રહસ્યો ખુલ્લાં કર્યાં છે, છતાં અમુક રહસ્યો પરથી પડદો હજુ હઠી ગયો નથી. વિજ્ઞાનને આ એક પડકાર છે. આપણો બધો આધાર ભગવાન સૂર્યનારાયણ ઉપર છે એટલે વધુ જ્ઞાન માટે આપણે એમની જ પ્રાર્થના કરવી રહી : हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ ( સુવર્ણના પાત્રથી મુખ ઢંકાયું છે તો હે સૂર્યદેવ ! અમને સત્યના દર્શન

**૭. પ્રકાશ સંયોજન (ફોટો સિન્થેસિસ)**

વનસ્પતિમાં રહેલા હરિત્ પદાર્થ ક્લોરોફિલ વડે સૂર્યપ્રકાશમાંથી વનસ્પતિની અંદર કાર્બોહાઈડ્રેટ્સ પેદા થાય છે. વનસ્પતિ જીવનને પોષે છે અને તેમાં રહેલી કાર્બન હાઈડ્રોજનની સંયુક્ત કડીઓ તૂટીને શક્તિને નવે સ્વરૂપે (પ્રાણવાયુ) બહાર કાઢે છે.



માટે તે ખુલ્લું કરી આપો )

અબજો વર્ષ પછી આપણી સ્થિતિ કેવી હશે ? આ સાથેની




આકૃતિ પરથી તેનો કંઈક ખ્યાલ આવશે એવું ભવિષ્ય ભાખવામાં આવ્યું છે કે સૂર્યના અંતરતલમાં થતી અણુવિક પ્રક્રિયાઓને પરિણામે સૂર્યની તેજસ્વિતામાં વૃદ્ધિ થશે. દસ અબજ વર્ષમાં તે અત્યારના કરતાં ૩૦૦ ગણો વધુ પ્રકાશશે. આ ગુરુશિખર પર ચઢયા બાદ તેની તેજસ્વિતામાં ઝોક આવશે અને બીજા પચાસ લાખ વર્ષ પછી તે સામાન્ય તારા જેટલો ઝાંખો થઈ જશે. છેવટે તે મોટા ધડાકા સાથે તૂટી પડશે અને સૂર્યમાળાના ફૂરચે ફૂરચા ઊડી જઈ વ્યોમમાં તેઓ રજકણો રૂપે પરિભ્રમણ કર્યા કરશે. આ પહેલાં પૃથ્વી પરથી જીવન તો ક્યારનુયે લુપ્ત થઈ ગયું હશે.



'શલ્ય' મશહદી

## સુંવાળા લાગે છે

છલકાય છે આંસુ આંખોથી
હૈયામાં જ્વાળા લાગે છે.
વર્ષાની શીતળતામાં જાણે
ધગધગતા ઉનાળા લાગે છે.

ચાલું છું ભલેને કાંટા પર
માણું છું મજા હું ફૂલોની
જો પ્રેમ હો સાચો દિલમાં તો
સૌ રાહ સુંવાળા લાગે છે.
દુનિયા તો ભલે જાલિમ સમજે,
દિલ એને કૃપાઓ માને છે.
દોષિત એ હશે માન્યુ કિંતુ
નિર્દોષ રૂપાળા લાગે છે.

દુઃખ દર્દના કપરા દહાડાઓ
ગુજરે તો ગુજરે શી રીતે;
આ વિરહ મિલનની ઘડીઓના,
પણ લાંબા ગાળા લાગે છે.

આ મનહર મનહર તારલીયા,
નભમંડળમાં છે વેરવિખેર,
કો' સ્વર્ગ–પરીના ગ્રીવાથી
તૂટેલી માળા લાગે છે.

હું જ્યારે દુઃખી થઈ જાઉં છું.
એ 'શલ્ય' મને બહેલાવે છે,
ઉર-આશ અવિરત જીવનમાં,
કિલ્લોલતી બાળા લાગે છે.



**'ઊર્મિ–નવરચના'** અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# ઢોંક બગલાં અને તેનાં કુટુંબીઓ

પાણીકાંઠાનાં જળચરોની શ્રેણીમાં આગળ વધતાં પંખીઓમાં આ વખતે ઢોંક બગલાં અને તેનાં કુટુંબીઓનો ગુજરાતના જાણીતા પક્ષીવિશારદ-લેખક તલસ્પર્શી પરિચય આપે છે......

ઢોંક બગલાંનું કદ ગીધના કદ કરતાં મોટું અને પગ ઘણા વધારે લાંબા હોય છે. ઢોંક બગલાને ઓળખવાનું મોટું સાધન તેની લાંબી ચાંચ છે. ચાંચ આસપાસની પીંછાં વગરની ચામડી પીળી હોય છે અને તે નારંગી રંગની બને છે ત્યારે તેની બચ્ચાં ઉછેરવાની ઋતુ હોય છે. તેના પગનો રંગ ઝાંખો ગુલાબી અથવા તર ગુલાબી હોય છે. તેના માથા અને ગળાનો રંગ સફેદ દૂધ જેવો હોય છે પણ તેની ઉપર મેલ વરતાય છે. ઉપલી છાતી અને પીઠ ઉપરના ધોળા રંગમાં કાળાશપડતા લીલા રંગના લીટા આવે છે. અને નીચલી છાતી ઉપર ધોળા રંગના લીટા દેખાય છે. આથી તેના રંગમાં તે લીટા હમેશાં તદ્દન પૂરા હોતા નથી. પાંખમાં કાળો અને ધોળો રંગ હોય છે. આથી તેમાં કાળા ધોળા લીટાનું ચિત્રામણ જણાય છે. શરીરનાં પીંછાં કાળાં અથવા ઘેરા લીલા રંગનાં હોય છે. અને કાળી પુંછડીમાં ધોળો પટ્ટો આવે છે. જ્યારે તેઓ સંસાર માંડવાની શરૂઆત કરે છે ત્યારે તેના રંગમાં ગુલાબી રંગની જમાવટ થાય છે. આથી તેનો આખો રંગ બહુ સુંદર જણાય છે. નાની ઉંમરના ઢોંક બગલામાં રંગની આટલી જમાવટ હોતી નથી. તેનો રંગ કથ્થાઈ વધારે હોય છે. જે પાણીમાં દેડકાં, માછલાં, કરચલા, લેપટી, સાપ, કાચીંડા વગેરે જીવજંતુનો વધારો જણાય ત્યાં જરૂર આ ઢોંકની મુલાકાત સમજવી અને જેવી ચારાની વિપુલતા તે પ્રમાણે તેની જમાત આવી પહોંચે છે.

પાણીમાંથી તેને ચારો શોધતાં જોવાની બહુ ગમ્મત આવે છે. તેમાં ઉનાળાના તાપથી સૂકાવા આવેલા ખાડા અને તળાવ ઉપર તેને પોતાના પગ વારા ફરતી હલાવી પાણી ડોળતાં અને અંદર ચાંચ ફાડીને રાખતાં જેવાં પેલાં જંતુ ભાગે તેવાં જ સીધાં તેની ચાંચમાં અથડાય અને અથડાયો તે શિકાર એના બાપનો. તેમાં શિકાર સાવ ચાંચને છેડે આવી ગયો હોય અને તેને એમ જણાય કે અહીં તેને ચાંચમાં સરખો કરી ઉતારતાં તે છૂટી પાણીમાં પડી નાસી જશે તો તે શિકારને એમ ને એમ પકડીને તરત જ કાંઠે આવી પાણીથી થોડે અંતરે જઈ પછી શિકારને બરાબર પકડીને ગળે ઊતારે છે, જ્યારે તેઓ પેટ પુરણ ચારો કરી રહે એટલે તરત જ કાંઠાની ગોંદરી કે ખેતરમાં પોતાના ગોઠણ ઉપર બેસે અથવા તો સાવ ઉપર બેસી જાય છે અને પાંખોને તડકામાં પહોળી કરી તપારો આપે છે.

બનતાં સુધી તેઓની ખાસીયત સમૂહચારી છે. છતાં એકલદોકલ પંખી ચરતાં દેખાઈ જાય છે. ઢોંક બગલાને બીને ભાગવું પડ્યું હોય તો પોતાના વજનમાં ઘટાડો કરવા ભાગતાં ભાગતાં ઘણો ચારો ચાંચ વાટે બહાર ફેંકતાં જાય છે. ઢોંકને એમ જણાય કે તેના પીંછાંમાં જીવાત વગેરે છે તો ખરે બપોરે તેઓ ખાસ ગગનમાં ઊંચે ગેડા મારે છે. અને જ્યારે જમીન ઉપરથી ઊડે છે ત્યારે પોતાના બદનને આગળ ઝોક આપી ઊડે છે.

આપણે ત્યાં સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાતમાં તેની વસ્તી ઘણી છે. એ જ પ્રમાણે ભારતમાં પણ તેની વસ્તી છે. જ્યાં વસે છે ત્યાં હમેશાં વસવાવાળા છે. છતાં ચારા માટે થોડી મુસાફરી કરતા પણ હોય.

તેઓ સમૂહમાં રહી એક ઊંચા વૃક્ષની પસંદગી કરી ઓગસ્ટ માસથી ડિસેમ્બર માસ સુધીમાં સામાન્ય કદના સાંઠીકડાના માળા બનાવી, તેમાં ત્રણથી પાંચ ધોળાં લાંબાં ઈંડાં મૂકે છે. જ્યારે તેઓ માળા બનાવતાં હોય છે ત્યારે તેમાં વાપરવાનાં સાંઠીકડાં પાંદડાં શોધે ઘણાં દૂરથી લાવતાં જોવામાં આવે છે. આ માળા



બનાવવા જે વૃક્ષ તેઓ પસંદ કરે છે. તેની ઉપર બહુ પાંદડાની ઘટા નથી હોતી. એવું મારા જોવામાં આવ્યું છે એટલે ઘણે ભાગે તો આમલી કે એવા નાનાં પાંદડાંવાળાં વૃક્ષ પસંદ કરે છે. વળી આ વૃક્ષ મનુષ્યના સહવાસમાં હોય તો તેને પહેલી પસંદગી મળે છે. આ માટે દરિયાકાંઠાના ગામડાને પોતાનું કુટુંબ ઉછેરવામાં સહેલ થાય એથી તે ગામ યોગ્ય ગણે છે. પોતાનાં બચ્ચાંને સખત તાપ લાગતો હોય તો મા-બાપ તેના ઉપર પોતાની પાંખો પહોળી રાખી તેને છાંયો કરે છે. કારણ કે તેઓ વહેલી અને મોડી સાંજે ચારો લાવી ખવડાવે છે.

ઢોંક બગલાને અંગ્રેજીમાં The Painted Stork કહે છે. અને Ibis Leucocephalus Leucocephalus (*Pennant*) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## ગુગલો ઢોંક

આ ગુગલા ઢોંકનું કદ બીજી ઢોંકો કરતાં સાધારણ નાનું રહે છે. તેનો વરતાવ તેની નવીન પ્રકારની ચાંચ ઉપરથી પડે છે. જેનો આકાર છરી જેવો અને રંગ લીલાશ પડતો રાખોડી અને લંબાઈમાં ટૂંકી હોવાથી પડે છે. જ્યારે તે ચાંચ બીડીને બેઠો હોય ત્યારે તેની વચ્ચે આરપાર જોઈ શકાય એવી તડ રહે છે. તેના બદનનો રંગ ધુમાડીઓ સફેદ પણ પાંખ અને પૂંછડી કાળા રંગનાં રહે છે. આંખ રાખોડી અને પગે ગુલાબી રંગ રહે છે જ્યારે આંખ ફરતી ચામડી અને ચાંચનું મૂળ કાળા રંગનાં હોય છે. આ રંગ તેની નાની ઉંમરના પંખી અને શિયાળામાં જોવામાં આવે છે.

ગુગલા ઢોંક તળાવ અને સરોવર કાંઠે શિયાળામાં મોટી સંખ્યામાં જોવામાં આવે છે. તેનો ચારો છીપ અને પાણીમાં થતી ડોશીઓનો છે. તેની ખાસીયત આગળ જોઈ ગયા તે ઢોંક બગલાને ઘણી મળતી આવે છે. પણ તેઓ વધારે સમૂહચારી તો જરૂર છે. સ્વભાવે બીકણ કહી શકાય એટલે ચેતી જઈ તરત જ ઊડી જાય છે. મેં આ પંખીસમૂહ ખાસ તો અમારા ગૌરીશંકર સરોવર ઉપર જોયાં છે. અને ભાલમાં ઘેલડી નદીને કાંઠે જોયા છે. તેઓ આપણી વચ્ચે માંડ મહિનો કે બે મહિના રહે છે. ભડકીને ઊડે ત્યારે આખો સમૂહ એક પછી એક ઊડી ગગનમાં ગોથ મારવા લાગે છે.

તેની વસ્તી આખા ભારતમાં છે પણ આપણે ત્યાં સામાન્ય તો ન જ કહી શકાય. છતાં સૌરાષ્ટ્રમાં વસીને પ્રજનન કરે છે એમ સાંભળવામાં આવ્યું છે. જે વખતે તેના વાંધા તદ્દન સફેદ અને પાંખ તથા પૂંછડી કાળા રંગનાં હોય છે. મેં તો તેઓને નવેમ્બર ડિસેમ્બર માસમાં જોયા છે.

તેની આવી તડવાળી ચાંચ એક સમસ્યા છે પણ તેના ખોરાક ઉપરથી તેની છીપ તોડવા માટે પ્રકૃતિએ આવી રચના કરી છે કે કેમ તે સમજાતું નથી. કારણ કે ઘણાં સીધી ચાંચનાં પંખી પણ આવી છીપ તોડી અંદરનો જીવડો ખાઈ શકે છે. આ ચારા ઉપરાંત બીજા ઢોંક જે ચારો કરે છે તેનો પણ અવશ્ય ઉપયોગ કરે છે.

ગુગલા ઢોંકનું અંગ્રેજી નામ *The Open bill Stork* અને *Anastomus oscitans* (*Boddaert*) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## ઊજળી ઢોંક

એનું કદ ગીધના જેવડું પણ પગને તળીએથી ચાંચના છેડા સુધી તેને માપીએ તો તેની ઊંચાઈ સાડા ત્રણ ફૂટ થાય છે. ઊજળી એટલે પોળો રંગ પણ તેમાં પાંખો કાળા રંગની હોય છે. તેની ભારે અને લાંબી ચાંચનો અને પગનો રંગ રાતો હોય છે.

મારા જોવામાં ઊજળી કોઈ વખત સમૂહમાં આવી નથી. માત્ર એકાદ પંખી ગીલા કે સૂકી જમીન ઉપર ચરતાં જોયું છે. અને તે બીકણ જણાઈ નથી. જો કે તે બહુ ભાગ્યે જ આપણા જોવામાં આવે છે. વળી એવું પણ છે તે ચોક્કસ સમયે દેખાય પણ નહિ. એ તો ક્યારેક નજરે ચડી જાય છે. આ પંખી શિયાળાનું પ્રવાસી પંખી છે. ક્યારેક રેલગાડીમાંથી આપણે

ખારાપાટમાં તેને જોઈ જઈએ છીએ.

તેઓ પ્રજનન યુરોપ અને આફ્રિકામાં કરે છે. પણ થોડી સંખ્યા શિયાળો ગાળવા આવી જાય છે. અહીં ગુજરાત કચ્છ અને સૌરાષ્ટ્રમાં પણ દેખાઈ આવે છે. પોતાનો ચારો પાણીમાં અને સૂકી ભોંય ઉપરથી મેળવી લે છે. ચારો તો બીજી ઢોંક જેવો હોય છે.

ઊજળી ઢોંકને અંગ્રેજીમાં The White Stork કહે છે. અને તેને વિજ્ઞાનિક નામથી ઓળખવા માટે Ciconia ciconia ( Linn ) કહેવું પડે છે.

### કાળી ડુલ ઢોંક

આ કાળી ડુલ ઢોંકનું કદ ઊજળી ઢોંક કરતાં જરા મોટું છે. તેનો દેહ આખો કાળો, ગરદન ધોળી અને આછો ધોળો ચહેરો રહે છે. પણ તાલકું તો કાળા રંગનું જ હોય છે. તેમાં સફેદ રંગની પૂંછડી ટૂંકી રહે છે. ચાંચ કાળી અને છેડો રાતો હોય છે. આંખો રાતી અને પગ પણ રાતા રંગના રહે છે. જો આપણે આ ઢોંકને તડકાના પ્રકાશમાં જોઈએ તો પેલા કાળા રંગમાં ત્રાંબિયો ચળકતો રંગ ઝાંય મારે છે. વળી લીલાશ પડતો ભૂરો રંગ પણ ચળકે છે. અને નાની ઉંમરનાં પંખીનો રંગ વધારે કથ્થાઈ દેખાય છે. આ ઢોંક બનતાં સુધી જ્યાં જોવામાં આવે છે ત્યાં જોડીમાં જ દેખાય છે. અને બીજા ઢોંક માફક ધરાઈને આરામ કરે છે ત્યારે ગોઠણ ઉપર બેસી જાય છે. તેનો સ્વભાવ વહેતા પાણી ઉપર વસવાનો છે. છતાં કાંઈ તળાવ કે નાના ખાડા આગળ નથી જોવામાં આવતાં એવું નથી. અને ગટરનું ગંદું પાણી વહેતું હોય ત્યાં પણ ચરવા આવે છે. સામાન્ય રીતે તેઓ એકાન્ત ખુલ્લો પ્રદેશ વધારે પસંદ કરે છે. નરમાદાના કદ સિવાય તેમાં કાંઈ ફેર માલૂમ પડતો નથી.

આ પંખી અમુક ચોક્કસ જગ્યાએ હમેશાં ચરવા આવતું નથી. એને મોજ આવે ત્યાં ચરવા પહોંચી જાય છે. પણ જ્યાં બહુ એકાન્ત હોય ત્યાં થોડા દિવસ સુધી એ જ જગ્યા છોડતાં નથી. સ્વભાવે બીકણ તો ન જ કહી શકાય. આપણે અંતર રાખી જોઈ શકીએ છીએ.

તેનો વસવાટ ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છમાં છે અને જ્યાં સારી સગવડ અને અનુકૂળતા જણાય ત્યાં પ્રજનન કરે છે. તેની બચ્ચાં ઉછેરવાની મોસમ મેથી ઑક્ટોબર માસ સુધી રહે છે. તે માળા માટે ઊંચાં વૃક્ષ પસંદ કરે છે અને ઘણે ભાગે તો એક જોડી જ બચ્ચાં ઊછેરે છે. સમૂહચારી માળા બાંધવામાં તેઓ ખાસ માનતાં નથી. આ માળા સાંઠીકડાંની બેઠક બનાવી હોય તેવા વરતાય, અલબત્ત તેમાં નાની અગલ હોય છે. આમાં તેઓ બેથી ત્રણ ઈંડાં સફેદ રંગનાં મૂકે છે.

તેનો ચારાનો સમય પરોઢીયાથી શરૂ થાય છે અને જોડી અથવા કયારેક એકાકી ચરતાં જોવામાં આવે છે. અને બપોર પછી આરામ કરે છે અને બશીરો ઉપર જવા ટાણે પાછો ચારો કરી લે છે.

કાળી ડુલ ઢોંકને અંગ્રેજીમાં The White Necked Stork છે. અને Ciconia Episcopa (Boddaert) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### બનારસ ઢોંક

બનારસ ઢોંક આ કુટુંબમાં સૌથી ઊંચી ઢોંક છે. તેનું કદ પગથી ચાંચની અણી સુધી લગભગ ચાર ફૂટ થાય છે. આ ઢોંક મનમોહક રંગની છે. તેનું ચળકતું કાળું માથું અને કાળી ચાંચ એ તેને તરત જ ઓળખાવી આપે છે. તેની ગરદન ચળકતી લીલી દેખાય છે. પણ જ્યારે સૂર્ય કિરણો તેની ઉપર પડતાં હોય ત્યારે જાંબુડીયા રંગની ઝાંય દેખાય છે. તેના દેહનો રંગ કાળો અને ધોળો હોય છે. પીઠ અને પાંખ ઘેરા બાટલી લીલા રંગનાં હોય છે. પૂંછડી ટૂંકી અને એ જ રંગની, તેમાં ઉપરનાં પીછાં ધોળાં, પગ રાતા ચણોઠી જેવા રંગના હોય છે. તેમાં ખાસ વિચિત્રતા એ છે કે નરની આંખનો રંગ ઘેરો કથ્થાઈ અને માદાની આંખનો રંગ પીળો હોય છે. જ્યારે નાની ઉંમરનાં પંખીની આંખનો રંગ કથ્થાઈ હોય છે. નીચલી છાતી અને પેટ ધોળા રંગનાં રહે છે. પાંખો કાળી



કથ્થાઈ રહે છે. આ કદાવર સુંદર બનારસ ઢોંક આપણું સામાન્ય પંખી છે. તેઓ બનતાં સુધી જોડીમાં જ ફરે છે. કયારેક એકાકી દેખાય છે પણ એ તો માદા ઇંડાં સેવતી હોય ત્યારે એવું મને દેખાયું છે. અથવા બચ્ચાં માટે ચારો શોધતાં એકાકી દેખાય છે. એ વખતે તેનામાં અજબ સ્ફૂર્તિ જોઈ શકાય છે. એને ખારા તેમજ મીઠા પાણીના કાંઠાં ચરવા માટે અનુકૂળ છે. માત્ર પેટપુરથ ચારો જોઈએ. ચાલે છે ત્યારે છાતી કાઢીને દમામદાર રીતે ચાલે છે આથી તે ઘણો રૂવાબદાર ઢોંક માલૂમ પડે છે.

આપણે તેને ઊડતાં જોઈએ તો બહુ વેગીલી ઊડાન જણાતી નથી. પણ સારા વેગથી ઊડી શકે છે એમાં શંકા નથી. તેમાં જ્યારે દૂરથી માળો બાંધવા માટે તીરખું લઈ જતો હોય છે ત્યારે નરમાદા ખાસ એક બીજા આગળ થઈ જવા વેગ બતાવે છે. આ સાંઠીકડાં તે ઘણે દૂરથી લઈ આવે છે અને એકાકી ઊંચા વૃક્ષની પસંદગી કરી તેમાં મોટી બેઠક જેવો માળો બનાવી અંદર આ બગધીંગ પીળા સફેદ રંગનાં બે કે ત્રણ ઈંડાં મૂકે છે. આ પસંદ કરેલું વૃક્ષ પાણી સમીપમાં જ હોવું જરૂરી નથી અને પાણી વચ્ચે ઊગેલાં વૃક્ષનો પણ ઉપયોગ કરે છે. એક વખત એક જોડીએ માળો બનાવવાની જગ્યા પસંદ કરી લીધા પછી હર સાલ તે જ માળો સમારીને વાપરે છે. બચ્ચાં ઊડવા લાયક થાય છે એટલે તેનાં મા-બાપ માળા ઉપર ગગનમાં ફરવા લાગે છે અને બચ્ચાંને બતાવે છે કે હવે ઊડો. એ વખતે શરૂઆતમાં તો આ બચ્ચાં માળા ઉપર ઠેકડા મારવા લાગે છે અને તે ઠેકડામાં પવન પાંખમાં ભરાણો કે હવામાં સરવા લાગે છે. અને થાક જણાય તે પહેલાં પાછાં માળામાં આવી બેસી જાય છે. બનારસનો સામાન્ય ખોરાક તો દેડકાં, માછલાં, લેપટી, ઝીંગા અને મીઠા તથા ખારા પાણીમાં થતા જીવોનો છે. ખાસ કરીને બચ્ચાં ઊછરતાં હોય છે ત્યારે આ પંખીની ત્વરા ધ્યાન ખેંચે એવી થઈ જાય છે અને વહેતા પાણીમાં માછલી પાછળ હડીયા હડી કરી મૂકે છે. એ વખત પાંખો પહોળી રાખે છે.

સૌરાષ્ટ્ર-ગુજરાત અને કચ્છ ઉપરાંત આખા ભારતમાં તેની વસ્તી છે. પણ જ્યારે એક જગ્યા ઉપરથી ચારો ઓગી થાય એટલે બીજી જગ્યાએ ચારા માટે ઊપડે છે.

નવેમ્બર ડિસેમ્બરમાં પ્રજનન કરે છે જે વખતે નરમાદા પોતાની કાળી અબનુસ લાકડી જેવી ધારવાળી ચાંચવતી પાંખો પહોળી રાખી ગગન સામે જોઈ પટપટાટી કરે છે. તેની ચાંચના છરી રાખવાનાં મ્યાન સરસ બને છે એવું સાંભળવામાં આવ્યું છે.

અંગ્રેજીમાં બનારસ ઢોંકને The Black-necked Stork કહેવાય છે અને Xenorhychus asiatieus Asiatidus (Latham) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## કાળો ઢોંક

ઊજળી ઢોંક એટલા કદના કાળા ઢોંકનો રંગ ઉપર કાળો પણ અંદર લીલી અને જાંબુડીયા ઝાંય માલુમ પડે છે. નીચેના ભાગ અને નીચલી છાતી ધોળી હોય છે. ચાંચ, ચહેરાની ચામડી, અને પગનો રંગ રાતો હોય છે. ઊડાનમાં તેની પાંખો સાવ કાળી દેખાય છે. મેં કોઈ વખત આ કાળા ઢોંકને જોયો નથી.

આપણે ત્યાં શિયાળામાં આવે છે. સૌરાષ્ટ્રનો તેઓને અણગમો છે. પણ ગુજરાતમાં અમદાવાદમાં તેઓ હર સાલ જોવામાં આવે છે એમ મારા સ્નેહી શ્રી. હરિનારાયણ આચાર્ય કહે છે. તે ઉપરાંત કચ્છમાં લેસ્ટરે તેની નોંધ લીધી છે.

અંગ્રેજીમાં તેના નામ ઉપરથી માલુમ પડે છે કે તેને The Black Stork અને Ciconia nigra (Linn) એમ કહેવાય છે.

## જમાદાર ઢોંક

ઊજળી ઢોંકથી મોટો જમાદાર ઢોંક, જેનો ઉપરનો રંગ આછો અને ઘેરો રાખોડી પણ કેટલાંક પંખીમાં તે કાળાશપડતો જણાય છે. તેના નીચેના ભાગો ધોળા હોય છે. પીંછારહિત માથું ગુલાબી રાતા રંગનું અને તેની ઉપર કાળા આછા વાળ હોય છે. આથી તેનો દેખાવ કદરૂપો જણાય છે. તેને ઓળ-

ખવા માટે તેની ગળા નીચે લાંબા ફુગા જેવી થેલી અથવા ફુગો હોય છે, આ ફુગો પ્રજનન ઋતુમાં ચોખ્ખો વરતાય છે. અને કેટલીક વખત એક રાતો લઘ ઓડમાં જણાય છે. પગનો રંગ કથ્થાઈ અને આંખો ધોળી હોય છે. તેની ગરદન ટૂંકી છે છતાં સારસ કરતાં મોટો જણાય છે અને ઊડે છે ત્યારે ગરદન સીધી રાખવાને બદલે અંદર ખેંચી લઈ ઊડે છે. એટલે પેણા માફક ઊડે છે.

ઉત્તર ભારતથી બર્મા સુધી તેની વસ્તી છે. તેઓ આપણાં વર્ષાનાં મહેમાન છે. શ્રી. બ્રેર્ન્સે ગુજરાતમાં તેની નોંધ લીધી છે. અમદાવાદમાં શ્રી. હરિનારાયણ આચાર્યે અને શ્રી. બટલરે કચ્છ અને ડીસામાં નોંધ્યો છે. સૌરાષ્ટ્ર તેનાથી વંચિત છે. આ જમાદાર ઢોંકમાં એક નાની જાતનો પણ આવે છે તેને પેલી થેલી હોતી નથી. તેનો વસવાટ દક્ષિણ અને પૂર્વ ભારતમાં છે. ક્યારેક ઉત્તર ભારતમાં પણ ભળાય છે. મેં તો આ ઢોંકને પ્રાણીસંગ્રહાલયમાં જ જોયા છે.

અંગ્રેજીમાં જમાદાર ઢોંકને The Adjutant Stork અને Leptoptilos Dubius અને નાના જમાદાર ઢોંકને The Smaller Adjutant Stork કહે છે અને Leptoptilos Javanicus (Gmelin) એ એનાં નિદાનિક નામ છે.

*

પ્રો. 'ઉશનસ્'

## પ્રાણ–માલા

આ મુજ પ્રાણ,
એ કેવળ પ્રભુનું જ નહિ રે, તારુંયે પણ દાન!
પ્રભુએ જેને સર્જ્યો કેવળ 'શ્વાસ',
તવ પ્રેમે જ પરંતુ કીધો શણગારી 'વિશ્વાસ';
હર શ્વાસ કરીને ફૂલ ગૂંથી ફૂલમાળ
ફૂલફૂલને ગૂંથનારો વચ્ચે તંતુ તે તવ પ્યાર.
મુજને જાણે પ્હેરાવી વરમાળ
સ્વયં તે હાથે,
ચાંપી રાખી હૈયાની સંગાથે,
પેલી પ્રાચીન લોકતણી જયમ વાતે
પ્હેરી રહું છું, સેવી રહું છું દિવસે ને વળી રાતે
તવવિહીન આ દૂરસુદૂરના આયુષકેરે પ્રાન્તે
એક જ આ વિશ્વાસે:
'તવ પ્રીતતણી મ્હેકે છે
સુરભિ નિત મુજ શ્વાસેશ્વાસે';
જે દિન તારી પ્રીત મને વિસરશે,
જે દિન તારે હૈયે મારી ઊઠશે રે નહિ યાદ
તે દિન મારી કોઈ ન હો ફરિયાદ,
તે દિન ચુપચુપ દલદલ મારાં ફૂલ બધાંયે ખરશે;
ને તેં દીધી વરમાળારૂપ તે આ મુજ પ્રાણ
થઈ રહેશે ઉશેટી દેવા સરખી રે મૃત–મ્લાન;
તારી પ્રીતનો ભંગ મને થઈ રહેશે એમ જ જાણ.

*



ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# ગામડાનો દાક્તર

'બીજાઓના સુખ માટે પ્રયત્ન કરવામાં પોતાનાં સુખની પ્રાપ્તિ થાય છે' એ સૂત્રને જીવન સાથે વણી લેનાર ડૉ. વિલિયમ લારીમાર મેલન વિશેનો આ સુંદર લેખ છે. વિશ્વખ્યાત ડૉ. આલ્બર્ટ સ્વાઈટ્ઝરના આ અનુયાયીનાં સાહસ અને શ્રદ્ધા પર કોણ વારી ન જાય?......

દુનિયાના ખૂણાઓમાં સંસ્કૃતિથી ઘણે દૂર જંગલોમાં વસેલા ઉપેક્ષિતોની સેવાઅર્થે જિંદગીમાં પકડેલા રાહને છોડી અંતરસ્ફૂરણાથી દાક્તરીનો અભ્યાસ કરનાર જગતમાં માત્ર બે જ જણાઓ છે. એક ડૉ. આલ્બર્ટ સ્વાઈટ્ઝર અને તેમને અનુસરનારો બીજો ડૉ. વિલિયમ લારીમાર મેલન.

વેપાર અને રાજકારણમાં મેલનને જિંદગીની સાર્થકતા ના દેખાઈ. સાડત્રીસ વર્ષની ઉમ્મરે જિંદગીનો બાકીનો સમય ઢોરોના ઉછેરમાં ગાળવાના ઇરાદે તેણે 'ગોવાળ' (Rancher) થવાનું સ્વીકાર્યું. અમેરિકાના એરીઝોના પ્રદેશમાં પોતાના ગોચરમાં તે રચ્યો બન્યો.

એક રાતના તેણે સામયિકમાં ડૉ. આલ્બર્ટ સ્વાઈટ્ઝર વિષે વાંચ્યું.



'ગામડાનો દાક્તર'
ડૉ. વિલિયમ લારીમાર મેલન

સ્વાઈટ્ઝરની દાક્તરની કારકીર્દિની પસંદગી કરતાં એની જીવન ફિલસૂફીએ લારી મેલનનું વિશેષ ધ્યાન દોર્યું. 'જિંદગી માટે આદર' નામે ઓળખાતી ફિલસૂફીમાં સ્વાઈટ્ઝરનું કહેવું છે કે 'દરેક જીવંત પ્રાણી દુઃખવિહીન અને સુખી અસ્તિત્વને લાયક છે. બીજાઓના તે અસ્તિત્વને સુદૃઢ કરવા પોતાનાથી બની શકે તે કરી છૂટવાની દરેક માનવીની ફરજ છે.' લારી મેલનને મનના ઊંડાણમાં વસી ગયું કે જિંદગીના આદરના ધ્યેયના પરિપાલનમાં તે પોતાની જવાબદારી અદા કરી શકતો નથી.

સ્વાઈટ્ઝરના વિચારોએ મેલનની પકડ લીધી. તેણે સ્વાઈટ્ઝરનાં પુસ્તકો ખરીદ્યાં જિજ્ઞાસાથી વાંચ્યાં. તેને દૃઢ પ્રતીતિ થતી ગઈ કે તેણે સ્વાઈટ્ઝરના જેવો પંથ સ્વીકારવો જોઈએ. સ્વાઈટ્ઝરના કાર્યની ફલશ્રુતિ જાણવા કાજે તેણે પોતાની વાડીના ફ્રેન્ચ મેનેજરને આફ્રિકા થઈ ફ્રાન્સ રજા ઉપર જવાની સગવડ કરી આપતાં કહ્યું: 'તમારી પત્ની નર્સ છે. તેને સ્વાઈટ્ઝરનું દવાખાનું બરાબર જોવા દો. ત્યાં ખરેખર કંઈ સારું કામ થાય છે કે કેમ તે જાણી લાવો.'

અઠવાડિયાં બાદ મેનેજર અને તેની પત્ની ફ્રાન્સથી પાછા ફર્યાં. તેમણે સ્વાઈટ્ઝરની પ્રવૃત્તિના ભર્યા મોંએ વખાણ કર્યાં. ખરેખર તેની હોસ્પિટલ વિના હજારો આફ્રિકનો ઉગ્ર અને વેદનાભર્યા રોગોથી રીબાતા હોત. બીજાઓની સેવા ઉપાડવામાં સ્વાઈટ્ઝરે આંતરિક ઉચ્ચતા પ્રાપ્ત કરવા સાથે આધ્યાત્મિક સમૃદ્ધિ પણ મેળવી છે. જે દરેક જણ માટે મૂલ્યવાન છે.

આ જાણ્યા બાદ મેલને સ્વાઈટ્ઝરને લેમ્બારેને મુકામે પત્ર લખ્યો કે 'હું સાડત્રીસ વર્ષનો છુ. કુટુંબી છું. સંસારની જવાબદારીઓ ઉપાડવાની છે. વીસ વર્ષ થયાં અભ્યાસ છોડેલો છે. એટલે ભણવાનું અઘરું પડશે પણ તમે જે કર્યું તે મારે કરવું છે. તમારી શી સલાહ છે?'

સ્વાઈટ્ઝરે પ્રત્યુત્તર વાળ્યો.—

'તમારી જેમ ઘણા માણસોએ મને પૂછાવ્યું છે પણ રસ્તે ઘણી મુશ્કેલીઓ હોવાથી મેં સલાહ આપવાનું માંડી વાળ્યું છે. ભલું કરનારના રસ્તામાં પથરા

ફેંકનારા ઘણા છે. પણ તમે હિંમતબાજ લાગો છો. તમારા નવા ધ્યેયને અનુસરવા હું આગ્રહ કરું છું.'

મૅલને દાક્તર થવાનો નિર્ણય કર્યો. છ મહિના અગાઉ વાંચેલા સ્વાઇટ્ઝરના લેખ બાદ મનમાં ઘોળાતો વિચાર તેણે પત્નીને પણ દર્શાવ્યો ન હતો. હવે તે કહ્યા વિના ચાલે તેમ ન હતું.

ગ્રેસ નિસરણી ઉપર ચડી પડદા ટાંગતી હતી. લારી મૅલને તેની પાસે જઈ કહ્યું, 'દાક્તર થઈને દુનિયાના અવિકસીત ભાગમાં જઈ દવાખાનું ખોલવાનો વિચાર થાય છે. તને શું લાગે છે?' બહુ આશ્ચર્ય પામ્યા વિના કે ભયથી નિસરણી ઉપરથી ઊછળીને નીચે પડ્યા વગર તેણે જવાબ વાળ્યો: 'હમણાંનું તમે આ જ વિચારતા લાગો છો. શું વિચારતા હશો તેની મને નવાઈ તો થતી હતી. ઘણું સારું.'

નિર્ણયનો અમલ મુશ્કેલીભર્યો હતો. : સગાંઓએ વિરોધ ઊઠાવ્યો. મિત્રોએ ઘેલો બની ગાંડા ના કાઢવા સમજાવ્યો. આ તો ઠીક, પણ મૅડિકલ સ્કૂલે સાડત્રીસ વર્ષના યુવાનીના છેડે આવી ઊભેલા માનવીને દાક્તરી અભ્યાસ શરૂ કરવા ના તો પ્રોત્સાહન દાખવ્યું અને અભ્યાસ પૂરો નહિ થઈ શકે તેવી બીક બતાવી. દઢનિશ્ચયી મૅલને પ્રસ્તાવ મૂક્યો કે 'મને શરૂ કરવા દો. જો હું બીજાઓની સાથે નહીં રહી શકું તો આપમેળે અભ્યાસ છોડી દઈશ.'

મૅલનની સત્યનિષ્ઠાથી દોરવાઈ ટુલાને યુનિવર્સિટીએ તેને દાક્તરી અભ્યાસ માટે પ્રવેશ આપ્યો. ઇ. સ. ૧૯૪૭માં મૅલને અભ્યાસ શરૂ કર્યો. પંથ વિકટ હતો. ઉત્સાહથી ઉભરાતા તેનાથી અડધી ઉમ્મરના સહાધ્યાયીઓમાં ચાર બાળકોના પિતા અને અકાળે ધોળા વાળ થયેલા મૅલનનું કોઈ સ્થાન ન હતું. અભ્યાસ અઘરો પડતો હતો. સંભારણામાં મૅલને લખ્યું છે :—

'પરીક્ષાની આગલી રાતોએ પાનાંનાં પાનાં ગોખી નાખતો પણ બીજા દિવસે પ્રશ્નપત્રો જોઈ ખોટું વાંચ્યાનો અફસોસ થતો. પછી જવાબો મેળવવા ચોપડી ઊઘાડી જોતો ત્યારે સમજાતું કે વાંચેલું બધું ભૂલી જવાય છે.'

પણ આદર્શને પહોંચી વળવા મૅલને કમર કસી. ખંત ઉત્સાહ અને પરિશ્રમના સુમેળથી સાત વર્ષનો અભ્યાસ પૂરો થયો. ડીગ્રી મળી. સ્વાઇટ્ઝરે સલાહ આપી 'ગામડાના (Country) દાક્તર થવાની તૈયારી રાખો. કોઈ એક રોગના સ્પેશિયાલિસ્ટ નહીં પણ જનરલ પ્રેક્ટીશનર બનજો. ઉષ્ણકટિબંધના પ્રદેશોમાં આપની જરૂર છે. સ્કૂલમાં રહી ઉષ્ણકટિબંધના (ટ્રોપીકલ) રોગોના અભ્યાસ કરવામાં બહુ વખત ના ગાળશો. ઊનાળાની રજાઓમાં મારે ત્યાં લેમ્બારેને આવો. સ્કૂલમાં એક વર્ષભરમાં ના શીખો એથી વધારે ઉષ્ણકટિબંધના રોગો વિષે અહીં જાણવા મળશે.'

લારી મૅલન અને ગ્રેસ સ્વાઇટ્ઝરનું આમંત્રણ સ્વીકારી આફ્રિકા ગયાં. અહીં મૅલનને ભવિષ્યની કામગીરી માટે આવશ્યક જ્ઞાન પ્રાપ્ત થયું.

ઇ. સ. ૧૯૫૨માં રજાઓ ગાળવા અને રોગ સંબંધી સંશોધન કરવા મૅલન કુટુંબ સહિત દક્ષિણ અમેરિકાના હૈટીનાં જંગલોમાં છુપાયેલી આર્ટીબોનાઇટ ખીણમાં જઈ પહોંચ્યા. ગરીબ પ્રદેશ વધારે વસ્તીથી ભરચક હતો. દાક્તરી સારવાર માટે કશી સગવડ ન હતી. હૈટીના રાજનગરની મૅડિકલ સ્કૂલમાંથી પાસ થયેલા દાક્તરો ગાઢા જંગલમાં આવી વસવા તૈયાર ન હતા. મૅલેરિયા, ક્ષય, ચેપ ને જાતીય રોગોથી લોકો સબડતા હતા. સુવાવડ વખતે દાયણોની ગંદી સારવારથી ધનુર્વાના બહુ કેસો થતા હતા. ખરાબ હવામાન, બેકારી, અજ્ઞાનતા અને રોગોથી ખદબદતા આ પ્રદેશમાં જુદા જુદા પંથના મિશનરીઓ આવી વસ્યા હતા પણ તેમનું કામ પાશેરામાં પહેલી પુણી જેવું હતું. યુનાઈટેડ સ્ટેટે નહેરો ખોદાવી હતી પણ આ લાભ હજુ હવે મળવાનો હતો. મૅલને આ પ્રદેશમાં હૉસ્પિટલ ખોલવાનો મનસૂબો કર્યો.



આખુનર પૂરું થતા અગાઉ લારી મેલને સ્થપતિ હોસ્પિટલના પ્લાન તૈયાર કરાવ્યા હતા. હોસ્પિટલનું નામ સ્વાઈટ્ઝરનું આપવાનું હતું. તેમની સંમતિ માટે મોકલાવેલા પ્લાન જોઈ બાગ અંગે સૂચના કરતાં સ્વાઈટ્ઝરે લખ્યું : ' દરેક ઉપયોગી વસ્તુ રાખવી. બાગમાં ખોરાક આપે એવા છોડ વાવવા. '

હૈટી રાજ્યે મેલનને સો એકર જમીન કાઢી આપી. ૧૯૫૩ની અગિયારમી ડિસેમ્બરે હોસ્પિટલનો પાયો નંખાયો. પાણી અને રેતી સિવાય મકાન બાંધવાની બધી વસ્તુઓ બહારથી આણવી પડી. વંટોળિયા અને ધરતીકંપને મચક ના આપે એવી પંચાવન ખાટલાની જોગવાઈ વાળી એકસ–રે, પેથોલોજી લેબોરેટરી અને અદ્યતન સાધનોથી સુસજ્જ એવી આલ્બર્ટ સ્વાઈટ્ઝર હોસ્પિટલ ૧૯૪૬ના જૂનમાં તૈયાર થઈ. દુનિયાના ભૂલાયેલાં માનવી માટે એનાં દ્વાર ખુલ્લાં મૂકાયાં. અત્યારે એમાં ૧૬૮ સ્ટાફના માણસો કામ કરી રહ્યા છે. ખીણના આઠસો ચોરસમાઈલના વિસ્તારના પાંચ લાખ માનવીઓ મેલનની હોસ્પિટલનો લાભ લઈ રહ્યા છે. સાત વર્ષ અગાઉ ગામડાના દાક્તર બનવાનું લારી મેલનનું સ્વપ્ન મૂર્તિમંત થયું.

સ્વાઈટ્ઝરની હોસ્પિટલની જેમ આ હોસ્પિટલમાં મફત સારવાર નથી. લોકોની કમાણીના પ્રમાણમાં ફીનું ધોરણ રાખવામાં આવ્યું છે. રોગીઓની ફીમાંથી હોસ્પિટલના ખર્ચના ૨૦ ટકા અને મિત્રોના દાનમાંથી ત્રીસ ટકા ભરપાઈ થાય છે બાકીનો ખરચો મેલન ઉપાડે છે કે જે વરસે દિવસે એક લાખ ડોલર જેટલો છે. બધા રોગીઓ ફી આપી શકે એવા નથી હોતા. સ્વાઈટ્ઝરની જેમ એમની પાસેથી ફી પેટે ફળ, મરઘાં ને માછલાં સ્વીકારવામાં આવે છે.

જુદી દુનિયામાં જન્મેલા અને ઉછરેલા સ્વાઈટ્ઝર અને મેલન વચ્ચે સામ્ય છે. સ્વાઈટ્ઝરને નાની ઉંમરે સિદ્ધિઓ વરેલી હતી. વીસ વર્ષની ઉંમરે તે સંગીતકાર લેખક અને પ્રોફેસર હતા છતાંય તેમણે જીવનમાં કશું ખૂટતું અનુભવ્યું. આફ્રિકાની ઉગ્ર રોગોથી પીડાતી જંગલમાં વસતી પ્રજા માટે દાક્તરની ખાસ જરૂરિયાત વિષે લેખ વાંચી સ્વાઈટ્ઝરે જીવનપંથ બદલવા નિરધાર કર્યો. ત્રીસ વર્ષની ઉંમરે બહુ સુખી કારકીર્દિ ત્યજી તેમણે તબીબી અભ્યાસ શરૂ કર્યો. દાકતર બની આજે ચાલીસ વર્ષ થયાં આફ્રિકાના અંધારા ખંડના અતિશય ગરમ અને રોગના ધામ ફ્રેન્ચ ઇક્વેટોરિયલ પ્રદેશમાં ઓગોવે નદીના કિનારા ઉપર લેમ્બારેનેમાં જનસેવા કરી રહ્યા છે.

ચાલીસ વર્ષ ઉપર શરૂ થયેલી વૃક્ષોની છાયામાં આવેલી સ્વાઈટ્ઝરની હોસ્પિટલમાં ખાસ ફેરફારો થયા નથી. ઘેટાં અને પાળેલા જંગલી પ્રાણીઓ કંપાઉન્ડમાં નિરાંતે વિહરે છે. વૃક્ષોનાં ખરેલાં પાંદડાં અને રોગીઓના સગાવહાલાની રાંધવાની પ્રવૃત્તિથી થતી ધૂણીથી હોસ્પિટલનું કમ્પાઉન્ડ છવાયેલું રહે છે. ત્યાં વોટરવર્કસ નથી. ફક્ત ઓપરેશન થિયેટર ઇલેક્ટ્રીસીટીથી સુસજ્જ છે. સ્વાઈટ્ઝરનું ધાર્મિક ચિંતન લેખન્ અને જગતના ચિંતકો સાથેના સહવાસની અસરથી લેમ્બારેનેમાં સાગીનું વતાવરણ જાગ્યું છે. સ્ટાફના માણસો સમભાવી છે છતાં અતડા લાગે છે અને કામમાં વિરક્ત ભાવ સેવે છે. તેઓ વેતન વિના કામ કરે છે પણ બે વર્ષે તેમને વતન પાછા ફરવાની સગવડ અને વધુ અભ્યાસ માટે નાણાંકીય મદદ મળે છે. પથારી ટેબલ અને થોડી ખુરશીઓ રહી શકે એવા નાના ખંડમાં સ્વાઈટ્ઝર વસે છે. છયાશી વર્ષની ઉંમરે તે અત્યારે થોડું તબીબી કામ કરે છે પણ ઘણો વખત લખવામાં અને પત્રવ્યવહારમાં પસાર કરે છે.

મેલનની હોસ્પિટલ આધુનિક ઢબે સુસજ્જ છે. સ્ટાફના માણસોનું વ્યક્તિત્વ વ્યવસાયી છે. તેમને રહેવાની સગવડ અને પગારનું ધોરણ ઉત્કૃષ્ટ છે. સ્વાઈટ્ઝરે ઉપાડેલું કામ અંગત જેહાદ જેવું છે તો મેલનનું કામ પ્રજા સમસ્ત માટેનો અખતરો છે. પણ બંનેનો આદર્શ સરખો છે: સેવા.

મેલન લખે છે, ' જે પ્રદેશમાં દરેક વસ્તુની જરૂરિયાત છે ત્યાં દાક્તરી દવામાં ખાસ અગત્યતા નથી. આવી

જગ્યામાં કોઈપણ વ્યવસાયી બુદ્ધિવાળો માણસ મહત્વનો છે. સેવા કરવામાં જ બદલો સમાયેલો છે. એમાં કશું ઉમદા નથી. બીજાને આપવામાં ઉલ્ટાનું આપણને મળે છે.' મેલન પતિ-પત્ની હોસ્પિટલને સમૃદ્ધ બનાવવામાં અથાગ પરિશ્રમ બેઠી રહ્યાં છે. હેટીના જંગલમાં વસવાટ સ્વીકારવાથી મેલન દંપતી કુટુંબથી પણ અળગાં બન્યાં છે. એમનાં ચાર બાળકોથી લાંબા વખતથી વિખૂટાં પડ્યાં છે.

દરેક માણસને બીજા પરત્વે જવાબદારી રહેલી છે. બીજાઓના સુખ માટે પ્રયત્ન કરવામાં પોતાના સુખની પ્રાપ્તિ થાય છે. આ સાદા અને નિર્વિવાદ સૂત્રથી દોરવાઈ મેલન દાક્તર થવા પ્રેરાયો હતો. આ કાર્યમાં તેને પ્રાપ્ત થયેલ સંતોષ સંકલ્પ અને દર્શન દર્શાવતું તેનું કથન ઉપર ટાંક્યું છે.

✶

'પતીલ'

## પૂજારી અસલનો

નહીં ઓળખ્યો તેં તારો આ પૂજારી અસલનો
કે બંધ કરાવી દીધો દરવાજો મહલનો ?

લીધો ગણી મુજને શું તેં રસ્તાનો ભિખારી,
ભૂખ્યો, વધેલ ધાન્યના બેચાર કવલનો ?

આવ્યો છું જોઈ ભલભલી હું પાદશાહતો,
પોશાક મહારો છે ભલે આધ રુખલનો !

ઝડપાઈ ગયા દેશ કૈંક પાયમાલ થૈ,
શો ચંદરોજ જિંદગીમાં દોર અમલનો ?

બદલાઈ ગયો વિશ્વનો ઇતિહાસ સ્હેજમાં—
છે તે જ તુજ હજીય દોસ્તદાર બગલનો !

ના હોત હું માહિર થયો નક્કાશ કામમાં
જો હોત નમૂનો કને ન તારી નકલનો :

જો હોય બીજો એક પણ ધરાક તો બતાવ
તુજ બેનઝીર હુસ્નનો, બે-એબ સિકલનો !

છોડું નહીં નજીકપણું તારું લગારે
આપે હુકમ ભલે તું કલેજાની કતલનો :

નિસ્બત નથી રહી મને દુનિયાની બેતમીઝ,
તુજ પાસ ઠાલવું બધો મુજ બાર ફસલનો :

આજે ન તો ક્યારે 'પતીલ' યાદ આવશે
ગનાર નામચીન ધોધમાર ગઝલનો ?

★

ગિરિજાશંકર કે. વ્યાસ

## પડી ગાંઠ !

પડી ગાંઠ હૈયે મારા,
છોડતાં છોડાય ના;
જેમ જેમ છોડું ત્યાં,
નિગંઠ જ થાય હાં !

★

પ્રો. હસિત બૂચ

## ગીત ગાતો થઈ ગયો !

શી ફિકર અંધારની ? હું ગીત ગાતો થઈ ગયો !
ના ફિકર અંગારની, હું પ્રીત પાતો થઈ ગયો,

ઘામ ધખતો, ઘોષ પડતો, વીંઝતો આંધી પવન;
પણ હવે ઉપટે ન એવો રંગ મારો થઈ ગયો !

દૂર ઊંચે ક્યાંય છેડો ના, ભલે એવું ગગન;
હું ગહન એને ઝબકતો પણ સિતારો થઈ ગયો !

મેં કદમ માંડયો અફર, ઊંડી હૃદયમાંહિ લગન;
હું મુસાફર આજ બીજાનો સહારો થઈ ગયો !

આવતી ક્ષણના વિચારે ગીત ગાતો થઈ ગયો !
વીતતી પળના વિચારે, પ્રીત પાતો થઈ ગયો !

★

ઊર્મિલા પટેલ

# આજનો રોગ

આપણા જીવનમાંથી ઊંડાણનો અત્યારે સાવ લોપ થઈ ચાલ્યો છે આત્મનિરીક્ષણ તો સાવ અદૃશ્ય જ થઈ ગયું છે. આ આત્મચિંતનભર્યા અભ્યાસુ લેખમાં જે અભ્યાસ અને મનન-ચિંતન ભર્યાં છે તે દરેકને કંઈક પણ ચિંતન કરવા પ્રેરે તો?......

આજે જગતભરમાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચે, પ્રાંત પ્રાંત વચ્ચે, દેશ દેશ વચ્ચેના વ્યાપી રહેલ વિસંવાદોનાં મૂળભૂત કારણોમાં આત્મનિરીક્ષણનો અભાવ પ્રધાનતમઃ દેખાઈ આવે છે.

પોતાની ભૂલ જોવી, પોતાના હૃદયનું પ્રતિબિંબ નિરખવું સામાન્યતઃ મનુષ્યને ગમતું નથી. અને જે ન ગમે તે પોતાના હિતમાં ન આવી શકે એ જાતની વૃત્તિને જાણે યા અજાણે મનુષ્ય પોષી રહ્યો છે. બાળપણથી જ તેને પોતાના નિકટતમ હૃદય સિવાય બીજું સર્વ કાંઈ ચકાસી ચકાસીને પ્રેમાળ દૃષ્ટિથી માંડીને વિવેચક દૃષ્ટિ તથા કટુતમ દૃષ્ટિ દ્વારા જોવાની આદત પડી ગઈ છે. તેનાં સ્વજનો પણ મોટેભાગે આ રીતે જ જોવા જીવવા ટેવાયલા હોય છે અગર તેમાંથી સુભાગ્યે એવી વ્યક્તિ પણ નીકળી આવે જે સતત આત્મનિરીક્ષણ કરતી હોય છતાં તે પોતાની આજુબાજુના માનવસમુદાયને આત્મનિરીક્ષણ કરવા ઉત્તેજી શકતી નથી. કારણ આ વિષય એટલો તો અંગત ગણાય છે કે ચાર્વાક મતના દુન્યવી કે આજના ચાર્વાકના અનુયાયીઓની ચર્ચા માટે ઘણો નાજુક થઈ પડ્યો છે. આમ એકંદરે જોતાં આત્મનિરીક્ષણ સંયમ આદિ માનવ-ઉદ્ધારક જડીબુટ્ટીઓ તો આજ કાલની જનતાને ઝેર જેવી અને તૃણવત ભાસે છે.

કોઈ માણસ ગુસ્સામાં આવી જઈ ગમે તેમ બોલી યા કરી નાખે અને જો બીજો સજ્જન માણસ તેનો પક્ષ લઈને તેના કાર્ય તરફ સહાનુભૂતિ દર્શાવવાને બદલે તેને આત્મનિરીક્ષણ કરવાનું કહે, પોતાનાથી થયેલ ભૂલને શોધવાનું કહે તો તો બળતામાં ઘી જ હોમાય, બિચારા સજ્જન માણસના ભોગ જ મરે.

આત્મનિરીક્ષણ કરવા સૂચવનારને જ તેમ કરવાનું કહેવામાં આવે. ઉપરાંત થઈ ગયેલ બાબત પર વિચાર કરી પોતાના દોષનું શોધન અને પોતાની વૃત્તિઓનું વિભાજન કરી આત્મનિરીક્ષણ કરવાનું તો બાજુએ રહે પણ કમનશીબે બિચારા સજ્જન માણસને બે ગાળો ખાવી પડે. આમ એક પછી એક ઘટનાઓ જીવનમાં—દરરોજના જીવનમાં બન્યે જાય છે. પણ મનુષ્ય બધું સગવડીયા ધર્મના હિસાબે પોતાના સારા યા માઠા સ્વભાવના સૌજન્ય પર ઢોળી દઈ આગળ વધ્યે જાય છે (પોતાના મનથી). ખરી રીતે આગળ વધે છે કે પાછળ પડે છે તેનો હિસાબ રાખતું તેનું મન તો આત્મનિરીક્ષણના અભાવે ગાઢનિદ્રામાં સ્વપ્નોની મઝા લૂંટે છે. અને જીવનમાં વેર દ્વેષ હિંસાદિ શત્રુઓ વધ્યે જાય છે. પોતાની વૃત્તિઓને ચકાસવાનું, અરે ફક્ત તેના પર નજર માત્ર ફેરવવાનું પણ ચૂકીને એ એમ જ માની બેસે છે કે આ બધું તો સ્વભાવ પ્રમાણે, નસીબ પ્રમાણે થયે જાય છે. તેઓને હજી આત્મનિરીક્ષણની જરૂર જણાઈ નથી. કારણ તેઓને મન પોતાનો સ્વભાવ (એટલે એવી વૃત્તિ કે જે) જન્મથી સાથે આવી મરતાં સુધી પોતાથી તેમાં કાંઈ પણ ફેરફાર કરી ન શકાય તેવું ગુણુ અવગુણનું પ્રભુએ બાંધી આપેલ ભાથું. જે ન તો ખર્ચાય કે ન તો તેમાં ઉમેરો થાય. મરણ સુધી તેને સાચવીને રાખવાનું હોય એવી માન્યતા દૃઢપણે તેઓમાં ઘર ઘાલી બેઠેલી જોવામાં આવે છે. તેઓ ભૂલી જાય છે કે માનવ એ માનવ છે. પામર પશુ નથી. પશુનો સ્વભાવ જન્મથી મરતાં સુધી વિચારશક્તિના અભાવે એકનો એક જ રહે છે તેમાં ખાસ ફેરફાર થતો માલૂમ પડતો નથી. પણ આત્મનિરીક્ષણના અજ્ઞાનને કારણે મનુષ્યો પોતાની જાતને પણ એક પશુની કોટિએ મૂકીને કહે છે (કે અમારો સ્વભાવ તો બદલાય જ કેવી રીતે) કે કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી,

જમાનમા દાટા તાગ વાક્ા. આમ તેઓ પોતાના સ્વભાવને કૂતરાની વાંકી પૂંછડી રૂપ માની બેઠેલા હોય છે.

આમ જીવનના બીજા વ્યવહારોમાં પણ જો તેઓ પશુ પક્ષી જેવાં જીવોને પોતાની સમાન ગણતા હોય અને તે પ્રમાણે વર્તતા હોય, પોતાનું વર્ચસ્વ અને શ્રેષ્ઠતા ભૂલી જઈ તેમની સાથે હળીમળી રહેતા હોય તો તો કંઈ અજુગતુ નથી. ભલે ને પછી તે સ્વભાવ-રૂપી પૂંછડી વળગાડીને ફરે.

અહીં સ્વભાવરૂપી પૂંછડી એ શબ્દપ્રયોગ ખરાબ સ્વભાવવાળા મનુષ્યો પૂરતો મર્યાદિત છે કે જે મનુષ્યો આત્મનિરીક્ષણનો સહારો લેવા માગતા નથી અને પોતાની જાતને સુધારવા માગતા નથી. અલબત્ત સારો સ્વભાવ એ તો કૂતરાની પૂંછડી રૂપ નહિ પણ મોરની કલગીરૂપ છે—જે મનુષ્યની શોભા ને ચારિત્ર વધારે છે અને હમેશાં આવકારપ્રદ છે. અને મોટે ભાગે આત્મ-નિરીક્ષણના ફળરૂપે ગણાય.

પોતાની ભૂલ જોવા માટે સોએ ૯૯ ટકા મનુષ્યો પ્રયત્ન કરતા નથી. આજે તો ચાર માણસો ભેગાં મળ્યાં કે તરત જ આખા ગામની ખોતરણી કરવા મંડી જશે. અરે, જ્યારે મનુષ્ય એકાંત અનુભવતો હોય, જ્યારે બીજી વ્યક્તિ યા સમૂહથી દૂર હોય અને જ્યારે ફક્ત પોતાનું હૃદય જ પાસે હોય છતાં તે કદી હૃદય તરફ નજર નહિ દોડાવે. સતત બીજામાં, બીજી વસ્તુમાં વ્યક્તિમાં તેનું મન ભમ્યા કરતું હશે. બીજાનાં છૂપાં રહસ્યો શોધવાથી માંડી બીજાના આત્માને ખોતરી ઊંડો ઊતરવા સુધીના બધા પ્રયત્નો મનદ્વારા કરશે. અલબત્ત તે વેદાંતી હોય, આત્માના અદ્વૈતપણામાં માનતો અને અનુભવતો હોય તો તો પ્રશ્ન ઊઠતો જ નથી. જો તે દેહાતીત થઈ ગયો હોય, 'कोऽहं' નો ઉત્તર પામી ચૂક્યો હોય તો ભલેને તે આત્મનિરીક્ષણને બાજુએ મૂકી ગમે ત્યાં વિહરે. પણ તે તો તેના સારાયે જીવન દરમ્યાન ગણી ગાંઠી વખતે જ તેને ભાન થાય છે. તે પણ ગીતા કે ઉપ-નિષદ વાંચવા જેટલી સદ્વૃત્તિ લબ્ધ હોય યા તો પૂર્વનાં પુણ્યોને પ્રતાપે સત્સંગનો લાભ મળ્યો હોય ત્યારે—બાકી દરરોજનાં ધમાલભર્યાં જીવનમાં જ્યાં દેહનું ભાન સતત રહેતું હોય ત્યાં આત્મા પરમાત્મા ને અદ્વૈતપણાની વાતો યા આત્મનિરીક્ષણ ન કરવા માટેનાં બહાનાં તો સો જોજન દૂર જ ગણાય.

જો મનુષ્ય પ્રત્યેક પળે પોતાના મન ને હૃદયનો સાથ રાખતો હોય, સતત તેનું નિરીક્ષણ કરતો હોય—તે ક્યાં ભમે છે, કેવી બાબતોમાં રસ લે છે, કેવા વિચાર કરે છે એ બધા પર ફક્ત નજર જ રાખતો હોય—આત્મ-નિરીક્ષણ કરતો હોય તો જરૂર આ જગત કંઈક જીવવા યોગ્ય સ્થળ બને તેમાં લવલેશ શંકા નથી.

કંઈ પણ પ્રસંગ યા ઘટના બનતાં તરત જ તેમાં પોતે પરોક્ષ યા અપરોક્ષ રીતે ભજવેલો ભાગ તપાસે તે સમયે ઉદ્‌ભવેલ મનોવૃત્તિઓનુ વિભાગીકરણ કરી તપાસી જુએ કે પોતે—(આધ્યાત્મિક કક્ષામાં) ક્યાં છે તો તેને તરત જ પોતાના ખરા અને સૂક્ષ્મસ્વરૂપ એવા મનનું ભાન થશે અને અત્યાર સુધી આ આ બધાનાં સંયોગે ઘડાયેલ પોતાની પ્રધાનતમ વૃત્તિ એવા સ્વભાવના સારા યા નરસાપણાનું, એટલે સ્વભાવરૂપ પૂંછડી વળગાડી છે કે કલગી શોભે છે તેનો સંપૂર્ણ ખ્યાલ આવશે અને ખાતરી થશે કે ખરાબ સ્વભાવ જન્મથી મરણ સુધીનો પરવાનો પામેલ સાથીદાર યા પૂંછડીરૂપ નથી પણ આત્મનિરી-ક્ષણના અભાવે આત્માની સ્વપ્નાવસ્થામાં અજાણે છુપાઈ ને ઘૂસી ગયેલો દુશ્મન યા તો ચોર છે અને અત્યાર સુધી પોતે જાણે કોઈ નિકટનો સ્વજન હોય તેમ માનવજીવનનો (દેહમંદિરનો) કારભાર ચલાવી રહેલ છે. પણ જો આત્મનિરીક્ષણ કરતાં હૃદયમાં રહેલ સત્ય પ્રેમ અહિંસા ત્યાગ આદિ સાત્વિક સંપત્તિ દેખાય તો તે સારા સ્વભાવરૂપ કોઈ ઈશ્વરી દૂત જ જીવનનૌકાને અંતિમ ધ્યેયે પહોંચાડવા પ્રયત્ન આદરી રહ્યો છે એમ અવશ્ય માની શકાય.





રવિશંકર મ. રાવળ

# અણુનવાસ

સાદી સીધી લોકકથાઓમાં કેવી રમૂજ, કેવો સુંદર બોધ અને તેની કેટલી સરસ રજૂઆત હોય છે તે આબીસીનિયાની વાતોમાંથી આપણા કળાગુરુએ તેમનાં લાક્ષણિક રેખાચિત્રોથી સજાવીને ગુજરાતીમાં ઊતારેલી આ વાર્તા વાંચવાથી સ્પષ્ટ રીતે સમજાશે......

ઇથિયોપિયાના પ્રદેશમાં બહુ સમય પહેલાં અણુનવાસ રહેતો હતો. તે ઘણો ચાલાક ગણાતો હતો. પહેલાનાં લોક કહે છે કે, એ અણુનવાસ એકવાર બાદશાહ નેગુસના શહેરમાં પહોચ્યો. બાદશાહની હજુરમાં જઈ સલામ કરી, નોકરી માગી. 'લાગે છે મજબૂત આદમી' તેને જોઈ, નેગુસે કહ્યું: 'હું તને મારો ચોકીદાર બનાવું છું.'

એટલે તેને ઢાલ તરવાર મળ્યાં અને નેગુસના મહેલની ચોકી કરવા લાગ્યો.

એકવાર નેગુસે અણુને બોલાવી કહ્યું: 'હું બીજે ગામ જાઉં છું તેથી બરાબર દરવાજો સાચવજે.'

નેગુસની સવારી ઊપડી ગઈ, પછી અણુ દરવાજે બેઠો. તે એકલો જ હતો.

એટલામાં ગામમાં વાજા વાગતાં તથા નાચ રંગ થતાં હોય એવો અવાજ આવ્યો, તેણે વિચાર્યું: 'મારે તો દરવાજો સાચવવાનો છે. નાચ જોવાની કંઈ મનાઈ થઈ નથી.'

એવું વિચારી દરવાજો ઊતારીને માથે ઉપાડી જ્યાં ગાનતાન ચાલતાં હતાં ત્યાં લઈ ને ગયો. આખી રાત ખૂબ કૂદ્યો ને મોજ કરી. સવારનું અજવાળું થયું એટલે દરવાજો ઊપાડીને મહેલ પર પાછો આવ્યો. પાછળથી ચોર પહોંચી ગયા હતા.



નેગુસ પાછા આવ્યા ત્યારે ખૂબ ગુસ્સે થઈને અણુને ઠપકો આપ્યો: 'તને મહેલ સાચવવાનું સોંપ્યું નહોતું?'

'ના રે હજુર!' અણુએ કહ્યું: 'તમે તો દરવાજો સાચવવાનું કહ્યું હતું. મહેલની તો વાત કરી જ નહોતી.'

'એમ, તું લુચ્ચાઈ કરે છે?' નેગુસ બોલ્યા, 'કાલ સવારે તેને સજા કરીશ જાઓ હમણાં તેને મહેલ બહાર કાઢીને કેદમાં પૂરી દો.'

નોકરો અણુને પકડી બહાર લઈ ગયા અને એક મોટો ખાડો કરી તેમાં તેને ઊતારી દીધો અને ગળા સુધી માટી ભરી દીધી. પછી તેને મૂકીને ચાલ્યા ગયા

આખી રાત અણુનવાસ માટીમાં હાથ ન હલે, પગ ન હલે, એવી હાલતમાં દટાયેલો ઊભો.

સવાર પડી ત્યારે એક સોદાગરની ઊંટની વણઝાર નીકળી. અણુને જોઈ સોદાગર તેની પાસે ગયો, 'અલ્યા ભાઈ તું આમ શા માટે દટાયો છે?'

'માલેકને સલામ, ભાઈસાહેબ' અણુ બોલ્યો, 'હું મારા બદનને સીધું કરું છું.'

'એમ! શી રીતે?'

'શી રીતે! તો એમ છે કે મારો બરડો ખૂંધો હતો એટલે નેગુસના હકીમોએ તેને સીધો કરવાના ઇલાજ માટે મને અહીં દટાવ્યો છે.' અણુએ સમજાવ્યું.



'અરે યાર! તું નસીબદાર છો કે બાદશાહના હકીમોએ તને ઈલાજ બતાવ્યો?' સોદાગરે કહ્યું. 'મારો બરડો પણ વાંકો થઈ ગયો છે પણ તેનો કોઈ ઈલાજ મળ્યો નથી.'

'આ ઈલાજ પાકો છે.' અણુએ કહ્યું. 'મારો બરડો

ઘણો સીધો થઈ ગયો છે.'

'દોસ્ત તો તારી પેઠે મને કરી દે, તું માગે તે આપું.' વેપારી બોલ્યો.

'તમારાં બધાં ઊંટ મને આપશો?' અણુએ કિંમત જણાવી.

'બધાં નહિ પણ અરધાં આપીશ.'

'ઠીક ભાઈ એમ. તો મને પહેલાં બહાર કાઢ.' અણુએ સૂચવ્યું.

સોદાગરે અણુને ખાડામાંથી બહાર કાઢ્યો અને જોયું કે તે સીધો ઊભો થયો છે એટલે ખાત્રી થઈ અને પોતે ખાડામાં ઊભો એટલે અણુએ ચારેકોર માટી ઠાંસીને દાબી અને માત્ર મોં બહાર રહેવા દીધું અને પોતાના ભાગના ઊંટ લઈ ચાલતી પકડી. થોડા વખત પછી નેગુસના નોકરો આવ્યા. તેમણે તો કાલ દાટેલો આદમી જ છે એમ સમજી સોદાગરને બહાર કાઢ્યો અને આમતેમ રેતીમાં ઢસરડ્યો ને માર્યો પીટ્યો. પેલો બૂમો પાડતો જ રહ્યો કે, 'ભાઈ રાખો રાખો, હું સીધો થઈ ગયો છું,'

આખરે તેના બહુ કકળાટથી સિપાઈઓ વિચારમાં પડ્યા કે, 'સીધો થઈ ગયો.' એટલે શું? એમ ને એમ, નેગુસ પાસે તેને ખડો કર્યો.

'આ કોને લઈ આવ્યા?' નેગુસ બોલી ઊઠ્યો.

'અણુનવાસને', તેમણે જવાબ આપ્યો.

'હજુર, હું અણુનવાસ નથી.' સોદાગરે અરજ કરી ને પછી તેણે બધી વાત કરી એટલે નેગુસ સમજ્યા કે અણુ ભારે ઉસ્તાદ નીકળ્યો. પણ હવે તેની ઉસ્તાદીની કસોટી કરવી.

એણે હુકમ કર્યો: 'જાઓ ચારે તરફ તપાસ કરી અણુનવાસનો પત્તો મેળવો અને તે મળે એટલે આ પ્રમાણે સંદેશો આપવો:

'નેગુસનું ફરમાન છે કે તારે તેમની પાસે એકદમ હાજર થઈ જવું. પણ તારે વસ્ત્ર પહેરવું નહિ તેમ નગ્ન થઈ આવવું નહિ. પગે ચાલવું નહિ તેમ સવારી કરવી નહિ.'

કાસદો બધે ફરી વળ્યા. અણુને શોધી કાઢ્યો ને સંદેશો આપ્યો:

'વસ્ત્ર પહેરવું નહિ, નગ્ન રહેવું નહિ, ચાલવું નહિ, સવારી કરવી નહિ, એવી રીતે બાદશાહ પાસે હાજર થવું.' કહી આવીને નેગુસને ખબર આપ્યા કે અણુનવાસ મળી ગયો છે. ખબર તો ચારેકોર ફેલાઈ ગયા હતા એટલે અણુનવાસને નેગુસે કેવો મૂંઝવ્યો છે તે જોવા મહેલ પાસે લોકોનાં ટોળાં ભેગાં થયાં.

'એ આવે! આવે છે!' એમ પોકારો થયા અને લોકોની નજર અને ડોક ખેંચાઈ. એટલામાં અણુના દીદાર દેખાયા. લોકોમાં હસાહસ થઈ રહી. અણુના શરીર પર કપડું નહોતું પણ માછલાં પકડવાની જાળ વીંટેલી હતી. સાથેના ઘોડા પર બેઠો નહોતો પણ એક પગ પેગડામાં રાખી બીજો પગ જમીન પર રાખી સાથે ઠેકતો આવતો હતો. એને કોઈ વસ્ત્ર વગરનો કહે નહિ. ચાલતો પણ નહિ, ઘોડે બેઠેલો પણ નહિ.

નેગુસને ભોંઠપ થઈ ગઈ. લોકો હસતા થાકી ગયા એટલે કહ્યું:

'અણુનવાસ, આ તારી છેલ્લી કરામત છે. તું પક્કો છે પણ તારાથી હવે તોબા છે.

'હવે તને કોઈ સજા કરવાની બાકી નથી. હવે તું મને તારું મોં ન બતાવતો.' અણુનવાસ ચાલ્યો ગયો.

કેટલાક દિવસ ગયા પછી બાદશાહ સવારી સાથે શહેરમાં નીકળ્યા. મોટી બજારમાં તે આવ્યા ત્યારે બધા લોકોએ તેની સામે નમીને સલામો ભરી પણ ટોળામાં એક માણસ પીઠ ફેરવીને ઊભો રહ્યો.

બાદશાહનો ગુસ્સો ભભૂકી ઊઠ્યો.

'કોણ એ હરામી પીઠ ફેરવીને ઊભો છે તેને પકડીને અહીં લાવો!'

સિપાઈઓ દોડ્યા અને પકડીને તેને નેગુસ સામે



ઊભો રાખ્યો તો એ તો અબુનવાસ.

'એસા ક્યા ? નેગુસની તરફ પીઠ કરવાની હિંમત કરવાવાળો તું ?'

'નામદાર ! હું તો આપના હુકમનો તાબેદાર છું' અબુએ નમ્રતાથી કહ્યું :

'આપે ફરમાવ્યું હતું કે મારે આપને મોં ન બતાવવું. એટલે મેં મોં ફેરવી નાખ્યું.'

'તારી જીભને કોઈ કાબૂ નથી. તું નફટ છે.' નેગુસે કહ્યું: 'આ હવે તને છેવટનું ફરમાન છે, ઈથિયોપિયા છોડીને ગમે ત્યાં ચાલ્યો જા. પણ ઈથિયોપિયાની જમીન પર પગ મૂકીશ તો ફાંસીએ દઈશ.'

અબુનવાસ ચાલ્યો તો ગયો પણ નેગુસને તેણે કેવી રીતે બનાવ્યો, તેની ઘણા દિવસ મજા ઊડાવી છતાં હવે જે સજા થઈ તેનાથી લોકોને તેની દયા આવી.

ફરી શહેરમાં કોઈ ધામધૂમનો પ્રસંગ હતો. ગામડાંમાંથી લોકો ખૂબ આવ્યા હતા અને નેગુસ ઘોડા પર જોવા નીકળ્યા.

પણ મોટી બજારને નાકે જ અબુનવાસને જોયો.

તુરત બાદશાહે અવાજ કર્યો :

'ઈથિયોપિયાના શહેરીજનો ! આ તહેવાર બગડ્યો છે કારણ કે એક માણસને તુરત ફાંસી આપવી પડશે.' પછી અબુને કહ્યું : 'કેમ તું મારું છેવટનું ફરમાન ભૂલી ગયો કે ?'



'નહિ નામદાર મને બરોબર યાદ છે.' અબુ બોલ્યો : 'આપે ફરીવાર ઈથિયોપિયાની જમીન પર પગ મૂકવાની મને મનાઈ ફરમાવી હતી.'

'તો પછી તું અહીં કેમ છો ?'

'જી હજૂર, આપના ફરમાનને હું વફાદારીથી પાળું છું.' અબુનવાસે કહ્યું. 'આપના હુકમની સાથે હું ઈથિયોપિયા છોડી ચાલ્યો ગયો હતો. હું ઇજીપ્તમાં ગયો હતો અને ત્યાંની માટી મેં મારા જોડામાં ભરી અને હું હમેશાં ઇજીપ્તની માટી ઉપર જ ચાલું છું.'

બાદશાહ તેની અક્કલ પર ખુશ થયા ને માફી બક્ષી.

✶

પ્રા. ડૉ. ભાનુ પંડયા

## શિલ્પી

રોજ કંઈનું કંઈ કરી બ્હાનું,
તમે વર્ત્યા સદા એવું
કે મારા ભીણુશા હૈયે
ઘણુંયે ઊઠતું 'તું દર્દ છાનું;
તે સમય હું આપને
જાણી શકી ન્હોતી, હવે જાણ્યા !
તમે પ્રસ્થાન પ્હેલાં
સૌ પ્રસંગોનાં કરીને ટાંકણાં,
મુજ દિલ પરે
કંડારી ગ્યા તવ મૂર્તિને !

★

ડૉ. નરસિંહ મૂ. શાહ

# ડારવીનવાદની શતાબ્દિ

*ડારવીનવાદની શતાબ્દિ આ જુલાઈ માસમાં દુનિયાભરમાં ઉજવાઈ. એ વાદના પ્રણેતાનો અને તેના વાદ વિષે આપણને અધિકારી લેખક આ લેખમાં સુંદર ખ્યાલ આપે છે. અભ્યાસુઓને સારી એવી મદદરૂપ થાય તેવો માહત્વનો આ લેખ છે......*

વિજ્ઞાનના ક્ષેત્રમાં કોઈપણ વિષય અંગે માહિતી ભેગી કરવી એ પ્રથમ પગલું છે. પરંતુ એ વિધવિધ માહિતીમાંથી સિદ્ધાંત યા નિયમ તારવી એ માહિતીનું એકીકરણ કરવું, એટલે કે તેમાંથી સર્વમાન્ય ઉપયોગી નિયમ બનાવવો એ કાર્ય અઘરું છે. વૈજ્ઞાનિક પ્રગતિનો આધાર એના પર રહે છે.

ઈ. સ. ૧૮૫૮ના જુલાઈ માસમાં ચાર્લ્સ ડારવીન અને આલ્ફ્રેડ રસેલ વાલેસે વનસ્પતિ તેમજ પ્રાણી સૃષ્ટિનો અભ્યાસ કરી ઉત્ક્રાંતિવાદનો સિદ્ધાંત વિજ્ઞાન જગત સમક્ષ રજૂ કર્યો. ડારવીનના માનમાં એને ડારવીનવાદ પણ કહેવામાં આવે છે. વિજ્ઞાનના અભ્યાસમાં આ સિદ્ધાંત બીજા કોઈ સિદ્ધાંત એટલો જ મહત્ત્વનો થઈ પડયો છે. ઇતિહાસમાં નોંધાયેલા બીજા અનેક 'વાદો' કરતાં મનુષ્યના સામાજિક દૃષ્ટિબિંદુમાં ડારવીનવાદે વધારે પરિવર્તનો કર્યાં છે. ડારવીનનો ઉત્ક્રાંતિવાદ મૂળભૂત શુદ્ધ સંશોધનનું પરિણામ છે. આ સિદ્ધાંત રજૂ થયા સો વર્ષ થઈ ગયાં. એની શતાબ્દિ ગયા જુલાઈ માસમાં દુનિયાભરની વિજ્ઞાન સંસ્થાઓએ ઊજવી.

વિજ્ઞાનના ઇતિહાસમાં આ એક અસામાન્ય ઘટના છે કે બે સ્વતંત્ર અથાક પ્રકૃતિવિદો જુદીજુદી જગ્યાએ કામ કરે છે, છતાં ભેગા થયેલાં પરિણામોવડે એક જ નિર્ણય પર આવે છે. ઉત્ક્રાંતિવાદની બાબતમાં એમ બન્યું કે વાલેસ મલાયા ટાપુઓમાં કામ કરતો હતો અને ડારવીન 'બીએગલ' નામના વહાણમાં પાંચ વર્ષ સુધી દરિયાઈ મુસાફરી ખેડી પોતાના સંશોધનનાં પરિણામો ભેગાં કરતો હતો, વાલેસે પોતાનાં પરિણામ ડારવીન પર મોકલ્યાં. ૧૮૫૮માં બંનેનાં પરિણામો પ્રગટ થયાં, જેની આ વર્ષે શતાબ્દિ ઉજવાઈ.

નૈસર્ગિક પસંદગી—natural selection એ ઉત્ક્રાંતિ નથી. કુદરતમાં બંને જુદીજુદી ઘટનાઓ છે. ડારવીનના મત અનુસાર નૈસર્ગિક પસંદગી સાધન છે, જેનાવડે ઉત્ક્રાંતિ પરિણમે છે. આ બંને વચ્ચેનો કારણ-કાર્યનો સંબંધ એટલે ડારવીનના સિદ્ધાંતનો સાર, જે આજે ડારવીનવાદ તરીકે જાણીતો છે. કુદરતની ઘટનાઓનાં અવલોકનો કરી તેનાં પરિણામો પરથી ઉત્ક્રાંતિના વિચારને વૈજ્ઞાનિક પાયા પર મૂકવાનું માન ડારવીનને જાય છે.

ચાર્લ્સ ડારવીને જ્યારે આ સિદ્ધાંત પ્રગટ કર્યો ત્યારે વૈજ્ઞાનિક તેમજ ધર્મ સંસ્થાઓના જગતમાં પેદા થયો. પરંતુ વાલેસે સ્વતંત્ર રીતે ડારવીનનાં પરિણામોને ટેકો આપતાં નિર્ણયો પ્રગટ કર્યો ત્યારે ડારવીનના સિદ્ધાંતને સબળ ટેકો મળ્યો. આગળ કહ્યું તેમ આ મુદ્દો વિવાદગ્રસ્ત હોવાથી પક્ષો પડી ગયા. અધૂરામાં પૂરું ડારવીનની એક મુશ્કેલી એ હતી કે તે પોતાના વિચાર અસરકારક રીતે વ્યક્ત ન કરી શકતો, કારણકે તેનામાં પોતાના વિચાર બરાબર વ્યક્ત કરવા જરૂરી અસરકારક બોલવાની આવડત નહોતી. પરંતુ ડારવીનનો મુદ્દો સબળ રીતે જગત સમક્ષ પ્રો. થોમસ હક્સલીએ રજૂ કર્યો અને ઘણાંને ડારવીનનો સિદ્ધાંત ગળે ઊતર્યો.

આ અંગે કેટલાક રમુજી કિસ્સાઓ બનેલા તેનો ઉલ્લેખ કરીએ. ડારવીનનો સિદ્ધાંત સરજનહારનું અસ્તિત્વ નકારે છે એમ ધર્મના વડા ગુરુઓને લાગ્યું. એટલે ઇંગ્લાંડનો વડો ધર્મગુરુ ડારવીન સામે ખૂબ ઉશ્કેરાયો. જે 'બીએગલ' વહાણમાં ડારવીને મુસાફરી કરી પરિણામો ભેગા કર્યાં હતા તેના કેપ્ટને પણ એવા ઉદ્‌ગાર કાઢ્યા કે 'આ નાસ્તિકને મેં ક્યાં મારી સાથે લીધો!' એક સભામાં આ વિષયની ચર્ચા ચાલતી હતી ત્યારે ઉશ્કેરાટ એટલો બધો વધી ગયો



કે એક બાનુને વડા ધર્મગુરુના માનભંગ અંગે એટલું બધું લાગી આવ્યું કે તેઓ મૂર્છા પામ્યાં.

ગુરુત્વાકર્ષણનો નિયમ ન્યૂટને શોધી ભૌતિકવિજ્ઞાનના ક્ષેત્રમાં જે પ્રગતિ શક્ય બનાવી એવા પ્રકારનો જીવ વિજ્ઞાનમાં ડારવીનનો ઉત્ક્રાંતિવાદ ગણાય છે. એને લીધે જીવવિજ્ઞાનના ક્ષેત્રમાં આપણું જ્ઞાન પ્રગતિના પંથે પડ્યું. આજે ડારવીન વાલેસનો ઉત્ક્રાંતિવાદ સર્વત્ર સ્વીકારાયો છે. એ કેવી રીતે થાય છે તેની ક્રિયાઓનું ઉપચારિકરીતે વિવરણ થઈ ચૂક્યું છે. ડારવીનની 'ધી ઓરિજીન ઓફ સ્પીસીસ' આ અંગે વિગતવાર માહિતી આપે છે. જિજ્ઞાસુઓને એ પુસ્તક વાંચવાની ભલામણ છે. ઉત્ક્રાંતિનો વિચાર ઘણો પ્રાચીન છે. ઈસ્વીસન પૂર્વે પણ આ વિચાર પ્રચલિત હતો કે વનસ્પતિ તથા જંતુ જે સ્વરૂપમાં આજે દેખાય છે તે રૂપમાં ઉત્પન્ન થયાં નહોતાં. આ વિચાર રજૂ કરનારાઓમાં રોમનો કવિ લ્યુક્રેટિયસ, ગ્રીક તત્ત્વવેત્તા એમ્પી ડૌકિલાસ વગેરેનો સમાવેશ થાય છે. ૧૫મી સદીમાં જાણીતા વૈજ્ઞાનિક લિયોનાર્ડો ડા વિન્સીએ પુરવાર કરી બતાવ્યું કે ફોસિલ્સ એટલે પુરાતન જંતુઓના નિશ્ચિત અવશેષ છે, અને જ્યારે તેઓ જીવન ધરાવતા હતા ત્યારે આજના જંતુઓથી સંપૂર્ણતઃ ભિન્ન હતા.

માનવીની ઉત્પત્તિના વિષયમાં ઉત્ક્રાંતિવાદ અતિ મહત્ત્વપૂર્ણ છે. એની મદદથી આધુનિક જીવ-વિજ્ઞાનીઓએ પૂરવાર કરી બતાવ્યું છે કે આજના મનુષ્યનો વિકાસ સૂક્ષ્મ જીવોમાંથી દીર્ઘકાલીન ક્રિયાઓ બાદ થયો છે. ડારવીનની સિદ્ધિ પ્રો. કાર્ટરના શબ્દોમાં કહીએ તો *'From such simple and common premises he produced the fundamental, and to his contemporaries, novel results of his proof of the truth of evolution and his theory of its causations'* (સાદાં અને સામાન્ય સાધનોમાંથી ડારવીને મૂળભૂત, અને તેના સમકાલીનોને નવીન લાગતાં પરિણામો તારવ્યાં અને ઉત્ક્રાંતિની સત્યતા અને તેનાં કારણોનો સિદ્ધાંત પુરવાર કરી બતાવ્યો.)



'સુધાંશુ'

## મટી ગયો ફેરો

મટી ગયો ફેરો મારો છૂટી ગઈ ચોરાસી;
હું તો આજનો બન્યો છું જીવનવાસી રે;
મટી ગયો ફેરો મારો છૂટી ગઈ ચોરાસી.

અણુક દીધે છે રૂડી જિંદગાની જીવરી
એની ખુશબુ શાશ્વતી સોણે ખાસી રે;
પહાડનાં પગાં ને અંધારા-સાગરી સગાં
એનો આતમા જાય ચંદરમંગળ નાસી રે
મટી ગયો ફેરો મારો છૂટી ગઈ ચોરાસી.

છાંયડા હાલે ને ચેતન પ્રાણની એ વાતુ કરે,
એની ઊઘડી કલાની રહી અગાસી રે;

કદમે કદમે રે નવા રંગનો આનંદ સમંદર
આખો મનખો બન્યો છે ત્યાં ખલાસી રે;
મટી ગયો ફેરો મારો છૂટી ગઈ ચોરાસી.

એણે ખુવારી લોકક્રાન્તિની અસવારી એની
એને ઘટડે ફાની જિંદગાની ધાસી રે,

અંતર તુંબુ રે એનું તુંહી તુંહી બોલે
હું તો અંતરે અંતરનો છું પ્રવાસી રે;
મટી ગયો ફેરો મારો છૂટી ગઈ ચોરાસી.



**મનસુખલાલ કૃ. મહેતા**

# કડવી કૉફી

કડવી કૉફીનો એક કપ પીએ એટલી વારમાં પણ ઘણું ઘણું બની જાય છે તે આપણા જાણીતા નાટ્યકારે રૂપાંતરિત કરેલી આ નાટિકામાં આપણે વાંચી શકીએ છીએ. વાંચવા જેટલી જ ભજવવામાં સરળ પડે તેવી આ નાટિકાની રજૂઆત પણ સચોટ રીતે થઈ શકી છે......

પાત્રો :—

ચંદ્રકલા—મુનશીની પત્ની.

મંગળદાસ મુનશી—ચંદ્રકલાનો પતિ.

નીલમણિ—એક ધૂર્ત યુવતી.

પોલીસ ઈન્સ્પેક્ટર

લાલમોહન—ચંદ્રકલાનો પુત્ર.

સ્થળ:—મંગળદાસ મુનશીના ઘરનો આગલો ખંડ.

સમય:—અત્યારનો—રાતના નવેક વાગ્યે.

[ પડદો ઊઘડતાં ચંદ્રકલા કાંઇક સાંધતી બેઠી હોય છે. મંગળદાસ સામે એક ખુરસીમાં હાથમાં ચોપડી લઇને બેઠો હોય છે. ]

મંગળ : કલા ! જરા પાસેની મદ્રાસી હોટેલમાં જઈને કૉફી પી આવું.

કલા : (સ્મિત કરીને) એ તો જાણતી જ હતી. અઠવાડિયામાં ત્રણ-ચાર વાર એ કડવી કૉફી પીધા વિના તમને ચેન નહિ પડે તો. જાઓ.

મંગળ : અરે એમ જાણજે કે આ આવ્યો.

કલા : તે પણ હું જાણું છું. ખાસ્સો પોણો કલાક—એક કલાક.

મંગળ : તારી વાત તો સાચી છે. ત્યાં જઉં છું એટલે કોઈ ને કોઈ ઓળખીતા મળી જાય છે અને પછી...

કલા : પછી તમારી જીભ ચાલી એટલે અટકે જ નહિ, ખરું ને ? એ બધાને તમે સરસ માણસ છો એમ જાણીને તમારી સાથે વાતો કરવાનું મન થાય છે એ હું જાણું છું.

મંગળ : હા, કદાચ એમ હોય પણ ખરું. પણ એક વાત એ લોકો નથી જાણતા અને તે એ કે મારે ઘેર એનાથી સરસ માણસ મારી રાહ જોતું બેઠું હોય છે ! લાખમાં એક એવી...

કલા : જેને ઘેર બેસીને ધણીનાં ખમીસ અને પહેરણ સાંધવાં બહુ ગમે છે.

મંગળ : ખરેખર, કલા ?

કલા : હાસ્તો વળી, જ્યાં સુધી મને અઠવાડિયામાં એક સિનેમા અને મહિનામાં એક નાટક બતાવો, ત્યાં સુધી બાકીના વખતમાં તમે ગમે ત્યાં જાઓ તેનો મને જરા પણ વાંધો નથી, સમજ્યા ?

મંગળ : પણ એમ નહિ કરું તો ?

કલા : તો તો હું તોફાન મચાવી મૂકું.

મંગળ : ના રે ના, એમ તું કદાપિ કરે નહિ. (ઊઠે છે) કલા ! આપણે ઘણાં મોડાં પરણ્યાં. છોકરાં એકે થયાં નહિ. પગાર કાંઈ ખાસ ઓછો નહિ કહેવાય. આપણે સંજોગો જોતાં સુખી છીએ, નહિ ? પણ તું જરા કોઈ કોઈવાર અતડી થઈ જાય છે—મૂંગી મંતર.

કલા : હવે રાખો, ખોટું ખોટું બોલ્યા નહિ કરો.

[ આટલી વારમાં મંગળદાસ કલા બેઠી હોય છે તેની પછવાડે જઈને ઊભા રહ્યા હોય છે. ]

મંગળ : સાચું કહું છું. મારું જ કહોને—મારે લગ્ન કરવાં જ ન હતાં. છોકરીઓ કેવી ઉખડેલ, સ્વચ્છંદી —એટલામાં મેં તને જોઈ. તું નોકરી કરતી હતી. એ બધી યુવતીઓથી તદ્દન જુદા જ પ્રકારની. હરેલ, ગંભીર, શાણી, ઠાવકી અને આપણે પરણી ગયાં.

[ કલાનો ચહેરો સહસા ગંભીર, ડરથી છળતો થઇ જાય છે પણ મંગળ એ જોઈ શકતો નથી. મંગળદાસ જવાની તૈયારી કરે છે. ]



કલા : મારા મંગળ ! પતિ !

મંગળ : (એકદમ અડકીને) એ શું ! શું છે, કલા ?

કલા : ધારો કે તમે ભૂલ કરી હોય તો ? હમણા હું છુ એવી નહિ પણ તે વખતે હું જુદી જ હતી એમ તમને ખબર પડત તો ? કાંઈ ફેર પડત ખરો ?

મંગળ : (હસવામાં કાઢી નાખી) અને ધારો કે હું ભયંકર કદરૂપો, ખરાબ સ્વભાવનો, મારઝૂડ કરવાવાળો પુરુષ હોત તો ?

કલા : નહિ નહિ, એમ બની શકે જ નહિ.

મંગળ : તો પછી તારું બોલવાનું પણ એટલું જ અશક્ય છે. એવી ધારવાની રમત તો તું છોડી જ દેજે. હું ભયંકર કદરૂપો માણસ નથી. તું ખરાબ સ્ત્રી નથી ! બસ, પણ હવે મને મારી કોફી—

કલા : (કાંઈક સ્વાસ્થ્ય મેળવીને) હા, પેલી કડવી નાય જેવી કોફી પીવા જવા દે—જાઓ જાઓ.

મંગળ : હું જાઉં છું તો ખરો પણ હવે પેલી ધારવાની રમત તારે રમવાની નથી જ એ યાદ આપવા તને...(નીચા વળી માથા પર વહાલથી ચુંબન અર્પે છે અને પછી ચાલ્યો જાય છે. કલા પાછું સાંધવાનું કામ શરૂ કરે છે. એટલામાં પાછલી એક બારીએ ટકોરા પડે છે. કલા ચમકે છે પણ ટકોરા પાછા પડે છે એટલે ઊઠીને કહે છે.)

કલા : હા, હું ઉઘાડું છું. પણ પાછલે બારણે આવવાની કોને જરૂર પડી ? •

[બારણું ઉઘાડે છે. નીલમણિ—હલકી વેશ્યા જેવી દેખાતી જુવાન ઓરત આવે છે કલાને એ ગમતી લાગતી નથી.]

કલા : હંઅ, હવે તો કહેશો ને કે તમારે શું કામ છે ? આવ...

નીલ : એ બધું જવા દો. તરસ લાગી છે. કશું કાંઈ છે ?

કલા : હા, પાણી છે. શરબત પણ છે !

નીલ : બેવકૂફ નહિ તો ! એથી જલદ પીણું નથી ? પાણી કે શરબત પીતી હોઉં એવી હું લાગું છુ ?

કલા : ના નહિ જ. પણ મારો બીજો ઉપાય નથી મારી પાસે બીજું નથી.

નીલ : હશે, તમે જ મીસીસ મુનશી ? મંગળદાસનાં વહુ ચંદ્રકલા ?

કલા : હા, પણ તમે કોણ છો ?

નીલ : હું નીલમણિ, તમારા દીકરાની વહુ ! (કર્કશ હસે છે.)

કલા : હું માનતી નથી.

નીલ : તો હું જખ મારવા અહીં આવી છુ ?

કલા : મારે તે જ જાણવું છે.

નીલ : (મીજાસ ખોઈને) મારે માથાફોડ કરવાનો સમય નથી. તમારે એક દીકરો છે, એને બધાં લાલમોહન દેસાઈને નામે ઓળખે છે. ખરી વાત ?

કલા : ના, મારું નામ તો ચંદ્રકલા મુનશી છે. મેં હમણાં જ કહ્યું છે.

નીલ : હવે માફ કરશો ! તમારું નામ મુનશી થયું તે પહેલાં આ છોકરો તમને અવતર્યો હતો. તમે કુંવારાં હતાં ત્યારે. હવે સમજ પડી ? એ પોતાને લાલમોહન દેસાઈના નામથી ઓળખાવે છે. બીજાં નામ એણે રાખ્યાં હોય તો મને ખબર નથી. આ રહી તેની છબી ! (છબી બતાવે છે. કલા ઓળખે છે) બસ, હવે ટક ટક કરવાની છોડી દઈને સીધી વાત કરશો ? એણે મને બધું કહ્યું છે, અને એથી જ હું અહીં આવી છુ

કલા : (હતાશ થઈને) હશે, એમ હશે. પણ તેનું અત્યારે શું છે ?

નીલ : હું એની બૈરી છું.

કલા : તે હું માનવા તૈયાર નથી.

નીલ : હાય હાય, આ બૈરી તે કેવી વાત કરે છે !

હું તમને લગનનું સર્ટીફીકેટ બતાવું? ધારો કે હું તેની બૈરી નથી પણ રખાત છું કે પછી અમે ભાગીદારીમાં અમુક કામ કરીએ છીએ.

કલા : શું કામ કરો છો?

નીલ : તમારી લપ છોડશો! ગમે તે કામ કરતાં હતાં. આયાત નિકાસનો ધંધો કરતાં હતાં. સાચી વાત એમ છે કે અમે મુશ્કેલીમાં છીએ. અમારે અહીંથી ભાગ્યા સિવાય બીજો છૂટકો નથી. પાછળ પેલા આવતા જ હશે!

કલા : કોણ? પોલીસ?

નીલ : (કટાક્ષમાં) ના રે! ગવરનરનો સેક્રેટરી! નાહકની લમણાઝીક છોડો!

કલા : તું આમ નહિ બોલ. જાણે ફિલ્મમાંની કોઈ ધૂર્ત સ્ત્રી! તેં ઘણી ફિલ્મો જોઈ હશે, નહિ?

નીલ : સાચું પૂછાવો તો મને ફિલ્મો જોવી ગમતી જ નથી. મને તો નાટકો ગમે. પણ હું અહીં ફિલ્મો વિશે વાત કરવા આવી નથી.

કલા : (તપીને) પણ તું શાને માટે આવી છે એ જ સમજાતું નથી. અને તું જે કહે તેમાંનો એક શબ્દ પણ મારે શા માટે માનવો?

નીલ : ઓત્તારીની! અચ્છા! તમારા દીકરાએ કહ્યું નહિ હોય તો મેં આ બધું જાણ્યું કેવી રીતે? ઘણાં માણસો એ જાણતાં નથી. અરે, તમારો ધણી પણ જાણતો નથી એમ લાલમોહન મને કહેતો હતો. એથી વધારે પુરાવાની શી જરૂર છે? (કલા તદ્દન ગભરાઈ જાય છે) બસ, હવે પાંસરાં થયાં?

કલા : તારે શું જોઈએ છે?

નીલ : હવે ઠેકાણે આવ્યાં. અમારે મદદ જોઈએ છે. અહીંથી અમારે ચાલ્યા જવું પડશે અને અમારી પાસે એક દોઢિયું પણ નથી. તમારે પૈસા આપવા પડશે.

કલા : શા માટે આપું? મેં એ મારા દીકરાને સાફ સાફ કહ્યું હતું કે હવે હું તને એક પૈસો પણ વધારે આપવાની નથી. ઓહોહો! કેટલી બધી વાર મેં એને મદદ કરી. મેં એક ડઝન વાર એને ચેતાવ્યો હશે.

નીલ : એ બધું સાચું હશે. પણ આ વખતે મામલો સાચે જ ગંભીર છે.

કલા : મારે તો તારા શબ્દ પર જ ભરોસો રાખવાનો ને?

નીલ : પણ તો પછી હું અહીં આવું શા માટે?

કલા : બને તો મારી પાસે થોડા વધારે પૈસા કઢાવવા! બીજું શું? એણે યત્ન કરી જોયો પણ ફાવ્યો નહિ એટલે એણે તને મોકલી. બહુ સહેલી યુક્તિ છે.

નીલ : પણ એણે મને અહીં આવવાનું કહ્યું હશે ત્યારે જ હું આવી હોઈશ ને?

કલા : ના, જરા પણ નહિ. એણે બધી વાત કરી હશે એટલે તને થયું કે લાવ ને પ્રયાસ કરી જોઉં.

નીલ : ના બાપજી ના. એ પોતે મને અહીં લઈ આવ્યો છે...

કલા : તો એ ક્યાં છે?

નીલ : અહીંથી બહુ દૂર નથી પણ એ અહીં આવવા માગતો નથી. અમારે આ શહેર છોડીને ચાલ્યા જવું પડશે. અમારે પૈસાની જરૂર છે.

કલા : હું એક દમડી પણ આપવાની નથી.

નીલ : તમારા પેટનો છોકરો છે છતાં નહિ?

કલા : મારી શક્તિ ઉપરાંત હું એને આપી ચૂકી છું. અને અત્યારે તો તું કહે છે ને! કે એ ભયમાં છે?

નીલ : હા, એ ભયમાં છે અને સાથે એની મા પણ ભયમાં છે.

કલા : છટ!

નીલ : નકામાં બહાદૂરી બતાવો નહિ ને! એ તમારો ગેરકાયદેસરનો દીકરો છે. કોઈકને ત્યાં તમે એને



ઉછેરવા મૂકેલો. મોટો થયા પછી એ ત્યાંથી નાસીને તમને મળ્યો. તમારો ધણી આ વાત જાણતો નથી. અને એ વાત તમારો દીકરો જાણે છે. જો તમારો ધણી જાણે તો શું થાય એ ડરથી તમે અધમૂઆ થઈ જાઓ છો! અને ખરું કહું? તમારા ધણીને પહેલેથી આ વાત નહિ કહેવામાં તમે મોટી ભૂલ કરી છે.

કલા : એ વાતમાં હું સંમત થાઉં છું, ખરી. પહેલેથી મેં એમને આ વાત કહી નહિ. અને હવે હું પસ્તાઉં છું

નીલ (વિજયી ચહેરે) : હંઅં, અને હવે તમે કહેવા તૈયાર થઈ શકો પણ નહિ! અને તમે ગરબડ કરશો તો એ જરૂર જાણશે.

[ આગલે બારણે ટકોરા પડે છે જોરથી પડે છે. નીલમણિ ગભરાય છે અને બહુ જ ધીમેથી વાત કહેવા મંડી જાય છે.]

નીલ : (ધીમેથી) જુઓ. હું એને પાછલે બારણે તેડી લાવું છું. પણ તમે આ બારીના પડદા ખસેડશો નહિ તો હું એને લાવીશ નહિ. એ આપણી નિશાની કે અહીં કશો પણ ભય નથી,

[ બારણે ફરીથી ટકોરા ]

નીલ : કેમ? સમજી ગયાં?

કલા : હા,

નીલ : કબૂલ?

કલા : હા.

[ આગલા બારણા તરફ કલા જાય છે. નીલમણિ પાછળથી ઝડપથી જાય છે. કલા બારણું ઉઘાડે છે. બહારથી અવાજ]

ઇન્સ્પે : બાઈ, સાહેબજી હું પોલીસ-ઑફિસર છું. મારે જરા તમારી સાથે થોડી વાત કરવી છે.

કલા : અંદર આવોને.

ઇન્સ્પે : થેંક્યુ. (આટલી વાત બહાર થયા પછી બંને અંદર આવે છે)

ઇન્સ્પે : તમારું નામ શું?

કલા : ચંદ્રકલા મુનશી.

ઇન્સ્પે : હું પોલીસ-અમલદાર છું. મારો કાર્ડ જોવો છે?

કલા : ના રે ના, બતાવવાની જરૂર નથી. હું માનું છું.

ઇન્સ્પે : તમારા ઘરમાં એક જુવાન બાઈ આવી હતી તે હવે અહીંથી ગઈ એમ હું ધારું છું. એ વાત ખરી છે?

કલા : હા. ગઈ તો લાગે છે. ગઈ હોય તો સારું.

ઇન્સ્પે : એમ કેમ બોલો છો મીસીસ મુનશી?

કલા : મને એ બાઈ ગમી નહિ.

ઇન્સ્પે : ત્યારે તો એ તમારા કોઈ ઓળખાણપાળખાણમાંથી નહોતી?

કલા : ના રે ના, જિંદગીમાં પહેલવહેલી મેં એને આજે જ જોઈ.

ઇન્સ્પે : ત્યારે એ અહીં શા કામ માટે આવી હતી?

કલા : ઇન્સ્પેક્ટર! આટલા સવાલ તમે પૂછ્યા હવે હું વચમાં એકાદ પૂછી લઉં? પણ તે પૂછું તે પહેલાં હું સાફ દિલથી કહી દઉં કે આ બાઈને જિંદગીમાં જોઈ ન હતી. એને અહીં આવવાનું આમંત્રણ મેં આપ્યું ન હતું. તે શું કહે છે અથવા તો તે ક્યાં રહે છે એ હું જાણતી નથી. હવે હું પૂછું કે તમને એને વિશે જાણવાની શી જરૂર પડી?

ઇન્સ્પે : તમે મારી સાથે જેવા સાફ દિલથી વાત કરો તેવા જ સાફ દિલથી હું તમને બધી વાત કહું : આ બાઈએ પોતાની નાની જિંદગીમાં ઘણાં નામ ધારણ કરેલાં પણ સામાન્ય રીતે તે નીલમણિ નામે ઓળખાય છે. બે વખત એ જેલમાં જઈ આવી છે અને ત્રીજી વખતની તૈયારી હમણાં ચાલે છે! મીસીસ મુનશી, આ બાઈ તદ્દન ખરાબ છે. ઘણાય માણસોને સજા કરતી વખતે અમને

દયા આવે છે. સંજોગોના ભોગ તે થઈ પડયા હોય છે. પણ આ બાઈ તેમાંની નથી. આ બાઈ ખરાબ રસ્તે પોતાની ઇચ્છાથી ચડેલી છે. પ્રામાણિક ધંધામાં પેટ ભરી શકે એવી હોંશિયાર એ છે. પણ તેને હરામખોર જ થવું છે. એટલું જ નહિ પણ સારા સારા જુવાનોને બગાડીને એમને કુકર્મોને માર્ગે એણે ચઢાવી દીધા છે. અમારા ધ્યાનમાં એ હોય છે જ. તેથી જ હું અહીં અત્યારે આવ્યો છું. પેલી બાઈની આ જીવનકથા. તમે અજબ થાઓ છો ? મીસીસ મુનશી !

કલા : ના, જરાય નહિ.

ઇન્સ્પે : હવે મને કહો કે એ જાતની બાઈ અહીં આવીને શું કરતી હતી ?

કલા : (જરા આનાકાની કરતી) ઇન્સ્પેક્ટર, હું બહુ વિચિત્ર સંજોગોમાં મૂકાઈ ગઈ છું.

ઇન્સ્પે : (આનંદમાં) એવી વાત મેં સેંકડો વખત સાંભળી છે.

કલા : નહિ નહિ, ઇન્સ્પેક્ટર, મારા જેવી સ્થિતિમાં ઘણી સ્ત્રીઓ મૂકાઈ ગઈ હોય એ માનવા હું તૈયાર નથી. સ્ત્રીઓ એટલી બધી ખરાબ હોતી નથી.

ઇન્સ્પે : (માયાથી) મીસીસ મુનશી, મારા હાથમાં સમય બહુ થોડો છે.

કલા : તમે સારું કર્યું કે મને પણ ચેતવી. મારા હાથમાં પણ બહુ સમય નથી રહ્યો પણ...પણ... ઇન્સ્પેક્ટર, હું તમારા પર ભરોસો રાખી શકું ?

ઇન્સ્પે : જુઓ, તમે જેટલું કહો તેટલું હું ખાનગી જ રાખીશ એવું વચન તો મારાથી નહિ જ અપાય કારણ કે મારો ધંધો જુદો છે. પણ તમારા ખાનગી જીવનમાં અમને રસ નથી અને અમે બનતાં સુધી તમારું રક્ષણ કરશું. પણ અત્યારે કશું પણ છૂપાવ્યા વિના તમે મને બધું સાચેસાચું કહી દો એમાં જ તમારું શ્રેય છે.

કલા : હું એ માનું છું. હું નાની હતી ત્યારે એક પુરુષ જોડે હું પ્રેમમાં પડી. તેણે પાછળથી પોતે આપેલ વચનો પાળ્યાં નહિ. અને કુંવારી હતી તે વખતે પુત્ર જન્મ્યો. મારે તે વખતે સારી નોકરી હતી જે ખોવા હું તૈયાર ન હતી. એથી એક બીજી જગ્યાએ મેં છોકરાને ઉછેરવા મોકલી દીધો. હું અવારનવાર એને જોવા જતી ખરી. મને તે વખતે એમ જ હતું કે હવે મારે લગ્નનો વિચાર જ નથી કરવો. પણ દસ વર્ષ પહેલાં મી. મુનશીને હું મળી. અમે મિત્ર થયાં અને આખરે પરણ્યાં. આ ઘર એમનું. સુભાગ્યે અત્યારે તે કડવી કોફીનો એક કપ પીવા ગયા છે. નહિ તો આ બધી વાત હું તમને કહી શકી ન હોત.

ઇન્સ્પે : કારણ કે તમે એમને આ વાત કરી જ ન હતી !

કલા : ના, નહોતી કરી. એ બહુ સાલસ માણસ છે પણ અમુક બાબતમાં બહુ દૃઢનિશ્ચયી અને અત્યંત નીતિપ્રેમી છે એથી હું એમને કહી શકી નહિ. મેં બેવકુફાઈ કરી છે એમ હું હવે માનું છું. આ પ્રશ્ન અમારી વચ્ચે સદાનો એક દિવાલ મિસાલ ઊભો રહે છે. પણ એ આમાંનું કશું જાણતા નથી એમ હું માનું છું. આ ખાનગી રહસ્ય અમારી વચ્ચે નહિ હોત તો અમે બે બહુ જ સુખી હોત. મારા છોકરા વિશે હું તેમને કહી શકી હોત તો ! પણ હવે હું કેમ કહું ? જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ કહેવું વધારે વિષમ બનતું ગયું. અને પાછો એ છોકરો પણ સીધો ચાલતો નથી. કોઈક ઠેકાણે ગોઠવાઈ જતો નથી એથી મારો માર્ગ વધારે મુશ્કેલ બને છે.

ઇન્સ્પે : એ છોકરો આ બધું જાણે છે ?

કલા : હા, એને કહેવું જોઈએ એમ મને લાગ્યું. મેં કહ્યું ત્યારથી છોકરો મને જ પોતાની નિષ્ફળ જિંદગી માટે ઠપકો આપે છે અને મને જ જવાબદાર ગણે છે. તેથી મને પણ હવે એમ લાગવા માંડયું છે કે હું જ એને માટે જવાબદાર હોઇશ...



ઇન્સ્પે : નહિ નહિ, એવું ધારતાં જ નહિ. છોકરો બાવીસેકનો છે નહિ ? તો પછી એણે કાંઈક ગોઠવાઈ જવું જોઈએ. હવે પેલી નીલમણિ વિશે કહો.

કલા : એ તો કહેતી હતી કે એ મારા છોકરા લાલમોહનને પરણી છે. એ વાત ખરી હશે, ઇન્સ્પેક્ટર ?

ઇન્સ્પે : ના રે ના, પણ એ બાઈ તમારા છોકરા જોડે રહેતી હશે એ બનવાજોગ છે.

કલા : એ એમ કહેતી હતી કે અમારે ગામ છોડવું પડશે.

ઇન્સ્પે : હા, એ વાત હું માનું છું.

કલા : અને એટલા માટે એ મારી પાસે પૈસા માગતી હતી.

ઇન્સ્પે : તમે આપ્યા ?

કલા : ના, મેં તો કહ્યું કે તારા શબ્દ ઉપર આધાર રાખીને હું કેમ આપું ?

ઇન્સ્પે : પછી ?

કલા : એટલામાં તમે આગળથી બારણું ખખડાવ્યું એટલે તે પાછલે બારણેથી બહાર ચાલી ગઈ...

[ એકદમ અટકી જાય છે. ]

ઇન્સ્પે : એટલું જ ?

કલા : હા, ઇન્સ્પેક્ટર.

ઇન્સ્પે : નહિ. મીસીસી મુનશી, હજી આગળ છે.

કલા : ઇન્સ્પેક્ટર, તમે એમ કહેવા માગો છો કે હું તમને જાણી જોઈને છેતરું છું ?

ઇન્સ્પે : હા જી.

કલા : તો તો પછી હવે વિશેષ કશું કહેવાનું નથી.

ઇન્સ્પે : (ઊભો થઈને) નહિ, નહિ, મીસીસ મુનશી તમે મને એટલુ બધું કહી દીધું છે કે હવે છૂપાવવાથી કશું વળે એમ નથી. નીલમણિ જેવી બૈરી કશું નક્કી કર્યા વિના ચાલી જાય એ માની શકાય જ નહિ. વળી તમે બોલતાં સહસા અટકી ગયાં અને તમારો ચહેરો એકદમ શૂન્યવત થઈ ગયો. હું અનુભવી માણસ છું, મીસીસ મુનશી, આમ જ્યાં કોઈ કહે એટલે જાણવું કે એ અમુક વાત સંતાડવા માગે છે. ચાલો, પેલી બૈરી શી ગોઠવણ કરીને ગઈ ?

કલા : (હતાશ થઈને) તમે ઇન્સ્પેક્ટર, ખરા છો !

ઇન્સ્પે : (ચેતવણી આપીને) તમે યાદ રાખો. સમય ઓછો છે.

કલા : (ભગ્ન હ્રદયે) પણ...પણ ઇન્સ્પેક્ટર, એ મારો પોતાનો દીકરો થાય.

ઇન્સ્પે : હં હં, એમ ઢીલા નહિ થાઓ. તમારો દીકરો ગુના કરે છે તે તમે જાણો છો ?

કલા : ના, પણ મને હવે શક પડે છે.

ઇન્સ્પે : બરાબર છે. જુઓ સાંભળો અને સમજો. હજી એને બચાવવાનો વખત છે પણ એક વાર એ આવી નીલમણિ જેવી બૈરી સાથે ગયો તો પછી જરા પણ આશા નથી. પેલી બૈરી જ એને ગુનામાં ગળાબૂડ મૂકી દેશે. એટલે એને બચાવવો હોય તો અત્યારે સમય છે, તક છે. પછી કશું પણ થઈ શકશે નહિ. અત્યારે તમે એને પેલી બૈરી સાથે નાસી જવાની સગવડ કરી આપશો તો પછી કોઈ પણ માર્ગ રહેશે નહિ.

કલા : તમે કહો છો તે સાવ સાચું છે. પણ ઇન્સ્પેક્ટર, તમે મારી પાસે શું કરાવવા માગો છો તે જાણો છો ?

ઇન્સ્પે : હું મારી પોતાની પત્નીને પણ આમ જ કરવાનું કહું.

કલા : પછી હું મારી જાતને કદાપિ માફી આપી શકીશ નહિ.

ઇન્સ્પે : અત્યારે તમે અમારી સાથે સહકાર નહિ કરો તો તમારી સ્થિતિ એવી જ થવાની.

કલા : (રડમસ થઈને) ઇન્સ્પેક્ટર, મારે શું કરવું તેની મને સમજણ પડતી નથી.

ઇન્સ્પે : તમારા લાભાર્થે અને તમારા પુત્રના લાભાર્થે આ જ માર્ગ છે. ચાલો જલદી કરો.

કલા : પણ તમે મને જરા એટલો સમય નહિ આપો કે જેમાં હું જાણી લઉં કે તમે ખરા છો—સાચા છો? હું તમને એવી નિશાની કરું જે મને એમ લાગે કે તમે સાચા છો.

ઇન્સ્પે : અચ્છા! તો આ પડદા ઉઘાડી નાખો. (કલા શુષ્ક હાસ્ય કરે છે. ઇન્સ્પેક્ટર એની સામા જોઈ રહે છે) કેમ? એણે કાંઈ આવું કરવાનું કહેલું?

કલા : હા. ના. હા...

ઇન્સ્પેક્ટર : સમજી ગયો. જુઓ હું બહાર જાઉં છું. બારણું બંધ નથી કરતો. આ પગલું હું તમારા હિતાર્થે અને તમારા પ્રત્યે મને લાગણી થાય છે એથી જ ભરું છું સમજ્યા? બાકી મને હવે એની કશી જરૂર નથી. હવે શું થવાનું છે તે હું સમજી શકું છું. પણ તમે ખાતરી કરી લ્યો. પડદાનું ધ્યાનમાં રાખજો.

[ઇન્સ્પેક્ટર તરત બહાર ચાલ્યો જાય છે. પછી કલા સ્વસ્થ થઈ પડદા ઉઘાડી નાખે છે. એક ક્ષણ પછી નીલમણિ અને લાલમોહન દાખલ થાય છે. પાછલે બારણેથી]

લાલ : મા, હું જાતે આવ્યો, હવે?

કલા : હા, દીકરા.

લાલ : આ નીલમણિનું માન્યું હોત તો ઘણો સમય બચી જાત. પણ હમણાં કોણ આવ્યું હતું?

કલા : એક મોટો ઓળખાણવાળો.

નીલ : તે ગયો?

કલા : હા.

લાલ : મા, અમે મુસીબતમાં છીએ અને અમને પૈસાની ઘણી જરૂર છે. તમે મદદ કરો.

કલા : શા માટે કરું? ગઈ વખતે મેં તને કહ્યું હતું કે હવેથી હું મદદ નહિ કરું.

લાલ : પણ આ પ્રસંગ જુદો છે.

કલા : કેવી રીતે?

[લાલમોહન કહેતાં અચકાય છે.]

નીલ : હવે કહી નાખને–મારું કહ્યું એ માનવાની નથી.

લાલ : અમે અમુક ધંધો કર્યો પણ એમાં નિષ્ફળ ગયાં. અને હવે પોલીસ અમારી પાછળ પડી છે. અમારે નાસી છૂટી જવું જોઈએ.

કલા : આ બૈરીને માટે એ બરાબર હશે. પણ તારે? તું શા માટે નાસે?

નીલ : અરે, ભલા ભગવાન! આ તે કઈ જાતની બૈરી છે!

લાલ : હું પણ એમાં સંડોવાયેલો છું ને—

કલા : ભલે રહ્યો. તને ધાર કે પોલીસ પકડે પછી?

લાલ : પછી? તમે—તું ભાનમાં છે? પછી મને જેલની સજા થાય. મા થઈને તું મને જેલમાં મોકલશે? તું પણ મા ખરી!

નીલ : અને સાથે માની વાત પણ બહાર પડશે ત્યારે સરસ લાગવાની નથી!

લાલ : (અકળાઈને) મારે નાસી છૂટવું જોઈએ. તને શું થઈ ગયું છે? તું સમજતી કેમ નથી?

નીલ : હજી એ એમ જ ધારે છે કે થોડા વધારે રૂપિયા કઢાવવાની આ એક યુક્તિ છે.

લાલ : (દાંત પીસીને) મા, આ યુક્તિ નથી. આવતી કાલે સવારે પોલીસ મારી શોધમાં નીકળી પડશે. આ વાત માત્ર દસ પંદર રૂપિયા કઢાવવાની નથી. મોટા ગોડાઉનનો માલ અમે ઉઠાવ્યો. સફળ થાત તો હજારો રૂપિયા મળત. પણ કમનસીબે અમને નિષ્ફળતા મળી. એક ગોઠિયો પકડાઈ ગયો એટલે હવે...સમજી?

કલા : હા, હું સમજી, બરાબર સમજી.—તું સીધે માર્ગે જવાનો પ્રયત્ન કરતો જ ન હતો. તેમાં તને આ બૈરી મળી અને તેં લૂંટફાટનો ધંધો આદર્યો



છે. અને હવે પકડાવાની તને ધાસ્તી લાગે છે.

નીલ : હા, હવે આ બૈરીના મગજમાં વાત ઊતરી હોય એમ જણાય છે.

કલા : હવે ધાર કે હું તને પૈસા આપું તો ?

નીલ : તો ? અમે એમાંથી સુંદર ઘરેણાં ઘડાવીએ ! (તિરસ્કારથી હસે છે)

કલા : (ગુસ્સે થઈને) ચૂપ રહેશે ! હું મારા દીકરા જોડે વાત કરું છું.

લાલ : આ નીલ અને હું એમ ધારીએ છીએ કે અમે બહારગામ ચાલ્યાં જઈએ તો ત્યાં અમને કેટલાક મિત્રો આશરો આપે.

કલા : પછી ?

લાલ : પછી શું ? શાંતિ થાય એટલે અમે પાછાં આવીએ.

કલા : અને પછી બીજું ગોડાઉન ફાડવાની તજવીજ કરો. કે પછી કોઈનું ઘર ?

નીલ : (તિરસ્કારપૂર્વક) ના રે, ગવરનરનો બંગલો !

કલા : (પ્રેલીને સાંભળ્યા વિના જ) તું આટલું સમજતો નથી ? તો અત્યારે હું તને નાસી જવામાં મદદ કરું તો હું તને પાકો ગુનેગાર બનાવવામાં મદદ કરું છું એમ જ ગણાય. અત્યારે તું માત્ર કમર સુધી ગુનાના કૂવામાં પડ્યો છે પણ એક માસમાં તો તું એમાં ડૂબી જ જવાનો.

નીલ : લાલમોહન, તું એને અહીં જ પકડી રાખજે.

લાલ : શો વિચાર છે ?

નીલ : હું રસોડામાં ડબ્બા-ડબ્બીમાં જોઈ વળું. ઘણા માણસો એમાં જ પૈસા રાખે છે. (રસોડા તરફ જાય છે.)

કલા : હું આ નહિ ચલાવી લઉં. (પાછળ જવા જાય છે પણ લાલમોહન વચમાં ઊભો રહે છે.)

લાલ : મા, વાંક તારો જ છે. નીલમણિ અત્યારે જનમ-મરણની લડાઈ લડી રહી છે. તારે સમજવું જોઈએ.

કલા : લાલમોહન-મારા દીકરા ! મારું માની જા. અત્યારે પોલીસને શરણે તું જા. અને તને જે પણ સજા થાય તે સહન કરી લે પછી જિંદગી શરૂઆતથી શરૂ કરજે.

લાલ : શા આધાર પર ?

કલા : હા, તે ખરું. તેની તો મને પણ સમજણ પડતી નથી.

લાલ : ત્યારે પછી ! મેં યત્ન કર્યો હતો...

કલા : એક વખત મેં આ માન્યું હતું. હવે હું માનવાની નથી. તેં કોઈ પણ દિવસ સુધરવાના પ્રયાસ કર્યા જ નથી. એત્રણ વર્ષ અગાઉ મેં તને પૈસા આપવાની ના પાડી હોત તો, ઘણું સારું થાત. તો તું સીધો ચાલવાનો યત્ન જરૂર કરત અને તારા પગ પર ઊભો રહેત. પણ મારી મદદથી હું તને પૂરેપૂરો ગુનેગાર બનવા દઉં એમ તો થવાનું જ નથી.

લાલ : તું તારી જાતને મા કહેવડાવે છે !

કલા : લાલ-મારા-લાલ-તારે પોતાને ખાતર પોલીસને શરણે જા. તને જ એથી ફાયદો થશે.

લાલ : મરી જાઉં તો પણ એમ નહિ કરું. તું મને શું સમજે છે ?

કલા : આવી તક ફરીથી નહિ મળે, દીકરા !

લાલ : મને તક તો તો જ મળે જો તું અત્યારે સો-દોઢસો રૂપિયા કાઢી આપે. અરે પચાસ હોય તો ય બસ થાય. હું અને નીલમણિ આજે રાતે ચાલ્યાં જઈએ. તું નહિ આપે તો અમે અમારી મેળે લઈ લઈશું.

[એટલામાં નીલમણિ પાછી પ્રવેશે છે]

નીલ : રસોડામાંથી તો નહિ લઈ શકીએ. ત્યાં તો મેં બધું જોયું. કશું નથી. પણ હા, પેલી બેગમાં જોઈએ.

કલા : (ગુસ્સાથી) મારી બેગને અડકતી નહિ.

નીલ : લાલ-એને પકડી રાખ. આ રહી એની બેગ. (બેગ લઈ લે છે. કલા હતાશ થઈને બબડે છે : 'બહુ સારું, તમારું ધાર્યું કરો.' અને પછી





બારીના પડદા બંધ કરે છે. આ ક્રિયા નીલમણિ જુએ છે.)

નીલ : (ગુસ્સામાં) આ બારીના પડદા બંધ કરવાનું કાંઈ કારણ? લાલ! પાછા એ ખસેડી નાખ. કાંઈક નિશાની પણ હોય. (લાલ પડદા પાછા ખસેડે છે. નીલમણિ બૅગમાં ફંફોસે છે.)

નીલ : ચાલો–નહિ મામા કરતાં કહેણા મામા તો નીકળ્યા. સીત્તેરેક રૂપિયા તો છે! (ઈન્સ્પેકટર પ્રવેશે છે.)

ઈન્સ્પે : હા, એ બહુ સારું થયું. નીલમણિ! પણ એ રૂપિયા પાછા મૂકી દે. પૂરાવા તરીકે કામ લાગશે. (નીલમણિ બૅગ પાછી ટેબલ પર મૂકે છે.)

લાલ : (ડરીને) તમે કોણ છો?

નીલ : બીજું કોણ? પોલીસ! (ઝડપથી બહાર નીકળી જાય છે. ઈન્સ્પેકટર લાલમોહનનો હાથ પકડે છે. પણ લાલમોહન એટલો બધો ગભરાઈ ગયેલો હોય છે કે એની એને જરૂર નથી. કલા અસ્વસ્થ થઈ સોફામાં ઢળી પડે છે.)

ઈન્સ્પે : જો જુવાનીઆ, કાંઈ બીજી તરકીબ લડાવવા જતો નહિ. તને જ ઈજા થશે. મારી સાથે સીધો સીધો ચાલ પેલા ગોડાઉન સંબંધી થોડા જવાબ આપવા.

લાલ : (અત્યંત વ્યગ્ર છતાં કાંઈક છણકો કરી) હું કશું જાણતો નથી.

ઈન્સ્પે : તું તદ્દન નવો છે આ ધંધામાં, જુવાન! નહિ તો જાણી લેત કે જે પણ પહેલો પકડાયો તે બધાનાં નામ આપી જ દે છે. આ તારી નીલમણિ...

લાલ : એ તો ગઈ ને?

ઈન્સ્પે : ક્યાં જાય? ત્યાં પણ મારા માણસ છે. પણ એ વાત એ જાણતી નથી. તું પકડાયો એટલે એ તો તને લટકતો મૂકીને નાસવાની તૈયારી કરી રહી હતી. તને એણે જ આમાં ઊતાર્યો અને હવે તારું શું થાય એની એને પડી નથી! અને પેલા માકાને તું ઓળખે ને?

લાલ : ના, હું નથી ઓળખતો.

ઈન્સ્પે : હું તારી જગ્યાએ હોઉં તો આવું વલણ અખત્યાર નહિ કરું. અમારી પાસે સાબિત પૂરાવા છે કે તું એને સારી રીતે ઓળખે છે. અલબત્ત, એની ખરી જાતને તું ઓળખતો નથી. હું તને કહું: એ માકો નીલમણિનો જાણુકનો આશક. નીલમણિ તને તો માત્ર બનાવતી જ હતી. એ માકાને કાલે પહેલો પકડયો અને તેણે તરત જ તારું નામ ધરી દીધું! એવા ભયંકર બદમાશોની જાળમાં તું ફસાયો છે. જેમ બને તેમ જલદીથી તું એ બધાની ચુંગાલથી છૂટી જા. એવો નિશ્ચય હમણાંથી જ કરી લે કે અમારા પંજામાંથી તું છૂટે ત્યાર પછી તું આવા કંગાલ લોકો સાથે જરા પણ સંબંધ નહિ રાખે.

કલા : (દુઃખી થઈને) લાલ–લાલ–મારા દીકરા, તારા ભલા માટે મારે આમ કરવું પડયું છે.

ઈન્સ્પે : અને તમે કશું પણ ખોટું કર્યું નથી. (જરા આઘા ખસીને બોલાવે છે. 'દોલી'–'દોલી' આને હું મોકલું છું. પેલી બાઈને પણ સાથે રાખો અને પોલીસ સ્ટેશને પહોંચો. હું આવી પહોંચું છું. આ જુવાન સાથે જરા હળવાશથી વર્તજો. એ નવો છે.) જા, ભાઈ, જા, અને એમ તારી મા સામે ન જો. વિચાર કરતા તને જ જણાશે કે એણે તારું ભલું જ કર્યું છે.

લાલ : (ભયંકર અવાજે ઈન્સ્પેકટરને) જહાન્નમમાં જાઓ તમે બધા. (કલા રડવા માંડે છે)

ઈન્સ્પે : તેની કાંઈ ફિકર નહિ. અમારે એ પ્રદેશમાં જ કામ કરવું પડે છે. અને જો, જુવાન, પેલા સાર્જન્ટ સાથે વિવેકથી વર્તજે. મારા જેટલા શાંત પ્રકૃતિના એ બધા નથી. (લાલમોહન જાય છે, ઈન્સ્પેકટર કલા તરફ ફરે છે) મીસીસ મુનશી, તમે બહુ વ્યગ્ર થઈ ગયાં છો. પણ એમ મનમાં રાખી નહિ મૂકતાં. એના હિતાર્થે તમે જે કર્યું છે તે બરાબર જ કર્યું છે. આવા તો કાંઈ કેટલા જુવાનીઆ પહેલાં ખોટું કામ કરે છે પણ પછી સીધે રસ્તે ચડી જાય છે. અને અમે પણ હમણાં હમણાં નવા ગુનેગાર સાથે માયાથી વર્તીએ છીએ.

કલા : એ બધું ખરું, પણ આ તો મા થઈને મેં જ એને તમને સોંપી દીધો. મેં મારે હાથે ..

ઇન્સ્પે': હવે શાંત થઈ જાઓ. કડવી કૉફીનો કપ પીવામાં ઘણો સમય નહિ લાગે. તમારા મી. મુનશી આવે ને તમને આ દશામાં જુએ એ ઠીક નહિ.

કલા : તમે સાચું કહો છો. થેંક યુ વેરી મચ. હું મોં ધોઈ આવું છું. પછી જરા આડી પડીશ. (ગભરાઈને) તમારે આ પૈસા ને બૅગ લઈ જવાં પડશે?

ઇન્સ્પેક્ટર : ના રે ના, એ તો મેં પેલીને ગભરાવવા કહેલું. એના વગર પણ અમારી પાસે ઢગલાબંધ સાબિતીઓ છે.

[ પાછી 'થેંક યુ ઇન્સ્પેક્ટર' બોલીને, હાથમાં બૅગ લઈને કલા જાય છે. ઇન્સ્પેક્ટર આમતેમ ફરી બધી ચીજો ઠીક ઠાક કરે છે અને પછી એક ખુરસીમાં બેસી પાઈપ સળગાવે છે. તેટલામાં મંગળદાસ આવે છે. મંગળદાસ અને ઇન્સ્પેક્ટર થોડી વાર સામ સામા મૌન ધારણ કરીને જોઈ રહે છે. આ ક્રિયા જેમ લંબાવાય તેમ વધારે સારું. પછી બંને શાંત ચિત્તે વાતો કરે છે. ]

મંગળ : કેમ ઇન્સ્પેક્ટર, બધું બરાબર પતી ગયું ?

ઇન્સ્પે : હા રે હા, મેં કહ્યું હતું એમ જ થયું.

મંગળ : પેલો આવ્યો હતો ?

ઇન્સ્પે : મારા માણસો હમણાં જ એને પોલીસ ચોકી પર લઈ ગયા, તમારાં વાઈફે સિગ્નલ આપી કે તરત જ હું અંદર ગયો તે જ વખતે પેલાં બે તમારાં વાઈફની બૅગમાંથી રૂપિયા લેતાં હતાં.

મંગળ : એણે—એણે તમને સિગ્નલ આપી ?

ઇન્સ્પે : હા હા, એણે એ કર્યું એ તો ઉત્તમ કાર્ય હતું.

મંગળ : બહુ લાગ્યું છે એને ?

ઇન્સ્પે : લાગે તો ખરું જ ને પણ તમારી પાસે પાછું છૂપાવવું પડશે એથી એ પાછી ટટાર થઈ જશે

મંગળ : તો પછી મારે એને હમણાં બધું કહી ન દેવું એમ તમે ધારો છો ?

ઇન્સ્પે : હા, હા, નહિ જ કહેવું. જેમ ચાલે છે તેમજ હમણાં તો ચાલવા દો.

મંગળ : એ છોકરાને શું થશે ?

ઇન્સ્પે : ખાસ કંઈ મોટી સજા નહિ થાય. પણ એને પરિણામે એ આ ભયંકર ભામટાઓના પાશમાંથી છૂટી જાય તો બહુ સારું. મરદ કરતાં બૈરાં વધારે ભયંકર છે. પણ મી. મુનશી તમે પહેલાં એ છોકરા વિશે ક્યાંથી જાણ્યું ?

મંગળ : ઘણા વખતથી મને શક હતો કે ચંદ્રકલા— મારી વાઈફને કાંઈક મોટી ચિંતા છે. વળી પાછી એણે, કોઈ દિવસ ખરચે નહિ એટલો ખરચ પણ કરવા માંડ્યો હતો એથી મારો શક વધુ મજબૂત થયો. પછી તો મેં ખાનગીમાં તપાસ કરાવી (અચાનક) પણ ઇન્સ્પેક્ટર, આમાં એ તો નહિ ઘસડાય ને ?

ઇન્સ્પે : અરે રામ રામ કરો! એ નહિ જ સંડોવાય પણ તમે મી મુનશી, તમે મને મળ્યા જ નથી, સમજ્યા ને? ચાલો ગૂડ નાઈટ. (જાય છે. મંગળદાસ આરામખુરસીમાં બેસી ચોપડી વાંચે છે. થોડી વારમાં ચંદ્રકલા આવે છે. નાટકના આરંભમાં હતુ તેમ જ, તે જ સ્થિતિમાં, કલા સાંધવાનું કામ કરે છે)

મંગળ : કલા, આજે તો રેસ્ટોરાંમાં બહુ મજા પડી. વાતોની એવી રમઝટ ચાલી!

કલા : તમારા મોં પરથી જ જણાય છે ને.

મંગળ : તે તો થોડી ઘણી જણાય પણ ખરી વાત આમની આમ છે કલા, કે એક કડવી કૉફીનો કપ પીવામાં પણ ઘણું ઘણું બની જાય છે, નહિ કલા ?

કલા : જરૂર, જરૂર, ઘણું બની જઈ શકે.

[ પડદો પડે છે. ]





તસ્વીરકાર: ] રાતની શોભા [ યુનુસ એ. કે. (કંપાલા)



ફોટોગ્રાફી અને ચિત્રકળાનો બચપણથી જ શોખ ધરાવનાર ભાઈશ્રી યુનુસ સુરતના વતની છે. અને વ્યવસાયાર્થે કંપાલામાં રહે છે. રાતના ઘોર અંધકારમાં પણ આ ધૂની કળાકાર જંપીને બેસતા નથી. કેમેરામાં અંધકારને ઉલેચતાં દૃશ્યો ઝડપનારી તેમની કલાસાધના દાદ માગી લે તેવી છે. એમની તસ્વીરો આંતરરાષ્ટ્રીય ઇનામો પામી ચૂકી છે.

રામુ પંડિત



[ ૬ ]

લૉસ ઍંજલીસ, ૩૦–૯–'૫૮

સપ્ટેમ્બરનું ત્રીજું અઠવાડિયું એટલે શાળા–મહાશાળાઓના વિદ્યાર્થીઓ માટે પ્રવૃત્તિથી ગૂંજતું અઠવાડિયું. ઉનાળાની રજાઓમાં થોડુંક અર્થોપાર્જન કરીને ઉત્સાહથી છલકતાં અનેક અમેરિકન વિદ્યાર્થીઓ પોતાને ઘેર કે છાત્રાલયમાં પાછાં વળે છે ને નવા સત્ર માટે કટીબદ્ધ થાય છે; જરૂરી કાગળ, પેન્સિલ, નોટબૂકો ને કપડાં વિદ્યાર્થીઓ થોડાક સસ્તા ભાવે ખરીદી શકે એ માટે ઘણા સ્ટોર્સ 'પાછા નિશાળ ભણી' વેચાણ સપ્તાહ—'Back to school' sales week—ઊજવે છે. ને પોતાને મનગમતા વિષયો શીખવા અંગે સલાહકારની મહોર મેળવવા વિદ્યાર્થીઓ ધમાચકડી કરતાં હોય છે ને અંતે દાખલ થવાની વિધિ ( Resistration ) પતાવી છૂટકારાનો દમ ખેંચતાં સોમવાર સુધી પોરો ખાતાં હોય છે.

કૉલેજો ઊઘડે તે પહેલાં નવા દાખલ થયેલાં વિદ્યાર્થીઓ માટે Orientation week અહીં ઉજવાય છે. એ સપ્તાહ દરમિયાન યુનિવર્સિટીના જુદા જુદા વડાઓ વિદ્યાર્થીઓ સમક્ષ પ્રવચનો આપે છે. એમને ને એમનાં માબાપને યુનિવર્સિટીના વિશાળ મેદાનમાં ચા પાણી માટે આમંત્રવામાં આવે છે, જ્યાં તે કોફીના ઘૂંટડા ભરતાં ભરતાં યુનિવર્સિટીના ચાન્સેલરથી માંડીને પ્રાધ્યાપકો સુધી સૌને બિનઔપચારિકરીતે મળે છે ને વાતાવરણ સાથે ગોઠવાતાં શીખે છે. યુનિવર્સિટી વિદ્યાર્થી સંઘના સ્વયંસેવકો વિદ્યાર્થીઓના ઝુંડનાં ઝુંડને આખું 'કેમ્પસ' બતાવે છે ને જિજ્ઞાસુઓના પ્રશ્નોનો માહિતીપૂર્ણ ઉત્તર આપે છે. લાયબ્રેરીમાં કર્મચારીઓ દરેક માળ ઉપર 'May I help you?' ચીતરેલા પાટિયા નીચે ઊભાં રહી વિદ્યાર્થીઓને લાયબ્રેરીનું સંચાલન સમજાવે છે ને દરેક વિભાગના પુસ્તકાલય વિષે રસિક માહિતી પૂરી પાડે છે.

ઓળખાણ સપ્તાહ દરમિયાન યુનિવર્સિટીનું વિદ્યાર્થી સંચાલિત છાપું નવાં વિદ્યાર્થીઓને માર્ગદર્શક નીવડે એવા લેખો છાપે છે ને એમને ભાવભર્યો આવકાર આપવાની સાથે યુનિવર્સિટીની શૈક્ષણિક પ્રણાલિકાઓનો ખ્યાલ આપે છે. નવા વિદ્યાર્થીની કાળજી એવી સહાનુભૂતિપૂર્વક લેવાય છે કે એના મનમાં આપોઆપ પોતાની સંસ્થા પ્રત્યે ઊમળકો જન્મે.

નવાં પરદેશી વિદ્યાર્થીઓને તો વળી એથીય વધુ લાડ લડાવવામાં આવે છે. પરદેશી વિદ્યાર્થીઓના સલાહકાર એમને માટે જુદી સભા યોજે છે, યુનિવર્સિટીની શિક્ષણ પદ્ધતિ એમને સમજાવવામાં આવે છે ને જુદાજુદા પ્રાધ્યાપકોનો પણ પરિચય કરાવવામાં આવે છે કે જેથી એમનો પ્રાધ્યાપકો વિષેનો સંકોચ ભાંગે.

રંગબેરંગી અનેક કપડાંમાં 'Hi ! John !' 'Hi ! Barbara ! How was your vacation ?' 'Oh, just wonderful ! How was yours ?' વગેરે અમેરિકન સંસ્કૃતિનાં પ્રતીકસમાં ચલણી વાક્યો એકબીજા સામે ઉચ્ચારતાં અનેક યુવક–યુવતીઓ ઉત્સાહપૂર્વક એક દિશામાંથી બીજી દિશામાં ઘૂમતાં હોય છે. પરગામથી આવેલો કોઈ નવો વિદ્યાર્થી ઓચિંતો તમને રસ્તામાં ઊભો રાખી કહેશે, 'Pardon me ! Will you kindly tell me where Owens Hall is ?' તમે એને નિષ્ણાતની અદાથી કહેશો, 'Oh sure ! Go three blocks, turn right and fourth building on your left is Owens Hall.' આછા સ્મિત સાથે આભારની લાગણી વ્યક્ત કરી તુરંત તમારું દિશાસૂચન ભૂલી જાય એ પહેલાં એ



ચાલતી પકડશે.

શાળાજીવન પૂરું કરી કૉલેજના ઉંબરે પગ મૂકતાં અનેક ઉત્સાહી યુવક-યુવતીઓનું મુક્ત ચિંતારહિત હાસ્ય સાંભળવું એ પણ એક લહાવો છે. ધીમે ધીમે અભ્યાસનો બોજો વધતાં આ મુક્ત હાસ્ય થોડું કરમાય છે ખરું, પરંતુ યુનિવર્સિટી ઊઘડ્યા પછીનું પ્રથમ અઠવાડિયું તો થનગનાટથી ભરપૂર હોય છે.

અમેરિકામાં ઘણાં મધ્યમ ને ગરીબ વર્ગનાં વિદ્યાર્થીઓ અઠવાડિયાની ૨૦-૨૫ કલાકની નોકરી કરતાં કરતાં ભણતાં હોય છે; આથી સાંજ પડ્યે જે ઓટલા મંડળો આપણા કૉલેજીયનો જમાવે છે એ અહીં જામતાં નથી. સાંજે ૬-૬II વાગ્યાના અરસામાં યુનિવર્સિટી એવન્યુ પરથી પસાર થાઓ તો અનેક યુવક-યુવતીઓ પોતાની કારના સ્ટીયરીંગ વ્હીલ ઉપર પુસ્તક ટેકવીને સેંડવીચનાં બાચકાં ભરતાં ભરતાં વાંચતાં નજરે ચડશે. વર્ગ પૂરો થશે કે તુરત એ આવતી કાલના વિષય માટે પ્રાધ્યાપકે સૂચવેલું પુસ્તક વાંચવા લાયબ્રેરી ભણી દોડતાં જણાશે. એમની સ્ફૂર્તિ ને જીવનમાં આગળ વધવાની ધગશ—જેને અમેરિકનો મશ્કરીમાં Go! Go! Go! નીતિ કહે છે—એમને આટલું વૈતરું કરવાની પ્રેરણા આપે છે. કોઈવાર એ થાકી જઈને લડત છોડી પણ દે છે, પરંતુ અમેરિકન સંસ્કૃતિ ઘણીવાર ક્રૂર રીતે પણ માનવીને સતત યત્નશીલ રહેવાની ફરજ પાડે છે.

કેમ્પસ પર પ્રવૃત્તિઓ અગણિત હોય છે ને વિદ્યાર્થીઓ પાસે ફાજલ સમય અત્યંત મર્યાદિત હોય છે. આથી દરેક વિદ્યાર્થી પોતાના સમય ને શક્તિ પ્રમાણે મનગમતી પ્રવૃત્તિમાં સમય કે શક્તિ આપે છે. દર સોમવારે બપોરે ૧૨ વાગે યુનિવર્સિટીના અંગ્રેજી વિભાગ તરફથી કાવ્ય-વાચનનો જાહેર કાર્યક્રમ રાખવામાં આવે છે, સાહિત્યના રસિયા ત્યાં એકઠા થાય છે; દર બુધવારે ૧૨ વાગે જુદાજુદા વિષયો ઉપર શૈક્ષણિક ફિલ્મ બતાવવામાં આવે છે, દર ગુરુવારે યુનિવર્સિટીનાં લીલાં ઝાડવાંથી છવાયેલા મઝાના પાર્કમાં સંગીતશાળાના વિદ્યાર્થીઓ બીથોવન બાખ કે મોઝાર્ટની સંગીતની સૂરાવલીઓ કેમ્પસ ઉપર વહેતી મૂકે છે ને ઝાડના છાંયડે હરિયાળી ભોંય પર બેઠાં ઘેરથી આણેલું ભાતું ખાતાં ખાતાં અનેક વિદ્યાર્થીઓ મગ્ન થઈને સાંભળે છે. સંગીતશાળા આ ઉપરાંત સત્ર દરમિયાન અનેક સાંજે સંગીતના ને નૃત્યનાટિકાઓના કાર્યક્રમ યોજે છે—થોડાક મફત ને થોડા મામૂલી પ્રવેશ ફી લઈને—જેમાં સંગીતનાં વિદ્યાર્થીઓને પોતાની શક્તિ દાખવવાની તક સાંપડે છે. યુનિવર્સિટીના સિનેમા વિભાગ તરફથી સત્રમાં માત્ર ત્રણ ડોલરના ખર્ચે દેશપરદેશનાં એક ડઝન જેટલાં વિખ્યાત ચલચિત્રો બતાવવામાં આવે છે. આ ઉપરાંત વિદ્યાર્થી સંઘ જુદા જુદા વિષયો ઉપર પ્રવચનો ને ચર્ચાસભાઓ યોજે છે ને અનેક સામાજિક સેવાના કાર્યક્રમો હાથ ધરે છે.

દર વરસે નાતાલ પહેલાં વિદ્યાર્થી સંઘના કાર્યકરો વર્ગે વર્ગે ઘૂમીને ઉઘરાણું કરે છે. એ ઉઘરાણાંની રકમ ગરીબ ને અનાથાશ્રમનાં બાળકો માટે નાતાલની ભેટો ને મીઠાઈ આણવામાં વાપરવામાં આવે છે. વરસ દરમિયાન બે ત્રણવાર આવો ફાળો એકઠો કરવામાં આવે છે. જેનો ઉપયોગ અપંગ બાળકો ને ક્ષયનાં દરદીઓ માટે કરવામાં આવે છે.

રેડ ક્રોસની પ્રવૃત્તિ અમેરિકામાં અત્યંત વિકસેલી છે. દર વરસે રેડ ક્રોસ વિભાગ તરફથી યુનિવર્સિટીના વિદ્યાર્થીઓને લોહીનું દાન આપવા અપીલ કરવામાં આવે છે. જુદી જુદી કૉલેજો વચ્ચે કોણ વધુ 'પાઈન્ટ' લોહી આપે છે એની હરીફાઈ થાય છે ને સૌથી વધુ લોહી આપનાર સંસ્થાને રેડ ક્રોસ સોસાયટી તરફથી ટ્રોફી આપવામાં આવે છે. રેડ ક્રોસ સપ્તાહ દરમિયાન રેડ ક્રોસનાં વાહનો યુનિવર્સિટી ઉપર આવે છે ને લોહી આપવાને સંમત થયેલાં યુવક-યુવતીઓ મુકરર સમયે ત્યાં જઈ લોહી આપી કોઈ જીવને ઉગારવામાં ફાળો આપ્યાનો સંતોષ માણતાં હસતાં હસતાં પાછાં વળે છે.

આ ઉપરાંત કેમ્પસ ઉપરની જુદી જુદી ક્લબો અવાર-







નવાર પોતાની પ્રવૃત્તિઓમાં ભાગ લેવા વિદ્યાર્થીઓને આમંત્રે છે, ચાપાણીના મેળાવડા રાખે છે ને એ રીતે વિદ્યાર્થી જીવનની આ મહામૂલી તકનો લાભ લેવાની તકો ખુલ્લી કરી આપે છે. દર ગુરુવારે બપોરે અનુસ્નાતક વિદ્યાર્થીઓ માટે ખાસ ચાપાણી રાખવામાં આવે છે. આ પ્રસંગે યુનિવર્સિટીના અનુસ્નાતક વિભાગના ડીન ને અન્ય પ્રાધ્યાપકો હાજર રહે છે ને જુદાં જુદાં ક્ષેત્રોમાં કામ કરતા અનુસ્નાતક વિદ્યાર્થીઓને પોતાના સંશોધનના ક્ષેત્ર અંગે માહિતીની આપલે કરવાની તક પૂરી પાડવામાં આવે છે.

આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી સંઘ પણ યુનિવર્સિટીની પ્રવૃત્તિઓમાં અગ્રભાગ ભજવે છે, જુદા જુદા દેશની સંસ્કૃતિનો પરિચય કરાવવાના હેતુથી એ પ્રદર્શનો, નૃત્યો, પ્રવચનો, ચર્ચા વગેરે મોકલે છે, પરંતુ એનો લાભ લેવાવો જોઈએ તેટલો લેવાતો નથી એવું ઘણાને લાગે છે.

રાષ્ટ્રીય વાડાબંધી એટલી બધી વ્યાપક હોય છે કે યુનિવર્સિટી કાફેટેરિયામાં આરબો આરબોનું, લૅટિન અમેરિકનો સ્પેનિશભાષીઓનું, હિંદીઓ હિંદીઓનું (એમાંય વળી પંજાબીઓ પંજાબીઓનું, ગુજરાતીઓ ગુજરાતીઓનું ને બંગાળીઓ બંગાળીઓનું) જૂથ બનાવીને ગપાટા મારે છે. આ દશ્ય ઘણા વિચારશીલ પ્રાધ્યાપકોને ગમતું નથી; પરંતુ એને નીવારવાના સક્રિય પ્રયત્નો બહુ થયા નથી ને થયા છે તે સંતોષકારક સફળતાને વર્યા નથી.

આમ છતાં અમેરિકા પાસેથી કાંઈક શીખવાની વૃત્તિથી આવનાર વિદ્યાર્થી માટે અહીં વિશાળ તકો છે. જો એ કૂપમંડુક વૃત્તિ સેવતો ન બની જાય તો અમેરિકાની યુનિવર્સિટીઓ પ્રચંડ ધોધ સમાન છે, અહીંની શિક્ષણ પદ્ધતિ પણ એવી જ છે. એક સત્રમાં એટલું બધું વંચાવવા-લખાવવામાં આવે છે કે પોતે જે કાંઈ ભણ્યો એ વિષે વિચાર કરવાનું ને કાંઈક આગળ ફિલસૂફી ઘડવાનું એને જીવનની ઘટમાળમાં પડે ત્યાં સુધી મુલતવી રાખવું પડે.

રાજકીય કલબો કૅમ્પસ ઉપર હયાતી ધરાવે છે ખરી, એ કલબોને સક્રિય સભ્યો પણ મળી રહે છે; આમછતાં સામાન્ય અમેરિકન વિદ્યાર્થીને પોતાની કારકિર્દીમાં જેટલો રસ છે એટલો રાજકારણની આંટીઘૂંટીઓમાં નથી. વળી આપણા દેશની માફક પ્રસિદ્ધિની ટોચે પહોંચવા માટે રાજકીય ક્ષેત્રે પડવું અહીં આવશ્યક નથી. દરેક ક્ષેત્રમાં અહીં એટલી વિશાળ તકો છે કે સિદ્ધ માનવીને પોતાના ક્ષેત્રમાં માનવંતું સ્થાન મળી જ રહે છે. સંગીતની મિજલસથી માંડીને દાક્તરોના અધિવેશન સુધીના દરેક કાર્યક્રમ માટે પ્રધાનોને જ ઉદ્ઘાટનાર્થે બોલાવવાની ફૅશન અહીં પ્રચલિત નથી. આથી પ્રધાનો પોતાના કામમાં વધુ સમય ખર્ચી શકે છે ને લાયક સંગીતજ્ઞો કે દાક્તરોને પોતાના ક્ષેત્રને લગતી બે સારી વાતો સહૃદયીઓને કહેવાની તક મળી રહે છે.

અમેરિકન વિદ્યાર્થીઓની શક્તિના અખૂટ ઝરાને વહન આપવામાં રમત ગમતનાં મેદાનો અત્યંત મહત્ત્વનો ભાગ ભજવે છે. સત્ર દરમિયાન શનિવારની ફૂટબૉલની રમત હજારો વિદ્યાર્થીઓને પોતાની યુનિવર્સિટી ટીમને પ્રોત્સાહન આપવા મેદાન ભણી ખેંચી લાવે છે. યુનિવર્સિટીનાં ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ પણ મોંઘી ટિકિટો ખર્ચી પોતાની વફાદારી ટકાવવા ને જાહેર કરવા સહકુટુંબ સ્ટેડિયમમાં આવે છે ને ૫૫-૬૦ વર્ષની ઉંમરે પણ યુવાનને શરમાવે એવી શક્તિથી પાનો ચડાવે છે. અમેરિકન ફૂટબૉલ હરીફાઈ (જે આપણે ત્યાં રમાતા ફૂટબૉલ કરતાં સાવ ભિન્ન છે) વધુ ને વધુ પ્રમાણમાં બજારુ રમત બનતી જાય છે, જેમાંથી યુનિવર્સિટીઓ ઠીક ઠીક પૈસા કમાય છે. પરિણામે સારા ખેલાડીઓ મેળવવા માટે અનેક પ્રકારની ધાલમેલ થાય છે ને ફૂટબૉલના 'કોચ'ને ઘણી યુનિવર્સિટીઓમાં તો ચાન્સેલર કરતાં પણ વધુ પગાર મળે છે; આમછતાં વિદ્યાર્થીઓની બહાર ધસી આવવા મથતી શક્તિને ફૂટબૉલ મેદાન ઉપર એવું સરસ વહન મળે છે કે એ બીજા પ્રકારની ભાંગફોડમાં દોરવાતી નથી. ફૂટબૉલ મેદાન ઉપરની

વ્યવસ્થા, સૂત્રો પોકારનાર નેતા (Yell King) તરફ આદરની ભાવના, શિસ્ત પાલન, રાષ્ટ્રગીત ગાતી વખતે લાખ જેટલાં માનવીથી ખીચોખીચ ભરેલા સ્ટેડિયમમાં પણ જળવાતી ચૂપકીદી વગેરે રીતે બનેલી લોકશાહીનું અદ્ભુત દર્શન કરાવે છે. અમેરિકન પ્રજા શા વડે મહાન બની શકી ને દેશ આટલો ઊંચો શી રીતે આવી શક્યો (આવતી કાલે એ આટલો ઊંચો રહી શકશે કે નહીં એ જુદો સવાલ છે) એનું કાંઈક આછું દર્શન આવા વિશાળ માનવમહેરામણમાં થાય છે.

*

અમેરિકાનાં ૪૯ રાજ્યો (મૂળ ૪૮ રાજ્યોમાં તાજેતરમાં કેનેડાના પશ્ચિમ કિનારે આવેલું એસ્કિમો પ્રજાની વસ્તીવાળું અલાસ્કા એક નવા રાજ્ય તરીકે ઉમેરાયું) હાલ રાજ્ય ગવર્નરની ને સેનેટની ચૂંટણીમાં પડ્યાં છે. પૂર્વમાં આવેલા મેઈન (Maine) રાજ્યમાં તો ચૂંટણી લડાઈ પણ ગઈ ને ડેમોક્રેટીક પક્ષનો ઉમેદવાર ગવર્નરશીપ જીતી પણ ગયો. અમેરિકામાં વર્ષોજૂની કહેવત છે: As goes Maine, so goes the nation. (જે દિશામાં 'મેઈન' વળે, એ દિશામાં આખો દેશ.) ડેમોક્રેટ પક્ષ આ સૂત્રનો લોક માનસને પોતાના ભણી ખેંચવામાં સારો ઉપયોગ કરે છે.

-

કેલિફોર્નિયા રાજ્યમાં જબરી રસાકસી જામી છે. સેનેટના લઘુમતી પક્ષ(રીપબ્લીકન)ના નેતા સેનેટર નોલેંડ (કે જે ચાંગ-કાઈ-શેક ને રાષ્ટ્રવાદી ચીન પ્રત્યેની હઠીલી મમતાને કારણે મશ્કરીમાં 'Senator from Formosa' કહેવાય છે) સેનેટરશીપ છોડી કેલિફોર્નિયાની ગવર્નરશીપ માટે બીડું ઝડપ્યું છે, એ આશાએ કે ૧૯૬૨માં પ્રમુખ માટેની ચૂંટણી લડાય ત્યારે પોતે રીપબ્લીકન ઉમેદવાર તરીકે ઊભો રહી શકે પરિસ્થિતિ એવી છે કે કેલિફોર્નિયા ધીમે ધીમે ડેમોક્રેટ તરફી થતું જાય છે ને ઔદ્યોગિક રીતે એ કૂદકે ને ભૂસકે વિકસતું હોવાથી મજૂરોની સંખ્યા—કે જે મતદાનમાં મહત્ત્વનો ભાગ ભજવી શકે—વધતી જ જાય છે. સેનેટર નોલેંડ ને મજૂર નેતાઓ વચ્ચે વર્ષોથી બારમો ચંદ્રમા છે, આથી કોઈ મજૂર નેતા નોલેંડ ગવર્નર બને એ વિષે રાજી નથી. અધૂરામાં પૂરું નોલેંડે તાજેતરમાં જ ચૂંટણી પ્રચાર સભામાં મજૂરોને ભાંડીને બળતામાં ઘી હોમ્યું. કેલિફોર્નિયા રાજ્યના પ્રશ્નો સાથે જેને કાંઈ લાગે ન વળગે એવા રાષ્ટ્રવાદી ચીનના બે નાના ટાપુઓ અંગે અમેરિકાએ વચ્ચે પડવું જોઈએ એવું કહી પોતાના ઢચુપચુ થતા મતદારોને પણ નિરાશ કર્યા. આથી નવેમ્બર સુધીમાં કાંઈ આકસ્મિક બનાવ બનવાને કારણે લોકમાનસ બદલાઈ ન જાય તો કેલિફોર્નિયા ઇતિહાસમાં પ્રથમવાર ડેમોક્રેટ ગવર્નર ચૂંટશે એવું રાજકીય સમીક્ષકો માને છે. નોલેંડનો હરીફ પેટ બ્રાઉન કાબેલ રાજનીતિજ્ઞ ને 'vote getter' ગણાય છે. આથી નોલેંડના ચૂંટણી પ્રચારના આ રંગઢંગથી એના પેટમાં તો ઊલટી ટાઢક વળી છે.

*

રશિયા વિષે અમેરિકનોના હૃદયમાં તીવ્ર જિજ્ઞાસા ને સ્પર્ધાની લાગણી જન્મી છે. ૩૦ વર્ષ પહેલાં જે દેશ પ્રધાનપણે ખેતી વિષયક હતો એ એકાએક વિરાટ ઉદ્યોગથી ગૂંજતો બની ગયો એ હકીકત મુક્ત સાહસ (Free enterprise)ની ફિલસૂફીને ગળથૂથીમાં લઈને જન્મેલા અમેરિકનને સમજવી, ને સ્વીકારવી-પચાવવી અઘરી પડે છે; આમછતાં આમ કઈ રીતે ને કેટલું શક્ય બન્યું એ જાણવાની ઉત્સુકતાવાળા ઘણા અમેરિકનો તાજેતરમાં રશિયાએ મૂકેલી છૂટછાટનો લાભ લઈ મોસ્કોયાત્રા કરી આવ્યા ને મોટા પાયા પરના ઉદ્યોગે અત્યંત સુલભ બનાવેલા કૅમેરા વડે અનેક સરસ રશિયન *ઇમારતોની ને લોકોની* જીવંત સ્મૃતિઓ સાથે લઈ આવ્યા; અને રશિયન વિચારસરણીને નહીં તો રશિયન પ્રજાની મહોબ્બત આગળ દિલ વેચીને પાછા વળ્યા. રશિયન માનવો પણ બેપગાં છે, એ પણ પરણે છે, બાળકોનાં માબાપ બને છે, સાધન સગવડોવાળાં ઘરોમાં રહે છે,

રંગબેરંગી કપડાં પહેરે છે ને મુક્ત મને હસે કે રડે છે એ હકીકત પણ જાણે કે તાજુબાઈથી નોંધીને ઘણાં પાછાં વળ્યાં.

શિક્ષણ ક્ષેત્રમાં તમારે અહીં કોઈ સંબંધી હોય તો આ મહિના દરમિયાન એકાદું તો રશિયન સ્લાઈડો જોવા અંગેની પાર્ટી માટે આમંત્રણ મળવાનું જ. એ પાર્ટીમાં એકઠા થયેલા શિક્ષકો સ્લાઈડો જોઈને ક્યાંક ક્યાંક આશ્ચર્ય વ્યક્ત કરવાનાં તો ક્યાંક ક્યાંક પ્રશંસાના બે ઉદ્ગાર કાઢવાનાં; છિદ્રશોધુઓ રશિયન પોષાક વિષે કંઈક ટકોર કરવાનાં તો સ્ત્રીઓની કટિરેખા ( Waist line ) સપ્રમાણ ન હોવા વિષે કે છાતીનો વિકાસ પૂરતો ન હોવા વિષે ટીકા કરવાનાં. ( રશિયાથી અહીં આવેલા પ્રવાસીઓમાંની એક સ્ત્રીએ વિદાય વેળાએ, કોઈ ખબરપત્રીએ અમેરિકન સ્ત્રીઓ વિષે અભિપ્રાય માગતાં જણાવ્યું : They are nice; but you see, they use too much make up and wear artificial bosoms. ) ટૂંકમાં રશિયા વિષે જે ભડક આજથી બે-ત્રણ વરસ પહેલાં અહીં પ્રવર્તતી હતી એ મેકાર્થીના મૃત્યુ સાથે દફનાઈ ગઈ છે ને અમેરિકનોમાં રશિયાને ઓળખવાની વૃત્તિ—પોત પોતાની રુચિ પ્રમાણે—વધી છે. રશિયન સ્પુટનિકે અમેરિકનોને ઊંઘમાં આંચકો આપ્યો છે ને મુક્ત સાહસ ભણી સામ્યવાદનું આક્રમણ ખાળવું હશે તો નક્કર પ્રગતિ જારી રાખવી પડશે એ હકીકતનું તીવ્ર ભાન કરાવ્યું છે. 'હલકું લોહી હવાલદારનું' એ નિયમ મુજબ અમેરિકાની વૈજ્ઞાનિક ક્ષેત્રે થયેલી પીછેહઠ માટે શિક્ષકોને જવાબદાર લેખવામાં આવ્યા છે, છંછેડાયેલા શિક્ષકોએ એ જવાબદારી માબાપ ઉપર ઢોળી છે, માબાપે ટેલિવિઝનવાળા પર ને ટેલિવિઝનવાળાઓએ બંને પર. ટૂંકમાં અમેરિકામાં ભાગ્યે જ થયું હોય એવું આત્મ સંશોધન (Self searching) અત્યારે શરૂ થયું છે. આનું નક્કર પરિણામ કાંઈક તો આવશે જ ને ડ્રાઈવિંગ શિક્ષણ, તરવાની કળા, બૉલરૂમ નૃત્ય કળા, જાહેર સંબંધો વગેરે અટપટા (!) વિષયો શીખવવામાં અટવાયેલી શાળાઓ શિક્ષણને વધુ શિક્ષણાત્મક બનાવશે. આભાર રશિયન સ્પુટનિકનો !

*

રશિયા ને અમેરિકા વચ્ચે સાંસ્કૃતિક વિનિમયનો જે કરાર થયો એની રૂએ થોડા તેજસ્વી અમેરિકન નૃત્યકારો ને સંગીતજ્ઞો રશિયામાં નૃત્ય ને સંગીતનો સ્વાદ ચખાડી આવ્યા ને રશિયનો અમેરિકાને ઘેલું કરી ગયા. રશિયાની વિખ્યાત લોક નૃત્ય મંડળી 'મોઈસીયેવ ફોક બૅલે' અમેરિકાનાં બધાં મુખ્ય શહેરોની મુલાકાત લઈ ગઈ ને કલા, નૃત્ય, વેશપરિધાન ને સુંદર રજૂઆત શક્તિથી અમેરિકન પ્રજાને આફરીન કરી ગઈ. એક પણ શો એવો ન હતો કે જેની ટિકિટો મહિના અગાઉ વેચાઈ ન ગઈ હોય. છેલ્લી મિનિટે રદ થયેલી ટિકિટો માટે પણ કતારો જામતી ને કોઈ કોઈ નૃત્ય–પ્રેમીઓ તો 'અમે બે ટિકિટ મેળવવા ખૂબ આતુર છીએ' એવાં પાટિયાં ગળે ભેરવી કલાકો સુધી થિયેટરનાં બારણાં આગળ ઊભાં રહેતાં ને નિરાશ થઈ પાછાં જતાં. દરેક નૃત્યને અંતે આખો પ્રેક્ષક સમૂહ જે ઉત્સાહથી ઊભો થઈ ને તાલીઓના ગડગડાટ વડે નૃત્યકારોને માન આપતો એ જોઈને ગમે તેની આંખમાં હર્ષાશ્રુ ઊભરાય. કાર્યક્રમને અંતે એક વૃદ્ધાએ કહેલું : 'એ શરમભર્યું નથી કે અમેરિકા ને રશિયાના રાજકીય નેતાઓ એકબીજા સામે વારંવાર ઘૂરકે છે ? વહેતો મૂકો આ કલાકારોનો પ્રવાહ એકબીજાના દેશમાં ને બંને પ્રજાનાં દિલ સરેસથી સંધાઈ જશે. પછી નહીં રહે, હાઈડ્રોજન બૉંબની જરૂર કે નહીં રહે આઈ. સી. બી. એમ. ( Inter Continental Ballistic Missile )ની જરૂર.'

અમેરિકાની પ્રજા સંગીતપ્રેમી ને સંગીતની કદર કરનારી હોવા છતાં એણે પાશ્ચાત્ય શાસ્ત્રીય સંગીતમાં અમર રહી જાય એવા સંગીતજ્ઞો પેદા કર્યાની પ્રતિષ્ઠા હજુ સંપાદન કરી નથી; આમછતાં તાજેતરમાં વાન ક્લીબર્ન નામના ૨૩ વર્ષના એક ટેક્સન જુવાને મોસ્કોમાં ત્ચાઈકોવ્સ્કી સ્મારકની વિશ્વ પિયાનો હરીફાઈમાં પ્રથમ પારિતોષિક મેળવી અમેરિકાને



સંગીત ક્ષેત્રે ન્યાલ કરી નાખ્યું. ક્લીબર્નને રશિયન પ્રજાએ પણ ખૂબ પ્રેમ ને સન્માનથી નવડાવ્યો. એ અમેરિકા પાછો વળ્યો ત્યારે આખું ન્યૂ યૉર્ક એને સત્કારવા ઘેલું થયું. તુરત જ મોટી રેકર્ડ કંપનીએ એની રેકર્ડો ઉતારવા માંડી ને અમેરિકાનાં બધાં મુખ્ય શહેરોમાં એના કાર્યક્રમોમાં હાજરી આપવા પડાપડી કરી. સામ્યવાદી રશિયાએ જ અત્યારે તો મધ્યમ વર્ગના ક્લીબર્નને મૂડીવાદી (જે ઝડપે એણે પૈસા કમાવા માંડ્યા છે એ જોતાં) બનાવી મૂક્યો છે; અમેરિકામાં માત્ર બધા સંગીતપ્રેમીઓ પ્રશ્ન એ જ પૂછે છે: ' Will success spoil Van Cliburn ! ' ન જાનામિ.

★

નાથાલાલ દવાણી

## દીપ–પ્રદીપ

હું નિરાશાને પૂછું છું—આટલું જ માત્ર: ' પ્રભાત હોતું નથી જેનું, છે એવી એકે રાત ? '

*

ત્યાગનો શશી પોતા કાજે શ્યામ દાગ રાખશે, પરાર્થે ચાંદનીના ચિરાગ જલાવશે!

*

પૂર્ણિમાની પ્રતીક્ષા સેવતા પહેલાં, અમાવાસ્યાની પરીક્ષા પાર કરવી રહી.

*

જીવનનું વસન, પ્યાસની અગન ને આશની લગનના તાણાવાણે વણાયું છે.

*

પરાજયની નિશાના ઘનશ્યામ ઘૂંઘટ ઓથે; જયશ્રીની રાધિકાશી ઉષા ગોરી, મીઠું-મધુરું મરકતી હોય છે!

*

મરજીવા તો મઝધારમાંથીયે કિનારા કરી લેવાના, સિતારા અંધારી રાતમાં પણ ચમકી જવાના!

*

પથ્થર બનીને પૂજા પામવા કરતાં, મને તો પુષ્પ રહીને પૂજા કરવી ગમે.

*

જહેમત પ્રત્યે પ્રીત હોય—જયશ્રીનું ગીત તે પામે!

*

અશ્રુભીનાં નયન કોઈનો જનાજો જોઈ રહ્યાં હતાં ત્યાં કર્ણપટે કોઈ બરાતની શરણાઈ ગૂંજી ઊઠી!

*

જિન્દગાની એ ધૂપછાંવ છે—જ્યાં તેજ-તિમિર માટે ભેદભાવ નથી, રંગભેદ નથી!

*

નામનું ખરું સ્થાન કામ પાછળ છે, પહેલાં ઉચિત નહિ.

*

જે પોતાનું 'સત્ય' પોતે શોધી લે છે, તેના જીવનપથ માટે તે સત્ય પછી મંગલ પથદીપ બની રહે છે.

*

અહિંસાનું ધર્મયુદ્ધ હિંસા સામે છે, હિંસાવાદી સાથે નહિ.

*

સ્વમાનવિહીન નમ્રતા કાં તો ખુશામત પ્રેરે, કાં તો લઘુતા!

*

નિશા જેટલી શ્યામલ હશે, ઉષા એટલી ઉજ્જ્વલ હોવાની!

*

ગગનમાં ભલેને નવલખ તારક હોય, પણ બધા જ કંઈ શુક્ર ને ધ્રુવ તો નથી હોતા.

*

પ્રથમ નીલકંઠનું તો સર્જન કરો—પછી કરજો ઝેરનાં પારખાં, કરજો પછી ' અણુ-મંથન ! '

★





રતિલાલ-અનિલ

# આપણે આધ્યાત્મિક છીએ!

*ઊર્મિ માટે આ લેખ મોકલતાં લેખકે લખેલું — ' દિવાળીના દિવસ પર, આવા લેખ લખાય! છપાય?' — હળવું વાક્ય જ આ લેખ પ્રગટ કરવાની પ્રેરણા આપે તેવું નથી? આપણા ભારેખમ જીવનમાં હળવી પળો વધે તો?...*

આપણે આધ્યાત્મિક છીએ જ, એમાં શંકા જ નથી. શરદના આકાશ જેવી ચોખ્ખી વાત છે. વાતવાતમાં આપણે અનાયાસે નીતિવચનો ઉચ્ચારીએ છીએ, સીધી સાદી વાતમાં પણ પરમાર્થ ને કલ્યાણની વાત અનાયાસે આવી જ જાય છે. મંદિરમાં જ નહીં, હૉટલોમાંય નીતિ–સદાચારનાં સૂત્રો આપણે લખી રાખ્યાં છે. કોઈ દેવ દેવીના બ્રાન્ડવાળાં તેલ ધૂપેલ શું. બીડીનાં બંડલો પણ બીજા માલ કરતાં પ્રથમ ને હોંશેહોંશે ખરીદીએ છીએ. તે કંઈ સાચા ભક્તિભાવ વિના ખરીદતા હોઈશું! જે આધ્યાત્મિક કે'વાતાં હોય એવી જાહેરાતવાળાં ચોપાનિયાં પણ આપણે વધુમાં વધુ સંખ્યામાં ખરીદીએ–ખપાવીએ છીએ. અને ૬૦–૭૦ હજારની મામુલી રકમે તૈયાર થયેલી ધાર્મિક ફિલ્મો પણ અઠવાડિયાંઓ સુધી ભક્તિભાવથી, વારંવાર જોઈએ છીએ એટલું જ નહીં, ધરાતા નથી, એમાંથી પરમ બોધ તારવી જીવનને વધુ ને વધુ ઉચ્ચ કરવાનો પરમ પુરુષાર્થ પણ કરીએ છીએ. ધર્મ અને દેવ દેવીઓનું સતત સ્મરણ થતું રહે એટલા માટે તો સાડી, ધોતિયાનાં છાપોમાં પણ તેમને ગોઠવ્યાં છે, સાબુના લાટા પર પણ હનુમાન ને ગણપતિ કોતરાવ્યા છે, અને ' આત્મા સો પરમાત્મા ' માની માણસોને પણ દેવ–દેવી ને ઇન્દ્ર–ઇન્દ્રાણી ને ઋષિ–તપસ્વીઓનાં નામ આપી રાખ્યાં છે. ધર્મ અને ઈશ્વર તો આઠે પ્રહર, જાગતાં તેમજ ઊંઘતાં પણ સતત સ્મરણમાં રહેવા જોઈએ એ માટે જીવનના પ્રત્યેક ક્ષેત્રે આપણે ગોઠવણ કરી રાખી છે. તારીખનું પાનું ફાડવા જઈએ તો ત્યાં પણ મુલગાંવકરના કોઈક દેવ–દેવી નજરે પડે અને હરિસ્મરણ થાય. આર્યો છતાં દ્રાવીડિયનોની પણ ઉપેક્ષા ન થાય એટલે ' નાગ છાપ ' ઢિંગનો વધાર કરવાનો આગ્રહ રાખીએ છીએ. કહે છે કે વનસ્પતિથી સાચી શક્તિ મળતી નથી. છતાં સંખ્યાબંધ લોકો વનસ્પતિ ખાઈ ને શક્તિ ટકાવી રહ્યા છે. એનું રહસ્ય તો એનાં ટીનડબ્બા પર કોઈ ને કોઈ દેવ–દેવી હોય છે તે જ છે. દેવની દીપ્તિ, સ્નિગ્ધતા એ દ્રવ્યમાં ઊતરી આવવા સાથે વિટામિન કહો કે શક્તિ પણ ઊતરી આવે છે.

ધર્મ અને આધ્યાત્મિકતાને આપણે પોથાં–પુરાણ કે મંદિરો સુધી રાખ્યાં નથી. કેમ કે, તે તો જીવન સાથે, શ્વાસોચ્છ્વાસ સાથે વણાયાં છે એટલે જીવનને લગતી બધી બાબતો, ચીજ વસ્તુ સાથે દૂરદેશીપૂર્વક જોડી દીધાં છે. પશ્ચિમની પ્રજા ડાહી કહેવાતી હશે, પણ આ બાબતમાં તો આખા જગતમાં માત્ર આપણે જ, ડાહીમાં ડાહી પ્રજા છીએ.

રાજકારણ પણ જીવનનો જ એક ભાગ છે, પછી જે ધર્મ—આધ્યાત્મિકતાને આપણે જીવનમાં સ્થાન દીધું તેને, રાજકારણમાં જાકારો તો, શી રીતે દેવાય? ધર્મ તો સ્વ–પરના કલ્યાણ, ઉત્થાન માટે છે. એટલે આપણે રાજકારણમાં કલ્યાણ વિના બીજું જોતા નથી. જો કે આમ તો સેક્યુલર સ્ટેટ્સ—બિનધર્મી રાજ્યમાં જીવીએ છીએ, પણ એ તો કબીર કહેતા ને કે—

> મૂંગા બ્હેરાં વાત ચલાવે,
> અંધા પુરાણ વાંચે જી!
> વાહ, વાહ સાહેબજી!
> ક્યા ક્યા ખ્યાલ તુમ્હારા હૈ.

એવું છે.

આપણા કોંગ્રેસ પ્રમુખ પણ સંત અને ભૂદાન-પ્રણેતા પણ સંત. જો કે, સૌનાં તીરથ જુદાં પણ ઓવારો એક ' લોકસાગર તીર.'

મોટામાં મોટા દેવ મહાદેવ, ને એ દેવનો મોટામાં

મોટા સેવક નંદી! દર પાંચે વર્ષે એ શીંગડાં ઉલાળતો આપણી સેવા કરવા આવે એવો જોગ આપણે કરી રાખ્યો છે. ત્યારે ડાક-ડમરુ પણ જેટલાં જોરથી વગાડાય એટલા જોરથી વગાડી મહાદેવની પૂજા કરીએ છીએ.

ઉદ્ધાર, ઉન્નતિ, કલ્યાણ, વ્રત, યજ્ઞ, ઉપવાસ, ધર્મના આ બધા આધારસ્થંભો આપણે ખોડીને તેના પર રાજકારણ ખડું કર્યું છે. કેમ કે, ધર્મ અને આધ્યાત્મિકતા એ આપણો સ્વભાવ જ થઈ પડ્યો છે, એ આપણા શ્વાસ-પ્રાણ સાથે વણાઈ ગયાં છે

રેડિયો ભગવાનનું નામ લે છે ત્યારે જ આપણે તે પરમનાદ ઝીલીને પથારી છોડીએ છીએ. અને ટેલીવીઝન આવશે ત્યારે તો ભગવાનનું મોઢું જોઈને જ ઊઠશું. 'રામરાજ્ય'ના અદાકારોને તે માટે મોટામાં મોટા પગારે રોકવાં પડે તો પણ તેમને રોકતા કારભારીઓને ફરજ પાડીશું.

આ જગત વાસ્તવમાં આપણું નહીં ઈશ્વરનું ઘર છે, એટલું જ માત્ર આપણે નથી માનતા પણ એ જગતમાં આવેલાં ઘરો પણ કોઈ ને કોઈ દેવ-દેવીનાં વાસ-આવાસ ધામ-નિવાસ છે એવું નમ્રપણે માત્ર ખાનગીમાં કબૂલ કરેલું નથી, ઘરે ઘરે પાટિયાં મારીને, કે ચીતરાવી-કોતરાવીને સરે-આમ, ખુલ્લમખુલ્લાં જાહેર કરેલું છે.

આ જગત, આ શરીર બધું નાશવંત છે. એ સ્વીકારીને જ, ઘરનો ને આપણી જિંદગીનો વીમો, દેવ-દેવીના નામવાળી કોઈ વીમાકંપનીમાં ભક્તિભાવે, પૂર્ણ આધ્યાત્મિકતાથી ઉતરાવીએ છીએ.

દેશ-વિદેશ જવું પડે તો યે કોઈ જલદેવી કે જલદેવતામાં જ જવાનું વિશેષ પસંદ કરીએ છીએ એ આપણી જ્વલંત આધ્યાત્મિકતાનું દ્યોતક છે.

ઈશ્વર તો અણુ અણુમાં છુપાયેલો છે. માનવનો પરમ પુરુષાર્થ તો તેને અણુ અણુમાં પ્રગટ કરવાનો છે, એ પરમ જ્ઞાન માત્ર આપણને જ લાધેલું છે એ ઈશ્વરનો આપણા પર મહદ ઉપકાર છે.

અણુ અણુમાં છુપાયેલા ઈશ્વરને એટલે જ, આપણે જીવનના સમગ્ર ક્ષેત્રે પ્રવૃત્તિમાં, ચીજ-વસ્તુઓમાં, વહેવારમાં, વેપારમાં, ફિલ્મમાં, યુદ્ધમાં, ચા-બીડી, પાન-કીમામ, કાથો-ચૂનો આદિ તમાખમાં પ્રભુને પ્રગટ કરવાનો પ્રચંડ પુરુષાર્થ આપણે આદર્યો છે. આપણો પુરુષાર્થ હજી અધૂરો છે, એટલું વિનમ્રપણે કબૂલીએ, છતાં આપણે એટલી જ દૃઢતાથી કહીએ કે અમારું ગતિશીલ પ્રયાણ એ જ માર્ગે છે. અને વળી અમે નિષ્ઠાવાન પ્રવાસીઓ છીએ. ધરતી, પાણી, આકાશના અણુ અણુએ ઈશ્વરને પ્રગટ કરીને જ અમે જંપીશું. ઈશ્વર અમને અમારા કાંડા, બાવડા, મન, હૃદય, વાણી, કલમ માઈક, કેમેરા, વિદ્યુત, બરફ આદિમાં તે માટે દધિચીનાં હાડકાં જેવું, ઈન્દ્રના વજ્ર જેવું બળ આપો! તથાસ્તુ.



જેઠાલાલ ત્રિવેદી

## એલ્યા માનવ!

માથે ચોખૂટ ભોમ, સિંધુ, સહરા, ઊર્ધ્વે ખગોળે વળી
માપે સૂર્ય શશી ગ્રહોપગ્રહ ને નક્ષત્ર તારાસળી;
ભેદે ભવ્ય રહસ્ય વિશ્વભરનાં આકાશ ઊંચે તરી,
એલ્યા માનવ! માપવું મન ગયો પોતાતણું વિસ્મરી.



ઈશ્વરભાઈ પટેલ

# દયાની દેવી [૫]

જીવનમાં ઐચ્છિક સંગ્રામ વહોરી લેનાર એક નાનકડી નારીની આ ગૌરવભરી મહા કથા આ અંકે પૂરી થાય છે. પુરુષો પણ જે મુશ્કેલીઓથી થાકી જાય, હારી જાય તેવી મુશ્કેલીઓ એક સ્ત્રી જ્યારે આવકારી લે ત્યારે તેને તો 'દયાની દેવી' જેવું માનભર્યું વિશેષણ જ અપાય ને?......

વળતે દિવસે આવો જ કાર્યક્રમ ચાલ્યો પણ રાત્રે કોઈ ગામ પહોંચ્યું નહીં એટલે સૂસવાટા મારતા પવનથી બચવા અર્ધગોળાકાર ખડકોની ઓથે લપાઈ એ સૌ પડ્યાં. સવારે પેલા બન્ને મજૂરો ચેંગચેંગ પાછા ફર્યા ને ગ્લેડીઝની મંડળી, સીધી દક્ષિણ દિશામાં, અજાણ્યા પંથે ને અણજાણ દેશમાં, આગળ ધપવા લાગી. મોટા ભાગની બાજરી ખપી ગઈ હતી એટલે આગળ આવતા સૂકા, વેરાન પર્વતાળ પ્રદેશ માટે ચપટીક બચાવવા, એમને ખોરાકમાં નિયમન કરવું પડ્યું.

હરેક રાત્રિ દિવસ હવે બીષણ બનતાં ગયાં. ચાલી ચાલીને એમના પગમાંના કાપડના જોડા ફાટી ગયા. પગ પર ધૂળ ને માટીનાં પડ જામ્યાં છતાં એમણે આગળ ધપ્યે જ રાખ્યું. બારમે દિવસે એ પર્વતોમાંથી બહાર નીકળ્યાં ને દૂરસુદૂર પીળી નદી દેખાઈ. એમનો જીવ જરાક હેઠો બેઠો.

રસ્તે રસ્તે એ નદી પરના શહેર ચૂંકું પહોંચ્યાં પણ શહેર આખું ખાલીખમ—ઉજ્જડ ને વેરાન. ઘરને છાપરાં નહોતાં ને રસ્તા બધા કાટમાળથી પૂરાઈ ગયા જેવા હતા. આ બધાંનો નિર્દેશ એ થતો હતો કે જાપાનીઓના આવવાની ઘડીઓ ગણાતી હતી.

એકદંડિયે રસ્તે એ નદીતટે પહોંચ્યાં ત્યારે માલૂમ પડ્યું કે નદીનો જળરાશિ તો ખાસ્સો એક માઈલ પહોળો ને ગહરો હતો. પાણી જોરથી વહેતાં હતાં ને ઠેરઠેર વમળો જામેલાં હતાં. ક્યાંય હોડી કે હોડકું નજરે પડતું નહોતું કિનારા પરના એક ખાડામાં એ બધાં એકબીજા પર ગોઠવાઈ લપાયાં ને શારીરિક તથા માનસિક થાકથી લોથ થઈ ગયેલી ગ્લેડીઝ લાંબી તંદ્રામાં પડી ગઈ.

સવારે એ જાગી ત્યારે તો બાળકો બૂમો પાડતાં હતાં, 'હે દયાની દેવી, અમને ભૂખ લાગી છે. હવે ક્યારે ખાવાનું મળશે?'

'જલદીથી', એણે જણાવ્યું, 'હમણાં જ.'

ટોળીમાંના મોટા છોકરાને એણે શહેરમાં જઈ ખાલી ઘરમાં ખોરાકની તલાશ કરવા મોકલ્યા. ત્રણ કલાક પછી એ પાછા ફર્યા ત્યારે એમનાં ડગમાં વિજયનો ચમકારો હતો. ક્યાંકથી એમને હાથ બોરી બાજરી ને ઠરી ગયેલી રાબ હાથ લાગ્યાં હતાં. બધાને ભૂખાડી ગ્લેડીઝે એમનાં ખાલી તાંસળાં ભરી કાઢ્યાં. હંમેશ મુજબ પીરસનારીને ભાગ એંઠાં વાસણ જ આવ્યાં!

આખી રાત્રિ એ નદીના કિનારે ભયગ્રસ્ત દશામાં સૂતેલ એ બાળમંડળીને એણે આશ્વાસન દીધા કર્યું.

ચાર દિવસ આમ નદીતટે ગાળ્યા છતાં ક્યાંય હોડીનાં દર્શન ન થયાં. એટલે સાવ નાનાં છોકરાંય હતાશા અનુભવવા લાગ્યાં. એમાંના એકે પૂછ્યું, 'દયાની દેવી, ઇઝરાયેલ માટે પ્રભુ ખ્રિસ્તે નદીનાં નીરને નોખાં કરીને રસ્તો દીધો તેમ આપણે માટે એ કેમ કરતો નથી?'

ક્ષણભર તો એ મૂંગી થઈ ગઈ. એ બિચારી આ નિર્દોષ બાળકને શું સમજાવી શકે કે ચમત્કાર માગ્યાથી થતા નથી? એ એને શી રીતે બતાવે કે પોતે ગમે તેવા શત્રુનો સામનો હિંમતથી કરી શકે પણ આ વિશાળ જળરાશિનું વિભાજન ન કરી શકે? એ એને એમ પણ શી રીતે કહી શકે કે આ બધું તો અંગત શ્રદ્ધાનો વિષય છે?

એણે માત્ર એટલું જ કહ્યું, 'ચાલો, આપણે સૌ એક પ્રભુસ્તુતિ ગાઈએ. કદાચ આપણી પ્રાર્થના એના કાને પડે!'

આ જ સમયે એ નદી કિનારા પર ચોકી કરતો



રાષ્ટ્રીય સેનાનો એક ચીની અમલદાર, દૂરથી આવતા આ ઊંચા અવાજથી થંભી ગયો. એને વહેમ ગયો કે જાપાનીઝ વિમાન આવ્યું. એના સૌ માણસોએ વાદળવિહીન આકાશમાં ચારેકોર નજર ફેંકી જોઈ છતાં કશુંય દૃષ્ટિગોચર ન થયું ને અવાજ તો ગાયન જેવો લાગવા માંડ્યો. એણે પોતાનું મસ્તક હલાવી, પોતાની શ્રોત્રેન્દ્રિય તીવ્ર બનાવી, એક ટેકરો ચડી, ડોકિયું કર્યું. તો એ તો આશ્ચર્યગર્તમાં ડૂબી ગયો. દૂર કિનારા પર છોકરાંનું એક ટોળું વર્તુળાકારે બેઠક જમાવી, ગાતું હતું! હાથના ઈશારાથી એણે પોતાના માણસોને પાછા બોલાવ્યા. અને જણાવ્યું, 'અહીં થોભો. કદાચ આ યુક્તિ હોય.' એ એકલો આગળ વધ્યો. એવામાં તો એને જોઈ પેલાં છોકરાં આનંદથી બોલી ઊઠ્યાં, *'દયાની દેવી, જુઓ, જુઓ,* પેલા કોઈ સિપાઈ આવે છે.'

એ જુવાન અફસરની નજર, ત્યારે જ, આ ટોળાથી ઘેરાયેલી સૂકલકડી, ઠીંગણી ને ભૂખથી ચીમળાયેલ બાઈ પર પડી. એ નજદીક ગયો ત્યાં તો પેલી બહેન ઊભી થઈ ને એને ખ્યાલ આવ્યો કે એ તો કોઈ પરદેશી બાઈ છે.

એનાથી બોલ્યા સિવાય રહેવાયું નહીં, 'ગાંડાં થયાં છો કે શું? કોણ છો તમે?'

એણે જવાબ વાળ્યો, 'સિયાન પહોંચવા મથતાં નિરાશ્રિત છીએ.'

'પણ તમને એટલોય ખ્યાલ નથી આવતો કે થોડા જ વખતમાં આ સમરભૂમિ બનશે?'

'આખું ચીન સમરાંગણ જ છે ને?' એમ કહી એ એના તરફ તાકી રહી ત્યાં તો એ બોલ્યો, 'હું હોડી મંગાવું છું ને ત્રણ જથ્થે તમને નદીપાર લઈ જવા યત્ન કરું છું. આ બધું જોખમપૂર્ણ છે. નદીમધ્યે પહોંચતાં જ જાપાનીઝ વિમાન આવ્યું તો સૌના રામ રમી જવાના.'

મોંમાં આંગળીઓ નાખી એણે મોટેથી સીટી વગાડી. તરત જ સામે કિનારેથી બે માનવ આકૃતિઓએ હોડી પાણીમાં હડસેલી, આમના તરફ હંકારી.

એક છોકરાએ ગ્લેડીઝને અડીંગણ દીધું એટલે એણે એક ધ્રુજારી અનુભવી. એ જોઈ પેલા અમલદારે પૂછ્યું, 'તબિયત સારી નથી કે શું?'

'મને કંઈ થયું નથી,' ગ્લેડીઝ બોલી, 'સિયાન પહોંચશું એટલે બધું ઠીક થઈ રહેશે.'

બધાં સહીસલામત સામે કિનારે ઊતર્યાં ત્યારે જ પેલો અમલદાર ત્યાંથી ખસ્યો. એને સૌથી વિશેષ નવાઈયુક્ત એ લાગ્યું કે આ પરદેશી બાઈ, અનાથ, આશ્રયવિહોણાં ચીની બાળકોની આવડી મોટી ફોજ લઈ યુદ્ધભયગ્રસ્ત પ્રદેશમાં માર્ગ કરતી હતી!

વળતી સવારે મિનચિહના સ્ટેશને ગ્લેડીઝે આ સમગ્ર ફોજને લાકડાની પેટીઓ જેવા ગાડીઓના ડબ્બામાં ભરી દીધાં ને ચાર દિવસ એમની ગાડી કીડીવેગે ગબડ્યા જ કરી. આંતરે આંતરે નિરાશ્રિતો માટે લંગરો—ભોજનગૃહ આવતાં હતાં ત્યાં સૌ પેટભૂખ સમાવતાં હતાં. ગ્લેડીઝે તો મોટો સમય ઝોકાં જ ખાધા કર્યાં. એ કંઈ બિમાર પડી નહોતી પણ એનાં હાડકાંમાં જ થાક ઘર ઘાલી બેઠો હતો!

શીન ચાઉએ ગાડી અટકી ને સામે સીધાં ચઢાણવાળા પર્વતોની હારમાળા જાણે આહ્વાન દેતી ડોકિયાં કરવા લાગી. ગ્લેડીઝને થયું કે હવે ક્યાંય જવું નથી. ત્યાં જ કાયમનો ડેરો નાખવો. પણ એ જાણતી હતી કે સિયાન પહોંચી કાયમનો આશ્રય ન લઈએ ત્યાં સુધી આ બધું નિરર્થક હતું.

સૌનાં પગરખાં ફાટી ગયાં હતાં એટલે રસ્તાના અણીદાર પથ્થર સૌના પગને ચીરતા હતા છતાં *એમણે ધૈર્ય જ રાખ્યું. બીજા દિવસે તો* ચારે બાજુ ભેંકાર ઊંચાં પહાડ-શિખરો ખાવા ધાતાં હતાં. તે દિવસે નમતા પહોરે એ પોરો ખાવા બેઠાં હતાં ત્યારે ગ્લેડીઝે ચારેકોર બાળકો પર નજર ફેંકી તો માત્ર નવ વર્ષનાં બાળકો તો જરા આગળ જઈ બેઠાં હતાં પણ નાનાં નાનાં બે ડઝન જેટલાં તો એને વીંટળાઈ વળ્યાં હતાં. એમના ચહેરા રડમસ થઈ

ગયા હતા ને જાણે એ સૌ એને આગળ ન લઈ જવા કહેતા હતા. છોકરીઓ તો હાથમાં દાઢી ટેકવી બેઠેલી હતી ને સાક્ષાત્ ગમગીનીની મૂર્તિસમ ભાસતી હતી.

ગ્લેડીઝને એના ગાલ ભીના થતા લાગ્યા. એણે આંસુ ખાળવા જેમ વધુ યત્ન કર્યો તેમ તે વધુ જોરથી વહેવા લાગ્યાં. જરાવારમાં તો તે ડૂસકે ચડી ગઈ અને જોરથી રડવા લાગી. એનાં આંસુ કે રડવું રોકવાની એનામાં તાકાત નહોતી. એ સાવ થાકી ગઈ હતી ને આખી દુનિયા ને સારાયે ચીનના દુઃખે દુઃખી એ બાઈ જાણે આ બાળકોનું દુઃખ વ્યક્ત કરતી હતી. ગ્લેડીઝના રુદનમાં નાનાં મોટાં સૌ બાળકોનો રુદન સૂર પુરાવ્યો ને ક્યાંય સુધી આ સૌના કરુણ રુદનના પડઘા એ ખીણમાં પડતા રહ્યા.

મનનો ઊભરો નીકળી રહ્યો એટલે ગ્લેડીઝે કોટની બાંયથી મોં સાફ કર્યું અને ખોંખારો ખાધો. આંસુએ એના અંતરના ડૂમાને વહાવી દીધો હતો. એ વહેણમાં એના મનમાં થોડા સમયથી વસવાટ કરી રહેલી નિરાશા અને થાક પણ વહી ગયાં હતાં. એ ફિક્કું હસી અને ખબરદારીથી બોલી: 'રુદન હૈયું ખાલી કરે છે. એ રીતે એ સારું છે. ચાલો હવે પૂરું થયું. આપણે એક પ્રભુ–પ્રાર્થના ગાઈએ અને ગાતાં ગાતાં આગે કૂચકદમ ઉઠાવીએ.'

આ પુરાણી પર્વતમાળા એમના સૈકાઓના અસ્તિત્વમાં, કંઈક અવનવાં કુદરતી દૃશ્યોની સાક્ષી બની હશે પણ આંસુભીના ગાલવાળી એક નાની બાઈના નેતૃત્વ નીચે ગાતાં ગાતાં ચાલતાં બાળકોના એક જૂથની બહાદુરી ને ધૈર્યનું આવું દૃશ્ય એણે કદીય ભાળ્યું નહીં હોય.

પછીના બે દિવસે એ પર્વત ઓળંગી મેદાનમાં પ્રવેશ્યા. એક દિવસના ફાકા સહિત એ એક માલગાડીમાં ચડી બેઠાં. ગ્લેડીઝને તો ખ્યાલ સુદ્ધાં ન રહ્યો કે એ મુસાફરી કેટલા દિવસ ચાલી. એને માત્ર એટલું જ ભાન હતું કે એ ઊપડી ત્યારે માર્ચ મહિનો ચાલતો હતો ને પહોંચી ત્યારે એપ્રિલ અધવચ્ચે ગયો હતો. એને સ્મરણ માત્ર એ વાતનું હતું કે સિયાન સ્ટેશને ઊતરી એણે બાળકોની કતાર બનાવી એમને ઉદ્દેશી કહ્યું હતું કે આપણે પ્રાર્થના ગાતાં ગાતાં સિયાનના દરવાજામાં પ્રવેશ કરીશું.

એ બોલી રહી એટલામાં તો એક વૃદ્ધ ચીનાએ ડોક ઊંચી કરી જણાવ્યું, 'બહેન સિયાનમાં તને પ્રવેશ મળશે જ નહીં. બધા દરવાજા બંધ થઈ ગયા છે કારણ કે નિરાશ્રિતો શહેરમાં સમાવી શકાય તેમ નથી.'

ડોસાના શબ્દો એના કાને અથડાઈ પાછા પડ્યા. એ એને ગળે કેમ ઊતરે? સૌ છોકરાં એના તરફ ડોકાઈ રહ્યાં. આટલા બધા દિવસ સિયાનના મૃગજળ પર જ એણે આ છોકરાંને ટકાવી રાખ્યાં હતાં ને?

બહાવરી બની એ બોલી, 'ત્યારે અમે જઈશું ક્યાં?'

ડોસાએ આંગળી ચીંધી જણાવ્યું, 'ત્યાં શહેરની દિવાલ બહાર એક નિરાશ્રિત છાવણી છે ત્યાં તમને ભોજન પ્રાપ્ત થશે.'

ગ્લેડીઝ છોકરાંને છાવણીમાં લઈ ગઈ અને એ સૌ ભોજનાર્થે બેઠાં ત્યારે એ નીકળી પડી. શહેરના દરવાજા તો સાવ ભીડાયેલ હતા. ગૂંબજ પરના ચોકિયાતે બૂમ મારી, 'એ બાઈ, જતી રહે અહીંથી! શહેર આખું નિરાશ્રિતોથી ખદબદે છે. હવે જગા નથી. ચાલતી પકડ!'

દરવાજાની કઠણ ભીંત પર ચહેરો ટેકવી એ રડી પડી. આટલી લાંબી કષ્ટમય મુસાફરીનો આવો અંજામ! એનું દિલ એને વશ રહ્યું નહીં!

આસ્તે રહીને એ પાછી છોકરાં ભેગી થઈ. એમને શું કહેવું એની એને ગતાગમ પડતી નહોતી.

એની મથામણનો માર્ગ પ્રભુએ કરેલો જ હતો. એને જોતાં જ છોકરાં બોલી ઊઠ્યાં કે મેડમ ચાંગ કાઈશેકના 'નવજીવન મંડળે' એમની દેખભાળ રાખવાનું ઠરાવ્યું છે ને એમને ફુફેન્ગ જવાનું છે.



કુઈ-ગની રેલ મુસાફરીની એક જ વાત એના સ્મરણમાં અંકિત થયેલી હતી ને તે 'નવજીવન મંડળ'ના મિસ્સાવાળી સ્ટેશને, એમને લેવા આવેલી, બહેનો. અનાથાશ્રમમાં તો બાળકોને નવાં કપડાં ને જોડા બધું મળ્યું ને હરેકને વિરામસ્થાન પણ આપવામાં આવ્યું. ગ્લેડીઝને મંદિરમાં એક અલગ ઓરડી કાઢી આપવામાં આવી. આખો દિવસ આનંદમાં આવેલાં બાળકો, એને નવાં કપડાં કે બૂટ બતાવવા આવતાં રહેતાં હતાં ને 'બા'ને વારેવારે આવી અવનવી બાતમી આપતાં રહેતાં હતાં.

પછીનું એનું સ્મરણ ઝાંખું ઝાંખું રહ્યું. એ માંડ યાદ કરી શકતી કે બે ખ્રિસ્તી પાદરી બાઈઓએ એને પાસેના ગામે ધર્મોપદેશ કરવા નોતરી હતી. પણ ધૂમ તાપમાં એ ગામના રસ્તાને વટાવતાં જ એના પગ કળવા લાગ્યા—એમ જ કહોને કે લથડવા લાગ્યા. એ ત્યાં પહોંચી ત્યારે એને થાળીમાં ભોજન પીરસવામાં આવ્યું પણ એનું મોં ખોરાક સ્વીકારવા આનાકાની કરવા લાગ્યું ને હાથ ધ્રૂજવા મંડયા. આજુબાજુના સૌ કોઈ કુતૂહલથી એની આ દશા પર તાકી રહ્યા. અને ઉપદેશ શરૂ કરતાં અગાઉ આરામ કરવાની સૂચના કરવા લાગ્યા. એમને લાગ્યું કે એને લૂ લાગી હશે.

પડખે બાઈબલ મૂકી એ પાટ પર લાંબી થઈ. એની આંખે રતાંપીળાં આંધળિયાં અનુભવવા માંડયાં. એનું શરીર તપવા લાગ્યું. થોડી વારમાં તો જાણે એની આંખોએ તેજ ગુમાવ્યું. એને અંધારાં આવ્યાં ને એનાં પોપચાં બીડાયાં. સર્વત્ર અંધકાર છવાઈ ગયો.

કલાક પછી ખેડૂતો એને લેવા આવ્યા ત્યારે તો એ લવરીએ ચડી ગઈ હતી.

દિવસો પછી જ્યારે એ ઇસ્પિતાલમાં સભાન બની ત્યારે એના વીતકની ખૂટતી કડીઓ એણે અને એને જીવતદાન બક્ષનાર પ્રેમાળ ડૉક્ટરે મળી બેસાડી દીધી અને એની હૉસ્પિટલ આગમનની વાત એને બેઠી. પેલી ખ્રિસ્તી બાઈઓની સમજાવટથી ખેડૂતોએ એને બળદ-ગાડીમાં મૂકી, આ સ્કેન્ડીનેવિયન મિશન હૉસ્પિટલના દરવાજે પોટલું મૂકી આવે, એમ છોડી દીધી હતી.

ધીમે ધીમે ગ્લેડીઝના સંખ્યાબંધ ઘા રુઝાયા, એનો રોગ શમ્યો ને હૉસ્પિટલ છોડવા જેવી એ થઈ છતાંયે એ સાવ સાજી થઈ નહોતી. વારે વારે એને સ્મૃતિભ્રમ થતો. આ જ સમય દરમિયાન લીનન એને મળવા આવ્યો અને લગ્ન કરી એની સાથે ચૂંગકીંગ આવવા એણે આજીજી કરી પણ એમનો સંબંધ ફાવે તે કારણે, પલટાઈ ગયો હતો. યેંગચેંગ, પીળી નદી અને સિયાન વચ્ચેની મુસાફરીમાં અને એના લાંબા તાવ ને લવરીના સખ્યમાં એના સમગ્ર જીવનમાં નિશ્ચિંતતાને સ્થાને ચિંતાએ સામ્રાજ્ય જમાવ્યું હતું, આંખમાં આંસુ સહ ગ્લેડીઝે આ બધું લીનનને કહેવા યત્ન કર્યો ને આ બધું એણે કોરે મૂક્યું છતાં કોઈ અર્થ સર્યો નહીં.

'હજુ તો,' એણે જણાવ્યું, 'પ્રભુનું મહાન કાર્ય કરવાનું બાકી હતું ને એ કાર્યમાં એનો પોતાનો ભાગ એણે ભજવવાનો હતો.' એટલે પોતાના હૃદયમાં ભારે એકાકીપણું સંઘરીનેય એણે લીનનને વિદાય આપી. પોતે સાચું જ કે ડહાપણભર્યું જ કાર્ય કર્યું છે એવી એને શ્રદ્ધા નહોતી છતાં એના સમગ્ર જીવનમાં જો કોઈ વ્યક્તિને પોતે ચાહી હોય તો તે લીનને જ, એટલી વાત તેના હૃદયના અંતરતમ ખૂણામાં અંકિત થઈ ગઈ.

જ્યારે લીનન યુદ્ધના ઘોર વાદળમાં ઘેરાઈ ગયો ત્યારે ગ્લેડીઝ, પોતે અપનાવેલાં પાંચ બાળકના ભરણપોષણાર્થે કામે લાગી. 'નવજીવન મંડળ'ની પ્રવૃત્તિઓ અને અંગ્રેજીના શિક્ષણ કાર્યદ્વારા પોતાને જરૂરી તે કમાવા લાગી. વધારામાં એક મિનવપરાશવાળી ફૅક્ટરીમાં એણે નિરાશ્રિતો માટે કાર્ય શરૂ કર્યું. એની નાઈનિપેન્સ પરણી ગઈ ને બીજાં ચાર બાળકો આશ્રમશાળાએ પહોંચ્યાં ત્યાંસુધી એનો આ ક્રમ ચાલુ રહ્યો. તે પછી તિબેટની સરહદ લગોલગ આવેલા ચેંગટુની એક પતિયા વસાહતમાં સેવાર્થે તે ઊપડી ગઈ.

ત્યાં એને એક અમેરિકન મિશનરીનો ભેટો થયો. ગ્લેડીઝની ગરીબાઈ અને ચીનની લાંબી સેવાઓથી પ્રેરાઈ, એના ઇંગ્લેંડ સુધીના પ્રવાસખર્ચની રકમ એણે ભેગી કરી.

છતાં બધું પાધરું ઊતર્યું નહીં. બીજાં ત્રણ વરસ ચિંતા, અનિર્ણયાત્મકતા, અને માથાપચ્ચી પછી, ગ્લેડીઝ ઇંગ્લેંડના પંથે પળી. લાંબા મંથનને અંતે એને લાગ્યું કે પ્રભુ પણ એના દેશગમનમાં સંમતિ સૂચવે છે એટલે એણે હા ભણી.

ત્યારથી એ ઇંગ્લેન્ડનાં દેવળોમાં, શાળાઓમાં કે સભાખંડોમાં ભાષણ કે ઉપદેશ આપવાનું કાર્ય કરે છે અને અભ્યાસાર્થે ઇંગ્લેન્ડ આવતા સૌ ચાઇનીઝ વિદ્યાર્થીઓની 'મા' બની છે.

એના જ પ્રયાસે કરીને ચીની નાવિકો માટે લિવરપૂલમાં આજે એક મોટી હૉસ્પિતાલ ઊભી થઈ છે. પહેલાંની જેમ જ કરકસર અને સાદાઈ એના જીવનનાં ધ્રુવયંત્ર છે. એના પોતાના જીવનસુખનું મૂળ નિજાનંદમાં છે. હૃદયનો એ આત્મિક આનંદસ્રોત એને કઠણાઈ, જોખમ, વિપદ, કે મૃત્યુ—એ સૌનો નૈસર્ગિક રીતે સામનો કરવાની તાકાત એને બક્ષે છે. ગ્લેડીઝની એ આત્મશક્તિ અલ્પાંશેય આપણને સૌને પ્રાપ્ત થાય ને એમ આપણું જીવન ધન્ય બને એ જ પ્રભુ પ્રાર્થના.



શેખાદમ આબુવાલા

## સ્થિતિભેદ

એ જ ફૂલો ને એ જ ફોરમ છે
એ જ રંગીન મસ્ત મોસમ છે
આ પવનમાંય એ જ મસ્તી છે
ને ચમનનીય એ જ હસ્તી છે
છે કળીના અધર ઉપર લાલી
ફૂલની ગોદ પણ નથી ખાલી
રંગ છે ગંધ છે ને શબનમ છે
રૂપની એ જ શાન કાયમ છે
છે ભ્રમર ને કળીની એ જ રસમ
પ્રેમના નામ પરની એ જ કસમ
એ જ છે ચાંદનીની ચંચલતા
ને સમન્દરની એ જ પાગલતા
ચાંદતારા ઉજાસ રેલે છે
રોશની જાણે રાસ ખેલે છે

આ પવનના છે બેકરાર કદમ
લો સુગંધીનો આજ થાશે જનમ
રાત પણ કેટલી ગુલાબી છે
સંત શા સંત પણ શરાબી છે
એ જ પ્રેમીજનો ને એ જ ચમન
એ જ ઉલ્લાસ એ જ પ્રેમમિલન
એ જ ફૂલો છે એ જ રંગો છે
એ જ મસ્તી છે એ જ ઢંગો છે

છે ફરક એટલો કે તું જ નથી
તું નથી એટલે બધું જ નથી

તું નથી એટલે બધું જ નથી
એમ લાગે છે જાણે હું જ નથી.





મજલાલ ત્રિવેદી

# રામચંદ્ર અને ગુહરાજ

'પગ તમે ધોવા દો રઘુરાયજી'—આ અંકના મુખચિત્રને વધુ સ્પષ્ટરીતે સમજાવતો રામાયણનો સુંદર પ્રસંગ ગુજરાતના જાણીતા ચિત્રકારે અહીં શબ્દોમાં વણીને મૂક્યો છે જેમા લેખકની આખ્યાન-શૈલી પણ આબેહૂબ રીતે ઊતરેલી દેખાઈ આવે છે......

ભગવાન શ્રી રામચંદ્રજીને તેમના પિતા તરફથી આજ્ઞા થઈ કે, તમારે ચૌદ વર્ષ માટે વનવાસ જવાનું છે. તુરત જ પિતાની આજ્ઞાનું પાલન કરવા રામચંદ્રજીએ વનમાં જવાની તૈયારી કરી લીધી. સીતાજીને ખબર પડી. તેઓ પણ રામચંદ્રજી સાથે જવા તૈયાર થઈ ગયાં. નાના ભાઈ લક્ષ્મણજીને આ સમાચારથી ઘણો આઘાત થયો. અને મોટાભાઈને, પોતાને પણ વનવાસમાં સાથે રહેવા વિનંતી કરી.

આખા રાજમહેલ અને અયોધ્યાની સમગ્ર પ્રજાને રડતી મૂકી. રામચંદ્રજીએ ભાવભીની વિદાય લીધી. વિધિની કેવી ભવ્ય ઘટના! આજે તો શ્રી રામચંદ્રજીનો રાજ્યાભિષેક હતો, પરંતુ ભગવાનના ભાગ્યમાં પણ આજ, વનની વસમી વાટ સામે આવીને ઊભી રહી.

રામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી ત્રણેય જણાં અયોધ્યા નગરીને છોડીને સરયુ નદીના કિનારા તરફ ચાલ્યા આવે છે.

સરયુ નદીને કિનારે ગુહરાજ નામનો ભીલ ઝૂંપડું બાંધીને રહે છે. સરયુને સામે કિનારે ઉતારૂઓને લઈ જવા એક હોડી રાખીને કુટુંબનું ગુજરાન ચલાવે છે. રામચંદ્રજીને સરયુ કિનારે આવતા દેખી ગુહરાજ હૃદયમાં ઘણો ખુશી થાય છે. ભગવાનને ઓળખી જાય છે. ખરેખર આજે જીવન ધન્ય બની ગયું.

ભગવાન શ્રી રામચંદ્રજી, સરયુ કિનારે આવીને ઊભા રહે છે. નદી કિનારે હોડી પણ તૈયાર પડી છે, ભગવાનને હોડી પાસે આવી ઊભા રહેલા જોઈ, ગુહરાજ તુરત જ તેમની પાસે ગયો. હાથ જોડીને પૂછ્યું કે 'પ્રભુ શી આજ્ઞા છે!'

ભગવાન શ્રી રામચંદ્રજીએ કહ્યું કે 'ગુહરાજ! અમારે સરયુને સામે કિનારે જવું છે. માટે, હોડીમાં બેસાડી સામે કિનારે લઈ જાઓ.' રામચંદ્રજીની વાત સાંભળી ગુહરાજ મનમાં સમજી ગયો, અને પોતાના ભાગ્યમાં સામે આવેલી તકને ઓળખી લીધી.

ગુહરાજે શ્રી રામચંદ્રજીની વાત સાંભળી અને કહ્યું: 'ભગવાન! જરૂર આપ ત્રણેયને મારી હોડીમાં બેસાડી સરયુને સામે કાંઠે ઉતારી દઈશ.—

પણ પ્રભુ! મારા મનમાં એક શંકા પ્રગટી છે. એનું સમાધાન જો આપ કરો તો પછી મને શાંતિ મળે.' રામચંદ્રજીએ તુરત જ કહ્યું કે 'ગુહરાજ! જરાપણ સંકોચ રાખ્યા સિવાય તમારા મનની શંકા જણાવો.' 'હે રઘુકુળભૂષણ? રામ! આપ મારી હોડીમાં બેસો તે પહેલાં આપના પગ મારે ધોવા પડશે અને ત્યાર પછી જ હોડીને હું સરયુને સામે પાર લઈ જઈશ'

ગુહરાજની આવી માગણી સાંભળીને રામચંદ્રજીને એકદમ આશ્ચર્ય થયું. લક્ષ્મણ અને સીતાજી પણ મનમાં સ્તબ્ધ થઈ ગયાં.

'ભીલરાજ!' રામચંદ્રજીએ કહ્યું, 'આવી રીતે તમે રોજ દરેક માણસના પગ ધોઈને પછી હોડીમાં બેસાડો છો?'

'ના પ્રભુ! આપના જ પગ ધોઈને આપને હોડીમાં બેસાડવા પડશે.'

'પણ એનું કોઈ કારણ ખરું? મારા એકલાને જ માટે આવો કેમ ખાસ કાયદો ઘડ્યો?'

'મારા પ્રભુ! વાત એવી છે કે આપના જ પગ ધોવાનો ખાસ આગ્રહ તો એટલા માટે કરૂં છું કે આપના ચરણની જે રજકણો છે એમાં જાદુ ભરેલું છે. એ રજકણો ઊડીને જો મારી હોડીને અડી જાય તો એ હોડી સ્ત્રી થઈ જાય, અને જો હોડીની સ્ત્રી

થઈ જાય તો પછી મારી અને મારા કુટુંબની ઘણી દુર્દશા થઈ જાય. મારી આજીવિકા માટેનું સાધન માત્ર આ એક હોડી જ છે, પ્રભુ! આ હોડી ઉપર મારી આખી જિંદગીનો આધાર છે.'

ગુહરાજ ભીલની આ શંકાભરેલી વાણી સાંભળીને, રામ, લક્ષ્મણ તથા સીતાજી ત્રણેય જણા સ્થંભી ગયાં, હવે શું કરવું તેની વિમાસણમાં પડી ગયાં, અને એકીટશે ગુહરાજના મોઢા ઉપરના ભાવ જોવા લાગ્યાં.

પાસે ઊભેલાં સીતાજીએ ગુહરાજની ચતુરાઈ પારખી લીધી. અને મનમાં રામચંદ્રજીની સામે જોઈને હસવા લાગ્યાં. અને કહ્યું કે 'જોયું ને પ્રભુ! આ અભણ માણસને વાત કેવી યાદ રહી ગઈ છે? ભણેલાઓ પણ ભૂલી જાય એવો પ્રસંગ આ અભણ માણસને યાદ રહી ગયો છે.'

રામચંદ્રજીએ સીતાજીને કહ્યું કે, 'તમારી વાતમાં હજી હું સમજ્યો નથી, વાત શું છે અને શો પ્રસંગ છે તે જણાવો તો કંઈક ખ્યાલ આવે.'

'પ્રભુ! આપ કેમ ભૂલી જાઓ છો? એક દિવસ આપના ચરણની રજ શલ્યા(પથ્થર)ને અડી હતી એટલે શલ્યામાંથી તરત જ સ્ત્રી (અહલ્યા) થઈ ગઈ તે પ્રસંગ યાદ કરી અને ગુહરાજ આપની પાસે પગ ધોવાની માગણી કરે છે. કદાચ એવી રીતે આપના પગની રજકણ ગુહરાજની હોડીને અડી જાય અને હોડીમાંથી સ્ત્રી બની જાય તો તેની જીવનભરની આજીવિકાનું શું થાય? આ ગુહરાજ, આપના પગની રજકણ જાદુથી ભરેલી છે તેમ માનીને આપના પગ ધોવા આગ્રહ રાખી રહ્યા છે.

'હવે પ્રભુ! આપ ગુહરાજને પગ ધોવા દ્યો એટલે એના મનમાંથી શંકા જતી રહે.'

ભગવાન રામચંદ્રજીએ ગુહરાજનું અંતર પારખી લીધું. અને મનમાં સમજી ગયા કે આ અભણ ગુહરાજે આજે ખરેખરો પ્રસંગ પકડી લીધો છે.

સીતાજીએ કહ્યું: 'પ્રભુ! પગ ધોવા દીધા સિવાય છૂટકો જ નથી, આપ અયોધ્યાપતિને પણ ગુહરાજની આજે ગરજ પડી છે. હવે વિના વિલંબે ગુહરાજને પ્રેમથી આજ્ઞા કરો એટલે તેનું કામ પતાવી ગુહરાજ ભલે શંકામુક્ત બને.'

રામચંદ્રજીએ કહ્યું કે, 'ઠીક ત્યારે ગુહરાજ, તમારી શંકાનું સમાધાન મારા પગ ધોઈને કરી લ્યો. અયોધ્યાના રાજમહેલમાં તમે આ મારા પગ ધોવાની માગણી કરવા આવ્યા હોત તો, ત્યાં તમને કોઈ પેસવા પણ દેત નહિ. આજે આ તમે ઠીક તક મેળવી લીધી.'

ઘણા હર્ષ સાથે ગુહરાજે સરયુ નદીમાંથી પાણીનો કળશ ભરીને રામચંદ્રજીના પગ ધોઈ, ચરણામૃત માથે ચડાવી અંજલિ પીધી. જાણે જીવન ધન્ય બન્યું હોય તેવી રીતે ગુહરાજે ગળગળા બની ભગવાનનો હાથ પકડી પોતાની હોડીમાં બેસાડ્યા. લક્ષ્મણજી અને સીતાજી પણ પાછળથી હોડીમાં બેઠાં.

સરયુને સામે કાંઠે ભગવાન રામચંદ્રજીને હોડીમાંથી ઉતાર્યા ત્યારે, રામચંદ્રજીએ ગુહરાજને કહ્યું કે, 'ગુહરાજ! અમારે તમને ઉતરાઈનું શું મૂલ્ય આપવાનું છે?' ત્યારે હસીને ગુહરાજે કહ્યું: 'અરે પ્રભુ! આપની પાસેથી કંઈ ઉતરાઈનું લેવાનું હશે, આપ સુખેથી પધારો ભગવાન! આપણે તો જાતભાઈ કહેવાઈએ!'

રામચંદ્રજીને વળી પાછું આશ્ચર્ય થયું અને ગુહરાજને કહ્યું કે, 'આપણે વળી જાતભાઈ કેવા? હું અયોધ્યાનો રાજા રામ અને તમે સરયુ નદીમાં હોડી હાંકવાવાળા ગુહરાજ ભીલ. તમારી જાત અને મારી જાત પણ જુદી છે. કોઈ સાંભળે તો પણ નવાઈ લાગે એવી વાત તમે તો કરી!'

ગુહરાજે કહ્યું: 'મહારાજ! મને માફ કરજો. હું તો અભણ અને ગરીબ માણસ રહ્યો. આપણે એક જ ધંધો કરવાવાળા ધંધાભાઈ છીએ. એક હજામની દુકાને બીજો હજામ હજામત કરાવવા જાય તો તેના



પૈસા દુકાનવાળો હજામ ન લ્યે. કારણ કે એ અરસ-પરસ એકબીજાનું કામ કરી છૂટે એવો વહેવાર હોય છે.'

રામચંદ્રજી તો ગુહરાજની અનુભવવાણી સાંભળી રહ્યા છે.

છેવટે બે હાથ જોડી ગુહરાજે કહ્યું કે 'મહારાજ! આપણે બંને એક જ ધંધો કરવાવાળા ખારવા છીએ. હું આ સરયુ નદીને સામે પાર લોકોને ઉતારવાવાળો નાનો ખારવો છું, અને આપ 'ભવસાગર' પાર ઉતારવાવાળા મોટા ખારવા છો. કહો પ્રભુ! હવે આપણે બન્ને એકધંધાભાઈ, જાતભાઈ ખરા કે નહિ? અને એ રીતે મારાથી આપની પાસે સરયુ નદીને પાર ઉતાર-વાની ઉતરાઈ લેવાય? તે તો આપણા ધંધાને લાંછન લાગે ને પ્રભુ?'

ગુહરાજનો આ ઉત્તર સાંભળીને ભગવાન રામચંદ્રજી ઘણા જ ખુશ થયા. સીતાજી અને લક્ષ્મણ પણ ગુહ-રાજની બુદ્ધિ ઉપર ખુશ થયાં.

ભગવાન રામચંદ્રજીએ, ગુહરાજને પ્રેમથી ભાર દઈને ફરી કહ્યું કે 'ગુહરાજ! હું ખુશી થઈને કહું છું કે તમે આજે તો કંઈક પણ મારી પાસેથી માગો.'

ગુહરાજે ફરી પ્રણામ કરીને કહ્યું કે 'પ્રભુ! મારા નાથ! આપને જ્યારે મને કંઈક આપવું જ છે તો મારી છેવટની એક નાની નમ્ર વિનંતી છે તે યાદ રાખીને આપશો તો હું જન્મ્યો સફળ ગણાઈશ.

'સાંભળો પ્રભુ!

'આજે આ સરયુ નદીને પાર મેં આપને વિનામૂલ્યે કાંઈપણ લીધા સિવાય ઉતાર્યાં છે; તો તેવી જ રીતે હું એક દિવસ ભવસાગરને કિનારે આવીને ઊભો હોઈશ. પ્રભુ! તે દિવસે ભવસાગરને સામે કાંઠે પાર ઊતરવા મારી પાસે એક ફૂટી બદામ પણ નહિ હોય. આજે આ મારા હાથ પગ અને ગળામાં જે ઘરેણાં પહેર્યાં છે, તે પણ ઘરની બૈરીએ ઉતારી લીધાં હશે. અને જીવનની શેષ સંધ્યાએ અતિ ક્ષીણ થઈ ગયેલો હું, ભવસાગરને કિનારે આવીને પડેલો હોઈશ. ભગ-વાન રામચંદ્રજી! આપ તો સાક્ષાત પરબ્રહ્મ સ્વરૂપ છો, તે દિવસે આપ મને આવા જ પ્રેમથી ભવસાગરને કિનારેથી સામે પાર ઉતારી દેજો.

'પ્રભુ! આ ગરીબ ગુહરાજની તે દિવસે જરૂર લાજ આબરૂ સાચવજો. આપને જ્યારે મારા પ્રત્યે ભાવ થયો છે તો આટલું માગી લઉં છું. જરૂર આપજો.'

ભગવાન રામચંદ્રજી ગુહરાજની પ્રેમવાણીને પોતાના હૃદયમાં સમાવીને ગળગળા બની વનવાસને પંથે આગળ ચાલ્યા.

★

પ્રા. જશભાઈ કા. પટેલ

## પ્રીતમ, આવ!

મનમોહન હે પ્રીતમ, આવ!
હૃદયગુહાથી ઊઠતો નાદ,
તુંહી તુંહીનો અવિરત સાદ!
તું વિણ રૂચે શેં દિલઘાવ?
મનમોહન હે પ્રીતમ, આવ!

હૃદયવીણાનો આવે રે! સ્વર
વારે વારે એક જ સમ પર!
પ્રીતતણો શો અકલ પ્રભાવ!
મનમોહન હે પ્રીતમ, આવ!

યુગયુગથી જાણે પ્યાસી હું
તારે કાજે તલસી રહી છું!
તું જ સુકાની ને તું રે! નાવ!
મનમોહન હે પ્રીતમ, આવ!

★

ટી. પી. સૂચક

# નેવનાં પાણી

જિંજા(પૂર્વ આફ્રિકા)ના એક અભ્યાસુ અને સાહિત્યરસિક સજ્જન તરીકે જાણીતા લેખક અહીં એક સામાજિક પ્રશ્નને છણતો પ્રસંગ આલેખે છે. લેખકની કલમની વેગીલી શૈલી અને સચોટ પાત્રાલેખન આ પ્રસંગને વાચનીય અને વિચારણીય પણ બનાવે છે......

હજી તો રાતનાં માંડ માંડ મને જંપ વળ્યો ત્યાં તો ટેલીફોન આવ્યો કે તમે ઘેર છો ને ? હું હમણાં જ આવી પહોંચું છું.

અમારૂં ગામ પ્રમાણમાં નાનું ગણાય. તેમાંના 'પાંચ ખારે'માંનો હું એક ગણાઉં. ધંધો વકીલાતનો અને ફુરસદ મળ્યે કાંઈક શોખ ખાતર પણ સામાજિક, રાજકીય કાર્યોમાં ભાગ લઉં પણ ખરો—એટલે અવારનવાર કેટલીયે વ્યક્તિઓ મળવા પૂછવા સલાહ સૂચના લેવા આવે ખરી.

આથી જ્યારે મને ટેલીફોન મળ્યો ત્યારે હું એમની ઇંતેજારી કરતો બેઠો. અને એ આવ્યા તેવા જ કાંઈક ગભરાટ લઈને આવ્યા તેમ લાગ્યું. ઘણાના અવિરત સંપર્કમાં આવ્યા પછી કોઈ વ્યકિત કેમ અને શા કારણે આવી છે તેનું પારખું હું તાત્કાલિક કરી લઉં છું. અને મારા અનુમાનમાં હવે તો ભાગ્યે જ ફેર પડે છે.

સારૂંયે ગામ એમને 'કાકા' કહેતું. જો કે મારા તો એ નજીકના સંબંધી થાય. કાકાનું વ્યક્તિત્વ પણ જબરૂં. ગામમાં જ નહિ પરંતુ આસપાસના પરગણામાં પણ એમને 'પારકી છઠ્ઠીના જાગનાર' તરીકે ગણના થાય. કોઈ સાજું માંદું હોય ત્યાં કાકા ન હોય તે ન બને. કોઈ પરણ-મરણ હોય ત્યાં કાકાની હાજરી ન હોય તો ઊણું ઊણું લાગે. કોઈ 'પંખીડાં'ઊડી જતાં હોય એની ગંધ કાકાને પહેલેથી જ મળી હોય. કોઈ સામાજિક પ્રવૃત્તિ હોય ત્યાં કાકાનું મોવડીપદ અચૂક માન્ય રખાયું જ હોય. આમ કાકાનું વ્યક્તિત્વ સીધી કે આડકતરી રીતે અમારા ગામે સ્વીકારી લીધું હતું. જરૂર જણાય ત્યાં કાકા સખત પણ થઈ શકતા તેમ પ્રેમાળ પણ એટલા જ બની શકતા. કોઈ ચમરબંધીને છૂટું કહેવું હોય તો કાકા જ કહી શકે. અરે રાજદરબારમાં પણ કાકાની લાગવગ જબરી. ધારે તો કોઈને ધાકધમકી માટે હેડમાં પણ પુરાવી દે અને ધારે તો કોઈને છોડાવી પણ દે. કાકા વર્ષોથી વિધુર. સંતાનોને પણ પાંખો આવી ગયેલી એટલે સૌ સૌનો માળો બાંધીને બેસી ગયેલ. 'કાકા'એ લીલી સૂકી પણ ખૂબ ખૂબ જોયેલી—માન-અપમાનની કોઈ ખેવના નહિ. કોઈકનું કાંઈક કરી છૂટવું એ એની દાનત. પછી દુશ્મન પણ કેમ ન હોય! કોઈને આર્થિક ભીંસ પડી હોય તો 'કાકા'ના હાથરુચ-રકા સામા જ.

આવા કાકા જ્યારે 'ગભરાટ' લઈને આવે ત્યારે મને વિમાસણ ન થાય તો બીજું થાય પણ શું ?

અને જ્યારે એમણે એમનો અંતરનો અજંપો ઠાલવ્યો ત્યારે મને લાગ્યું કે આવા પારકી છઠ્ઠીના જાગનારનો સવાલ સામાજિક નહિ પણ 'સાઈકોલોજીકલ' (માનસશાસ્ત્રીય)રીતે તપાસવાનો રહેશે.

કાકાને એક દીકરી—કાકાને એ દીકરી પર હેત પણ અપાર. જો કોઈ અજાણ્યા પર વાત્સલ્યના ધોધ ઠાલવી શકાય તો પછી આ તો પંડનું લોહી હતું. વળી દીકરીની રઢિયાળી જાત. કાકાને એટલે દીકરી ઉપર હેત ખૂબ ખૂબ હતું. એનાં લગ્ન કર્યાં ત્યારે તો કાકાની આર્થિક સ્થિતિ બહુ સારી નહીં પણ પ્રમાણમાં ઠીક ઠીક ગણાય. એ લગ્નમાં કાકાએ મણા નહિ રાખેલી. અને જ્યારે એને શ્વસુરગૃહે વળાવી ત્યારે કાકા શું પોકે પોક મૂકાને રોયા છે! જાણે વગડો પણ એમની સાથે ન વિલાપે ચડ્યો હોય! પત્નીની ગેરહાજરી અને છેલ્લી દીકરીનાં વળામણાં. વહાલસોયું પિતૃહૃદય ન કોપે ત્યારે કોપે પણ ક્યારે ? દીકરીને ઘરની ઘર-વખરી ઠાલવી ઠાલવીને આપી દીધી. જાણે પોતાની જિંદગીનાં એકડે એકથી નવમંડાણ ન કરવાં હોય!



અને દીકરીની વિદાય પછી કાકા મોકળે મને પોતાની પ્રવૃત્તિમાં ગૂંથવાઈ ગયા.

પણ હજી તો પરણ્યાનાં પાનેતર પણ ઊતર્યાં નહોતાં દાંપત્યજીવનની સુરભિ પૂરી માણી ન માણી ત્યાં તો કાકાની જનનીના ધાવણની શેડ જેવી મીઠી દીકરીને સાસરવાસે ફાવ્યું નહિ અને કાકા જેનું નામ એણે તો જેમ ગામની પંચાત હાથમાં લે તેવી રીતે પોતાની આ પંચાત પણ હાથ પર લીધી અને એક ઘા ને બે ટુકડા કર્યા. મારી દીકરીને હજી મારી વડલા જેવી છાયા છે. નમાઈ ભલે રહી પણ નબાપી થોડી જ હતી ?

કાકાએ દીકરીના છૂટાછેડા ઘડીના છઠ્ઠા ભાગમાં મેળવી લીધા અને દીકરીએ પણ છૂટકારાનો દમ લીધો.

કાકાની સાથે દીકરી રહે પણ દીકરી તો પારકું ધન અને આ તો વળી એંઠું ધાન. એને ક્યાં સુધી વિધુર પિતા સાચવી શકે? કાકાને દીકરીના પુનર્લગ્ન કરવાની તાલાવેલી લાગી અને એક યુવાન પર કાકાનું અને દીકરીનું મન ઠર્યું લાગ્યું. યુવાનના મનના મોરલા પણ ટહુકાર કરવા લાગ્યા અને કાકાએ થોડાક જ દિવસમાં દીકરીને પાછી ઠેકાણે પાડી દીધી

જો કે દીકરીને અમારા ગામની બાજુના શહેરમાં સાસરે તો વળાવી પણ કાકા એની ખબર અંતર તો રાખતા જ રહે બન્ને પતિ-પત્ની દુ:ખી ન થાય એની સંભાળ કાકા અહર્નિશ રાખે જ રાખે—અને પાછા પોતાની પ્રવૃત્તિમાં જોડાઈ જાય.

ત્રણ ચારેક વર્ષ આમ દીકરીનું પ્રસન્ન દામ્પત્ય ચાલ્યું હશે. બે ભોળા ભટુડા લાડકા બાલુડાંઓ પણ મા રન્નાદેએ આપ્યાં ત્યાં તો કાકાને કાને અફવા પહોંચી કે દીકરીનું મન એના પતિ ઉપરથી ઊઠીને કોઈ ત્રીજા યુવાન ઉપર ઠર્યું છે. કાકા મુંઝાયા કે પોતાની જ દીકરી આવી ક્યાં પાકી ? કાકાએ બને એટલા પ્રયાસો કરી દીકરીને એ માર્ગે જતી વાળવાના પ્રયત્નો કર્યા. શહેર છોડાવી બીજા દૂર દૂરના ગામમાં વસવાટ કરાવ્યો.

પણ ત્યાં પણ દેવ એના એ. પતિ કામે જાય ત્યાં પાછળથી પત્ની માઈલોનાં માઈલો દૂર જૂના શહેરમાં પાછી પહોંચી જ હોય !

એમ એક દિવસ કાકાની દીકરી અને એનો પ્રેમી બન્ને બાળકોને સાથે લઈ ને ભાગ્યાં—બીજા જ દેશમાં ઊતરી પડ્યાં પ્રેમી પણ પરણેલો અને એને ઘેર પણ પરણેતર. આમ પ્રેમીની પરણેતર અને કાકાની દીકરીનો પતિ—બન્નેનાં સમણાંની રાખ થઈ ગઈ.

કાકાને જ્યારે દીકરીના ભાગી જવાના સમાચાર મળ્યા ત્યારે હતાશ કાકા મોઢા ઉપર ગભરાટ લઈ ને મારી પાસે આવ્યા કે હવે આપણે શું કરવું ?

જ્યારે હિમાલય અશ્રુ સારે, જ્યારે સરિતા સાગરથી વિખૂટી પડે ત્યારે અસહ્ય દુ:ખ થાય. કાકા જેવા કાકા બીજાનું કામ ઘડીના છઠ્ઠા ભાગમાં કરી દેનાર આજે આમ હતાશ થઈ ને ફસડાઈ પડે ત્યારે મને પણ અસહ્ય દુ:ખ થયું.

કાકાએ ભાગેડુ છોકરીને ચોટલો ઝાલીને પાછી લાવવાનું સૂચન કર્યું પણ આ સૂચન મને ના ગમ્યું. મને લાગ્યું કે આ સવાલનો નિવેડો તો મનસશાસ્ત્રીય રીતે લાવી શકાય મેં કાંઈ પણ કરવાની કાકાને ના સુણાવી દીધી. મને ખાત્રી જ હતી કે જે નારીનું મન બબ્બે પુરુષો પરથી પતંગિયાની માફક ઊડી ગયું એ નારી ત્રીજા પુરુષ ઉપર મન શી રીતે ઠેરવી શકશે ? અને બન્યું પણ એમ જ.

દિલની બાજી હારી ચૂકેલી એ મજબુર ઓરત હતાશ થઈ ને કાકા પાસે ધા ના નાખતી પાછી આવી.

કાકાએ માનવીમાંથી 'મમી' બની ગયેલી એ દીકરીને પાછી અપનાવી પણ લીધી.

હવે તો કાકા એની દીકરી અને એનાં બન્ને બાળકો સાથે ફરીને ઠરીઠામ થયા. કાકા પાછા દીકરીનો સંતોષ અને આચરણ જોઈ ને મનડાની કુંજમાં મહાલવા લાગ્યા. એના પતિને પણ સમજાવીને પાછો





બોલાવ્યો અને બન્નેને પાછાં પોતાને ઘેર ભેગાં કરી દીધાં. કાકાએ પાછો મનમાં સંતોષ કેળવ્યો કે હવે તો મારી દીકરી ચોક્કસ ઠેકાણે પડી ગઈ.

એકાદ વર્ષ પછી કાકાને કાને વાત આવી કે કોઈ ચોથા યુવાનની આવજા પાછળથી ઘેર વધી પડી છે અને કાકા ચોંક્યા. ખબરદારી ખૂબ રાખી અને કાકાના બહોળા હાથે આ વાતને પણ ધરબી દીધી.

પણ પછી તો બન્ને પતિ પત્નીનું દાંપત્ય કથળી ગયું. સમાજમાં લગભગ પત્ની જો ન ફાવે તો ના છૂટકે પતિથી છૂટાછેડા લે પરંતુ કાકાના કિસ્સામાં તો પતિએ પત્નીથી છૂટાછેડા લેવા પ્રયાસ કર્યો અને નેવનાં પાણી મોભે ચડાવવા જેવો ઘાટ ઘડયો. પણ કાકાને હજી મનમાં ઊંડે ઊંડે આશા હતી કે વેલ પાંગરે પણ ખરી. એટલે કાકાએ દીકરીને જરાપણ ન દૂભાય એમ સુખસાહ્યબીમાં ડૂબાડી દીધી અને એના પતિને કામચલાઉ બીજા શહેરમાં કામે લગાડી દીધો. કાકાના મનથી દાંપત્યની વેલ પાંગરવાનો આ એક કોયડો હતો જ્યારે ભસ્મને ફૂંકવાથી જેમ ભારેલા અંગારા પ્રજ્વલે તેમ કાકાની દીકરીની હવસતા પણ પ્રજ્વલી ઊઠી

એક દિવસે કાકાને ચેવતણી મળી કે કોઈ મુસલમાન યુવકનો કાકાની દીકરી સાથે વ્યહવાર છે ત્યારે તો કાકાની ઊંઘ વેરણ થઈ ગઈ. આમ હવસની હાટડી માંડનાર દીકરીનો કોયડો ઉકેલવા ધાર્યો હતો તે કરતાં ક્યાંય જુદી રીતે જ ગૂંચવાઈ ગયો. કાકાએ પોતાની લાગવગ સમજાવટ અને આબરૂ બધાંને ત્રાજવે મૂકી આ કોયડાનો ઉકેલ શોધવા ફાંફાં માર્યાં પણ કારગત ન નીવડ્યાં. અચાનક એક દિવસે કાકાની ભાગેડુ દીકરીએ પોત પ્રકાસ્યું અને એના મુસ્લિમ પ્રેમી સાથે બન્ને બાળકોને લઈને જ્યાં પ્રથમ લગ્નનાં મંડાણ માંડ્યાં હતાં, જ્યાં પ્રસન્ન દામ્પત્યની સરવાણી ફૂટી હતી ત્યાં જ વસવાટ શરૂ કર્યો.

આમ છેવટે કાકાની દીકરી પોતાના દ્વિતીય પતિ તરફથી છૂટાછેડા મેળવ્યા સિવાય ધર્માંતર કરીને એક મુસ્લિમ યુવકના ઘરમાં બેસી ગઈ.

કાકાની વાત્સલ્યતાની ઊર્મિની હાળે આ ફટકો અસહ્ય નિવડ્યો. એનું હરિયાળું હૈયું નંદવાઈ ગયું અને એ પારકી છઠ્ઠીનો જાગનાર હવે પોતાની જ હૈયાવરાળમાં બફાઈ ગયો. કાકા એ શહેરમાં જઈ પોતાની દીકરીનાં બાળકોને તો ઊપાડી લાવ્યા પણ દીકરીની તથા જ મૂકી દીધી—જાણે મરી જ ન ગઈ હોય એમ એનાથી હાથ ધોઈ નાખ્યા.

આમ હાથ ધોયે પણ હૃદયના ઘા થોડા જ ધોવાય છે? કાકાને હૃદયરોગનો હુમલો થયો પણ એમાંથી એના પૂર્વ ભવના પુણ્યે કે પછી આ ભવની જનતા જનાર્દનની સેવાએ ઊગારી લીધા.

પણ કાકા હવે પારકાના છઠ્ઠીના જાગરણ સાથે દીકરીનાં બન્ને બાળકો માટે પણ જાગરણ કરતા રહે છે. દરેક સ્ત્રી કે પુરુષ જીવનમાં ધ્યેય લઈને જીવે છે. જિંદગી શાશ્વત નથી પણ સ્મૃતિ શાશ્વત છે તે ધ્યેય કાકાએ જિંદગીમાં પરોવ્યું પણ એની ભાગેડુ દીકરીમાં એ ધ્યેય પરોવી ન શકયા! એની દીકરી ધર્માંતર કર્યા પછી પણ જીવનની હાળે હરીહામ થશે તે પણ કાકાને મન એક અણઉકેલ કોયડો હતો.



ડુંગરાળ પ્રદેશોમાં—ખાસ કરીને ઉત્તર ભારતના ડુંગરાળ પ્રદેશોમાં ચોમાસામાં તો પશુઓ લીલું ઘાસ ચરી શકે છે પરંતુ ત્યાર પછી ઘાસ ઊગતું બંધ પડે છે અને નવેંબરથી જૂન સુધીના ગાળામાં ઘણો જ ઓછો ચારો મળતો હોવાથી પશુઓને સૂકું ઘાસ નીરવું પડે છે; જે ખાસ પોષક તત્ત્વો ધરાવતું નથી.

આ ઉપરથી સીમલા ખાતેની કૃષિ સંશોધન સંસ્થા 'ઇન્ડિયન એગ્રિકલ્ચરલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ'માં વિવિધ પ્રકારનાં ઘાસ, ભાજી, છોડવા, વગેરે સંબંધમાં અખતરા કરવામાં આવ્યા હતા, અને તેને પરિણામે એમ જણાયું છે, કે લુસર્ન નામનો એક છોડવો કદાચ આ હેતુ માટે અનુકૂળ થઈ પડશે.

લુસર્ન ઝડપથી ઊગે છે, તેમજ પશુઓ માટે પૌષ્ટિક તત્ત્વો પણ સારા પ્રમાણમાં ધરાવે છે. વળી ઘણાં વર્ષો સુધી એનો સંગ્રહ સારી સ્થિતિમાં જળવાઈ રહે છે. વળી એ જમીનનું ધોવાણ પણ અટકાવે છે.



નિર્મળા જે૦ ભટ્ટ

# સાહિત્ય અને માનવજીવન

જિંજા( પૂર્વ આફ્રિકા )ની સ્ત્રીઓની પ્રવૃત્તિઓનાં પ્રાણરૂપ અને ગુજરાતી સાહિત્યનાં અચ્છાં અભ્યાસુ અહીં સાહિત્ય વિષે વિચારપૂર્વકની વાતો રજૂ કરે છે. તે ખરેખર વાચનીય અને મનનીય પણ છે......

વિદ્વાનો કહે છે કે 'સાહિત્ય પ્રજાને સર્જે છે અને પ્રજા સાહિત્યને સર્જે છે.' આ કથનમાં જ માનવી અને પશુઓ પ્રાણીઓ વચ્ચેનો ભેદ બતાવી આપ્યો છે. આહાર વિહાર નિદ્રા અને ભય આ તો જીવન્ત પ્રાણીઓમાં રહેલ સામ્ય તત્ત્વોનો નિર્દેશ કરે છે પરન્તુ સાહિત્ય, સંગીત અને કલા એ ઉચ્ચ કોટીનાં તત્ત્વો વડે આપણે પશુઓથી જુદા પડીએ છીએ. એક જગ્યાએ સાહિત્ય, સંગીત કળાહીન માનવીને માત્ર પશુ જ નથી કહ્યો, તેવા ગુણરહિત માનવી માટે સુંદર કટાક્ષ વિનોદ કર્યો છે કે આવો માનવી પશુ ઉપર ઉપકાર કરે છે કારણ તે ઘાસ ખાતો નથી! તાત્પર્ય એ કે સાહિત્યસર્જન પણ માનવસર્જન જેટલું જ જૂનું છે—પૂરાણું છે.

જેમ આપણા શરીરનાં યંત્રોની ક્રિયા પ્રક્રિયા શ્વાસોચ્છ્વાસ રૂધિરાભીસરણ વગેરે જ્ઞાત કે અજ્ઞાત રીતે ઇચ્છા કે અનિચ્છાએ સતત સાહજિક ચાલ્યા જ કરે છે; પછી ભલે તે એક અનભિજ્ઞ બાળકનું શરીર હોય કે કોઈ મહાન સમર્થ જ્ઞાની કે નિષ્ણાત ડોકટરનું શરીર હોય. ફેર માત્ર એટલો જ કે બાળક તે વસ્તુથી અનભિજ્ઞ અજાણ છે અને તેથી તેનાં બંધનો નિયમન સ્વીકારતું નથી. જ્યારે નિષ્ણાત તે વસ્તુથી જ્ઞાત હોવાથી સમજપૂર્વક એ ક્રિયાઓને સાથ આપે છે, શરીરને વિકસાવે છે. સાહિત્ય વિના માનવી જીવી શકતો જ નથી. જ્ઞાતા તેની મઝા માણે છે આનંદ લૂટે છે રાચે છે જ્યારે બાળકરૂપી અજ્ઞાની સાહિત્યને ઓળખી શકતો નથી.

શું નાના બાળકને હાલરડાં ગમતાં નથી? દાદીમા, બહેન કે માતાના કંઠમાંથી ગવાતાં વાત્સલ્યભીનાં મધુર હાલરડાંમાંથી બાળક કેટલી કેટલી પ્રેરણા પીએ છે? એ શું સાહિત્ય નથી? બાળકને ખેલવતા ફૂલવતા રમાડતા 'પાપા પગલી, સોનાની ડગલી,' 'ઝૂલ રે હાથી ઝૂલ તારી સૂંઢમાં કમળફૂલ' જેવાં જોડકણાં તેમના હૈયાને આનંદની મસ્તીથી ભરી દે છે. અરે! તેમને ખવડાવતાં 'ચાંદાપોળી દૂધમાં ઝબોળી વગેરે જોડકણાંમાં કેવો પ્રાસાનુપ્રાસ અલંકાર સમાયેલો છે? પછી બાળક જરા મોટું થાય છે ત્યારે 'ઘોઘો પાણી', 'આવ રે વરસાદ ઘેબરીયો પરસાદ,' 'અચકો મચકો કારેલી' જેવાં અર્થહીન સાહિત્યના વિનોદમાં રાચતાં થાય છે. આવાં અર્થહીન સાહિત્ય ઉપર હમણાં જ શ્રીમતી વિનોદીનીબેન નીલકંઠે સુંદર લેખ લખ્યો છે જે સાહિત્યના અભ્યાસુને વાંચવાની જરૂર ખરી. વળી તેમના જીવનમાં દાદાજીની વાતો, દાદીમાની વાતો, પરીઓની વાતો, પુરાણની વાતો, રમુજી ટુચકા વગેરે કેવી કેવી ભાવના જાગૃત કરે છે? આવી વાર્તાઓમાં રહેલ કરુણા દયા–હાસ્ય ભય, શૌર્ય લાગણી પ્રેમ ઊર્મિઓનો આવેગ સાહસિક વૃત્તિ, આ બધું બાલહૃદયને ચેતનવંતું નથી કરતું? ધ્રુવ ચેલૈયા જેવી વાતો તેમના ચિત્તમાં ધાર્મિકતા નથી ઉત્પન્ન કરતી? કૃષ્ણ સુદામા કે એકલવ્યની વાર્તાઓ ગુરુભક્તિ ઉત્પન્ન કરવાને પૂરતી નથી? અને આ રીતે જાણે અજાણે સાહિત્ય કલા અને સંગીત માનવીના વિકાસ સાથે વૃદ્ધિ પામે જ છે, આપોઆપ વિકસે જ છે.

બાળકમાંથી માનવી મોટું થાય છે, વિકસે છે, કોઈ ભણે છે તો કોઈ અભણ અક્ષરજ્ઞાન વિનાનું રહે છે તો પણ આ અક્ષરજ્ઞાનહીન માનવ પણ સાહિત્ય વિના જીવી જ શકતું નથી તમે શ્રમજીવી માનવીઓનાં ગીતો સાંભળ્યાં છે? હલેસાં મારતા ખારવાઓનાં કે દળણું દળતી સ્ત્રીના કંઠમાંથી નીકળતું સુરીલું સંગીત સાંભળ્યું છે? જગતના કોઈપણ ખૂણામાં શ્રમજીવી માનવીની ભિન્ન ભિન્ન ક્રિયાઓનું સાહિત્યસર્જન હોય જ છે પછી ભલે તે લાકડાં કાપતો કઠિયારો હોય કે





હળ હાંકતો ખેડૂત હોય, લણણી કરતી સ્ત્રી હોય કે સીમેન્ટ ઉપર ટીપણી ટીપતી સ્ત્રી હોય ! કે કોઈ ભાટ ચારણને મુખે શૌર્યકથા, અનુભવકથા કોઈ પ્રવાસ વર્ણન કે કોઈ દશ્યવર્ણન—અરે નજીવી કોઈ ખાદ્ય વસ્તુનું વર્ણન પણ જો સાંભળ્યું હોય તો ખરેખર આપણને લાગ્યા વિના રહેતું જ નથી કે જીવનનું ખરું સાહિત્ય તો અહીં જ સભર ભર્યું છે. જે ભાષા, જે શબ્દરચના પ્રજા જીવનમાં, માનવીનાં અંતરે લાગણીઓનાં પૂર વહેવડાવે, વીરત્વના ધોધ ઉછાળાવે કે હાસ્યરસના ફૂવારા ઉડાવે કે અદ્ભુત દશ્યો રજૂ કરી કલ્પનાને ગગનગામી બનાવે કે કરુણતા અશ્રુઓની ધારા વર્ષાવે, કે પ્રભુ પ્રત્યે અંતરની સાચી આરઝુ રજૂ કરે તેને શું સાહિત્ય ન કહેવાય ? કિન્તુ એ અનભિજ્ઞ માનવી તેને સાહિત્ય તરીકે સમજતા નથી. આવા લોકસાહિત્યને શ્રી. રણજીતરામ વાવાભાઈએ એકત્ર કરવાનું પ્રથમ પગલું ભર્યું. પછી જાગ્યા શ્રી ગોકુળદાસ રાયચૂરા અને છેવટે શ્રી મેઘાણીભાઈને તો તેનો નાદ જ લાગેલો. ગામડે ગામડાં, વગડે વગડા વીંધીને તેમણે એ વાણી-સાહિત્યને કલમદ્વારા ઉતાર્યું અને એ રીતે મેઘાણીભાઈ તેમની વાણીના means of expression બન્યા. આપણાં લગ્નગીતો જુઓ, યુવાનીની મસ્તીનાં ગીતો વર્ણનો જુઓ. એક ભરત યુવાનને કળાયેલ મોરલા સાથે સરખાવે છે. જ્યારે એ જ રીતે યુવતીને હૈયાની મોરલી, જીવનમાં ટહૂકતી કોયલ કે ઉછરંગી નાચતી રંગભીની ઢેલડ સાથે સરખાવે છે. અત્યારે જો કે પ્રથા બંધ થઈ છે પણ જીવનને આરે પહોંચીશું તો જણાશે કે એ મૃત્યુના મરશીઆના હૃદયવેધક રોણાં સાંભળ્યાં હોય તો ગમે તેવો કાળમીંઢ પથ્થરદિલો માનવી પણ પીગળ્યા વિના રહેતો નથી. કહેવાનું એ જ કે જેમ કસ્તુરી મૃગને પોતાની પાસે રહેલા અમૂલ્ય કસ્તુરીના ખજાનાનું ભાન નથી અને તે તો અજ્ઞાત દશામાં જ જીવન પૂર્ણ કરે છે. તે જ પ્રમાણે ધરતીનું નૈસર્ગિક ધાવણ ધાવેલાં કુદરતનાં માનવીને પોતાની પાસે રહેલાં અખૂટ સાહિત્ય ભંડારનું ભાન હોતું જ નથી. છતાંય સાહિત્ય જ તેના જીવનને અજ્ઞાત રીતે ઘડે છે અને અજ્ઞાતપણે તેના જીવનમાં સાહિત્ય વણાયેલું જ છે તે નિર્વિવાદ છે.

જ્યારે બીજો માનવી મોટો થતાં શાળા મહાશાળામાં કોલેજમાં ભણ્યો, ખૂબ વાંચ્યું, બુદ્ધિનો વિકાસ સાધ્યો, અને કવિરૂપે, લેખકરૂપે વાર્તાકાર કે નવલકથાકાર રૂપે એથીય વધુ ઊંચ કક્ષાએ પહોંચી ફિલોસોફર રૂપે કે ઇતિહાસકારરૂપે સાહિત્યક્ષેત્રમાં ખેડાણ કરી, જગત પાસે ચિરંજીવ અને ચિરસ્થાયી સાહિત્ય મૂક્યું. પોતાની ગૂઢ શક્તિ વડે માનવીને વધુ સુંદર સુરેખ સુસંસ્કૃત અને રસિક બનાવવાનો તેણે પ્રયાસ આદર્યો. આ રીતે સર્જાયેલું સાહિત્ય એ માત્ર તેના જીવનનો પડઘો નથી, જીવનનો આયનો કે માત્ર દર્પણ જ નથી. પરન્તુ તેના પ્રતિધ્વનિમાંથી ઊઠતો સમાજ માટે ગેબી સંદેશ છે. દર્પણ માનવજીવનની કુરૂપતા બતાવવા નહિ પણ સુન્દરતા બતાવી સૌન્દર્યની અભિરૂચી જાગૃત કરે છે. આમ સાહિત્ય અને જીવન એકબીજાને પરસ્પરાવલંબી છે, શું જ્ઞાની કે શું અજ્ઞાની. પરન્તુ એકને આપણે તિરસ્કૃત કરીએ છીએ જ્યારે બીજાને પૂજીએ છીએ. વસ્તુતઃ તે સત્ય પણ છે. કારણ કે જ્ઞાની જીવનમાં સાહિત્યને અપનાવી, સ્થાન આપી પશુકોટીથી ઉચ્ચ ભૂમિકા ઉપર જીવનને લઈ જાય છે અને એ ઊર્ધ્વ-જીવનમાં રાચે છે. તે માનવજીવનની મહત્તા સાર્થક કરે છે. આવા માનવી માત્ર સ્થૂલ મહત્તામાં ન રાચતા જીવનના અનુભવનો નીચોડ વાણી અને કલમદ્વારા મૂર્તસ્વરૂપે નવલકથા, નવલિકા, કાવ્ય વર્ણન કે વૃત્તાંતદ્વારા ઘડે છે. તત્ત્વજ્ઞાની તેથી જરા વધુ ઉચ્ચ ભૂમિકાએ પહોંચે છે પરન્તુ તેમનું સૌનું કાર્યક્ષેત્ર જીવનની આશા, ભાવના, આદર્શો અને સિદ્ધિઓ વ્યક્ત કરવાનું, ઉલ્લાસ રેડવાનું, પ્રેરણાવારિ સીંચવાનું, શાંતિ આપવાનું હોય છે. તેઓ તેવા આનંદમાં જ મસ્ત રહે છે અને રાચે છે.

પરિણામે જગતને અમર સાહિત્યકારો મિલ્ટન કે શેક્સપીઅર, કાલિદાસ કે ભવભૂતિ, નરસિંહરાવ કે ન્હાનાલાલ, ગોવર્ધનરામ કે મુનશી જેવા મળે છે. દેશ દેશના



સાહિત્યસ્વામીઓ છે. અમર સાહિત્યકૃતિઓ છે. ધનિકોનાં વૈભવી આલયો ટકતાં નથી પણ અમર સાહિત્ય વડે સાહિત્યસ્વામીઓ અમર છે. તેવા સાહિત્ય સામ્રાટોનું સાહિત્ય તો Ever green છે. કાળ અને સ્થળથી પર છે. તો એવું સાહિત્ય શા માટે ન વિકસાવવું ?

પાંચ હજાર વર્ષો પૂર્વે ઋષિમુનિઓને સાહિત્યની સ્વયંભુ ઊર્મિઓ જાગી, સૂર્યને ઊગતો જોઈ સમુદ્રને ઊછળતો જોઈ સાહિત્ય સરજ્યું. ઉષાકાળનું વર્ણન સરજ્યું. ઉષા એટલે પુરાણી છતાં સદા યુવાન, સાદી સરળ ભાષામાં ઋગ્વેદની કવિતા આપણી પાસે ક્રમશઃ અક્ષરશઃ અદ્યાપિ છે તે જ બતાવી આપે છે કે સાહિત્યની પ્રાચીનતા કેટલી વર્ષોજૂની છે ?

ઋગ્વેદની ઉત્તર કવિતા પછી મધ્યયુગમાં આદ્યકવિ વાલ્મિકીનો ભાસ થાય છે. એક સુંદર સરિતાતટે શાંત મનોરમ્ય વન્યપ્રદેશમાં તપોમય જીવન ગાળતા ઋષિ કે જેમનું જીવન જ્ઞાનોપાસના માટે જ હોય છે તેવા ઋષિ એક દિવસ સ્નાન કરવા જાય છે. અને ક્રૌન્ચ પક્ષીને વીંધતા પારધિને જોઈને તેમના મુખમાંથી છંદબદ્ધ વાણી નીકળી પડે છે, અને તે આઠ આઠ અક્ષરોના ચાર પદોનો અનુષ્ટુપ છંદ રચાય છે. અને તેમાંથી રામાયણ જેવું મહાકાવ્ય સર્જાયું. એ રામાયણ જીવનને સ્પર્શતા કરુણા, વીર, શૃંગાર, હાસ્ય વગેરે સઘળા રસો વાસ્તવિક જીવનના ભિન્ન ભિન્ન પ્રસંગોના વર્ણનો, સમાજશ્રેષ્ઠ આદર્શો વગેરે સઘળું આવી જાય છે. ત્યારપછી થોડી કઠણ ક્લિષ્ટ ભાષામાં પરન્તુ મહાભારતનો મહાગ્રંથ જનતા સમક્ષ શ્રી વ્યાસ ભગવાને મૂક્યો. આ બન્ને ગ્રંથોનાં મૂળભૂત તત્ત્વોએ પ્રેરણા પાઈ કવિ કાલિદાસ કે બાણ ભવભૂતિ જેવા કવિઓ પાસે રઘુવંશ, શાકુન્તલ, વેણીસંહાર કે ઉત્તરરામ ચરિત્ર જેવું સુન્દર ઉત્કૃષ્ટ સાહિત્ય સર્જાવ્યું. પછી તો આ બન્ને મહાન ગ્રંથોની પ્રેરણા હિન્દુસ્તાનના બંગાળ મહારાષ્ટ્ર ગુજરાત ઉત્તરહિંદ વગેરે અનેક પ્રાંતના સાહિત્ય શીરોમણીએ પીને જનતા સમક્ષ સૌની પ્રાંતીય ભાષા દ્વારા સાહિત્ય સર્જન કર્યાં.

પશ્ચિમમાં યુરોપ તરફ દૃષ્ટિ નાખીશું તો જણાશે કે આપણી સંસ્કૃત ભાષા જેટલી જ તેમની આદ્યભાષા ગ્રીક અને લેટિનમાં વર્જીલ અને હોમર જેવા કવિઓ મહાગ્રંથો લખી ગયા અને તેમાંથી પ્રેરણા લીધી મિલ્ટન શેક્સપીઅર જેવાએ, જર્મનના ગેટે જેવાએ, કે ફ્રાન્સના સાહિત્યજ્ઞોએ, અને તેઓએ ત્યાં અમર સાહિત્ય સર્જ્યું. આ રીતે દરેક દેશમાં જગતમાં ઉત્તમ સાહિત્ય સર્જાયું છે અને તે સાહિત્યે માનવજીવનમાં એવું ઉચ્ચતમ સ્થાન પ્રાપ્ત કર્યું છે કે તે સાહિત્ય માનવના અસ્તિત્વ જેટલું જ અમર છે. જ્યાં સુધી જગત ઉપર માનવી હશે ત્યાં સુધી એ સાહિત્ય પણ જીવંત રહેશે.

શ્રી વાલ્મિકીને શ્રી નારદજીએ કહ્યું કે 'તમો આ અનુષ્ટુપમાં રામચરિત્ર લખો અને જ્યાં સુધી પૃથ્વી ઉપર નદી પર્વતોનું અસ્તિત્વ હશે ત્યાં સુધી તમારું કાવ્ય અમર રહેશે.' કહેવાનું એ કે સાહિત્યની કોઈ પણ ઉત્તમ કૃતિનું સ્થાન જગતમાં અમર છે. પછી ભલે તે શેક્સપીઅર હોય કે કાલિદાસ, બ. ક. ઠાકોર હોય કે નરસિંહરાવ હોય.

કિન્તુ અત્યારે યુગપલટો થયો છે. જૂના સમયની શાંતિ અને સમય જીવનકલહમાં પ્રાપ્ત થતાં નથી. વિજ્ઞાનના વિકાસ સાથે માનવી યંત્રનો ગુલામ બનતો ગયો. સુખ અને આરામનાં સાધનો વધી પડ્યાં. માનવીની ઝંખના, મોહ, દેશને સમાજને વિશ્વને ઉપયોગી થાય તેવી કલ્યાણકારી પ્રવૃત્તિઓ છોડી ઇન્દ્રિયજન્ય સુખોપભોગની પ્રવૃત્તિ તરફ વધુ ઢળી. યંત્રની મદદથી મહેનત બચી પરન્તુ ફુરસદમાં સાત્વિકતા રહી નહિ. પરિણામે પ્રાચીન સમયમાં જે ઉત્તમ કલાકૃતિઓ, સાહિત્યકૃતિઓ જનતાને સાંપડતી તેનો દુકાળ પડવા લાગ્યો. અત્યારે કાલિદાસ કે શેક્સપીઅર જેવા સમર્થ સાહિત્યકારો કેમ નથી ? કારણ ? તેમને રેસ્ટોરાંમાં ફરવાની તૃષ્ણા ન હતી. ફ્રીજીડેરનો આઇસ્ક્રીમ ખાવાની

ઝંખના ન હતી. તેમને તો માનવજાતને કલ્યાણકારી સાહિત્યકૃતિની ભેટ આપવાની તમન્ના હતી, ધગશ હતી, ઝંખના હતી. આવા સાહિત્યસ્વામીઓનો અત્યારે દુકાળ છે એટલું જ નહિ, પણ અત્યારના ધમાલીઆ ઝડપી યુગમાં આવી સાહિત્યકૃતિઓ વાંચવાનો પણ માનવીને સમય નથી. અત્યારની દોડતી દુનિયામાં વિદ્યુતની વિદ્યુતવેગી ટ્રેનમાં કે ગગનરાજની પાંખે ઊડતા વિમાનમાં એકાદ નાની શી ટૂંકી વાર્તા વાંચવા જેટલો જ સમય છે. અત્યારે સર્જનની ધગશ નથી, પ્રયત્નશીલ રહેવાની વૃત્તિ નથી. રેકર્ડથી સંગીત મળતું હોય તો સતાર શીખવાની મથામણ કોણ કરે? કુદરતનું સૌંદર્ય કેમેરાની આંખથી ઝડપાતું હોય ત્યાં પીંછી રંગ અને બોર્ડની શી જરૂર? વિજ્ઞાને સાહિત્યના સુખદાયી પવનને ભસ્મીભૂત કરી નાખ્યો છે. આપણી સાહિત્ય પ્રત્યેની અભિરૂચિ દિનપ્રતિદિન નબળી પડે છે. રસવૃત્તિ કુંઠિત થઈ જાય છે. જે માનવી સાચા સંગીતના સૂરમાં લીન થઈ દિવ્યતા તરફ જઈ રહ્યો હતો તે જ અત્યારે એ ઉત્કૃષ્ટ આનંદ-વાળું રાખી યાંત્રિક આનંદ માણતો અધોગતિને પંથે વળી રહ્યો છે. ખરેખર આ આપણી શોચનીય દશા છે.

જીવનમાં આનંદનો પ્રકાર જેમ જેમ દિનપ્રતિદિન હલકો થતો જાય છે તેમ તેમ માનવીની અવનતિ થાય છે એટલું જ નહિ પણ સમાજની અવનતિ થાય છે. વિજ્ઞાનથી મળતા કોઈ પણ ભૌતિક સુખ, સગવડતા, જીવનમાં શાંતિ—અનુપમ આનંદ આપી શકશે જ નહિ. ઘરમાં સુંદર મિષ્ટાન્ન હોવા છતાં વન્ય ભોજનનું મન થાય છે. વૈભવી પ્રવાસીઓને કોઈ વાર પગપાળા પ્રવાસનું કે પર્વતારોહણનું મન થાય છે. સુટેડબુટેડ રહેનારને પણ કોઈવાર સમુદ્રતટે કે સરિતાને કાંઠે ખુલ્લા શરીરે પાણીમાં હીલોળા લેવાનું મન થાય છે. ડામરના સુંદર રાજરસ્તે દોડયા જતા માનવીને કોઈવાર વનકેડીએ દોડવાના અભિલાષ જાગે છે. આ બધું શું સૂચવે છે? માનવીની સાહિત્ય પ્રત્યેની અભિરૂચી સ્વાભાવિક જ છે. વિજ્ઞાનના પરિબળમાં દબાય છે છતાં પણ સહેજ તક સાંપડતાં માનવી પુનઃ પ્રકૃતિજન્ય સ્વભાવ ઉપર આવી જાય છે અને તે ખરેખર સુખદ ચિહ્ન છે. માનવ તે માનવ જ છે. પશુતા તરફ ઢળવા છતાં પાછો તે સ્વસ્થાને જઈ વસે છે. તે તો હમેશાં ઉચ્ચતા તરફ જ ઢળવા સર્જાયેલો છે. અને પોતાના દિવ્ય સ્થાને પહોંચવા ઊર્ધ્વગામી પંથે વળવા તેને સાહિત્યનાં સોપાન ચડવાં જ પડશે.

આ ઉપરથી સ્પષ્ટ જોઈ શકાય છે કે જીવનનું પ્રતિબિમ્બ સાહિત્યમાં કેટલું કેટલું પડે છે? સાહિત્યની અસર જીવનમાં કેટલી બધી વ્યાપેલી છે? જેવું સાહિત્ય ઉચ્ચ કોટીનું તેનો સમાજ પણ ઉચ્ચ જ હોય છે. દેશની સંસ્કૃતિ જાળવી રાખવા, દેશનું ગૌરવ વધારવા સાહિત્ય એ એક ઉત્તમ સાધન છે. માટે જેટલા આપણે સાહિત્ય પ્રત્યે ઢળીશું તેટલો આપણો આત્મા દિવ્યતા તરફ આપણને, સમાજને, દેશને, વિશ્વને દોરી જશે. જેટલા તેનાથી અભિમુખ રહીશું તેટલા સ્વાર્થી અને સ્થૂલજીવી બનીશું. માટે સાહિત્ય એ માનવજીવનનું એક અંગ છે. અને તેને સુરક્ષિત રાખવું એ આપણું કર્તવ્ય છે.



ચોમાસામાં ભારતની મુખ્ય મુખ્ય નદીઓના પાણીમાં દ્રાવ્ય મીઠાનું પ્રમાણ ઓછું રહે છે. ત્યાર બાદ તે વધતું જાય છે અને સૌથી વધુ સૂકી મોસમ દરમ્યાન એટલે કે એપ્રિલ, મે, અને જૂનના થોડાક દિવસો દરમ્યાન નદીઓનું—ખાસ કરીને તાપી, કૃષ્ણા, ગોદાવરી અને નર્મદા, એ દક્ષિણની નદીઓનું પાણી મોટા પ્રમાણમાં દ્રાવ્ય (સોલ્યુબલ) મીઠું ધરાવે છે. જ્યારે, ચંબલ અને યમુના સિવાયની ઉત્તરની નદીઓમાં સૂકી મોસમ દરમ્યાન પણ મીઠાનું પ્રમાણ એટલું હોતું નથી. આનું કારણ એ છે, કે ઉત્તરની નદીઓ હિમાલયમાંથી નીકળતી હોઈને બરફને લીધે દ્રાવ્ય મીઠાનું પ્રમાણ ઓછું રહે છે, જ્યારે દક્ષિણની નદીઓને સૂકી મોસમ દરમ્યાન તેમના કેચમેન્ટ વિસ્તારમાંથી પાણી મળતું હોવાથી અને એ નદીઓ પણ ઊંડી જમીન, ખડકો, વગેરેમાં થઈને વહેતી હોવાથી એ નદીઓમાં મીઠાનું પ્રમાણ વધુ રહે છે. આમાં એકમાત્ર અપવાદ કાવેરીનો છે. એનું કારણ કદાચ એ હોઈ શકે, કે એ નદીને પૂર્વના તેમ જ પશ્ચિમના એમ બન્ને ચોમાસાનો લાભ મળે છે.



'સુમંગલા' એમ.એ.

# નોકરી શા માટે....?

નોકરી શા માટે....?—આજે આપણે ઘણીવાર સાંભળીએ છીએ કે 'સ્ત્રી શા માટે નોકરી કરે?' આપણા સમાજમાં આજે પણ આ પ્રશ્ન આપણી કલ્પનામાં ન આવે તેવી રીતે ચર્ચાઈ રહ્યો છે.

સ્ત્રીને ભણાવી ગણાવી તૈયાર કરી. જ્ઞાન મળતાંની સાથે તેની દૃષ્ટિ વિશાળ બની. તે રાજકીય સામાજિક પ્રશ્નો વિચારતી થઈ. એ વિચારોને વહેવડાવવાની, પોતાના ભાવ વ્યક્ત કરવાની તમન્ના જાગી અને આમ સ્ત્રીશક્તિ જાગૃત બની. સ્ત્રી તેના કુટુંબ પ્રત્યેની જ ફરજ અદા કરશે તો તે કંઈક અંશે સ્વાર્થી બની જશે. માત્ર ઘરની મર્યાદામાંથી બહાર કાઢી એની ભાવનાને વિકસાવી વિસ્તૃત બનાવશે તો વસુધૈવ કુટુંબકમ્—વિશ્વ એ જ પોતાનું કુટુંબ છે એ ભાવના જાગૃત રહેશે. આપણા વિશાળ દેશમાં આપણે એક જ નથી રહેતાં પણ આપણાં બીજાં ભાંડુઓ વસે છે અને તેમને પણ આપણી શક્તિ મુજબ ઉપયોગી થવાની આપણી ફરજ છે. હવે અહીંયા બીજો પ્રશ્ન ઉપસ્થિત થાય છે 'શા માટે તે વળતર લઈ સેવા કરવાની ઝંખના સેવે?' આપણે ત્યાં મધ્યમ વર્ગ ઘણો મોટો છે. કુટુંબમાં એક પુરુષ જ કમાતો હોય ત્યારે ભરણપોષણમાં મુશ્કેલીનો સામનો કરવો પડે છે. એવે સમયે સ્ત્રી સંકોચ છોડી પહેલ કરે તો કુટુંબને ઘણી જ ઉપયોગી થઈ પડે છે.

બીજો વર્ગ જે પૈસાદાર છે તે પોતાની માનદ્ સેવા આપી શકે છે. પરંતુ કાર્યમાં જે ગંભીરતા જાળવવી જોઈએ તેનો અહીં અભાવ દેખાય છે. ફરજિયાત અને મરજિયાતનો તફાવત પડી જાય છે. કીર્તિની લોલુપતા વધતી જાય છે અને કાર્યમાં એકરત નહિ થતાં વ્યવસ્થિતતા નથી જળવાતી. જ્યારે વળતર લઈને કામ કરવામાં જવાબદારી અને કાર્યની પાછળ સર્વ શક્તિ અર્પી તેને કેમ દીપાવી ઊઠવું તે ભાવના જાગૃત હોય છે.

બન્ને વર્ગના ભેદ જોયા પછી સમાજમાં પ્રવર્તતી બદી પ્રત્યે પણ ધ્યાન ખેંચાય છે. બેઠા બેઠા પૈસા મળતા હોય તો શરીરને તસ્દી આપવાનું મન નથી થતું. આપણામાં વસુધૈવ કુટુંબકમ્‌નો અભાવ છે. એ ભાવના કેળવવા માટે મૂળ પાયા તરફ નજર નાખવી જોઈએ અને બાળકમાં તે સંસ્કાર રેડવાનો પ્રયત્ન શરૂ કરવામાં આવે તો જરૂર ભાવિ નાગરિકો એ સ્વાર્થી મનોવૃત્તિને છોડી, પોતાના એકલા માટે નહિ પણ દેશની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ જોશે. અને તેમાંથી જ વિશ્વની ઉન્નતિનો આદર્શ કેળવાશે.

## મોટી 'સર્વિસ'

'મારી ખાની ઇચ્છા મને જિંદગીની મોટી 'સર્વિસે' લગાડી દેવાની છે.' લીલુએ અધૂરા અભ્યાસે ઊઠી જવાનું કારણ દર્શાવ્યું અને તરત જ તેના વર્ગમાં એક મોટો પડઘો પડયો. લીલુના શુભ સમાચાર સાંભળી સૌને આનંદ તો થયો પણ સાથે સાથે લીલુ એક ચર્ચાનો વિષય થઈ પડી. માત્ર ચાર જ મહિના તેનો કોર્સ પૂરો કરવામાં બાકી હતા એટલા માટે તે અભ્યાસ છેડી દે તે સૌને ડંખ્યું. અને લીલુ ઉપર પ્રશ્નોની ઝડી વરસી રહી.

લીલુ મેટ્રિક પાસ થયા પછી મોન્ટેસોરીનો એક વર્ષનો કોર્સ કરવા માટે દાખલ થઈ હતી. અભ્યાસની પાછળ તેનો કોઈ જ ઈરાદો કે સ્વપ્નાં સેવેલાં નહોતાં. તે તો માત્ર વખત પસાર કરવા અને ભણતી છોકરીઓની લગ્નના બજારમાં કિંમત પણ મોટી અંકાય એટલે જ ભણી રહી હતી. ત્યાં અચાનક તેનું સગપણ નક્કી થયું. અને લગ્ન પણ તુરતમાં જ લેવાયાં. એટલે અભ્યાસ તો તેને ટોલ્લે ચડાવી મૂકવો જ રહ્યો. અભ્યાસની પાછળ પડી પૂરો કરવાની તમન્ના લીલુમાં પણ ઓછી અને લગ્ન થયા પછી તેની જરૂર પણ શી પડવાની હતી એવી માન્યતા ધરાવતી લીલુ તેની બહેનપણીઓ સાથે ચર્ચા કરી રહી હતી.

'લીલુ, તું આમ અધૂરો અભ્યાસ મૂકી દે તે તને ગમે? લગ્ન થોડાં મોડાં લીધાં હોત તો? અને લગ્ન પછી પણ તું શું અભ્યાસ ન કરી શકે?'

લીલુ એક અને પ્રશ્ન પૂછનાર ઘણાં પણ બધા જ પ્રશ્નો સરવાળે સરખા જ હોય.

લીલુએ તરત જ કહ્યું: 'હવે ભણીને શું કામ છે? મારે કયાં કમાવા જવું છે! આ તો આટલો વખત ઘેર બેઠાં હતાં તે થયું કે લાવને કંઈક કરું અને એમ જ આ કોર્સમાં દાખલ થઈ ગઈ. જો કે એ વખતે અધૂરો મૂકવાનો કોઈ ખ્યાલ મારામાં નહોતો.'

'તો પછી લીલુ, અમારી તને વિનંતી છે કે તું લગ્ન પછી તારા પતિ વગેરેની રજા લઈ ને અધૂરો રહેલો કોર્સ પૂરો કર. માત્ર ચાર જ મહિના માટે આટલી બધી કરેલી મહેનતને નિષ્ફળ બનાવે એ સારું નથી કરતી. સ્ત્રી ભણે છે, જ્ઞાન મેળવે છે તે માત્ર કમાવા માટે જ કરે છે એવું તું કેમ માને છે? આ કોર્સ તો કોઈપણ સ્ત્રી, જે પોતાના ભાવિને ઉજ્જવળ બનાવવા ઇચ્છતી હોય તેને ઉપયોગી થાય તેવો છે. તું લગ્ન કરીશ એટલે સંસારી જંજાળો તને ઘેરી વળશે. એમાંથી મુક્ત રહેવા આવું કંઈક ભાથું તારી પાસે હશે તો તું તારા કુટુંબને સારી રીતે કેળવી શકીશ.'

પરંતુ લીલુ આજે તો એવા 'મુડ'માં હતી કે આ બધું સાંભળવાની તેને નવરાશ નહોતી. એના જડ વિચારોથી એનું મગજ ઘેરાયેલું હતું. 'મને લઈ જનાર વ્યક્તિ શું મારું પેટ ભરી નહિ શકે? એટલી તાકાત તો જરૂર એનામાં હશે.'

'લીલુ, તું આ શું બોલી રહી છે? માત્ર તારું પેટ ભરાવવા જ તું લગ્ન કરી રહી છે? લગ્નની પાછળનું હાર્દ સમજવા તેં કયારેય પ્રયત્ન નથી કર્યો?'

પેટ ભરાવવા શબ્દે તો માઝા મૂકી ચર્ચામાં બાકી જ ન મૂક્યું. વિનોદમાંથી ગંભીર સ્વરૂપ અને ગાંભીર્યમાંથી વિનોદ શરૂ થયો.

છેવટે એક બહેને ઊભા થઈ લીલુને સમજાવવા કમર કસી અને લીલુને વિચાર કરતી કરી મૂકી. 'લીલુ, એક જ દાખલો આપું તે સાંભળ. પેલાં બહેન લગ્ન પછી આટલાં વર્ષે ભણવા આવ્યાં છે તે શું તેમને તેમના પતિ કમાઈ ને નહિ લાવી આપતા હોય! રહી રહીને હવે એમને જ્ઞાન મેળવવાની ભૂખ કેમ જાગી હશે! દરેક વ્યક્તિએ હવેના આ જમાનામાં જ્ઞાન મેળવવાની જરૂર છે. પોતાના પગ પર ઊભા રહેવાની આવડતની જરૂર છે. અને તે આપણા ભવિષ્ય માટે બન્નેને લાભદાયી છે. મેળવેલું જ્ઞાન કોઈ દિવસ નિષ્ફળ નથી જતું. એ દ્વારા મળતા લાભની બે બાજુ તો ચોક્કસ છે. આજનું બાળક તે ભવિષ્યનો નાગરિક છે, તેનામાં સંસ્કાર જેવા રેડાશે તેવું જ બાળક થશે. હવે આ બધી જવાબદારી કોની છે? માતાપિતાની. અને તેમાં આ કેળવણી બાળકને માટે કેટલી બધી ઉપયોગી! બીજું, ભવિષ્યમાં ક્યારેય પણ જરૂર લાગે ત્યારે ગમે તેવા સંજોગોમાં નોકરી મેળવવાનું સાધન છે.'

લીલુના ગળે વાત ઊતરતી ગઈ અને પોતાની લગ્ન પાછળની કલ્પનાથી વિચાર કરતી થઈ ગઈ. શિક્ષિકાબેન પણ ચર્ચામાં ઊંડાં ઊતર્યાં અને લીલુએ અભ્યાસ પૂરો કરી ડિપ્લોમાં મેળવવાની ખાતરી આપી.

## પારકી પંચાત

'લોકોને મોઢે કંઈ ઓછાં તાળાં દેવાય છે? કોઈપણ વાતનું મોટું સ્વરૂપ આપવું, ગમે તેમ વાતો કરવી, એ બધું તો એમને રોજનું થઈ પડ્યું હોય છે.' સરોજે કમલિનીને કહ્યું.

સરોજ અને કમલિની બન્ને બેનપણીઓ હતી. બન્નેનો વ્યવસાય એવો હતો કે તેઓ ભાગ્યે જ મળી શકતાં. અને મળતાં ત્યારે નિરાંતે મન હળવાં કરતાં.

કમલિનીએ તરત પૂછ્યું, 'કેમ, શું વાત છે?'

'પેલા ચોતરે થતી પારકી પંચાતની તો તને ખબર છે આ વખતે તેમાં હું પણ ઝડપઈ છું. કમલભાઈ સાથે મારે સારું બને છે એ બધાંની આંખમાં ખૂંચે છે. કહે છે કે 'કમલ સાથેનો સરોજનો સંબંધ કમલની પત્નીને જરાય ગમતો નથી.' અને આવી રીતે ઘણી બધી વાતો કરે છે.'

સરોજની વાત ઉપરથી જ કમલિનીને આ બધો ખ્યાલ આવી ગયો હતો. કમલિનીને પણ થયું કે સત્ય હકીકત ક્યાંથી બધાંને કહેવા બેસવાનાં હતાં! સરોજની વાત હકીકતમાં તો સાવ નિરાળી હતી. સરોજ અને કમલને ખરેખર સારું બનતું. એની પોતાની અંગત વાતો કરી મન હળવું કરતી. કમલની પત્ની રેખા બધું જ જાણતી. એ પણ અવારનવાર સરોજને મળતી. સાથે ફરવા જતાં. એમ ત્રણેય જણ એકબીજામાં ખૂબ રસ લેતાં હતાં. મને ખબર છે કે સરોજનો કમલ સાથેનો સંબંધ વિકસ્યો ત્યારે પહેલો જ ખુલાસો એનો એ હતો કે 'રેખાને કોઈપણ જાતની જો આ સબંધથી માઠી અસર થતી હોય તો મારે આપણો સંબંધ આગળ વધવા નથી દેવો. કોઈનું

પણ અંગત જીવન બગાડવાનો મને શો હક! અને એથી મને ફાયદો શું!' સરોજ ખૂબ જ સમજુ, વ્યવહારુ છોકરી હતી. એને બાળકો હતાં, પતિ હતા અને કુટુંબમાં બીજાં બધાં પણ હતાં. સરોજ અને કમલ એક જ મંડળમાં મંત્રી હતાં અને તેથી મંડળના કામે તેમને અવારનવાર મળવાનું થતું. અને ધીમે ધીમે આમ મિત્રતા વધી. સરોજને પતિ સાથે બનતું તો હતું જ. પરંતુ પતિની કેટલીક વિચિત્રતાઓથી તે ખૂબ કંટાળતી. જો કે એણે સહન કરવામાં બાકી નહોતું રાખ્યું. પણ સ્વજન જેવું કોઈક મળી જાય તો દિલની બધી જ વાતો કહેવાઈ જાય છે. અને આપણે તો આજે પણ કહીએ છીએ: ગમે તેવું દુઃખ હોય તોપણ તમારા કોઈ સ્વજન પાસે જઈ તેને કહી નાખશો તો મન હળવું થશે અને જીવનનો સંતોષ પ્રાપ્ત થશે. કમલિનીને એ પણ ખબર છે કે તેણે રેખા સાથે આ અંગે કેટલીય વાર ચર્ચા કરી હશે. કોઈપણ વ્યક્તિનું દિલ દુભાતું હોય તો તેના વર્તન ઉપરથી તરત જ ખ્યાલ આવી જાય એટલે રેખા ઉપર ઉપરનો સંબંધ રાખી રહી હતી તેવું પણ નહોતું. ઊલટું સરોજ પાસેથી તો તે કેટલુંય નવું નવું શીખી હતી. કમલિનીને તો આ બધી જ વાતની ખબર હતી. એટલે તેણે સરોજને ઠંડી પાડી: 'લોકોની એવી વાતો તું મન ઉપર શા માટે લે છે? ચોતરે બેઠાં હોય અને કોઈ વ્યક્તિ હાથમાં આવી હોય તો પછી તેને છોડે ખરાં? તું કયાં નથી જાણતી પેલા રમણભાઈની વાત? એમની વાતો કરવામાં ક્યાં બાકી રાખી હતી? વાતમાં માલ હોય તોપણ પૈસાદારની ઓથ કેટલી મોટી! પૈસાવાળાને ત્યાં બધું જ પોસાય. એમની ગરજ બધાંને હોય. અને છતાંપણ એ પુરાણ કેવું લાંબુ ચાલ્યું? અને તારે તો ક્યાં છૂપાવવાનું હતું કે તારો એવો કોઈ ઇરાદો હતો! તારા કુટુંબમાં વડીલો પણ જાણે જ છે ને? જ્યાંસુધી ઘરની વ્યક્તિ છંછેડે નહિ ત્યાંસુધી નિરાંત રાખવી. તારા મનમાં પણ એ ભાવ ઉત્પન્ન થવાનો નથી તેની મને ખાતરી છે. કામધંધો ન હોય ત્યારે કુથલીમાંથી પારકી પંચાત વધતી જાય છે, એમાં એમને ખૂબ આનંદ આવતો હોય છે.'

સરોજને એ જ વધુ લાગ્યું કે 'લોકો બરોબર જાણ્યા વગર, સાચું ખોટું જોયા વગર શા માટે આમ વાતો વહેતી મૂકતાં હશે? બીજાની હરોળમાં જ્યારે મૂકી દે છે ત્યારે ખૂબ લાગી આવે છે. ક્યારેય ખોટો ભાવ મનમાં ઉત્પન્ન થયો નથી-પછી લોકોના મોં તળે કેમ આવી જવાય!'

'ચાલ્યા કરે દુનિયામાં બધું એવું જ. એક વર્ગ જ એવો છે કે એને એવી વાતોમાં ખૂબ જ મઝા પડે છે. એને આપણે બંધ નહિ કરી શકીએ. જમાનો બદલાતો જાય છે એ તું ન ભૂલ.' કમલિનીએ સમજાવ્યું અને સરોજ ઠંડી પડી.

## બરબાદી

નીલમને છેલ્લા કેટલાક દિવસથી ઉદાસ જોઈને કૃષ્ણા વિચારમાં પડી ગઈ. ગયે વર્ષે નાપાસ થયા પછી નીલમ કંઈક નિરાશા સેવી રહી હતી. કૃષ્ણા એને ખૂબ સમજાવતી અને



હિંમત રાખીને ફરીથી તૈયારી કરવા તેને હિંમત આપતી.

નીલમ અને કૃષ્ણા બન્ને બહેનપણીઓ એક જ વર્ગમાં અભ્યાસ કરતાં હતાં. નીલમ દસમીમાં નાપાસ થઈ અને કૃષ્ણા પાસ થઈ ગઈ. બન્ને બહેનપણીઓ વર્ગમાંથી છૂટી પડી. તેમનો સતત સહવાસ ઓછો થઈ ગયો. નીલમ પોતાની બેદરકારીને કારણે નાપાસ થઈ હતી તેનો તેને ખ્યાલ હતો છતાં તે ખૂબ દુઃખી થઈ. બીજે વર્ષે એ જ નિરાશ હૃદયે તે અભ્યાસમાં પરોવવા લાગી.

બન્ને સખીઓ વારંવાર મળતી. ઘેર અને બહાર ક્યાંય ફરવા જવું હોય કે એવા સ્થળે સાથે જ જતાં. પણ ધીમે ધીમે નીલમમાં ફેરફાર થવા લાગ્યો. કૃષ્ણાનો સહવાસ તેને ગમતો પણ તે રમેશના પરિચયમાં આવી. ઝાઝી બુદ્ધિ દોડાવવાની તેનામાં તાકાત નહોતી. રમેશ કોણ છે, કેવો છે તે વિચારવાની તેને જરૂર નહોતી. ધીમે ધીમે પ્રેમનું ઝરણું ફૂટવા લાગ્યું અને લાગણીઓનો દોર છૂટો મૂકાયો. કૃષ્ણા નીલમને ઓછી મળતી પણ રમેશ સાથેના તેના વધતા પરિચયની તેને ખબર પડી અને તે ખૂબ ગભરાઈ. રમેશ એક ઠોઠ નિશાળીઓ અને ગુંડા જેવો હતો. બીજી બે ત્રણ છોકરીઓને તેણે આવી જ રીતે ફસાવેલી તેનો તેને ખ્યાલ હતો. ભણવામાં તો તે ક્યારેય ગન પરોવતો નહિ અને આમ છોકરીઓ પાછળ દોડાદોડ કરતો. જ્યારે નીલમ અબુધ અને અજ્ઞાત હતી. તેને રમેશનો બીજો કોઈ જ પરિચય નહોતો. તે તો એનું સારું સારું વર્તન જોઈને એની તરફ ખેંચાઈ. આંખ મળી અને પ્રેમ જાગ્યો. એમ સીનેમામાં જોઈએ છીએ તેવી નીલમની દશા હતી. તેના ઉપર સીનેમાની અસર સારી હતી. એકની એક દીકરી હતી. માતાપિતાની ઇચ્છા તેને ચારે બાજુનું જ્ઞાન આપવાની હતી. દીકરી પોતાના પગ પર ઊભી રહી શકે એટલું તો એને શીખવવું જોઈએ તેમ તેઓ દૃઢતાથી માનતાં હતાં. નીલમ પણ ખૂબ હોંશથી બધું શીખતી હતી. ત્યાં અચાનક તે રમેશના સકંજામાં સપડાઈ.

મા-બાપથી બિલકુલ છાની રીતે તેઓ મળતાં હળતાં. પણ દસમીનું આખુંય વર્ષ તે પહેલાંનો ઉત્સાહ ગુમાવી બેઠી હતી. અને તેથી જ તે નાપાસ થયેલ. કૃષ્ણાને આ હકીકતની મોડી ખબર પડી પણ ખબર પડી ત્યારે તેણે નીલમને ચેતવવા ખૂબ પ્રયત્નો કર્યા. પણ રમેશની પાછળ ગાંડી થયેલી નીલમ એ બધું સમજવાને ખૂબ દૂર હતી. નીલમનું મન તો ધીમે ધીમે વધુ પ્રજ્વળ બનવા લાગ્યું. રમેશ કંઈ જ કરતો નહોતો, તેમજ ભણેલો પણ નહોતો કે બીજી કોઈ આવડત નહોતી જેને કારણે તે નોકરી કરી શકે. પણ નીલમ તો પોતે કમાઈને ખવરાવવા તૈયાર થયેલી. અધૂરું ભણતર મૂકીને એક દિવસ તેઓ બન્ને ભાગી ગયાં. તેનાં માબાપે શોધખોળ કરી મૂકી. તેમને તો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો એવું વિચિત્ર બની ગયું.

કૃષ્ણા નીલમના વિચારે ખૂબ દુઃખી થવા લાગી. કારણ તે એક ગુંડાના હાથમાં સપ-

હાઈ હતી. કાલ ઊઠીને એને ફેંકી દેશે તો નીલમનું શું ? નીલમ આગળ કોઈપણ પગલું ભરે તે પહેલાં નીલમ પકડાઈ ગઈ. પણ તે એકની બે નથી થતી. ભાર દઈ ને કહે છે કે પોતે કર્યું છે તે સારું છે. રમેશના પાશ નીચે એવી આવી ગઈ છે કે તેને સમજાવવી અતિ કઠણ થઈ પડયું.

આગળ પાછળનો વિચાર કર્યા વગર આજની સીનેમાની અસર નીચે ખેંચાતી દરેક વ્યક્તિને કંઈ પણ કાર્ય સમજી વિચારીને કરવા આ બોધપાઠ વિચારવા જેવો છે. જિંદગીનો પ્રશ્ન એટલો સહેલો નથી કે તેને ગમે તેમ હલ કરી શકાય. આજે જે નથી સમજાતું તે ભવિષ્યમાં દુઃખી દુઃખી કરી નાખે છે અને ત્યારે પોતાનું એવું કોઈ જ નથી હોતું. 'કર્યા કરમ ભોગવ્યે જ છૂટકો' એમ કહીને સૌ કોઈ ખસી જાય છે.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**એક માળાનાં ત્રણ પંખી** (ભાગ ૧–૨): ચુનીલાલ વર્ધમાન શાહ. પાનાં ૨૨૪+૨૩૮. રૂ. ૮/—. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. **અનન્તને આરે :** મધુકર રાંદેરિયા. પાનાં ૧૧૪. રૂ. ૧/—. દે. ના. કલ્ચરલ સર્કલ, મુંબઈ, ૧. **માનવજીવનનું સ્વર્ગ :** લે. પ્ર. કૃષ્ણકાન્ત સો. કડકીઆ. પાનાં ૭૫. રૂ. ૧/—. દેવગઢ બારીઆ. **સોવિયેત સંઘની શિક્ષણ પદ્ધતિ :** એફ. કોરોલેવ. પાનાં ૯૬. રૂ. ૦/૫૦. સોવિયેત દેશ કાર્યાલય, મુંબઈ, ૮ **અનંગરાગ :** શિવકુમાર જોષી. પાનાં ૪૯૫. રૂ. ૯/૫૦. **પડઘા ડૂબી ગયા :** ચન્દ્રકાન્ત બક્ષી. પાનાં ૨૨૭. રૂ. ૪/—બન્નેના પ્રકાશક : સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **મુંબઈ રાજ્યનો ભાડાનિયમન ધારો :** નટવરલાલ સુ. ઠક્કર. પાનાં ૧૪૪. રૂ. ૩/૭૫. ચંદ્રકાન્ત ચી. વોરા, અમદાવાદ, ૧. **જીવનનું ભાથું :** સં. મગનભાઈ પટેલ. પાનાં ૭૬. રૂ. ૦/૫૦. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **વિનોબાજીને :** ખુશાલભાઈ ગો. પટેલ. પાનાં ૨૬. રૂ. ૦/૨૦. ગુજરાત ખેડૂત સંઘ, નવસારી. **અનુવાદની કળા :** નગીનદાસ પારેખ. પાનાં ૩૨. રૂ. ૦/૪૦. **ભૂદાનનો મર્મ :** મહેન્દ્ર દેસાઈ. પાનાં ૩૬. રૂ ૦/૪૦—બન્નેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **સંસારનાં વમળ :** ઈશ્વર પેટલીકર. પાનાં ૩૫૫. રૂ. ૫/—. **આકાશગંગા :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૮૫. રૂ. ૪/— **ઘેર બેઠાં ગંગા :** પીતાંબર પટેલ. પાનાં ૩૪૮. રૂ. ૫/—**પરિવેશ :** ભાનુશંકર ઓ. વ્યાસ. પાનાં ૧૪૪. રૂ. ૨/૫૦. **શૂન્યશેષ :** ચુનીલાલ મડિયા. પાનાં ૧૮૨. રૂ. ૨/૫૦. —પાંચેયના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **રમણલાલ દેસાઈની શ્રેષ્ઠ વાર્તાઓ :** સં. અનંતરાય રાવળ : અક્ષયકુમાર ર. દેસાઈ. પાનાં ૨૩૫. રૂ. ૩/૨૫. **વ્યાપારનો નવી ક્ષિતિજ :** જ્યુલિયસ હર્શ. અનુ૦ નવીન શાહ. પાનાં ૧૧૩. રૂ. ૨/—. **પરમાણુ આજે અને આવતી કાલે :** માર્ગારેટ ઓ. હાઈડ. અનુ. છોટુભાઈ સુથાર. પાનાં ૧૧૪. રૂ. ૧/૫૦. **રવિશંકર મહારાજ :** કનુભાઈ વોરા. પાનાં ૩૨. રૂ. ૦/૬૦.—ચારેયના પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨.







અંગારભસ્મ :

[ લે. શિવકુમાર જોષી, પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ-૧; રૂ. ૧/૫૦ ]

મુંબઈ સરકારનું નાટ્યલેખનનું બીજું ઈનામ મેળવનાર ચતુરંકી નાટક 'મહાનલ'નું આ નવા નામાભિધાનવાળું મુદ્રિત સ્વરૂપ છે. ચહેરામાં નહિ પણ અંતરમાં રૂપાળો કલાકાર મનોજ દેહે રૂપાળા પણ અંતરમાં કદરૂપા નાના ભાઈ કંદર્પની દેહ તેમ આત્મા બંનેમાં સુંદર પત્ની મૃણાલની સહાનુભૂતિભરી કલાસમજથી અરુણાએ કરાવેલા પ્રણયવૈફલ્યના દુઃખદ અનુભવે જન્માવેલી પોતાની કટુતા ભૂલી જીવનમાં કંઈક માધુર્ય અનુભવતો થાય છે, ત્યાં ઈર્ષ્યાખોર અને પત્ની પરની સર્વાંગ માલિકીની ભાવનાવાળા કંદર્પે તેને તેની કલાકુટિર સાથે બાળી નાખવા કરેલી તરકીબમાં મૃણાલ જ અગ્નિદાહ પામતાં જે કરુણ ઘટના સરજાય છે તે આ નાટકનું વસ્તુ છે.

મનોજ અને મૃણાલનાં મનશ્ચિત્ર લેખક ઠીક સફળતાથી ઉપસાવી શકયા છે, પણ કંદર્પનું પાત્ર શરૂઆતથી અંત સુધી પ્રતીતિકર એટલે જેનાં વૃત્તિ વર્તન સ્વાભાવિક લાગે તેવું હોવાની છાપ પાડતું નથી. એ થોડુંક નાટકી ( stagy ) લાગે છે. બંને ભાઈઓની માતા તથા એનનાં પાત્ર ઘરની પરિસ્થિતિમાં કશું પરિણામસાધક ભજવી શકતાં ન હોઈ મોળાં ને અકિંચિત્કર ( passive) લાગે છે. બીજો અંક લેખકે મનોજ-મૃણાલનાં પાત્રત્વને ઉઠાવ આપવા યોજ્યો છે. એના ચિત્રકળા અંગેના સંવાદમાં લેખકે ચિત્રકળાની પોતાની જાણકારીના પ્રદર્શન પર થોડો સંયમ રાખ્યો હોત તો એ વાચકો તથા પ્રેક્ષકોને થકવે તેટલો પથરાત નહિ. એમ તો પહેલા અંકમાં પણ મનોજ અને તરુનો સંવાદ નાહક લંબાઈ ગયો છે. નાટકમાં શ્રી શિવકુમાર જોષીની અભિનયની સૂઝે તથા નાટ્યલેખનની આવડતે બીજી રીતે પોતાનું કામ એવું કર્યું છે કે રંગભૂમિ એને જરૂર આવકારે એવું એ બન્યું છે. એનો સહસા આવતો કરુણ અંત હૃદયસ્પર્શી છે. મૃણાલ અને મનોજનાં હૈયાંનું એમાં થતું પ્રકટ ન જાણે નાટકકારનું સાધ્ય હતું એમ આપણને લાગે.

નાટકને એક સારા એકાંકીમાં પરિવર્તિત કરવાનો પ્રયાસ શ્રી. શિવકુમારની નાટ્યકલાને કસીને વિકસાવવાનું સુપરિણામ લાવે એવો બને ને તેના સ્વરૂપમાં પણ એક અભિનેય લાંબા નાટક તરીકે એ જરૂર આવકારપાત્ર છે. મૌલિક નાટકો અત્યારે કયાં ઝાઝાં ને સારાં લખાય છે ? એ મહેણું ભાંગવા શ્રી. શિવકુમાર જોષી અત્યારે સારો પ્રયત્ન કરી રહ્યા છે. પણ ચિરંજીવ નાટ્યસર્જન માટે નિષ્ઠા અને એકાગ્રતાવાળી તપ કહેવાય એવી નાટ્યસાધના અનિવાર્ય ગણાય. એને માટે જોઈતી નિરાંત તેઓ મેળવે અને એકાગ્રતા તથા પ્રકાશન પહેલાં એકબે વાર નાટકને સુધારવાની વૃત્તિ તેઓ કેળવે તો તેમનું નાટ્યસર્જન અધિક તેજસ્વી અને સાહિત્યદૃષ્ટિએ વધુ સંગીન બનશે નાટકલેખક તરીકેની તેમની શક્તિઓ તો અત્યારસુધીમાં પ્રગટ થયેલ તેમનાં એકાંકી તેમજ મોટાં નાટકોએ બતાવી આપી છે જ.

સાંધ્યદીપ :

[ લે. શિવકુમાર જોષી, ભારત પ્રકાશન, રિલીફ રોડ, અમદાવાદ; રૂ. ૧/૫૦ ]

છેલ્લાં કેટલાંક વરસમાં નાટ્યક્ષેત્રે પોતાની સૂઝ અને શક્તિ દેખાડી ગણનાપાત્ર સર્જન કર્યે રાખનાર શ્રી. શિવકુમાર જોષીનું ગુજરાતી નાટ્યમંડળની હરીફાઈમાં બીજું ઇનામ મેળવનારું આ નાટક એક ચતુરંકી ગંભીર નાટક છે. એનો દરેક અંક એક મોટા સળંગ પ્રવેશ જેવો છે. નાટકનું વસ્તુ આવું છે : ગનમોહનદાસે દત્તક લીધેલ રતનલાલ અને તેનાં પત્ની-પુત્રી ડોસા પ્રત્યે તોછડું વર્તન કરતાં હોય છે ત્યારે ડોસાના ગત પુત્રની પુત્રી દરતી અત્યાર સુધી મંજરીને ઘરમાં રાખી ડોસા એને બધી મિલકત નવું વિલ કરીને આપતા દુનિયાની ચિર વિદાય લે છે. ચારે અંકમાં જુદી જુદી પ્રકૃતિનાં પાત્રો (ડૉ. અમીન, અમથાજી, તિલક, નવલરામ વકીલ, નમિતા આદિ જેવાં સારાં, અને રતનલાલ, લલિતા, લાવણ્ય, પુંડરિક આદિ જેવાં ખરાબ) રંગભૂમિ પર લાવી પ્રેક્ષકોનાં ચિત્તને તેમની લીલામાં રોકાયેલાં રાખવાનું રંગભૂમિ દૃષ્ટિને લીધે લેખકને સારું ફાવ્યું છે. (રતનલાલ અને તેનાં કુટુંબીજનોનું ડોસા પ્રત્યેનું અંક ૧-૨માંનું વર્તન (ડોસા ગમે ત્યારે વિલ બદલી શકે એમ છે એ જાણે છે તો પણ) સ્વાભાવિકતાની દૃષ્ટિએ દોષયુક્ત લાગે છે. આવી પ્રકૃતિનો રતનલાલ ડોસાએ મંજરીને ઘરમાં રાખી તે પછી બાર વરસ સુધી કશું કર્યો વગર એ સહી જઈ બેસી રહ્યો એ એના અંક ૧-૨ના વર્તન ને પાત્રત્વની સાથે મેળ ન લે તેવું છે એમ પણ લાગે છે. નાટકમાં સંગીત અને નૃત્યની સગવડ પણ એની જરૂરત પિછાનતા લેખકે કરી છે. નાટક બીજી રીતે સુવાચ્ય છે ને અભિનેય છે.

**આપણી લોકસંસ્કૃતિ :**

[લેખક, જયમલ્લ પરમાર; પ્રકાશક, ભારતી સાહિત્ય સંઘ, ગાંધીરોડ, અમદાવાદ-૧; રૂ ૬/-]

આ પુસ્તકના નામમાંના 'આપણી' શબ્દનો અર્થ છે 'સૌરાષ્ટ્રની.' સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનો તેના લોકસાહિત્યમાંથી મળતો પરિચય સ્વ. મેઘાણીના સૌરાષ્ટ્રીય લોકસાહિત્યના સંપાદન, ગાન-કથન અને રસદર્શી વિવેચન-વિવરણ દ્વારા આપણને સુલભ બન્યો હતો. આ પુસ્તક એ દિશામાં આગળ વધી, સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિનાં વિધાયક બળો, જુદી જુદી જાતિઓના પહેરવેશ, ગૃહશોભનકલા, લોકનૃત્યો, ઉત્સવો, રાસડા-ગરબા, ભજનિક સંતો અને તેમની ભજનવાણી, લોકોના ધર્મસંસ્કાર, ઇત્યાદિ અનેક બાબતો વિશે સમાજશાસ્ત્રની તેમ સાહિત્યની દૃષ્ટિએ રસપ્રદ નીવડે તેવો અભ્યાસ શાસ્ત્રીય કક્ષાએ રજૂ કરવા સફળ પ્રયાસ કરે છે. એના લેખક શ્રી. જયમલ્લ પરમાર એમના ઉછેર, સૌરાષ્ટ્રીય લોકજીવનના એમના નિત્ય-સંપર્ક અને નિરીક્ષણને બળે તેમજ લોકસાહિત્યના એમના ઊંડા રસને લીધે આ લખવાના અધિકારી હતા જ. એ અધિકાર એમણે સૌરાષ્ટ્રની તળપદી સંસ્કૃતિના ઘડતરનું ઐતિહાસિક દિગ્દર્શન કરાવતા પહેલા પ્રકરણમાં રજૂ કરેલી માહિતી સંપ્રાપ્ત કરવા પોતે લીધેલા વાચન-શ્રમથી ઘણો વધાર્યો પણ હોવાની સુખદ પ્રતીતિ પુસ્તક કરાવે છે.

પુસ્તકનું પહેલું પ્રકરણ ખાસ ધ્યાન ખેંચે તેવું છે. સૌરાષ્ટ્રનાં ભૂગોળ-ઇતિહાસ આલેખતાં ભૂતકાળમાં મધ્ય પાષાણ યુગ અને વેદકાળ સુધી પહોંચી લેખક મોહેંજો દડો અને હડપ્પા સંસ્કૃતિ સાથે તેનો સંબંધ એમાં જોડી આપે છે. પુરુષોનાં દાઢીમૂછ ને થોભિયા, બેસ, લાંબા વાળ, શંકુઆકારની ટોપી, સ્ત્રીઓનાં કેટલાંક ઘરેણાં, એકલશીંગ રોઝનો એક ભજનમાંનો ઉલ્લેખ —આ સહુનો પુરાવા તરીકે એમણે પ્રતીતિજનક ઉપયોગ કર્યો છે સૌરાષ્ટ્રની ગોપસંસ્કૃતિ, કૃષિસંસ્કૃતિ અને ક્ષાત્રસંસ્કૃતિમાં અસુરો, આર્યો, યાદવો, ગ્રીકો, શકો, હૂણો, આહીર, મેર, અને સિંધ કચ્છ તથા મારવાડથી આવેલી રજપૂત શાખાઓ, એ સૌનો ફાળો સૂચવી સૌરાષ્ટ્રના આજસુધીના ઇતિહાસની વિહંગમ દૃષ્ટિથી ટૂંકી રૂપરેખા પણ લેખકે એ પ્રકરણમાં દોરી આપી છે. બીજું પ્રકરણ રાસ, રાસડા, ગરબી અને ગરબા વિશેનો અભ્યાસલેખ છે. એમાં એ ગેય સનૃત્ય કાવ્યપ્રકાર કે સગાન નૃત્યપ્રકારના વર્તમાન સ્વરૂપની ઐતિહાસિક ચર્ચા બરાબર છે,



પણ રાસ, રાસડા, ગરબી અને ગરબાનાં પ્રકારો ભિન્ન ભિન્ન છે એ લેખકના પ્રતિપાદનને શાસ્ત્રીય ચોકસાઈવાળી ભાષા અને દલીલોની પૂરતી મદદ મળી નથી, એવી છાપ પડે છે. લોકનૃત્યો પરનું એ પછીનું પ્રકરણ સારું લખાયું છે. એમાં સૌરાષ્ટ્રની જુદી જુદી કોમો—પઢારો, કોળીઓ, ભરવાડો, મેર, આયરો. કણબીઓ—ના રાસ અને ટિપ્પણીનૃત્યના પ્રકારો વિશે સાધાર માહિતી પીરસાઈ છે, અને એમાં ગોપસંસ્કૃતિ, કૃષિસંસ્કૃતિ અને ક્ષાત્રસંસ્કૃતિની કેવી ન્યારી ન્યારી ભાત ઊઠી છે તે બતાવાયું છે. લોકહૃદયને ભક્તિ-વૈરાગ્યના સંસ્કાર આપનાર સંપ્રદાયો, સંતો અને તેમની ભજનવાણીનો પરિચય કરાવતાં પછીનાં બે પ્રકરણોમાં ગણેશસ્તુતિનાં ભજનો અને 'પ્યાલા' તથા 'આગમવાણી' નામથી ઓળખાતાં ભજનોની વાનગી અર્થ સાથે લેખકે રજૂ કરી છે તે એ પ્રકરણોની ઉપયોગિતા વધારે છે. 'આપણું લોકસંગીત' પ્રકરણ લેખકની એ વિષયની જાણકારી સારી બતાવે છે. તેમાં શાસ્ત્રીય સંગીત કરતાં દેશી પ્રકારના લોકસંગીતની ન્યૂનાધિકતા લેખકે બરાબર બતાવી છે, અને લોકસંગીત માટે જનરુચિને કારણે તેને માથે લેભાગુઓને કારણે અત્યારે ઝઝૂમતાં જોખમોની પ્રત્યે ઇસારો કર્યો છે.

શ્રી જયમલ્લ ખરેખરના ખીલ્યા જણાતા હોય તો તે 'પ્રકૃતિપરાયણ લોકજીવન' અને 'ભક્તિ, શક્તિ અને સૌંદર્ય' એ કહેણીની છટાવાળી મેઘાણીશૈલીનાં બે મોટાં પ્રકરણોમાં. એમાં એમણે સૌરાષ્ટ્રીય લોકસંસ્કારની વિશિષ્ટતાઓ( જેવી કે એની પ્રકૃતિપરાયણતા, ભોળી ધર્મભાવના, શીલ ને શૌર્યની ઉમદા પ્રણાલિકાઓ, આતિથ્યધર્મ, તેજસ્વી નારીત્વ, વગેરે )નો એનાથી પોરસાતી છાતીએ રસભર્યો પરિચય સૌરાષ્ટ્રના લોકસાહિત્યની સહાયથી કરાવ્યો છે. 'વસ્ત્રાલંકાર અને કળા' એ છેલ્લાં સો ઠેક પાનાંનો ભાગ સૌરાષ્ટ્રની જુદી જુદી જાતિઓના પોષાક, ઘર, ઘર શણગાર, અને સ્ત્રીઓના હીર-આભલાંના ભરત તથા રસોઈ-કળા વિશે જેટલો માહિતીપૂર્ણ છે તેટલો એનું આધુનિકીકરણ કર્યા વિના એના શુદ્ધ રૂપમાં એ લોક-કળાને જાળવવાની લેખકે દર્શાવેલી અગત્યને ટેકો આપવા આપણને લલચાવે એવો છે.

સૌરાષ્ટ્રની લોકસંસ્કૃતિ એકલી હિંદુ સંસ્કૃતિ જ નથી. મુસલમાનો પણ ઘણા સમયથી સૌરાષ્ટ્રમાં વસી તેનાં સંતાન બની ગયા છે. લેખકે સીદીઓના 'ધમાલ' નામક નૃત્યપ્રકાર વિશે તેમજ મુસ્લિમ સાંઈઓની સંતવાણી, મહોર્રમની ઊજવણી અને મહોર્રમનાં મરસિયા વિશે પરિચાયક માહિતી પુસ્તકમાં રજૂ કરી છે તે આથી યોગ્ય જ કર્યું છે.

ઉપર દર્શાવેલી વિશિષ્ટતાઓ પછી પુસ્તકની ઉપયોગિતા સ્વયંસિદ્ધ કરે છે. સૌરાષ્ટ્રના લોકજીવન અને લોકસાહિત્યના અભ્યાસીઓ માટે, એટલે સમાજશાસ્ત્ર અને સાહિત્યના રસિયાઓ માટે, આ પુસ્તક એમનો એક મદદગાર સંદર્ભગ્રંથ બનશે. પ્યાલા અને આગમવાણીનાં ભજનો, માર્ગી પંથ અને તેની ભજનવાણી, મહોર્રમના મરસિયા, વગેરે વિશે કેટલાક નમૂના સાથે જે માહિતી અત્ર રજૂ થઈ છે તે મેઘાણીસંપાદિત લોકસાહિત્યમાં ઉમેરો કરે છે. સૌરાષ્ટ્રના ઇતિહાસના ઘર વિશે પુસ્તક પહેલીવાર એક જ સ્થળે સુસંકલિતરૂપે રજૂ થતી માહિતી આપે છે તેવ એની વિશિષ્ટતા છે. સૌરાષ્ટ્રનાં લોકનૃત્યો અને વસ્ત્રાલંકાર તથા કળા વિશેની માહિતી પણ એની એટલી જ નોંધપાત્ર વિશિષ્ટતા છે. આ પુસ્તક લખીને શ્રી જયમલ્લ પરમાર જરૂર ધન્યવાદના અધિકારી બન્યા છે.

આવો ગ્રંથ બીજી-ત્રીજી આવૃત્તિ જરૂર જોવાનો. એની ભવિષ્યની આવૃત્તિ વેળા પુસ્તકની ભાષા સંમાર્જી લેવાય એ જરૂરનું છે પુસ્તક ઉતાવળે લખાયું નહિ હોય તો ઉતાવળે છપાયું હોવાનો ઘણાં ચિહ્ન તેમાં દેખાય છે. પહેલા જ પાનાના પહેલા પરિચ્છેદમાં બે વાર વપરાયેલ 'સમયનિર્ણય' શબ્દને ઠેકાણે 'સમયનિર્ણય' જોઈએ. પૃ ૮૪ પર 'લયકારાસ'ને ઠેકાણે 'લકુટારાસ' જોઈએ. પૃ. ૩૨ પરનો 'ઐતિહાસિક નિરાધારીતાથી' એ અને પૃ ૪૯ પરનો 'ખેચર અને ભૂચરમાં ગમન કરનારો' એ





પ્રયોગ રમૂજ પ્રેરે તેવા છે. પૃ ૯૫ ના વચલા મોટા પરિચ્છેદનું છેલ્લું વાક્ય અધૂરું છે અને છેલ્લા પરિચ્છેદનાં પહેલાં બે વાક્યમાંથી દરેકમાં થયેલો 'પણ' શબ્દનો પ્રયોગ બિનજરૂરી છે. પૃ. ૬૮ પર બીજા પરિચ્છેદમાં દયારામ ને નાનાલાલની વચમાં બોટાદકરનું નામ મૂક્યું છે તે બરાબર નથી; બોટાદકરનું નામ ઐતિહાસિક ક્રમે તેમ ગુણવત્તાની પણ દૃષ્ટિએ નાનાલાલ પછી આવે. કેટલીક વાક્યરચનાઓ કઢંગી છે. દા. ત. પૃ. ૫૦ પરનું પહેલી ત્રણ લીટીમાંનું વાક્ય ('સૌથી... આભારી છે') પૃ ૬૮ પરનું 'શહેરોમાં...એક મેઘાણીના અપવાદ સિવાય' એ વાક્ય, અને પૃ. ૧૦૨ પરનું "'એક એક ગોપી ને એક એક ગોપ' નરસિંહ મહેતા રાસને સાદસ્ય કરે છે" એ વાક્ય. છેલ્લા વાક્યમાં 'સાદસ્ય કરે છે' પ્રયોગ પણ જે અર્થમાં લેખક કરે છે તે અર્થમાં ખોટો છે. 'પ્રદાન' કે 'અર્પણ' માટે 'દેન' શબ્દનો પુસ્તકમાં વારંવાર થયેલો પ્રયોગ પણ ખૂંચે તેવો છે. પૃ. ૬૯ના નીચલા પરિચ્છેદમાં 'શિષ્ટ સાહિત્યના તોલ માપ' માટેના લેખકના "એમાં ઘણીવાર સંવાદ કરતાં વિસંવાદ વધારે હોય છે, કલ્પના કરતાં તર્ક વધારે હોય છે, હૃદય કરતાં બુદ્ધિનું પ્રાધાન્ય વિશેષ હોય છે, અને ભાવ કરતાં યુક્તિઓનું પ્રમાણ વધારે હોય છે: એ અર્થઘન હોય છે પણ એમાં ઊર્મિજનક વાસ્તવ ઘણી વાર ઉપેક્ષા પામે છે" એ શબ્દોનો અર્થ કરવા જતાં અભ્યાસી વાચક મુશ્કેલી અનુભવશે. ઘણી બાબતમાં શાસ્ત્રીય કક્ષાએ પહોંચવામાં સફળ થયેલ આવા મૂલ્યવાન ગ્રંથમાં લેખકે વિધાનો તથા ભાષાની બાબતમાં શાસ્ત્રીય ચોકસાઈ અને સ્પષ્ટાર્થતા વિશેષ સેવવી તેમના લાભમાં છે એટલું જ મિત્રભાવે સૂચવવું છે.

### ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત : ભા. ૧થી૫

[લે. ચંદુલાલ ભગુભાઈ દલાલ; પ્રાપ્તિસ્થાન, ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ-૧; કિંમત, અનુક્રમે રૂ. ૦/૭૫, ૦/૭૫, ૧/૨૫, ૧/-, ૧/૨૫]

સાબરમતી આશ્રમ-સ્મારક ટ્રસ્ટની સૂચનાથી ગાંધી સ્મારક સંગ્રહાલયના નિયામક શ્રી. ચંદુલાલ દલાલે એ ટ્રસ્ટ પાસેની સામગ્રી, 'ઇન્ડિયન ઓપિનિયન'ની ફાઈલો અને બ્રિટિશ સરકારની બ્લ્યુ બુકોને આધારે તૈયાર કરેલો ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં લડેલી સત્યાગ્રહ-લડતનો ઑગસ્ટ ૧૯૦૬ થી જુલાઈ ૧૯૧૪ સુધીનો દસ્તાવેજી હેવાલ આ પુસ્તકના પાંચ ભાગમાં રજૂ થાય છે. ગાંધીજીએ પોતેય દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ લખ્યો છે, પણ એ એમણે જેલમાં લખેલો, જ્યાં આધાર સામગ્રી એમને લભ્ય ન હતી. એ ઇતિહાસની કેટલીક પૂરક કડીઓ જેમ શ્રી પ્રભુદાસ ગાંધીકૃત 'જીવનનું પરોઢ'માં તેમજ શ્રી રાવજીભાઈ પટેલકૃત 'ગાંધીજીની સાધના'માં તે પછી આપણને મળી છે તેમ આ પાંચ પુસ્તકોમાં પણ મળે છે. તારીખો અને બનાવોના ક્રમમાં આ ઇતિહાસ ગાંધીજીલિખિત દક્ષિણ આફ્રિકાના ઇતિહાસમાં કેટલાક સુધારા પૂરતા પુરાવાને બળે રજૂ કરે છે, એથી એનું ઇતિહાસ તરીકે પ્રામાણ્ય વિશેષ છે. દક્ષિણ આફ્રિકાના ગોરાઓની સંકુચિત સ્વાર્થે પ્રેરેલી ઝનૂની રંગદ્વેષી નીતિ અને ગાંધીજીની નિષ્ઠાભરી નેતાગીરી નીચે ત્યાંની હિંદી કોમે સાધેલ સંગઠન અને બતાવેલ આત્મબળના ઇતિહાસ સાથે જુવાન બૅરિસ્ટર મોહનદાસ ગાંધીનું સત્યાગ્રહવીર 'ગાંધીરાજા'માં અને દેશભક્ત તપસ્વી કર્મયોગી મહાત્મા ગાંધીમાં કેવું વિકસિત રૂપાન્તર થયું એનો શ્રદ્ધેય હેવાલ એમાં રજૂ થાય છે. અન્યાયના સામૂહિક અહિંસક પ્રતિકારના ભવ્ય પ્રયોગરૂપ દક્ષિણ આફ્રિકાના એ સત્યાગ્રહયુદ્ધના નાના-મોટા દરેક મુદ્દાની સ્પષ્ટતા તેમ જ એ યુદ્ધના દરેક તબક્કાની સમજ આ પુસ્તકોમાંથી વિશેષ મળશે. ૧૯૧૧ની હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખપદ માટે ગાંધીજીનું નામ વિચારાયેલું, એ હકીકત કદાચ પહેલીવાર આ પુસ્તકનો ચોથો ભાગ આપણને જણાવે છે. લખાવટ સીધી છે અને ભાષા સરળ તથા ખોટી ઝમક વિનાની છે, પણ અંદરની સામગ્રીનું બળ એવું સુંદર છે કે વાચકોને તે અંત લગી પકડી રાખે તેમ છે. શ્રી દલાલે તન્મયતાપૂર્વક સ્નેહશ્રમ—



ના, ભક્તિશ્રમ—લઈને આ તૈયાર કરેલ છે. તે માટે તેમને અભિનંદન આપવાં જોઈએ. ભાગ બીજાના પૃ. ૬૯ પર Racial conflictને માટે 'આનુવંશિક દાવાનળ' એવું ભાષાંતર એમણે કર્યું છે તે બરાબર નથી. એ નવી આવૃત્તિ વેળા સમારી લેવાની જરૂર છે.

### શકુંતલાનું ભૂત:

[ લે. ચિનુભાઈ ભો. પટવા; પ્રકા. ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, ૧; રૂ. ૩/— ]

આ પુસ્તક નવ એકાંકી નાટકોનો સંગ્રહ છે. એના લેખક શ્રી. ચિનુભાઈ પટવાની ખરી વૃત્તિ અને શક્તિ હાસ્યવિનોદની છે. એમને સીનેમા જોવાનો શોખ છે અને અમદાવાદની અવૈતનિક નાટ્યસંસ્થા રંગમંડળના તે સક્રિય સભ્ય છે. નાટકના આવા રસમાંથી પોતે નટ્યલેખન ભણી વળ્યા છે, પણ તેમાંય વિનોદરસ નિષ્પન્ન કરવા પર જ તેમનું લક્ષ વિશેષ રહ્યું છે એમ આ પુસ્તકરૂપે રજૂ થતાં નવમાંથી આઠ નાટકો સિદ્ધ કરે છે. 'હું કાંઈ કરી બેસીશ'માં પડોશીને પતિ તરીકે રજૂ કરી પતિને પડોશીનો પાઠ ભજવાવી એક ચબરાક યુવતી એક મુશ્કેલ પરિસ્થિતિને પ્રેક્ષકો માટે કેવી રમૂજભરી બનાવી તેમાંથી પાર ઊતરે છે એ દેખાડે છે. 'પાઘડી' રંગભૂમિરસિયા દીકરાના મિત્રોએ પોલીસનો વેશ ધરી પાઘડી લેવા જતા પિતાની પાસેથી લાંચ લઈ તેને નાટ્યમંડળના પેટ્રન તે પૈસાથી બનાવી દીધાનો પ્રસંગ નાટ્યવિષય બનાવે છે. એક ચબરાક યુવતી વેપારીને તથા ડૉક્ટરને બંનેને કેવી આબાદ મૂંડી ગઈ એ 'બિલનાં નાણાં' એ ત્રીજા એકાંકીનું વસ્તુ છે. અકસ્માત બધા સંજોગોનો જોનારાઓએ ભળતો જ અર્થ કરી એક યુવક–યુવતીને પ્રેમી ઠરાવી પરણાવી દીધાં એવા વસ્તુનું 'પ્રણયલગ્ન'માં લેખકે હળવું એકાંકી બનાવ્યું છે. 'ચાલો હિસાબ લખીએ' એ પત્ની પર એની જ હોંશથી પતિએ હિસાબનું કામ નાખતાં તે કેવી હેરાન થાય છે અને કેવા છબરડા વાળે છે તેનું નાટક છે. 'નોળિયાના ભારા'માં પરણાવવા લાયક છોકરીઓનાં સગાંની મૂરતિયાઓ માટેની આપણા રૂઢિચુસ્ત સમાજની દેશી પદ્ધતિની મૂંઝવણમાંથી રમૂજી પરિસ્થિતિ ઊભી કરી લેખકે હાસ્ય નિષ્પન્ન કરેલ છે. આજની મધ્યમવર્ગની સ્ત્રીઓનાં માનસ, ટેવો ને શોખને 'ચાલો ખરીદી કરવા જઈએ' હળવી રીતે નાટ્યવિષય બનાવે છે. પુસ્તકનું નામ જેના પરથી રાખ્યું છે તે 'શકુન્તલાનું ભૂત' એ નાટક એક ચાલાક યુવતીએ પ્રોફેસર દુષ્યન્ત સાથે લગ્નનું જે યુક્તિ કરીને ગોઠવ્યું તેનાથી વિનોદલહરો ફરકાવતું નાટક છે. અપવાદ હોય તો એક જ નાટકનો. એ છે 'ડોરકીપરીના દેશ'માં એ ટાગોરના 'તાસેર દેશ' જેવું એક કલ્પનાપ્રધાન બાલનાટક, જેમાં બાળકોના પતંગરસમાંથી નાટ્યવસ્તુ નિપજાવ્યું છે.

સંગ્રહનાં નવમાંથી સાત નાટકો આકાશવાણી પરથી રજૂ થયાં હતાં. રંગભૂમિ પર કૉલેજનાં વિદ્યાર્થીઓએ પણ એમાંનાં 'નોળિયાના ભારા', 'હું કંઈક કરી બેસીશ' તથા 'બિલનાં નાણાં' જેવાં નાટકોને એકથી વધુ વાર ભજવ્યાં હોવાનું જાણ્યું છે. આ રચનાઓને આમ અભિનેય બનાવે છે એમાંની લેખકે ગોઠવેલી રમૂજી પરિસ્થિતિઓ જ નહિ, એમાં એમણે યોજેલાં પાત્રો અને એમાં ખાસ કરીને એમનાં સંવાદ પણ. કેટલીક રચનાઓ તેના સંવાદોને લીધે જ કામ કાઢી જાય છે. નાટ્યોચિત પરિસ્થિતિઓ કલ્પતાં શ્રી. પટવાને ફાવે છે અને એમની પાસે સંવાદકલા પણ ઠીક પ્રમાણમાં છે, તો આશા રાખી શકાય કે કોઈ મોટા વિષય લઈ ભજવાતી વેળા એક-એક કલાક ચાલે એવાં મોટાં નાટક પણ એ ક્યારેક લખશે. એ ઘડી મમત કરાવે એવાં આ ટચુકિયાંઓની રચનાએ એવી નાટ્યસાધનાની સારી પૂર્વતાલીમ એમને આપી ગણાય. એમના નાટ્યલેખનનાં ક્ષેત્રમાં થયેલા આગમનને આ સંગ્રહ જરૂર સ્વાગતને યોગ્ય ઠરાવે છે.

✶



# નવા વર્ષના અભિનંદન






ગુજરાત
પ્રોસેસ સ્ટુડીઓ
બ્લોક્સ, ડીઝાઈન્સ, સ્લાઈડ્સ.
ઠે:- હરણવાળીપોળ,
ખાડીયા ચાર રસ્તા.
અમદાવાદ.

મુ૰ · દીપક પ્રિન્ટરી અમદાવાદ



આ પ્રજાસત્તાકદિને 'પદ્મભૂષણ' તરીકે જાહેર કરાયેલાંને ર૯મી ઑક્ટોબરે ચંદ્રક અપાયો.
પહેલી હરોળમાં ડાબેથી : (૧) 'પદ્મભૂષણ' ચંદ્રક (૨) કે. પી. એસ. મેનન (મુત્સદ્દી) (૩) ઉસ્તાદ અલ્લાઉદ્દીન ખાન (સંગીતકાર) (૪) પી. ટી. રાજુ (કેળવણીકાર)
બીજીમાં : (૧) સૂર્ય નારાયણ વ્યાસ (ખગોળવિદ્–ભાષાવિદ્ (૨) આર્યકુડી રામાનુજ આયંગર (સંગીતકાર) (૩) જહાંગીર ગાંધી (ઉદ્યોગપતિ) (૪) રાજા હનુતસિંગ (ખેલાડી)
ત્રીજીમાં : (૧) ડૉ. રુસ્તમ જાલ વકીલ (ડાક્ટર) (૨) સલીમ અલી (૩) કમલેન્દુમતી શાહ (૪) વિજય આનંદ (ખેલાડી)
ચોથીમાં : (૧) એ. સી. એન. નામ્બિયાર (મુત્સદ્દી) (૨) ડૉ. ડી. એન. વાડિયા (ભુસ્તરવિદ્) (૩) ડૉ. એન. એસ. હાર્ડીકર (સામાજિક કાર્યકર) (૪) દેવીપ્રસાદ રાય ચૌધરી (ચિત્રકાર).

## તમે જ્યાં જાવ ત્યાં...
## સર્વત્ર સુવાસ ફેલાશે

ઠંડી મીઠી ખુશબોવાળું
'કેશ્રા' તમારા માથામાં
નાંખેલું હશે તો તમે જ્યાં
જશો ત્યાં જરૂર વાતા-
વરણ મહેંકી ઉઠશે.



વાળને ખરતા અટકાવવાનો
ખાસ ગુણ ધરાવતું આધુનિક
કેશ્રાતેલ







સોલ ડિસ્ટ્રીબ્યુટર :

**એમ. એમ. ખંભાતવાળા**

રાયપુર,..... અમદાવાદ-૧.

ટે.નં.૫૧૮૦૨

એજન્ટો: –

સી. નરોત્તમ એન્ડ કાં. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨
શાહ બાવીશી એન્ડ કાં. રાધાબજાર સ્ટ્રીટ, કલકત્તા.
દિલ્હી મેડીકલ સ્ટોર્સ. ચાંદની ચોક, દિલ્હી.

અંક : ૯, ડિસેંબર '૫૮
સળંગ અંક : ૩૪૫
સમાજમાં સંસ્કાર અને





'ઊર્મિ' : વર્ષ ૨૯
'નવરચના' : વર્ષ ૨૩
સાહિત્ય પ્રેરતું સામયિક

—ક્રમ—



—સૂચના—

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
૬૪, ગાંધીરોડ : ફ્રેન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧.

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફ્રેન્ડીઝ બ્રિજ, ૬૪, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ શાહાભાઈ પરેખ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.



## વેરીનો પ્રેમ

આ માનવતાની વાત તો બાજુએ રહી પણ જંગલની એ ગીચ ઝાડી વચ્ચે જે પશુતાથીયે બદત્તર કાર્ય થઈ ગયું એનું કોઈ સાક્ષી નહોતું, કોઈ એની પાસેથી જવાબ માગી શકે તેવુંય નહોતું. અને એ જ અન્યાય પામેલું માનસ જરાય ખુન્નસભર્યું કે ઈર્ષાળુ નહોતું બની શક્યું એ જાણીને તો દિલને એવી ટાઢક વળી. એ જ જંગલની એકલ અને નિર્જન પગદંડી હતી. માણસો તો ઠીક, પણ કોઈ ચોપગું જાનવરેય ત્યાં ફરકે તેમ નહોતું. ગીચ ઝાડીમાંથી ચળાઈને આવતું રડ્યુંખડ્યું સૂર્ય-કિરણ તારલિયા માફક જમીન ઉપર ટમટમી રહેતું ખરું. જીવંત દુનિયામાં આપણે છીએ તેનું સતત ભાન કરાવતો પંખીગણ તેમની નિરનિરાળી વાચા દ્વારા આખાય જંગલને ગાજતો રાખતો હતો. અને એ પગદંડીએ ચાલતાં એ જ જૂનું પુરાણું સ્થળ આવી પહોંચ્યું. કમકમાટીભરી એ જ જૂની યાદ તાજી થઈ. અને નાખી નજર પણ કામ ન કરે એ સગી આંખે જોયું ત્યારે તો માનવજાતને જ દેવ ગણીને વંદવા મન કબૂલ થયું. એ જ માનવ-નારી ત્યાં ખેલતા રીંછ-બાળને જે વહાલથી પંપાળી રહી હતી તે જોતાં તેના હાલ બેહાલ કરી નાખનાર રીંછ પ્રત્યેના વેરને જાણે તે પ્રેમમાં પલટી નાખવા ન મથી રહી હોય! ભવિષ્યમાં રીંછ દનારું આ રીંછ-બાળ બીજા કોઈ માનવને ન પીંખે એવા પાઠ બચપણથી જ પઢાવવા જાણે એ ન મથી રહી હોય!



તંત્રી: ઈશ્વરલાલ મો. દવે ◎ સંપાદક: જયન્ત પરમાર

વિજયશંકર કામદાર

## તાજને

ન તાજ! થા ખિન્ન લગીર હૈયે,
ન શ્વેત પૂણી સમ થૈશ ફિક્કો:
આ દ્વેષ દાઝ્યું ઉર માનવીનું
સહી શકે ના સૌન્દર્યશ્રીને.

સૈકા વીત્યા, ચાંદની તોય આજે
સીંચી રહી તવ પરે અમીવર્ષણોને;
ને કૃષ્ણના પ્રણયથી અભિષિક્ત જો! આ
ગાતી યમુના રસગીત તારાં.

વસંતની માદક 'નિલ લહરી
તને ધરાવે નિજ અર્ઘ્ય મ્હેલો;
પ્રતિ પ્રભાતે તવ ભાલ અર્ચના
કરી રહે રમ્ય ઉષા હજુ શી!

તું ના પ્રતીક જગશોષણનું લગીરે,
દાંપત્ય પ્રેમનણું રમ્ય મધુર કાવ્ય:
પોઢ્યાં ઉછંગ તવ રાજવીદંપતી છો,
તું તો રૂડી જગ-પ્રણયની શાશ્વતી છો સમાધિ.

છતાંય કાં ખિન્ન?
તારું ન હૈયું જડ પથ્થરોનું!
તારે ઉરે મ્હેકતી ખુશબૂ શી
પેલાં પોઢ્યાં પ્રણય રસીલાં મુગ્ધ એ દંપતીની.
પ્રસન્ન તો હાસી રહે સદૈવ!

★

'પાશશર્મ'

## મૂષકસ્તુતિ

કમરો દાણાનો પરેશ દધારો
તેને છાડ, જે ચડયો કે દધામો,
ચડી તાક મહિં જઈ તમે રેશમી વસ્ત્ર કાપ્યાં,
દાણા પાણા, કુચડકચરો, એક જેવાં પ્રમાદ્યાં.
જોઈ એ સમદષ્ટિ સંત સરખી ના સૌ કરે ક્રંદન.
રે હે મૂષકરાજ! ભક્તજનનાં સ્વીકારજો વંદન!

★

રતિલાલ-અનિલ

## કોડિયે

લે લીધાં લા'વો તમે?
તો પછી આ રંજ શાનો?
દીકરી ગૈ પારકે ઘર એટલે?
—ના, ના, ઘણો આનંદ છે એ વાતનો.
તો પછી શું લગનમાં ઝાઝો ખરચ?
—તે તો તમે હોંશે કર્યો!
એનો ઘરે તમને ઘણો આનંદ.
શાને રડો છો?
'જાનવાળા લૈ ગયા કૈં વાસણો,
કપડાં ગયાં બે-પાંચ એનો રંજ.'
કન્યા સમું એક રત્ન હોંશે દાનમાં આપી દીધું,
ને રડો છો—કોડિયે દીવેલ ઝાઝું કાં પીધું!

★

હિમાંશુ વ્હોરા

## શિશુની વાચા

સાવ અજાણી
આજ ફૂટી તુજ મુખથી વાણી.

હતું મનડું તારું
મૌન મહીં તો કેદ બિચારું
શબ્દ-પાંખે વિહરી હવે મુક્તિ લેશે માણી!

સીમીત આંખના કોશ
ભાવ આવી ત્યાં રોજ મુંઝાતા
વહી જશે થઈ વેણુ તણી સરવાણી!

આજ લગી તો ધ્વનિ
આવતો કેવળ રુદન બની
ગુંજશે હવે હલકથી વાચાની!

★

નાથાલાલ દવાણી

## ઈન્દ્રધનુ

[૧]

સત્ય એક બાજુ ને સુન્દરમ્ બીજે સોહંત,
મધ્યમાં ત્રિલોચન શું શિવનું અહો ચમકંત!

[૨]

કૈલાસમાં અમારા, લાખો વસે છે શંકર,
પીએ રોજ હોંસે, પલપલ જીવનનાં ઝેર!

[૩]

આશ નિત્યે જો ન પીઠી ચોળતે
કોણ આવી જિંદગાની જીવતે!

[૪]

તોફાની સાગરોને કિનારા તો હોય છે,
અંધારી રાતમાંય સિતારા તો હોય છે!

[૫]

પંથ મારો, મારે પડે શોધવો,
જાય છો દોરી, મને મન ચ્હાય ત્યાં!

[૬]

અમારા ગગનમાં ભલે રાત હોયે,
ચમકશું ને ચમકાવશું—ચાંદ છીએ!

[૭]

તાંડવ પ્રલયનું, નથી વિસર્જન,
નવસર્જન કાજેનું છે સમુદ્રમંથન!

★

જેઠાલાલ ત્રિવેદી

## પીને કટુ રસ

'હે નિંબ! છે ખટરસે ધરણી ભરેલી,
'ચૂસે તું કેમ પણ આ કટુ સ્વાદ બેલી!'
'પીને કટુરસ કૂડો' કહ્યું લીમડીએ:
'મીઠાશ સંચિત કરું તવ શેલડીએ.'

✶

'સુધાંશુ'

## આવવા ને જાવાના તમાસા જી

લખ્યું ને ભાખ્યું'તું પડવાનું કરમમાં જી રે,
પાંદ, એના કેસા આહ–નિસાસા જી?
તરુવર ઊભા ને ડાળીઓ ડોલતી રે,
મૂળ અને થડ એનાં એ ખાસાં જી!
આવવા ને જાવાના તમાસા જી!
પાંદ, છો પાનખરપથના પ્રવાસીઓ જી રે,
તરુએ રહેવાં રતરત વાસા જી!
અંતરરસ પ્રાસી આતમ આગવા રે,
અમારી છે કઠડી જલવાના પાસા જી!
આવવા ને જાવાના તમાસા જી!
જૂનાં રે જાયે ને નવનવાં જીરવવાં જી રે,
કાળના છે અખંડ ઇતિહાસ–રાસા જી!
મૂળ રે હશે તો કો'દી કોળશું રે,
ભલે કાળ દેતો ખરવાના જાસા જી!
આવવા ને જાવાના તમાસા જી!

✶

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## કે ના?

સુહાગી પૂનેમે
ધસે પ્રેમે નેમે જલધિજલ કૈં ગર્જન કરી,
છૂપે કિંતુ ક્ષેમે શશી જલધિ અંકે નભ ફરી;
શમતી ભરતી ત્યાં મદભરી.

દિવસરજની સાદ અલયે
મને ખેંચે હાવાં તુંય શશી સમો ભવ્ય નિલયે,
તરંગે મસ્તાના ભરતી ઉમટે ક્ષુબ્ધ હૃદયે;
છૂપું અંકે? કે ના?

★



વિજયશંકર કામદાર

## તાજને

ન તાજ ! થા ખિન્ન લગીર હૈયે,
ન શ્વેત પૂણી સમ થૈશ ફિક્કો :
આ દ્વેષ દાઝયું ઉર માનવીનું
સહી શકે ના સૌન્દર્યશ્રીને.

સૈકા વીત્યા, ચાંદની તોય આજે
સીંચી રહી તવ પરે અમીવર્ષણોને;
ને કૃષ્ણના પ્રણયથી અભિષિકત જો ! આ
ગાતી યમુના રસગીત તારાં.

વસંતની માદક 'નિલ લહરી
તને ધરાવે નિજ અર્ઘ્ય પ્હેલો;
પ્રતિ પ્રભાતે તવ ભાલ અર્ચના
કરી રહે રમ્ય ઉષા હજુ શી !

તું ના પ્રતીક જગશોષણનું લગીરે,
દાંપત્ય પ્રેમનણું રમ્ય મધુર કાવ્ય :
પોઢયાં ઉછંગ તવ રાજવીદંપતી છો,
તું તો રૂડી જગ-પ્રણયની શાશ્વતી છો સમાધિ.

છતાંય કાં ખિન્ન ?
તારું ન હૈયું જડ પથ્થરોનું !
તારે ઉરે મ્હેકતી ખુશબૂ શી
પેલાં પોઢયાં પ્રણય રસીલાં મુગ્ધ એ દંપતીની.
પ્રસન્ન તો હાસી રહે સદૈવ !

★

'પારાશર્ય'

## મૂષકસ્તુતિ

ડબ્બો દાણાનો પડેલો ઉઘાડો
તેમે છાડી, જે ચડયો કે ઉપામો,
પેટી તોડી મહિ જઈ તમે રેશમી વસ્ત્ર કાપ્યાં,
દાણા ધાણા, કુચડકચરો, એક જેવાં પ્રમાણ્યાં.
લેઈ એ સમદૃષ્ટિ સંત સરખી ના શી કરે ક્રંદન.
રે હે મૂષકરાજ) સજ્જનના સ્વીકારને વંદન !

★

રતિલાલ-અનિલ

## કોડિયે

લે લીધા લા'વા તમે ?
તો પછી આ રંજ શાનો ?
દીકરી ગૈ પારકે ઘર એટલે ?
—ના. ના. ઘણો આનંદ છે એ વાતનો.
તો પછી શું લગ્નમાં ઝાઝો ખરચ ?
—તે તો તમે હોંશે કર્યો !
એનો ઘરે તમને ઘણો આનંદ.
શાને રડો છો !
'જાનવાળા લૈ ગયા કૈં વાસણો,
કપડાં ગયાં બે-પાંચ એનો રંજ.'
કન્યા સમું એક રત્ન હોંશે દાનમાં આપી દીધું.
ને રડો છો—કોડિયે દીવેલ ઝાઝું કાં પીધુ !

★

હિમાંશુ વ્હોરા

## શિશુની વાચા

સાવ અજાણી
આજ ફૂટી તુજ મુખથી વાણી.

હતું મનડું તારું
મૌન મહીં તો કેદ બિચારું
શબ્દ-પાંખે વિહરી હવે મુક્તિ લેશે માણી !

સીમીત આંખના કાંઠા
ભાવ આવી ત્યાં રોજ મુંઝાતા
વહી જશે થઈ વેણુ તણી સરવાણી !

આજ લગી તો ધ્વનિ
આવતો કેવળ રુદન બની
ગુંજશે હવે હલકથી વાચાની !

★

નાથાલાલ દવાણી

## ઈન્દ્રધનુ

[ ૧ ]

સત્ય એક બાજુ ને સુન્દરમ્ બીજે સોહંત,
મધ્યમાં ત્રિલોચન શું શિવનું અહો ચમકંત!

[ ૨ ]

કૈલાસમાં અમારા, લાખો વસે છે શંકર,
પીએ રોજ હોંસે, પલપલ જીવનનાં ઝેર!

[ ૩ ]

આશ નિત્યે જો ન પીઠી ચોળતે
કોણ આવી જિંદગાની જીવતે!

[ ૪ ]

તોફાની સાગરોને કિનારા તો હોય છે,
અંધારી રાતમાંય સિતારા તો હોય છે!

[ ૫ ]

પંથ મારો, મારે પંડે શોધવો,
જાય છો દોરી, મને મન ચ્હાય ત્યાં!

[ ૬ ]

અમારા ગગનમાં ભલે રાત હોયે,
ચમકશું ને ચમકાવશું—ચાંદ છીએ!

[ ૭ ]

તાંડવ પ્રલયનું, નથી વિસર્જન,
નવસર્જન કાજેનું છે સમુદ્રમંથન!

★

જેઠાલાલ ત્રિવેદી

## પીને કટુ રસ

'હે નિંબ! છે ખટરસે ધરણી ભરેલી,
'ચૂસે તું કેમ પણ આ કટુ સ્વાદ બેલી!'
'પીને કટુરસ ફૂડો' કહ્યું લીમડીએ:
'મીઠાશ સંચિત કરું તવ શેલડીએ.'

★

'સુધાંશુ'

## આવવા ને જાવાના તમાસા જી

લખ્યું ને ભાખ્યું 'તું પડવાનું કરમમાં જી રે,
    પાંદ, એના કેસા આહ–નિસાસા જી?
તરુવર ઊભા ને ડાળીઓ ડોલતી રે,
    મૂળ અને થળ એનાં એ ખાસાં જી!
        આવવા ને જાવાના તમાસા જી!
પાંદ, છો પાનખરપથના પ્રવાસીઓ જી રે,
    તરુએ રહેવાં રતરત વાસા જી!
અંતરરસ પ્રાસી આતમ આગવા રે,
    અમારી છે કઠડી જલવાના પાસા જી!
        આવવા ને જાવાના તમાસા જી!
જૂનાં રે જાયે ને નવનવાં જીરવવાં જી રે,
    કાળના છે અખંડ ઇતિહાસ–રાસા જી!
મૂળ રે હશે તો કો'દી કોળશું રે,
    ભલે કાળ દેતો ખરવાના જાસા જી!
        આવવા ને જાવાના તમાસા જી!

★

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## કે ના?

સુહાગી પૂનેમે
ધસે પ્રેમે નેમે જલધિજલ કૈં ગર્જન કરી,
છૂપે કિંતુ ક્ષેમે શશી જલધિ અંકે નભ ફરી;
    શમતી ભરતી ત્યાં મદભરી.

    દિવસરજની સાદ અલયે
મને ખેંચે હાવાં તુંય શશી સમો ભવ્ય નિલયે,
તરંગે મસ્તાના ભરતી ઉમટે ક્ષુબ્ધ હૃદયે;
છૂપું અંકે? કે ના?

★




### જ્યારે માર્ગ ફંટાય છે

કોંગ્રેસમાં તડ પડવાનાં ચિહ્નો વધે છે. આવતી ચૂંટણીઓ કે પછી ત્રીજો પંચવર્ષીય પ્લાન—એ અરસામાં કોંગ્રેસમાં ભાગલા પડવા જોઈએ. દેશની મોટામાં મોટી અને પીઢ સંસ્થામાં તડ પડે એ કોને ગમે? પણ એમાં ગમાઅણગમાનો સવાલ નથી. તડ પડે તે અનિવાર્ય છે.

એ સ્થિતિ સર્જાઈ છે એમાં કોંગ્રેસની કમજોરી નથી કે નથી નામોશી. અત્યારે બહુ ગવાયેલાં લાંચ બિગાડનાં કારણો પણ એ તડ માટે જવાબદાર નથી. કોંગ્રેસના આગેવાનો સુખસાહ્યબીમાં કે સત્તાની તુમાખીમાં મહાલે છે એ પણ કારણભૂત નથી. એવી સ્થિતિ રાજકાજમાં તો હોવાની, શું આ દેશમાં કે શું પરદેશમાં. કૈંક અંશે કોંગ્રેસને લીધે આપણે ત્યાં એવી કાળાશ ઓછી હશે એમ આપણે સ્વીકારવું રહ્યું. પક્ષમાં ઊંચા પદ મેળવવા હરીફાઈ ચાલે એ પણ ટાળી શકાય એવું નથી. અને એટલા કારણે પક્ષમાં જુદું તડ પડે એ સંભવિત પણ નથી.

અને છતાં કોંગ્રેસમાં ભાગલા પડે તે શાથી? એથી દેશના રાજકારણ ઉપર કેવી અસર પડે, કોંગ્રેસ ઉપર શી અસર થાય તે જાણવું રસિક થઈ પડશે. છૂટો પડેલો પક્ષ કેવી વલણ રાખશે, રાજકાજમાં રહેલો પક્ષ આવા છૂટાછેડા પછી કમજોર બનશે કે મોકળો થશે એ પણ જોવા સમજવા જેવું છે.

આવા ભાગલાનો વિચાર કોંગ્રેસ પ્રત્યેના દ્વેષથી નહિ, પણ દેશના ઘડતરકાર્યનો પ્રવાહ કઈ તરફ વળે એમ લાગે છે એ નજરે વિચારવાનો છે. અત્યારની વધુ ઉત્પાદનની યોજના ઉપર શી અસર પડશે તે જોવાનું છે.

### બે જૂથ: સમાધાન પછી સુકાબલો

કોંગ્રેસના ભાગલા અનિવાર્ય છે કારણ કે એમાં બે વિચારધારાઓ ચાલે છે. એ બને એકમેકને સમજીને સમાધાનરૂપે ચાલી છે માટે એમ જ ચાલ્યાં કરશે એવું નહિ માની શકાય. કોઈ પણ સંસ્થાની નીતિ એ એનું આગવું બળ છે. એ વડે એ ટકે છે ને પ્રગતિ કરે છે. નીતિનો અભાવ એ સંસ્થા માટે મરણ છે. નેપોલિયન પાસે બળ હતું, વ્યૂહ હતા, પણ એની પાસે રાજકાજ માટે કોઈ નીતિ ન હતી એટલે એની કેડી લુપ્ત થઈગઈ હિટલર નીતિ ઘડવા મથ્યો. પણ એને આકાર આપવા કરતાં પોતાની જીદ આગળ કરી અને એ લપડચો. સ્ટાલિને જીદ કરી તેમ નીતિ પણ ઘડી ને એનું ચાલ્યું. ખોટી નીતિ એટલે ખોટું સાધન. તોયે એ સાધન તો ખરું. એનાં પરિણામ વિપરીત આવે પણ ખરાં, અને છતાંયે એવા જોર ઉપર સંસ્થા થોડું દોડી શકે ખરી. જ્યારે કોંગ્રેસ પાસે તો જે નીતિ છે, તે દેશને જોમ આપે એવી છે, દુનિયામાં છાપ પાડે એવી છે. એવી સમર્થ નીતિ વડે કોંગ્રેસ ઘણું ટકી શકે એમાં સંશય નથી. કોંગ્રેસને એ કારણે હરકત નથી આવતી ને નહિ આવે.

પણ નીતિમાંયે નરમગરમ બાજુઓ—કાંઠાઓ આવે છે. એ નીતિને પાર પાડવાની પદ્ધતિમાં વિચારભેદ જાગે છે. કુદરતમાં સંરક્ષક બળ જૂની વાતને પક્ષ કરી સલામતી ખોળે છે. નવું પરિવર્તનશીલ બળ માથું મારી ઉથલાવી પછાડી ઊખેડી નાખવા મથે છે જેથી

નવવિધાન થઈ શકે. આ બંને બળો કદીક હાથ મિલાવી જાણે, તો કદીક સામસામાં ઘૂરકે પણ ખરાં. જ્યારે સમય પાકે છે ત્યારે એ બંને વચ્ચે મુકાબલો થઈ જાય છે અને બેમાંથી એકને હઠી જવું પડે છે. કૉંગ્રેસમાં આવાં જૂથ મોજુદ છે—સંરક્ષક ને પરિવર્તનશીલ. પણ એમના ઓળખાણમાં લોકો ભૂલ કરે છે એટલું જ નહિ, એ બંને જૂથો પણ એવડી જ ભૂલ કરે છે.

એક જૂથ ગાંધીજીએ શરૂ કરેલા માર્ગે જવા ઇચ્છે છે. વધુ ખેતી, સારી ખેતી, ઢોર ઉછેર, એનું ખાતર, દૂધ દહીંથી મેળવેલું આરોગ્ય, હાથના ઉદ્યોગ, યંત્ર કરતાં માનવીનો વધારે આદર, ઓછું શાસન, ઓછા શોખ, ઓછા નિષ્ણાતો, યત્નપૂર્વક સ્થાપેલા સંયમો ને શ્રદ્ધાઓ, ઓછી આવક, ઓછા ખર્ચ, નીચા ભાવ, ઓછી વપરાશ, ઓછું લશ્કર, ઓછા કર ને એવી આળપંપાળ. કુટુંબસુખ પામી સંતોષ મેળવવા જેટલી મહેચ્છા.

આ જૂથ સધૂર છે. એની પાસે દૃષ્ટિ છે. પણ આજે એ જુનવાણીમાં ખપે છે. એની મહેચ્છા ઉપર વહેલો કાટ ચડયો છે. એની શ્રદ્ધા વહેલી સુકાઈ છે. એણે આજસુધીમાં જાણેઅજાણ્યે ઘણાં સમાધાન કરી લીધાં છે, કરી રહ્યું છે. આ જૂથે ભોગ કરીને સહન પણ કર્યું છે.

બીજું જૂથ છે પ્રગતિવાદનું—નેહરુનું. એ જૂથને જે તંત્ર મળ્યું છે તેની પૂરી સહાય મળે છે. જે વ્યવસ્થા હતી તે ચાલુ રાખવી છે, મજબૂત કરવી છે ને એમાં જોર લાવી મજબૂત કરવી છે. એમને મહેચ્છા છે દિગંતમાં ડંકો વગાડવાની. ભારતના ઉચ્ચ સિદ્ધાંતોના વાહક થઈ જગતના ચોકમાં બિરદાવવાનું નિમિત્ત એમને થવું છે. એ માટે દેશની શાન તેઓ ઝડપથી વધારવા માગે છે, સમૃદ્ધિને લાવવા મથે છે. બીજા કોઈ જાગે તે પહેલાં એશિયાનું અગ્રિમપદ સ્થિર કરી લેવું છે. એ માટે યંત્રોનો જ્યાં ને જેટલો ઉપયોગ કરવો હોય તે એ છૂટથી કરે છે. તંત્રને જેટલું બહોળું ને સમર્થ કરવું પડે તેટલું એ બેધડક કરે છે. આંતરરાષ્ટ્રીય ધોરણ આગળ એમને મન રાષ્ટ્રીય આડખીલીઓ ઊખેડીને ફેંકી દેવા જેવી છે. એમને વધુ આવક, વધુ વપરાશ, વધુ કરવેરા, વધુ ઉદ્યોગો ને વધુ નફા ખપે છે. વધારે મોજશોખ સામે એમને સૂગ નથી. એમની બાથ મોટી છે, ફલંગ લાંબી છે, અને એ કાજે તાકાત ના હોય તો ક્યાંયથે તે પ્રાપ્ત કરવી છે. દેશની મુક્તિ કાજે ભેગા રહેલા, દેશભક્તિને વરેલા, આ બંને જૂથો સાથે ઉછર્યાં છે. એ સંઘને છૂટો કરવા આઝાદી પછી ગાંધીજીએ યત્ન કરી જોયો, પણ ત્યારે સમય પાકયો નહોતો. કોઈ રીતે હાથ કરેલી આઝાદીને પગભર કરવાની જરૂર હતી.

### સમય હવે પાકયો છે

પણ હવે દશ વર્ષ વીતી ગયાં છે. રજવાડાંની ગૂંચ ઉકલી ગઈ છે. કાશ્મીરનું લગભગ પાળે જ પડયું ગણાય. ભાષાવાર પ્રાંતોની રચના થઈ ગઈ છે. એમાં ગુજરાત મહારાષ્ટ્રનો ઝઘડો બાકી રહ્યો છે તે પણ ઉકેલ્યે જ છૂટકો છે. પાકિસ્તાન આપમેળે કમજોર બન્યું છે અને એની વિસાત ચિંતાજનક રહી નથી. દૂર દેશાવરમાં દેશની શાન વધી છે, આંટ પણ ટકી છે. હવે તાત્કાલિક ગણાય એવી મૂંઝવણો દેશને માથે રહી નથી.

આ સમય જ કપરો છે. પ્રવૃત્તિનાં નીર વેગથી જે સરોવરમાં ઠલવાતાં હતાં ત્યાંથી એમને વહેવાનો સંજોગ હવે ઊભો થાય છે. દેશભક્તિની જરૂર હતી ત્યાં સુધી એણે બંને જૂથોને સાથે રાખ્યાં, હવે એમનું જોડાણ શક્ય નથી. બે જૂથમાંથી એકે માર્ગ કરવો પડશે. એક જૂથે કાં તો મુકાબલો કરવો પડશે અથવા તો પોતાની નાનમ કબૂલી લઈ હાર સ્વીકારી ભૂલાઈ જવું પડશે. બેમાંથી કોણ ખસે છે?

### બંને જૂથોનું મૂલ્યાંકન

નેહરુએ વારંવાર ખસી જવાની વાત કરી છે. એ દેખાય છે તો નવું બળ, કારણ કે નવરચના કરવાની ધગશ એમને ઘણી છે. દુનિયામાં જે ચાલી રહ્યું છે



એની હરોળમાં આવી જવાની એમને ઘણી હોંશ છે. જગતમાં ચાલી રહેલી અસરોથી નહિ બચી શકાય, એથી વિખૂટા ના પડવું જોઈએ એવી એમની શ્રદ્ધા પણ છે. છતાં, એ બળ હકીકતમાં જૂનું સંરક્ષક બળ છે. એમને હયાત તંત્ર, પદ્ધતિ, લક્ષ્યો, વિચાર ખપે છે, એમાં જ ઉત્કર્ષ જોવો છે. એ દિશામાં સ્પષ્ટ વરતાઈ રહેલા દોષો જોખમો વિનિપાતો તરફ આંખ મીંચવી છે ને ઝડપ, દઢતા, દોટ એ એમની દલીલ છે.

પરન્તુ, એમાં સ્વપ્ન નથી. એમની પાસે ભાવિનું સરખાવવા ખપ લાગે એવું ચિત્ર પણ નથી. એમાં નવીનતા નથી. દુનિયાથી ખસીને આગવું આદરવાનું ડહાપણ કે સાહસ કૈં નથી.

ગાંધીજૂથ પાસે નવી નીતિનું પ્રેરક બળ છે, પણ એમનું પાત્ર છીછરું છે. આઝાદી ઝીલી–સમાવી ત્યાં તો એ છલકાઈ ઊઠ્યું છે. એમની પાસે નિષ્ઠાની મૂડી ખૂટવા આવી છે. એમની મહેચ્છાનો આંક આઝાદીથી આગળ જાય એમ જણાતું નથી.

પુણ્યશ્લોક વિનોબા ગાંધીજી કરતાંયે વધારે પ્રફુલ્લતાથી દેશમાં ફરે છે ને હવા જમાવે છે. પણ ટક્કર ઝીલવાની વ્યવહારિકતા એમની કને નથી, વ્યૂહ નથી, આદેશ નથી, એકાગ્રતા નથી. એથી દેશમાં સન્માન મેળવ્યા છતાં એ વિશ્વાસ જગાવી શક્યા નથી. બળ ઉપજાવી શક્યા નથી.

બીજા કોણ કોણ છે? ગઈ કાલના સૈનિકો આજે સેનાપતિપદે આવે એમાં અજુગતું તો કેમ ગણાય, પણ દેશની સામે કાર્યક્રમ રાખવાની ગુંજાશ હોય એવો એકે જણ નથી. એમનાં પાણી લોક માપવા નીકળે તે પહેલાં એમણે જ ઓછાં કરી નાખ્યાં છે. એમની કને વારસો ભોગવી શકાય તે કરતાં મોટા પ્રમાણમાં પહોંચી ગયો છે.

પરંતુ, એમના નાના કદથી આપણે નિરાશ થવાની જરૂર નથી. જે સ્વપ્ન, જે નીતિ, જે પદ્ધતિ ગાંધીજી ઊભી કરી ગયા છે એ બળને વેંતીઆઓ પણ નહિ રોકી શકે. એના પૂરમાં તણાયે જ એમનો છૂટકો છે. એમાં ભારતીય લાક્ષણિકતા છે. એમાં જગતના અને માનવીના વિકાસક્રમમાં આપવાનો આપણો ફાળો છે. ને એમાં જ આ દેશનું ભાવિ પણ છે.

### નવો દાયકો અને તે પછી

બંને જૂથની સુલેહ તૂટે ત્યારે છૂટા પડી ચાલી નીકળવાનું માન ગાંધીજૂથને ફાળે જશે. એ એમનો સ્વભાવ છે. અત્યારની પેઢીની એટલી જ તાકાત ખીલેલી છે. એથી છૂટા પડ્યા સિવાય એમને ચેન નહિ આવે. અને છૂટા પડ્યે એમનાથી આગળ નહિ જવાય. નેહરુની સામે એક પરિવર્તનશીલ બળ રૂપે ઊભા રહેવાનું કે પડકાર ફેંકવાનું એમનું ગજું નથી. પણ એમની ભસ્મમાંથી ઊગશે પેલા સ્વપ્ન ને વિચાર ને નીતિની શક્તિ. નવાં પાત્રો નવી આશા ને નવી મહેચ્છા લઈને ઊભાં થશે. એ પડકાર ફેંકશે ને ફાવશે ને દેશનું સુકાન સંભાળશે.

અને ત્યાં સુધીમાં નેહરુનું કામ પૂરું થયું હશે. બધો બંધાઈ ચૂક્યા હશે, નહેરો ચાલુ થઈ હશે, વીજળી ધમધમતી ઘૂમતી હશે, લોખંડની ભઠ્ઠીઓ અઢળક લોહ ઢાળતી હશે, સડકો બંધાઈ હશે ને વાહનો દોડતાં હશે.

ત્યાં સુધીમાં રાષ્ટ્રીયકરણની ગરજ પૂરી થઈ હશે અને એનો ઊભરો ઘટી ગયો હશે. વિશાળ તંત્ર, ભારે કરવેરા, ઘણા કાયદા નિયમો, અને એ બધા થકી જામી જતી નોકરશાહી—એની સૂગ ઊગી હશે. એનો કપરો અનુભવ ચેતવણીરૂપે જરૂરનો હોય તો એણે કરી આપેલાં કામો પણ ત્યારે મતલબવાળાં દેખાશે.

હમણાં આપણે રશિયા તરફ વલણ રાખ્યું છે. પછીથી એ ઝોક પાછો ફરશે. એનું કારણ એમ નહિ કે એના સિદ્ધાંતો ખોટા છે. પણ એની પાછળ લશ્કરી બળ અને યંત્રનું દબાણ કાયમ વળગેલાં રહે છે, એ આપણા ખેતીજૂથને ખપે એમ નથી. તંત્રના ભોગ તરીકે વ્યક્તિઓ હોમાય એ પણ એટલું જ અનિચ્છનીય છે. આ દેશ વ્યક્તિપ્રધાન રહ્યો છે અને એ રીતે જ

એનો વિકાસ શક્ય છે. જો કે આ સદીના અંતમાં તો અહીંના સમૂહો ઘણા ચેતનવંતા થઈ ચૂક્યા હશે. પરન્તુ, તે દરમ્યાન જે રાજ્યવ્યવસ્થા અહીં ચાલે એમાં પહેલો દશ વર્ષનો ગાળો નેહરુ જૂથવાળા યંત્ર પ્રભાવનો, બીજો પચીસ વર્ષનો ગાળો ખેતીપ્રધાન ગાંધીજૂથનો અને તે પછી તો, શું આ દેશમાં કે શું બીજા દેશોમાં, શાસનની જરૂર ઘટી ગઈ હશે.

### લશ્કરી તંત્ર અને આકરી સજા

લશ્કરી બળ સાથેના બળવા એશિયાના કેટકેટલા દેશોમાં ફાટી નીકળ્યા એથી ભારતે ચોંકવું રહ્યું. લશ્કરમાંયે શુભ હેતુવાળો રાષ્ટ્રવાદ હોઈ શકે છે, અને ઝડપી પરિણામો બતલાવવાની તાકાત એમની પાસે વધારે હોય છે. એથી કેટલીક જગ્યાએ લશ્કરી તંત્ર લોકપ્રિય નીવડ્યાં છે. અને એ જ એનું જોખમ પણ છે.

થાઈલેંડમાં લશ્કરી સરદારો વચ્ચેની સાઠમારીમાં ફેરફાર થયો. બ્રહ્મદેશમાં પરિસ્થિતિ વધારે વણસે નહિ એ માટે થયો. મિસરઈરાકમાં પશ્ચિમી સત્તાઓના વર્ચસ્ સામે થયો. સુદાન પાકિસ્તાનમાં સામ્યવાદ સામે થયો. એમ લશ્કરી તંત્રોમાં ઘણી વિવિધતા છે અને આ દેશને અનુકૂળ આવે એવા ફેરફારો કરવા અહીં પણ એવું બનવા પામે તો નવાઈ નહિ લાગે. આપણી લોકશાહી કાચી છે એટલું જ નહિ, પણ એ ફળદાયી છે એવું કબૂલ થયું નથી.

ભારે નફા ને ઊંચા ભાવ એ આ દેશનો મૂઝવતો પ્રશ્ન છે. લોકશાહી એને દશ વર્ષ પછી દાબી નથી શકી. બલ્કે પ્રશ્ન વધારે ગૂંચવાયો છે. એ પ્રત્યે આ સરકાર એનો ઉકળાટ તો બતાવે છે પણ એ વાંઝીયો છે. એનું તંત્ર સીફતથી પરિસ્થિતિ ઓર બગાડી મૂકે છે.

શું ભારે સજા એ જ આ દોષનો ઉપાય છે ? એમ જ હોય તો લોકશાહીએ પણ બે માસ માટે લશ્કરી અદાલતો ઊભી કરવી જોઈએ. કાયદા ભલે લોકશાહી ઘડે પણ અમુક દોષો–અપરાધોનો નિકાલ લશ્કરી તંત્ર દ્વારા ઝડપથી થાય એ ઇચ્છનીય છે. એની તાત્કાલિક અસર થશે. રાજસત્તાના બિલ્લા હોવા છતાં કેટલીય વ્યક્તિઓના દેશદ્રોહ જેવા છૂપા કારનામાં ઉપર પ્રકાશ પડશે અને એમને થયેલી સજાઓ વડે દેશમાં નવો વિશ્વાસ જાગશે.

એ વાત ખરી છે કે આકરી સજા એકવાર ચાલુ કર્યા પછી એ માર્ગે સરમુખત્યારશાહી જામી પડે છે, અને વ્યક્તિઓની સ્વતંત્રતા પાછી હેડમાં પૂરાય છે. પણ એની તકેદારી રાખી ટૂંકા ગાળા માટે કેટલીક સાફસૂફી કરી લીધી હોય તો તેથી મોટી રાહત લાગશે.

### અનિષ્ટાનું નિકંદન

આપણી સરકાર દેશનું ગૌરવ વધારનારને બિરદાવે છે. વેપાર, ઉદ્યોગ, કળા, રમતો, સાહસો, વિજ્ઞાન એમ જુદાં જુદાં ક્ષેત્રોમાં વિક્રમ સ્થાપનારાઓની આપણે કદર કરી છે. એ બિના જેટલી સારી છે તેટલી જ અધૂરી છે. એમનાથી ઊલ્ટા ક્રમે જનારને પકડી પાડવા જોઈએ, અને વધુ નુકશાન કરતા રોકવા જોઈએ. એવાઓને આગળ ધરવામાં નહિ આવે તો એમનું કલંક સરકાર નાહક પોતાને માથે વહોરી લેશે. લોકોને જોવા છે કે એમની અવદશા કરનાર કોણ છે અને એમની શી વલે થાય છે. પછાત દેશોમાં એવા દાખલા બેસાડવાની જરૂર પણ રહે છે. જો સરકાર પોતે એવો દાખલો નહિ બેસાડી શકે તો લોકમત સત્તાસ્થાને બેઠેલાઓને એમાં ભળી ગયેલા માની ભાંડશે, થૂંકશે અને કોઈક વખતે એમની પોતાની રીતે આકરો ન્યાય ચૂકવશે.

અને કોણ છે એવા પાજીઓ ? વણહકનાં લાયસન્સ કાઢી આપનારા કે લેનારા, જાહેર બાંધકામમાં ઢીલ ઉચાપત બિગાડ કરનારા, કૃત્રિમ અછતો નીપજાવનારા. ભાંગફોડીઆ, રાષ્ટ્રધ્વજ ને બંધારણ બાળનારાં, હડતાળો પડાવનારા, ધૂમ નફા કરી શોષણ કરનારા, જરાજરામાં ઈંજેક્શનો ઘોંચી રોગ ફેલાવનારા, મુદતો પડાવી અસીલોને નીચોવનારા, દવા માટે કે ખાધાખોરાકીમાં ભેળસેળ કરનારા, બાળકોનું અપહરણ કરનારા, કાળું બજાર ચલાવનારા અને કાળુ નાણું



ફેરવનારા, સ્ત્રીઓની છેડતી કરનારા, પ્રચાર અર્થે પૈસાનું પાણી કરનારા, મુસાફરીનાં ભથ્થાં ઉમેરી સેવાનું ઋણ ચડાવનારા...

અનિષ્ટો ખાળવાં પડે. એમ કરતાં કૉંગ્રેસે અચકાવું ના જોઈએ, લોકશાહીએ ગભરાવું ના જોઈએ. નેહરુએ કાળાબજારિયાને ઝાડની ડાળે ફાંસી દેવાનું કહ્યું હતું. એમ ના કરી એમણે કચાશ દાખવી છે. ને એ કચાશ હવે એ દૂર કરે નહિ તો લોકો પેલા લશ્કરી તંત્રની રાહ જુવે એમાં શી નવાઈ?

કૉંગ્રેસે સંસ્થાની અંદરનાં ઘણાં તોફાનો જોયાં ને શમાવ્યાં. એમાં એની કુનેહ દેખાઈ. પણ ખેતીપ્રધાન સાદું તંત્ર જોઈએ કે ઉદ્યોગપ્રધાન અટપટું તંત્ર જોઈએ એ વિષે નિર્ણય ના કરી શક્યા. એમણે સમાધાનો કરી ઘર્ષણ ટાળ્યું પણ એમ કરતાં તો કૉંગ્રેસની દ્વિધાઓ ઘણી કઢંગી રીતે બહાર પડવા લાગી. બંને કાંઠે હોડી હંકારવાથી કૉંગ્રેસનો માર્ગ સુકાન વિહોણો થઈ ગયો છે. એને માથે જે દોષ લાદવામાં આવે છે એ હજુયે નિવારી શકાય એવા છે, પણ કોણ જાણે કેમ ગૂંચવાડો લંબાવવામાં આવે છે.

દેશની આ પીઢ સંસ્થા લોકહિતની ધગશમાં લોકલાગણીઓ જાણવાનું પણ ભૂલી જાય એવું તો નહિ બને ને! એમ બને ત્યારે તો એ સંસ્થાનો ગઢ આંધ્રમાં બંગાળમાં ઓરિસામાં પંજાબમાં બિહારમાં એમ ક્રમવાર તૂટવાનો!

એટલું બધું રોળાઈ જાય તે પહેલાં ગાંધીપંથ જુદો પડી પોતાની ટેક સજીવન નહિ કરી શકે? ભારતના અજોડ એવા નવનિર્માણમાં એ થોડીક વાર સત્તાની ખુરશી નહિ છોડી શકે! કે પછી અનિષ્ટોની ભાગીદારીમાં પોતાનું વ્યક્તિત્વ હોમી દેશે!



## 'ઈશ્વરના ઘરની માયા' અંગે ખુલાસો

ઑક્ટોબર માસના ઊર્મિમાં શ્રી. નાનુભાઈ દવેની ઉપરની વાર્તા છપાઈ હતી. એ વાંચીને ખારથી શ્રી. દીપક કાંટાવાળાએ ધ્યાન ખેંચ્યું કે, 'શ્રી. દદેન દ' મોરીવરની 'No Motive'નો એ અનુવાદ છે. છતાં તેમાં રૂપાંતર કે સૂચિત પણ લખ્યું નથી. શું આપણા લેખકો સામાન્ય શિષ્ટાચાર પણ ભૂલી ગયા છે!'

શ્રી. નાનુભાઈને અંગત ન ઓળખતા વાચકને એમને વિષે શિષ્ટાચાર ભૂલ્યા જેવું લાગે. પરંતુ એમને ઓળખનાર તો જાણે છે કે એમના લખાણ વિષે પણ એ તટસ્થતાથી મૂલ્ય કરી શકે તેવા છે અને ઋણસ્વીકારની જરૂર લાગે તો એ સ્વીકારે તેવા ઝિંદાદિલ છે.

આ વાર્તા વિષે પૂછતાં એમણે કહ્યું કે સાચા એકેક પ્રસંગો અને 'No Motive' એમ સંયુક્ત રીતે એનું સર્જન થયેલું છે. એટલે એવા કોઈ ઋણસ્વીકારની જરૂર માનેલી નહિ. પોતાને નામે કર્તૃત્વ ચડાવવા માટે શિષ્ટાચાર ભૂલવાનો બિલકુલ ઈરાદો ન હતો. છતાં શ્રી. દીપકભાઈના પત્ર ઉપરથી લાગે છે કે 'સૂચિત' લખવું જોઈતું હતું.

—સંપાદક

# શક્તિનો ઉપયોગ

શ્રી ધૂમકેતુકૃત ઉપનિષદ્કથાઓ નામનું જાણીતું પુસ્તક નવી આવૃત્તિમાં અનેક સુધારા વધારા પામીને પ્રગટ થવામાં છે. તેમાં નવી ઉમેરેલી કથાઓમાંની અહીં રજૂ થતી આ કથા પણ છે. ઉપનિષદો તો આપણા સાહિત્યની મહામૂલી મૂડી છે......

આ પણો આ દેહ છે, તો આપણને ભૂખ, તરસ, તાપ, ઠંડી, સુખ, દુઃખ બધું જણાય છે.

પણ આ દેહ, એ એક ઘર જેવો છે. એમાં ખરો રહેનારો તો આત્મા છે.

ઉપનિષદમાં આ વિષે એક કથા છે. તે સમજવા જેવી છે. એમાં એમ વાત આવે છે કે, દેવતાઓએ આત્માને કહ્યું : 'અમને રહેવાનું આપો. અમે ક્યાં રહીએ ?'

આમાં દેવાતાઓ એટલે દેહમાં રહેનારી શક્તિઓએ એમ સમજવાનું છે.

જોવાની શક્તિ. સાંભળવાની શક્તિ. બોલવાની શક્તિ. સૂંઘવાની શક્તિ. આ પ્રમાણે દેવતાઓએ માગણી કરી એટલે આત્માએ એક ગૌ એટલે ગાય એમને આપી. પણ આનો અર્થ સમજવા જેવો છે.

ગાયનો અર્થ સમજવા જેવો છે. ગૌ એટલે ગાય ખરી, પણ આંહી એનો અર્થ છે, ઇંદ્રિયો. આપણે જોઈએ છીએ કે દેહ ઉપર જે કાંઈ અસર થાય છે, તે ઇંદ્રિયોદ્વારા જ થાય છે. એટલે દેહને ઇંદ્રિયો મળી.

ગાયમાતાને પવિત્ર ગણવાની જે વાત છે, તે ખરી રીતે આપણી ઇંદ્રિયોને અને મનને આપણે પવિત્ર રાખવું એવી વાત છે. એમાંથી નવી જ વાત ઉપજાવીને માણસો ઘણી વખત લડે છે, એ નવાઈ જેવું છે. હવે આ પ્રમાણે જ્યારે દેવતાઓને રહેવાનું ઘર મળ્યું. ઇંદ્રિયો મળી. ત્યારે દેવતાઓએ એક નવી માગણી કરી. 'આટલાથી અમારી પ્રગતિ ન થાય. માટે અમને એવું કાંઈક આપો કે જેથી આ ગૌને વશ રાખી શકાય.'

એટલે એમને એક અશ્વ મળ્યો.

અશ્વ એટલે મન, પણ જે મન ઉપર, ઇંદ્રિયોની સત્તા હોય એવું મન નહિ. દાખલા તરીકે આપણને ક્રોધ ચડ્યો. કાળ વ્યાપી ગયો. આપણે એલફેલ બોલ્યા. ત્યારે એ વખતે બોલનાર તો જીભ છે. પણ એ જીભને દોરનાર આપણું મન છે.

પણ એક એવું મન છે કે જે આવે વખતે પણ, સાચા ખોટાનો ભેદ કરી શકે છે.

ત્યારે આ મન, એ આપણું જ્ઞાનરૂપી મન.

એ જ અશ્વ. આપણને અશ્વ મળ્યો છે, એનો અર્થ એ કે આપણે કામમાં ગતિ કરી શકીએ છીએ. કામમાં આપણને આનંદ આવે છે.

પણ એ વખતે સાચા કામને બદલે ખોટું કામ કરવા માટે મન ન દોડે, એવું કરવું હોય તો આ અશ્વને આપણે બરાબર પલોટવો જોઈએ. તો જ એ બરાબર ચાલે.

એટલે દેવતાઓએ, અશ્વને પણ બરાબર ચલાવે, એવી શક્તિની માગણી કરી.

અને આત્માએ એમને પુરુષ આપ્યો. પુરુષ અને પ્રકૃતિ, એ બેલડી આપણા દેહમાં વસી



રહી છે. આપણે એટલે આ બન્ને. પુરુષ અને પ્રકૃતિ. આપણે એટલે આપણો દેહ. આપણી ઇંદ્રિયો. આપણું મન. આપણો સ્વભાવ. આ બધું થઈને આપણે.

આ પ્રમાણે જ્યારે દેહ તૈયાર થયો, ત્યારે પછી દેવતાઓએ પોતપોતાનો ધામો એ દેહમાં નાખ્યો.

ત્યારે આપણને મળેલો દેહ, એ આ પ્રમાણે બધાંનું રહેઠાણ છે. આ વાતને પણ બરાબર સમજીએ. કોઈ માણસ સ્વભાવથી શાંત હોય છે. કોઈ ક્રોધી હોય છે. કોઈ લોભી હોય છે. કોઈ ખૂની હોય છે. પિંડે પિંડે મતિ, જુદી હોય છે.

તો સવાલ આ ઊભો થાય છે કે આ ક્રોધ ક્યાંથી આવ્યો? એ ક્રોધ કોણ કરે છે?

એ ક્રોધ કરે છે આપણું મન. અજ્ઞાન મન. જે મનને આપણે ઘડ્યું નથી, એવું મન.

એનો અર્થ એ થયો કે આપણે જો મનને ઘડીએ, તો પછી આપણે ઘણી ઘણી ખરાબ વાતોથી બચી જઈએ.

પણ એ મનને ઘડવા માટે જેમ તમે જેમ કરો તેમ તો તોફાની ઘોડાની પેઠે મન તમને પછાડે. એને ઘડવાની એ રીત નથી.

એટલે મનને ઘડવું હોય તો એ કામ શાંતિથી કરવું જોઈએ. ઉદાહરણ તરીકે, આપણો સ્વભાવ ક્રોધી છે. રીસ કર્યા પછી આપણને પસ્તાવો થાય છે. એ ખરું, પણ એક વખત તો રીસ થઈ જ જાય છે.

ત્યારે આ ક્રોધને વશ કરવા માટે આપણે ગભરાટ કરીએ કે હું પાપી છું. એમ બોલ્યા કરીએ, કે કથાવાર્તામાં ઘોડાઘોડ કરીએ તો એ એનો રસ્તો નથી.

એનો રસ્તો આ છે. ક્રોધ થઈ જાય ત્યારે મનમાં એક વખત નિશ્ચય કરવો કે, હવે હું ક્રોધ નહિ કરું.

તે છતાં પણ સ્વભાવ પડયો છે, એટલે ક્રોધ તો થશે જ.

કાંઈ ફિકર નહિ. પર્વતની ટોચે પહોંચવું હોય તો એક પછી એક પગલું ભરાય. એકદમ કૂદીને પહોંચાય નહિ.

આ જ વાત મનની છે. ઉપનિષદ છે જ એટલા માટે. મનને ઘડવા માટે.

કવિવર ટાગોરે એક જગ્યાએ કહ્યું છે તે આપણે સમજવા જેવું છે.

આપણને શાંત સ્વભાવ મળ્યો હોય તો એ સારું છે. એ સ્વભાવ વડે આપણે ઘણાં સારાં કામ કરીએ. એ દરેક કામ આપણને આગળ વધારે છે.

પણ આપણને એવી પ્રકૃતિ મળી હોય કે વાતવાતમાં આપણે ખીજાઈ જઈએ, ખોટું બોલીએ. દગો ગોઠવીએ. ગપ્પાં મારીએ. તો આવી પ્રકૃતિ કે સ્વભાવથી મુંઝાવું નહિ.

એવો સ્વભાવ પણ આપણને ઉપયોગી છે.

એ સ્વભાવને વશ કરવા માટે આપણે પ્રયત્ન કરવો પડે છે. ને જેમ માણસ, થોડી થોડી કસરત કરતો રહે, તો એનું શરીર કસાતું જાય, તેમ આવા સ્વભાવને લીધે તો માણસ પોતાનું મન કસી શકે. એટલે એવી કોઈ

વસ્તુ નથી કે જે માણુસને માટે નિરૂપયોગી હોય. સ્વભાવમાં દોષ હોય તો એ દોષ પણ ઉપયોગી તો છે જ.

મનનો સંકલ્પ, એ બળવાનમાં બળવાન વસ્તુ છે.

માણુસ પહેલાં મનમાં વિચાર કરે છે. હું આમ કરું. ત્યાર પછી એ એમ કરવા પ્રેરાય છે. હું ફલાણાને મારું, એ વિચાર પહેલો મનમાં આવે. ત્યાર પછી જ કામ થાય.

એટલે આપણું મન, આપણે જો જરાક જ વાળીએ, તો હંમેશના ઘણા પ્રશ્નો સહેલા થઈ જાય. અને આપણો દોષ આપણુને ઘડે. કૂવે પડવા જનાર પહેલાં તો વિચાર કરે છે કે હવે હું કૂવે પડું. આ તો બહુ દુઃખ છે. એ વખતે એ જરાક જ વિચાર કરે કે આવું જીવન ફરીને મળવાનું નથી, એમાંથી જ મારે રસ્તો કાઢવો, તો એ કૂવો પૂરવા ન દોડે.

માણુસને જે શક્તિ મળી હોય, દાખલા તરીકે ખેડૂતને હળ હાંકતાં આવડે છે, તો એ એની શક્તિ છે. એ શક્તિ વડે, વધારેમાં વધારે અન્ન કેમ મેળવવું એ એનું વ્રત છે. વધારે અન્ન મેળવવા પ્રયત્ન કરવો એ લોભ નથી. એ વ્રત છે. આ વ્રતને માણુસ પાળે, એ એનો સ્વધર્મ થયો. અને એ મેળવેલું પ્રમાણિકતાથી, બધાને મળે એમ કરવું એ રાજાપ્રજાનો ધર્મ થયો.

આ પ્રમાણે દરેક પોત પોતાનું વ્રત જાળવે. વ્રતનો આ અર્થ છે. આવાં વ્રત દ્વારા જ માણુસ આગળ વધે. અને સમાજને પણ આગળ વધારે.

ત્યારે ઉપનિષદની વાતો આપણુને પળે પળે ઉપયોગી છે. એ કેવળ જાણવા માટે નથી. આચરવા માટે છે. અને એ આચરવાના પ્રસંગો તો હમેશાં આપણુને મળતા જ રહે છે.





## 'ભારતરત્ન'નો સર્વોચ્ચ ખિતાબ

આ વરસે પ્રજાસત્તાક દિને જાણીતા સ્ત્રી-કેળવણીકાર અને સામાજિક કાર્યકર ડૉ. ધોંડો કેશવ કર્વેને એનાયત થયો છે. અહીં તે ચંદ્રક અને તેના મેળવનાર ડૉ. કર્વેનો ફોટો છે.

દ. બા. કાલેલકર

# માનવતા-સેવક પંડિતજી

આ ૨૪મી નવેંબરે આખા દેશમાં આપણા લાડીલા નેતાની વર્ષગાંઠ તરીકે દર વર્ષની માફક બાળદિન મનાયો. સિત્તેરમા વરસમાં પ્રવેશી ચૂકેલા પંડિતજીને કાકાસાહેબે 'મંગળ પ્રભાત'માં બિરદાવેલા તેનો ઊર્મિના વાચકો માટે અહીં અનુવાદ મૂક્યો છે......

ભારત એ એક વિચિત્ર દેશ છે. આ દેશની સંસ્કૃતિ એટલી જૂની છે કે અહીં બધા યુગોને કેટલા સમ્રાટો થઈ ગયા એનો તાગ મળતો નથી. નાના મોટા રાજાઓની તો વાત જ કરવાની નહિ. સંસ્કૃતિને નવો ઓપ આપનાર ઋષિમુનિઓ અને આચાર્યો કેટલા થયા એનો પણ પૂરો તાગ નથી મળતો. થોડાક ઋષિ-મુનિઓનાં નામ આપણે જાણીએ છીએ, પણ તેમણે શું કર્યું એ મહત્ત્વની વાત આપણે ભૂલી ગયા છીએ. બુદ્ધ ભગવાનને આપણે અવતારી માન્યા અને આપણે તેમનું ચરિત્ર જ ભૂલી ગયા. સમ્રાટ અશોક અને સમુદ્રગુપ્તને પણ લોકો લગભગ ભૂલી જ ગયા છે. હમણાં હમણાં તેમનાં જીવન, સમય, અને કાર્ય વિષે, સંશોધન થવા લાગ્યું છે. લોકહૃદયમાં આથી જુદું જ સ્થાન રાજા ભરથરી અને વિક્રમનું છે. પણ ખૂબ સંશોધન પછી પણ આ રાજાઓને સજીવન કરવાનું ઇતિહાસ માટે મુશ્કેલ બની ગયું છે.

આવા દેશમાં એક મોટા પ્રશ્નની ચર્ચા પ્રાચીન કાળથી થતી આવી છે. કોઈ કહે છે કે જેવો કાળ તેવો રાજા, યુગ એવો યોગી. પ્રજાના પુરુષાર્થ અને નસીબને અનુરૂપ તેને કોઈ ને કોઈ પ્રભાવશાળી રાજા મળી જ જાય છે.

બીજો એક એવો મત છે કે પ્રજા તો ગતાનુગતિક હોય છે. કુદરતના બનાવો આંધળા હોય છે. નસીબના સારા નરસા અંશો યુગોના હિસાબે નહિ જેવા જ બની જાય છે. કોઈપણ દેશના લોકોનો પુરુષાર્થ અને વૈભવ તેના મહાપુરુષોથી જ મપાય છે.

જ્યારે રાજ્યનીતિજ્ઞ ભીષ્માચાર્યને તેમનું મંતવ્ય પૂછી જોયું ત્યારે તેમણે દૃઢતાપૂર્વક કહ્યું :

'कालो वा कारणं राज्ञः
    राजा वा काल-कारणं ।
इति ते संशयो माभूत्
    राजा कालस्य कारणं ॥'

[યુગ જેવો રાજા બને છે અથવા રાજાના પ્રભાવથી યુગ બને છે એવી દ્વિધામાં ન પડો રાજા, હું દૃઢતાપૂર્વક કહું છું કે રાજા જ પોતાના યુગને બનાવે છે.]

ભીષ્મ પિતામહનું આ કથન આખા દેશે ત્યારથી યાદ રાખ્યું છે. 'राजा कालस्य कारणं' દરેક જાતના પુરુષાર્થ માટે પ્રેરક છે. માણસ પુરુષાર્થથી મોટામાં મોટા કાળ-પ્રવાહને પણ બદલી શકે છે એવો તેનો સાર છે.

પણ આપણી પ્રજાએ સ્વભાવાનુસાર આ વચનનો અર્થ કરેલો. જ્યારે આપણે અંગ્રેજોનું રાજ્ય ઊખાડીને સ્વરાજ્યની સ્થાપના કરવાની મથામણમાં હતા ત્યારે કેટલાય ઘરડેરાંઓ આપણને કહેતાં હતાં : 'તમારા પ્રયત્નોથી શું વળવાનું છે? કોઈ સમર્થ અવતારી પુરુષ રાજાના રૂપમાં પ્રગટશે ત્યારે એ બધું કરશે. ત્યાંસુધી અમે ભગવાનની પ્રાર્થના કરીશું કે અસહ્ય જુલમ થયો છે તે માટે હે ભગવાન' તમે અવતાર ધારણ કરો.'

જ્યારે લોકમાન્ય ટિળકે સ્વરાજ્યનું આંદોલન જોરશોરથી ચલાવ્યું અને લોકોમાં જાગૃતિ આણી ત્યારે ઘરડા લોકો કહેવા લાગ્યા કે કદાચ લોકમાન્ય અવતારી પુરુષ હશે. જ્યારે લોકમાન્યને અંગ્રેજોએ જેલમાં પૂર્યા ત્યારે મહારાષ્ટ્રના એક વૃદ્ધ કહેવા લાગેલા : 'અવતારી પુરુષને કોઈપણ સરકાર જેલમાં પૂરી નથી શકતી. લોકમાન્યને જેલમાં જવું પડ્યું એ બતાવે છે કે તેમનામાં ઈશ્વરી અંશ નથી!'

જ્યારે ભારતના રાજનીતિક ક્ષિતિજ ઉપર ગાંધીજીનો ઉદય થયો ત્યારે સરકારને ચીમકી આપીને જેલમાં

જઈને બેસવું એ જ પરદેશી રાજ્યને તોડવાનો એક ઇલાજ બની ગયો. પરદેશી સરકારને જે મંજૂર રાખે છે એ જ આ રાજ્યમાં જેલની બહાર રહી શકે છે. જે રાષ્ટ્રપુરુષ બીજા રાજ્યને નથી માનતો, દિલથી પૂરો સ્વતંત્ર છે તેને વિદેશી હકુમત બહાર નથી રાખી શકતી. એટલે જેનું દિલ સ્વતંત્ર છે તેનું સ્થાન જેલમાં જ છે એ નવી દૃષ્ટિ લોકોએ લઈ લીધી. અને દેશે ગાંધીજીને મહાત્મા તરીકે સ્વીકારી લીધા. કેટલું મોટું વિચાર-પરિવર્તન !

ભીષ્મ પિતામહે એ પણ કહેલું કે રાજ્યનો ધારો, રાજ્યવ્યવસ્થા, જેને પ્રાચીન લોકો 'અર્થ' કહે છે, વ્યક્તિથી પણ ચડિયાતી છે. વ્યક્તિ ગમે તેટલી મહાન હોય, દેશની સામે, દેશના ધારા સામે તો ગૌણ જ રહેશે. રાજ્યનું તંત્ર વ્યક્તિનું દાસ નથી બની શકતું—

अर्थस्य पुरुषो दासः
अर्थो दासो न कस्यचित् ।

પુરુષ, વ્યક્તિ રાજ્યવ્યવસ્થાને અધીન છે, રાજ્યવ્યવસ્થા કોઈ પણ પુરુષને અધીન નથી. આ રીતે Constitution ની, રાજ્યરચનાની સર્વોપરિતા આપણી સંસ્કૃતિએ માની લીધી છે. થોડા વખતને માટે કોઈ વ્યક્તિ 'ગણ'ની ઉપર પોતાનો પ્રભાવ ફેલાવીને ગણંજય—Dictator—ભલે બની જાય, પણ એવી ગુલામી લોકોએ સ્વેચ્છાથી માની લીધી છે. જ્યારે ઇચ્છે ત્યારે લોકો એવી ગુલામીને ઊખાડીને ફેંકી શકે છે અને કહી શકે છે—'अर्थो दासो न कस्यचित्.' ભારતનું માનસ વિચિત્ર છે. એણે પોતાની સંસ્કૃતિને મનમાન્યું સ્વરૂપ આપ્યું છે. એટલે એ વ્યક્તિપૂજક પણ બની શકે છે અને સાથે સાથે તંત્રની મહત્તાનો પણ સ્વીકાર કરી જાણે છે. દેશે ગાંધીજીને મહાત્મા બનાવ્યા, પોતાના સુકાની બનાવ્યા. ગાંધીજીએ દેશની નાવને સ્વરાજ્યના બંદર સુધી પહોંચાડી દીધી અને એ પણ સૂચવી દીધું કે જવાહરલાલ જ તેમના ઉત્તરાધિકારી છે. દેશે ગાંધીજીનું વચન માન્ય રાખ્યું અને નિયમ મુજબ, ચૂંટણી કરીને દર વખતે દેશનું સુકાન જવાહરલાલજીના હાથમાં વિધિપૂર્વક સોંપ્યું.

જવાહરલાલજીના સ્વભાવમાં ગણંજય—Dictator બનવાનું છે જ નહિ. પોતાની વાત જોરશોરથી એ રજૂ કરશે જરૂર. કોઈ નહિ માને તો ચીડાઈ પણ જશે, ગુસ્સે થઈને પોતાનો ક્રોધ જાહેર પણ કરશે પણ બહુમતી મુજબ જ વર્તશે. એટલા માટે તો લોકો જવાહરલાલજીના નેતૃત્વમાં પૂરેપૂરો વિશ્વાસ રાખે છે, પોતાને અને દેશને તેમના હાથમાં સુરક્ષિત માને છે. દેશના જેવો જ સ્વભાવ આપણા નેતાઓનો છે. પછી ભલે ગાંધીજી હોય કે જવાહરલાલજી ! અને તો પણ અધિકારો પોતાના હાથમાં રાખવાની તરકીબ તેમણે કયારેય વિચારી જ નથી. દેશ જેને લોખંડી પુરુષ કહે છે, એ સરદાર વલ્લભભાઈ પણ પોતાના વિચારો અને અભિપ્રાયોમાં મક્કમ હોવા છતાં, અને દેશની નીતિને પોતાની જ ઇચ્છા મુજબ ચલાવવાનો આગ્રહ રાખતા હોવા છતાં પણ કાયદાથી પૂરેપૂરા બંધાયેલા રહેતા. એટલે મતભેદ હોય તો ય એ જવાહરલાલ સાથે કયારેય ઝઘડયા નથી.

જયપ્રકાશજી માને છે કે જો જવાહરલાલજી મુખ્ય પ્રધાનનો પોતાનો હોદ્દો છોડી દે તો તેમનો પ્રભાવ વધશે અને દેશની વધુ ઊજળી સેવા તે કરી શકશે.

ભયંકરમાં ભયંકર મહાયુદ્ધ જીતીને બ્રિટિશ સામ્રાજ્યને બચાવનાર ચર્ચિલને બ્રિટિશ પ્રજાએ થોડા જ દિવસોમાં હટાવી મૂકયો. ભારતમાં એવું ન થઈ શકે. જો વિલાયતમાં, અમેરિકામાં કોઈ પ્રમુખ કહે કે હું તમારાથી નારાજ છું એટલે રાજીનામું આપવા ઇચ્છું છું તો ત્યાંના લોકો તરત માની જશે. પણ મુખ્ય પ્રધાન એવી હિમ્મત કરે જ નહિ. ભારતમાં જવાહરલાલજી એવું કરી શકે છે અને લોકો આજ્ઞાંકિત પુત્ર બનીને કહી દે છે: 'ના, ના. હવેથી અમે સારી રીતે વર્તીશું, તમે અમને છોડીને ન જાવ.'



द. બા. કાલેલકર

# માનવતા-સેવક પંડિતજી

આ ૨૪મી નવેંબરે આખા દેશમાં આપણા લાડીલા નેતાની વર્ષગાંઠ તરીકે દર વર્ષની માફક બાળદિન મનાયો. સિત્તેરમા વરસમાં પ્રવેશી ચૂકેલા પંડિતજીને કાકાસાહેબે ' મંગળ પ્રભાત 'માં બિરદાવેલા તેનો ઊર્મિના વાચકો માટે અહીં અનુવાદ મૂક્યો છે……

ભારત એ એક વિચિત્ર દેશ છે. આ દેશની સંસ્કૃતિ એટલી જૂની છે કે અહીં બધા મળીને કેટલા સમ્રાટો થઈ ગયા એનો તાગ મળતો નથી. નાના મોટા રાજાઓની તો વાત જ કરવાની નહિ. સંસ્કૃતિને નવો ઓપ આપનાર ઋષિમુનિઓ અને આચાર્યો કેટલા થયા એનો પણ પૂરો તાગ નથી મળતો. થોડાક ઋષિ-મુનિઓનાં નામ આપણે જાણીએ છીએ, પણ તેમણે શું કર્યું એ મહત્ત્વની વાત આપણે ભૂલી ગયા છીએ. બુદ્ધ ભગવાનને આપણે અવતારી માન્યા અને આપણે તેમનું ચરિત્ર જ ભૂલી ગયા. સમ્રાટ અશોક અને સમુદ્રગુપ્તને પણ લોકો લગભગ ભૂલી જ ગયા છે. હમણાં હમણાં તેમનાં જીવન, સમય, અને કાર્ય વિષે, સંશોધન થવા લાગ્યું છે. લોકહૃદયમાં આથી જુદું જ સ્થાન રાજા ભરથરી અને વિક્રમનું છે. પણ ખૂબ સંશોધન પછી પણ આ રાજાઓને સજીવન કરવાનું ઇતિહાસ માટે મુશ્કેલ બની ગયું છે.

આવા દેશમાં એક મોટા પ્રશ્નની ચર્ચા પ્રાચીન કાળથી થતી આવી છે. કોઈ કહે છે કે જેવો કાળ તેવો રાજા, યુગ એવો યોગી. પ્રજાના પુરુષાર્થ અને નસીબને અનુરૂપ તેને કોઈ ને કોઈ પ્રભાવશાળી રાજા મળી જ જાય છે.

બીજો એક એવો મત છે કે પ્રજા તો ગતાનુગતિક હોય છે. કુદરતના બનાવો આંધળા હોય છે. નસીબના સારા નરસા અંશો યુગોના હિસાબે નહિ જેવા જ બની જાય છે. કોઈપણ દેશના લોકોનો પુરુષાર્થ અને વૈભવ તેના મહાપુરુષોથી જ મપાય છે.

જ્યારે રાજ્યનીતિજ્ઞ ભીષ્માચાર્યને તેમનું મંતવ્ય પૂછી જોયું ત્યારે તેમણે દૃઢતાપૂર્વક કહ્યું :

' कालो वा कारणं राज्ञः<br>
 राजा वा काल-कारणं ।<br>
इति ते संशयो माभूत्<br>
 राजा कालस्य कारणं ॥'

[ યુગ જેવો રાજા બને છે અથવા રાજાના પ્રભાવથી યુગ બને છે એવી દ્વિધામાં ન પડો રાજા, હું દૃઢતાપૂર્વક કહું છું કે રાજા જ પોતાના યુગને બનાવે છે. ]

ભીષ્મ પિતામહનું આ કથન આખા દેશે ત્યારથી યાદ રાખ્યું છે. ' राजा कालस्य कारणं ' દરેક જાતના પુરુષાર્થ માટે પ્રેરક છે. માણસ પુરુષાર્થથી મોટામાં મોટા કાળ-પ્રવાહને પણ બદલી શકે છે એવો તેનો સાર છે.

પણ આપણી પ્રજાએ સ્વભાવાનુસાર આ વચનનો અર્થ કરેલો. જ્યારે આપણે અંગ્રેજોનું રાજ્ય ઊખાડીને સ્વરાજ્યની સ્થાપના કરવાની મથામણમાં હતા ત્યારે કેટલાય ઘરડેરાંઓ આપણને કહેતાં હતાં : ' તમારા પ્રયત્નોથી શું વળવાનું છે? કોઈ સમર્થ અવતારી પુરુષ રાજાના રૂપમાં પ્રગટશે ત્યારે એ બધું કરશે. ત્યાંસુધી અમે ભગવાનની પ્રાર્થના કરીશું કે અસહ્ય જુલમ થયો છે તે માટે હે ભગવાન! તમે અવતાર ધારણ કરો.'

જ્યારે લોકમાન્ય ટિળકે સ્વરાજ્યનું આંદોલન જોરશોરથી ચલાવ્યું અને લોકોમાં જાગૃતિ આણી ત્યારે ઘરડા લોકો કહેવા લાગ્યા કે કદાચ લોકમાન્ય અવતારી પુરુષ હશે. જ્યારે લોકમાન્યને અંગ્રેજોએ જેલમાં પૂર્યા ત્યારે મહારાષ્ટ્રના એક વૃદ્ધ કહેવા લાગેલા : ' અવતારી પુરુષને કોઈપણ સરકાર જેલમાં પૂરી નથી શકતી. લોકમાન્યને જેલમાં જવું પડ્યું એ બતાવે છે કે તેમનામાં ઈશ્વરી અંશ નથી !'

જ્યારે ભારતના રાજનીતિક ક્ષિતિજ ઉપર ગાંધીજીનો ઉદય થયો ત્યારે સરકારને ચીમકી આપીને જેલમાં

જઈને બેસવું એ જ પરદેશી રાજ્યને તોડવાનો એક ઇલાજ બની ગયો. પરદેશી સરકારને જે મંજૂર રાખે છે એ જ આ રાજ્યમાં જેલની બહાર રહી શકે છે. જે રાષ્ટ્રપુરુષ બીજા રાજ્યને નથી માનતો, દિલથી પૂરો સ્વતંત્ર છે તેને વિદેશી હકુમત બહાર નથી રાખી શકતી. એટલે જેનું દિલ સ્વતંત્ર છે તેનું સ્થાન જેલમાં જ છે એ નવી દૃષ્ટિ લોકોએ લઈ લીધી. અને દેશે ગાંધીજીને મહાત્મા તરીકે સ્વીકારી લીધા. કેટલું મોટું વિચાર-પરિવર્તન !

ભીષ્મ પિતામહે એ પણ કહેલું કે રાજ્યનો ધારો, રાજ્યવ્યવસ્થા, જેને પ્રાચીન લોકો 'અર્થ' કહે છે, વ્યક્તિથી પણ ચડિયાતી છે. વ્યક્તિ ગમે તેટલી મહાન હોય, દેશની સામે, દેશના ધારા સામે તો ગૌણ જ રહેશે. રાજ્યનું તંત્ર વ્યક્તિનું દાસ નથી બની શકતું—

अर्थस्य पुरुषो दासः
अर्थो दासो न कस्यचित् ।

પુરુષ, વ્યક્તિ રાજ્યવ્યવસ્થાને અધીન છે, રાજ્યવ્યવસ્થા કોઈ પણ પુરુષને અધીન નથી. આ રીતે Constitution ની, રાજ્ય-રચનાની સર્વોપરિતા આપણી સંસ્કૃતિએ માની લીધી છે. થોડા વખતને માટે કોઈ વ્યક્તિ 'ગણ'ની ઉપર પોતાનો પ્રભાવ ફેલાવીને ગણંજય—Dictator—ભલે બની જાય, પણ એવી ગુલામી લોકોએ સ્વેચ્છાથી માની લીધી છે. જ્યારે ઇચ્છે ત્યારે લોકો એવી ગુલામીને ઊખાડીને ફેંકી શકે છે અને કહી શકે છે—'अर्थो दासो न कस्यचित्.' ભારતનું માનસ વિચિત્ર છે. એણે પોતાની સંસ્કૃતિને મનમાન્યું સ્વરૂપ આપ્યું છે. એટલે એ વ્યક્તિપૂજક પણ બની શકે છે અને સાથે સાથે તંત્રની મહત્તાનો પણ સ્વીકાર કરી જાણે છે. દેશે ગાંધીજીને મહાત્મા બનાવ્યા, પોતાના સુકાની બનાવ્યા. ગાંધીજીએ દેશની નાવને સ્વરાજ્યના બંદર સુધી પહોંચાડી દીધી અને એ પણ સૂચવી દીધું કે જવાહરલાલ જ તેમના ઉત્તરાધિકારી છે. દેશે ગાંધીજીનું વચન માન્ય રાખ્યું અને નિયમ મુજબ, ચૂંટણી કરીને દર વખતે દેશનું સુકાન જવાહરલાલજીના હાથમાં વિધિપૂર્વક સોંપ્યું.

જવાહરલાલજીના સ્વભાવમાં ગણંજય—Dictator બનવાનું છે જ નહિ. પોતાની વાત જોરશોરથી એ રજૂ કરશે જરૂર. કોઈ નહિ માને તો ચીડાઈ પણ જશે, ગુસ્સે થઈને પોતાનો ક્રોધ જાહેર પણ કરશે પણ બહુમતી મુજબ જ વર્તશે. એટલા માટે તો લોકો જવાહરલાલજીના નેતૃત્વમાં પૂરેપૂરો વિશ્વાસ રાખે છે, પોતાને અને દેશને તેમના હાથમાં સુરક્ષિત માને છે. દેશના જેવો જ સ્વભાવ આપણા નેતાઓનો છે. પછી ભલે ગાંધીજી હોય કે જવાહરલાલજી ! અને તો પણ અધિકારો પોતાના હાથમાં રાખવાની તરકીબ તેમણે ક્યારેય વિચારી જ નથી. દેશ જેને લોખંડી પુરુષ કહે છે, એ સરદાર વલ્લભભાઈ પણ પોતાના વિચારો અને અભિપ્રાયોમાં મક્કમ હોવા છતાં, અને દેશની નીતિને પોતાની જ ઇચ્છા મુજબ ચલાવવાનો આગ્રહ રાખતા હોવા છતાં પણ કાયદાથી પૂરેપૂરા બંધાયેલા રહેતા. એટલે મતભેદ હોય તો ય એ જવાહરલાલ સાથે ક્યારેય ઝઘડ્યા નથી.

જયપ્રકાશજી માને છે કે જો જવાહરલાલજી મુખ્ય પ્રધાનનો પોતાનો હોદ્દો છોડી દે તો તેમનો પ્રભાવ વધશે અને દેશની વધુ ઊજળી સેવા તે કરી શકશે.

ભયંકરમાં ભયંકર મહાયુદ્ધ જીતીને બ્રિટિશ સામ્રાજ્યને બચાવનાર ચર્ચિલને બ્રિટિશ પ્રજાએ થોડા જ દિવસોમાં હટાવી મૂક્યો. ભારતમાં એવું ન થઈ શકે. જો વિલાયતમાં, અમેરિકામાં કોઈ પ્રમુખ કહે કે હું તમારાથી નારાજ છું એટલે રાજીનામું આપવા ઇચ્છું છું તો ત્યાંના લોકો તરત માની જશે. પણ મુખ્ય પ્રધાન એવી હિમ્મત કરે જ નહિ. ભારતમાં જવાહરલાલજી એવું કરી શકે છે અને લોકો આજ્ઞાંકિત પુત્ર બનીને કહી દે છે: 'ના, ના. હવેથી અમે સારી રીતે વર્તીશું, તમે અમને છોડીને ન જાવ.'



ભારતનો સ્વભાવ આ છે અને આ છે તેના નેતા જવાહરલાલજી! બન્ને એક જ સંસ્કૃતિનો પરિપાક છે.

લોકો—ખાસ કરીને પરદેશના લોકો પૂછે છે કે જવાહરલાલ નેહરુ પછી ભારતનું રાજ્ય કોણ સંભાળશે? ભારતનું હૃદય તેમને જવાબ આપે છે: 'તમે તેની ચિંતા ન કરો. જે ભારત-ભાગ્ય-વિધાતા ભગવાને લોકમાન્ય જેવા સ્વરાજ્યસેવક આપ્યા, ગાંધીજી જેવા રાષ્ટ્રપિતા સમયોચિત પ્રગટ થયા અને જવાહરલાલજીના હાથમાં દેશનું સુકાન સોંપી દીધું એ જ ભગવાનને ભવિષ્યની ચિંતા છે. એ જેવું ઇચ્છશે તેવું જ થશે. આજે આપણે એટલું જ કહીને સંતોષ માનીએ કે જવાહરલાલજી દેશસેવા અને માનવતાની સેવા માટે લાંબુ આયુષ્ય ભોગવે.



## એન. સી. સી. ની બાળાઓ ગામડાંની મુલાકાતે

ગામડાંઓમાં એક અગર બીજા પ્રકારનું પુનર્રચનાનું કામકાજ એ વિદ્યાર્થીઓ માટે તેમનો રજાનો સમય કોઈ ઉપયોગી પ્રવૃત્તિમાં ગાળવાનું એક સાધનરૂપ બની ગયું છે.

રાષ્ટ્રના પુનરૂત્થાનમાં ભારતના યુવાન નર નારીઓએ જે મહત્ત્વનો ભાગ ભજવવાનો છે તેની સમજ અને જાગૃતિનું આ પરિણામ છે.

ઉપરના ચિત્રમાં દિલ્હીની એક શાળાની વિદ્યાર્થિનીઓ બાજુના ગામની મુલાકાત દરમ્યાન ગામડાંની બહેનોને પોતાની હસ્તકલાના નમૂના બતાવી રહી છે.

ઈશ્વર પેટલીકર

# વાટેથી ને ઘાટેથી

અહીં રજૂ થતા ચાર પ્રસંગોમાં આપણા જાણીતા નવલનવેશ અને સામાજિક પ્રશ્નોની અચ્છી છણાવટ કરનાર લેખક કેટલીક વિચારતા કરી મૂકે તેવી વાતો કહે છે. આપણા સામાજિક જીવનમાં આવા પ્રસંગો બનતા તો હોય છે રોજ, તેને રજૂ કરવાની કે ઝડપી લેવાની આવડત હોય છે કોઈકમાં જ...

હું મુંબઈ ગયો ત્યારે ડાયરીમાં એક કામ ખાસ નોંધતો ગયો હતો. મારા એક પરિચિતની દીકરીને પાડોશના ગામના એક ભણેલા યુવક સાથે પરણાવી હતી. તે યુવક મુંબઈમાં નોકરી કરતો હતો, રેલવેમાં હતો. એ પત્નીને તેડતો ન હતો. છેલ્લા દોઢ વર્ષથી છોકરી એના બાપને ઘેર હતી. મને એ બિચારા જ્યારે મળે ત્યારે કહેતા કે જરા જમાઈને તમે સમજાવો ને, તમે ગાંધી મહાત્માવાળા કહેવાઓ, એટલે માનશે.

મેં પૂછેલું કે ન તેડવાનું શું કારણ છે? કહેલું કે છોડી ભણેલી નથી એટલે એને ગમતી નથી. છોડી મારી જોયેલી હતી, દેખાવે ન ગમે એવી કુરૂપ ન હતી. મેં એ ભાઈનું શિરનામું લઈ રાખ્યું હતું, અને બાપાને કહી રાખ્યું હતું કે મુંબઈ જઈશ ત્યારે જરૂર મળીને સમજાવીશ. મેં એ ભાઈને પત્ર લખ્યો હતો અને જણાવ્યા પ્રમાણે હું વખતસર એમને ઘેર પણ પહોંચી ગયો.

એણે ઊભા થઈને, હસીને આવકાર આપ્યો : 'પધારો.' થોડી ઔપચારિક વાતો થયા પછી અમે મૂળ વાત ઉપર આવ્યા. મેં કહ્યું : 'બોલો, આ બાબતમાં તમારે શું કહેવું છે?'

યુવકે કહ્યું : 'એ બધું રામાયણ છે, કહેવા બેસું તો પાર પણ ન આવે.'

હું : 'થોડું એમાંથી કહો એટલે મને તરત સમજાશે.'

યુવક : 'મુંબઈમાં આપ રહેલા છો?'

હું : 'કેમ?'

યુવક : 'એટલા માટે પૂછું છું કે આ જીવન એવું છે કે અભણ અને ઠોઠ માણસ અહીં ન ચાલે.'

હું : 'કેવી રીતે?'

યુવક : 'અહીંનું જીવન એટલે ઘડિયાળના કાંટા જેવું.'

હું : 'બરાબર, પણ એ તો જેને ધંધો કરવો હોય તેને. ઘરકામ કરનાર સ્ત્રીને શું?'

યુવક હસીને બોલ્યો : 'તમે ત્યારે અહીંના જીવનના ભોમિયા નથી. ઘરમાં સ્ત્રી મિનિટો ન સમજે એવી હોય તો પુરુષનું કામ ન ચાલે. ઘરનું કામ વખતસર થાય તો જ પુરુષ બહારનું કામ કરી શકે.'

મેં કહ્યું : 'સમજી ગયો. હવે તમને શી મુશ્કેલી છે?'

યુવક : 'મને બધી જ મુશ્કેલી છે. એ અભણ છે.'

મેં વચ્ચે સવાલ કર્યો : 'તમારા જેવાએ અક્ષરજ્ઞાન આપવું જોઈએ.'

યુવક : 'એ વાત એને પૂછજો. મેં પ્રયત્ન ન કર્યો હોય તો મારી ભૂલ. પણ એ ઠોઠ છે એટલે એ ભણી શકે તેમ નથી. અને ભણવાની વાતે ક્યાં છે? અભણ માણસોય ઘડિયાળ જોઈ શકે છે. છ મહિના માથાકૂટ કરી પણ એય ન આવડયું! આપણે કહીએ તેનોય કંઈ અર્થ નહિ, પોણાચાર અને ચારમાં ભેદ જ ન સમજે ને?'

મને એ છોકરી વિષે જાતઅનુભવ ન હતો એટલે હું મૌન રહ્યો. એ બોલ્યો : 'મેં પ્રયત્ન કરવામાં બે વરસ ખોયાં છે. સામાનું જોઈને શીખશે માની રાહ જોઈ. પણ તમે એની પાસે રસોઈ કરાવી જોજો—જો રોટલી વણતાં હજુય બરાબર આવડતું હોય તો. ગાડીમાં બેસી સ્ટેશને ઊતરવાનીય ગમ ન પડે. ચર્નીરોડ અને ચર્ચગેટનો ભેદ બે વર્ષેય એના મગજમાં ઊતર્યો નથી!'

મારા ગંભીર મોં ઉપર સહેજ હાસ્ય ફરકી ગયું. મારો એ ભાવ પામી જતાં યુવક હસીને બોલ્યો :

'નોકરી ઉપરથી છૂટી મારે એને મુંબઈ ફેરવવા લઈ જવી હોય, અનુભવ આપવો હોય તો પણ મોટી મુશ્કેલી. દોઢ કલાક ગાડીમાં બેસી ઘેર તેડવા જવા જેટલો મને વખત ન હોય, એને ગાડીમાં બેસી ચર્નીરોડ ઊતરવાની સમજ ન પડે. વચલા રસ્તા તરીકે મેં નીચેનાં સ્ટેશન ગણીને વધારાની ટિકિટો આપી અને કહ્યું કે ગાડી ઊભી રહે ત્યારે દર સ્ટેશને એક એક નીચે નાખવી. હાથમાં ટિકિટ ન રહે એટલે એ સ્ટેશને ઊતરી પડવું.'

હસવું ખાળીને હું ગંભીર બની સાંભળી રહ્યો. એ ભાઈએ કહ્યું: 'પણ એમાંય હું ન ફાવ્યો. બે વખત એમાંય ભૂલ કરી. ભૂલથી એકને બદલે બે ટિકિટ સાથે નાખી દે, એટલે આગલા સ્ટેશને ઊતરી પડે!' મારાથી બોલ્યા વગર ન રહેવાયું. મેં કહ્યું: 'એ છોડી આટલી ઠોઠ છે તેની મને ખબર નથી.'

યુવકે મનનો બળાપો વ્યક્ત કરતા કહ્યું: 'મુરબ્બી! હું કંઈ એવો બેજવાબદાર યુવક નથી કે નજીવા કારણસર એને ન તેડું. સ્ત્રી પાસે સોબતની હું આશા ન રાખું, પણ એ મને નિયમિત રસોઈ કરીને આપે એટલીય આશા રાખું કે નહિ? એના હાથનું તમે દસ દિવસ ખાઈ જુઓ! એક દિવસ મીઠું વધારે હશે, કોઈ વખત સાવ રહી ગયું હશે, તો મરચું વધારે હશે તો બીજી વખત બળી ગયું હશે!' શ્વાસ ઝડપથી લઈને એ બોલ્યો: 'છતાં હું કાઢી ન મૂકત. પરંતુ પાડોશીનું છોકરું સાણસી રમતું બહાર ભૂલી ગયું હશે તે ઘરમાં મૂકી દીધી. કહ્યું છતાં મારી પાસેય માન્યું નહિ અને છેવટ તે ચોર ઠરી!' લાંબો શ્વાસ લઈને એણે મને છેલ્લો સવાલ કર્યો: 'બોલો, હવે મારે બીજું શું કરવું?'

*

પાઘડીના જમાનામાંથી ટોપી મૂકવાનો જમાનો આવ્યો ત્યારે ટોપી મૂકનાર સામે ટીકાઓ પાઘડી મૂકનાર વર્ગ કરતો હતો. અગર માનતો હતો કે ટોપી મૂકવી એ અજુગતું અને છોકરમત છે. તેના જેવી ટીકા અને સૂગ આજે ટોપી મૂકનાર વર્ગ ઉઘાડે માથે ફરનાર વર્ગ સામે કરતો જણાય છે, અને ટોપી મૂકનાર પોતાને પ્રગતિમાન માની જેમ પાઘડીવાળાની ઠેકડી કરતો એવું ઉઘાડા માથાવાળા માથું ઢાંકનાર માટે કરતા લાગે છે.

જીવાભાઈ કહે, 'હમણાં હમણાં નિશાળમાં નવાં છોકરાં (નવા માસ્તરો) દાખલ કરવામાં આવ્યા છે તે સાવ નફામાં છે. ધોતિયાને બદલે લેંઘા પહેરે છે અને માથે ટોપી મૂકવાની તો બાધા! કેળવણી ખાતાએ સરક્યુલર કાઢ્યો છે કે ઉઘાડે માથે શિક્ષકે ન આવવું. છતાંય એ તો એના એ જ છે!'

હું: 'એ તો જમાનો છે. પહેલાં નિશાળમાં એક પણ વિદ્યાર્થી ટોપી મૂક્યા વગર નહોતો આવતો, અને આજે તમે જુઓ છો કે એક પણ વિદ્યાર્થીને માથે ટોપી હોતી નથી!'

જીવાભાઈ: 'વિદ્યાર્થીની વાત જુદી અને શિક્ષકની વાત જુદી. ગામડામાં શિક્ષક એ ભણેલો અને સમજુ માણસ ગણાય. ડાહ્યામાં એની ગણતરી પણ થાય છે. એટલે એ આમ વર્તે એટલે બીજા છોકરા ઉપર એની કેવી છાપ પડે!'

હું: 'આપણા દેશમાં મોટા માણસોય ટોપી ક્યાં મૂકે છે? રાજાજી, કૃપાલાની, કાકા કાલેલકર વગેરે ઘણાય એવા છે કે જે હિન્દમાન્ય મોટા પુરુષો હોવા છતાં ટોપી મૂકતા નથી.'

જીવાભાઈ: 'એ લોકો ઓછા કંઈ વરણાગીવેડા માટે માથું ઉઘાડું મૂકે છે! પણ આ છોકરાઓ તો...'

વચ્ચે હું બોલ્યો: 'એ બીજો મુદ્દો છે. પણ માથું ઉઘાડું મૂકવું એ અશિષ્ટ નથી. એમ તો મોટા પુરુષોના વર્તનથી લાગે છે ને! પછી કોણ કયા ઉદ્દેશથી એમ કરે છે તે જુદી વાત છે. શરીરના રક્ષણ માટે કપડાં પહેરવાં એમ શરૂઆત થઈ, પણ રક્ષણની દૃષ્ટિએ જ આજે લોકો લૂગડાં પહેરે છે એમ કહેવાય? એમાં કેટકેટલા વરણાગીવેડા છે! છતાં આપ

ણને એવાં કપડાં તરફ વાંધો નથી તો ઉઘાડા માથા તરફ ન હોવો જોઈએ.'

જીવાભાઈ: 'એ ખરું પણ એથી વધારે શું છે?'

હું: 'વધારે નથી તેમ ઓછું પણ નથી. દરેક જમાને પહેરવેશમાં આવા ફેરફારો ચાલ્યા કરવાના. એને શોખ કહો તો ય અને નવીનતા કહો તો ય.'

જીવાભાઈ: 'એનો ચેપ હવે છોકરીઓને પણ લાગ્યો છે. એ પણ માથે ઓઢવાને બદલે ઉઘાડે માથે ફરે છે.'

હું: 'આ બધા આપણા પૂર્વગ્રહો જ કહેવાય. લાજ કાઢવાની હતી, અને આજેય છે, ત્યારે તે દૂર કરવા-માંય લોકોને આજે તમને ઉઘાડે માથે ફરવાથી વંઠી જાય એમ જ લાગે છે તેવું એ લોકોને લાગતું છતાં લાજ દૂર થવાથી જેમ કોઈ વંઠી ન ગયું તેમ માથું ઉઘાડું રાખવાથી કોઈ વંઠી નથી જવાતું તેની ખાતરી રાખજો.'

જીવાભાઈએ વાત ઉપાડી ત્યારે તો એમ માનેલું કે હું તેમના મતને ટેકો આપીશ. પરંતુ મને સામે પક્ષે દલીલ કરતો જોઈ એ બોલ્યા: 'તમે આ બેજવાબ-દાર છોકરાઓનો બચાવ કરશો તેમ મેં નહિ ધારેલું.'

હું: 'હું કોઈનો બચાવ કરતો નથી. તટસ્થતાથી વિચાર કરું છું. અને મને લાગે છે કે એ ઉપર આપણે રોષ કરવાનું કારણ નથી.'

ત્રીજે દિવસે હું વડોદરા ગયો ત્યારે એમની ભત્રીજી જે કૉલેજમાં ભણે છે અને ઉઘાડું માથું રાખે છે તેને મેં કહ્યું: 'નાની! તું તો આમ ઉઘાડે માથે ફરે છે અને તારા જીવાકાકા તો કહે છે કે એ છંદ સારો નથી!'

નાની મને કહે: 'જી(જીવાકાકા) તો બધું કહે. માથે ઓઢીને કૉલેજમાં જાય એને છોકરાઓ મશ્કરી કરીને કેવું ખીજવે છે એની એમને ક્યાં ખબર છે?'

હું: 'મનેય એ તો ખબર નથી. કહે જોઉં!'

નાની: '.... કરીને એક મૅજિસ્ટ્રેટ છે. તેમની છોકરી અમારી કૉલેજમાં માથે ઓઢીને આવે છે. એની માતામાં ચૂસ્ત કાઠિયાવાડી મલાજો છે એટલે એ બિચારીને માથે ઓઢવું પડે છે. તેથી કૉલેજમાં છોકરાઓ એને 'બા, બા' એમ એને ઘરડી ગણીને બહુ જૂના જમાનાની ગણીને ઉપહાસ કરે છે!'

*

ગઈ સાલે નવા સ્થાપેલા કેળવણી મંડળ માટે બેસતા વર્ષને સુપ્રભાતે વિદ્યાદાન ઊઘરાવવા અમે ગામમાં નીકળ્યા હતા. એ વર્ષે કરેલા ખર્ચનો હિસાબ અને કેળવણી અંગેની માહિતી આપતો રીપૉર્ટ અમે ધનતેરસને દિવસે છપાવીને દાન આપનારાઓને અગાઉથી વહેંચ્યો હતો, જેથી દાન લેવા જઈએ ત્યારે ભૂમિકા તૈયાર થઈ રહી હોય.

ગઈ સાલ અમે નહિ ધારેલી એવી સારી રકમ મંગુભાઈએ આપી હતી. તમાકુના વેપારમાં એ સારું કમાયા હતા. ગામમાં મોટું મકાન બંધાવ્યું હતું. દિવાળી ઉપર એ શહેરમાંથી વતનમાં દસ દિવસ રહેવા આવતા એટલે દાન લેવા જવાનો અમને મોકો પણ મળતો. એ આ વરસે ક્યાંથી શરૂઆત કરીશું એમ વિચારતાં અમારામાંના એકે સૂચન કર્યું કે મંગુભાઈ પાસે ચાલો. ગઈ સાલ દાઢ સારી ગળી થઈ હતી એટલે અમે ચારેય જણ સંમત થયા, ગયા.

મંગુભાઈ કહે: 'તમને એક પાઈ આપવા જેવી નથી, કેળવણીનું નામ દઈને લઈ જાઓ છો અને વાપરો છો મંદિરમાં.'

અમારા તરફે કેશુભાઈ બોલી ઊઠ્યા: 'અરે એવું તો હોતું હશે? ખર્ચનો હિસાબ તો અમે રીપૉર્ટમાં છાપીને બહાર પાડ્યો છે.'

મંગુભાઈ: 'તમારા રીપૉર્ટમાં જ ખર્ચ કર્યાનું વાંચ્યું છે!'

અમે ચારેય જણ સામસામા ડોળા ફાડી ઘડીભર જોઈ રહ્યા.

મંગુભાઈ ઊભા થતાં બોલ્યા:

'લ્યો ને એ રીપોર્ટ લાવીને તમને બતાવું '

અમારી થેલીમાં રીપોર્ટની નકલો હતી એટલે કેશુભાઈએ કહ્યું : 'તમારે ઊઠવાની જરૂર નથી; હું રીપોર્ટ તમને આપું છું.'

આવક–વ્યયના સરવૈયામાંથી ઉધાર બાજુ રૂપિયા ૧૨૧૫ કરેલ ખર્ચની એક રકમ ઉપર આંગળી મૂકી અમારી સામે ધરતાં મંગુભાઈ બોલ્યા : 'જુઓ, કેવડી મોટી રકમ મંદિર પાછળ તમે ખર્ચી છે ?'

અમારી ચારેયની આંખો તે રકમ સામે મંડાઈ હતી, રૂપિયા ૧૨૧૫–૧૦–૦ સરસ્વતી બાલમંદિર ખાતે ખર્ચ.

બિચારા મંગુભાઈએ બાલશાળાના 'સરસ્વતી બાલમંદિર'ને હિંદુ ધર્મનું એકાદ દેવળ માની લીધું હતું !

*

હું અને ... એક સભામાં ગયા હતા ... એ સજ્જન જાણીતા પુરુષ હતા. મારે અને એમને અંગત પરિચય કંઈ ન હતો, જે થયો તે આ સભા નિમિત્તે થયો હતો. પરંતુ જાણીતા પુરુષોને તો સૌ કોઈ ઓળખતા હોય છે, તેમ હું પણ ઓળખતો હતો. સેવા ખાતર ભરજુવાનીમાં કમાણીવાળો મુંબઈનો વેપાર છોડ્યો હતો, એ વાતેય આજે પાંત્રીસ વર્ષ થયાં, એટલે આજે તો એ ધંધામાં રહ્યા હોત તો લક્ષાધિપતિ થયા હોત. વળી એમના સુધારક અને પ્રગતિશીલ વિચારો પણ જાણીતા હતા. ગામડામાં સભા હતી. બહારથી બીજા જાણીતા માણસોને આમંત્રણ તો આપ્યાં હતાં. પરંતુ ધૂળવાળા રસ્તાઓમાં રેલવેથી દૂર આવવાની મોટા ભાગે વૃત્તિ બતાવી ન હતી. સભાના યોજકો મારા સ્નેહીઓ હતા. ઘણા વખતથી ગયો પણ નહોતો એટલે એમનો ખાસ આગ્રહ હતો. મારી પણ વૃત્તિ ખરી. ઉપર કહ્યું તે સજ્જન સભાનું પ્રમુખસ્થાન લેવાના હતા.

સભા હતી એક સ્નેહસંમેલન જેવી. આજુબાજુના પાંચ ગામના માણસો આવ્યા હતા. 'ગામડાંની પુનર્ઘટના' એવો મોટો વિષય સભાના યોજકોએ રાખ્યો હતો. લોકોમાં રસ જળવાઈ રહે તે માટે રાત્રે સંવાદો રાખ્યા હતા.

પ્રમુખસ્થાનેથી જાણીતા સજ્જન પાસેથી મેં જે આશા રાખી હતી એના કરતાં એમણે જુદું જ કહ્યું. નાતજાત જવી જોઈએ, તેને બદલે તેમણે રાખવાની વકીલાત કરી. હરિજનોની અસ્પૃશ્યતા બાબત આપણું વર્તન ખોટું છે અને સુધારવું જોઈએ એમ કહેવાને બદલે એમણે કહ્યું : જમાનો બદલાયો છે અને ભણેલાઓની વૃત્તિ એ ટાળવાની છે. શહેરમાં તો એ પ્રશ્ન રહ્યો નથી માટે તમે સમજી જાઓ ! સ્ત્રી કેળવણી વિષે કહ્યું : પહેલાં સ્ત્રીઓને ઘર મૂકી બહાર જવાનું ન હતું. એટલે અભણ રહે તો પણ ચાલતું. હવે છોકરાઓ ભણીને શહેરમાં જાય છે એટલે છોકરીઓને પરણ્યા પછી જવું પડે છે અને ત્યાં એ અટવાય છે માટે છોડીઓને બે અક્ષર ભણાવવા જોઈએ ! વળી મૂળ વિષયને બદલે વ્યાખ્યાનના મોટા ભાગમાં એમણે શહેરના લોકોની ટીખળ કર્યા. ભણેલા છોકરાના મોજશોખની ઠેકડી કરી અને મુંબઈની શેઠાણી થઈ બેઠેલી સ્ત્રીઓની આળસની મજાક કરી. મને થયું કે આમ જાણીતા માણસ થઈ સાવ ફીકું કેમ બોલતા હશે ?

રાત્રે સૂતા જતી વખતે મને એ મોકો મળી ગયો. અમે બે–ચાર જણ જ હાજર હતા. મેં સવાલ કર્યો. મારા સામે જોઈ એમણે વિજયનું મોં મલકાવ્યું. કહ્યું : 'તમારે મારી ખૂબી જોવી હોય તો કોઈ સભા શહેરમાં હોય અને મને બોલતો સાંભળો ત્યારે ખબર પડે.'

હું કંઈ ન સમજ્યો. પૂછ્યું : 'એટલે ?'

એમણે મહાવિજયનું હાસ્ય કરતાં કહ્યું : 'તમે હજુ જુવાન છો. સભાઓમાં પ્રમુખસ્થાન લેવાનું શીખશો ત્યારે ખબર પડશે. જેમ કુશળ નટ થવા માટે અભિનયચાતુર્ય જોઈએ છે, તેમ પ્રમુખસ્થાન લેવા

શ્રોતામંડળીને પારખી લેવાની દૃષ્ટિ જોઈએ છે.'

જાણે વાત લાંબી હોય તેમ એમણે ખાટલામાં બેસતાં, 'બેસો ત્યારે' એમ મને પણ બેસવાની દરખાસ્ત કરી કહ્યું: 'મુંબઈમાં શરૂઆતમાં હું ભાષણ આપતો. ઘરેથી પૂરો તૈયાર થઈને જાઉં. ભાવ પ્રમાણે જોર કરીને બોલું, પણ શ્રોતાઓ ખુશ ન થાય, અને બીજા એક ભાઈ બોલવા માંડે કે તરત તાળીઓ ઉપર તાળીઓ પડે. એમણે મને ખૂબી સમજાવતાં કહ્યું: 'જેવા શ્રોતા તેવી વાત કરવી જોઈએ. બાધા આખડીમાં માનતા શ્રોતાઓ હોય તેમને તમે મૂર્તિ ન માનવી એમ કહો તો એ લોકો તમારી કોડીની કિંમત કરે. પણ લાલજી મહારાજની અને સત્યનારાયણની જય બોલાવો તો ગગન ફાડી નાખે એટલી ગર્જના કરે.'

શ્વાસ ખાઈને એમણે મને સલાહ આપતાં કહ્યું: 'તમારે પણ આ કળા શીખી લેવી પડશે. બાકી જાહેરમાં આગળ આવવા માગતા હશો તો નહિ ચાલે: આ શ્રોતાઓ આગળ હું નાતજાત ખોટી છે કે તોડવી જોઈએ કહું તો એમને એ ગળે ન ઊતરે. મોટરમાં સામે હરિજન બેસે તો એને બૂટ મારવા તૈયાર થનાર પ્રજાને 'અસ્પૃશ્યતામાં તમારો ગુનો છે' કહું તો હું ઝેર જેવો લાગું. એટલે જેવા શ્રોતા તેવું વ્યાખ્યાન, એ કળા પ્રમુખપદ સફળ ઉતારવા જરૂરી છે!'

અમારે તે પછી બીજી વાતો પણ થઈ. પરંતુ રાતે સૂતા પછી મને એ જ વિચાર આવ્યા કર્યો કે ધનદોલત છોડી શકનાર આ માણસ કીર્તિ પાછળ આટલા ઘેલા કેમ થયા હશે? શ્રોતાઓને નહિ ગમે તેમ ખુશ કરવા પોતાના વિચારો વિરુદ્ધ બોલવું તે કેટલી નીચી કોટિની સ્થિતિ છે? મને થયું ભલે એમણે આર્થિક મોહ છોડ્યો હોય, પણ એ છોડીને તેઓ જે રસ્તે ચડી ગયા છે, તે એથી કોઈ રીતે ઉત્તમ નથી. પ્રભુપ્રાર્થના કરી કે પ્રમુખપદ શોભાવવાની આ કળા મને ક્યારેય જોઈતી નથી, અને જેમને સાધ્ય હોય તેમની પણ લઈ લે!



કલકત્તા ખાતેની કાચ અને માટીકામને લગતા સંશોધન માટેની સંસ્થા 'સેન્ટ્રલ ગ્લાસ એન્ડ સિરૅમિક રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ'માં દેશી કાચી સામગ્રીમાંથી બનાવટી (પોર્સલીનના) દાંત તૈયાર કરવાની એક પદ્ધતિ શોધી કાઢવામાં આવી છે. આ પદ્ધતિ નીચે પ્રમાણે છે. એલ્યુમિનિયમનો પથરો (ફેલ્સપાર) અને ચીનાઈ માટીનું યોગ્ય પ્રમાણમાં મિશ્રણ કરીને તેનો બારીક ભૂકો બનાવવામાં આવે છે. આ મિશ્રણમાંથી લોહનાં તત્ત્વો દૂર કર્યા પછી તેમાં પાણી અને બીજો એક પદાર્થ (ઑર્ગેનિક બાઈન્ડર) ઉમેરીને કણક જેવો જથ્થો બનાવવામાં આવે છે અને તેને દાંતનાં બીબાંમાં ઢાળીને તેના દાંત બનાવીને તેને પકવવામાં આવે છે. અને એ રીતે તૈયાર થયેલા દાંતનો સંગ્રહ કરવા માટે તેમને કાગળના અથવા પ્લાસ્ટિકના પૂઠાંમાં ચોટાડી દેવામાં આવે છે. આ નવી પદ્ધતિથી તૈયાર કરવામાં આવેલા પોર્સલીનના દાંત આયાત કરવામાં આવેલા દાંતની સાથે સરખામણીમાં શોભે એવી ગુણવત્તા ધરાવે છે. કલકત્તાની ડેન્ટલ કૉલેજ અને હૉસ્પિતાલમાં તેમ જ બે જાણીતા ડેન્ટીસ્ટો દ્વારા આ દાંતની કસોટી કરવામાં આવી છે અને તેમણે સારા અભિપ્રાયો આપ્યા છે. આ નવી પદ્ધતિનો મુખ્ય ફાયદો એ છે, કે આની મુખ્ય કાચી સામગ્રી ફેલ્સપાર અને ચાઈના કલે દેશમાં જ સહેલાઈથી મળી શકે છે.



આજે ભારતની તાર સેવા, આંતરિક વ્યવહારમાં દુનિયાભરમાં છઠ્ઠા અંકે અને કાર્ય સંખ્યાની દૃષ્ટિએ અમેરિકા પછી બીજા જ અંકે આવે છે. દુનિયાભરમાં સૌથી ઊંચા સ્થળે આવેલી તાર કચેરી પણ એ ચલાવે છે. આ કચેરી દરિયાની સપાટીથી ૧૩,૫૦૦ ફૂટની ઊંચાઈએ ભૂતાંગમાં આવેલી છે અને 'સીકીમ-આરોહણ' સંબંધમાં છેક ૧૮૮૭માં એ બાંધવામાં આવી હતી. એ દુનિયાભરમાં સૌથી ઊંચી લાઈન, પણ ધરાવે છે. આ લાઈન દરિયાની સપાટીથી ૧૭,૫૦૦ ફૂટની ઊંચાઈએ આવેલી છે.



વાટેથી ને ઘાટેથી : ૨૫

બકુલ ત્રિપાઠી:

# આપણી રંગભૂમિ!

નિબંધિકા હોય એટલે વાંચવી ગમે જ, પણ તેમાંય તેના લેખક તરીકે શ્રી બકુલ ત્રિપાઠી હોય પછી તો પૂછવું જ શું! વાંચ્યા વિના રહેવાય જ કેમ! ભારેખમ વિષય, ચર્ચા, વાતાવરણ બધું પળવારમાં જ હળવું ફૂલ બનાવી ન દે તો એ બકુલ ત્રિપાઠી કહેવાય જ શાના ....

'આપણી રંગભૂમિ ખરેખર આગળ આવી રહી છે' મેં વાતવાતમાં એક મિત્રને કહ્યું.

'ધૂળ આગળ આવી રહી છે!' એમણે જવાબ આપ્યો.

'ધૂળની નહીં, હું રંગભૂમિની વાત કરું છું......' મેં કહ્યું.

'હું પણ એની જ વાત કરું છું.'

'ત્યારે તમે તો કંઈ ધૂળ વિષે કહેતા હતા ને...' મેં પૂછ્યું.

'હું એમ કહેતો હતો કે આપણી રંગભૂમિ શું ધૂળ આગળ આવી રહી છે ..એટલે કે રંગભૂમિ આગળ નથી આવી રહી...'

'કેમ એમ કહો છો?' મેં મારી વાત ચાલુ રાખી, 'આજે જુઓ ને, કેટલાં બધાં નાટકો લખાય છે! કેટલાં બધાં ભજવાય છે! કેટલા બધા લોકો એ જોવા જાય છે!'

'કેટલા બધા?' એમણે પૂછ્યું.

'ઘણા બધા.'

'પણ ઘણા બધા એટલે કેટલા?'

'ઘણા બધા એટલે...ઘણા બધા...હજારો માણસો એ જોવા જાય છે. સુરતમાં...વડોદરામાં...અમદાવાદમાં...'

'હિંદની વસ્તી કેટલી!' એમણે એકદમ પૂછ્યું.

'પણ આપણે નાટકની વાત કરીએ છીએ' મેં સંભાર્યું.

'તમે મારા પ્રશ્નનો જવાબ આપો ને! હિંદની વસ્તી કેટલી!'

'ઘણી બધી' મેં રિવાજ મુજબ કહ્યું.

'પાછું ઘણી બધી કહ્યું! હું એમ પૂછું છું કે બરાબર સંખ્યા કેટલી?'

'કરોડો.'

'કેટલા કરોડ?'

'ઘણા કરોડ' મેં કહ્યું.

'તમે ચોક્કસ જવાબ આપો ને!'

'વસ્તી વિષે ચોક્કસ જવાબ તો કોણ આપી શકે! ક્ષણેક્ષણ સંખ્યાબંધ માણસો ગુજરે છે ને સંખ્યાબંધ જન્મે છે ત્યાં અમુક ક્ષણે બરાબર આટલા જ માણસો દેશમાં જીવે છે એમ કેમ કહી શકાય?'

'પણ આશરે?'

'આશરે પાંત્રીસ કરોડ...ચાલીસ કરોડ...પણ તમે રંગભૂમિની વાતમાંથી વસ્તીની વાતમાં ક્યાં આવી પડ્યા...તમારું આ વિષયાંતર...'

'વિષયાંતર નથી. હું નાટકની જ વાત કરું છું. તમે કહો છો કે આજે હજારો લોકો નાટકો જોવા જાય છે પણ હું સામું પૂછું કે આપણી આવી મોટી ચાલીસ કરોડની વસ્તીમાંથી માંડ સો બસોએ નાટક કર્યાં ને દસ–વીસ હજારે નાટકો જોયાં એમાં શું વળ્યું! એ તે કંઈ રંગભૂમિનો ઉત્કર્ષ કહેવાય?' એમણે છેલ્લી દલીલ કરી અને કુસ્તીમાં ધોબીપછાડનો દાવ અજમાવીને સામાને ચીત કર્યો પછી ચત્તાપાટ પડેલા હરીફને પ્રસન્ન ચિત્તે નિરખતા પહેલવાનની જેમ એ મારી સામે જોઈ રહ્યા.

એમની દલીલ દેખીતી રીતે ખરી લાગે છે. આપણે ત્યાં આજે સંખ્યાબંધ નાટકો લખાય છે, લખવા જેવાં લખાય છે, ન લખવા જેવાં પણ લખાય છે, સંખ્યાબંધ ભજવાય છે, ભજવાય છે એથી વધારે નાટકો અંગે ભજવવાની વાતો થાય છે, ઘણા લોકો

નાટક જુએ છે. કેટલાક પૈસા ખર્ચીને, કેટલાક કૉમ્પ્લીમેન્ટ્સ લઈને, થોડાક ઘૂસી જઈને. નાટકની હરીફાઈઓ પણ થાય છે...એ બધું ખરું પણ હજી નાટકની પ્રવૃત્તિ એક 'રમત' જ ગણાય છે. પ્રજા એને બહુ નથી ગંભીરતાથી જોતી. પ્રેક્ષકોની સંખ્યા સામે સરખાવતાં તો એક ખૂબ નાની સંખ્યા જ લાગે છે. આ બધી વાતો દેખીતી રીતે ખરી લાગે છે.

'પણ એ વાતો ખરી લાગે એનો એ અર્થ નહીં કે આપણા દેશમાં નાટ્યકલાનો ઉત્કર્ષ થઈ રહ્યો નથી!' મેં મારા મિત્રને કહ્યું.

''હજી મિયાં, પડ્યા પણ...'

'ના, મિયાં પડ્યા જ નથી! તમે ભ્રમમાં છો! આપણા દેશમાં નાટ્યકલાનો વિકાસ જેટલો અત્યારે થઈ રહ્યો છે એટલો ક્યારેય નહોતો થયો. એટલું જ નહીં, અત્યારે જેટલો નાટક કરવાની કળાનો વિકાસ થઈ રહ્યો છે એટલો બીજા કશાનો વિકાસ થઈ રહ્યો નથી!'

રંગભવનમાં ભજવાય એ જ નાટક એવું કોણે કહ્યું? કલાક્ષેત્ર, કલાનિકેતન, વગેરે સંસ્થાઓ કરે એને જ નાટક કહો તો નાટકોની પ્રગતિ ધીમે ધીમે જ થઈ રહી છે એમ તમે કહી શકો, પણ જો તમે રોજ છાપાં જોતા હો, છાપામાં આવતા નેતાઓના ફોટા જોતા હો...ઇન્ફર્મેશન ફિલ્મ્સ જોતા હો...સરકારી સમારંભો કે પ્રધાનોના ઉદ્‌ઘાટન સમારંભો જોતા હો ...તો તમે નહીં કહી શકો કે આપણે ત્યાં નાટક કરવાની કલાનો વિકાસ ધીમો છે! ઊલટા તમે મારી વાતમાં સહમત થશો કે આઝાદી આવ્યા પછી આપણા દેશમાં જો કશાનોય વિકાસ જોસભેર થઈ રહ્યો હોય તો તે નાટક કરવાની કલાનો!

રોજ સવારે છાપું ઉઘાડતાં જ આપણે ફોટા જોઈએ છીએ, કોઈ ને કોઈ નેતા ફોટોગ્રાફ્સ, પોઝ આપીને ઊભેલા નેતાના ફોટોગ્રાફ્સ, ઉદ્‌ઘાટન કરતા નેતા, કાતરથી ઉદ્‌ઘાટન માટેની દોરી કાપતા નેતા, ટ્રેન ચાલુ કરવાની કે બંધનું પાણી વહેતું કરવાની સ્વીચ દબાવતા નેતા, હાથમાં લેલું લઈને શિલારોપણ કરતા નેતા, જાહેર મકાનની વાસ્તુક્રિયામાં પુરોહિતની સૂચના મુજબ અંજલિમાં ફૂલો અને પાણી લઈને પાટલે બેઠેલા નેતા, વાટાઘાટો કરતા નેતા, 'વિનોદ' કરતા નેતા, ભાષણ–પ્રવચન–સંબોધન કરતા નેતા, હસ્તધૂનન કરતા કે રેંટિયો કાંતતા નેતા, પ્રાર્થના કરતા નેતા, કોઈ બાળકને (ફોટોગ્રાફ લેવાતો હોય એટલો જ વખત!) રમાડતા નેતા, મંચ પર ચડતા નેતા, ટ્રેનમાંથી ઊતરતા નેતા, જાત જાતનાં કાર્યોમાં ગૂંથાયેલા કે ગૂંથાયેલા દેખાતા નેતાઓના ફોટાના દર્શનથી આપણો દિવસ શરૂ થાય છે. પછી કેમ કહેવાય કે આપણા દેશમાં અભિનય કરવાનો વિકાસ નથી થઈ રહ્યો!

બધું જ કરતા નેતાઓના ફોટા લેવાય છે, માત્ર ઊંઘતા નેતાઓના ફોટા આવવાના બાકી છે!

જો કે ઊંઘતા નેતાઓનાય ફોટા આવે છે ખરા! એક વાર મેં એવો ફોટો જોયેલો. પણ એમાં એ નેતા મુખ્ય નહોતા. બીજા કોઈ ભાષણ કરતા નેતાનો ફોટો હતો. એમાં પશ્ચાદ્‌ભૂમાં મુખ્ય નેતા સાથે મંચ પર બેઠેલા બીજા કેટલાક નેતાઓ પણ દેખાતા હતા. એમાં એક નેતા ઊંઘતા હતા! એમ તો એકવાર ગાંધીજયંતિને દિવસે પ્રાર્થના થતી હતી ત્યારે બાડી આંખે બીજી કોઈ વ્યક્તિને જોતા (અને એવી વ્યક્તિ કે જેની સામે આવી રીતે જાહેરમાં જોઈ રહેવું ન જોઈએ. અને કોઈ આપણને જોતા જુએ એવું હોય ત્યારે તો ન જ જોઈ રહેવું જોઈએ! એવી વ્યક્તિને જોતા) ફોટામાં દેખાતા હતા! બીજા ધ્યાનસ્થ નેતાઓની સાથે એ હતા અને પોતે જરા પાછળ હતા એટલે ફોટો જોનારનું ધ્યાન એમના પર નહોતું ખેંચાતું પણ ચોક્કસાઈથી ફોટો જોનારને તો એ પુણ્ય પ્રસંગના દર્શનનો લાભ મળે એમ હતું જ! આવી રીતે આમતેમ જોતા કે ઊંઘતા નેતાના ફોટાય જોવા મળે છે ખરા!

પણ મોટે ભાગે તો જાગતા અને જાગૃત રીતે અભિનય કરતા નેતાઓના ફોટા જ જોવા મળે છે.



મોં પર ખાસ આણેલું કરુણાળુ સ્મિત, સભામાં પૂ. બાપુજીની યાદે આવતાં આંસુ...ગળે ભરાઈ આવતો ડૂમો...અને ચૂંટણી ટાણે (પોતાના જેવા જ!) બીજા ચોર નેતાઓની સામેના પુણ્યપ્રકોપ વખતે આંખમાં આવતી ચમક...આ બધામાં કંઈ ઓછા અભિનયની જરૂર પડે છે એમ તમે માનો છો? સ્વાગત સમારંભોમાં સૌની જોડે, ખાસ કરી વિદેશી મહાજનો અને મહિલાઓ સાથે હસીને વાતો કરવામાં, પરિષદોમાં ગંભીર મોં કરીને આખા જગતનો ભાર પોતાના પર જ હોય એવું ગૌરવ ધારણ કરીને બેસવામાં, કે ત્રીસમી જાન્યુઆરીએ આંખો મીચીને સમૂહપ્રાર્થનામાં ભાગ લેતી વખતે—અને એવી સ્થિતિમાં ફોટા પડાવની વખતે—કેટલી અભિનયકુશળતા દાખવવી પડતી હોય છે એ તો જેને માથે પડી હોય ને, એ જ જાણે!

રંગભૂમિ પર કે થિયેટરના પડદા પર અભિનય કરતી વખતે અભિનેતાને પોતે ન હોય એવો દેખાવ કરવો પડે છે. લાખોપતિના પુત્રે પણ નાટક કે ફિલ્મમાં 'આવારા' હોય એવો દેખાવ કરવો પડે છે. તો બિચારા આપણા નેતાઓનેય ક્યાં એવું નથી કરવું પડતું? એમને પણ પોતે ન હોય એવા દેખાવાનો પ્રયત્ન કરવો જ પડે છે ને? આમ પોતે લાખોપતિ હોવા છતાં પૂજ્ય બાપુજીને પંથે ચાલનારા નમ્ર, અકિંચન, સમાજસેવક હોવાનો પાઠ ભજવવો જ પડે છે ને?

આમ જ્યાં રાજકારણના ગૌરવવંતા ક્ષેત્રે આવા મોટા પાયા પર હજારો નેતાઓ નાટ્યકલાના વિકાસમાં પોતાનો ફાળો આપી રહ્યા હોય અને આપણા જેવા લાખોકરોડો પ્રેક્ષકો માનપૂર્વક સન્માનપૂર્વક એ નિરખી રહ્યા હોય ત્યાં એમ કેમ જ કહી શકાય કે આપણે ત્યાં અભિનયકળાનો ઉત્કર્ષ નથી થઈ રહ્યો? મેં પેલા મિત્રને રંગભૂમિ ખરેખર આગળ આવી રહી છે એ કહેલું તે આ અર્થમાં જ!

છતાંય એ તો હજી આ વાતને મશ્કરી જ માને છે અને કહે છે આપણી રંગભૂમિ હજી પછાત જ છે! શું થાય હવે એમનું? જેને સમજવું જ ન હોય એને કોણ સમજાવે?! પણ મને ખાત્રી થઈ જ ગઈ છે, આગળ કહ્યું તેમ, કે આજે દેશનો જો ખરેખર કલાનો વિકાસ થઈ રહ્યો હોય તો તે અભિનયકળાનો જ!



સસ્તા પરંતુ સારા પ્રમાણમાં પ્રોટીન ધરાવતા ખોરાકો સંબંધમાં કરવામાં આવતા અન્વેષણને પરિણામે મૈસુરની અન્ન પ્રક્રિયા સંશોધન સંસ્થા 'સેન્ટ્રલ ફૂડ ટેકનોલોજિકલ રિસર્ચ ઇન્સ્ટિટ્યૂટ'માં શીંગદાણામાંથી ખાવા માટે ઉપયોગી એવો લોટ તૈયાર કરવાની પદ્ધતિ શોધી કાઢવામાં આવી છે. ખોરાકી ચીજ તરીકે આ લોટ ઘણો મૂલ્યવાન છે. કારણ કે સામાન્ય વપરાશમા આવતા ભિન્ન ભિન્ન જાતના કઠોળ કરતાં આમાં બમણું પ્રોટીન સમાયેલું છે. ખોરાકની ઘણી વાનીઓમા બીજા અનાજના લોટને બદલે આ ચાલી શકે. અને વળી તે વાનીના પુષ્ટિકારક ગુણમાં પણ વધારો થાય. આ રીત ખૂબ જ સરળ છે શીંગદાણાને પ્રથમ તો સ્વચ્છ કરવામાં આવે છે અને પછી ખુલ્લી કઢાઈમાં અથવા તો વીજળીક ટોસ્ટર—ભૂંજવાના યંત્રમાં ૧૦ મિનિટ સુધી હળવા તાપે શેકવામાં આવે છે. ત્યાર પછી શેકાયેલા શીંગદાણાને ઠંડા પાડીને પછી તેની ઉપરનાં પાતળા ફોતરાં દૂર કરવામાં આવે છે અને શીંગદાણાને ઓઈલ એકસ્પેલર યંત્રમાં દળવામાં આવે છે. આ રીતે દળાયેલા શીંગદાણાના પીળચટા ભૂખરા ખોળને ડિસઇન્ટેગ્રેટર યંત્રમાં અથવા તો આટાની ચક્કીમાં દળવામાં આવે છે. આથી એનો જે લોટ તૈયાર થાય છે, તે આછા પીળા રંગનો, સ્વાદમાં મધુર અને સારી સોડમવાળો હોય છે. વળી આ લોટને હવા પેસી ન શકે એવા ડબ્બાઓમાં ઘણા મહિના સુધી સારી હાલતમાં જાળવી રાખી શકાય છે.

ડાહ્યાભાઈ પટેલ

# હંસ-હંસી

કૌતુકપ્રધાન વાર્તાકાર તરીકે જાણીતા થયેલા આફ્રિકાવાસી બૅરિસ્ટર-લેખકની આ એક તેવી જ વાર્તા આપણને હિમપ્રદેશમાં લઈ જાય છે. માનસરોવરને કિનારે બેસીને આત્મા અને પ્રેમની ફિલસૂફી રજૂ કરતી આ વાર્તા દરેકને વાંચીને વિચારતા કરી મૂકે તેવી પણ છે……

'અશોક ગમે તેમ થાય પણ હું આવવાની જ.' સુધાની આંખોમાં ચમક હતી. એની દૃષ્ટિ સમીપ નગાધિરાજ હિમાલય, એનાં ગગનચુમ્બિત શિખરો, એમાંથી રેલાતાં ઝરણો, એના ખોળલે ઝૂલતી વનશ્રી અને આનંદથી લહેરાતાં સરોવરો મૂર્તિમંત થયાં.

'સુધા ! તું આ શહેરમાં રહેજે. અમે આગળ જઈશું. ત્યાં પહાડો ચડવાનું સ્ત્રીઓનું કામ નહિ.' અશોકે કહ્યું.

'એ જમાનો ગયો, સ્ત્રી અબળા છે. એણે લજ્જા કાઢી ઓઝલ પડદે બેસી રહેવું જોઈએ એ દિવસો વહી ગયા. હું તારી સાથે જ હિમાલયની પહાડીઓ ચડીશ અને માનસરોવરના કિનારે પહોંચીશ.'

'જેવી તારી મરજી. ત્યાં લાડવા ખાવાના નથી તે યાદ રાખજે.'

'તારા કહ્યા સિવાય પણ મને તેની ખબર છે. તું ચિંતા ના કરતો' સુધા જરા ગુસ્સે થઈ બોલી.

અશોક અને સુધા એકબીજાના પ્રેમમાં હતાં. બન્ને હજી તો અમદાવાદમાં ગુજરાત કૉલેજમાં છેલ્લા વર્ષમાં ભણતાં હતાં. અભ્યાસ પૂરો થતાં બન્નેનાં લગ્ન થવાનાં હતાં. બન્ને સ્વતંત્ર હતાં. એમને રોકટોક કરનાર કોઈ નહોતું.

અશોક પર્યટનનો શોખીન હતો. ભારતવર્ષનો બધો જ પ્રદેશ એણે જોયો હતો. હવે આવતા વૅકેશનમાં હિમાલયનો પ્રવાસ કરવાની એની ઇચ્છા હતી.

પણ સુધા અશોકને એમ છોડે તેમ ક્યાં હતી ? એણે અશોક સાથે જવાનો નિશ્ચય કર્યો.

બન્ને એક પ્રવાસી ટુકડી સાથે ઊપડી પણ ગયાં.

'અશોક આપણે હવે આગળ જવાની શી જરૂર છે ? આ પ્રવાસીઓ જેમને શિખર ઉપર ચડી ફોટા પડાવી પેપરમાં છપાવવા છે તે ભલે આગળ જતા. આપણે તો આ સરોવરના કિનારે કૅમ્પમાં જ રહીશું. આજુબાજુનો પ્રદેશ કેટલો સ્વર્ગીય અલૌકિક છે.'

'સુધા, જગ્યા અત્યંત સુંદર છે. તારી વાત પણ સાચી છે. આપણા ઋષિમુનિઓ આવાં સ્થળોએ ધ્યાનસ્થ બની પરમ જ્ઞાન પ્રાપ્ત કરતા. આ અલૌકિકતા, આ હિમાચ્છાદિત શિખરો, આ ઝરણો, આ પેલું વિશાળ શીતળ સલીલથી ભરેલું સરોવર ! આહાહા ! કેવી સરસ જગ્યા છે. જાણે આપણે અહીં જ રહેવાનું હોય તો કેવી મઝા આવે !'

'અશોક, થોડો વખત ઠીક લાગે. પછી તો અહીં કંટાળો આવે. નહિ મિત્રો, નહિ માણસો. નહિ શહેરોની ધમાલ.'

'હજી રહ્યું. કહે: નહિ મોટરો, નહિ મકાનો, નહિ નાટક સીનેમા, આ બધા વિના મને મઝા ના આવે.'

'અરે અશોક, તું પણ કંટાળી જાય. તને થોડા દિવસ અહીં ગમે. પછી તો આ જગ્યાનું જે તું સૌન્દર્ય કહે છે તે જ તને અકારું થઈ પડે.

'સુધા, તારો એ ભ્રમ છે. મેં કહ્યું ને કે તપસ્વી જનોએ વર્ષો સુધી અહીં તપ કર્યાં છે. અહીં જિંદગીભર રહ્યા છતાં તેમને કંટાળો આવ્યો નથી.'

'એ તપસ્વી જુદા અને તું જુદો. એમાં તો પૂર્વજન્મના સંસ્કાર જોઈએ.'

'તો માની લે કે મારામાં એવા પૂર્વજન્મના સંસ્કાર હશે.'

'અશોક, તું કેવી પાગલ જેવી વાત કરે છે ! આવી હિમથી છવાયલી, ઠંડીથી અંગેઅંગને મૂંઝાવતી પહાડીઓમાં કોઈ જિંદગીભર રહે ખરું ! અહીં તો નર્યો બરફ છે બરફ, બીજું કાંઈ નથી.'



'સુધા, યાદ છે આપણે કવિકુલગુરુ કાલિદાસનું હિમાલયનું વર્ણન ભણ્યાં હતાં તે? તેમાં પેલો શ્લોક યાદ આવે છે? જેમાં કહ્યું છે કે અનન્ત રત્નના ભંડાર સમા હિમાલયનું સૌભાગ્ય—એની સુન્દરતા બરફથી નષ્ટ થતી નથી. જેમ ચન્દ્રનો ડાઘો એનાં કિરણોમાં ઢંકાઈ જાય છે તેમ ગુણના ઢગલામાં એકાદ દોષ હોય તો તે ઢંકાઈ જાય છે.'

'હા, મને યાદ આવી એ પંક્તિઓ' સુધા ગણગણવા લાગી. પછી બોલી:

'અશોક આમ જ છે:

अनन्तरत्नप्रभवस्य यस्य हिमं न सौभाग्यविलोपिजातम्।
एको हि दोषो गुणसंनिपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः॥

'હા એ જ એ જ.' અશોક દૂર દૂર નજર ફેંકતાં બોલ્યો: આજે આ જ ઉત્તર દિશાએ આવેલો દેવતાત્મા हिमालयो नाम नगाधिराजः અને शृङ्गाणि यस्यातपवन्ती सिद्धाः।'

'હવે તમે તપ કરવાનું મૂકીને ચાલો. હવે સંધ્યાકાળ થઈ ગયો છે. ઠંડી બરાબર લાગે છે.'

'અરે સુધા, આ હંસોની બેલડીઓ તો જો. ભગવાન સવિતાદેવના દર્શનાર્થે ગાતી ગાતી ઊંચે ને ઊંચે અનંતમાં ઊડયે જાય છે.'

'એ તો રોજ એ પ્રમાણે ઊડી જાય છે. અશોક, મને તો ઠંડી લાગે છે. ચાલ હવે કૅમ્પમાં પાછાં ફરીએ.'

*

'સુધા, બહાર તો ચંદ્રની શ્વેત જ્યોત્સ્નામાં નાહી, આ પર્વતનાં શ્રૃંગ રજતવર્ણો બની ગયાં છે. પણે સરોવરનું નીર ચાંદનીમાં નાહીને સુધારસ બની ગયું છે. અને પેલા હંસલા આનંદથી ગેલ કરતા આનંદથી તરી રહ્યા છે. ચાલ સરોવરના કિનારા ભણી.' ચાંદની રાતે નગાધિરાજ હિમાલયનું સૌન્દર્ય જોઈ મુગ્ધ બની અશોક બોલ્યો.

'અરે, રાત્રિએ આ પર્વતોમાં ફરાય! ક્યાંક પગ ખસે અને પડી જવાય તો ભુક્કા જ ઊડી જાય.'

'તો સુધા! તું અહીં રહે. હું સરોવરના કિનારા નજીક ફરીને આવું છું.'

'પણ બહુ દૂર ના જતો. અશોક! આવી રાત્રિએ ફરવાનું મુંબઈ કે પૂનામાં વાંધાભર્યું ના ગણાય પણ આ ઊંચી નીચી પહાડીઓ, જ્યાં રસ્તો જ નહિ, વળી ઠંડી પણ ઘણી લાગે, ત્યાં જોખમકારક.'

'સુધા, બહુ દૂર નહિ જાઉં. અહીં નજીક સરોવરના કિનારે ફરીને પાછો આવું છું.' એમ કહી અશોક સરોવરના કિનારા તરફ ગયો.

વાતાવરણ એટલું આહ્‌લાદક, એટલું સૌન્દર્યભર્યું હતું કે એનું વર્ણન કરવા મહાકવિની પ્રતિભા જોઈએ. અશોકનું અંતર દૈવી સ્નેહથી ભરાઈ ગયું.

સરોવરમાં નૃત્ય કરતા હંસ કમલ-કળીઓ સાથે ગેલ કરતા હતા. ચંદા અને ચાંદનીનું સૌન્દર્ય પીવા ઉત્સુક બની એ વ્યોમમાં વારંવાર ઊડી ઊડી પાછા સરોવરના શીતળ નીરમાં નહાતા હતા.

સામે ઊંચે પહાડી ઉપર કોઈ શ્વેત વસ્ત્ર પહેરી બેઠેલી વ્યક્તિ ઉપર અશોકની નજર ગઈ. એ ચમક્યો. એના અંતરમાં ભીતિ ઉત્પન્ન થઈ. આવી એકાંત જગ્યાએ રાત્રિએ આ પહાડોની વચમાં આ શિખર ઉપર કોણ બેઠું હશે?

હિમાલયમાં કેટલાક પ્રેતાત્માઓ ભમતા હોય છે એવું એણે વાંચ્યું હતું. આવો કોઈ પ્રેતાત્મા તો નહિ હોય! વળી યક્ષ લોકો અને દેવતા પુરુષો હિમાલયમાં રહે છે એવી અનેક વાતો પુરાણો અને અન્ય પુસ્તકોમાં વાંચવામાં આવે છે તો એવું તો કોઈ નહિ હોય!

ચંદ્રના પ્રકાશમાં શિખર ઉપર બેઠેલી આકૃતિને ધારીને એણે જોઈ. એને ખાત્રી થઈ કે કોઈ મનુષ્યની જ આકૃતિ છે. એનું હૃદય ભયથી ધ્રૂજી ઊઠયું. એ ત્વરિત ગતિએ પાછો ફર્યો.

હજી સુધા જાગતી જ હતી. 'અશોક, મેં તો ધાર્યું હતું કે તું મોડા આવશે.'

'ના ના, બહાર ઠંડી પણ ઘણી છે' એમ કહેતાં

અશોક એના વિચારવમળમાં ગૂંચવાતો પથારીમાં પડ્યો.

સુધા ઘસઘસાટ ઊંઘતી હતી. અશોકે ઊંઘવા વ્યર્થ પ્રયત્ન કર્યો. વિચારો, કલ્પનાઓ અને ભીતિએ એને ઘેર્યો હતો. પેલી વ્યક્તિ સાચે જ કોઈ મનુષ્ય હશે? શું પ્રેત હશે? શું કોઈ દેવતાલોકનું દેવ હશે? કોણ હશે?

કદાચ શિખર ઉપર આવેલા પથ્થરનો આકાર એવો હોય! બરફથી આચ્છાદિત હોય અને મને ચાંદની રાતે મનુષ્યની આકૃતિ હોવાનો ભ્રમ થયો હોય. કાલે ખબર પડશે.

બીજે દિવસે એ સુધા સાથે સરોવરને કિનારે ફરતો હતો. સરોવરમાં કમલ–કુસુમોના મૃણાલને છટાથી ચાંચમાં રાખી ફરતા રાજહંસોને જોઈ અશોક અને સુધા આનંદ પામ્યાં.

એક હંસણી ઊડતી ઊડતી અશોક અને સુધા ઊભાં હતાં ત્યાં આવી. વિના સંકોચે એ અશોક પાસે આવી. એના નેત્રમાં નેત્ર પરોવી જોવા લાગી.

બીજી પળે તો એની શ્વેત પાંખો ફફડાવતી ગાતી ગાતી એ ઊડી ગઈ. સુધા અને અશોક આશ્ચર્ય પામી આ નીડર હંસીને જોઈ જ રહ્યાં.

અશોકે જોયું કે ગઈ રાત્રિએ જે જગ્યાએ એને પેલી શ્વેતવર્ણી આકૃતિ દેખાઈ હતી ત્યાં જ પેલી હંસી બેઠી હતી. ત્યાં એવા પથ્થર નહોતા કે નહોતું એવું ઝાડ કે છોડ, જેથી એને મનુષ્યની આકૃતિ દેખાય.

'સુધા, આ પહાડી ચડી ઉપરથી સરોવર જોયું હોય તો મઝા આવે, ચાલ ઉપર ચડીશું?'

'ના રે, હું તો થાકી જાઉં છું.' સુધા બોલી.

'હું નહોતો કહેતો કે આ પર્વતોનું આરોહણ કરવાનું કઠિન કામ સ્ત્રીઓનું નહિ.' એ તો પુરુષોનું જ કામ છે.'

'જા જા, તો તો હું ઉપર આવીશ જ.'

'અરે, હું તો મજાક કરું છું. તારા પગે મચકોડ લાગી છે અને આ પહાડી ચડવી હિતાવહ નથી. હું હમણાં જ આવ્યો જાણ.'

એમ કહેતાં અશોક ઝપાટાભેર સરોવર કિનારે આવેલા એ ઊંચા પહાડ ઉપર ચડી ગયો. એ પરસેવે રેબઝેબ થઈ ગયો હતો. એનો શ્વાસ માતો નહોતો. પેલી હંસી હજી શિખર ઉપરના એક પથ્થર ઉપર બેઠી હતી.

અશોકને જોઈ એ જાણે હસતી ના હોય તેમ કિલ-કિલાટ કરી ઊઠી.

અશોકે ચારેય બાજુ જોયું. ક્યાંય મનુષ્યનો વસવાટ હોય તેવી કોઈ નિશાની નહોતી. પેલી હંસી એકલી ત્યાં બેઠી હતી. અશોકની આંખમાં આંખ પરોવી એ ગાતી ગાતી ઊડવા લાગી.

અશોકે હિમાલયના ખોળામાં હીંચોળા લેતું સરોવર જોયું. એમાંથી વહેતાં નદીઓ અને ઝરણાં જોયાં. એ સુભગ દર્શનથી એની વ્યગ્રતા ચાલી ગઈ. મનમાં પ્રસન્નતા, નિર્મલતા ઉદ્દભવી.

'સુધા, ચાંદની રાત છે. હું જરા ફરી આવું.' અશોકે સુધાને બીજી સાંજે કહ્યું.

'અશોક! આવી વિકટ રાત્રિએ તું શા માટે ફરવા જાય છે?'

'અહીં નજીકમાં જ જાઉં છું. આ સરોવરને કિનારે જ.' એમ કહી અશોક સુધાના જવાબની રાહ જોયા સિવાય જ ચાલ્યો.

એ તુરત જ સરોવર–કિનારે આવેલી પહાડીના શિખર તરફ વળ્યો. તેણે શિખર ઉપર જોયું. એ જ શ્વેત વસન ધારણી આકૃતિ. અશોક ફરીથી થરથર ધ્રૂજી ઊઠ્યો. એને પાછા ફરવાનું દિલ થયું. એને આ મહાન છતાં ભેદી, પર્વતથી દૂર જવાની ઇચ્છા જાગી. આ રીતે તો એ પાગલ બની જશે! એનો પગ પાછો પડી ગયો.



તે જ સમયે શિખર ઉપર બેઠેલી આકૃતિ જાણે હસી હોય તેવો અશોકને કાને અવાજ પડ્યો.

'હિમાલયનો ભેદ અને ગહનતા પામવા તો આવ્યો છુ અને આ રીતે હું પાછો પડી જઈશ ?' એનું મન બોલી ઊઠ્યું.

'જે થવાનું હશે તે થશે. ભલે ભૂત કે પિશાચ હોય, ભલે કોઈ ભયંકર હિંસક પ્રાણી કે પંખી હોય પરંતુ હું આજે એનો ભેદ પામ્યા સિવાય જવાનો નથી.' એમ મક્કમ વિચાર કરી અશોક એ પહાડના શિખર ઉપર ચડવા લાગ્યો.

'અરે આ તો કોઈ સ્ત્રી છે' નજીક આવતાં જ અશોક આશ્ચર્ય પામ્યો.

આવા ભયંકર પહાડ ઉપર આવા નિર્જન સ્થળે એક કોમળ-અંગના સ્ત્રી કેવી રીતે? ક્યાંથી આવી? શા માટે આવી? આવા અનેક પ્રશ્ન અશોકના મનમાં ઉત્પન્ન થયા. વળી એને વિચાર આવ્યો 'કોઈ ભૂત પિશાચ ગંધર્વ કે યક્ષણી તો ના હોય!'

અશોકના આશ્ચર્ય વચ્ચે પેલી સ્ત્રી આપણા લાડીલા કવિ ઉમાશંકરનું ગીત ગણગણતી હતી:

> ઓમિયા વિના મારે ભમવા 'તા ડુંગરા,
> જંગલની કુંજ કુંજ જોવી હતી.
> જોવાં 'તાં જંગલ ને જોવી 'તી કંદરા,
> રોતાં ઝરણાંની આંખ લો'વી હતી.

ઉચ્છ્વાસી લીટી ગાતાં એ હસી પડી. અરે કવિએ 'રોતાં ઝરણાં' શા માટે લખ્યું? એનાથી તો એમ લખ્યું હોત કે 'હસતાં ઝરણાંની આંખ જોવી હતી.' પણ એમનામાં તો રુદન જ છે ને! પેલા મહાકવિ કાલિદાસે વિરહનું દુઃખ વ્યક્ત કરતું કાવ્ય મેઘદૂતમ્ લખ્યું. પેલો બિચારો યક્ષ વિરહમાં કૃષ થઈ ગયેલો, જેનું કનક-વલય સરી પડ્યું છે, વિરહઅગ્નિના દાહને કારણે તે પાગલ બની મેઘ સાથે સંદેશો મોકલે છે અને પાછો કવિ એની ઉપર હસતાં હસતાં કહે છે :

कामार्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ।

કામાર્ત મનુષ્યો ચેતન અચેતનનો ભેદ ભૂલી જાય છે. 'હા...હા ..હા...હા' પેલી સુંદરી ખડખડાટ હસી પડી. પેલો મહાકવિ શિકસપિયર બિચારો કહે છે :

'*Tired with all these, for restful* death I cry.

'આ બધાથી હું થાકી ગયો છું અને શાન્તિ અર્પતા મૃત્યુને ઝંખી રહ્યો છું.'

'મનુષ્ય જાતિની કરુણા! પણ પાછા એ જ કરુણાને એ ઝંખે છે. પેલો બીજો કવિ શેલી વળી કહે છે : આપણે ચારેય બાજુ જોઈએ છીએ અને જે વસ્તુ (આપણી પાસે) નથી તેની ઝંખના કરીએ છીએ. આપણાં સાચાં હાસ્યમાં દર્દ રહેલું છે અને આપણાં મધુર ગીતો કરુણાસભર છે.

> We *look before* and after,
> And pine for what is not :
> Our sincerest laughter,
> With some pain is *fraught;*
> Our sweetest songs are those that
> tell of saddest thought.

અને પેલો ગુજરાતી કવિ કલાપી

> પડ્યા જખમ સૌ સહ્યા સહીશ હું હજુયે બહુ.

બસ જ્યાં જુઓ ત્યાં રુદન અને દુઃખ.

અશોક, પેલી સુંદરી જે આ પ્રમાણે બબડતી હતી, ગાતી હતી, વળી હસતી હતી તેની પાસે ગયો. અશોકના શરીરમાંથી પરસેવો રેબઝેબ નીકળતો હતો એનો હાંફ માતો નહોતો. હિમાલયની પહાડીઓ ચડવી એ કામ દુષ્કર અને શ્રમિત કરનારું હતું જ.

સ્પન્દિત હૃદયે અશોક સ્વર્ગની પરી જેવી લાગતી પેલી સ્ત્રી પાસે ઊભો.

'તું કોણ છે?' અશોકથી પ્રશ્ન પુછાયો.

'તારી પ્રતીક્ષા કરનાર સુન્દરી છું.' હસીને પેલી





સ્ત્રીએ જવાબ આપ્યો. 'પેલું ગીત કોનું છે મકરંદ દવે કવિનું'

કોઈ ઊંડા ઘોર વનની ભીતરે
+ + +
કોઈ જૂના શૂન્ય ખંડિત મંદિરે
ઉત્સવો આવા સદા ઉજવાય છે
કેટલા વર્ષાભિષેકો થાય છે
પૃથ્વીના સ્વામી હજુ લહેરાય છે
પ્રેમ પડઘા સઘન વનના અંતરે

જોયું આ ભીતર વન; અને પેલાં સરવરના કિનારે ખંડિત દેવળો જ્યાં હજારો વર્ષો પૂર્વે વેદોનાં ગાન ગાનાર ઋષિમુનિઓની આર્ષ દૃષ્ટિએ નવાં સ્વપ્ન પ્રાપ્ત કર્યાં હતાં. એ છે આ પૃથ્વી પરે ઊતરેલી ભારતવર્ષની પવિત્ર ભોમ.

भागीरथीशीकर निर्झराणां वोढा मुहुः कम्पित देवदारुः।

'તું કોણ છે?' આશ્ચર્ય પામેલા અશોકે ફરીથી પ્રશ્ન પૂછ્યો.

'હું, હું કોણ છું? ખબર પડતી નથી. એની શોધમાં પડીને તો હું દુઃખી થઈ છું. હું બુદ્ધિવાન બની છું, જ્ઞાની બની છું; હું તમારાં મનુષ્યોનું ડહાપણ જ્ઞાન અને ઘેલછા શીખી આવી ત્યારથી દુઃખી છું.

'હું એક હંસી હતી. અને આ હંસલાઓ સાથે ઊડ્ડયન કરતી. તારી જેમ મારે શરીરનો ભાર વહેવાનો નહોતો. આ પર્વતો ચડવા ઊતરવા એ અમારે મન રમત હતી ને—' એમ કહી પેલી સુન્દરીએ અશોક ના ના કહે તે પહેલાં તો ઊંચા શિખર ઉપરથી સરોવરમાં પડતું નાખ્યું.

અશોક આ અદ્‌ભુત સૃષ્ટિ જોઈ રહ્યો. આ કોમલ સુન્દરી આટલે ઊંચેથી પાણીમાં પડી તો તેનું શું થયું હશે એમ ચિંતા કરતો તે ઝડપથી નીચે ઊતર્યો. તેણે સરોવરમાં જોયું. એક હંસી કમલ-કુસુમો સાથે કુમુદની પાંદડીઓ સાથે ગેલ કરતી કિનારા નજીક તરી રહી હતી.

અશોક કિનારા નજીક આવ્યો. પેલી હંસીએ એક ખીલેલું કુમુદ ચૂંટી અશોક ઉપર ફેંક્યું. અશોકે કુમુદ લઈ એને ઓષ્ટે અડાડ્યું.

હંસી ખિલખિલાટ કરતી ઊડતી ઊડતી પેલા શિખર ઉપર જઈ બેઠી. અશોકે શિખર ઉપર જોયું. ત્યાં હંસીની જગ્યાએ પેલી શ્વેત અંગાંગોવાળી શ્વેત વસ્ત્રધારિણી સુન્દરી જ હતી.

અશોકનું આશ્ચર્ય વધી ગયું. છતાં એના અંતરમાંથી ભીતિ ચાલી ગઈ. એનો શ્રમ ચાલ્યો ગયો. એ ફરીથી ઝડપથી પેલા શિખર ઉપર ચડ્યો.

'હે સુન્દરી તું કોણ છે? આ રીતે સરોવરમાં કેવી રીતે પડીને પાછી આવી? આ રીતે તું હંસીનું રૂપ ધારણ કરે છે, વળી મનુષ્ય બની જાય છે તો તેનો ભેદ શો છે?' અશોકે પેલી લલિતાંગી સુન્દરીનો મૃણાલશો કોમલ હસ્તકમલ એના હાથમાં લીધો. એનાં નયનોમાં અપાર્થિવ આનંદ ઉપજ્યો.

'અશોક! હું કોણ છું? તું મને નથી ઓળખતો. તારી સાથે હું ગુજરાત કૉલેજમાં અમદાવાદ ભણતી હતી તે માયા.'

'માયા, તું માયા છે. જે અમારી કૉલેજની અજોડ વિદ્યાર્થિની ગણાતી હતી તે? જે કોઈ સાથે પ્રેમમાં નહોતી પડી.'

'ના એ ખોટી વસ્તુ છે. હું એક તારી સાથે પ્રેમમાં પડી હતી. પરંતુ પ્રેમ વ્યક્ત કરવાની માણસો જેવી રીત અમારી પાસે નથી. આથી તમારી રીતે અમે પ્રેમ વ્યક્ત કરતાં નથી. અમે પ્રેમી સાથે અનંતમાં ઊડતાં પ્રણયદેવતાનું ગીત આકાશમાં ગાઈએ છીએ. હું એકલી ગાઉં તો એમાં મઝા શી! આથી મારા પ્રેમે જ તને અહીં, દેવલોકોના માનસરોવરના કિનારે આણ્યો છે. તું મારો છે. હું તારી છું.'

અશોક વિચારી રહ્યો. એ અવાક બની ગયો. 'એટલે માયા, તું કહેવા માગે છે કે તું મનુષ્ય નથી પણ હંસી છે?!' અશોક થોડા સમય પછી જાગૃત બની બોલ્યો.



'જો.' એમ કહેતાં પેલી સુન્દરીએ સરોવરમાં ભૂસકો માર્યો. થોડી ક્ષણમાં તો એ હંસી બની ઊડતી ઊડતી શિખર ઉપર પાછી આવી પહોંચી.

'તો તું આ પ્રમાણે મનુષ્ય કેમ બની?'

'ઓહ એ તારે જાણવું છે? એ તો બહુ જ સહેલું છે. જો કે એની પાછળ એક નાની બિના છે. તે હું તને કહું છું તે સાંભળ.

'જગતનાં પ્રાણીઓ મનુષ્ય જાતથી ત્રાસીને ભેગાં થયાં, બધાંએ વિચાર કર્યો કે મનુષ્યની બુદ્ધિ એટલી બધી છે કે એવી બુદ્ધિ આપણે પ્રાપ્ત કરીએ. હંસ જાતિ તરફથી મને મનુષ્ય જાતિમાં જવાની આજ્ઞા કરવામાં આવી. બધા હંસોએ પ્રાર્થના કરી. પરિણામે પ્રભુની કૃપાથી હું મનુષ્યનું મરજી પ્રમાણે રૂપ ધારણ કરી શકું છું. આખી હંસ જાતિમાં હું એક જ એવી સ્ત્રી છું કે જેણે મનુષ્યની માફક અભ્યાસ કર્યો છે.

'બધાં પ્રાણીઓ એમની અરજ લઈને પ્રભુ પાસે ગયાં. હંસ જાતિ તરફથી મને મોકલવામાં આવી હતી.

'બધાંએ પ્રભુને કહ્યું 'પ્રભો, આ મનુષ્યજાતિને તમે બુદ્ધિ આપી છે આથી અમને અનેક જાતની હેરાનગતિ આપે છે.'

'પ્રભુએ પૂછ્યું: 'દાખલા તરીકે?'

'હજારો વર્ષોથી મારી પીઠ ઉપર સવાર થઈ ફર્યા કરે છે. મારા મોંમાં લગામ નાખી છે. હું સ્વતંત્ર બની મહાલી શકું તેમ નથી.' અશ્વની આંખમાંથી બોલતાં બોલતાં અશ્રુ સરી પડ્યાં.

'ત્યાં તો ડૂસકાં ભરતી ગાય બોલી ઊઠી: 'મારાં બાળકોનું દૂધ મનુષ્ય એનાં પોતાનાં બાળકોને પાઈ દે છે. હું દોહનારને ગુસ્સે થઈ કોઈ વખત લાત મારવાની હિંમત કરું છું તો ડફણાથી એ મને બરાબર ફટકારે છે.'

'પ્રભુ, એનામાં ઝાઝી તાકાત તો કાંઈ નથી પણ આજ સુધી એ અમારો, હાથીદાંત માટે ભાલા અને તીરથી સંહાર કરતા, હવે એક ભડાકો થાય તેવી બંદૂક લઈને જ્યારે અમે વનમાં વિહાર કરતા હોઈએ છીએ ત્યારે આવે છે અને દૂરથી એ બંદૂકના ગોળીબાર વડે અમને ઠાર કરે છે.' હાથી નમ્ર વાણીમાં બોલ્યો.

'અરે એ ગોળી સામે હું વનનો રાજા હોવા છતાં મારું કાંઈ ચાલતું નથી. મારી ગાદી આ મનુષ્ય જાતિએ છીનવી લીધી છે એટલું જ નહિ એની બુદ્ધિથી તેણે અમારી જાત—જે અદ્વિતીય શક્તિશાળી ગણાતી તેનો સંહાર કર્યો છે. અમારું રાજ છીનવી લીધું એટલું જ નહિ પણ અમારી જાતિનો નાશ કરવા લાગ્યા છે.' સિંહ ગુસ્સે થઈ બોલતો હતો.

'એ બધું તો ઠીક પણ એની બુદ્ધિને પરિણામે એ અમને ગોંધી રાખે, વાડામાં પૂરે છે અને છેવટે અમને કાપીને ખાઈ જાય છે.' માછલાં, બકરાં, ઘેટાં, કૂકડાં, કુક્કર વગેરે પ્રાણીઓ રુદન કરતાં બોલ્યાં.

'તો પછી હે પ્રભુ અમારી: સર્વની અરજ છે કે માણસ પાસેથી આ બુદ્ધિ છીનવી લો. એ પણ અમારી માફક અબૂધ રહે.'

'ભગવાન પ્રાણીઓની અરજ ઉપર હસતાં હસતાં બોલ્યા: 'આ બુદ્ધિને પરિણામે માણસ જાતે જેટલાં તમને દુઃખી કર્યાં છે તેનાથી તે પોતે વધારે દુ:ખી થાય છે.'

'પ્રભો એ કેવી રીતે?'

'આ રીતે, જુઓ સાંભળો. માણસ જાતે તમને મારવા જે હથિયારો અને સાધનો શોધ્યાં છે તેના કરતાં તો લાખોગણી તાકાતવાળાં વિનાશક હથિયારો એની આ બુદ્ધિ વાપરી એની જાતનો નાશ કરવા તેણે શોધ્યાં છે.

'મોટી મોટી તોપો, મોટા મોટા બોમ્બગોળા,' મોટાં મોટાં લડાયક જહાજો, મોટા મોટાં બોમ્બ ફેંકનાર એરોપ્લેનો એની પોતાની જાતનો નાશ કરવા તેણે શોધ્યાં છે.'

'પ્રભુ સાચે જ આવો બુદ્ધિશાળી મનુષ્ય એની પોતાની જાતનો નાશ કરે છે?'

'અરે અનાદિ કાળથી એ એની બુદ્ધિને લીધે વ્યૂહ-રચનાઓ કરી લડે છે. લાખ્ખો નહિ, બલકે કરોડોની સંખ્યામાં તેઓ આ વિનાશક હથિયારોના ઉપયોગને લીધે મૃત્યુ પામે છે.'

'અરે રે, આવી બુદ્ધિ આપણે નથી જોઈતી,' અશ્વ બોલ્યો.

'જુઓ બુદ્ધિને લીધે તેણે સામાજિક વાડા બનાવ્યા; રાષ્ટ્રો બનાવ્યાં; ઊંચ નીચના ભેદ પાડ્યા; જ્ઞાતિ—જાતિ બનાવી. અને એ બધાં વર્તુલોમાં ઘવાયલા પ્રાણીની માફક એ વધારે ને વધારે ગૂંચાતો ભમ્યા કરે છે. બુદ્ધિને લીધે તેણે આ મારું આ તારું એવી તીવ્ર વૃત્તિ કેળવી છે. આથી એણે માબાપ ભાઈબેન પત્ની સંતાનો કુટુમ્બીજનો વગેરેનો ખ્યાલ કર્યો. પરિણામે એ દુઃખથી રિબાયા કરે છે. વળી તેણે આ બુદ્ધિનો દુરઉપયોગ કરી ધર્મના વાડા ઉત્પન્ન કર્યા છે. એ ધર્મ—જેનું ધ્યેય એ એમ કહે છે કે આત્માની ઉન્નતિ કરવાનું છે તે જ અધર્મને નામે એ લાખ્ખોનો સંહાર કરે છે. એ ધર્મને નામે ચિત્ર વિચિત્ર ધતીંગ ઊભાં કરે છે; કેટલીય છેતરપીંડીઓ થયા કરે છે. બુદ્ધિનો ઉપયોગ કરી એ માણસ જાત એટલી દુઃખી થઈ છે કે એનું વર્ણન કરવું અશક્ય છે.'

'બધાં પ્રાણીઓ ભગવાનની વાતથી ખુશ થતાં બોલ્યાં: 'પ્રભુ અમારે આ બુદ્ધિની જરૂર નથી. એ બુદ્ધિ મનુષ્ય જાતિને જ મુબારક હો.'

'એમ કહી બધાં વૈકુંઠમાંથી ચાલ્યાં. ભગવાનના મુખ કમલ ઉપર એક મધુર સ્મિત ઝળહળી ગયું. બધાં પ્રાણીઓ પ્રભુ પાસેથી દૂર ગયાં એટલે મેં પૂછ્યું: 'પ્રભો આપ કેમ હસ્યા?'

'હંસી! મારું હસવાનું કારણ બીજું છે. આ પ્રાણીઓ તે હાસ્યનો ગૂઢાર્થ સમજે તેમ નહોતાં. બુદ્ધિથી મનુષ્ય જેમ દુઃખી થયો છે તેમ તેણે અકથ્ય અનેરો આનંદ પણ પ્રાપ્ત કર્યો છે. બુદ્ધિથી તેણે ભાષાઓના સંશોધન કરી મોટા સમર્થ ગ્રંથો લખ્યા છે. બુદ્ધિથી એણે શહેરો રસ્તાઓ, વગેરે બાંધી રક્ષિત જીવન પ્રાપ્ત કર્યું છે. સદ્બુદ્ધિથી તેણે પરોપકારની, પરગજુપણાની, શહીદીની, પ્રણયની સ્નેહની સત્યની ભાવનાઓ કેળવી દૈવી આનંદ પ્રાપ્ત કર્યો છે. આ ભાવનાઓની વેદનાઓને આ પશુઓ બિચારાં શું સમજે!'

'પ્રભુ મને આશિષ આપો કે હું આ માણસજાતની આ ભાવનાઓને સમજી શકું.'

પ્રભુએ કહ્યું: 'તથાસ્તુ.'

'ત્યારથી હું મનુષ્યદેહ ધારણ કરી તમારા ગુજરાતની કૉલેજમાં ભણી. મારો પ્રેમ, મારા અંતરની ભાવના તને અહીં ખેંચી લાવ્યાં છે; તું હવે સદાને માટે અહીં જ રહે.'

'પણ તું તો જ્યારે પાણીમાં તરે છે ત્યારે હંસી બની જાય છે.'

'તારામાં પણ ખરી શ્રદ્ધા હશે, જો મારી ઉપર સાચો પ્રેમ ઉત્પન્ન થયો હશે તો તું હંસ બની જઈશ, અને આ દેહ તો વ્યર્થ છે. સાચું તત્ત્વ તો આત્મા—હંસ છે. ખરું ને?' એમ કહી હંસી ખડખડાટ હસી પડી.

'સાચી વાત છે. આ બધું વ્યર્થ છે. સાચું સ્વરૂપ તો આત્માનું છે.' એમ કહી અશોકે માયાને આલિંગી. માયાએ અશોકના ઓષ્ટોનું અમૃત પીધું.

અશોક અને માયા ક્યાંય સુધી પેલી પહાડીના શિખર ઉપર બેઠાં.

સુધા રાતના બે વાગ્યે જાગી ઊઠી. તેણે બાજુની પથારીમાં અશોકને ના જોયો. એને ધ્રાસકો પડ્યો. રાત્રિએ ફરવા ગયો હતો. કોઈ પહાડી ઉપરથી ખસી તો પડ્યો નહિ હોય? એ હિંમતવાન અને નીડર તો હતી જ. તુરત જ એક હાથમાં ટેકણ-લાકડી લઈ 'અશોક અશોક' એમ બૂમો પાડતી એ સરોવરના કિનારે આવી પહોંચી.



તણે શિખર ઉપર એ આકૃતિઓ જોઈ. એના આશ્ચર્ય-નો પાર ન રહ્યો. એટલે ઊંચે કોણ બેઠું હશે!

'અશોક, ઓ અશોક! તું ક્યાં છે?'

'સુધા, હું અહીં પર્વત-શૃંગ ઉપર છું.'

'તારી સાથે કોણ છે?'

'મારી સાથે છે. માયા-હંસી.'

સુધા વિચારી રહી 'માયા હંસી.' એ કોણ હશે? ચાલ હું પણ શિખર ઉપર ચડી જોઉં તો ખરી કે આ માયા કેણ છે.' એમ વિચારતી એ પર્વત ઉપર ચડવા લાગી.

'અશોક! જો પેલી બુદ્ધિ-સુધા તને અહીંથી પાછી લઈ જવા આવે છે. હું ભાવના-હંસી તને મારી સાથે લઈ જવા માગું છું. તો માણુસ જાતની બુદ્ધિએ ઉત્પન્ન કરેલો આ આવરણનો અંચળો ફેંકી દઈ ચાલ મારી સાથે. આ માનસરોવરનાં શીતળ જલમાં વિહાર કરવા આપણે બન્ને અનન્તમાં ઉડ્ડયન કરતાં ગગન માર્ગે વિહરીશું.'

'પણ સુધા?'

'એવાં તો અનેક છે. જ્ઞાતિ છે, જાતિ છે. દેશ છે. સગાંસંબંધીઓ છે, મારું તારું છે. આ બધું છોડીને જ આવવાનું છે.'

જ્યારે હંસીએ છેલ્લું વાક્ય કહ્યું ત્યારે સુધા શિખર ઉપર આવી ગઈ હતી. તેણે એકબીજાના આલિંગનમાં મુગ્ધ બનેલા અશોક અને માયાને જોયાં.

'હા હું હવે આ અંચળો ફેંકી દઈ તારી સાથે જ આવું છું.'

એમ કહેતાં અશોકે એના શરીર ઉપરનાં વસ્ત્ર કાઢી હંસી સાથે ઊંચા શિખર ઉપરથી સરોવરમાં ઝંપલાવ્યું. સુધા અવાક બની. અનંત ઊંચેથી પડતાં અશોક અને માયાને જોઈ રહી. એનાથી સહજ ચીસ પડાઈ ગઈ. એ અશોકનાં કપડાં લઈ શિખર ઉપરથી નીચે ઊતરી. સરોવર કિનારે હંસ-હંસીનું એક યુગલ ગેલ કરતું હતું. સુધા જ્યાં ઊભી હતી ત્યાં એ યુગલે આવી એને એક એક કમલ-કુસુમની ભેટ આપી. સુધાને પ્રીતતિ થઈ કે આ જ અશોક અને માયા છે. બન્ને બદલાઈ હંસ-હંસી થઈ ગયા છે.

સુધાની આંખમાં આંસુ બિન્દુ ચમકી ઊઠ્યાં.

અશોક પણ સુધાનું દર્દ જોઈ દુઃખી થઈ ગયો.

હંસીએ હંસને જલમાં ધકેલતાં કહ્યું: 'બુદ્ધિએ ભાવના ઉત્પન્ન કરી છે, ભાવનાએ વેદના જન્માવી છે અને વેદનામાંથી જન્મ્યું છે આ આનંદા ભર્યું કવિતાનું કમલ-કુસુમ.'

સુધા એક બીજાના નેત્રમાં નેત્ર પરોવી તારામૈત્રક કરતા એ હંસ-હંસીના માન સરોવરનાં શીતળ નિર્મળ નીરમાં તરતા યુગલને જોઈ રહી. એને કલાપીનું કાવ્ય 'તારામૈત્રક' યાદ આવ્યું.

વીજળી શો થયો આ તે શો ઝબકારો જલની મહીં!
ઊડતાં હંસ ચોંકીને, પાંખો એ નભમાં જડી,
નેત્રો ઊડે હંસની સાથ ઊંચે અહા વહીં કે વચમાં મધુરું
ના ચાલતી આંખ હવે અગાડી જરા ચડી ત્યાં જ ઠરી ગઈ તે.

સુધા ક્યાંય સુધી તરતાં ઊડતાં ગેલ કરતાં હંસ-હંસીને જોઈ રહી. એના અંતરમાં પાછા વળતાં હંસીએ ઉચ્ચારેલું વાક્ય કોતરાઈ રહ્યું:

'ભાવના છે ત્યાં વેદના છે પણ એ વેદનાઓમાં પણ અનેરો ઉત્કૃષ્ટ આનંદ છે.'



૧૯૫૦-૫૧માં પ્રાથમિક શાળામાં ભણતાં બાળકોની સંખ્યા ૧,૮૬,૮૦,૦૦૦ની હતી, તે વધીને ૧૯૫૫-૫૬માં ૨,૪૮,૧૨,૦૦૦ની થઈ હતી અને ૧૯૬૦-૬૧ સુધીમાં સંખ્યા ૩,૨૫,૪૦,૦૦૦ જેટલી થવાનું ધારવામાં આવે છે. ૧૯૫૦-૫૧માં પ્રાથમિક શાળાઓની સંખ્યા ૨,૦૯,૬૭૧ હતી, તે વધીને ૧૯૫૫-૫૬માં ૨,૭૪,૩૦૮ થઈ હતી અને ૧૯૬૦-૬૧ સુધીમાં સંખ્યા ૩,૨૬,૮૦૦ ઉપરાંતની થશે એમ ધારવામાં આવે છે, આ વર્ષો માટે જુનિયર બેઝિક શાળાઓની સંખ્યા ૧૪૦૦ (૧૯૫૦-૫૧), ૨૩૬૦ (૧૯૫૫-૫૬) અને ૩૩,૮૦૦ (૧૯૬૦-૬૧) છે.





રામુ પંડિત 

[ ૭ ]

લૉસ ઍંજલીસ, ૧૭-૧૧-'૫૮

'**કવી**મોયના ટાપુ સાથે આપણે સ્નાનસૂતકનો પણ સંબંધ નથી તો શા માટે ચાંગની જક પોષવા નવલોહિયા અમેરિકનોના જીવ જોખમમાં મૂકો છો ?' એવી મતલબનાં અનેક પત્રો અમેરિકન નાગરિકોએ જ્હોન ફોસ્ટર ડલેસના પરદેશખાતા પર વહેવડાવ્યા. કુલ ૫૦૦૦ જેટલા પત્રોમાંના ૮૦ ટકા અમેરિકન પરદેશનીતિની ટીકાથી ભરેલા હતા એવું પરદેશ ખાતાના એક કર્મચારીએ પત્રકારોને કહ્યું એથી અમેરિકાના ઉપપ્રમુખ રીચર્ડ નીકસન છંછેડાઈ ગયા. કૉંગ્રેસની નવેમ્બરમાં થનારી ચૂંટણી અંગેની એક પ્રચારસભામાં ઊભરો ઠાલવતાં એમણે ભૂલભૂલમાં (!) પણ જે કહ્યું એ, લોકશાહી નેતા માટે, શરમભર્યું ઘણાં જવાબદાર છાપાંઓને લાગ્યું. નીકસને કહેલું : ' સરકાર અભિપ્રાય મત ( opinion poll ) ઉપર ન નભી શકે. અભિપ્રાય ઘડવો એ નેતાની જવાબદારી છે, એને અનુસરવાની નહીં.' કદાચ એ સાચું હોય તો પણ લોકશાહીમાં લોકમતને અનુસર્યા વિના કોઈના બાપનોય છૂટકો છે? અંતે તો અમેરિકાની પરદેશનીતિ શું હોવી જોઈએ એ લોકો જ નક્કી કરવાના છે ને ? કવીમોય ટાપુ અંગેની કટોકટી વિષે લોકોના પત્રો મહત્ત્વના હોય કે નહીં એ ગૌણ વસ્તુ છે, પરંતુ લોકમાન્યતા શું છે એ જાહેર કરવું એ સરકારી કર્મચારીની ફરજ છે ને એણે પોતાની લોકફરજ અદા કરી છે એવું કહી છાપાંવાળાઓએ નીકસનને અણીને ટાંકણે ટપલી મારી.

*

યુનિવર્સિટીના ચાન્સેલર કોણ છે એ કોઈ વિદ્યાર્થી ન જાણતો હોય એ સંભવી શકે, પરંતુ કેમ્પસ ઉપર આઈસક્રીમની લારી સાથે ઝાડની શીતળ છાયામાં આખો દિવસ ઊભા રહીને આવતાજતા વિદ્યાર્થીઓને સ્મિતથી નવાજતા હર્મન નાથનને કોઈ વિદ્યાર્થી ન ઓળખતો હોય એ અસંભવ. હર્મન કેમ્પસને એક છેડે ઊભો રહે છે ને એની પત્ની મેરી બીજા છેડે. બંને ૬૦ની ઉંમર વટાવી ચૂકેલાં છે ને આઈસક્રીમ વેચી પોતાનું ગુજરાન ચલાવે છે. એને કેમ્પસ ઉપર આશરો આપનાર યુનિવર્સિટી વિષે એ મગરૂર છે ને યુનિવર્સિટીના ઇતિહાસ વિષે એની ઈમારતો વિષે કે એની ફૂટબોલ ટીમ વિષે કાંઈ પણ પ્રશ્ન પૂછો તો હર્મન એક પણ પાઈની અપેક્ષા રાખ્યા વિના નિષ્ણાતની અદાથી જવાબ વાળે છે. દસ સેંટમાં આઈસક્રીમ ખાતાંખાતાં ઝાડની શીતળ છાયામાં હર્મન કે મેરી સાથે ગામગપાટા મારવા એ એક લહાવો છે. આઈસક્રીમ ખાધા પછી તમે કપ કે લાકડાની ચમચી આડાંઅવળાં નાખો તો તે તુરત ઉપાડી લે છે ને પોતાની લારીમાં રાખેલી એક ખાસ કચરાપેટીમાં નાખી દે છે. કોઈ વાર બપોરથી રાત સુધી તમારે સતત વર્ગોમાં જવાનું હોય ને વાત કરવાની ફુરસદ ન હોય ત્યારે હર્મનની આઈસક્રીમ-ગાડી કામચલાઉ ભૂખ સંતોષવા માટે ખૂબ આશીર્વાદરૂપ નીવડે છે. વાતો કરવામાં સમયનું ભાન ન રહે ને વર્ગ શરૂ થઈ ગયો હોય તો મેરી તુરત કહે : Honey, I love to talk but you are getting late for the class.' પરચુરણ ખિસ્સામાં ન હોવાને કારણે કે ખાખી બંગાળી હોવાને કારણે તમને આઈસક્રીમ ન ખાવા મળે એ અસંભવ. હર્મન ને મેરીને તમારામાં એટલી શ્રદ્ધા કે નામઠામ લખ્યા વિના તમને આઈસક્રીમ-બાર આપી દે.



હર્મનને ટીપણું કાઢવામાં બહુ રસ નથી, પરંતુ મેરી તો આ ઉંમરેય સાંજે યુનિવર્સિટીમાં એકાદ વર્ગમાં ભણવા જાય છે. જ્યારે ઘરાકી ખાસ ન હોય ત્યારે છાપું વાંચે છે ને તમને રાજકારણમાં કે વર્તમાન પ્રશ્નોમાં રસ હોય તો એ વિષે ચર્ચા પણ કરે છે.

વિદ્યાર્થીઓ ગણુ દર વર્ષે યુનિવર્સિટી સાથે સંકળાએલી કોઈ એક વ્યક્તિને સુંદર સેવા બદલ ' Mr. Troy of the year ' નામનો ખિતાબ આપે છે. મત દીઠ ૨૫ સેંટ મતદાન ફી આપીને ગયે વર્ષે વિદ્યાર્થીઓએ હર્મન નામનને Mr. Troy તરીકે ચૂંટી કાઢ્યો ને એની સેવાની જાહેર તારીફ કરી. તાજેતરમાં હર્મનને હૃદયરોગનો હુમલો થયો હોવાથી એની લારી કેમ્પસ ઉપર આવતી બંધ થઈ છે. વિદ્યાર્થીઓના મુખપત્રે આ સમાચાર છાપતાં હર્મન ઉપર ઇસ્પિતાલમાં 'Get well soon'( ઝટ સાજા થઈ જાઓ )નાં કાર્ડ ને પુષ્પોના ગુચ્છા( Bouquet )ના ઢગલા થવા માંડ્યા છે. આ પ્રેમથી હર્મનને છરી જવાનું બળ સાંપડ્યું છે એમ કહે છે. ઇસ્પિતાલની નર્સ હજુ એમ જ માને છે કે કોઈ પ્રોફેસર માંદા પડીને અહીં આવ્યા છે!

*

રાજકારણમાં પ્રવર્તતી આભડછેટનો એક નવો અનુભવ અમેરિકાના ટેલિવિઝન જોનારાઓને તાજેતરમાં થયો. ન્યૂ યોર્કના Columbia Broadcasting Station (CBS) તરફથી સંયુક્ત રાષ્ટ્ર સંઘની બેઠક માટે આવેલા ઇઝરાયેલના પરદેશમંત્રી શ્રીમતી ગોલ્ડા માયર ને સુદાનના પરદેશમંત્રી મહમદ મહજીબને ' U. N. in Action ' નામના કાર્યક્રમમાં ભાગ લેવા આમંત્રણ આપવામાં આવ્યું. આમંત્રણ બંનેએ સ્વીકાર્યું—એ શરતે કે બંનેને એક સાથે ટેલિવિઝન ઉપર રજૂ કરવામાં ન આવે.

કાર્યક્રમ શરૂ થતાં પહેલાં બંનેને સંયુક્ત રાષ્ટ્રસંઘના મથકે જુદાજુદા સ્ટુડિયોમાં બેસાડવામાં આવ્યા. કાર્યક્રમના સંચાલકે બંને મુત્સદ્દીઓ વચ્ચે અલગ અલગ વાતચીત કરી, આમ છતાં કાર્યક્રમ શરૂ થવાને ક્ષણની જ વાર હતી ત્યાં ભૂલમાં કોઈ કર્મચારી ઇઝરાયેલના પરદેશમંત્રી શ્રીમતી માયરને સુદાનના પરદેશમંત્રી જે સ્ટુડિયોમાં બેઠા હતા એ જ સ્થળે લઈ આવ્યો. આથી ટેલિવિઝન કેમેરા સમક્ષ ઊભેલા શ્રી મહજીબે ઊભા થઈને ચાલવા માંડ્યું. વાત વણસે એ પહેલાં સંચાલકે ત્વરાથી એ દૃશ્ય કાપી નાખ્યું ને મહજીબ પોતાની સીટ ભણી પાછા વળ્યા.

કાર્યક્રમ શરૂ થયો એટલે સંચાલકના મધ્યપૂર્વની પરિસ્થિતિ વિષેના પ્રશ્ન વિષે પોતાનો અભિપ્રાય જણાવી સુદાનના મંત્રી એક બારણેથી બહાર નીકળ્યા એટલે ઇઝરાયેલના મંત્રીએ બીજે બારણેથી અંદર આવી એમને જવાબ આપ્યો. એમનું બોલવાનું પૂરું થયું એટલે એ પાછાં પોતાના ઓરડામાં ગયાં ને બીજા ઓરડામાં ગોઠવેલા ટેલિવિઝન ઉપર એમને સાંભળી ને જોઈ રહેલા સુદાનના મંત્રીએ પાછા એ જ ખુરસી પર બેસી દલીલો કરી. ૩૦ મિનિટનો આ કાર્યક્રમ પૂરો થયો ત્યારે ટેલિવિઝનના કર્મચારીઓએ રાહતનો દમ ખેંચ્યો ને બહુરંગી સંયુક્ત રાષ્ટ્રસંઘની ભીતરમાં ડોકિયું કરવા પામેલા ટેલિવિઝન પ્રેક્ષકોએ નિરાશાની લાગણી અનુભવી વીસમી સદીમાં પણ જવાબદાર રાજપુરુષો બાલિશ બની શકે એ કેવું કમનસીબ ?

*

મંદીની અસરમાંથી અમેરિકા બરાબર કોંગ્રેસની ચૂંટણી વખતે જ બહાર આવવા માંડ્યું છે; બેકારોની સંખ્યા ઘટી છે ને ૧૯૫૯ના જૂન સુધીમાં પાછી પરિસ્થિતિ પૂર્વવત્ થઈ જશે એમ માનવામાં આવે છે; આમ છતાં અમેરિકન અર્થકારણની માંદગી દૂર કરવામાં સરકારે મહત્ત્વનો ભાગ ભજવવો પડ્યો એ કબૂલ કરવું ઘટે. ઘણા અમેરિકનો મુક્ત સાહસ( Free Enterprise )ના એવા ઝનૂની હિમાયતી છે કે એમને સરકાર અર્થકારણમાં દખલ કરે એ ગમતું નથી; આમછતાં ધીમે ધીમે સરકારની પ્રવૃત્તિ આર્થિક

ક્ષેત્રે વધતી જાય છે. ગયે વર્ષે હિંદ જેવા 'સમાજવાદી' લોકસત્તાકના રાષ્ટ્રીય ખર્ચમાં કુલ માત્ર ૯ ટકા જેટલો ફાળો સરકારી ખર્ચે આપ્યો, જ્યારે અમેરિકા જેવા 'મૂડીવાદી' દેશમાં ૧૯ ટકા ફાળો સરકારી ખર્ચે આપ્યો. કરવેરામાંથી હિંદની સમાજવાદી સરકાર રાષ્ટ્રીય આવકના કુલ ૯ ટકા કમાઈ જ્યારે અમેરિકાની મૂડીવાદી સરકાર ૨૭ ટકા કમાઈ. હિંદે જેટલા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કર્યું છે એટલું અમેરિકાએ નથી કર્યું; પરંતુ કેટલાય અમેરિકન ઉદ્યોગો માત્ર સરકારી કરારોને લીધે નભે છે ને વિકસે છે. આથી અમેરિકનો ઇચ્છે ન ઇચ્છે તો પણ સરકારનું વર્ચસ્વ એમના અર્થકારણમાં એવું વધ્યું છે કે એ દૂર કરવામાં આવે તો આખું અર્થકારણ કડડભૂસ કરતું તૂટી પડે.

કરવેરાનું બ્રિટનમાં અમેરિકા કરતાં વધારે છે. ૧૦૦૦ પાઉંડ કરતાં વધુ આવકવાળા બ્રિટિશરો વધારાની આવક ઉપર ૪૨.૫ ટકા (અમેરિકનો ૧૫ ટકા) કર આપે છે. ૧૫,૦૦૦ પાઉંડથી કે એથી વધુ આવકવાળા બ્રિટિશરો પાસેથી ૯૨.૫ ટકા સરકાર ખેંચી જાય છે. એની સરખામણીમાં એટલી જ રકમ કમાનાર અમેરિકન પાસેથી માત્ર ૨૫ ટકા સરકાર ખેંચી જાય છે. દસ લાખ ડૉલરની આવકવાળા પાસેથી અમેરિકાની સરકાર ૮૬ ટકા લઈ જાય છે ને એથી વધુ આવક ઉપર વધુમાં વધુ ૮૭ ટકા એ આવકવેરા દ્વારા ખેંચી લે છે. આટલા આવકવેરા છતાં મુક્ત સાહસનાં મૂડી રોકાણ પર કશો નોંધપાત્ર ફટકો પડ્યો નથી; દર વર્ષે નવા ઉદ્યોગો સ્થપાતા જ જાય છે.

ઓછામાં ઓછી ૬૦૦ ડૉલરની વાર્ષિક આવક પણ કરપાત્ર હોવાથી ઘણાખરા અમેરિકન નાગરિકો કર ભરે છે. સામાન્ય નાગરિકની ૧૦ ટકા આવક તો સરકારની કોથળી ભરવામાં જ વપરાઈ જાય છે. એના કરમાંથી થયેલી આવકના ૫૦ ટકા જેટલી રકમ અમેરિકન સરકાર લશ્કરી ખર્ચ પાછળ વાપરે છે. માત્ર ૨ ટકા જેટલી રકમ પછાત દેશોને આર્થિક સહાય માટે વાપરવામાં આવે છે. આ રકમ જૂજ હોવા છતાં એ આપવા માટે સામાન્ય અમેરિકન નાગરિક કેટલો પસીનો પાડે છે એ નજરે જોનારને એ સહાયનો ઘણા દેશોમાં થતો દુરુપયોગ ગ્લાનિ ઉપજાવ્યા વિના ન રહે.

અમેરિકામાં બેકારી રાહતની ને સોશિયલ સીક્યોરીટીની યોજનાઓ છે ખરી, પરંતુ તે બ્રિટનની 'પારણાથી કબર સુધી' (Cradle to the grave)ની જવાબદારીઓને આવરી લેતી સોશિયલ સીક્યોરીટી યોજના જેવી નહીં. દા. ત. સામાન્ય કામદાર માંદો પડે ને એના કારખાનાની કોઈ ખાસ તંદુરસ્તી વીમા યોજના ન હોય તો એ પુષ્કળ મુશ્કેલીમાં મૂકાય. ધર્માદા દવાખાનાંનો અમેરિકામાં પુષ્કળ અભાવ છે; વળી દાક્તરી સારવારના રાષ્ટ્રીયકરણ( Socialised medicine )ની યોજના વિષે વાતો કરનાર સામે પણ લોકો શંકાશીલ દૃષ્ટિએ જુએ છે—રખે એ કૉમ્યુનીસ્ટ હોય! જો કે દરેક નાગરિક મોટી મોટી દાક્તરી વીમા યોજનાઓનો સભ્ય થઈ શકે છે—મહિને ૫–૭ ડૉલરનું પ્રીમિયમ ભરીને. પરંતુ ત્યાં મળતી સારવાર પણ સંતોષકારક નથી હોતી—કોઈક અંશે હિંદી સરકારી દવાખાનાં જેવી હોય છે. આથી મોડાં વહેલાં લોકમત તબીબી ધંધાના રાષ્ટ્રીયકરણ ભણી વળશે એવું લાગે છે.

આર્થિક અસમાનતા અમેરિકામાં ઠીકઠીક પ્રચલિત છે; આમછતાં આપણી સરખામણીમાં અહીં વિશાળ મધ્યમ વર્ગ છે જે ગરીબ ને તવંગર વચ્ચે સમતુલા જાળવે છે ને અમેરિકાની આબાદી ટકાવી રાખે છે. રાષ્ટ્રની કુલ આવકના ૪૨ ટકા જેટલી રકમ માત્ર ૧૯ ટકા વસ્તીના (વાર્ષિક ૭૫૦૦૦ ડૉલર કમાનાર વર્ગના) હાથમાં છે, ૪૦ ટકા જેટલી રકમ ૪૦ ટકા જેટલી વસ્તી—મધ્યમ વર્ગ—ના (વાર્ષિક ૪૦૦૦ થી ૭૫૦૦૦ ડૉલર કમાનાર વર્ગના) હાથમાં છે ને બાકીની ૧૮ ટકા જેટલી રકમ ઉપર ૪૧ ટકા જેટલી વસ્તી (વાર્ષિક ૪૦૦૦ ડૉલરથી ઓછું કમાનારી) નભે છે. સૌથી નીચલા થરમાં આવતી આ ૪૧ ટકા



વસ્તીના ઘણાખરા લોકો અમેરિકાનાં ખેતી ઉપર નભતાં દક્ષિણનાં રાજ્યોમાં વસે છે ને મોટા ભાગના હબસીઓ, મેક્સિકનો, ચીનાઓ, જાપાનીઝો તથા અન્ય રંગીન નાગરિકો આ થરમાં આવે છે.

National Association for the Advancement of Coloured People (NAACP) નામની સંસ્થાના છેલ્લા અહેવાલ મુજબ ૧૯૩૯ માં સામાન્ય હબસી મજૂરની વાર્ષિક આવક ૩૬૪ ડૉલર હતી. એ વરસમાં ગોરો મજૂર વાર્ષિક ૯૫૬ ડૉલર એટલે કે અઢી ગણા વધારે કમાયો. ૧૯૫૯ સુધીમાં સામાન્ય હબસીની વાર્ષિક આવક વધીને ૧૫૮૯ ડૉલર સુધી પહોંચી જ્યારે ગોરા મજૂરની આવક ૩૧૭૪ ડૉલર થઈ. ૧૯૫૪માં ગોરા કુટુંબોમાંના ૧૭.૪ ટકા લોકો વાર્ષિક ૨૦૦૦ કે ઓછી રકમ ઉપર ગુજરાન ચલાવતાં હતાં, પરંતુ બિનગોરાં કુટુંબોમાંના ૪૩.૩ ટકા લોકો વાર્ષિક ૨૦૦૦ ડૉલર કે ઓછી રકમ ઉપર નભતાં હતાં. ૧૯૫૩–૫૪ની આર્થિક મંદી પછી બેકારીનું પ્રમાણ ગોરાઓ કરતાં હબસીઓમાં વધારે રહ્યું છે ને છેલ્લાં ત્રણ વર્ષથી બેકાર હબસીઓની સંખ્યા બેકાર ગોરાઓ કરતાં બમણી છે. જો કે બેકારોની સંખ્યા અમેરિકામાં ઓછી છે. કુલ વસ્તીના માંડ ૫ ટકા લોકો બેકાર છે પણ આ ૫ ટકામાં હબસીઓનો ફાળો ગોરાઓ કરતાં મોટો છે. એમ NAACPની ફરિયાદ છે. આ ફરિયાદમાં તથ્ય છે ખરું. આમછતાં ગોરા મજૂરોની તાલીમ હબસી કરતાં ઊંચી છે એ અહીં કબૂલવું ઘટે.

રંગીન પ્રજાનો કોઈ નબીરો અમેરિકન સમાજમાં ઉચ્ચ સ્થાન—આર્થિક ક્ષેત્રે—પામી શકવો મુશ્કેલ છે—સિવાય કે એ ખૂબ શક્તિશાળી,તેજસ્વી ને અનિવાર્ય હોય. સામાજિક ક્ષેત્રે કાળી કે રંગીન ચામડીવાળાનો દરજ્જો ઊંચો આવતાં હજુ વખત લાગશે. આજે તો દરેક જાતિની પ્રજાએ પોતપોતાની 'કોલોની' બનાવી છે. જાપાનીઓ એક ઈલાયદા લત્તામાં રહે છે, ચીનાઓ બીજામાં, હબસીઓ ત્રીજામાં, મેક્સિકનો ને સ્પેનિશો ચોથામાં, યહૂદીઓ પાંચમામાં ને અંગ્રેજી ઓછું જાણતાં ને પોતાની યુરોપિયન પ્રણાલીઓને વળગી રહેલાં ઈટાલિયનો, હંગેરિયનો, જર્મનો વગેરે છઠ્ઠામાં. આ બધાને એક મિશ્ર લત્તામાં આણવાના પ્રયત્નો સમાજસુધારકો કરે છે, કંઈક પ્રગતિ એ દિશામાં થઈ છે પણ ખરી, પરંતુ સામાજિક મૂલ્યાંકનો એક રાતમાં બદલાતાં હોત તો આપણે ત્યાં પણ ગાંધીજીની હાકલ પડતવેંત અસ્પૃશ્યતા દૂર થઈ હોત.

★

અંધજનો માટેનાં પુસ્તકોમાં વપરાતો ખાસ પ્રકારનો બ્રેઈલ કાગળ દેશમાંથી જ મળતી કાચી સામગ્રીમાંથી બનાવવાની શોધ, દહેરાદૂનની વન સંશોધન સંસ્થા ખાતે કરવામાં આવેલી અનેક કસોટીઓમાંથી સફળતાપૂર્વક પાર ઊતરી છે. આ શોધ, દક્ષિણ ભારતના નિલગિરિ ગિરિમાળામાં વિપુલ પ્રમાણમાં ઊગતા 'બ્લૂ ગમ'માંથી કાગળ બનાવવાની પ્રક્રિયાને લગતી છે. આજે આ કાગળ સંપૂર્ણપણે પરદેશથી આયાત કરવો પડે છે.

અંધજનો માટેનાં પુસ્તકો અને સામયિકો પર અક્ષર ઉપસાવવા પડતા હોવાથી લીસા, કડક અને લાંબો સમય અક્ષર ઉપસેલા રહે એવા ખાસ પ્રકારના કાગળની જરૂર પડે છે. 'બ્લૂ ગમ'માંથી બનાવવામાં આવેલા કાગળના નમૂનાઓ પર કરાયેલી કસોટીઓમાંથી આ કાગળ પાર ઊતર્યો છે અને આ જાતનો કાગળ મોટા પાયા પર બનાવવાની વ્યવસ્થા ટૂંક સમયમાં જ કરવામાં આવનાર છે.

'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

‘સેવકરામ’

# સંનિષ્ઠ સેવાનો અનુભવ

સેવાની ધગશ હોવા છતાં જ્યારે ગામડામાં લોકોનો સહકાર ન મળે તો ય એ જ ધ્યેયે આગળ ધપી શકે તો એ સેવા ઊગી નીકળે છે તે આ હપતામાં લેખક સરસ રીતે રજૂ કરીને સાચી સેવાનો દાખલો પૂરો પાડે છે...

ગામમાં એક પણ સાચો ઉત્સાહી કાર્યકર હોય તો ગામનું ધાર્યું કામ થાય છે. નિઃસ્વાર્થભાવે કરેલી સેવાનું ફળ લાંબા અંતરે પણ આવે જ છે. એટલું કે એને માટે સંનિષ્ઠાથી કામ કર્યે જવું જોઈએ.

રમણભાઈનો એવો અનુભવ મને યાદ આવે છે. રમણભાઈ ગામમાં ખેતી સાથે દુકાન પણ ચલાવે છે. તેમને ત્યાં રોજ નિયમિત છાપું આવે. એથી તે સમાચારોથી વાકેફ રહે છે. તે જે તે ગામના વિકાસની વાત વાંચે. એમને એમ થાય કે આપણા ગામમાં આવું કેમ ન બને!

ઉપરાંત ગામના પુસ્તકાલયમાં થોડાંક માસિકો, અઠવાડિકો પણ આવતાં હતાં. તેનો ઉપયોગ પ્રમાણમાં બહુ ઓછો થતો. તેમાંયે રમણભાઈની પેઠે તો નિતાંત વાંચી જનારા ઘણા ઓછા હશે. આ બધાં કારણે રમણભાઈની દૃષ્ટિ લોકહિતનાં કાર્યો પર સ્થિર થઈ હતી. જો ગામમાં સંપ હોય તો કેટલાંક કાર્યો તો આસાનીથી કરી શકાય.

પણ ગામમાં મોટામાં મોટી ખામી હોય તો તે આ સંપની હતી. કેટલાય વર્ષથી ગામમાં બે તડ ચાલ્યાં આવતાં હતાં. એક તડમાં પાટીદારો અને વાણિયા હતા. એ લોકો પોતાની જાતને ઉજળિયાત કોમ તરીકે ઓળખાવતા. એ ઉજળિયાત કોમ સામે ગરાસિયા અને ઠાકરડાંની વસ્તી મોટી હતી. આ બહુમતિવાળા આર્થિક રીતે ઘણા નરમ હતા. તેમાંયે ઠાકરડા તો છૂટક મજૂરી પર નભતા હતા. ગરાસિયામાં પણ જે ખેતી કરતા હતા તે ઠીક હતા, બાકીનાને તો ઉજવવાનાં પણ સાંસાં હતાં. છતાં જ્યારે ગામમાં પંચાયતની ચૂંટણી આવતી ત્યારે આ બે તડ વધુ જાગૃત થતાં. ઉજળિયાત કોમ આપણા પર ચડી ન વાગે એવા ખ્યાલથી ઠાકરડા અને ગરાસિયા મતદાનમાં હમેશાં એકપક્ષી બની જતા. પરિણામે ગ્રામપંચાયતમાં બહુમતિમાં એ લોકો આવતા. સરપંચ પણ એમનામાંથી જ ચૂંટાતો. કંઈ પણ ગામવિકાસનું કામ આવે એટલે એ લોકો બહુમતિથી ઊડાડી દે. રમણભાઈ જેવાને સમજાતું નહોતું કે આ સંજોગોમાં શું કરવું?

એમણે શાળાના મકાનની વાત મૂકી. પોતે પણ પંચાયતમાં ચૂંટાયેલા હતા. તેમણે સરપંચ અને બીજા સભ્યોને ઘણા સમજાવ્યા. પણ પેલા લોકોએ તો એક જ દલીલ કરી:

‘આ તો તમારાં છોકરાંને ભણાવવાના લાભની વાત છે. એટલે એને માટે તમે લોકો ફંડફાળો કરો. એમાંથી પંચાયતની પાઈયે નહિ વપરાય.’

‘પણ શાળા તો ગામની થાય છે. અને પંચાયતમાં જે પૈસા છે તે ગામના જ છે. તો શીદને ગામના હિત માટે ખર્ચતા નથી?’

‘એયે ખર્ચીશે. તેને માટે રસ્તાની યોજના વિચારી છે.’ ને રસ્તો ક્યાં કરવો એમાં ઝઘડા થતા. પેલા લોકો કહેતા કે એમના વાસ બાજુનો રસ્તો થવો જોઈએ. બીજા વળી બીજી બાજુ ખેંચતા. રમણભાઈ જેવા કહેતા ગામનો ધોરી રસ્તો પકડો. ને રસ્તો આપણે શ્રમદાનથી તૈયાર કરીએ. ઘણાં ગામોમાં એ પ્રમાણે રસ્તા થયા છે.

તો સામેથી સરપંચનો જવાબ તૈયાર રહેતો.

‘હા, એ તમારી યોજના ઠીક છે. મજૂરી અમે લોકો કરીએ તે રસ્તા પર ગાડાં તમારાં દોડે. ના, અમે એવા નવરા નથી.’

આ ખેંચતાણમાં અવિશ્વાસ અને ઈર્ષા તો હતી જ પણ તે સાથે અજ્ઞાનતા અને જડતા પણ હતી. કોઈ પણ કામ થાય નહિ અને મતભેદો ઉગ્ર બનતા જાય.



રમણભાઈને સૂઝ પડતી નહોતી કે ગામનાં વિકાસનાં કામ કઈ રીતે કરવાં ?

એ મારી પાસે આવ્યા. તેમણે બધી હકીકત કહી હૈયાવરાળ ઠાલવી.

'સેવકરામ! મને બીજું તો કંઈ થતું નથી, પણ આ ખેંચતાણમાં ગામનું એક કામ થતું નથી. પંચાયતની શિલક એમની એમ પડી રહે છે. અને પક્ષ મમતે ચડ્યા છે. હવે તો મારી વાત પણ કોઈ સાંભળતું નથી. તમે એકાદ વાર ગામમાં ન આવો ?'

ને એકવાર હું એ ગામમાં પણ ગયેલો. મને રમણભાઈની વાત સાચી લાગી. હું સરપંચને મળ્યો. સામે પગલે એમને ઘેર ગયો. એ આમ તો સાવ અભણ જેવા હતા. પણ તેમના જૂથના આગેવાન હોઈ એ બળથી ચૂંટાઈ આવતા. તે ન તો છાપાં વાંચતા. ન તો કદી ગ્રામવિકાસ યોજનાની વાતમાં રસ લેતા. એ હમેશાં પેલા વાણિયા પાટીદારો આપણને છેતરી ન જાય એની કાળજી રાખતા. એ પક્ષ તરફથી જે કંઈ યોજના આવે તેનો પહેલી તકે તો વિરોધ જ કરતા. એ લોકોનું ધાર્યું ન થાય એમાં એ પોતાનો વિજય જોતા.

મેં પણ એમને ગામડાંની બદલાતી જતી સૂરતની વાત કરી. ગામેગામ રસ્તા, શાળા, વારિગૃહ, પુસ્તકાલય, બાલમંદિર, દવાખાનાં અને એવી સાર્વજનિક યોજનાનાં કામ ચાલી રહ્યાં છે એની વિગતવાર વાત કરી. તેમ આ પ્રદેશનાં જે ગામોમાં કામ થયાં હતાં તેના દાખલા આપ્યા. તો તમારા ગામમાં કેમ કામ ન થાય!

પણ એમણે તો એક જ જવાબ આપ્યો :

'સેવકરામ! બધી વાત સાચી, પણ આ ગામ જ એવું છે. એક કહે ઊગમણા જવું છે તો બીજો કહેશે, ના અમારે તો આથમણા જવું છે. બોલો આમાં ક્યાંથી કોઈ કામ થાય!'

એમને મેં કહ્યું : 'દરબાર! તમે તો ગામના સરપંચ છો. સારા કામની પહેલ તમારે કરવી જોઈએ. તો ગામ અંતરથી તો કહેશે કે ના, દરબાર સરપંચ હતા ત્યારે ગામનાં આટલાં કામ થયાં.

'ગામને આગળ લઈ જાય તે આગેવાન. તમે તો ગામના મુખી માણસ કહેવાઓ. ગામમાં કોઈ પગ મૂકે તો એને પણ થવું જોઈએ કે ના, દરબારનું ગામ તો રળિયામણું છે. ગામમાં હરેક પ્રકારની સગવડ છે. નવાં નવાં કામ થાય છે. આ બધો યશ અંતે તો તમને જ છે ને!

'તમે આ રીતે ઝઘડતા રહેશો, ગામનું એકે કામ નહિ થવા દો તો આવતી કાલે તમારાં છોકરાં જ તમને થાપ દેશે : અમારા વડીલોએ તેમના કંકાસમાં ગામને અંધકારમાં જ રાખ્યું.

'ને તમે વિચાર તો કરો, દરબાર! અત્યારે તો સરકાર તરફથી પણ કેવી મદદ મળે છે. લોકલબોર્ડ તરફથી, ભારત સેવક સમાજ તરફથી, અને વિકાસ યોજના તરફથી કેવી મદદ મળે છે? તો શીદને એનો લાભ લેતા નથી? એવું કંઈ કામ હોય તો મને કહો, આ તમારા ગામના ભાઈ રમણભાઈને કહો, એ બધા ધક્કા ખાશે. શીદને આવી સોનેરી તક જતી કરો છો?'

આટલી બધી સમજાવટ પછી સરપંચે એટલું જ કહ્યું : 'સેવકરામ! એ તો અમેયે સમજીએ છીએ કે આ તો અમારા સવારથની વાત છે. એયે રાગે રાગે બધું થશે. તમે તમારે જોયા કરોને, સમય સમયનું કામ કરે છે.'

હું પામી ગયો કે આ લોકો સાથે કામ પાડવું તે લોઢાના ચણા ચાવવા જેવું છે. પણ હિંમત હારે પણ કેમ ચાલે! આપણે તો સેવાનો અડિયો બાજો ચડાવીને નીકળી પડ્યા છીએ. એટલે ધીરજ રાખી એનું એ કામ કર્યે જવાનું મેં રમણભાઈને કહ્યું.

'રમણભાઈ! આમાં તમારી ભારે કસોટી થઈ રહી છે. ગામમાં સંપ હોય તો...તો ગામનું અને તમારા જેવા ગ્રામસેવકનું પણ કામ દીપી ઊઠે. પણ આમાં

તો બંને પક્ષની ગાળો ખાવાની છે અને અપજશ વહોરવાનો છે. સેવકને હમેશાં ખાસડાં જ મળે છે. પણ તેને એ જાતનો પરમ આત્મસંતોષ હોય છે કે એ જનહિતનું કામ કરે છે. ભલે લોકો તેને આજે ભાંડે, છતાં એક દિવસ એ લોકો જ તેની વાત માથે ચડાવશે. માટે તમે કંટાળ્યા સિવાય ગામના કામને વળગી રહેશો. વખત આવે એ કામ જ બોલશે.'

મેં રમણભાઈને બીજી પણ વાત કરી.

'રમણભાઈ! ગામનાં બે તડ જડે ચડ્યાં છે. એટલે હમણાં તો કોઈ નમતું નહિ આપે પણ તમે એકાદ કામ પંચાયતની મદદ વગર હાથ ધરો. જે સ્વૈચ્છિક ફાળો આપે તેનો લેવો. એ કામ ગામનું ગણવું. તેનો લાભ આખા ગામને મળે એમ કરવું. તો સામાવાળાનું મન પીગળશે.'

રમણભાઈને આ વાત બેસી ગઈ અને તેમણે શરૂમાં ગામમાં નાનું દવાખાનું શરૂ કર્યું. પોતે ફંડફાળો કરી પોતાના પણ પૈસા ઉમેરી દવાઓ લાવે. તાત્કાલિક ઉપચારથી, માથું દુખે તેની, મલમપટાની, તાવની, દાઝ્યા પર ચોપડવાની, વીંછીની આવી દવાઓ તેમણે વસાવી. દવા કેમ આપવી અને કેમ વાપરવી એટલું તો એ શીખી ગયા. મફત દવા મળતી હોય, પછી કોણ ન આવે! તેનો ઉપયોગ ઠીક ઠીક થવા લાગ્યો. તેમ આ દવાઓનો લાભ સૌ લઈ શકે એટલા માટે તેમણે દવાઓ ગામ વચ્ચે મહાદેવની એક ઓરડીમાં રાખવા માંડી. આની અસર ગામમાં સારી થઈ.

પછીથી રમણભાઈએ ફરીને કેટલાક આસામીઓ પાસેથી દૈનિકનાં, માસિકોનાં લવાજમો ભરાવ્યાં. પુસ્તકાલય નાના સરખા વાચનાલયમાં ફેરવાઈ ગયું. સાંજસવારે વિદ્યાર્થીઓ, નિવૃત્ત વૃદ્ધો અને જુવાનો તેનો લાભ લેવા માંડ્યા. આને લીધે ગામમાં હવા તો ફેલાઈ કે ગામ ધારે તો જરૂર સારું કામ કરી શકે.

એટલે તો દિવાળી આવી ત્યારથી રમણભાઈએ ગામના કેટલાક આસામીઓને કહી હવા કરી રાખી હતી કે આપણે વારિગૃહનું કામ હાથ ધરવું. એમાં કોઈએ ખેંચ ન રાખવી. અત્યારે જ્યાં ગામ-કૂવો છે ત્યાં વારિગૃહ બાંધવું. જે મદદ મળે; તે સ્વીકારવી અને બાકીની મદદ ભારત સેવક સમાજ તરફથી અને બીજા ફાળાથી એકઠી કરવી.

ને બેસતા વર્ષના દિવસે ગામ મળ્યું. દરવર્ષે સાંજના નવાવર્ષે 'રામ...રામ...' કરવા ગામ આવતું. ત્યારે નવું વર્ષ કેવું જશે તેની આગાહી ગામના પુરાણી મહારાજ વાંચી સંભળાવતા. ત્યારે બીજી તો ખાસ વાતચીત ન થતી પણ સુખડી લઈ સૌ વિખરાતા.

પણ આ વર્ષે પુરાણી મહારાજની વાત પૂરી થઈ એટલે રમણભાઈએ વારિગૃહની વાત કરી. આ ગામના હિતનું અને સૌને ઉપયોગી કામ છે તેની વિસ્તૃત માહિતી આપી. આપણે જેટલી રકમ એકઠી કરીએ તેટલી રકમ આપણને મદદમાં મળે તેમ છે તેની પણ જાણ કરી. અને આજના શુભ દિવસે આપણે એ કામ શરૂ કરીએ એવી જાહેરાત કરી. એ માટે આપણે આજે જ ફંડફાળો શરૂ કરીએ. ને પોતાના જ તેમણે પાંચસો એક જાહેર કરી આ સારા કામનો પ્રારંભ કર્યો.

ને જેમને એમણે કાનમાં કહી રાખ્યું હતું તેવા ચાર આસામીઓએ પણ થોડીક આનાકાની અને તમે લખાવો પછી મારો વારો કહીને પણ સારી રકમ લખાવી. પછી તો દાનનો પ્રવાહ ચાલ્યો અને જ્યાંત્યાં નાની મોટી થઈ સાડાત્રણ હજારની મદદની જાહેરાત થઈ.

'આ કામ સૌનું છે. માટે દરેક પોતાના ગજા પ્રમાણેનો ફાળો આપે. આ ટીપનું કાગળિયું ઘેરઘેર ફેરવીશું. આપણે સૌના સહકારથી ગામનું આ કામ કરવું છે.'

ને રમણભાઈને એમાં સારો સહકાર મળ્યો. રમણભાઈ સરપંચને મળ્યા, એમને કહ્યું:

'દરબાર! હું જાણું છું કે બધાંની સરખી સ્થિતિ



નથી. ઠાકરડા ભાઈઓને ફંડમાં કાંઈ પણ લખાવવું એ ઠીક લાગતું નથી. પણ એમને પણ એમ ન થવું જોઈએ કે આ સારા કામમાં અમે ફાળો ન આપી શક્યા. કે કાલ ઊઠીને કોઈ એવું મહેણું ન મારી જાય કે આમાં તો તમારી નાતનો ફાળો નથી. એટલે તે તમે કબૂલ થતા હો તો આપણે એમની પાસેથી શ્રમદાન માગીએ. જેણે પૈસા આપ્યા છે એ પણ શ્રમદાન કરશે. પણ તેમની એવી મદદ ઓછી મળશે. એટલે જો તમે શ્રમદાનનું માથે લ્યો તો આપણે મળીને આવતા ચોમાસા પહેલાં તો આ વારિગૃહનું કામ પતાવી દઈએ.'

સરપંચે તો એમના સ્વભાવ પ્રમાણે;

'હું બેચાર આગેવાનોને પૂછી જોઉં. જરા વાત તો કાને નાખું. આ અજાણ્યું કામ કહેવાય. ક્યાં વાંકું પડે એ ન કહેવાય.'

'આપ કહો તો હું આપની સાથે સાથે આવું. આપણે આજે રાતના આપને ત્યાં જ મળીએ.'

ને રમણુભાઈએ સરપંચને આડા ફાટવાની તક ન આપી તેમ એમને દરેક કામમાં આગળ રાખ્યા. તેમને જ મોટા ગણ્યા. વારિગૃહ બાંધકામ સમિતિ બનાવી એમાં પણ સરપંચને લીધા. તેમ ઠાકરડા કોમના એક આગેવાનને પણ લીધા. ઉજળિયાત કોમે પૈસા કાઢ્યા છે. પંચાયતથી તો પાઈએ લીધી નથી. આપણે મદદ નહિ કરીએ તોયે એ લોકો તો આ કામ કરી છૂટશે. તો શીદને જશ ન લેવો! એમ મનમાં મનાવી સરપંચ પણ તૈયાર થયા અને બોલ્યા:

'જાઓ રમણુભાઈ! શ્રમદાનનું કામ મારામાં આવ્યું. તમે તમારે કામ શરૂ થાય એટલે મને કહેવડાવજો.'

ને રમણુભાઈએ ફંડ એકઠું કરવાની, -તેની સામે ભારત સેવક સમાજની મદદ મેળવવાનું કામ એકલે હાથે પાર પાડ્યું. અલબત તેમાં એમને ત્રણ મહિના તો ઠીકઠીક ધક્કા ખાવા પડ્યા. કેટલીક વિધિઓમાંથી પસાર થવું પડ્યું. પણ આખરે તે કામની મંજૂરી તો મેળવી શક્યા.

આખરે પાયા ખોદવાનું કામ શરૂ થયું. ત્યારે રમણુભાઈ જઈને સરપંચને પણ બોલાવી આવ્યા. ત્યારે તો પહેલાંનો ઉત્સાહ નહોતો. લોકો આવાં સમૂહગત કામોથી ટેવાતા પણ નહોતા. એટલે જે તે કહેવા લાગ્યા:

'આખું ગામ વારી કાઢે તો અમે કાઢીએ, અમે એકલા આ કામ શાનું કરીએ!'

નવી, અણધારી મૂંઝવણો ઊભી થતી હતી. જો શ્રમદાન ન થાય તો ખર્ચ વધી જાય. એ પૈસા ક્યાંથી લાવવા?

રમણુભાઈ મારી પાસે આવ્યા. જે ભાઈએ ઉત્સાહથી આટલું કામ કર્યું હોય તેને કેમ ડૂબવા દેવાય! હું ફરીથી પાછો એ ગામ ગયો. પેલા સરપંચને મળ્યો. તેમની ફરજની યાદ આપી. એ તો કહે;

'સેવકરામ! હું ક્યાં ના પાડું છું. પણ આ લોકો માને તો ને! કહે છે અમે એકલા શાનાં વેઠ કરીએ. ગામનું કામ છે તો ગામ વારી કાઢે.'

એ તો સ્વેચ્છાએ શ્રમદાન આપવાની વાત હતી. આમાં કોના પર દબાણ કરવું? કોનું દબાણ લાવવું? આખરે અમે એક શ્રમશિબિર યોજવાનું નક્કી કર્યું. એ શિબિરાર્થીઓ શ્રમ આપે તે સાથે ગામના લોકો જતા. એમાં સરપંચ આગેવાની લે. મારી હાજરીમાં સરપંચે કબૂલાત પણ આપી.

એ રીતે શ્રમશિબિર યોજકો શરૂમાં તો વધુ માણસો ન નીકળ્યા. પણ સરપંચ હવે ડગી શકે તેમ નહોતા. એટલે શરમથી, દબાણથી, ધાકધમકીથી લોકોને ખેંચી લાવ્યા. પછી બીજાએ પણ ટેકો કર્યો. એક બે જણાએ ઈંટો ખેંચવા ગાડા જોડ્યાં. પાયા પૂરાયા. ટાંકીનું કામ શરૂ થયું. તે સાથે નળ નાખવાની લાઈન પણ નંખાઈ. ને બે અઢી માસમાં, વરસાદ પહેલાં તો ટાંકી બંધાઈ પણ ગઈ.

એ ટાંકીની ઉદ્‌ઘાટનવિધિ પણ નવી તરેહથી કરવામાં





ચુનીલાલ મડિયા

# લોકલાડીલા લેખક

ગુજરાતના લોકહૃદયમાં સાચું સ્થાન પામી શકેલા સર્વપ્રિય વાર્તા–નવલકાર તરીકે સ્વ. ર. વ. દેસાઈ વિષે આપણને જાણીતા કલમનિવેશ થોડીક પરિચયાત્મક કંડિકાઓ આપે છે જે વાચવાથી આપણને એ લાડીલા સાહિત્યકાર તરફની માનની લાગણી વધે જ......

મુંબઈમાં સી. પી. ટેન્ક ઉપર પિતળે બિલ્ડીંગમાં વયોવૃદ્ધ સાક્ષર દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ઘેર, આજથી પાંચ છ વર્ષ પહેલાં બારણા પરની કૉલ બેલ વાગી. દીવાન બહાદુરે બારણું ઉઘાડ્યું. શ્વેતરંગી પાટલૂન–બુશશર્ટ પહેરેલા એક શ્વેતકેશી સજ્જને ધીમે પગલે બેઠકમાં પ્રવેશ કર્યો. એ દિવસે એ સમયે પેલા વયોવૃદ્ધ સાક્ષર યોગ્ય મનઃસ્થિતિમાં નહિ હોય તેથી, કે પછી મુંબઈના ધમાલિયા જીવનમાં એ જ સમયે પોતાને બીજે કશેક રોકાણ હશે, તેથી, આગંતુકને આવકારતાં પહેલાં જ, બલકે આવકાર્યા વિના જ ઊધડા લઈ નાખ્યા: ‘સમયનો કાંઈ ખ્યાલ રાખો છો કે નહિ ? મને આરામ કરવા દેશો કે નહિ ?’...દી. બ. ઝવેરી કદાચ સમજ્યા હશે કે આ તો, મુંબઈમાં સામાન્યતઃ બને છે એમ, કોઈ ધૂળરાખ જેવા કામે આવી ચડેલા અનેક ગુંદરિયા મુલાકાતીઓમાંના જ એક હશે. તેથી જ કદાચ એમનો પ્રકોપ આટલો ઉગ્ર બની ગયો હશે...પણ સામી વ્યક્તિએ એ પ્રકોપનો કશો પ્રતિકાર ન કર્યો. એણે તો, અત્યંત નમ્ર અને ક્ષમાયાચક સ્વરે માફી માગી, અને આવાં અણધાર્યાં વચનો વડે પોતે પોંખાયા એ અંગેનો લગીરેય રંજ અનુભવ્યા વિના ક્ષમાયાચક વદને જ એ પિતળે બિલ્ડીંગનાં પગથિયાં ઊતરી ગયા.

આ સાક્ષરને આંગણેથી આમ અવમાનિત થઈને મૂંગામૂંગા જ પગથિયાં ઊતરી જનાર પણ એક સાક્ષર હતા. એમનું નામ રમણલાલ વસંતલાલ દેસાઈ. પોતે વડોદરેથી કાંઈ કામ પ્રસંગે મુંબઈ આવ્યા

---

આવી. રમણભાઈ તો કોઈક અમલદારને કે કોઈ કૉંગ્રેસ કાર્યકરને બોલાવવા માગતા હતા. પણ આખરે એમ નક્કી થયું કે ગામના વયોવૃદ્ધ માણસના હાથે તેનું ઉદ્‌ઘાટન કરાવવું. ને ગામને માર્ગદર્શન મળે, થોડુંક પ્રોત્સાહન મળે તે માટે તે પ્રસંગે લોકલબોર્ડના પ્રમુખ, તાલુકાના ધારાસભ્ય અને બીજા કાર્યકરોને બોલાવવા. આવા કામમાં રમણભાઈ ભારે ઉત્સાહી છે. પાછા પાવરધા પણ છે. એમણે સમારંભની ધામધૂમથી તૈયારી કરી. ગામ થકી એ મહેમાનોને જમવાની પણ વ્યવસ્થા કરી. ગામમાં લાઉડસ્પીકર લઈ આવ્યા. ધજાપતાકા બંધાવ્યા. નાનો સરખો માંડવો પણ બાંધ્યો. ગામમાં ઉત્સાહ ફેલાઈ ગયો.

ને વયોવૃદ્ધ માણસની શોધ કરી તો ઠાકરડાવાસમાંથી ગેમલજી ડોસા મળી આવ્યા. તેમને લગભગ નેવું થયાં હતાં. આ ડોસાના હસ્તે ઉદ્‌ઘાટન થવાનું હતું એ પણ સૌને મન કૌતુક હતું. ઠાકરડાઓ પણ ગેલમાં આવી ગયા હતા. હું એ પ્રસંગે ખાસ હાજર રહ્યો હતો. શું ગામનો ઉત્સાહ હતો ! પેલા સરપંચ તો જાણે ગામના દરબાર હોય એમ બની ઠનીને આવ્યા હતા.

મહેમાનો જીપકારમાં આવ્યા એટલે બંદૂકોના અવાજ થયા. બહેનોએ પ્રેમથી સ્વાગત કર્યું. સરસ રીતે સમારંભ પાર પડ્યો. ગામને ત્યારે લાગ્યું કે જો ગામ સંપીને કામ કરે તો બીજાં પણ ઘણાં કામ કરી શકે. મેં ત્યારે સમારંભનો રંગ જોઈ સરપંચને કહ્યું: ‘દરબાર ! આજે તક છે. શાળાના મકાનની પણ જાહેરાત કરો. બધે વાહવાહ થઈ જશે.’ ને સૌના આશ્ચર્ય વચ્ચે સરપંચે નવા કામ તરીકે શાળાના મકાનની જાહેરાત કરી. ત્યારે રમણભાઈની આંખો આનંદની ઝલકથી ચમકી રહી હતી.





હશે. દી. બ. ઝવેરી એ વેળા સાજામાંદા રહ્યા કરતા. સાક્ષરયુગના એ છેલ્લા અવશેષ સમા આજાર સરસ્વતી-સેવક પ્રત્યે રમણલાલને સ્વાભાવિક જ આદર હશે (પોતાનું 'સાહિત્ય અને ચિંતન' નામનું પુસ્તક, એ જ સાલમાં એમણે આ સાક્ષરને અર્પણ કરેલું) તેથી એમની તબિયતની ખબર કાઢવા ગયા હશે. પણ બનવાકાળે, અવસ્થાને કારણે ઓળખશક્તિ તેમજ સ્મરણશક્તિ ગુમાવતા જતા કૃ. મો. ઝવેરીએ એમને ઓળખ્યા જ નહિ, અને આંગણેથી ધુત્કારી કાઢ્યા. અને રમણલાલ પણ એટલા બધા નમ્ર કે પોતાની ઓળખ આપવાનું કે નામ સરખું ઉચ્ચારવાનુંય એમને યોગ્ય ન લાગ્યું અને ઉલટાના, સામેથી માફી માગીને પાછા વળી ગયા.

લેખકની અસાધારણ વિનમ્રતાનો આ કોઈ રડ્યો-ખડ્યો કે એકલદોકલ પ્રસંગ નથી લાગતો. એ તો, એમની નિરાડંબર જીવનરીતિનો જ દ્યોતક લાગે છે. પોતે મહુવા મહાલમાં વહીવટદાર હતા ત્યાંથી બદલી થતાં વડોદરે જતી વેળા બારડોલી સ્ટેશનેથી સેકન્ડ ક્લાસના ડબ્બામાં એક વાર ગાંધીજી સાથે પ્રવાસ કરવાનો સુયોગ સાંપડેલો. પણ રમણલાલની નમ્રતા તો એવી કે ગાંધીજી સાથે વાતચીત કરવી તો દૂર રહી પણ ઔપચારિક ઓળખાણ માટેનો પ્રયત્ન એમણે ટાળેલો. ગાંધીજીની ફિલસૂફી અને આદર્શોને પોતાની કૃતિઓમાં વધુમાં વધુ ઝીલનાર અને ઉમંગભેર એનો પુરસ્કાર કરનાર આ નવલકથાકારે પોતાની એ પ્રેરક અને આરાધ્ય વિભૂતિના મૂક સાન્નિધ્યથી જ સંતોષ માનેલો. અને વર્ષો પછી 'ગ્રામલક્ષ્મી'નો ચોથો ભાગ ગાંધીજીને અર્પણ કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે પણ એમણે એ માટેની ગાંધીજીની અનુમતિ મહાદેવભાઈ મારફત જ મેળવેલી.

પોતે મોટા રિયાસતી અમલદાર હતા, અને સાહિત્ય ક્ષેત્રે કીર્તિનો મધ્યાહ્ન તપતો હતો છતાં એમનું વર્તન એવું હતું કે આ એમાંની એકેય વસ્તુ જાણે કે પોતાને સ્પર્શી જ ન હોય. ઉપર ટાંક્યા છે એ કિસ્સાઓમાંના કૃ. મો. ઝવેરી અને મહાત્મા ગાંધી જેવા મોટા માણસો પ્રત્યે જ વિવેક અને નમ્રતા દાખવતા એવું નથી. નાનામાં નાના માણસો પ્રત્યે પણ એમનો વર્તાવ એવો જ વિવેકભર્યો અને વિનયયુક્ત હતો. ૧૯૫૦ માં વડોદરા ખાતે લેખકમિલન ભરાયેલું એમાં રમણલાલ સ્વાગતપ્રમુખ હતા. પોતાને આંગણે સરસ્વતીના સેવકો આવ્યા છે, એનો ઉમંગ આખા સંમેલન દરમિયાન એમના ચહેરા ઉપર તરવરતો હતો. મિલનની એક સાંજની બેઠકમાં અમે બે ત્રણ નવા લેખકો જગ્યાને અભાવે છેલ્લી હરોળમાં બેઠા હતા. શ્રોતાઓ માટે બિછાવેલું પાથરણું એ સ્થળે પૂરું થઈ જતું હતું તેથી અમે ભોંય ઉપર આસન જમાવ્યું હતું અને સભામાં ચાલી રહેલા કામકાજ ઉપર માંહોમાંહે ટીકા ટિપ્પણો કરી રહ્યા હતા. અમને ખ્યાલ નહિ કે અમારી પાછળ રમણલાલ પોતે આવીને ચૂપચાપ બેસી ગયા છે અને અમારી બેજવાબદારી તુકતેચિની કાન દઈને સાંભળી રહ્યા છે. વચ્ચે વિશ્રાંતિના સમયે એમણે પોતાની હાજરી જાહેર કરી, અને આનંદભેર કહ્યું: મને તમારી આ ગુસપુસ બહુ ગમી છે. આ ઉપરથી લાગે છે કે ગુજરાતી સાહિત્યનું ભાવિ બહુ ઊજળું છે. પણ તમે અહીં ભોંય પર બેઠા છો એ મને નથી ગમતું. આવતી સાલ તમને મંચ ઉપર બેસાડવા પડશે.

રમણલાલની આ વિનમ્રતા કોઈ સભાનપણે કેળવેલી કલા નહોતી એ તો સ્વભાવગત હતી. બાદશાહી, પેશ્વાઈ, ગાયકવાડી અને સિંધિયાશાહી સાથે સંબંધ ધરાવીને ઈનામદારી મેળવનાર કુટુંબમાં ઉછરેલા આ સાહિત્યકારનો સૌજન્ય ગુણ નાગરી આભિજાત્યની વારસાગત સંપ્રાપ્તિ હોય એમ લાગે છે. કારકિર્દીનો આરંભ એમણે સીડીને પહેલે પગથિયેથી જ કરેલો. થોડો સમય શાળામાં શિક્ષણકાર્ય કર્યા પછી કામદાર કચેરીમાં હેડક્લાર્ક બનેલા ત્યાંથી મુલ્કી ખાતામાં અવલ-કારકુનના દરજ્જેથી વહીવટદારને દરજ્જે પહોંચ્યા અને છેલ્લે છેલ્લે તો ગાયકવાડના ખાનગી કારભારી

( કમ્પટ્રોલર ઑફ ધી હાઉસહોલ્ડ )નો હોદ્દો મેળવેલો છતાં એમના જીવનરંગમાં કશો ફેર નહોતો પડ્યો. આંબા પર મહોર આવે ને સાખને ભારે વૃક્ષ વધારે નીચું નમતું જાય, એમ તેઓ વધારે ને વધારે નમ્રતા ધારણ કરી રહ્યા હતા. અમલદારી તોર અને તુમાખી તો રમણલાલના વ્યક્તિત્વમાં, અંગ્રેજી શબ્દાવલિમાં કહીએ તો ' ગેરહાજરીને કારણે જ ધ્યાનપાત્ર ' બની રહેતાં.

ગુજરાતી સાહિત્યક્ષેત્રે ' યુગમૂર્તિ 'નું વ્યાજબી બિરુદ પામનાર આ સાહિત્યકારનો પ્રવેશ આકસ્મિક જેવો હતો. કિશોરવયનાં એમનાં નર્મદ્દાતટનાં સંસ્મરણો વાંચતાં કે વટપ્રદની છાયામાં વીતેલું એમનું શાળાજીવન જોતાં લેખકને પોતાને ખ્યાલ નથી લાગતો કે પોતે ભવિષ્યમાં નામાંકિત નવલકથાકાર બનશે. ૧૯૧૨માં વડોદરામાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ચોથું અધિવેશન મળ્યું ત્યારે વીસ વર્ષના રમણલાલે ' વૉલન્ટીઅર ' તરીકે સેવા બજાવેલી ત્યારે એ તરુણ સ્વયંસેવકને તો કલ્પના પણ ક્યાંથી હોય કે બરાબર ઓગણચાલીસ વર્ષ પછી–૧૯૪૧માં–અંધેરી ખાતે મળનારી એ જ પરિષદના સાહિત્ય વિભાગનું અધ્યક્ષ સ્થાન શોભાવવાનું એમને ભાગે આવશે !

એક સૂચક હકીકત એ છે કે ગુજરાતના આ લોકલાડીલા નવલકથાકારે લેખન પ્રવૃત્તિનો આરંભ નવલકથાથી નહિ પણ નાટકથી કરેલો. છેક ૧૯૧૫માં—તેવીસ વર્ષની ઉંમરે—ગુજરાતી સાહિત્ય પરિષદના સુરત ખાતેના અધિવેશન નિમિત્તે ' સંયુક્તા ' નાટક લખેલું. ૧૯૨૪માં ' નવગુજરાત ' અખબારમાં ' ઠગ ' નવલકથા લખવાનો આરંભ કર્યો. ત્યારથી એમનું મહત્વનું પ્રદાન નાટક કરતાં નવલકથાને ક્ષેત્રે જ રહ્યું. ' ઠગ 'થી માંડીને ૧૯૫૫માં (મરણોત્તર) પ્રકાશન પામેલ ' ત્રિશંકુ ' સુધીની કથાઓએ લગભગ અઢી દાયકા સુધી ગુજરાતને મુગ્ધ કરેલું. રમણલાલની લોકપ્રિયતા ડિકન્સની લોકપ્રિયતા સાથે સરખાવી શકાય એવી હતી. એક આખી પેઢીનો ઉછેર રમણલાલની નવલકથાઓ ઉપર થયેલો.

કહેવાતું કે ગુજરાતનાં યુવક–યુવતીઓને પ્રેમ કરવાની ' કલા ' રમણલાલનાં પાત્રોએ શીખવેલી. એમનાં ઘણાં નાયક–નાયિકાઓ તો તરુણો માટે આરાધ્યમૂર્તિ સમાં બની રહેલાં. રમણલાલના ઘણા નાયકો fulltime પ્રેમીઓ જેવાં હતાં, એ નાયકોના ધંધા ધાપા, નોકરી કે કશા રોજગાર–વ્યવસાય વિશે ભાગ્યે જ સ્પષ્ટ ઉલ્લેખો જોવા મળે છે. ઉછરતા તરુણોને એકદમ જચી જાય એવી એ પરિસ્થિતિ હતી. સનાતન પ્રણયત્રિકોણ અને પ્રેમમય દાંપત્ય એ રમણલાલની કથાઓનો માનીતો વિષય હતો. એ વિષય લેખકને એટલો બધો પ્રિય હતો કે વિવિધ કૃતિઓમાં વસ્તુની એકવાક્યતા વહોરીને પણ એમણે વારંવાર એનું આલેખન કર્યું છે. છતાં એક વસ્તુ સૂચક છે કે ન્હાનાલાલની કવિતા અને દાંપત્યભાવનાના પૂજક આ કથાકારે લગ્નબાહ્ય પ્રેમસંબંધને કદી પુરસ્કાર્યો નથી. કૃતિને કલાત્મક બનાવવા ખાતરેય લેખકે આવી 'કલા'નો આશ્રય નથી લીધો એ ઉપરથી, તેમ જ સમગ્ર કૃતિઓમાંથી સંભળાતા સંતુષ્ટ દામ્પત્યની પ્રસન્નતાના સૂર ઉપરથી લાગે છે કે સર્જકને પ્રેમમય દામ્પત્યની અત્યંત ઉત્કટ અનુભૂતિ થઈ હશે.

રમણલાલની આત્મકથા વાંચતાં લાગે છે કે લેખકે પૂરું દોઢ દાયકા જેટલું દામ્પત્ય પણ ભોગવ્યું નથી. પોતે ઇન્ટરમિજિયેટમાં ભણતા ત્યારે (૧૯૧૩માં) લગ્ન થયેલું અને ૧૯૨૭માં સિદ્ધપુર ખાતે તો પત્ની કૈલાસબહેનનું મૃત્યુ થયું. 'જીવનવહેણ' કાવ્યમાં રમણલાલે લખ્યું :

> નયનથી છબી લુપ્ત શું થતી ?
> હૃદય સત્ય તે ના સ્વીકારતું.

ના, એની 'છબી' લુપ્ત થઈ જ ' નથી. લેખકની દિવંગત પત્નીનું દર્શન ' કોકિલા 'માં હૂબહૂ જોવા મળે જ છે. સાહિત્યસર્જન એ રમણલાલ માટે ઊર્ધ્વીકરણની પ્રક્રિયા હોય એવું લાગે છે. મંજુલાલ મજમુદારે યોગ્ય રીતે જ કહ્યું છે કે સ્મૃતિશેષ પત્નીને



સ્થાને વાઙ્મયની સુવર્ણપ્રતિમાને એમણે હૃદયમાં પધરાવી હતી.

રમણલાલનો નમ્રતા જેવો જ બીજો ગુણવિશેષ છે નિખાલસતા. એમના પરિચયમાં આવનાર ઘણા માણસોને આ નિખાલસતાનો અનુભવ થયો હશે એમની આત્મકથાના બન્ને ભાગોમાં પણ આ પ્રતીતિ વારંવાર થાય છે. સંસારની નવલકથાઓ તો બહુ લખી, હવે આત્માના કલ્યાણ અર્થે કશીક આધ્યાત્મિક વાત લખો, એવા સૂચનના ઉત્તરમાં લેખકે કહેલું કે મારા વિકાસ કે પીછેહઠમાં અધ્યાત્મ આવશે તો હું જરૂર તે સ્વીકારી લઈશ. અને પછી, જાણે કે ક્રિયાકાંડી અધ્યાત્મની મજાક કરવા જ એક સૂચક હકીકત ઉમેરી છે: 'નોકરીમાંથી નિવૃત્ત થતાં બરોબર મારું પહેલું પુસ્તક બહાર પડ્યું એનું નામ 'અપ્સરા ખંડ ૩ જો!'

આ વિધાનમાં લેખકનું જરા ટીખળ પણ છે. બાકી, અધ્યાત્મ એટલે વ્યાપક અર્થમાં સમભાવ, અનુકમ્પા, સેવાપરાયણતા અને સાત્ત્વિકતા એવો અર્થ ઘટાવીએ તો એ તો એમના જીવનમાં ભારોભાર હતું. એમના નિકટવર્તી મિત્રો કહે છે કે અમલદારી ફરજો દરમિયાન પશ્ચિમી ઢબનાં સૂટ ને સોલો હેટમાં સજ્જ રહેતા રમણલાલ વાસ્તવમાં સાધુજીવન જ જીવતા હતા. પોતે એક ભર્યાભાદર્યા સંયુક્ત કુટુમ્બમાં ઉછરેલા અને જીવનની છેલ્લી ઘડી સુધી પોતાનાં કુટુંબીઓ અને નજીકનાં તેમજ દૂરનાં આપ્તજનો ખાતર ઘસાઈ છૂટેલા. વયોવૃદ્ધ માતાને ઉત્તરાવસ્થામાં પોતાને હાથે કોળિયા ભરાવીને જમાડનાર રમણલાલની માતૃસેવા ને પિતૃસેવા તો દાખલારૂપ બની ગઈ છે. સંયુક્ત કુટુંબનાં આ વિશિષ્ટ પ્રેમસબંધો ને વાત્સલ્યો (ફિલીયલ લવ) રમણલાલની નવલકથાઓમાં વિવિધ રૂપોએ ઝિલાય એમાં શી નવાઈ? જ્યાં સંયુક્ત કુટુંબની પ્રથા જ નથી એવા પશ્ચિમના દેશો માટે 'ગુણસુંદરીનું કુટુંબજાળ'ની જેમ રમણલાલની કથાઓમાંનાં આવાં કુટુંબદૃશ્યો બિનઅસરકારક જ નીવડવાનાં. રમણલાલના જીવનઘડતરમાં પણ એમનાં માતાની અસર શ્રેયસાધક વર્ગ જેટલી જ પ્રબળ હોય એમ લાગે છે.

રમણલાલની રહેણીકરણી, વેશભૂષા અને વાતચીત સુદ્ધામાં દેખાઈ આવતી નાગરી સંસ્કારિતા, સુઘડતા, સફાઈ અને ફ્રેન્ચમાં જેને 'ફિનેસ' કહેવાય છે એ સર્વ ગુણો એમની સર્જનકૃતિઓમાં પણ ઊતરી આવ્યા છે. માત્ર પાત્રો અને પ્રસંગોમાં જ નહિ, એકંદર લેખનશૈલી ઉપર પણ નાગરી સંસ્કારિતાની છાપ સ્પષ્ટ વરતાય છે. એ લેખનશૈલી સાહિત્યિક હોવા છતાં સુગમ છે. ગોવર્ધનરામની વિદ્વત્તાના ભારવાળી પાંડિત્યપૂર્ણ શૈલીને સામે પડછે રમણલાલની પ્રવાહી અને પ્રાસાદિક શૈલી વિશેષ લોકપ્રિય થાય એ સ્વાભાવિક હતું. પરિણામે, રમણલાલની કૃતિઓ આમ 'કાળરાત્રિનું ખૂની ખંજર' વાચનારા લોકો ધીમેધીમે 'કોકિલા' જેવી કલાકૃતિઓનો આસ્વાદ કરતા થયા એ લોકરુચિના ઘડતરમાં રમણલાલના વિશિષ્ટ પ્રદાનનો પુરાવો છે. એમની નવલકથાઓએ બીજું કશું નહિ તો ગુજરાતી લોકોની વાચન રુચિ સંસ્કારવા-સુધારવાનું કામ તો કર્યું જ.

રિયાસતી અમલદારીમાં વારંવાર અને વિવિધ સ્થળોએ થતી બદલીઓને કારણે રમણલાલને વ્યાપક લોકસંપર્કની સુવિધા સાંપડી હતી, જે એમની 'ઠગ' અને 'પૂર્ણિમા'થી માંડીને 'ગ્રામલક્ષ્મી' સુધીની કૃતિઓના વિષયવૈવિધ્યમાં જોઈ શકાય છે. સર્જનપ્રવૃત્તિમાં એમને વિશેષ સ્વસ્થતા મળી શકી હોત તો આ લોકવૃત્તને તેઓ વિશેષ કલાત્મક કૃતિઓમાં સહેલાઈથી યોજી શક્યા હોત. પણ જાણકારો કહે છે કે લોકપ્રિય પુસ્તકોમાંથી સારો પુરસ્કાર મળતો હોવા છતાં એના લેખક આર્થિક મૂંઝવણોમાંથી સંપૂર્ણપણે મુક્ત તો ક્યારેય બની શક્યા નહોતા. અનેક આપ્તજનોનાં યોગક્ષેમની પોતે સ્વેચ્છાએ જ સ્વીકારી લીધેલી જવાબદારીઓ પૂરી કરવા જતાં કેવળ નિજાનંદ ખાતર જ લેખનપ્રવૃત્તિ ખેડવાનો ઝાઝો અવકાશ એમને નહિ રહ્યો હોય.

રાષ્ટ્રોત્થાનનાં આંદોલનોને મુગ્ધભાવે અવલોકનાર,

જ. કો. મુનસફ

# મોહાંધ મઠવાસિની

નાતાલના ધાર્મિક તહેવારને મૂર્તસ્વરૂપ આપવા શ્રી રૂરોલ્ફ કોમરે પોતાની કસાયેલી કલમે The Virgin and the Nunની જગજાહેર પ્રાચીન દંતકથાને The Miracle (ધી મીરેકલ યાને ચમત્કાર) નામે લખેલા નાટકમાં વણી લીધેલી છે. આ પ્રખ્યાત નાટક યૂરોપ અને અમેરિકાનાં મુખ્ય મુખ્ય શહેરોમાંના લગભગ ૧૭ જેટલા થીએટરોમાં પૂર ભપકામાં હજારો પ્રેક્ષકો સમક્ષ સફળતાપૂર્વક ચાલુ સદીના બીજા તથા ત્રીજા દાયકાઓમાં ભજવી બતાવવામાં આવ્યું હતું, અને તે ત્યાંની પ્રજાઓમાં એકી:અવાજે,વખણાઈ ચૂક્યું, એમ તેને જોનારાં પ્રેક્ષકો વર્ણવે છે. ' ધી મીરેકલ-યાને-ચમત્કાર 'ની વસ્તુનો સાર નીચે મુજબનો છે. જે માનવજીવનની આંટીઘૂંટીનું રહસ્ય દર્શાવવા સાથે પથ-દર્શક પણ છે. સ્વચ્છંદી મનોભાવોને સમર્પણમાં પલોટી નાખતા ' ચમત્કાર 'ની તેમાં હૃદયંગમ કથા છે......

વર્ષો પૂર્વે સ્વીટ્ઝરલેન્ડના આલ્પ્સ પર્વતની હારમાળાઓમાં આવેલા માઉન્ટ સેન્ટ ગોથાર્ડ નજીકથી વહેતી રહાઈન નદીના કાંઠા ઉપર, એક વનરાજીથી શોભી રહેલા સુંદર સ્થળે, એક વિશાળ અને ભવ્ય મઠ બાંધવામાં આવ્યો હતો. ભક્તિમય જીવન ગાળનારી સ્ત્રી-સાધ્વીઓ જ માત્ર તેમાં મઠવાસિનીઓ થઈને રહેતી. ત્યાંનું સૃષ્ટિસૌંદર્ય પણ અલૌકિક હોઈ સાધ્વીઓના દેહસૌંદર્ય સાથે હરીફાઈ કરતું લાગતું હતું.

આ વિશાળ મઠમાં પ્રાર્થના માટે એક દેવળ પણ બાંધવામાં આવ્યું હતું, જેમાં પવિત્ર જીસસ ક્રાઈસ્ટ યાને પ્રભુ ઈસુ ખ્રિસ્તની માતા કુમારી મરીયમ (વરજીન મેરી)ની પૂરા કદની સુરમ્ય મૂર્તિ હતી. તેના બંને હાથો લંબાવેલા હોઈ તેમાં બાળક ઈસુને સુવરાવવામાં આવેલ. મૂર્તિ ઘણી જ પ્રભાવશાળી હોવાથી તેના દર્શનાર્થે દૂર દૂરથી પણ સેંકડો લોકો આવતા. વળી શ્રદ્ધાળુઓને તો તેની ભક્તિથી ઘણો લાભ મળતો. બિમારો સારા થઈ જતા, સંતાનહીન પુત્ર-પુત્રીવાળા થતા, ભૂખ્યાને ભોજન, ગરીબને અન્નવસ્ત્ર અને બેકારોને રોજી મળતી, તેમજ અનન્ય ભક્તો તો સાચે સાચ તેના દર્શન થવાથી આત્માનંદમાં રાચતા. આ વિશાળ મઠમાં 'મે' મહિનો, કે જે મેરીનો મહિનો

---

પોતાની કૃતિઓમાં એને ઉમળકાભેર આલેખનાર 'યુગમૂર્તિ' વાર્તાકારને રાષ્ટ્ર સ્વતંત્ર થયા પછી— એ આંદોલનોના મકસદો મૂર્ત થયા પછી—થોડો નિર્વેદ આવ્યો હોય અને જાણે કે ભ્રમનિરસન થયું હોય એવું લાગતું હતું. રમણલાલની ઉત્તરાવસ્થાની કૃતિઓમાં એ પલટાયેલી મનોદશાનું આછુંઆછું પ્રતિબિંબ જોવા મળે છે. ' ભારેલો અગ્નિ ' અને ' દિવ્યચક્ષુ 'માં ગાંધી-સિદ્ધાંતોનો પુરસ્કાર-પ્રચાર કરનાર કલાકારને ગાંધીજીના દેહવિલય બાદ ખુદ ગાંધીવાદીઓ પ્રત્યે જ નારાજી થાય એમાં કયાં બળો કારણભૂત હશે ?

૧૯૫૪ના સપ્ટેમ્બરની ૨૦મી તારીખે સમાચાર મળ્યા કે અઢીત્રણ દાયકા સુધી ગુજરાતના લોકહૃદયના લાડીલા બની રહેલા આ નવલકથાકારનું અવસાન થયું છે. સમાચાર સાંભળીને સમગ્ર ગુજરાતે વીજળીનો આંચકો અનુભવ્યો. આજુબાજુનાં ગામોમાંથી લોકો પોતાના પ્રિય લેખકનું અંતિમ દર્શન કરવા દોડી ગયાં. અને સ્મશાનયાત્રા નિહાળનારાઓ કહે છે કે એ દિવસે વડોદરામાં જાણ્યાં-અજાણ્યાં અનેકાનેક માણસોએ આંસુ સાર્યાં હતાં. ચાર્લ્સ ડિકન્સના મૃત્યુ પ્રસંગે એને અંતિમ પુષ્પાંજલિ અર્પવા માટે ત્રણ દિવસ ને ત્રણ રાત સુધી અંગ્રેજ પ્રજાજનોની લાંબી લાંબી કતારો લાગેલી. અને આજે આટઆટલા દાયકાઓ વીત્યા પછી વેસ્ટમિન્સ્ટર એબીમાં ડિકન્સની કબર ઉપર રોજેરોજ એના પ્રશંસકોની પુષ્પાંજલિઓનો ખડકલો થાય છે. રમણલાલની લોકપ્રિયતા અંશતઃ આ પ્રકારની છે. ગુજરાતી વાચકો તરફથી એમને દાયકેદાયકે આવી મૂક પ્રેમાંજલિઓ મળ્યા જ કરશે.





કહેવાય છે. તે ઘણી ધામધૂમથી પસાર થતો હતો. કારણ કે તે માસમાં ખાસુસે કરીને ઘણા મહોત્સવો થતા, તહેવારોની ઉજવણી થતી અને સેંકડો મનુષ્યો દૂર દૂરથી પણ આ ચમત્કારી મૂર્તિના દર્શનાર્થે આવતા. જાણે ત્યાં રોજ રોજ મેળા ભરાતો હોય તેટલી ધામધૂમ અને શોભા થતી. ડિસેમ્બર માસમાં 'નાતાલ'-ના તહેવારોની પણ ભારે ઠાઠથી ઉજવણી થતી હતી. આમ ઉત્તરોત્તર એ દેવળનું અને તેને લીધે મઠનું મહત્ત્વ વધ્યે જતું હતું.

મઠની ઘણી તપસ્વિનીઓમાંની એક યુવાન સાધ્વી 'મેજીલડીસ' પણ બાળપણથી જ અહીં રહેલી. તેની પવિત્ર જિંદગી અને નિર્દોષ ભક્તિ, તેમજ અખૂટ શ્રદ્ધા જોઈ માતા મેરીની સેવાપૂજાનું લગભગ બધું જ કાર્ય તેને સોંપવામાં આવ્યું હતું. બાળવયથી સેવાપૂજા કરતી અત્યારે તે યુવાવસ્થામાં પ્રવેશી ચૂકી હતી. જાણે કે દેવળની મુખ્ય પૂજારણ લોકો તેને જ સમજતા. આખા દિવસનું કાર્ય જે ફાળે આવેલું તેમાં સાફસૂફી રાખવી, ધૂપ કરવો, મીણબત્તીઓ તથા બીજા દીવકો વખતસર સળગાવવા, મૂર્તિને સ્નાન કરાવીને સાફ રાખવી. સમયે સમયે ઘંટનાદો કરવા, મૂર્તિને આભૂષણોથી વિભૂષિત કરવી, આગંતુકોની ભેટ નોંધી લેવી, ઈત્યાદિ હતું, તેમ જ રાત્રિએ પણ મોડે સુધી સેવા કરવામાં તથા પ્રાર્થનાઓ બોલવામાં તે પોતાનો સમય ત્યાં જ વ્યતીત કરતી.

*

એક સાંજે મોટા ઉત્સવ નિમિત્તે દર્શને આવનાર લોકોની ભીડ કમી થયા પછી બીજી બધી સાધ્વીઓ જ્યારે વિસામો લેવા ગઈ ત્યારે ફક્ત મેજીલડીસ જ જાગરણ કરીને પવિત્ર પાણીથી વાસણો ભરતી હતી, બત્તીમાં તેલ પૂરતી હતી અને વધારાની મીણબત્તીઓ બુઝાવી નાખતી હતી. ત્યારપછી મોડી રાત્રે દેવળનો દરવાજો બંધ કરવા જતાં અચાનક તેને કાને કોઈથી વગાડાતી વાંસળીનો મધુર સૂર પડ્યો, 'અને તે તેને સાંભળવા થોભી. આ મર્મભેદક સૂરથી તેના હૃદયની સુપ્ત વાસનાઓ જાગૃત થઈ, અને તે એટલી પ્રબળ થતી ગઈ, કે તેનાથી હવે દરવાજો બંધ કરવાનું લગભગ અશક્ય થઈ પડ્યું. તેના મનની આ નબળી સ્થિતિ વાંસળી વગાડનાર સમજી ગયો, અને તેનો લાભ ઉઠાવીને તેણે એક સુશોભિત યુવાન કે જે ભભકભર્યા પોષાકમાં સજ્જ થઈને તેની સાથે જ આવેલો હતો, તેને મેજીલડીસ પાસે મોકલ્યો.

બન્નેનું તારામૈત્રક રચાયું, અને જાણે જૂના પ્રેમીઓ લાંબે સમયે ગાઢ પ્રેમથી ભળતાં હોય એમ તેઓ વાતો કરવા લાગ્યાં. કલાક સહેજે પસાર થઈ ગયો. પરિણામે મેજીલડીસે તેની સાથે નાસી જવાનું નક્કી કર્યું. તરતને માટે તો પેલા યુવાનને ત્યાં રાહ જોતો બેસારી, દરવાજો બંધ કરીને ભાગી છૂટવાની તૈયારી કરવા તે દેવળમાં પાછી આવી. તેની બીજી બધી બહેનો ગાઢ નિદ્રામાં પડી હતી, તે તેણે દરેકને વારાફરતી તપાસીને જાણી લીધું. હવે તેણે તેનો રોજીંદો પોષાક કાઢી નાખ્યો અને બીજો પહેરી લઈ, દેવળની કૂંચીઓ તે પવિત્ર મૂર્તિના પગ આગળ મૂકી, તેને વંદન કરીને બોલી, 'પવિત્ર માતાજી, મારાથી બની શકતી બધી સેવા મેં વર્ષો સુધી કરી છે. હવે મારા મનને હું રોકી શકતી નથી, તે માટે મને માફ કરજે, અને તારી કૃપાદૃષ્ટિ મારા ઉપર સદા રાખતી રહેજે. મારો રોજીંદો પોષાક અને આ દેવળની ચાવી આજે હું તારાં શુભ ચરણોમાં ધરીને મારા ઈચ્છિત પથે જાઉં છું.' આમ કહીને હૃદયનો ભાર હલકો કરવા એકાદ બે અશ્રુબિંદુ ટપકાવીને તે પેલી પવિત્ર મૂર્તિને છેલ્લા નમસ્કાર કરી ત્વરિત ગતિએ દરવાજા તરફ ગઈ.

દરવાજો સાદો જ દીધેલો હતો. પણ જે રોજ સહેલાઈથી ખૂલી જાય તે અત્યારે તો મહામહેનતે પણ ખૂલતો ન હતો. બહુ બહુ હચમચાવ્યો, પણ લાચાર!

યુવાન પુરુષ મેજીલડીસની રાહ જોઈ ક્યારનોયે બહાર ઊભો જ હતો. દરવાજો નહીં ખૂલવાનું કારણ માતાજીની નામરજી છે, એમ સમજી તે ફરી પાછી અંદર ગઈ, અને માતા સમક્ષ જઈને ઊભી રહી. તેને વિનંતીથી કહેવા લાગી કે, 'મને છૂટી કર માતા!

ઈશ્વરને ખાતર મને જવા દે. મને હવે અહીં રહેવું ગમતું નથી. કૃપાદૃષ્ટિ રાખ જરા!' એમ કહી ફરી પાછી તે દરવાજા તરફ ગઈ, પણ પૂર્વવત્ તે ખૂલ્યો જ નહીં. બહાર પેલો યુવાન પણ તેની રાહ જોતો અધીરો થઈ બેઠો હતો, જેથી મેજીલડીસ હવે એકદમ અધીરી બની ગઈ. રોષમાં તે પાછી ફરીને માતા સન્મુખ આવી, તેને સંબોધીને કહેવા લાગી કે, 'મને અત્રેથી મુક્ત નહીં કરશે તો તારા હાથમાનું બાળક હું છીનવી લઈશ.' એમ કહેનાની સાથે જ ભાનસાન ગુમાવીને જેવી પેલું બાળક (પ્રભુ ઈસુની મૂર્તિ) ઝૂંટવવા જાય છે કે તરત જ વિદ્યુતનો એક સખ્ત ચમકારો થતાં જ માતાના હાથમાંનું બાળક અદૃશ્ય થઈ ગયું, અને એક મોટા અવાજ સાથે દરવાજો ખૂલી જવાથી મેજીલડીસ પેલા યુવાન સાથે નીકળી નાઠી. ચમકારાથી તે હેબતાઈ ગઈ તો હતી જ, પણ મધુર પ્રેમગોષ્ઠિમાં તેણે આ બનાવની ઝાઝી પરવા કરી નહીં.

*

લોકોક્તિ છે કે, 'છોરૂ કછોરૂ થાય, પણ પણ માવતર કમાવતર થતાં નથી.' આ પ્રભાવશાળી માતા મેરીએ તેના નાસી છૂટ્યા પછી તેના ઉપર કોપાયમાન ન થતાં, જેણે વરસો સુધી એકનિષ્ઠાથી તેની સેવા-ભક્તિ કરી હતી, તેની દુનિયામાં લાજ રાખવા યાને કહો કે તે મેજીલડીસને તેની સેવાનો બદલો આપવા, તેમ જ મઠનો મહિમા પણ પૂર્વવત્ જાળવવા, એક દીર્ઘ નિશ્વાસ નાખી પોતાનું પ્રતિમા સ્વરૂપ બદલી નાખી મેજીલડીસનું જ માનવી રૂપ લીધું, અને આસન પરથી નીચે ઉતારી નાખેલો તેનો રોજીંદો પોષાક ધારણ કર્યો. પાછો દરવાજા બંધ કરી આવી, કૂંચી રોજની જગ્યાએ મૂકી, તેની (મેજીલડીસની) ગેરહાજરીમાં તેનું બધું જ રોજીંદુ કામકાજ યોગ્ય રીતે કરવા લાગી. બીજે દિવસે પ્રભાત થતાં જ સઘળી મઠવાસિની સાધ્વીઓને મેરી માતાની દૈવી મૂર્તિના અદૃશ્ય થયાની જાણ થઈ, અને માતાના કોપ માટે તેઓ અત્યંત દિલગીર થઈ ગઈ. વાત જગજાહેર થઈ. સેંકડો લોકો દેવળમાં આવી ગૂમ થયેલી મૂર્તિની ખાત્રી કરી ગયા.

મેજીલડીસ પર પ્રશ્નોની ઝડી વરસી રહી, પણ મનુષ્ય રૂપે તેણે સર્વને ઉચિત પ્રત્યુત્તર આપી વિદાય કર્યા. આથી મેજીલડીસના નાસી જવાની વાત અંદરનું કે બહારનું કોઈ પણ જાણી શક્યું નહીં. માતા મેરીએ તેની ઇજ્જત જતી બચાવી લીધી. માત્ર સર્વ કોઈએ જાણ્યું તે એટલું જ કે, 'મૂર્તિ અચાનક અદૃશ્ય થઈ ગઈ.' સાત સાત વર્ષો સુધી આ માયાળુ દેવીએ મનુષ્યના સ્વાંગમાં મઠવાસિની તરીકે જ રહી નિયમિત રીતે મેજીલડીસનું કાર્ય કર્યા કર્યું. જેની કોઈને જરાયે શંકા ઉદ્‌ભવી નહીં.

*

ભાગી છૂટેલી મેજીલડીસ પાછળ શયતાનો (Devils) ફર્યા જ કરતા હતા, તથા વાંસળીના સરોદોથી તેના મનોવિકારોમાં પણ યથેચ્છ ફેરફાર થતો જતો હતો. તે યુવાન જોડાની આશાઓ હજી તો પૂરી થાય તે પહેલાં એક શિકાર ખેલનારી ટોળી સાથે રહેલા લૂંટારા કાઉન્ટનો તેમને ભેટો થયો. મેજીલડીસના લાવણ્ય પર તે મુગ્ધ થઈ ગયો અને તેને પેલા યુવાન પાસેથી ખૂંચવી લેવા કાઉન્ટ તેની સાથે લડાઈમાં ઊતર્યો. ખાંડાના ખેલ ખેલતાં પેલો યુવાન માર્યો ગયો, જેથી હવે મેજીલડીસ કાઉન્ટની મિલ્કત થયેલી ગણાઈ. કાઉન્ટ તેને પોતાના રહેઠાણમાં ખેંચી લઈ ગયો. તેણે તેને સુંદર પોષાકમાં સજ્જ કરી અને પોતાને ત્યાં રાખી. કાઉન્ટને ત્યાં રોજ મદિરાપાન થતું. મદિરા પીને છાકટા બનેલાઓની વચ્ચે તોફાનભરતી ચાલુ રીતે થયા કરતી. બિચારી મેજીલડીસ! તે યુવાનના કરપીણ મોતથી ડઘાઈ ગઈ હતી, અને હવે શોકમાં, ત્રાસમાં અને ચિન્તામાં પોતાનો સમય અહીં ના છૂટકે વ્યતીત કરવા લાગી. થોડો વખત આમ ચાલ્યું, એટલામાં તો કોઈ શાહજાદો કાઉન્ટની મુલાકાતે આવી ચડ્યો. કાઉન્ટના કિલ્લામાં જ તે મહેમાન તરીકે રહ્યો. અને તેની નજર સૌંદર્યવાન મેજીલડીસ ઉપર પડી કે તે તેને પોતાને ત્યાં લઈ

જવાને તૈયાર થયો કાઉન્ટ પાસે તેણે તેની માગણી કરી, જેને પરિણામે શાહજાદાની ટોળી અને કાઉન્ટની ટોળી વચ્ચે ધમસાણુ જામ્યુ, અને શાહજાદો યુક્તિ પ્રયુક્તિથી મેજીલડીસને ઊપાડી નાસી છૂટયો કાઉન્ટે આથી નિરાશ થઈ જઈને પોતાના જ શરીરમા ખંજર ભોકી દઈ પોતાની જીવનલીલા સમાપ્ત કરી નાખી

મેજીલડીસે કલ્પેલુ સુખ તો હવે તેને સ્વપ્નવત્ થઈ પડેલુ લાગ્યુ ખુનખાર લડાઈઓથી તે હવે ખૂબ ત્રાસી ગઈ હતી તેને હવે એકે રસ્તો સૂઝતો ન હતો શાહજાદા સાથે મેજીનડીસ તેની ખરાબ વર્તણુકને લીધે સબધ રાખતી ન હતી, પરતુ તેને ધિક્કારની નજરે જોતી હતી

અને એક દિવસ તો શાહજાદો કે જેના પિતા એક શહેનશાહ હતા, તેની નજરે મેજીનડીસ પડી તેણે તેની બધી હકીકત જાણી, તેને માટે તેણે દયા લાવી, તેને દુખી કરવા માટે પોતાના શાહજાદા પુત્રને તેણે ઘણો ઠપકો આપ્યો સાથે સાથે શહેનશાહે તેને પોતાના કબજામાં પણ લઈ લીધી આથી ક્રોધે ભરાયેના શાહજાદાએ પિતાના ઉપર હુમલો કર્યો, પણ તે એવી રીતે કે કોણે હુમલો કર્યો છે તે શહેનશાહ જાણે નહી, તેથી તેણે (શાહજાદાએ) પોતાનુ મો ઢાકીને હુમલો કર્યો, અને પરિણામે તો શાહજાદો પોતે જ માર્યો ગયો મોં પરતુ આવરણ ખસેડી લેવાની સાથે જ શહેનશાહને પોતાના પુત્રના મૃત્યુની જાણ થઈ જેથી તે પણ પાગલ જેવો બની ગયો, પણ લાચાર!

વખત જતાં તેણે મેજીનડીસ ઉપર કૃપા વરસાવતા તેને પોતાની રાણી થઈને રહેવા સમજાવી, અને તેને શહેનશાહબાનુ બનાવવા લગ્નની ધામધૂમ કરવા માંડી, જેમ થતા બાદ તેને માથે તાજ પહેરાવી તેને શહેનશાહબાનુ બનાવી દીધી પ્રજાની નજરે તો, શાહજાદાનુ પિતાને હાથે જ ખૂન અને શહેનશાહની પોતાની દીવાના જેવી હાલત, એ બધુ આ શહેન-શાહબાનુપદે સ્થાપિત કરાએલી નવી રૂપવતી લલના ને જ આભારી હતુ, એમ તેને લાગ્યાથી ત્યાંની આખી પ્રજા ઉશ્કેરાઈ ગઈ, અને તેની કાયદેસર તપાસ થવી જોઈએ એમ ઠેરવી મેજીનડીસને પ્રજાના આગેવાનોએ કબ્જે કરી, રાજ્યના ન્યાયાધિશો સમક્ષ ખડી કરી તેમની આગળ તેનો કેસ ચાલ્યો, પણ તેના મોહક સૌદર્યને લીધે તેમણે તેને શિક્ષા ફર માવવાની હામ ભીડી નહી, આથી તેને કામણગારી સમજીને પ્રજાજનો વિશેષ ઉશ્કેરાયા અને છેવટે મેજીલ ડીસનો શિરચ્છેદ કરવા તે લોકો તેને વધસ્થાને ઘસડી લઈ ગયા

જલ્લાદ તેની ગરદન ઉપર પ્રહાર કરવાની તજવીજમાં જ હતો, તેટલામાં તો એકબીજાના વિરુદ્ધ વિચારોને લીધે તેઓમાં જ માંહોમાહે મારામારી અને કાપાકાપી ચાલી, તે એટલે સુધી કે ખૂનરેજીથી આખુ મેદાન મુડદાઓથી છવાઈ ગયુ, અને મેજીનડીસ આ બધુ જોતી જોતી થથરાટ સાથે ત્યાં ઊભી રહી

*

વાંસળીનો મધુર ધ્વનિ પાછો તેના કર્ણદ્વારે અથડાવા લાગ્યો, અને વળી પાછી તે મુગ્ધ બની જઈને તેના વગાડનારની દિશા તરફ જવા લાગી ચાલતા ચાલતાં એક લશ્કરી ટોળા આગળ તે અટકી તેણે તેમને પોતાનુ રક્ષણ કરવા વિનતી કરી રમતગમતમાં મશગુલ બનેલા તે સૈનિકોએ મેજીલડીસને નિરાધાર જાણી આશ્રય આપ્યો તે હવે ટૂક સમયમાં જ માતા બનનાર હતી તેનુ શરીર નિસ્તેજ અને નિર્બળ થઈ ગયુ હતુ શિયાળાની કડકડતી ઠડી તેના શરીરને ઠારી નાખતી હતી, જેમાંથી બચવાને-તેના શરીરને ઢાકવાને તેની પાસે ગરમ કપડુ પણ ન હતુ તેને પોતાને હવે તેની આવી શરમજનક સ્થિતિ માટે પોતાના ઉપર જ ધિક્કાર આવતો હતો જેની સાથે તે નાસી છૂટેલી તે યુવાન, લૂંટારો કાઉન્ટ શાહજાદો, વગેરેના ખૂનના દસ્યો તેના સ્મૃતિપટ પર રજૂ થતા તે ભયભીત થઈ જતી હતી તેમની આકૃતિઓનુ તથા તેની પોતાની આસપાસ ફરતા શેતાનોનુ એક

મોટું ટોળું તેની કલ્પનામાં હવે ખડું થયું. આ શેતાનો તેમના હાથો લંબાવીને તેને તેમની તરફ આવવા સમજાવતા હતા. વળી પેલો વાંસળીવાળો પણ મધુર સૂરો વગાડીને તેને પોતાની તરફ ખેંચી જવા યત્ન કરતો હતો, પણ હવે માતા બનેલી મેગ્ડલ-ડીસ વધારે ગભરાય તેમ ન હતી. તેનો આત્મા હવે જાગૃત થવા માંડ્યો હતો. તેણે પ્રાર્થના શરૂ કરી, અને ત્યાંથી નીકળીને હાથમાં બાળક સાથે તેણે આગળ અને આગળ ચાલવા માંડ્યું.

અને હવે વાંસળી વગાડનાર પ્રત્યક્ષ દેખાતો ન હતો, તેમ તેનાથી નીકળતો સૂર પણ ઘણો જ ધીમો થઈ જઈ લગભગ કાને પડતો બંધ થઈ ગયો હતો. શેતાનોની ટોળી પણ અદૃશ્ય થતી જતી હતી. કહો કે પ્રાર્થનાના બળ સામે તેઓ ટકી શકતા ન હતા. મેગ્ડલડીસને હવે નાતાલના તહેવાર નિમિત્તે વાગતા, દેવળમાંના ઘંટના ધ્વનિ અને ભજનોના સૂર સંભ-ળાવા લાગ્યા, તેમ જ ત્યાંના તેજસ્વી દીપકોમાંથી નીકળતા પ્રકાશનાં કિરણો સેન્ટ ગોથાર્ડના પહાડ પરના બરફ પર ચમકતાં તેની નજરે પડ્યાં, જેને આધારે તે તેના જૂના મઠનો માર્ગ શોધી શકી. માયાવી સંસારની લીલા અનુભવી પૂરાં સાત વરસ વીત્યે તે ફરીથી અસલ મુકામે બાળક સાથે આવી રહી.

*

મેરી માતાની દૈવી મૂર્તિ મેગ્ડલડીસના વેષમાં નિય-મિતપણે પોતાનું કાર્ય કર્યા જ કરતી હતી. આગંતુકો તેને મેગ્ડલડીસ સમજીને તેના રોજીંદા વેષમાં જ તેને દરરોજ જોતાં. સંદેહ ઉપજે તેવી કોઈ પણ સ્થિતિ જણાઈ નહીં. માનુષી દેહધારી મેગ્ડલડીસ મઠ પાસે લગભગ આવી લાગી હતી. આજે નાતાલનો (સપ-રમો) દિવસ હતો. પુષ્કળ લોકો દર્શને આવી ગયા હતા અને હવે તો રાત્રિની શરૂઆત થવા આવી હતી. બહાર ઠંડા પવને જોરમાં ફુંકાવાનું શરૂ કર્યું. જોત જોતામાં તો હવામા-નમાં ફેરફાર થઈ જઈને વરસાદ સાથે બરફ પડવાનું તોફાન ચાલુ થઈ ગયું. મઠના ચોગાનમાં બાળક સાથે આવેલી મેગ્ડલડીસ હતાશ વદને દાખલ થઈ કે તરત જ, મેગ્ડલડીસના રૂપે રહેલાં મેરીમાતાએ ગંભીર મુદ્રાએ પોતાના સ્થાનક તરફ જોયું, અને તેનો પોષાક ઊતારી નાખી પોતાનો ઝભ્ભો પહેરી લઈ, દેવળની કૂંચી પગથીઆ પર મૂકી રાખી, પાછા પોતાના આસનના પગથીઆ ચઢી જઈ, પોતાને સ્થાને સ્થિત થયા, અને પોતાના બંને હાથો લંબાવી શરીરને પળવારમાં જ મૂર્તિના સ્વરૂપમાં ફેરવી નાખ્યું, પણ તેમણે લંબાવેલા બંને હાથ તો ખાલી જ રહેલા નજરે પડતા હતા—અર્થાત્ તે ઉપર બાળક જીસસની મૂર્તિ ન હતી.

*

જોરદાર ફુંકાતા પવનના એક સપાટાથી અનુક્રમે દેવળનો દરવાજો ખૂલી ગયો. હવે બાળક સાથે મેગ્ડલ-ડીસ ભગ્ન હૃદયે ધીમે પગલે તેમાં દાખલ થઈ. એ જ દેવળ, એ જ મઠ, સાત વર્ષ પહેલાંની એ જ પવિત્ર મૂર્તિ, કૂંચી પણ હજીયે ત્યાંની ત્યાં જ, અને માતાના બન્ને હાથ લંબાયલા છતાં ખાલી! બધું એનું એ જ અને એવું જ. તે ઊંડા વિચારમાં પડી ગઈ. તેના હાથમાંનું બાળક માતા સમક્ષ ગબડી પડ્યું, તેનું પણ તેને ભાન ન રહ્યું. થોડી ક્ષણો બાદ તે પાછી શુદ્ધિમાં આવી. બાળકને ભોંય પરથી ઉપાડીને ચૂમિઓ કરવા માંડી, પણ અરે દૈવ! તેની ખૂબ અજાયબી સાથે તેણે જાણ્યું કે તેનું બાળક તો મરણ પામ્યું હતું; અને હવે તો તે તદ્દન જ હતાશ થઈ જઈ માતા સમક્ષ શોકના અતિરેકથી જમીન પર ઢળી પડી. બેશુદ્ધિમાં બાળક તેના હાથમાંથી સરી પડ્યું. અને અચાનક મૂર્તિ ઉપર વિદ્યુતનો ચમકાર થયો. મૂર્તિ ચેતનમય થઈ ગઈ. લાંબે હાથે ભૂમિ પરના બાળકને તેણે હળવેથી ઉપાડી લીધું, અને પછી જેમ પહેલાં હતું તેવું જ ફરીથી થઈ ગયું, હાથમાં બાળક ક્રાઈસ્ટ સાથે મેરી માતાની પ્રભાવશાળી મૂર્તિ હવે ફરીને દશ્યમાન થવા લાગી. મેગ્ડલડીસ બેભાનપણે મૂર્તિ સમક્ષ ભોંય પર પડી જ રહી હતી.



બહારનું વાતાવરણ હવે શાન્ત થઈ ગયું હતું. લગભગ બાર વાગવા જેટલો સમય થવા આવ્યો કે દેવળમાં જોરથી ઘંટનાદો થવા લાગ્યા. બધી મઠવાસિનીઓ મઠ છોડીને દેવળમાં હારબંધ દાખલ થવા લાગી. મેજીલડીસને પ્રાર્થનામાં મશગૂલ થયેલી ધારીને સ્તબ્ધ રીતે પડેલી તેઓએ નિહાળી, અને પ્રાર્થનાની શરૂઆત કરવા જતાં જ સઘળાંની નજર મેરી માતાના સ્થાન પ્રત્યે ગઈ, અને આ શું ! ફરીથી આજે નાતાલને શુભ દિવસે, સાત વર્ષે, માતાજીએ હાથમાં બાળક ક્રાઈસ્ટ સહિત સર્વને દર્શન આપ્યાં ! સર્વત્ર આનંદ આનંદ વર્તી રહ્યો. અને તરત જ સઘળાંઓએ ઘુંટણીએ પડીને પ્રાર્થના કરી. આનંદની બુલંદ ગર્જનાઓથી મેજીલડીસની તંદ્રા ભાંગી પડી. તેને બીજી સાધ્વીઓએ ઉઠાડી. સચેત કરી, અને મૂર્તિના દર્શન કરાવ્યા, પણ તે તો આ ચમત્કાર ( *Miracle* )માં કાંઈ જ સમજી શકી નહીં, તેણે શરમથી પોતાનું મુખ ઢાંકી દીધું અને ત્યાંથી કોઈ એકાંત સ્થળે સંતાઈ જવા માટે પ્રયાસ કરવા લાગી, પણ બીજી સાધ્વીઓએ તો તેની દૈવી શક્તિના ભારોભાર વખાણ કર્યાં, કે જેને પરિણામે દેવળમાં તેના આધ્યાત્મિક બળથી, તે, પેલી મૂર્તિને પાછી લાવવામાં સફળ થઈ.

અને પછી તરત જ મેજીલડીસને તેના ગુનાની માફી આપતી એક આકાશવાણી તેને સંભળાઈ, જેના શ્રવણથી તેના ભગ્નહૃદયમાં શાન્તિ પ્રસરી. આ ઘટના પછી તે આ મઠમાં આજીવન સાધ્વી થઈને રહી અને પોતાનું શેષ જીવન તેણે પવિત્ર મેરી માતાની સેવામાં જ વ્યતીત કર્યું.

સંસારી માયાજાળમાં લપટાતી વેળાએ તેમાંથી મુક્ત થવા 'પ્રાર્થનાનું બળ' એક રામબાણ ઈલાજ હોઈ, સચોટ રીતે કાર્યસાધક બની રહે છે, તેનું આ જ્વલંત ઉદાહરણ છે, અને એવી આફતોમાંથી મુક્ત થવા હિંમત તેમજ ખંતથી શુદ્ધ આશયે યત્ન કરનારને દૈવી સહાય મળી રહે છે જ. મેજીલડીસ જેવી ભક્તિમય જીવન ગાળવા ઇચ્છતી બહેનો માટે તો ખરેખર તે શ્રદ્ધાની કસોટી રૂપે જ છે. શ્રદ્ધામાં રહેલી દઢતા જ સાંગોપાંગ પાર ઉતારવા કામિયાબ નીવડે છે.



મહિસુરની 'સેન્ટ્રલ ફૂડ ટેકનોલોજિકલ રિસર્ચ ઇન્સ્ટિટ્યુટ' માં ઘરમાં ઘીની ચકાસણી કરવા માટે એક સસ્તો સરંજામ તૈયાર કરવામાં આવ્યો છે જેનો ઉપયોગ કરવાથી જાણી શકાય કે ઘી શુદ્ધ છે, કે વનસ્પતિ અથવા બીજાં તેલોના મિશ્રણવાળું છે.

આ સરંજામમાં આંકા વગેરે નિશાનીવાળી એક ટેસ્ટટ્યુબ, થોડુંક એસિડ ભરેલી એક કેપસ્યૂલ, કેટલાંક રસાયણો ભરેલી એક સીલબંધ કેપિલરી અને એક કાપવાના સાધન ( કટર )નો સમાવેશ થાય છે. કસોટી કરવાની રીત સરળ છે. તેમ જ સુબોધ અને જલદીથી આવડી જાય તેવી છે. આ સરંજામનું મુખ્ય આકર્ષણ એ છે, કે એ આખો સરંજામ ખૂબ સસ્તો છે. એની કિંમત માત્ર ૮ નવા પૈસા જેટલી પડે છે અને દરેક કસોટીનો ખર્ચ ત્રણ નવાં પૈસાથી વધારે આવતો નથી.



પશ્ચિમ બંગાળમાં એક નવો નાના પાયા પરનો ઉદ્યોગ શોધાયો છે. આ ઉદ્યોગ કાચનાં રમકડાં—ખાસ કરીને પક્ષીઓ બનાવવાનો છે. આ રમકડાં ખૂબ આકર્ષક હોય છે. એનો ઉત્પાદન ખર્ચ ઓછો હોય છે, આ ઉદ્યોગ માટે મોટી મૂડીની જરૂર પડતી નથી અને એ માટે સારું બજાર મળી રહેવાનો સંભવ છે. આ ઉપરાંત સાધારણ કુશળ સ્ત્રીઓને રોજગારી આપવાની ઉજ્જ્વળ શક્યતા પણ આ ઉદ્યોગમાં રહેલી છે.

આ ઉદ્યોગના વિકાસ આડેની એક મુખ્ય મુશ્કેલી તાલીમ પામેલા કારીગરનો અભાવ છે. આ મુશ્કેલી દૂર કરવાનાં પગલાં લેવાઈ રહ્યાં છે અને વધુ અને વધુ માણસોને તાલીમ આપવાની વ્યવસ્થા કરવામાં આવી રહી છે.

લીલા ટી. ધારપુરે

# નજર

કોઈની નજર આવી ને કોઈની તેવી—એવી આપણી કેટલીક જડ ઘાલી બેઠેલી માન્યતાઓ આજેય એવી ને એવી છે. માનસશાસ્ત્રીય રીતે છણેલા આ પ્રસંગમાં જાણીતાં લેખિકા જે સુંદર રીતે રજૂઆત કરે છે તે દરેકને વાંચવો ગમે......

પ્રમીલા વેકેશનમાં આવી હતી. અમારા ગામની નવાજૂની સાંભળવા મળતી હતી...

બહેન પ્રમીલા કહેતી હતી. 'પેલી જયા તને યાદ છે?'

'હા, વળી, અમારે તો બેનપણાં' મેં કહ્યું.

'ને તેનો ભાઈ?'...

'હા...પેલો રજની...' મેં યાદ કરીને કહ્યું...

'હં. તે મરી ગયો.' ઉદાસ થઈ પ્રમીલાએ કહ્યું, ને આગળ બોલી...'મરી તો ગયો તેનું કંઈ નહિ.. પણ જે રીતે મરી ગયો તેથી મને બહુ ખરાબ લાગ્યું.'

'શું થયું હતું?' કુતૂહલથી મેં પૂછ્યું.

'કંઈ જ તેને-થયું ન હતું...'

'ત્યારે?' સાશ્ચર્ય મેં પૂછ્યું.

'તને ખબર છે ને કે તેને બધા, ખરાબ છે, ખરાબ છે કહેતાં હતાં. પછી તો તેને બિચારાને કાકાયે ઘરમાં હાડછેડ કર્યા કરતા. કાકી કામ કરાવ્યા કરતાં, પણ એક દિવસ તેને કોઈએ...ઘરનાં માણસોમાંથી જ કોઈએ કહ્યું...કે તારી નજર ખરાબ છે...ને...' પછી પ્રમીલા તો કહેતી રહી પણ...તે નજર, નજર શબ્દ સાથે મારી સમક્ષ આવી, ખડી થઈ! રજનીના ફક્ત ડોળા જ મારી સામે તરવા લાગ્યા...તે આંખો શું ખરાબ છે? ને સુંદર નથી. પરંતુ ખરાબ તો નથી જ નથી. દુષ્ટેય નથી! હદ ઉપરાંત પહોળી આંખોમાં કોઈ ખડબચડા ખડક સમા ખડબચડા ડોળા ...ને તે પર નાની કીકી...ને કોઈ સામે ઘૂરકવા સદા તૈયાર હોય તેવા તેમાં ભરેલા ભાવ. પરંતુ તે ડોળા પાછળથી ઉપર તરી આવતી આર્દ્રતા, અસહાયતા, કરુણા મને તો ઠીક ઠીક પરિચિત હતાં... તે ડોળા હમણાં સામે આવીને જાણે પૂછતા હતા... 'કેમ મેં ઠીક કર્યું છે ને? જો, તું જ મારી આંખો જો, હવે તો તેનું દુન્યવી અસ્તિત્વ મેં જાતે જ મીટાવી દીધું છે. બોલ ઠીક કર્યું છે ને મેં? હું કાંઈ ખરાબ છું તે કોઈનું કશું સાંભળું?...' ને પછી પેલી આંખો નીચે, વાંકાચૂંકા પીળા પીળા ફક્ત દાંત બતાવતું મોં હસે છે...શરૂમાં દુનિયા તરફ...ધિક્કારતું ભયંકર હાસ્ય!...પણ ક્ષણમાં જ તેમાંથી મારે માટે મધુર હાસ્ય વેરાય છે. ને મને અચંબો થાય છે...રજની હું તને શું જવાબ આપું?—

દટાયેલો ભૂતકાળ ધરતીકંપનો આંચકો અનુભવી મારી સમક્ષ ઊપસી આવે છે...

ત્યારે તને બધા જ ખરાબ છોકરો, રખડુ છોકરો કહી વગોવતા. તારા માતપિતા પાસે રહી તું વાડાસીનોર ભણતો હતો. જયા—તારી બહેન કાકાને ત્યાં રહી ભણતી ને મારી પાસે રોજ રોદણાં રડતી... 'એકનો એક ભાઈ પણ સારો નથી.'...પછી તો તનેય કાકાને ત્યાં ભણવા મૂકવાના હતા. મોટેરાંને એમ લાગ્યું હતું કે તેમ કરતાં તું સુધરશે!...

તું કાકાને ત્યાં આવી ગયો હતો તેની મને ખબર ન હતી. હું જયાને મળવા કાકાને ઘેર આવી. બારણામાં જ ઊભી રહી ગઈ. તારો તે અવતાર જોઈ હું મનમાં બોલી હતી...'બિચારો!' તારા માથા પર કાળી ટોપી હતી. ટોપીની કિનારીને ગોળ ફરતી મેલની પટી હતી. ટૂંકી ગંદી પેન્ટ ને ટૂંકું ગંદુ ખમીસ તેં પહેર્યું હતું. આંગળાં શાહીથી ખરડાયેલાં હતાં. મને જોતાં જ તારું હોલ્ડર અટકી ગયું હતું. ને હું મનમાં જ બોલતી હતી...'આ જયાનો ભાઈ! કેટલો ગરીબ સ્વભાવનો લાગે છે! આને ખરાબ કહેવાય! ભલે તે ગોબરો છે...' ત્યાં તો તેં બૂમ પાડી... 'જયા...ઓ જયા આ...આ...' ને અંદરથી જયા તડૂકી. 'આવ્યો છે તે જંપ ને?...કેમ બૂમો પાડે



છો!' ને મે તને દાઝથી કહ્યુ 'હુ અંદર જઇશ' ને કોઈ ઘરના જ માણસની માફક હુ અંદર ગઈ ને જ્યા બરાડા પાડીને ઓનના મડી પડી આ અમારો ભાઈ ત્યાં તો તુ કાગળ લખીને લાવ્યો તે કહ્યુ 'જ્યા આ કાગળ લખ્યો તે વાંચ'

તારા કાકાને ત્યાં તને ભણવા ને સુધારવા મૂકયો હતો! કાકાએ તને નવા કપડાં કરા યા નવાં પુસ્તકો, તેરો પેન બધુ જ પૈસા ખર્ચીને લાવી આપ્યું પૈસાથી મેળવી શકાય તે બધુ જ તને મળ્યુ છતાં તને નિશાળે જવામાં જરાયે ઉમગ હતો નહિ હુ જોતી હતી કે થોડાં જ પુસ્તકો ઊઠાવી જવાના હોય છતા તુ જાણે કોઈ ભારે બોજ ઊપાડી જતો હોય તેમ લાગતુ એક બે દિવસ કાકના ધાકમા તુ રહ્યો હોઈશ પણ પછી આગને બારણેથી કે પાછને બારણેથી—ગમે ત્યાંથી કાકાની નજર ચૂકવી રખડવા જતો હતો

તુ ઠોઠ હતો તને બધા ઠોઠ કહેતા તારા પર ગુસ્સો ઠાલવતા શબ્દોનો માર મારતા તારો તિરસ્કાર કરતા તે આટલુ કરીને બેસી રહેતા તુ કોઈને જ ગમતો નહિ તારો વિચાર કરવાની કોઈને જ ફુરસદ ન હતી! તુ શા માટે આવો રખડેલ ઠોઠ બ ચો હતો તેની કોઈને જ ખબર પડતી ન હતી બધા જ સાથે તુ આડાઈથી વર્તતો બધાનો તુ વિરોધ કરવા મથતો બધા તરફ તને અણગમો હતો ને ને મને થતુ આમ ન હોવુ જોઈએ! આમ ન થવુ જોઈએ આ બરાબર નથી હુ બધુ ઠીક કરી દઈશ! મારામાં મને ગાઢો વિશ્વાસ હતો! રજનીમાયે મને વિશ્વાસ હતો! તેનો તિરસ્કાર કરવાનુ મને ઠીક ન લાગતુ મે જોયુ કે તેને ભણવાની ઈચ્છા હતી હુ તેનાથી પાછળના વર્ગમાં હતી છતાં મારા વર્ગનો અભ્યાસ તેને આવડતો નહિ મે તેને અભ્યાસમાં પહેનેથી કરવામાં થોડી થોડી સમજ પાડવા માડી તે સમજતો ગયો—બહુ જ આસ્થાપૂર્વક તે કામ કરતો હતો છતાં તે કલાસની પાછળ હતો

એક વખત હુ તેના કલાસ ઉપરથી જતી હતી અંદર નજર નાખી જોયુ તો ભાઈસાહેબને બીજા એક છોકરા સાથે બેચ પર અગૂઠા પકડાવીને ઊભા રાખ્યા હતા! ને આ ભાઈ ડોક લબાવીને દરવાજા બહાર જોતા હતા મને જોતાં જ તે સીધો ઊભો થઈ ગયો ને મોઢુ પહોળુ કરી હસ્યો ને મે મોટા પીળા વાંકાચૂકા દાંત જોયા—ને પેની હર્ષથી નાચી ઊઠેલી ખૂબ જ ઉદાસ આંખો મે અણગમો બતા યો જરાયે હસી નહિ એટલે આખરે તેણે નીચા નમીને અગૂઠા પકડી મો નીચુ ઘાલ્યુ

સાંજે ઘેર આવી હુ જ્યા પાસે ગઈ રખડતો રખડતો રજની ઘેર આવ્યો પુસ્તકો ટેબલ પર ફેકયા ને બાઘા જેવો મારી સામે જોતો ઊભો રહ્યો હુ અને જ્યા કઈ જ બોલ્યાં નહિ આખરે તેણે હસવા માંડ્યુ મે વિચાર્યું 'છે કઈ અસર!' ને તેને કઈક કહેવા જતી હતી ત્યાં તો મારામાંના કોઈકે મને પાછી ખેંચી ને કહ્યુ 'હ હ એવુ કશુ રખે કહેતી રજનીના હસવા પાછળ તો જો જરા કેટલી કરુણા કેટલી આર્દ્રતા ને અસહાયતા ભરી છે! ' ને મને એકદમ તેની દયા આવી અરેરે એ બિચારાની સાથે બીજા છોકરાઓની માફક કોઈ વર્તતુ જ ન હતુ! શા માટે તે ઘેર આવે? શા માટે તે અભ્યાસ કરે? હુ આમ વિચારુ છુ ત્યાં તો રજનીની આંખો બોલતી હતી ઈના તુ તો કઈક બોલ—નહાનભર્યું કઈક તો બોલ મને ખાત્રી છે તુ બીજા જેવી નથી—'

ને મે એને જરાયે ઠપકો આપ્યો નહિ

—પરીક્ષાઓ લેવાઈ ને તુ વેકેશનમાં પાછો વાણ સીનોર ગયો મને ખબર હતી કે તુ નાપાસ જ થવાનો હતો પણ તેથી તારી જિંદગીને જુદો જ વળાંક મળશે તેની મને ખબર ન હતી! તને ઊઠાડી મૂકવામાં આવ્યો તુ શુ ભણવાનો હતો ખરુ ને! ને તારુ સાંભળવાનુયે કોણ હતુ! તુ નાનીશી પચીસ રૂપીઆની નોકરી કરવા લાગ્યો છતા ગામમાં આવતો ત્યારે મને તો પહેલા જેવો જ લાગતો—બલ્કે વધુ





અસહાય—કોઈનું વહાલ નહિ. કોઈનું માર્ગદર્શન નહિ. કોઈનો આધાર નહિ. તારું જીવન ખરાબા પર ચડી ગયું હતું. તારી નજર જાણે બોલતી રહેતી...

'ઈલા, ઈલા, શું કરું ? શું કરું ? શું હું ખરાબ છું ? હું આનંદ કરું છું—તેમાં મને લોક ખરાબ કહે છે. હું રખડું છું. માત્ર હું ભણી ના શક્યો. પણ કેમ તેની મને ખબર નથી. હું મૂંઝાઉં છું... ખૂબ...'

ને હું વિચારતી : ખરું છે રજની. મને તું ખરાબ લાગતો નથી. તારા હિતેચ્છુઓ તને ખરાબ કહી કહીને આનંદ મેળવે છે. ને તું ભણવા મંડ્યો હતો તેની તો મને એકને જ ખબર છે. પણ હું શું કરી શકું ? હિતેચ્છુઓએ જે તને આપવું જોઈએ તે આપ્યું નહિ.

કોઈવાર કાકાને ત્યાં તું આવતો પણ હવે તું બોલતો નહિ. ગંભીર થઈ ગયો હતો—થોડી વાર બેસી ચાલ્યો જતો. હવે કંઈક તું સ્થિર થતો જતો હતો.

પછી હું તો આગળ ને આગળ ભણતી ગઈ. તું કોઈ વાર મળતો ત્યારે ઘણી જ આસ્થા તારી નજરમાં ભરી હોય. ને તું કહેતો...' કેમ ઈલાબેન ? ' ને કહેતાં તું આનંદિત થઈ જતો. વિસામો પામતો ને તારી આંખોયે ઠરીને શાંત થતી. તે બીજી જ ક્ષણે તારી આંખોમાં ઊઠતા હું જોતી...' ઈલા, પહેલાં જેવો ભાવ મારી પ્રત્યે રાખશો ?'...

હું ત્યારે ભાવના, લાગણી બધું જ ભૂલી ગઈ હતી... ને બુદ્ધિના કેફમાં વિહરતી હતી. છતાં કુમળી લાગણી ઊછળી આવી તારી દયા ખાઈ જતી. બસ એટલું જ... પછી તો મેં કોઈ દિવસ યાદ પણ ન કર્યું કે એક વખત એક છોકરાને સુધારવાનું મેં ધ્યેય નક્કી કર્યું હતું. જગત તેને ખરાબ કહેતું હતું. પણ તે તેવો ન હતો વગેરે બધું જ ભૂલી જવાયું !...ને...

ને હવે મને યાદ આવ્યા કરશે કે તું સારો જ હતો. તને સુધારવાનો શું હતો ? તું ભૂખ્યો હતો–બધી જ તરફથી તને જાકારો મળ્યો હતો. બધાનો જ તિરસ્કાર વેઠીને તું અકાળે કઠોર બની ગયો હતો...નઠોર બની ગયો હતો...હવે ? હવે તું નથી ત્યારે હંમેશને માટે છે...જો પેલો દેખાય...પેલી ખડબચડા ઉપસેલા ડોળાવાળી આંખો ચમકે છે...ને...ને અરે તું હસે છે ! એ હાસ્ય ! કઠોર ! ને મધુર ! રે પણ તારી કઠોરતાએ હદ કરી ને હૃદયની મૃદુતાએ પણ હદ કરી ! કોણે કહ્યું કે તારી નજર ખરાબ છે ?... તેથી જ તારા મૃદુ હૈયા પર ઘા થયો. ને તેથી જ, હા તેથી જ તારી પેલી કઠોરતાએ હૈયાને કચડી નાખ્યું...ને એ હાથે એ અણીદાર સળીયા લઈ તેં આંખમાં ઘોંચી ઘાલ્યા. ને પછી તેવી આંધળી જિંદગી શું કરવી છે એવું વિચારી તેં ફાંસો ખાધો. અરે... આંખોમાંથી રક્તની ધારાઓ વહે છે...સ્નેહસિંચન વગર બળી ઊઠેલી તારી આંખોમાંથી જાણે લાવા રસનો ફુવારો ફૂટ્યો...તારી આંખો ગઈ...તારી જિંદગીયે ગઈ. તું જીત્યો. જગ હાર્યું. હું યે હારી... અને છતી...તું ખરેખર સારો હતો ત્યારે !!!

★

પહેલી અને બીજી પંચવર્ષીય યોજનાઓમાં ગ્રામપંચાયતો માટે વધુ વિશાળ કાર્યક્ષેત્ર આલેખવામાં આવ્યું હતું. આ યોજનાઓના ઘડવૈયાઓએ ગ્રામપંચાયતો માટે નિર્ધારેલાં કાર્યો, ઉત્પાદનના કાર્યક્રમો ઘડવાથી તથા માર્ગો, શાળાઓ, કૂવા, વગેરે જાહેરોપયોગી કાર્યો હાથ ધરવાથી માંડી સહકારી મંડળીઓની રચના, સમૂહ જીવન અને નાની બચત જેવી વિકાસ પ્રવૃત્તિઓ આવરી લેતા વિશાળ ક્ષેત્ર સુધી વિસ્તરે છે.

બીજી પંચવર્ષીય યોજનાના પહેલા બે વર્ષમાં લગભગ ૪૬૭૬૫ નવી પંચાયતો રચવામાં આવી હોવા છતાં અને એ રીતે માર્ચ ૧૯૫૮ સુધીમાં કુલે ૧૬૪૩૫૮ પંચાયતો રચાઈ ચૂકી હોવા છતાં, ખરેખર તો ગુણની દૃષ્ટિએ કરતાં સંખ્યાની દૃષ્ટિએ જ વધુ પ્રગતિ સાધવામાં આવી છે.



ચીમન વ્યાસ

# લુન્ડા જાતિનો મૃત્યુસંસ્કાર

ઊર્મિના વાચકો માટે આ અગાઉ 'લુન્ડા જાતિનો યૌવન-પ્રવેશ સંસ્કાર' લખીને જાણીતા થયેલ રહોડેશિયામાં કેળવણી ક્ષેત્રે અધિકારીપદ ભોગવતા લેખકનો એવો જ આ બીજો અભ્યાસુ લેખ છે......

મિશનીલુન્ગા જિલ્લામાં રહેતી લુન્ડા જાતિની વસ્તી આશરે પચાસેક હજારની થવા જાય છે. ઉત્તર રહોડેશિયાના આ હબસીઓની વસ્તી–ગણતરી કરવાનું શક્ય નથી, જેમ કે, સાતેક હજાર ચોરસ માઈલના વિસ્તારમાં ફેલાયેલી આ જાતિ ડઝનેક ઝૂંપડાંવાળાં નાનાં નાનાં ગામડાંમાં વસે છે. આ ગામડાં ઝામ્બેઝીને મળતાં અનેક ઝરણાંથી છૂટાં પડી ગયેલાં છે. લુન્ગા નદીની પશ્ચિમે ન્ડેમ્બુ વંશના, ને તેની પૂર્વે કોસા વંશના લુન્ડાઓ વસે છે. એઓ કહે છે કે મહાન કોન્ગો સરકાર કોસાને ન્ડેમ્બા લુન્ડાઓને ગુલામ તરીકે પકડાવાના કાળમાં ઊચાળા ભરવા પડેલા. એથી તેમની મધ્યસ્થ સરકાર તેમજ તેમનું લશ્કરી નિયોજન તેમણે ગુમાવ્યાં છે, અને તેઓ નાની સંખ્યામાં વસ્તુતઃ નાના સરદારો નીચે છિન્નભિન્ન થઈ ગયેલા છે, એટલું જ નહિ, ઉત્તર રહોડેશિયામાં પ્રવેશતાંની સાથે તેમણે જીતેલા મળેલા હબસીઓ સાથે આંતરલગ્નથી જોડાઈ પોતાના લોહીનો સંકર કર્યો છે. પાછળથી એન્ગોલાના ગુલામોના વેપારી ઓવિમ્બુન્ડુ તેમજ લ્વેના ને ટ્ચોક્વે હબસીઓને પોર્ટુગીઝ સરકારે ગુલામો પકડવામાં પ્રોત્સાહન આપ્યાથી મહદંશે તૂટી ચૂકેલા મ્વાન્ટીયાન્વાના સામ્રાજ્યને વેરણછેરણ કર્યું હોવાથી હવે તો તે પોતાના મૂળ વતનમાં પણ નબળા પડી હતા ન હતા થઈ ગયા છે. પણ ચાન્નેસ અથવા બિઆરિટ્ઝના લુન્ડાઓ હજી પણ તેમના ભૂતકાળને જીવતો રાખી શક્યા છે, ને સાહસિક જીવન જીવે છે. ગમે તેવા કપરા સંજોગોમાં તેમજ હુમલાઓમાં પણ પોતાનું ખમીર તેમણે અકલંક રાખ્યું છે ને આજેય તે છાતી ઠોકીને કહી શકે છે કે 'અમે તો મ્વાન્ટીયાન્વાની પ્રજા.' ને તે સાચું છે.

આ પહેલાં 'ઊર્મિ–નવરચના'ના વાચકોને 'લુન્ડા જાતિનો યૌવનપ્રવેશ–સંસ્કાર' આપી ચૂક્યો છું. આજે એ જ જાતિનો મૃત્યુ સંસ્કાર જેવો મળ્યો તેવો માણીને તેને અક્ષરદેહ આપવા લલચાયો છું. મૂળ મુદ્દા પર આવું તે પહેલાં એટલું સ્પષ્ટ કરી લઉં કે લુન્ડાઓ બેમ્બા ને લામ્બા જેવા અન્ય માતૃવંશીય હબસીઓ કરતાં જુદા પડે છે. એ જાતિઓમાં છોકરી નહિ પણ છોકરો પરણીને તેને સાસરે જાય છે. લગ્ન થયું કે છોકરા પર તેનાં સાસરિયાંનો હક્ક થાય છે ને માબાપનો ઊતરે છે. લુન્ડા જાતિમાં તો આપણી જેમ છોકરી સાસરિયાંની થઈ જાય છે. લુન્ડા બહેન–દીકરીઓ જુદે જુદે ગામ પરણીને ગઈ હોવાથી અનેક ગામો સાથે તેમનો સંબંધ છે. બીજી વિશિષ્ટતા તેમનામાં સંયુક્ત કુટુંબનું મહત્ત્વ છે તે છે. હું જેને ત્યાં ઊતર્યો હતો તે ગામેતી અઠ્ઠાણું વર્ષનો હતો. તેના ચાર છોકરાના ૭ છોકરા. ને તે છમાંના ત્રણનાં પાંચ છોકરાં તેમજ બધી મળીને અગિયાર વહુઆરુઓ બધાં જ એક રસોડે જમતાં. સૂવાનાં ઝૂંપડાં તેમનાં અલગ અલગ હતાં એટલું જ. એની બાજુમાં પણ બધું મળીને સોળ જણનું કુટુંબ હતું. આવું સંયુક્ત કુટુંબ લુન્ડા જાતિમાં હમણાં સુધી સામાન્ય હતું. પણ શહેરની હવા ખાઈ ચૂકેલા કેટલાક જુવાનીઆ આ ઉચ્ચ ભાવનાના ભુક્કા કરવા માંડ્યા છે. છતાં સંયુક્ત કુટુંબની ભાવના જાળવી રાખતા આજેય કેટલાક ડાહ્યા સંબંધ તો જાળવી જ રાખે છે.

લગભગ દરેક સમાજમાં મૃત્યુસંસ્કારના ઠાઠ ને ખર્ચ મરનારની આર્થિક સ્થિતિ, ઉમ્મર ને સંજોગ પર આધાર રાખે છે. પણ મૃત્યુસંસ્કારની મઝાને ને મરનારને કશો સંબંધ હોય એવું મને તો લાગતું નથી. મરનાર એમાં કઈ રીતે સામેલ થાય છે? જે છે તે બધું પાછળ જીવનારનું છે. એટલે મૃત્યુવિધિને

જીવનારની સાથે સંબંધ છે, મરનારની સાથે નહિ. મરનારના મોભા પ્રમાણે તેના તો સમાજ સાથેના વત્તાઓછા સંબંધોનું તેના મૃત્યુ સાથે જ મૃત્યુ થાય છે. તેના જવા પછી પાછળ રહેનારાંની વચ્ચે નવા સંબંધો ઊભા કરવામાં લુન્ડા જાતિ ગૌરવ લે છે. જો મરનાર ગામેતી હોય તો તેની જગ્યા પૂરવા તેના વંશમાંથી વારસદારની વરણી કરવી પડે છે, તેની મિલ્કતની યોગ્ય વહેંચણી કરવી પડે છે, તેનું દેવું ભરપાઈ કરવાની જવાબદારી કોની તે શોધી કાઢવું પડે છે, તેની વિધવાના ભવિષ્યનો પણ નિર્ણય કરવાનો હોય છે, ને જે કોઈને જૂના ગામેતી સાથે સંબંધ હોય તેમને હવે નવા ગામેતીને એના વંશજો સાથે શો સંબંધ રહ્યો છે એ પણ વિચારી લેવાનું રહે છે. પણ આ બધું થાય તેને મૃત્યુ વચ્ચેનો કાળ નક્કી કરવાનો તો મુખ્ય મુદ્દો ગણાય છે. એ સમય દરમ્યાન જૂનો રવૈયો ધીરે ધીરે નવામાં પરિવર્તન પામે છે. આ વચગાળાના વખતને શોકપાલનનો કાળ ગણે છે ને તેમાં મૃત્યુસંસ્કારનો આરંભ ને અંત થાય છે. મૃત્યુવિધિને 'ચિપેન્ઝી' અથવા 'ચિમ્બીમ્બી' કહે છે.

આ સમય દરમ્યાન મરનારનું પ્રેત ઉધમાત મચાવતું હોવાનું કહેવાય છે. વારેઘડીએ તે જીવન દરમ્યાન હર્યો-ફર્યો હોય ત્યાંની મુલાકાત લે છે, પરચો આપે છે ને પોતાનાં નજીકનાં સંબંધીઓને તેમ જ પોતાના ખાસ મિત્રો સાથે તે હાજરાહજૂર વાતો કરતું કહેવાય છે. મૃત્યુસંસ્કાર પૂર્ણ ન થાય ત્યાં સુધી જીવ ગતિમુક્તિ નથી કરતો એવું લુન્ડા માને છે. સંસ્કાર દરમ્યાન ને તે પહેલાં એનું પ્રેત જીવનાર સંબંધીઓના રોજિંદા વ્યવહારમાં અંતરાય નાખે છે, પોતાની વિધવાના પુનર્લગ્નમાં વિઘ્ન નાખે છે. ગામેતીના અભિષેકને અશાંતિમાં ફેરવી દે છે ને સગાંની તંદુરસ્તીની બાબતમાં આડું થાય છે, ઈર્ષ્યા કરે છે.

મરનારની સામાજિક પ્રતિષ્ઠા, તેની ઉમ્મર, તેના પરિવારની સંખ્યા પ્રમાણે તેના મૃત્યુસંસ્કારના અનેક પ્રકાર છે. આમાં નાના બાળકનું ખૂબ જ ચૂપકીદી સેવી તેના બાપે ગામ નજીકના મુડચી વૃક્ષની નીચે કરવાના દફનથી માંડી આબરૂદાર સરદારના અનેક વ્યક્તિઓની હાજરીવાળા લાંબા શોકપાલનકાળનો સમાવેશ થાય છે. અહીં મેં જોયેલો ગામેતીનો મૃત્યુ-સંસ્કાર વર્ણવવા વિચાર્યું છે.

પૂર્વે ગામેતીને તેના રહેઠાણવાળી ઝૂંપડીમાં દાટવામાં આવતો. ને પછી તે ઝૂંપડી સમેત સમસ્ત ગામને બાળી મૂકી આખું ગામ ત્યાંથી ખસી બીજે જઈ વસતું. પણ આજે ઝૂપડાંના બાંધકામમાં ખર્ચ કરીને ઈંટો વાપરે છે, ચોખા, મગફળી, મકાઈ વગેરે પકવીને કોઠારમાં ભરી રાખે છે. તેથી એવું સમાધાન કરી લીધેલું છે કે ગામેતીને ગામના કબ્રસ્તાન ને ગામની વચ્ચે ઝાડીમાં દાટવો. દફનક્રિયા સામાન્ય રીતે મૃત્યુ પછીની સવારે થાય છે. મૃત્યુ થતાં જ સંદેશવાહકોને અન્ય લુન્ડા ગામડાંમાં ખબર આપવા મોકલે છે. બીજા ખેપિયા નજીકના સરદારોના ને સગાંવહાલાંના ગામે પણ જાય છે. મૃત્યુસંસ્કાર કરવા ભેળો ભરાનાર છે, સમાજનો એક વિભાગ અમુક 'મુન્ગોન્ગી' કહેવાય છે. મૃત્યુસંસ્કાર કરવાનો અધિકાર તેમનો છે. સંસ્કારકાળ દરમ્યાન આ મુન્ગોન્ગીઓ જ મરનારના પ્રેતને તેનાં સગાં તથા પડોશીઓને પજવતું અટકાવી રાખે છે ને વ્યવસ્થિત રીતે યૌવનપ્રવેશસંસ્કાર પામેલા ને પામનાર નવયુવકોને મુન્ગોન્ગીનાં કર્મધર્મ સમજાવે છે. એક મુન્ગોન્ગી સૌનો ગુરુ હોય છે. તે બીજો કોઈ નહિ પણ લુન્ડાના યૌવનપ્રવેશ સંસ્કાર કરનાર એટલે કે મુકાન્ડાની વિધિ કરનાર મ્બીમ્બી જ હોય છે. ને તે મુકાન્ડાની ન્કુન્ડાની દવાઓ જ વાપરે છે. પણ મુન્ગોન્ગીની વિધિમાં એટલે કે મૃત્યુસંસ્કાર કાળ દરમ્યાન તેને 'સામાઝેમ્બી' કહે છે. મરનારની ઝૂંપડીને તેના મૃત્યુ પછી 'ઇઝેમ્બી' એટલે કે પ્રેત-ઘર કહે છે. આ પ્રેતઘરની 'સામાઝેમ્બી' ને ચોકી કરવી પડે છે. સામાઝેમ્બીનો અર્થ જ થાય પ્રેતનો દરવાન. સામાઝેમ્બીનું મુખ્ય કામ તે મુકાન્ડામાં કરે છે તેમ મન્ગોન્ગીમાં પણ નવલોહિયા લુન્ડાઓમાં

વડિલો પર આદર કેળવવાની શિક્ષા આપવાનું છે.

જ્યારે ઍશિયો મરનારનાં સગાંને ગામ જઈ કાળોત્રી આપે છે ત્યારે તેની સગી સ્ત્રીઓ રોકકળ કરી મૂકે છે. લુન્ડા સ્ત્રીના રુદનમાં જે છાજિયાં, પણુજિયા કે મરશિયા હોય છે તેમાં પ્રાસાનુપ્રાસ વધારે હોય છે. મરનારના જવાથી પોતાને કેવી ભારે ખોટ પડી છે તેનો આ રુદનમાં ખાસ ઉલ્લેખ હોય છે તેની સાથે મરનારની મોટાઈનાં ગીત પણ હોય છે. ઘરમાં રોવાનું શરૂ થાય એટલે આજુબાજુની સ્ત્રીઓ તેમાં આવી ભળે છે. ગામના પુરુષો ઝૂંપડી બહાર શાંતિથી આવી બેસે છે ને બધાં પછી મુન્ગોન્ગીના સ્થળ તરફ રવાના થાય છે. મરનારના ગામે પણ રોકકળ ચાલુ જ હોય છે તેમાં આગંતુકો ભળતા જાય છે. મૃતદેહને તેની ઇઝેમ્બીમાં ખાટલા પર સુવાડેલો હોય છે ને તેની પત્ની કે પત્નીઓ તેના પગ પાસે બેસીને રડતી હોય છે. મૃત્યુ પછી શબને દિવેલનું માલિશ કરે છે, ને તેનું મોં પાણીથી ધૂએ છે, ત્યારબાદ ધોળી માટીથી ડૂંટીથી શરૂ કરી છેક નીચે સુધી સીધી લીટી દોરે છે. કહે છે કે આમ કરવાથી જે ડાકણ, ઇલ્મી યા જાદુગરે તેને મારી નાખ્યો હોય છે તે પર પ્રેત આવીને વેર લે છે. સમગ્ર આફ્રિકામાં હજી પણ ગામડિયા હબસીઓ કોઈના પણ મરણનું કારણ જાદુ, મૂઠચોટ કે મંત્રતંત્રને જ માને છે. આથી કેટલાક માણસો એનાથી બચવા જીવનપર્યંત 'મ્વીયાનાવુ' નામની વનસ્પતિનો રસ પીએ છે. આ રસ પીવાથી મરનારનું પ્રેત એવા મેલા માણસને તરત જ પકડી પાડે છે. જો મરનાર વાંઝિયો હોય તો ધોળી માટીને બદલે કોલસાની લીટી દોરવામાં આવે છે. આમ કરીને જીવનારાં એવા માનવીના પ્રેતને પાછું ગામમાં આવતું અટકાવવાની માન્યતા ધરાવે છે. પછી શબની સાથે એક તીર મૂકે છે. દફનક્રિયા પછી આ તીરને બીજાં તીર સાથે ભાથામાં ગોઠવીને ભૂવા પાસે લઈ જાય છે. મરનારના નામવાળું આ તીર ભૂવાએ શોધવાનું છે. જો એ શોધી આપી શકે તો તેને મરનારનાં સગાં ડાકણ ઇલ્મી યા જાદુગરને શોધી કાઢવાના કામમાં રોકે છે.

સામાઝેમ્બી શોકકાળ પૂરો થાય ત્યાં સુધી ઇઝેમ્બીમાં જ રહે છે. માત્ર મુન્ગોન્ગી વિધિ કરવા જ તે અન્ય સાથે હળેભળે છે. ત્યારે તે દરેકને વિધિ દરમ્યાન કરવાનું કામ સોંપે છે. આ વિધિમાં નૃત્ય તથા ગાયન-વાદનનું મહત્ત્વ ઘણું હોય છે. બે નાની ચમરીઓ હલાવતા તે ગાય છે, નાચે છે, વગાડે છે. એમ કરી મરનારના સિવાય અન્ય પ્રેતોને તે તાબામાં રાખે છે. આ કાર્ય માટે તેના કરનારા ટુન્ડાન્ગુ (એકવચન કાડાન્ગુ) નાની રકમ ને નાની ભેટો મેળવે છે. આ બધું તેઓ સામાઝેમ્બીને સોંપે છે. ને પાછળથી તેમને સરખે ભાગે વહેંચી આપે છે. ઓછામાં ઓછો એક કાડાન્ગુ તો આખા શોકકાળ દરમ્યાન રાતદિવસ નાચતો રહેવો જ જોઈએ. એમાંનો જે આ નિયમનો ભંગ કરે તો કોઈ ઝાડના ઠૂંઠામાં તેનું માથું ભેરવી તેને લટકતો કરે છે તે તેના ઘરનાં કોઈક નક્કી કરેલો દંડ ભરી જાય ત્યારે જ છોડે છે. દફન પહેલાંની રાત મરનારની વિધવાને જાગરણ કરવું પડે છે. એની પાસે એની સગીઓ બેસે છે. મૃત્યુ અંગે એકઠા થયેલા સમૂહને 'ચીપેન્જી' (મેળો) કહે છે. ચીપેન્જીનાં અન્ય માણસો ઇઝેમ્બી બહાર સૂએ છે. ટુન્ડાન્ગુ રાત્રે ન્જેન્ઝી (ચમરીઓ) હલાવતા શોકગીતની રમઝટ ઊડાવે છે. મરનારે મ્વીયાનાવુનો રસ પીધેલો હોય તો ચીપેન્જી જમીન પર કશું પણ પાથર્યા વગર સૂએ છે, ને નહિ તો સાદડી પાથરે છે.

સવારે આઠેક વાગ્યાના શુમારે શોકધ્વનિ એની પરાકાષ્ઠાએ પહોંચે છે. ઝૂંપડી બહાર અગ્નિ પ્રગટાવે છે. તેલની શીશી તથા તૂંબડું ભરીને પાણી હાજર કરાય છે. 'મુનેક' વૃક્ષની કૂંપળો, વિશિષ્ટ ફફન-ઔષધી વગેરે બારણા આગળ મુકાય છે. બારણાની ડાબી બાજુએ મરનારની વિધવાઓ ઊભી રહે છે. બારણાની આગળ ગામનાં બૈરાં ઊભાં રહે છે. થોડેક દૂર અગ્નિ ફરતે અન્ય ગામડાંના ગામેતી બેસે છે. બારણાની જમણી બાજુ બે ટુન્ડાન્ગુ વાંસની પાલખી તૈયાર કરતા હોય છે.

મરનારની બહેનનો શોક જુદો તરી આવે છે. તેના ભાઈના શબની સામે જોઈ રડતી રડતી તે સ્વગતોક્તિમાં વાર્તાલાપ કરે છે. ઘડીમાં તે શબ સાથે વાતો કરે છે તો ઘડીમાં ભાઈનાં યશોગાન ગાય છે. દરમ્યાન શબને ઝાડની છાલના રેષાઓ વડે પાલખીમાં બાંધે છે ને બારણાંથી થોડે દૂર આણે છે. ત્યારે ગામની વિધવાઓ તેની વિધવાઓને અંતિમ દર્શન માટે લઈ આવે છે. તેઓ પોતાના પતિને વનૌષધિ છાંટે છે. પછી શબને પાદરે લઈ જઈ ત્યાં બેસાડવામાં આવે છે.

ઘોર ખોદનાર ‘ ટુમ્કુન્ડી ’ હવે આગળ થાય છે. મરનારની ખૂબ જ નિકટના સગાને મૃત્યુવિધિ દરમ્યાન અગ્રસ્થાને સ્થાપેલો હોય છે. કોઈપણ સભામાં જેવું સ્થાન પ્રમુખનું તેવું સ્થાન અહીં એનું હોય છે. એને ‘ ન્યાસુકુ ’ કહે છે. મરનારનાં સગાંથી તેની ઘોર ખોદવામાં ભાગ ન લઈ શકાય એવો આફ્રિકનોમાં રિવાજ છે. પણ ‘ ન્યાસુકુ ’ની આજ્ઞા થાય તો નિયમનો સવાલ રહેતો નથી. ઘોર તાળામાં કૂંચી પરોવવાના ભાગ જેવા આકારની ખોદે છે. સૌથી ઉપરનાં ખોદેલાં ઢેફાંને ખાડાની બાજુએ સાચવી રાખે છે. છએક ફૂટનો ઊંડો ખાડો થતાં શબનું માથું પશ્ચિમ તરફ રહે ને પાસું વાળીને સૂઈ રહે એ રીતે પધરાવે છે. પછી એને ધાબળા ઓઢાડે છે ને તેના પડખામાં તેની રોજિંદા વપરાશની તમામ ચીજો મૂકીને ઉપર માટી વાળે છે. પેલાં પ્રથમ બાજુ પર કરેલાં ઢેફાં છેક ઉપર ગોઠવે છે. દફનકાર્ય દરમ્યાન સગાંવહાલાં જમીન પર આળોટે છે ને જાતે જ પોતાના શરીરે લાકડીનો માર ખાય છે. મરનારનાં વસ્ત્રોનાં ચીથરાં ટુમ્કુન્ડીના જમણે હાથે બાંધ્યા પછી બધા ઝરણાં કાંઠે જઈ હાથ પગ ધૂએ છે, ને કોદાળી પાવડા ધૂએ છે એમ ન કરે તો મરનારનું પ્રેત એમને વળગે! આ દરમ્યાન થયેલી વિધવાઓ પાદરે દેવતા સળગાવી તેની રાખ શરીરે ચોળે છે. ચંડીરૂપ ધારણ કરી જોરશોરથી રડે છે. એમનું રુદન બંધ પડે તો સાથેની વિધવાઓ મરનારના ગુણ યાદ કરી કરી પાછી રડાવે છે. બધા મરનારે વાવેલા કસાવાનાં મૂળિયાં ખાય છે. મૂળિયાં મેં ચાખેલાં. બરાબર શક્કરિયાના જેવાં ઉપરથી રતુમડાં ને અંદરથી ધોળાં. સ્વાદ પણ શક્કરિયા જેવો જ. સ્મશાનયાત્રીઓ ચોતરે આવી બેસે ત્યારે ઇઝેમ્બીના છાપરેથી પીંખી આણેલું ઘાસ હાજર થાય છે. ત્યાં જ બેસીને બધા તેલમર્દન કરે છે. ને કસાવાનાં મૂળિયાંનો અલ્પાહાર કરે છે. ન્યાસુકુ આણેલા ઘાસને બાળે છે તેની જ્વાળામાં દરેક જણ પગ ધરી ગરમ થાય છે. દરમ્યાન ન્યાસુકુની પત્ની રસોઈ કરી પહોંચાડે છે. ખાઈપી ગામમાં આવી બધા મરનારના ગુણનું વર્ણન કરે છે.

ત્રીજે દિવસે ન્યાસુકુ નવી વિધવાઓને ચોતરે લઈ જાય છે. સાથે લઈ જવામાં આવેલાં લાકડાંથી અગ્નિ પ્રગટાવી પાણીથી હાથપગ ધોવડાવે છે. પછી વિધવા થયેલીનાં કપડાં ન્યાસુકુ પહેરે છે ને પોતાનાં કપડાં તેમને પહેરવા આપે છે. પછી તેમનું મુંડન કરે છે. તેમના પતિના મૃત્યુથી તે આવતીકાલ સુધી તેમને ઉજાગરા કરવાના હોય છે. થયેલી વિધવાઓમાંની સૌથી મોટીને માથે પાએક ઇંચ વાળ ઊગી રહે ત્યારે શોકકાળ પૂરો થયો મનાય છે. આમ થતાં આશરે મહિનો થાય છે. મૃત્યુ થતાં આ વિધવાઓએ ઉપવાસ શરૂ કરેલો હોય છે તે મૂંડન બાદ સ્નાન કર્યા પછી છૂટે છે.

ચોથે દિવસે ન્યાસુકુ ‘ ન્કુન્કા ’ ( વિધવાઓને રહેવાની ઝૂંપડી ) દરેક વિધવા માટે અલગ અલગ બાંધે છે. ન્કુન્કા યૌવનપ્રવેશ વખતે બ્રહ્મચારિણીઓ માટે બંધાતી ઝૂંપડી જેવી હોય છે. અહીં તેમણે એકાંતવાસ સેવવો પડે છે તે છેક શોકાન્ત સુધી ઝૂંપડીઓને અનેક વનૌષધીઓમાં મુસેસુ ઝાડના પાંદડાંની ભસ્મ ભેળવી પાણી રેડીને પછી તે છંટાય છે. આમ કરવાથી જગ્યા ચોખ્ખી ને પવિત્ર થતી હોવાનું કહેવાય છે.

પાંચમે દિવસે ન્કુન્કામાંથી વિધવાઓને બહાર કાઢી જંગલમાં લઈ જાય છે. ત્યાં મૂળિયાં સહિત ઊખડી

ગયેલું ઝાડ શોધી કાઢવામાં આવે છે. પવન ને વરસાદથી આ રીતે આખું ન ઊખડી ગયું હોય, તેનાં મૂળિયાં આખાં નીકળવાને બદલે તૂટી ગયાં હોય, અથવા થડમાંથી તે ભાંગી પડ્યું હોય તેવા ઝાડથી કશો અર્થ સરતો નથી. એવા વર્જ્ય ઝાડને ઉપયોગમાં લેવામાં આવે તો મરનારનું પ્રેત તેની વિધવાઓને સ્વપ્નામાં ખૂબ પજવે એમ કહે છે. સ્વીકાર્ય ઝાડના મૂળમાં ન્યામુકુ એક ખાડો ખોદે યા ખોદાવે છે. દફનક્રિયા પૂર્વે જે દવાને પાણીવાળું તુંબડું ઇઝેમ્બી આગળ લટકાવવામાં આવેલું તેનો કાનો ફોડીને તેને ખાડામાં ઊનારે છે ને પછી તે દવા વડે વિધવાઓને સ્નાન કરાવે છે. નાહ્યા બાદ તુંબડાને દાટો દે છે. પછી તેની પર માટી વાળતી વખતે ન્યામુકુ કહે છે, ' હે મરનાર વીર! આજ પછી આ વિધવાઓને તું સ્વપ્નમાં આવી નડીશ નહિ. '

નુન્ડામાં ઘણી ઔષધી રાખવામાં આવે છે. એનાથી રાત્રે વિધવાઓ સ્નાન કરે છે. એથી તેમના સાન્નિ-ધ્યમાં મરનારનું પ્રેત તેની ઇચ્છા હોય તો ય રહી શકતું નથી. દિવસના પણ તે બારણું ઉઘાડું રાખીને રહે તો પ્રેત અંદર દાખલ થઈ જવાની ભીતિ રહે છે. તેમને બહાર જવાની છૂટ પણ તે બારણું બરા-બર બંધ કરીને. રાતે તેમનાથી ચત્તું સૂઈ શકાય નહિ. ઔષધી દરરોજ સાંજે ઊકાળવામાં આવે છે. થયેલી વિધવા આ દવા પોતાના હાથે ને શરીરે જાતે ચોળી શકે પણ તેના પગે ને માથે ઘસવા તો બીજી કોઈ સ્ત્રી જોઈએ. રાત્રે તેનાથી વાળુ કરી શકાય નહિ. પોતાથી ખાઈ શકાય તેટલુ જ બપોરે પણ રાંધવાનું. જો રાંધેલું જરાતરા પણ વધે તો પ્રેત ખાવા આવે એવું કહે છે. તેની ખાવાની થાળી તેનાં રસોઈનાં વાસણ તદ્દન નવાં આણવાં પડે. જૂનાં વાસણો સાથે પ્રેતને સંબંધ હોઈ તેનો વપરાશ પ્રેતની મુક્તિમાં બાધક બને છે. વિધવાઓ સાથે તે વાત કરી શકે પણ સૌભાગ્યવતીઓ સાથે નહિ. તેમ કરે તો કદાચ તેનું દામ્પત્યજીવન ને તેનો આનંદ યાદ આવી જાય, ને તો પોતાના પતિનું પ્રેત તરત જ તેનામાં પ્રવેશ. તે મોટેથી બોલે તો ય ઉપાધિ! એનો અવાજ સાંભળીને પ્રેત દોડી આવે. માટે તેણે અણસારાથી કે ધીરેથી કાનમાં કહીને વ્યવહાર ચલાવવો જરૂરી છે. તે પોતાના ઘરની વપરાશની વસ્તભાવનો પડોશણો સાથે અદલો બદલો કરી પ્રેમને ભૂલાવામાં નાખવા પ્રયત્ન કરે છે. પોતાની વાડી પણ તે કામ-ચલાઉ બીજાને સોંપે છે. એમ ન કરે તો પ્રેત આવીને કહે કે મારી જ વસ્તુઓ તું વાપરે છે, મારી જ વાડીમાં વાવેલું ખાય છે, માટે હું આવીને અહીં જ સૂવાનો. તેમણે કપડાંનો પણ કચ્છો મારવાનો, (જૂના વખતમાં તે કચ્છ વગરનું ફેટિયું વાળતાં. હાલ પશ્ચિમી ઢબનાં કપડાં પહેરતાં થઈ ગયાં છે.) નહિ તો પ્રેત જાતીય ઉપભોગનો લાભ લેવાનું ચૂકે નહિ. એકાંતવાસ દરમ્યાન તેનાથી બીજું કશું જ કામ થાય નહિ. પોતાનાં બાળકોને પણ તે સાથે રાખી શકે નહિ.

દફન કરવા એકઠી થયેલી જમાતને મરનારની વાડીનાં કસાવાનાં મૂળિયાં ને તેનાં જ પ્રાણીઓનું માંસ પીર-સાય છે. પણ તેનાં સગાં ને તેની વિધવાઓએ પોતાનો ખોરાક અન્ય વ્યક્તિઓ પાસેથી મેળવી લેવાનો હોય છે. મરનારની સગીઓ જમાત માટે રસોઈ કરી શકે છે. રોકકાળ ન વીતે ત્યાં સુધી મુખ્ય વિધિ ચાલે છે તેને મુન્ગોન્ગી કહે છે. દુન્ડાન્ગુ-ઓએ પોતાને માટે અલગ અગ્નિ પ્રગટાવી રાખેલો હોય છે. તેમાનો એક બુરખાધારી હોય છે. તેને 'કાડાન્ગુ કામાશિકા' (તાલ અથવા માંદગીનો અધિ કારી) અથવા 'ઇકિશી' કહે છે. બીજા બે બુરખા-ધારીઓ 'કાડાન્ગુ ઝાકુસેમેકા' (ઇન્દ્રજાળમાંથી છટકનાર અધિકારી કહે છે તે માથામાંથી પીંછાંને વાળમાં ઊંધાં લટકાવી એવી રીતે પહેરે છે. કે તેનાં ભવાં ઢંકાઈ જાય. આ સિવાય એક 'યાડાન્ગુ કાન્સાલા (અજ્ઞાત અધિકારી) હોર્નબીલનાં પીછાંનો મુગટ પહેરે છે. પણ તેમને માકિશી નથી કહેતા, કારણ કે, તે નૃત્યકારો બુરખાધારી નથી હોતા.

દફનક્રિયા પછીની રાત્રે સામાઝેમ્બી, દુન્ડાન્ગુ અને મુન્ગોન્ગીના અન્ય અધિકારીઓ ગામને પાદરે ચોતરા આગળ એકઠા થઈ આસપાસનું ઘાસ કાપી દૂર કરે છે. મુકુલા ઝાડની બે થાંભલી કાપી લાવી જમીનને સપાટી તરીકે રાખી તેમને ઉપરથી ખૂણા પડતી ઝાડની છાલથી બાંધી તે ફરતે એક વાડ ઊભી કરે છે. આ થાંભલીને મરનારના પ્રેતની મૂર્તિ કલ્પેલી હોય છે. પછી ગામનાં તમામ નાનાં છોકરાંને અંદર પૂરે છે. સામાઝેમ્બી પોતાના શરીરને ધોળી ને લાલ માટીથી ચીતરે છે ને લક્કડઘોડી પર ચડીને ચાલે છે. ઢોલનગારાં જોરશોરથી વાગવાં શરૂ થાય છે. દરેક બાળકને ત્યાં હાજર બાપ તે બાળકને પોતાના બે પગ વચ્ચે ભીડી રાખે છે. એકદમ બધા જ દુન્ડાન્ગુ ને છેવટે કાન્ડાન્ગુ કામાશિકા ધસી આવી છોકરાંને ચીમટી ખણે છે, નિર્દય રીતે વગર ગુને માર મારે છે. ત્યારે તેમનાં બાપ અધકચરો વિરોધ કરે છે. આની પાછળ આશય એ છે કે એથી પેલાનું પ્રેત કોઈ ચડતા લોહીવાળા કિશોરમાં પ્રવેશી વસી ન શકે. આખો વખત સામાઝેમ્બી લક્કડઘોડી સાથે પોતાના પગ બાંધી તાડ જેવા રૂપે ફરતો રહે છે. આ દેખાવ બહુ વિચિત્ર ને વિસ્મયકારક હોય છે. વાડામાં સળગાવેલા દેવતાના અજવાળામાં તે બિહામણો પણ ખૂબ લાગે છે. સવાર થતાં છોકરાંને નદીએ લઈ જઈ નવડાવે છે. પછી ચોતરે લાવી મુન્ગોન્ગીનું રહસ્ય તેમને સામાઝેમ્બી સમજાવે છે. આ બધું છોકરાં સમજે છે એમ તો કેમ કહી શકાય? ચીપેન્જીની દરેક રાતે આ વિધિ થાય છે તે છેક 'મુડીશીલેજી' એટલે કે અંતિમ શોકનૃત્ય પૂરું થાય ત્યાં સુધી. આ નૃત્યના અંતે દુન્ડાન્ગુનું કાર્ય પૂરું થાય છે ને તે સાથે શોકકાળનો પણ અંત આવે છે.

તો હવે એ મુડીશીલેજી જોઈએ.

ચીપેન્જીનો અંત નજીક જણાતાં ઘણો દારૂ ગાળવામાં આવે છે. પછી શોકનૃત્યની તૈયારીઓ થાય છે. મુડીશીલેજીની રાત પડે તે પહેલાં, બલકે સૂર્યાસ્ત પહેલાં ન્યામુકુ અન્ય સગાં તેમજ દુન્ડાગુ સાથે પેલા ચોતરે 'કાસવાહ માકોમ્બેલેલુ' (પ્રાર્થનાનું નાનું તુંબડું)ને સોટી લઈને જાય છે. સોટીને જમીનમાં ખોદીને ઊભી કરે છે. પછી ન્યામુકુ તે પ્રેતનું આહ્વાહન કરી તેને જતું રહેવા, સૌને શાંતિથી રહેવા દેવા વિનવે છે, કારણકે જરૂરી સઘળી વિધિ હવે તેમણે પૂરી કરી છે. પ્રાર્થનાન્તે ધોળી માટીના કકડા ઢેફાથી તે તુંબડું ફોડે છે ને સોટી ઉપર લટકાવે છે.

તે બધા ગામમાં પાછા ફરતાં પાછી રોકકળ શરૂ થાય છે. જ્યાં તે પાસે આવી પહોંચે છે, ઢોલનગારાં જોરથી વાગવાં શરૂ થાય છે. દુન્ડાન્ગુ નૃત્યનો આરંભ કરે છે. શોકગીતોવાળું નૃત્ય આખી રાત ચાલુ રહે છે. કાડાન્ગુ કામાશિકાનું નૃત્ય આ બધામાં ખૂબ જ પ્રભાવશાળી ને કલ્પનાપ્રચૂર હોય છે. કેટલેક અંશે કાન્ડાન્ગુ મરનારનું પ્રતિનિધિત્વ કરે છે. આ રીતે તે મુકાન્ડાની વિધિમાંના નૃત્યકાર માકિશીથી જુદો પડે છે. મરનારની ઝૂંપડી ને નૃત્યકારોની વચ્ચે સાદડીનો પડદો ઊભો કરાય છે, તેમાંથી ધીમેધીમે દુન્ડાન્ગુ અંદર પ્રવેશ કરે છે. પડદા પાછળ ચામાચીડિયાના જેવા એકી સાથે ત્રણ અવાજ કાઢવા ત્રણ જણને ઊભા રાખેલા હોય છે. એમનો અવાજ આવતાં જ પડદો હટાવી લે છે. ત્યાં જ એક ઠેકડા મારતી, આંકડી આવે તેવું શરીરને ખેંચતી ને પડતી આખડતી આકૃતિ નજર પડે છે. આ આકૃતિ વિધવા થયેલી સ્ત્રીઓની પાછળથી નીકળે છે ને ત્રીસેક વારના વિસ્તારમાં ઘૂમરીઓ લે છે. આવું અણધાર્યું આગમન બાળકોમાં ગભરાટ ફેલાવે છે. બાળકો જે ચીસ પાડી ઊઠે છે ને રડવા માંડે છે તેની સાથે પ્રેત અહીંથી વિદાય લેતું મનાય છે. આ આકૃતિ તે કાડાન્ગુ કામાશિકાની તેના બૃહદ્, ગોળ ભારે બૂરખામાં ચળકતાં પીછાં હોય છે. તેને પહોળી લાંબા ઘાસની દાઢી ઊગાડેલી હોય છે. આના મુકાબલે તેના શરીરના પાતળાં અવયવો ધોળાં ને લાલ કુંડાળાંથી શણગારેલાં હોઈ જાણે કે હમણાં જ તે ઊંચે ઊડી જશે એવું લાગે છે. એના હાથ પગ એવી રીતે

પ્રજતા ને લથડિયાં ખાતા હોય છે. તે વિશાળકાય વૃદ્ધ કરચલાની જેમ ગામને પાદરે પહોંચે છે ને ત્યાંથી પાછો આવી ઈંઝેમ્બીના ઉંબરે આવી ઊભો રહે છે. વારે ઘડીયે થોભે છે. વનૌષધીનાં પાંદડાંવાળો ડાબો હાથ પોતાની છાતી પર ઠેકે છે. અને જમણા હાથમાંના પ્રેતદંડના ટેકે આગળ ડગ ભરે છે કેટલાક ટુન્ડાન્ગુ તેની સાથે જોડાય છે. તેમના દરેકના એક હાથમાં ચમરી ને બીજા હાથમાં છરી હોય છે. ઢોલ નગારાં વાગે છે. સ્ત્રીઓ તાળીઓ પાડી ઊભી ઊભી ગાય છે. બુરખાધારી ફાડાન્ગુ અચાનક ટોળામાં ઘૂસી જાય છે ને પોતાના વિકરાળ રૂપને નાનાં બાળકોના મોં સાથે ધસી ખૂબ રડાવે છે. એકવાર આમ છોકરાં બીવડાવે છે તો બીજી જ પળે તે ઝાડીમાં ભરાઈ જાય છે ને જ્યાંથી અંદર પેઠો હોય તેનાથી કોઈ ભલતી જ દિશામાંથી પાછો નીકળી આવે છે. સ્ત્રીઓના ખોળામાં વારેઘડીએ તે માથું નમાવે છે, ત્યારે તેઓ તેને પૈસા આપે છે.

એ પછીના બીજે દિવસે મરનારનાં મોસાળિયાં વિધવાઓને લઈ જાય છે. ત્યાં અગ્નિ સળગાવી રાખ પાડી તે ચોળીને નવડાવે છે, ને દિવેલનું માલિશ કરે છે. ન્યામુકુ તેમના આગળના વાળનું મુંડન કરે છે ને તદ્દન નવાં ધોળાં વસ્ત્રો પહેરાવે છે. અહીંથી સામાઝેમ્બી ને ટાન્ડાન્ગુ વિદાય લે છે. હવે તેમનું કશું કામ રહ્યું નથી. મરનારનાં તમામ સગાં પણ મુંડન કરાવી નહાય છે, ને પછી થયેલી વિધવાને તેની મા, બહેન, માસી, ફોઈ, વગેરે ધોળાં ચીથિયાં આપે છે. બે દિવસ પછી વિધવાના ભાઈઓ તેને માટે રંગરંગના વસ્ત્રો લઈને આવે છે. દરેક વિધવાનાં પિયરિયાં તેમના વેવાઈઓને પોતાની દીકરીની એકાંતવાસ દરમ્યાન તેમ જ ઔષધી આણવાનો જે ખર્ચ કર્યો હોય તેના બદલામાં પૈસા આપે છે. તેને 'રુપેપી' કહે છે. વિધવાની શુદ્ધિ અંગેની અંતિમ વિધિ તરીકે વિધવાને પોતાના પતિના કુટુંબના ઉમ્મરલાયક નહિ એવા પૌત્ર સાથે એક રાત શયન કરવું પડે છે. જેનામાં પોતાના મરનાર પતિના ગુણો આવવાની આશા કે ઇચ્છા હોય તેવા પૌત્રની આ માટે પસંદગી થાય છે.

થોડા દિવસ બાદ વિધવાને તેનાં પિયરિયાં લઈ જાય છે. તેને પુનર્લગ્નની છૂટ હોય છે. જો મૃત્યુસંસ્કાર યથાવિધિ ન કરવામાં આવ્યો હોય તો પુનઃ પરિણિત વર ને તેની વચ્ચે આવીને મરનારનું પ્રેત સૂઈ જાય એવું મનાય છે. તે રાત્રે બન્નેને પજવે છે. તે નવા પતિને એટલો બધો માર મારે છે છે કે તેને લોહી પડે છે ને તે મરી જાય છે એવું કહે છે

ટોન્ગા જાતિમાં મરનાર ગામેતી કે સરદારની વિધવાઓ સત્તા પર આવનારની પત્નીઓ તરીકે કાયદેસર થાય રહે છે, પછી ભલેને નવસત્તાધીશ પણ નાની ઉંમરનો હોય! અત્રે એ યાદ રાખવાનું છે કે ગામેતી યા સરદારની વરણી ગામેતીના કુળમાંથી જ થાય છે પણ તેના પુત્રોમાંથી નહિ જ. પણ લુન્ડા ટોન્ગા જેવા નથી. જો મરનારની સ્ત્રીઓ ગુલામોના વંશની હોય તો જ નવો ગામેતી કે સરદાર તેની ઇચ્છા હોય તો તેને રાખી શકે છે, ખાનદાન કુટુંબની છોકરીઓને તો કદાપિ નહિ. પતિના ગામમાં લુન્ડા સ્ત્રીએ કરેલી ખેતીવાડી તેની પોતાની ગણાય છે. વિધવા થઈ પુનર્લગ્ન કરી તેનું બીજે ગામ જવાનું થાય તો તે બીજાને વેચી શકે છે.

આ રીતે એમનો મૃત્યુસંસ્કાર લુન્ડા જાતિના વિશિષ્ટ સંસ્કૃત જીવનના એક પાસા પર પ્રકાશ પાડે છે. ગામેગામનાં લોકો આ સંસ્કારવિધિમાં જોડાય એમાં મૃત્યુ પ્રત્યેની આદરણીય ભાવના રહેલી છે. વિધિ-સંસ્કારનું કાર્ય અનેક ભાગોમાં વહેંચી આપણે ત્યાંના યજ્ઞની જેમ પ્રત્યેક કાર્યના અધિકારીની પ્રતિષ્ઠા કરવાની રીત પણ ધ્યાન ખેંચે છે. માત્ર બાળકોને ત્રાસ આપવાની રીત સમજાવે તો ય સમજાય તેમ નથી. ટુન્ડાન્ગુની હાજરીમાં કોઈ સ્ત્રી હસે કે માથે ટોપલી યા તૂંબડી લઈને જતી જણાય તો તેનો દંડ કરવામાં આવે છે, એમાં સંસ્કારની ગંભીરતા ને નિયમાવલિનું દર્શન થાય છે. કિશોરોને મુન્ગોન્ગીનું રહસ્ય એટલા

માટે સમજાવે છે કે તે મોટા થયા પછી તેમને ભાગે આ જાતનું કામ કરવાનું આવે તો કરી શકે ને આવા સંસ્કાર કરનાર મંડળી પેઢીધરપેઢી ચાલુ રહી શકે. મૃત્યુ પછીનો આખો મહિનો પ્રેતની ખૂબ જ ધાસ્તી રહે છે. વિધિમાં જરા પણ ચૂક રહી જવા પામી હોય તો પ્રેત આખા ગામનાં માણસો ને ઢોરમાં ભારે રોગચાળો ફેલાવે છે એવી માન્યતા હોઈ તમામ લુન્ડા આ સંસ્કારને પ્રત્યેકનું કર્તવ્ય સમજે છે. સંસ્કારમાં રહી જવા પામેલી કસરને લીધે ન્યાયી અન્યાયી બને છે, સત્યવક્તા જૂઠું બોલતા થઈ જાય છે, શાંતિ અશાંતિ બની રહે છે. આ લુન્ડાની મૃત્યુદૃષ્ટિ છે. મૃત્યુ પ્રત્યે જોવાની એમની આ રીત દુનિયાના બીજા કોઈ ભાગમાં હોય તો મને ખબર નથી. સમાજશાસ્ત્રીઓ આવા સંસ્કારોને કઈ દૃષ્ટિએ જોતા હશે ?



## ‘ ભારત ૧૯૫૮ ’ પ્રદર્શન



આ ઓક્ટોબરની ૮મીએ પ્રધાન મંત્રીએ ‘ ભારત ૧૯૫૮ ’ના પ્રદર્શનનું ઉદ્ઘાટન કર્યું હતું. આ પ્રદર્શન નવી દિલ્હીનું એક વિશિષ્ટ આકર્ષણ બન્યું છે. હજારો લોકો આ પ્રદર્શનની રોજ મુલાકાત લે છે. સ્વાતંત્ર્યપ્રાપ્તિ બાદ ભારતે સાધેલી ઔદ્યોગિક અને ટેકનોલોજિકલ પ્રગતિનું ત્યાં સુરેખ દર્શન થાય છે.

પાંચ મહિના કરતાં પણ ઓછી મુદતમાં તૈયાર કરાયેલું આ પ્રદર્શન આ પ્રકારનું સૌથી પહેલું જ રાષ્ટ્રિય પ્રદર્શન છે. તે ૧૨૩ એકર વિસ્તારમાં પ્રસરાયેલું છે અને આર્થિક સમૃદ્ધિ, સામાજિક સુધારણા અને સાંસ્કૃતિક વિકાસ તરફની રાષ્ટ્રની આગેકૂચનું એક વ્યાપક ચિત્ર ખડું કરે છે.

આ પ્રદર્શનમાંના મંડપોમાંનો સૌથી વિશાળ મંડપ હિંદુસ્તાન સ્ટીલ કંપનીનો છે અને તે ૪૦,૦૦૦ ચોરસ ફૂટ જગ્યા રોકે છે. સરકાર હસ્તક ચાલતી આ કંપની, રૂરકેલા, ભીલાઈ અને દુર્ગાપુર ખાતેનાં વિરાટ કારખાનાંઓનું કામ સંભાળે છે. રૂરકેલા અને ભીલાઈનાં કારખાનાં લગભગ તૈયાર થઈ ગયાં છે, જ્યારે દુર્ગાપુર ખાતેનું કામ અર્ધા ઉપરાંત પૂરું થવા આવ્યું છે.

આ પ્રદર્શનનાં વિશિષ્ટ આકર્ષણોમાંનું એક ‘ ઇન્ડિયન પેનોરમા પેવીલીયન ’ છે જે ડીરેક્ટોરેટ ઓફ એડવર-ટાઇઝીંગ એન્ડ વીઝ્યુઅલ પબ્લિસીટી, મિનિસ્ટ્રી ઓફ ઇન્ફર્મેશન એન્ડ બ્રોડકાસ્ટીંગ તરફથી ઊભું કરવામાં આવેલ છે. ભારતની ભૂમિ, જનતા અને સંસ્કૃતિ તેમજ ભારતની પ્રાચીન તથા અર્વાચીન સિદ્ધિઓની તેમાં ભારો-ભાર રજૂઆત કરવામાં આવી છે. ઉપરાંત વિજ્ઞાન, શિક્ષણ, સંરક્ષણ, વાહનવ્યવહાર અને રેલવેએ સાધેલી પ્રગતિ દાખવતા અન્ય વિશાળ મંડપો પણ આવેલા છે.

ઉપરનું ચિત્ર ‘ ભારત ૧૯૫૮ ’ પ્રદર્શનનું વિહંગમ દૃશ્ય રજૂ કરે છે.





સંસારની ઘટમાળ કેવી વિચિત્ર છે! 'ઘેર ઘેર માટીના ચૂલા' કહીને સૌ કોઈ સંતોષ મેળવે છે. ઘર ઘરના જુદા પ્રશ્નો, કોઈને ઘેર એક કારણ હોય તો વળી બીજાને ઘેર બીજું નવું જ હોય. મનુષ્ય અવતાર મળવાને કારણે વિચારશક્તિ કેળવાઈ. પરંતુ માનવી માનવીનાં મન જુદાં. મનુષ્યના હાથની પાંચ આંગળીઓ સરખી નથી હોતી તો આ તો વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનો તફાવત. કયાંથી મેળ જામે તેમની વચ્ચે! દરેક વ્યક્તિ પોતાના મનની માલિક છે. એ શા માટે બીજાની ગુલામી નીચે જીવે? અને જ્યારે કુટુંબમાં કલેશનું વાતાવરણ જોવામાં આવે છે ત્યારે મનની માલિકી પણ દેખાતી નથી. પોતાની માલિકીનો અર્થ એવો તો ન જ કરાય કે જે કારણે એક નાનકડા કુટુંબમાં કુસંપ પેસે. નિખાલસતાથી વૃત્તિને સમજાવવા પ્રયત્ન કરે તો?

આપણને વાધો ક્યાં આવે છે? જડ નાખી બેઠેલી કેટલીક રૂઢિચુસ્ત માન્યતાઓ, આર્થિક ભીંસને કારણે ઊભા થતા નવા પ્રશ્નો, સહકારની ભાવનાનો અભાવ, કેટલાંક કામ પ્રત્યે અણગમો હોવા છતાં જીવનની જરૂરિયાતને પહોંચી વળવા તેના વગર ચલાવી ન શકાય, કીર્તિની લોલુપતા, સમાન્ય સમજનો અભાવ, દેખાદેખીથી થતી બરબાદી, ઈર્ષા, જતું કરવાની કે ચલાવી લેવાની ઓછી વૃત્તિ—આ બધાંમાંનાં કોઈપણ એક કારણસર જીવનમાં સંઘર્ષ ઉત્પન્ન થાય છે એ સંઘર્ષને પહોંચી વળવાની તાકાત નથી રહી માનવીની બુદ્ધિનો ઉપયોગ કેટલાંય કાર્યોમાં સુંદર પરિણામ લાવે છે. એ જ માનવી ધારે તો શુભ પરિણામ લાવતાં વાર કેટલી! કહેવાય છે કે 'કાળા માથાનો માનવી શું ન કરી શકે?' કારણ કે તેનામાં આવડત છે, તાકાત છે, બધું સમજી શકે છે પણ માનવીનાં મન જુદાં. એટલે જ આજે આપણે એક વખત મનમા બંધાઈ ગયેલો પૂર્વગ્રહ પ્રયત્ન છતાં દૂર કરી શકતાં નથી.

વ્યક્તિ વ્યક્તિ વચ્ચે ઉત્પન્ન થતો અસંતોષ જીવનનો આનંદ ગુમાવી બેસે છે. જીવનમાં કંઈ જ સાર દેખાતો નથી. જીવન અકારુ લાગે છે. પરાણે ઘસડાઈને જીવવાનું છે એમ કરીને દિવસો પસાર થાય છે. આવું વાતાવરણ ક્યાં સુધી સહેવું પડશે? ભણેલાઓ પણ રૂઢિગત માન્યતાને વળગી રહે છે ત્યારે તો હદ જ થાય છે.

સમાજમાં ઉત્પન્ન થયેલો વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનો અસંતોષ દૂર કરવાનો પ્રયત્ન કરવાથી અને 'સંપ ત્યાં જંપ'ની ભાવના કેળવવાથી ઘણો ફરક પડશે.

## સંસ્કારહીન ભણતર

ભાઈબીજ એ કેવું સુંદર પર્વ! આખાય વર્ષમાં આ એક જ દિવસ એવો આવે કે બહેન ભાઈને હકથી પોતાને ઘેર જમવા બોલાવે. ભાઈ–બહેનના આનંદનો પાર હોતો નથી. ભાઈને ઘેર બહેન તો વારંવાર જાય પરંતુ ભાઈ તો વરસને વચલે દિવસે જ બહેનની મહેમાનગતિ સ્વીકારે. આપણા સમાજની રૂઢિચુસ્ત માન્યતા—કે ભાઈ બહેનને ઘેર ન જમી શકે તે પણ તે દિવસ માટે છુટ્ટી મેળવે છે.

પરંતુ મેં આ પર્વને દિવસે શું સાંભળ્યું...? મારે ત્યાં મારા ભાઈ જમનાર હતા, હું રસોઈ બનાવવામાં મશગૂલ હતી. ખૂબ જ ઉત્સાહમાં આવી હું તૈયારી કરી રહી હતી ત્યાં મારી બેનપણી સર્યુ આવી પહોંચી. સર્યુ ગ્રેજ્યુએટ હતી. એણે જ્યારે જાણ્યું કે હું ભાઈઓને જમાડવાની તૈયારી કરી રહી છું ત્યારે તે ખૂબ વિચારમાં પડી ગઈ. એને ખૂબ નવાઈ લાગી કે બહેનને ઘેર ભાઈ જમવા જ કેવી રીતે આવી શકે? એને ત્યાં એવો રિવાજ હતો કે ભાઈબીજને દિવસે પણ બળેવની માફક બહેન કુટુંબ સહિત ભાઈને ઘેર જમવા આવે. જો કે એને હું રિવાજ નહિ કહું પણ તહેવારની ઊજવણી કરવી જોઈએ તે બહેનને બોલાવી આનંદ લેતાં હતાં. મેં એને વિગતે સમજાવીને કહ્યું કે આ એક જ પ્રસંગ એવો છે કે બહેન આનંદથી ભાઈને સહકુટુંબ નોતરી શકે છે. પણ એનું રૂઢિચુસ્ત મન એ સ્વીકારવા તૈયાર થયું નહિ. એક જ પ્રશ્ન જડની માફક ચાલ્યો: 'પણ બહેનને ઘેર ભાઈથી જમવા જવાય જ કેમ?' પિયરની વ્યક્તિઓથી બહેનને ઘેર પાણી પણ ન પીવાય એ જ ખ્યાલ એના મગજમાં રમતો હતો. મારી વાતને તે સ્વીકારવા તૈયાર ન થઈ. મને ખૂબ દુઃખ થયું કે હું એના મગજમાં આવા સુંદર પર્વનું હાર્દ ઊતારી શકી નહિ. આપણી ભણેલી ગણેલી બહેનો પણ જો આ રીતે સંકુચિત માનસ ધરાવી આવી રૂઢ માન્યતાઓને વળગી રહેશે તો ક્યારે વિશાળતા દાખવશે! દીકરી તો મા–બાપ–ભાઈ પાસેથી બધું લેવાને જ હકદાર. થોડું પણ આપવાની તેના દિલના કોઈ ખૂણે પણ ભરાઈ રહેલી ઇચ્છાનો વેગ દોડી જ કેમ શકે?

મને તો ખૂબ જ દુઃખ થયું. મારો આનંદ પણ થોડો ઝૂંટવાઈ ગયો. હું એના વિચારમાં પડી ગઈ. આજે પણ આટલી ચુસ્તપણે આવા રૂઢ નિયમોને જે વળગી રહે છે તે ભાવિ પ્રજાને તો કેવી રીતે તેમાંથી મુક્ત કરી શકશે? ગમે તેટલું ભણાવો પણ સંસ્કાર વગર બધું જ નકામું છે. એટલી બધી વિચિત્ર માન્યતાઓથી એ મગજ રગદોળાયેલું હતું કે મારે એને નિરાશ કરીને જ મોકલવી પડી.

થોડા દિવસ પછી મારી એક બીજી બહેનપણી પાસેથી મેં સાંભળ્યું તો સર્યુએ તેને પણ ભાઈબીજે બનેલી બધી જ હકીકત આશ્ચર્યપૂર્વક જણાવી હતી. સર્યુને જ્યારે



'સુમંગલા' એટલે

સંસારની ઘટમાળ કેવી વિચિત્ર છે! 'ઘેર ઘેર માટીના ચૂલા' કહીને સૌ કોઈ સંતોષ મેળવે છે. ઘર ઘરના જુદા પ્રશ્નો, કોઈને ઘેર એક કારણ હોય તો વળી બીજાને ઘેર બીજું નવું જ હોય. મનુષ્ય અવતાર મળવાને કારણે વિચારશક્તિ કેળવાઈ. પરંતુ માનવી માનવીનાં મન જુદાં. મનુષ્યના હાથની પાંચ આંગળીઓ સરખી નથી હોતી તો આ તો વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનો તફાવત. ક્યાંથી મેળ જામે તેમની વચ્ચે! દરેક વ્યકિત પોતાના મનની માલિક છે. એ શા માટે બીજાની ગુલામી નીચે જીવે? અને જ્યારે કુટુંબમાં કલેશનું વાતાવરણ જોવામાં આવે છે ત્યારે મનની માલિકી પણ દેખાતી નથી. પોતાની માલિકીનો અર્થ એવો તો ન જ કરાય કે જે કારણે એક નાનકડા કુટુંબમાં કુસંપ પેસે. નિખાલસતાથી વૃત્તિને સમજાવવા પ્રયત્ન કરે તો?

આપણને વાંધો ક્યાં આવે છે? જડ નાખી બેઠેલી કેટલીક રૂઢિચુસ્ત માન્યતાઓ, આર્થિક ભીંસને કારણે ઊભા થતા નવા પ્રશ્નો, સહકારની ભાવનાનો અભાવ, કેટલાંક કામ પ્રત્યે અણગમો હોવા છતાં જીવનની જરૂરિયાતને પહોંચી વળવા તેના વગર ચલાવી ન શકાય, કીર્તિની લોલુપતા, સમાન્ય સમજનો અભાવ, દેખાદેખીથી થતી બરબાદી, ઈર્ષા, જતું કરવાની કે ચલાવી લેવાની ઓછી વૃત્તિ—આ બધાંમાંનાં કોઈપણ એક કારણસર જીવનમાં સઘર્ષ ઉત્પન્ન થાય છે એ સંઘર્ષને પહોંચી વળવાની તાકાત નથી રહી માનવીની બુદ્ધિનો ઉપયોગ કેટલાંય કાર્યોમાં સુદર પરિણામ લાવે છે. એ જ માનવી ધારે તો શુભ પરિણામ લાવતાં વાર કેટલી! કહેવાય છે કે 'કાળા માથાનો માનવી શું ન કરી શકે?' કારણ કે તેનામાં આવડત છે, તાકાત છે, બધું સમજી શકે છે પણ માનવીનાં મન જુદાં. એટલે જ આજે આપણે એક વખત મનમા બંધાઈ ગયેલો પૂર્વગ્રહ પ્રયત્ન છતાં દૂર કરી શકતાં નથી.

વ્યકિત વ્યકિત વચ્ચે ઉત્પન્ન થતો અસતોષ જીવનનો આનંદ ગુમાવી બેસે છે. જીવનમાં કઈ જ સાર દેખાતો નથી. જીવન અકારું લાગે છે. પરાણે ઘસડાઈ ને જીવવાનું છે એમ કરીને દિવસો પસાર થાય છે. આવું વાતાવરણ ક્યાં સુધી સહેવું પડશે? ભણેલાઓ પણ રૂઢિગત માન્યતાને વળગી રહે છે ત્યારે તો હદ જ થાય છે.

સમાજમાં ઉત્પન્ન થયેલો વ્યકિત વ્યકિત વચ્ચેનો અસતોષ દૂર કરવાનો પ્રયત્ન કરવાથી અને 'સંપ ત્યાં જંપ'ની ભાવના કેળવવાથી ઘણો ફરક પડશે.

## સંસ્કારહીન ભણતર

ભાઈબીજ એ કેવું સુંદર પર્વ! આખાય વર્ષમાં આ એક જ દિવસ એવો આવે કે બહેન ભાઈને હકથી પોતાને ઘેર જમવા બોલાવે. ભાઈ–બહેનના આનંદનો પાર હોતો નથી. ભાઈને ઘેર બહેન તો વારંવાર જાય પરંતુ ભાઈ તો વરસને વચલે દિવસે જ બહેનની મહેમાનગતિ સ્વીકારે. આપણા સમાજની રૂઢિચુસ્ત માન્યતા—કે ભાઈ બહેનને ઘેર ન જમી શકે તે પણ તે દિવસ માટે છુટ્ટી મેળવે છે.

પરંતુ મેં આ પર્વને દિવસે શું સાંભળ્યું...? મારે ત્યાં મારા ભાઈ જમનાર હતા, હું રસોઈ બનાવવામાં મશગૂલ હતી. ખૂબ જ ઉત્સાહમાં આવી હું તૈયારી કરી રહી હતી ત્યાં મારી બેનપણી સર્યુ આવી પહોંચી. સર્યુ ગ્રેજ્યુએટ હતી. એણે જ્યારે જાણ્યું કે હું ભાઈઓને જમાડવાની તૈયારી કરી રહી છું ત્યારે તે ખૂબ વિચારમાં પડી ગઈ. એને ખૂબ નવાઈ લાગી કે બહેનને ઘેર ભાઈ જમવા જ કેવી રીતે આવી શકે? એને ત્યાં એવો રિવાજ હતો કે ભાઈબીજને દિવસે પણ બળેવની માફક બહેન કુટુંબ સહિત ભાઈને ઘેર જમવા આવે. જો કે એને હું રિવાજ નહિ કહું પણ તહેવારની ઊજવણી કરવી જોઈએ તે બહેનને બોલાવી આનંદ લેતાં હતાં. મેં એને વિગતે સમજાવીને કહ્યું કે આ એક જ પ્રસંગ એવો છે કે બહેન આનંદથી ભાઈને સહકુટુંબ નોતરી શકે છે. પણ એનું રૂઢિચુસ્ત મન એ સ્વીકારવા તૈયાર થયું નહિ. એક જ પ્રશ્ન જડની માફક ચાલ્યો: 'પણ બહેનને ઘેર ભાઈથી જમવા જવાય જ કેમ?' પિયરની વ્યક્તિઓથી બહેનને ઘેર પાણી પણ ન પીવાય એ જ ખ્યાલ એના મગજમાં રમતો હતો. મારી વાતને તે સ્વીકારવા તૈયાર ન થઈ. મને ખૂબ દુઃખ થયું કે હું એના મગજમાં આવા સુંદર પર્વનું હાર્દ ઊતારી શકી નહિ. આપણી ભણેલી ગણેલી બહેનો પણ જો આ રીતે સંકુચિત માનસ ધરાવી આવી રૂઢ માન્યતાઓને વળગી રહેશે તો ક્યારે વિશાળતા દાખવશે! દીકરી તો મા–બાપ–ભાઈ પાસેથી બધું લેવાને જ હકદાર. થોડું પણ આપવાની તેના દિલના કોઈ ખૂણે પણ ભરાઈ રહેલી ઇચ્છાનો વેગ દોડી જ કેમ શકે?

મને તો ખૂબ જ દુઃખ થયું. મારો આનંદ પણ થોડો ઝૂંટવાઈ ગયો. હું એના વિચારમાં પડી ગઈ. આજે પણ આટલી ચુસ્તપણે આવા રૂઢ નિયમોને જે વળગી રહે છે તે ભાવિ પ્રજાને તો કેવી રીતે તેમાંથી મુક્ત કરી શકશે? ગમે તેટલું ભણાવો પણ સંસ્કાર વગર બધું જ નકામું છે. એટલી બધી વિચિત્ર માન્યતાઓથી એ મગજ રંગ-દોળાયેલું હતું કે મારે એને નિરાશ કરીને જ મોકલવી પડી.

થોડા દિવસ પછી મારી એક બીજી બહેનપણી પાસેથી મેં સાંભળ્યું તો સર્યુએ તેને પણ ભાઈબીજે બનેલી બધી જ હકીકત આશ્ચર્યપૂર્વક જણાવી હતી. સર્યુને જ્યારે



એની પાસેથી પણ મારા જેવો જ જવાબ મળ્યો ત્યારે તે ડઘાઈ ગઈ પણ એના મોં ઉપરના ભાવ ઉપરથી સમજાયું કે બહેનને ઘેર ભાઈ જમવા આવે તે તેને બિલકુલ ગમ્યું નથી.

## દીકરીનાં વેચાણ

સીતાના લગ્ન થયાને માંડ ત્રણ મહિના થયા ત્યાં તો બૂમરાણ મચવા માંડી કે સીતાને સાસરે તેનો પતિ અને સાસુ ખૂબ ત્રાસ આપે છે. સીતાની વિધવા મા પોતાના ગામથી દોડી આવી. અડોશ પડોશમાં પૂછતાં કંઈ ઝાઝા સમાચાર મળ્યા નહિ. પરંતુ એ ખબર પડી કે સીતા પૈસે ટકે સુખી છે. સીતાને કોઈ ત્રાસ હોય તેવું જાણ્યું નથી.

સીતાનો પતિ દશરથ પૈસેટકે સુખી હતો. એની આવક સારી હતી. જ્યારે સીતાનો ભાઈ કંઈ ખાસ કમાતો નહિ. બહેનને પરણાવીને પૈસા લેવાનો તેમનો ઈરાદો હતો અને ત્યાં દશરથ કબૂલ થયો એટલે લગ્ન વખતે બારસો રૂપિયા આપીને દશરથ સીતાને પરણીને ઘેર આવ્યો.

દોઢેક મહિનો સાસરે રહીને સીતા પિયર ગઈ. થોડા દિવસ રહી અને દશરથ તેડવા આવ્યો એટલે એ જ—પૈસાની રામાયણ ચાલી આ વખતે પણ દશરથે સીતાની માની પરિસ્થિતિ જોઈને સોએક રૂપિયા આપ્યા અને સીતાને પોતાને ઘેર લઈ આવ્યો.

થોડા દિવસ પસાર થયા ને સીતાનો ભાઈ બેન–બનેવીને મળવા આવ્યો. બનેવીએ ખૂબ સારો આવકાર આપ્યો. ઊઠતા ઊઠતા એ જ પૈસાની વાત આવી. દશરથ સમજી ગયો કે બહેનને મળવાને બહાને તે પૈસા લેવા જ આવ્યો છે. જો આ વખતે પોતે પૈસા આપશે તો આ તો રોજનું થઈ જશે. એટલે એણે સમજીને જ સાળાને ના પાડી દીધી. 'આજે હું આપું એટલે તમે તો પાછા થોડા દિવસ થાય ને ફરી આવો. મેં તમને ઘણા પૈસા આપ્યા છે. હવે મારાથી તે નહિ બની શકે.' મનમાં ધુંધવાયેલો ભાઈ કંઈપણ બોલ્યા વગર વિદાય થયો. સીતાને પિયરથી તેડાવવાનો એક કાગળ થોડા દિવસ પછી આવ્યો પણ દશરથે આ વખતે તેને મોકલવાની ચોખ્ખી ના પાડી દીધી.

સીતાની મા અને ભાઈને પૈસાની લાલચ લાગી હતી. આ રીતે છોકરીને વેચીને મળતા પૈસા ઉપર જ તેમનો નિભાવ હતો. સીતાને મળવા તેની મા આવી. દશરથ પણ સીતા ઉપર ગુસ્સે થયેલો હતો. આ જાતની કનડગતથી તે ક્યારેક સીતાને ધમકાવતો. સીતાની સાસુને તો હાથમાં વાત આવી પછી સીતાને કંઈ સંભળાવવાનું બાકી મૂકે! આમ સીતા ઉપરની પજવણી શરૂ થઈ. એની માને તેણે ઉપરછલ્લી વાત કરી. એટલે સીતાને પિયર લઈ જવા માટે તેણે વિનંતી કરી. દશરથ ન માન્યો અને સીતાના ભાઈએ ફરિયાદ નોંધાવી. સીતા તેના ભાઈને કે માને પણ પૂરી તપાસ કર્યા વગર ક્યાંથી સોંપાય!

પોલીસ તપાસ દરમિયાન જણાયું કે આ વેચાણ કેસ છે અને જો છોકરી માને સોંપ-

વામાં આવશે તો ફરીથી તેનું વેચાણ કરવામાં આવશે. પતિનું ઘર સુખી છે. વારંવાર થતી પૈસાની માગને કારણે આ પરિસ્થિતિ ઊભી થવા પામી છે. એટલે સીતાને પતિને ઘેર મોકલતાં પહેલાં પતિની જુબાની લઈ લેવી. કોઈપણ જાતનો જુલમ સીતા ઉપર ન કરે તેની ખાત્રી લેવી. પરંતુ સીતા હવે પતિને ઘેર જવા રાજી નહોતી. તેને તેની મા સાથે જ જવું હતું.

જ્યારે માતા જાતે જ છોકરીના પૈસા લેવા પ્રયત્ન કરે છે ત્યારે તો હદ થઈ જાય છે. પણ આ જાતના કેટલાય કિસ્સા બની રહ્યા છે. તેને માટે કંઈક તો વિચારણા જરૂર થવી જોઈએ.

## મોટાને ઘેર...

કમલભાઈનો ધંધો ધમધોકાર ચાલતો હતો. ધંધામાંથી મુક્તિ મેળવી વધુ સમય તો તે કાઢી જ ન શકતા એટલે ઘરમાં બે ટાઈમ જમવા નિયમીત આવતા. ઘરની બીજી બધી જંજાળોથી તેઓ મુક્ત હતા. ઘરનો બધો જ કારભાર તેમનાં પત્ની માલતીબેનના શીરે હતો.

માલતીબેનની વ્યવસ્થા, આવડત અને ગૃહશણગારકળા ખૂબ સુંદર હતાં. ઘરમાં રસોયો અને નોકર હોવા છતાં હાથોહાથ કરાવી લેવામાં તેમને ખૂબ આનંદ આવતો. તેમને ઘેર જઈએ ત્યારે પણ તેઓ તો કંઈ ભરતાં ગૂંથતાં હોય. આ ઉપરાંત બીજી સામાજિક પ્રવૃત્તિમાં પણ તેમને રસ ખરો. જોકે ઘરના ભોગે તેઓ કંઈ જ કરવા તૈયાર ન થાય. ધંધાને કારણે મહેમાનોની અવરજવર અને કમલભાઈનો શોખ એટલે પૂછવું જ શું! બધું જ 'અપટુડેટ' જોઈએ. અને માલતીબેન જાતે જ બેસી અવનવી રસોઈ બનાવે. પીરસવાની કળા પણ કળામય. તેમની વ્યવસ્થિતતા અને ગોઠવણી જોઈને આગંતુક ખુશ થઈ જાય.

આવી સુંદર દષ્ટિવાળાં માલતીબેન સ્વભાવે તીખાં અને કંજૂસ હતાં. ચોવીસ કલાક સાથે તેમના ઘરમાં ન રહીએ તો કોઈને આ સ્વભાવનો ખ્યાલ પણ ન આવે. એમની આવડત ઉપર તે પોતે પણ ફીદા હતાં. 'મારા જેવું બીજાને નથી આવડતું' એ મદ પણ હતો જ. કુટુંબમાં ચારેક બાળકો હતાં. પોતાનાં બાળકો ઉપર પણ તે કડકાઈથી વર્તતાં. પછી નણંદ તો ક્યાંથી બકાત રહી જાય?

મોટાના ઘરની મોટી વાતો. ખાવાની બાબતમાં પણ એવી નિયમીતતા કે રોજ જેટલું જમતા હોઈએ તેટલુંજ ખાવું જોઈએ. કોઈ દિવસ ઓછી કે કોઈ દિવસ વધુ ભૂખ હોય તો વધુ ખાવાની વાત જ નહિ કરવાની. મહેમાન આવ્યા હોય અને સુંદર રસોઈ બનાવી હોય ત્યારે પણ માપસર જ ખાવા મળે. ફરસાણની કે બીજી કોઈ વાનગી વધુ ભાવતી હોય અને માગે તો તો તેમનો મિજાજ ચડી જાય. કપડાં પહેરવામાં પણ એવું જ બને. માલતીબેનની આવી કડકાઈની કમલભાઈને ખબર પણ ના પડે. કોઈકવાર



કરીને, બાળકની કલ્પનાશક્તિ, બાળજીવનમાં રમકડાંની પસંદગીની અગત્યતા (જે વિષે બહુ ઓછાં માબાપ ખાસ ધ્યાન આપે છે) બાળકની બુદ્ધિ ને તેનો વિકાસ, બાળકની અધ્યયન પદ્ધતિ, યાદશક્તિ, બાળકની રુચિ ને શિક્ષણના ક્ષેત્રમાં તેની આવશ્યકતા, બાળકનાં ઊર્મિ–સંવેદનો ને એના ગમા–અણગમાનું સુંદર બયાન લેખિકાએ રજૂ કર્યું છે.

બાળઉછેર વિષે માબાપોને કેટલાક મૂંઝવે એવા પ્રશ્નો બાળમનના અજ્ઞાનને લીધે વધુ પડતી ચિંતા ઉત્પન્ન કરતા હોય છે અને વધુ કમનસીબ સ્થિતિ ત્યારે ઊભી થાય છે જ્યારે એનો ઉકેલ તદ્દન અણઘડ અને અમાનસશાસ્ત્રીય રીતે આણવાનો સભાન પ્રયાસ કરવામાં આવે છે; જેમકે, માબાપના પ્રથમ બાળકને જરૂર કરતાં વધુ ધ્યાન મળ્યું હોય છે ને તેથી બીજા બાળકનું ઘરમાં આગમન થાય ત્યારે શરૂઆતના થોડાક મહિના એની અવગણના થઈ રહી છે અને કુટુંબમાંથી એનું સ્થાન ભ્રષ્ટ થયું છે એવું એ પ્રથમ સંતાનને લાગતું હોય છે. આથી એનામાં નવાગંતુક પ્રત્યે થોડી ઈર્ષ્યા ઉપજતી હોય છે અને સાથે સાથે એની નિશ્ચિંતતા (*Security*) પણ થોડી જોખમાય છે. નાનાં બાળકો વાણી દ્વારા આવી જુદી જુદી જાતની ચિંતાઓ વ્યક્ત નથી કરી શકતાં ત્યારે એમના વર્તનમાં એ જાણ્યે–અજાણ્યે વ્યક્ત થયા વગર નથી રહેતી. અંગૂઠો ચૂસતાં, જૂઠું બોલતાં, સામાજિક ગુનાહિત મન ધરાવતાં કે નખ કરડતાં બાળકો કાંઈક અંશે એ ક્રિયાઓ દ્વારા આત્મસંતોષ કે મોં દ્વારા આનંદ લૂંટવાનો પ્રયાસ કરતાં હોય છે. તોતડું બોલનારાં મોટા ભાગનાં બાળકો લાગણીનો બોજો ઓછો કરવા મથતાં હોય છે. જરાક સરખી અસલામતી બાળકના મનમાં પ્રવેશતાં એ ખૂબ ચોખ્ખી ટેવોવાળું હોવા છતાં પથારીમાં પેશાબ કરી જાય છે. આવા અને બીજા અનેક પ્રશ્નોની માનસશાસ્ત્રીય છણાવટ ને એના ઉકેલ ડૉ. લીલાબહેને આપીને અક્ષરજ્ઞાન ધરાવતાં માબાપો માટે સારી એવી સામગ્રી પૂરી પાડી છે.

આખા પુસ્તકના વાચન દરમિયાન જે સૌથી વધુ ધ્યાન ખેંચે તેવી કોઈ વસ્તુ હોય તો એ સમગ્ર વિષયને આવરી લેતી વિપુલ સામગ્રીની યોજનાબદ્ધતા બીજી એક પ્રશંસનીય હકીકત એ છે કે પુસ્તકમાં માત્ર વિદ્વાનોએ સ્થાપેલ સિદ્ધાંતોની લૂખી ચર્ચા નથી, એમાં માત્ર વિદ્વત્તા નથી પણ એમણે આખો ઉઘાડી રાખીને બાળવર્તનને અવલોકયું છે, તપાસ્યું છે ને સિદ્ધાંતોને કસવાનો પ્રયત્ન કર્યો છે. પ્રસંગોચિત છબીઓ આપીને પુસ્તકને શોભાવવાનો પણ પ્રયત્ન કર્યો છે. લેખિકાએ પોતે આ ગ્રંથ મૌલિક હોવાનો દાવો નથી કર્યો એ જ બતાવી આપે છે કે એમણે વિદેશી ભાષાનાં પુસ્તકોની અસર તળે જ આ પુસ્તકનું સર્જન કર્યું છે. એ જ રીતે જો પરદેશી પદ્ધતિને અનુસરીને પુસ્તકને અંતે અનુક્રમણિકા (Index) જેવું કાંઈક આપ્યું હોત તો સામાન્ય વાચક તથા વિદ્યાર્થીવર્ગને સહેજ અનુકૂળતા રહેત. આ પુસ્તકમાં એક જ બહુ મોટી ખામી—જે પળે પળે આંખને ખૂંચે છે—અંગ્રેજી પારિભાષિક શબ્દોની ખોટી જોડણીની અને ગુજરાતી ભાષાના લખાણમાં પણ છાપકામની અસંખ્ય ભૂલોની છે. બીજી આવૃત્તિમાં એ જરૂર સુધારી લેવાશે એવી આશા રાખીએ ?

## અંગ્રેજી અને સાંસ્કૃતિક સ્વરાજ :

[ લે૦ મગનભાઈ પ્ર. દેસાઈ. પ્ર. ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૦/૭૫ ]

હિન્દુસ્તાન આઝાદ થયું પછી આપણા નેતાઓ સમક્ષ ઉકેલ માટે આવી પડેલા અનેક પ્રશ્નોમાં શિક્ષણનો પ્રશ્ન મોખરે છે. દુઃખદ ઘટના એ છે કે આ પ્રશ્નના નિરાકરણ માટે જેટલા છબરડા અત્યાર સુધી વળ્યા છે એટલા બીજા કોઈ ક્ષેત્રમાં જોવામાં નથી આવતા. શિક્ષણમાં પ્રયોગોને સ્થાન છે ને હોવું જોઈએ એ વાત ખરી પણ જે જાતના અધકચરા પ્રયોગો આપણા દેશમાં થયા છે અને વારંવાર અભ્યાસક્રમ ને પદ્ધતિ બદલવામાં આવ્યાં છે એને લીધે બાળકોનો માનસિક વિકાસ જરૂર અવરોધાયો છે.

સામાન્ય રીતે શિક્ષણમાં વડી સરકારની દખલ આ ક્ષેત્રમાં જેટલી ઓછી હોય તો વધુ આદર્શ સ્થિતિ ગણાય અને પ્રાન્તીય સરકારને જ શિક્ષણને લગતા નિર્ણયો લેવાની સત્તા હોય એ ઇચ્છનીય છે. આપણે ત્યાં બંધારણીય સુધારા દ્વારા અંગ્રેજી ભાષાને વહેલામાં વહેલી તકે ખસેડીને હિન્દી તથા બીજી ભારતીય ભાષાઓને વિકસાવવાનો જે આંધળો પ્રયત્ન કરવામાં આવ્યો છે તે એક કમનસીબ ઘટના છે.

આ પુસ્તકમાં શ્રી મગનભાઈ દેસાઈએ બંધારણીય સુધારા, શૈક્ષણિક ફિલસૂફી ને યોજનાઓ વગેરેની ચર્ચા–વિચારણા કરી છે. લેખકે શિક્ષણમાં ભાષાશિક્ષણ વિષે લંબાણપૂર્વકની ચર્ચા કરી છે. બાળકો પર વધારેપડતી ભાષાઓ ન લદાય અને કઈ ભાષા પ્રથમ શીખવવી જોઈએ—એ વિષે એમણે રજૂ કરેલા વિચારો સાથે કેટલે અંશે સંમત થવું એ પ્રશ્ન છે. શિક્ષણનું માધ્યમ માતૃભાષા હોય એ હિતકર જરૂર છે, રાષ્ટ્રભાષા ફરજિયાત શીખવવી જોઈએ અને અંગ્રેજી ઉપલાં ધોરણોમાં બીજી ભાષા તરીકે શીખવવી જોઈએ એમ કેટલાક સ્વીકારે છે. પ્રશ્ન માત્ર માતૃભાષાને ઉત્તેજન આપ્યા વગર અથવા એ જૂના માધ્યમનું સ્થાન લઈ શકે તેટલી યોગ્ય ભાષા બને એવી રીતે સાહિત્યસમૃદ્ધિની કક્ષાએ પહોંચાડયા વગર અંગ્રેજીને ખોટી રીતે ધક્કો મારીને કાઢવાનું પૂર્વગ્રહી વલણ ઈચ્છનીય પણ નથી જ.

આપણા દેશમાં અંગ્રેજી જાણનાર નજીવી લઘુમતિ ( Microscopic minority ) ધરાવે છે એ સાબિત કરવા માટે લેખકે આંકડાનો આશ્રય લઈને પોતાની દલીલને સમર્થન આપવાનો પ્રયત્ન કર્યો છે. પણ લેખક એ ભૂલી જાય છે કે ભલે આપણા જૂના શાસનકારો તરફથી મળેલી એ ભાષા હોય, પણ એ ભાષા અત્યારે આંતરરાષ્ટ્રીય ભાષાના સિંહાસન પર બિરાજે છે. દુનિયાના દેશો વચ્ચેનું સાંસ્કૃતિક અંતર ઘટતું જાય છે અને હિંદને પણ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને વણસતી રોકીને પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરવું છે એવે વખતે પૂર્વગ્રહી, સંકુચિત અને તાટસ્થ્યરહિત વલણ અખત્યાર કરીને એનો પ્રચાર કરવો એ સારી નીતિ તો નથી જ.

**અરણ્યકાંડ : કિષ્કિંધાકાંડ : સુંદરકાંડ :**

[ લે. હંસા મહેતા. પ્ર. એન. એમ. ત્રિપાઠી, મુંબઈ, ૨. મૂલ્ય અનુક્રમે રૂ. ૪/–, ૩/૫૦, ૩/૫૦ ]

વાલ્મીકિ રામાયણના પહેલા બે કાંડનો સમશ્લોકી સરળ અનુવાદ આપણને હંસાબેને આપ્યા પછી તે પછીના ત્રીજા, ચોથા અને પાંચમાં કાંડો અરણ્યકાંડ, કિષ્કિંધાકાંડ અને સુંદરકાંડ નામથી પ્રગટ થાય છે તે ગુજરાતી સાહિત્યને મહામૂલી ભેટ છે. શ્રી હંસાબેનની ફાવટ તો હવે જાણીતી જ છે. સમશ્લોકી અનુવાદ કરવાનું તેમનું પસંદ કરેલું વાલ્મીકિ રામાયણનું આ વિશાળ ફલક તેમને પૂરતું ક્ષેત્ર પણ આપી શકેલ છે. હિંદીમાં તુલસી રામાયણ જેટલી લોકપ્રિય છે તેટલા, સંસ્કૃત ન જાણનાર ગુજરાતીઓને આ સમશ્લોકી અનુવાદો ઉપયોગી નીવડશે તો લાંબી મહેનત સફળ થઈ ગણાશે.

મૂળ સંસ્કૃતનો સમશ્લોકી અનુવાદ હોવાથી તેમાં સાદી ભાષાનું પ્રમાણ ઓછું છે છતાં કોઈ પણ વાચકને અને રામાયણનો આસ્વાદ લેવા ઇચ્છનારને પુસ્તકો સમજવાં, કે વિચારવાં અઘરાં થઈ પડે તેવાં તો નથી જ. રામાયણનો મહામૂલો આસ્વાદ જાણે અસલ સ્વરૂપે જ લેતા હોઈએ તેવા સુંદર અનુવાદો આપીને શ્રી હંસાબેન મહેતાએ ગુજરાતી સાહિત્યની મહામૂલી સેવા બજાવી છે. તેમની આવી ધગશ, ધીરજ અને શક્તિનો સદુપયોગ કરવાની દૃષ્ટિ આપણાં બહુ ઓછાં લેખકોમાં વરતાય છે એટલે સહેજે લેખિકા અભિનંદનનાં અધિકારી બની શકે છે.

**ગોવર્ધનરામનું સાલવારી જીવન અને સમકાલીન જીવન :**

[ લે. કાન્તિલાલ છ. પંડ્યા. પ્ર. એન. એમ. ત્રિપાઠી, મુંબઈ, ૨. રૂ. ૦/૫૦ ]

ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર સ્વ. ગોવર્ધનરામભાઈનું



સાલવારી જીવન, લાંબી હારમાળા રૂપે ટૂંકાણુમાં પ્રસંગોનો ઉલ્લેખ કરીને જ સાહિત્યના અભ્યાસુઓ માટે આપણને તૈયાર કરીને આપવા માટે લેખકનું ખરેખર ગુજરાત ઋણી બન્યું છે. ગોવર્ધન યુગ એ આપણા સાહિત્યનો પંડિત યુગ છે. પંડિત યુગ સાથે સંકળાએલા અનેક સાહિત્યકારો અને વિશ્વમાન્ય વ્યક્તિઓનો ઉલ્લેખ પણ સાથે સાથે આવી જાય છે જેનાથી આપણને સરખામણી કરવી પણ ઠીક ફાવે. આવી ઉપયોગી પુસ્તિકા દરેકને મદદરૂપ થશે, સાહિત્યના અભ્યાસુ અને વિદ્યાર્થીઓને તો ખાસ.

**મહાત્માજીની છાયામાં :**

[ લે. ઘનશ્યામદાસ બિરલા. અનુ. મણિભાઈ ભ દેસાઈ. પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. રૂ. ૩/–. ]

'બાપુ' નામનું પ્રથમ પુસ્તક ગાંધીજી વિષે લખીને શ્રી ઘનશ્યામદાસ બિરલા જે રીતે ગાંધીજીના ચુસ્ત ભક્ત તરીકે જાણીતા થયા છે તે જ લેખકનું આ નવું પુસ્તક ઐતિહાસિક અને દસ્તાવેજી હકીકતો લઈને આવે છે તે ગાંધી સાહિત્ય માટે એક મોટું ભંડોળ પણ ગણાય. ગાંધીજી વિષે કેટલીય જણાયેલી નહિ એવી વાતો, એવા પ્રસંગો આ પુસ્તકમાં પહેલી જ વાર જાહેરમાં આવે છે

મુખ્યત્વે ગાંધીજીને લખેલા લેખકના પત્રો અને તેના ઉત્તર રૂપે ગાંધીજીએ જાતે લખેલા કે મહાદેવભાઈ પાસે લખાવેલા પત્રોથી સમૃદ્ધ બનેલું આ પુસ્તક અથેતિ એવું તો ભારે આકર્ષણ અને વાંચવાની પકડ રાખે છે કે તે રસપ્રવાહમાં ખેંચાતાં ક્યારે પુસ્તક પૂરું થાય છે તેનીય ખબર નથી પડતી.

'આપણું ભાવિ, આપણા સામર્થ્ય, આપણી સચ્ચાઈ, આપણી હિંમત, આપણી દૃઢતા, આપણી ખંત અને આપણાં શિસ્ત પર અવલંબે છે' એ ગાંધીવાણી આપણે આજે સાવ વીસારે પાડી દીધા છે એમ કહી શકાય એવું વિચારતું દેવાળું આજે કેટલીક વ્યક્તિઓ કાઢી બેઠી છે ત્યારે તેમને આવા સાહિત્યની સાચી છાપ પાડવાની જરૂર છે. રાજેન્દ્રબાબુના આદિવચન સાથેનું આ પુસ્તક આપણા ગાંધીસાહિત્યમાં મદામૂલો ઉમેરો કરે છે. ખૂબ જ વખણાયેલુ બિરલાજીનું 'બાપુ' જેટલું જ મહત્ત્વનું આ પુસ્તક પણ હોઈને તેને ગુજરાતી વાચકો માટે લભ્ય બનાવીને નવજીવન સંસ્થાએ પ્રજાની—ખાસ કરીને ગુજરાતી પ્રજાની તો સાચી સેવા પણ કરી છે અને નવી તાજગી મેળવવાની ચીમકી પણ આપી છે.

વર્તમાન રાજકારણના વિદ્યાર્થીઓને અને અભ્યાસુઓને અને સર્વભોગ્ય સાહિત્યને બારીકાઈથી સ્પર્શવા ટેવાએલાંઓ માટેનું આ સમૃદ્ધ પુસ્તક તેની આગવી મહત્તા પણ પૂરવાર કરે જ છે તે વિષે બે મત છે જ નહિ. અત્યારે પ્રગટ થતા ધોધબંધ છીછરા સાહિત્યમાં આવા જરૂરી, ઉપયોગી, વિચારપૂર્ણ પુસ્તકની જે કમીના દેખાય છે તેમાં આ પુસ્તક પોતાની આગવી સિદ્ધિ સાથે પ્રવેશ પામે છે ત્યારે એને આવકારતા સહેજે તૃપ્તિનો ઓડકાર આવે જ. દરેક વાંચી શકનાર વ્યક્તિને આ પુસ્તક વાંચવાની ભલામણ કર્યા વિના રહેવાય નહિ તેવું આ પુસ્તક છે.

**મધ્યયુગની સાધનાધારા :**

[ લે. ક્ષિતિમોહન સેન. અનુ. જયંતીલાલ આચાર્ય. પ્ર. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ. રૂ. ૨/–. ]

ઈ. સ. ૧૯૨૯માં કલકત્તા યુનિવર્સિટીમાં વિશ્વભારતી શાંતિનિકેતનના વિદ્વાન આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેને મધ્યયુગની સાધના અને તેના સાધકોનો અભ્યાસ નીચોડ બે વ્યાખ્યાનો રૂપે આપ્યો તે બન્ને વ્યાખ્યાનો આ પુસ્તકમાં ગુજરાતી અનુવાદ કરીને મૂકવામાં આવ્યાં છે. આપણી સંસ્કૃતિ અને ધર્મભાવનાને ઓતપ્રોત કરતાં આ બે વ્યાખ્યાનોની ભૂમિકા કવિવર રવિબાબુએ લખી છે. તેમાં તેઓ કહે છે: 'ભારતની સામાન્ય જનતાના હૃદયમાં સાધનાની જે સ્વાભાવિક શક્તિ અંતર્નિહિત છે તેને ક્ષિતિબાબુએ આ રચનામાં બહાર આણી છે. આ પ્રકારની અભિવ્યક્તિની જે ધારા આંતર અને બાહ્ય બાધાઓમાંથી પસાર થતી

વહી આવી છે તેની એક પ્રકારની રૂપરેખા આ ગ્રંથમાં જોવા મળે છે.'

મધ્યયુગના અભ્યાસુઓ માટે અને આપણા ધાર્મિક ઈતિહાસમાં રસ લેતા વિદ્વાનો, વિદ્યાર્થીઓ અને ધર્મગુરુઓ માટે ઉપયોગી થઈ પડે તેવો આ નાનકડો છતાં અભ્યાસુ ગ્રંથ છે.

**મધુસંચય :**

[ લે. કાકા કાલેલકર. સંપાદક: કનુભાઈ વોરા. પ્ર વોરા એન્ડ કંપની, મુંબઈ, ૨. રૂ. ૬/૫૦. ]

ગુજરાતી સાહિત્યમાં કાકાસાહેબ કાલેલકરનાં લખાણોનો ઠીક કહી શકાય તેવો ઉમેરો છે એ તો જાણીતું જ છે. તેમનાં જુદાં જુદાં લખાણોમાંથી સ્વતંત્ર રીતે વાંચી શકાય તેવી કંડિકાઓ–ગદ્યખંડોનો વિષયવાર સંગ્રહ આ ચૂંટેલા સંગ્રહમાં વ્યવસ્થિત રીતે સાંપડે છે તે એક જરૂરી ગણાય તેવું કાર્ય છે. કાકાસાહેબે અનેક વિષયો ઉપર અનેક વેળાએ જુદી જુદી રીતે લખ્યું છે. તેમના વિપુલ સાહિત્યનાં પુસ્તકો પણ ઠીક પ્રમાણમાં પ્રગટ થયેલાં છે. તેમની કલમની સરળ પ્રવાહિતા, વિષયની સીધી સાદી છણાવટ અને વિચારોની સચોટ રજુઆત દરેકને જચી જાય તેવી છે.

જીવન, સાહિત્ય, કેળવણી, કળા, તત્ત્વચર્ચા, સામાજિક પ્રશ્નો, ધર્મ, સંસ્કૃતિ, પ્રવાસવર્ણન, પ્રાસંગિક અને પ્રકીર્ણ જેવા દસ વિભાગોમાં વહેંચાયેલા આ પુસ્તકમાંના કાકાસાહેબના વિચારો તેમના સમગ્ર સર્જનમાંથી સંપાદકની નિરપેક્ષ દૃષ્ટિએ પસંદ કરીને મૂકયા છે. કાકાસાહેબે પણ આ દરેક લખાણને જોઈ જવાની જરૂર લાગે ત્યાં ફેરફાર કરવાની પણ મહેનત લીધી છે તે આ પુસ્તકના મૂલ્યમાં વધારો કરે છે.

સારે પ્રસંગે ભેટ આપવા જેવું આ પુસ્તક થયું તો છે જ, ઉપરાંત અભ્યાસુને હરઘડી ઉપયોગમાં આવે તેવું પ્રકાશન કરીને પ્રકાશક પણ ધન્યવાદના અધિકારી બન્યા છે.

★

## સાભાર-પ્રાપ્તિ–સ્વીકાર

**પાયાની કેળવણીના પ્રયોગ :** શિવાભાઈ ગો. પટેલ. પાનાં ૧૪૬. રૂ. ૧/૫૦ **ઈસપ અને તેની વાતો–૪ :** મગનભાઈ પ્ર. દેસાઈ. પાનાં ૫૬. રૂ. ૦/૫૦ **બોધક કહાનિયાં** ( હિંદી ) : મુકુલભાઈ કલાર્થી અનુ. અંબાશંકર નાગર. પાનાં ૧૧૨. રૂ ૦/૮૫—ત્રણેયના પ્રકાશક : ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **જમા ઉધાર :** આર્થર મેક્રે. રૂપાંતર : ભ. હી. ભૂખણવાળા. પાનાં ૯૭. રૂ. ૨/– ઈન્ડિયન નેશનલ થિયેટર, મુંબઈ, ૧. **સર્વોદય વિજ્ઞાન :** સંપાદક : ભોગીલાલ ગાંધી. પાનાં ૩૩૬. રૂ. ૩/૫૦ ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. **દિવાને–માણેક :** ડૉ. માણેક મહેતા. પાનાં ૩૯૨. રૂ. ૭/– સાહિત્ય પ્રકાશન સમિતિ, મુંબઈ, ૨૬. **સૌરાષ્ટ્રની પછાત કોમો** ( ભા. બીજો ) : પાનાં ૫૭૯. રૂ. ૧૦/– સૌરાષ્ટ્ર પછાત વર્ગ બૉર્ડ, રાજકોટ. **સભાસંચાલન :** ડી. કે. કુટે. પાનાં ૩૨. રૂ. ૦/૪૦ **અંગ્રેજી જશે તો શું થશે ? :** ઝીણાભાઈ દેસાઈ. પાનાં ૩૨. રૂ. ૦/૪૦—બંનેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **સંસ્કારરેખા :** ધૂમકેતુ. પાનાં ૨૬૪. ૩/– **ધમ્મપદ :** અનુ. હસિત બૂચ. પાનાં ૬૫. રૂ. ૦/૭૫.—બંનેના પ્રકાશક : પુસ્તકાલય મંડળ, વડોદરા. **ઝેર તો પીધાં છે જાણી જાણી** ( ભા. બીજો ) : ' દર્શક '. પાનાં ૩૦૨. રૂ. ૪/– સર્વોદય સહકારી પ્રકાશન સંઘ લિ૦, સણોસરા. **ઉપનિષદ્ કથાઓ :** ધૂમકેતુ. પાનાં ૧૯૬. રૂ. ૩/– **અંતિમ આલિંગન :** ડાહ્યાભાઈ પટેલ. પાનાં ૩૦૦. રૂ. ૪/૫૦. **દિલદરિયાવનાં મોતી :** વિનોદિની નીલકંઠ. પાનાં ૨૮૬. રૂ. ૪/૫૦. **સાહિત્યનિકષ :** અનંતરાય મ. રાવળ. પાનાં ૨૭૦. રૂ. ૪/૨૫—ચારેયના પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ, ૧.





આ પ્રજાસત્તાકદિને **'પદ્મશ્રી'** તરીકે જાહેર કરાયેલાંને ૨૯મી ઑક્ટોબરે ચંદ્રક અપાયો.

પહેલી હરોળમાં ડાબેથી : (૧) 'પદ્મશ્રી'ચંદ્રક (૨) **સત્યજીત રોય** (ફિલ્મ ડિરેક્ટર) (૩) **શંભુ મહારાજ** (નૃત્ય દિગ્દર્શક) (૪) ડૉ. **એન. પાર્થસારથિ** (વૈજ્ઞાનિક) **એલ. એ. રામદાસ** (વૈજ્ઞાનિક).

બીજી : (૧) **એમ સત્યનારાયણ** (૨) **આર. એસ. સુબ્બલક્ષ્મી** (સામાજિક કાર્યકર) (૩) **ફાથેમા ઈસ્માઈલ** (સામાજિક કાર્યકર) (૪) **દેવીકારાણી** (ફિલ્મ કળાકાર) (૫) **નરગીસ** (ફિલ્મ કળાકાર).

ત્રીજી : (૧) **દેવકીકુમાર બોઝ** (ફિલ્મ પ્રોડ્યુસર) (૨) **એમ. ટી. વ્યાસ** (કેળવણીકાર) (૩) **કે. સિંઘ 'બાબુ'** (ખેલાડી) (૪) ડૉ. **બી. પી. પાલ** (વૈજ્ઞાનિક) (૫) **સરદાર બલવંતસિંઘ પુરી.**

ચોથી : (૧) **રામચંદ્ર વર્મા** (હિંદી લેખક) (૨) ડૉ. **એ. નાગરાજ રાવ** (૩) **રામસિંઘ** (૪) **એકામ્બરનાથ** (અંબરચરખાના શોધક) (૫) ડૉ. **બી. આર. નીઝાવન** (વૈજ્ઞાનિક).

# સાહિત્યનિકષ

અનંતરાય રાવળ

લેખક
પ્રો. અનંતરાય મ.

'સંસ્કૃતિ'માંના તમારા ('સહૃદયધર્મ') માટે તમને અભિ નંદન આપું છું. વિવેચનશ ત્યની ભૂમિકા સ્પષ્ટ કરી ગુ રાતી વિવેચનની સમાવે કરી,તમે સાહિત્યરસિકોને સૂચન કર્યું છે. તમારા સુંદર શૈલીનો ગુણ છે(જે મેં સબળ રીતે 'અનંકા'ના તમ પ્રવેશકમાં જોયેલો) જેને કોઈપણ કૃતિ 'ગદ્ય' નામને લા બને અને સ્વસ્થતા, સ્થિ રતા, અનાકુલતા જણાય બીજું, અનેક વીગતો, મહિ તમે સામટી આવરી શકો છો તેમાં વિષયની વ્યા prehensiveness અને મે ળાશ આવે છે, તમારા 'સાહિ વિવેક'માં પણ વિદ્વત્તાના યના અને રચનાના એ જ જોઉં છું વિશાળ પટ, દ નિર્મળતા ને અનુદ્રેકકર ને સ લલિત પ્રવાહવાળી વાણી

—વિષ્ણુપ્રસાદ

[એક પત્રમાં]

આપની નકલ માટે

મુદ્રક દીપક પ્રિન્ટરી અમદાવાદ

## મત્સ્ય શિકાર



બ્રહ્મપુત્રાના ખીણ પ્રદેશને આસામના દક્ષિણ ભાગથી જુદી પાડતી હિમાલયની ગિરિમાળાના એક ભાગ તરીકે આવેલા ગારો પ્રદેશની ગાજેન્ગ નદીમા માછલા પકડ઼તી ગારો સ્ત્રીઓનુ આ દૃશ્ય છે ગારો પ્રદેશનુ નામ એ પ્રદેશમા વસતી ગારો નામની ખડતલ પહાડી આદી વાસી જાતિ પરથી પડ્યું છે. સદીઓ સુધી આ પ્રદેશ ભારતથી સપૂર્ણપણે વિખૂટો પડેલો રહ્યો હતો પરન્તુ હવે આ સ્થિતિનો અંત આવ્યો છે અને દૂર દૂરના પ્રદેશમા સામૂહિક વિકાસની પ્રવૃતિઓ અને વિચારો વિસ્તરી રહ્યા છે.

# મત્સ્ય શિકાર



બ્રહ્મપુત્રાના ખીણ પ્રદેશને આસામના દક્ષિણ ભાગથી જુદી પાડતી હિમાલયની ગિરિમાળાના એક ભાગ તરીકે આવેલા ગારો પ્રદેશની ગાજેન્જ નદીમા માછલા પકડતી ગારો સ્ત્રીઓનુ આ દ્દશ્ય છે ગારો પ્રદેશનુ નામ એ પ્રદેશમા વસતી ગારો નામની ખડતલ પહાડી આદિવાસી જાતિ પરથી પડ્યું છે સદીઓ સુધી આ પ્રદેશ ભારતથી સપૂર્ણપણે વિખૂટો પડેલો રહ્યો હતો. પરન્તુ હવે આ સ્થિતિનો અંત આવ્યો છે અને દૂર દૂરના પ્રદેશમા સામૂહિક વિકાસની પ્રવૃતિઓ અને વિચારો વિસ્તરી રહ્યા છે.

## તાજેતરમાં પ્રગટ થયેલાં નવાં પુસ્તકો

**સાહિત્યનિકષ** : લેખક : પ્રો. શ્રી અનંતરાય મં. રાવળ
ગુજરાતના જાણીતા વિવેચકનો તદ્દન નવો જ વિવેચન-સંગ્રહ
મૂલ્ય : રૂ. ૪/૨૫ [ રજિ. પો. રૂ. ૧/- ]

**દિલદરિયાવનાં મોતી** : લેખિકા : શ્રી વિનોદિની નીલકંઠ
જાણીતાં સ્ત્રી-લેખિકાની તદ્દન નવી જ વાર્તાઓનો વૈવિધ્યવંતો સંગ્રહ
મૂલ્ય : રૂ. ૪/૫૦ [ રજિ. પો. રૂ. ૧/- ]

**ઉપનિષદ્ કથાઓ** : લેખક : શ્રી 'ધૂમકેતુ'
બહુ ખ્યાત થયેલા પુસ્તકની સુધારા-વધારા સાથેની સંવર્ધિત નવી આવૃત્તિ
મૂલ્ય : રૂ. ૩/- [રજિ પો. રૂ. ૦/૭૫]

**પન્નાલાલની શ્રેષ્ઠ વાર્તાઓ** : લેખક : શ્રી પન્નાલાલ પટેલ
જાણીતા વાર્તાકારની શ્રેષ્ઠ વાર્તાઓનો વિદ્વાન વિવેચક શ્રી અ. મ. રાવળના પ્રવેશક સાથેનો સંગ્રહ
[મૂલ્ય : રૂ. ૪/- રજિ. પો. રૂ. ૧/-]

**મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ** : લેખક : શ્રી ચુનીલાલ મડિયા
શ્રી નગીનદાસ પારેખની પ્રસ્તાવના સાથેના શ્રેષ્ઠ વાર્તાઓનો નવો સંગ્રહ.
[ મૂલ્ય : રૂ. ૪/- રજિ. પો. રૂ. ૧/- ]

**અમર પ્રેમી** : લેખક : શ્રી ડાહ્યાભાઈ પટેલ
આફ્રિકાવાસી બૅરિસ્ટર-લેખકની કૌતુકપ્રધાન વાર્તાઓનો નવો સંગ્રહ.
[ મૂલ્ય રૂ. ૩/૭૫ રજિ. પો. રૂ. ૧/ ]

**અંતિમ આલિંગન** : લેખક : શ્રી ડાહ્યાભાઈ પટેલ.
આફ્રિકાવાસી બૅરિસ્ટર-લેખકની પ્રગટ થયેલી નવી સળંગ નવલકથા.
[ મૂલ્ય : રૂ. ૪/૫૦ રજિ. પો. રૂ. ૧/- ]

**સિદ્ધાર્થ** : લેખક : શ્રી હરમાન હેસ.
શ્રી નીરુ દેસાઈ અનુવાદિત જાણીતી તદ્દન નવી જ પ્રગટ થયેલી નવલકથા.
[ મૂલ્ય : રૂ. ૨/૫૦ રજિ. પો. રૂ. ૦/૭૫- ]

**રોગ અને આસન** : લે૦ ડૉ. ભૂપતરાય મો. દવે : ડૉ. શંકરલાલ મો. દવે.
ઘણા વખતથી અપ્રાપ્ય થયેલા પુસ્તકની પ્રગટ થયેલી નવી આવૃત્તિ.
[ મૂલ્ય : રૂ. ૩/૨૫ રજિ. પો. ૦/૭૫ ]

—: બીજાં દરેક ગુજરાતી પુસ્તકો અને વિગતવાર સૂચિપત્ર માટે લખો :—

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ** ૬૪, ગાંધીરોડ ફ્રેન્ડોઝ બ્રિજ અમદાવાદ, ૧

અંક ૧૦, જાન્યુ૦ '૫૯ — 'ઊર્મિ' : વર્ષ ૨૯

સળંગ અંક : ૩૪૬ — 'નવરચના' : વર્ષ ૨૩





સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
૬૪, ગાંધીરોડ : ફ્રેન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧.

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફ્રેન્ડીઝ બ્રિજ, ૬૪, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પંડ્યા, મંગલ મુદ્રણાલય, ફતેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

## પાનખરનાં પંખી

ઝાડનાં પાંદડાંના ઢગલે ઢગલા થવા લાગ્યા હતા. પવનના સૂસવાટા એવડા જોરથી ઝાડને મૂળમાંથી હચમચાવી મૂકતા અને ઝાડની ટંગલી ટોચ ઉપરનું પાંદડું પણ ખરી પડતું હતું. સૂકાઈ ગયેલાં વહેલાં ખરી પડતાં અને લીલાં થોડા દિવસ પછી સૂકાઈને કે પવનના સૂસવાટા સામે ટક્કર ન ઝીલી શકવાથી ખરી પડતાં. પણ ઝાડ આખું સાવ પાંદડાંવિહોણું બની જતું એવી એ પાનખરના દિવસો હતા. રોજની જેમ પંખીઓનો કલરવ તો એવો ને એવો ચાલુ જ હતો. પાંદડાંવાળા ઝાડ ઉપર પંખીઓ બેસતાં, રોજનું ગીત ગાતાં પણ આ પાંદડાં વિનાનાં ઝાડ ઉપર બેઠેલાં પંખીઓ તરત નજરે ચડતાં, ઓળખાઈ જતાં. માત્ર તેમનાં ગીતમાં આવેલું નવું જોમ સમજાતું નહિ. ઝાડનાં પાંદડાં ખરી જવા માટે ઝાડની સાથે એમને જાણે જરાય દુઃખ જ થતું નહોતું. રડતા ઝાડનો જાણે એમના પથ્થર–દિલને સંદેશો જ પહોંચતો નહિ. ઝાડને દિલાસો દેવાનુંય જાણે એ વીસરી બેઠાં હતાં. જૂનાં વસ્ત્રો ઉતારી નાખીને નવાં સજવાની તાલાવેલીમાં એ પંખીના કલરવ સાથે પછી તો ઝાડેય પોતાનું દુઃખ વીસરી જતું. અને પંખીઓ પણ તેને પ્રેરણા પાતાં : ઘડપણનો શોક કરવો છોડીને આવતા શૈશવ અને યૌવનને મહાલી લે. અને વસંતને વધાવતું એ પાંદડાં વિહોણી ડાળીઓવાળું ઝાડ પવનના સૂસવાટામાં નવા ઝોક અને વળાંક સાથે તલ્લીન થઈ જતું.



તંત્રીઃ ઈશ્વરલાલ મો. દવે ❀ સંપાદકઃ જયન્ત પરમાર

જ. ઠા. મુનસફ

## ધાન્યના વાખા

આ જુગજૂના 'ભારત' તણી ખ્યાતિ બધે પ્રસરી હતી,
કે દૂધ-ઘીની લ્હાણીઓ અહીં થાતી કૈં સદીઓ સુધી.
કાળાન્તરે એ સ્વપ્ન કે સ્મૃતિ-ભ્રમ ઠરે છે શું નકી?
તો પ્રશ્ન એક જ ઉદ્ભવે, પરિવર્તનો આ શા થકી?

જે હળપતિએ રામને પણ છેતર્યા 'તા એક દી,
ભૂમિ ઉપરનો પાક ત્યજીને, ભોમમાં વાવી દઈ,
ઉપજ તણી લગની ધરી એ હાળી આજે માપતો,
કાપુસ, તમાકુ, ભારથી, પણ ખાદ્ય ધાન્યો નહીં કંઈ?

જનતાતણું શાસન થયે, ઋણ હળપતિનું ફેડીયું,
રાહત અનેરી આપતાયે, હાળી શું પ્રતિકુળ થયો?
કે નહેર ને બંધો તણી રચના બધી નિષ્ફળ ગઈ!
કે 'ધાન્યનો વાખો' હજી અમ દેશને ડારી રહ્યો!

ના, સમજમાં નહીં આવશે એ ગુપ્ત વસ્તુની પકડ;
પશુધન ઘણું આ દેશનું ધીમે વહે થાવા કતલ!
એ કતલખાનાં બંધ કરવાથી બધું સસ્તું થશે,
ને 'માંસાહાર'ના ત્યાગથી દૂધ ધાન્યની વૃદ્ધિ થશે.

પશુધન નકી ભારત તણી ખેતી અતિ ઉદ્ધારશે.
ને દૂધ દહીંની છોળના દર્શન પ્રત્યક્ષ કરાવશે,
એ લક્ષ્યથી મૂક જીવની ફરી ખેતમાં ભરતી કરો,
ને માંસનો વ્યવહાર મૂળથી ડામવા યત્નો કરો.

આ ટ્રેકટરો કંઈ છાણ કે ઓલાદ નહીં આપી શકે,
પણ વૃષભની શુભ જોડલી સહુ હળપતિ રીઝવી શકે,
કૃષિને વરેલી ભોમના 'પશુધન' તણી રક્ષા કરો,
ધન-ધાન્યના ઢગલા ગઢી, પરદેશથી કશુ નવ લહો.

સુજલામ્ 'ભારત' આજ છે, સુફલામ્ ધરતી આજ છે,
ધન-ધાન્ય, ફળ-ફૂલના બગીચાની ભૂમિ પણ આજ છે,
'પશુધન' તણો ક્ષય 'ધાન્યનાવાખા' પણાનો મર્મ છે!
એ અવનતિના રાહ પર થતી કોઈ પ્રગતિ 'ધર્મ' છે?



'પતીલ'

## પાસ્તરનાક ઉપર સૉનેટ

તારી ઉજ્જ્વલ સેવાનો સખ્ત ઇન્કાર કર્યો
રૂસપુત્ર વયોવૃદ્ધ, પાસ્તરનાક કવિ,
સોવિયેટ પ્રજાએ શી એથી વધુ મેળવી
વાહવાહ? અને તું તો છે જ મહાન ઠર્યો.
નિજ વેષમાં સાફ જેણે ઝિવાગો ચિતર્યો:
એક વેળા હતી જેહણે પાત્રતા કેળવી
અદના સ્નેહની ઉજળી તિથિઓ ઉજવી,
કેમ તેને શિરે આવો રોષ હશે ઉતર્યો?
થાય ગર્ક સમાજ આશ્ચર્યના સિંધુ વિષે
તારી શાંત, નિખાલસ જોઈ ને ખેલદિલી;
લજ્જા પામતી સ્વીડન કેરી સંસ્કાર-કડી,
તારા દેશને ખાતર ઓ! તેમ તારે મિષે!
મારી ઠોકર નોબેલને દંડ લીધો જ ઝિલી,
વિશ્વયોગી! એ ડંખની છે આજ કોને પડી!



ગની દહીંવાલા

## ત્રણ મુક્તકો

**અમે**

જગતકાજી બની ઇન્સાફ કરવાનો ન હક અમને!
અમારી હર્ષમાં કે શોકમાં આંખો હશે ભીની,
હૃદય સમ યંત્ર ઝડપી લે છે દશ્યો ને હકીકતને,
નીડરતા, ક્રૂરતા, નિર્દોષતા, ઉલ્લાસ ગમગીની.

**તમે**

તમોને ધોળા કસુંબો અમે જ પાયો 'તો!
અમારે એમ કે એ આપણી ખુમારી છે,
તમે તો રંગમાં આવ્યા ને રંગ રેલાવ્યો,
અને એ રંગમાં લાલી બધી અમારી છે.

**આપણે**

વિવેકશૂન્ય થયા આપણે તો જાણી લ્યો!
મરુપ્રદેશ વિકસશે લીલુડા બાગ ભણી,
સમયનો વાયુ તો ખડકી જશે બધે રેતી,
નહીં શકાય પછી સંસ્કૃતિનો પાક લણી.



'સાલિક' પોપટિયા

## એક અશ્રુ

એક અશ્રુ નેણ–સરવરમાં ખીલ્યું જાણે કમળ.
એ કદી પેદા કરે દિલમાં જલન,
એ કદી આપે હૃદયને સાંત્વન;
કોઈને મન છે અનોખું એ રતન,
કોઈ કરતું પ્રેમથી એનાં જતન;
કોઈ સમજે છે નયનનું વ્યર્થ જળ,
એક અશ્રુ, નેણ–સરવરમાં ખીલ્યું જાણે કમળ.

એ સિતારાની કદી સ્પર્ધા કરે,
ને બની મોતી કદી નોખું તરે;
એ કદી લયલાની આંખોથી સરે,
ને કદી મજનુના દામનમાં ખરે;
કારગત એના પરે નીવડે ન બળ,
એક અશ્રુ, નેણ–સરવરમાં ખીલ્યું જાણે કમળ.

એ કદી પીગળાવે પથ્થરનું હૃદય,
ને કદી સર્જાવવા બેસે પ્રલય,
દાખવી લે છે કદી તો એ વિનય,
એ વહે ક્યારેક સમજ્યા વિણ સમય.
એ કદી હૈયાને ખવડાવે છે વળ,
એક અશ્રુ, નેણ–સરવરમાં ખીલ્યું જાણે કમળ.

એ કદી બિન્દુ, કદી સાગર બને,
એ કદી ઝંઝા, કદી ઝરમર બને;
એ નિરાશામાં કદી સહચર બને,
એ કદી આશા મહીં યાવર બને.
એની ફિલસૂફી સમજવી છે અકળ,
એક અશ્રુ, નેણ–સરવરમાં ખીલ્યું જાણે કમળ.

એની પણ 'સાલિક' અનોખી વાત છે,
ને કહું જે દિલમાં ઉલ્કાપાત છે;
જિંદગીમાં મારી ઝંઝાવાત છે,
એક અશ્રુની મળી સોગાત છે.
એ જ છે મારું જીવન ને આત્મબળ,
એક અશ્રુ, નેણ–સરવરમાં ખીલ્યું જાણે કમળ.

★

પ્રો. 'ઉશનસ્'

## આજ મને તું

આજ મને તું જનમમૂંગાને મુખરિત બે પલ થાવા દે
મરુપથ જેવી વાંસળીમાં મલયાનિલને જરી વાવા દે;
વસંત જેવી તું છાઈ જ્યાં, આલી!
દખ્ખણ લહરો જો લહરાઈ, ખાલી!
ફૂલફૂલમાં મધુની છલકાઈ પ્યાલી!
જીવનની અમરાઈ ભરી તો
કોકિલને ઘડી ગાવા દે–આજ૦

લોક નજરથી લજ્જિત લજ્જાવેલી!
આયુષભર મેં તારે કારણ જે ખાળેલી
હૃદયતણા ઘનમાં વણવર્ષી હેલી,
તવ સીમને ખેતરિયે અણુંણ
અબ તો વરસી જાવા દે–આજ૦

મન જાણે આલિંગનમાં લઉં ચૌદે લોકે,
ગગનતણા બે ગાલ ચૂમું હું ખુલ્લે ચોકે,
મૌનની તારી શાંત કંદરા ભરવી એક જ ટહુકે,
આજ મને બસ એક જ પલ
તું 'પ્રિય' કહીને બોલાવા દે–આજ૦

# સમયના ઓવારે

'રાજહંસ'

## અંતિમ મૂલ્યોની પ્રતિષ્ઠા

યુગ યુગથી અંતિમ મૂલ્યોની ખોજ માણસ કરતો આવ્યો છે અને હમણુંયે એ કરે છે. એની એવી ઇચ્છા છે કે કશુંક સનાતન, કશુંક અફર, કશુંક હિતકર એવું એને મળી આવવું જોઈએ કે જેના ઉપર એ આધાર રાખી શકે. એવાં અંતિમ મૂલ્યોની પ્રતિષ્ઠા કાજે ઝઝૂમવું પડે ને મરવુયે પડે તો એથી માણસને સારું લાગે. દિલ્હી વિદ્યાપીઠના એક પ્રવચનમાં નેહરુએ આ અંતિમ મૂલ્યોની વાત ઊપાડી છે તે સમયસરની છે.

આ જગતમાં અંતિમ એવું કાંઈ છે જ નહિ. જે શોધ્યું છે ને જે જડે છે તે બધું આપણી મર્યાદાને આધીન છે. માણસના જીવનને એના સમયની ને દેશની પરિસ્થિતિની મર્યાદા તો હોય, પણ એના ચિંતનનીયે મર્યાદાઓ સ્વીકારવી પડશે. એના મનચક્ષુ સામેની ક્ષિતિજો વિકસતી રહેવાની, તેમ એનેય પ્રચલિત વિચાર વહેણોની અસર પહોંચવાની. શંકરાચાર્યે જે દિગ્વિજય અમુક કાળે કરી લીધો તેમને અત્યારના સંજોગોમાં જુદી રીતે ઘૂમવાનું સૂઝત એ દેખીતું છે. મનુ ભગવાન પણ જુદી રીતે સમાજરચના કરત, અને કૃષ્ણ પોતે પણ ગીતામાં બેચાર વાતો વધારે કહેત કે ઓછી કરત. એમ કહીને એમણે જે શોધેલું છે તેનું મૂલ્ય ઓછું કરવાનો ઇરાદો નથી, પણ સર્વકાળ માટે કોઈ વિચારને અંતિમ ગણવાની આપણે ભૂલ ન કરીએ તો સારું.

જે સમયે જે લોકોને શ્રેય જણાય તે એ ગાળા માટે અંતિમ ગણી શકાય. એમાં ભૂતકાળનો અનુભવ અને ભાવિની મહત્વાકાંક્ષા બંને ભળેલાં હોય, એમાં પરિસ્થિતિનો સમગ્ર ખ્યાલ સમાયો હોય, સાધનોની સારી સમજ હોય અને પરિણામોનું ચિત્ર સ્પષ્ટ હોય. એ વિના અંતિમ મૂલ્યોનો આગ્રહ કરવો એ તરંગ છે, જીદ છે, વ્યર્થ છે. એનીયે અંધશ્રદ્ધા થઈ બેસે તેવો ભય છે. પણ કુદરતે માણસમાં જ પડકારવૃત્તિ મૂકી છે અને એનો સ્વભાવ ક્રાંતિપ્રિય રાખ્યો છે. એટલે અંતિમ મૂલ્યો જડ્યાં હોય તેવાં પણ એ અવનવી રીતે જ જોવા માગે છે, એના એ રૂપમાં નહિ.

આપણા દેશમાં સમર્થ વિચારકોનો ફાલ કદી ઘટ્યો નથી. એટલે અંતિમ મૂલ્યોની પૂછપરછ સદા ચાલુ રહી છે. પરંતુ, એને સાવ વિખૂટી પાડી દેવામાં આવે તો એ શોધ અધૂરી રહેવાની, નિરર્થક જવાની. સમાજના જીવનમાં રહેલા પ્રશ્નો સાથે એ શોધ વણાતી રહેવી જોઈએ. કોઈકનું ચિંતન ચાલે તો કોઈક એ વડે ઘડતર પણ કરે. એ બન્ને વચ્ચેનો મેળ કરી શકે તે સમાજ પાસે અંતિમ મૂલ્યો છે એમ ગણી શકાય. નહિ તો, જેવાં હોય તેવાં, અભરાઈ ઉપર રાખેલાં મૂલ્યોને અમૂલ્ય ગણી હરખાઈએ એટલું જ.

ખુશનસીબી છે કે દેશની યોજનાઓ તૈયાર થાય છે તેવે વખતે આપણે અંતિમ મૂલ્યોની વિચારણા ભૂલતા નથી. અને યોજનાના ઉદ્દેશો નક્કી કરતી વેળા તત્કાળની જરૂરિયાતો ઉપરાંત પણ વિચારીએ છીએ. દુનિયાની પરિસ્થિતિ ગમે ત્યારે ભડકો સળગી ઊઠે એવી હોય છતાં આપણે અંતિમ મૂલ્યોનેય ધ્યાનમાં રાખી આગળ ધપીએ એ બિના મહત્ત્વની છે. એટલી દૃષ્ટિ રાખી હશે તો આપણી યોજનાઓનો પાયો

મજબૂત રીતે રચાશે, સાધનો વિશુદ્ધ રહેશે, ને પ્રજાનો વિશ્વાસ સહજ રીતે ઊગી નીકળશે.

પણ દુઃખની વાત છે કે માનવીને જે સારું સૂઝે છે તેને એ અમલી બનાવતાં ખૂબ ખચકાય છે. એને સલામતી જોઈએ છે અને સાહસ ખેડવું નથી. જે સાહસ ખેડે છે એના તરફ એ આચરવાની હિંમત એનામાં કોઈએ સીંચવી પડે છે, આપમેળે એ હિંમત ચલાવતો નથી. એથી જ માનવીની સૌથી મોટી પ્રાર્થના હોય તો તે આચરણના બળ માટે હોવી જોઈએ. અંતરે ઇષ્ટ જે લાગ્યું, આચરવું સહુ તે યથા.

વધારે ઉત્પાદન કરી શકીએ. દેશમાં સમૃદ્ધિ વધે, મિલકતની વહેંચણી સમાનતાથી થાય એટલે કે સમાજવાદી પદ્ધતિ જળવાય એવા ઉદ્દેશો રાખીને આપણી યોજનાઓ ઘડાય છે. તે ઉપરાંત બંધારણમાં આપણે કેટલાય ઉદ્દેશો જાહેર કર્યા છે અને એ જળવાય એવી જોગવાઈ કરી છે. જ્યારે એના ઉપર ગેરસમજુતી ઊભી થાય ત્યારે સુપ્રીમ કોર્ટને શરણે જઈ પરિસ્થિતિ સુધારી લઈએ છીએ. અને તેમ છતાં આપણે નવા ઉદ્દેશોની શોધમાં સતત રહીએ છીએ એ આપણી લાક્ષણિકતા છે.

ભૌતિક સુખસગવડો આ કંગાલ દેશમાં વધે ને ઝડપથી વધે એવું કોણ નહિ ઇચ્છે ? એ માટે યોજનાઓ થઈ રહી છે તે હવે રોકી રોકાય એમ નથી. એટલું કામ તો પૂરું થવું જોઈએ એવો સ્વીકાર કરીને જ આપણે આગળ વધી શકીએ. અત્યારની યોજનાઓ કે એની વ્યવસ્થા ઉપર ઉકળાટ કરવાથી કશો અર્થ નથી. થોડી ઝડપ લાવી શકીએ કે થોડો બિગાડ અટકાવી શકીએ એટલું બની શકે તો સંતોષ લેવો જોઈએ.

પણ હવે પછીની યોજનાઓ એ જ ઢબે ચાલવી જોઈએ એવું કેમ મનાય ! ગરીબી મિટાવવાની લાહ્યમાં આપણે આ દેશનાં અંતિમ મૂલ્યો બદલવા બેઠા છીએ એ આપણે કેમ નથી જોઈ શકતા ? નેહરુએ દેશને સવાલ પૂછ્યો છે કે મહાન મૂલ્યો સાચવી રાખવા આપણે શું ગરીબ અને પછાત રહેવું જોઈશે ?! આ સવાલનો ઉત્તર દેશ નહિ આપી શકે તો નેહરુ એમને સૂઝેલા માર્ગે આગળ વધે, ને તે પછી કોઈને બોલવાપણું ના રહે.

### ભારતનો પ્રાણપ્રશ્ન

જાહેર છે કે નેહરુના માર્ગે ઘણું ઉત્પાદન થવા માંડે અને એ વડે આપણે વહેલા સમૃદ્ધ બનીએ. જ્યાં સુધી જરૂરિયાતોના ઉત્પાદનની વાત છે, ત્યાં સુધી સહુ સંમત થશે. પણ એ સ્થિતિ વટાવી જવાની આપણે ઉમેદ રાખી છે. તે અરસામાં ને તે પછી નિકાસની ફિકરમાં આપણે ઊતરવું પડશે ત્યારે પરિસ્થિતિ વિષમ જણાશે.

ઉદ્યોગીકરણની દિશામાં નાના મોટા જે દેશો પડ્યા છે એમને નિકાસની ફિકર પડી છે. જાપાને એ ફિકરમાં ખોટ ખાવાની શરૂઆત કરી ત્યારથી રાજ્યોએ પડતર ભાવે નિકાસ કરી આંતરરાષ્ટ્રીય હરીફાઈ સ્થાપી દીધી છે. સરમુખત્યારી દેશોને આવી છૂટ ફાવતી આવે એમાં પૂછવાનું ના હોય. પોતાના દેશની ' આંતરિક ' બાબતોમાં ફાવે એમ વર્તવાની છૂટ આપી એમને મોકળાશ કરી આપી છે. એટલે આંતરરાષ્ટ્રીય હરીફાઈઓ તીવ્ર બનવાની.

એમાં પાછો નવો અણુયુગ આવે છે. અત્યારનાં યંત્રો પાછળ અનેકગણી શક્તિ ખડકાઈ જશે ત્યારે એ હરીફાઈનો વેગ અને દિશા જુદાં જ હશે, અણધાર્યાં નીવડશે. એવા કપરા સંધિકાળે આપણે અંતિમ મૂલ્યો નક્કી કરવા બેસીએ ત્યારે દહેશત છે કે આપણે સ્થિર રહી નહિ શકીએ, પ્રવાહમાં ખેંચાઈશું.

અને છતાં, ગરીબાઈ સાથે અંતિમ મૂલ્યો સાંકળી શકાય કે નહિ તે પ્રશ્ન આપણે ઠેલી નથી શકતા. કેમ જાણે ભારતનો એ પ્રાણપ્રશ્ન છે.

### અંતિમ છે માનવીનું શ્રેય

ઘડીભર આપણે જગત, યંત્રો, શોધખોળો, અણુ પરમાણુ—એ બધું ભૂલી જઈએ. અને પેલો પ્રશ્ન

અનુસંધાન ૬૫ મે પાને



જવાહરલાલ નેહરુ

# પાયાની બાબતો

આ નવેંબર માસમાં વડોદરામાં યુવક કૉંગ્રેસનું અધિવેશન ભરાઈ ગયું. તેનું ઉદ્ઘાટન આપણા મુખ્ય પ્રધાને કર્યું તે વખતે સમગ્ર દેશના યુવકોને પ્રેરણા થાય તેવું મહત્ત્વનું પ્રવચન કરેલું. તે પ્રવચનનો ટૂંકાવેલો અનુવાદ ઊર્મિનાં વાચકો માટે અહીં રજૂ કર્યો છે જે દરેકને પ્રેરક નીવડશે.....

આજે આપણો સમાજ બદલાઈ રહ્યો છે. દેશ બદલાઈ રહ્યો છે, દુનિયા બદલાઈ રહી છે. અને તેમાં દરેકે પોતાના મગજને પણ એ પ્રમાણે તૈયાર રાખવાનું છે—તેને આળસુ બનાવવાનું નથી. આ દુનિયાને સમજવા માટે આપણી તૈયારી હોવી જોઈએ. અને આ વસ્તુ વૃદ્ધો કરતાં નવજુવાનમાં વધારે જોવા મળે છે. નવજુવાનોનાં શરીર જેમ લચકવાળાં હોય છે અને ઝોક લઈ શકે છે તેવું જ તેમનાં મગજ પણ કરી શકે છે. જેમ જેમ ઉંમર વધતી જાય છે તેમ તેમ તેમનાં શરીર પણ થોડાં સખત અને કઠણ બનતાં જાય છે. તેમાં પહેલાંના જેવી લચક નથી હોતી. અને તેવી જ રીતે તેમનાં મગજમાં પણ ફેરફારો થાય છે મગજ વિશાળ બને છે, ગંભીર બને છે, દૃઢ બને છે પણ તે નવી વાતોને બહુ પસંદ નથી કરતું.

તમે ઇતિહાસ ભણો છો, બીજી ભાતભાતની ઘણીય ચીજો તમે શીખો છો. આ બધાનો અભ્યાસ એટલા માટે કરો છો કે દુનિયાએ હજારો વર્ષોથી જે વિદ્યા અને જ્ઞાનનો અનુભવ મેળવ્યો છે તેનો લાભ તમને મળે અને એમાંથી તમે કંઈક શીખી શકશો કે જ્યારે તમે તેનો અભ્યાસ કરીને જાતે વિચારી તેના ઉપર મનન કરી હાલની પરિસ્થિતિને નજર સમક્ષ રાખી તમારા ધ્યેયને પહોંચશો.

કોઈ કોઈ વખત દુનિયા ધીમે ધીમે બદલાય છે અથવા સમાજ ધીમે ધીમે બદલાય છે. કોઈ કોઈ વખત જલદીથી બદલાતો હોય તેવું પણ જોવા મળે છે. તમે જુઓ છો કે ઘણી વખત સમાજને બદલવા મોટી મોટી ક્રાંતિઓ પણ થાય છે અને તે ક્રાંતિઓના નામ પણ તમે જાણો છો. અમેરિકામાં ક્રાંતિ થઈ, ફ્રાન્સમાં ક્રાંતિ થઈ, ૧૮૪૮માં આખા યૂરોપમાં મોટી મોટી ક્રાંતિઓ થઈ અને દાબી પણ દેવાઈ. તે બાદ રશિયામાં ૧૯૧૭માં એક મોટી ક્રાંતિ થઈ, ચીનમાંય થઈ, અને બીજા દેશોમાં પણ થઈ જેનાં નામો તમે જાણો છો, કારણ કે તેનો પડઘો પણ મોટો પડ્યો અને તેની અસર પણ થઈ. એક બીજા પ્રકારની પણ ક્રાંતિ છે જે સમાજને બદલે છે. તે છે સમાજની રહેવાની રીત બદલવાની—રહેણીકરણીની પ્રથા બદલાવા માંડે છે. એક માણસ મુંબઈથી વડોદરા રેલગાડીમાં આવે, બીજો હવાઈ જહાજમાં અને ત્રીજો બળદગાડીમાં. તેમની વિચારવાની ઢબ એક નહિ હોઈ શકે. જમીનનો દાખલો લઈએ. તેમાં જમીનદાર અને ખેડૂતનો સંબંધ વર્ષો સુધી ટકી રહેશે તો જમીનદાર તેને બિલકુલ બરાબર સમજશે અને ખેડૂત પણ નસીબમાં લખ્યું માની બરાબર ગણશે. જમીનદાર અને ખેડૂતોનો સંબંધ જો તમે તોડી નાખશો અને જમીન ખેડૂતને આપી દેશો તો પહેલું તો સમાજનું

માળખું બદલાઈ જશે અને બીજું, તેમના વિચારો બદલાઈ જશે ને ત્રીજું એ બને કે ત્યાંના ખેડૂતો સહકારી મંડળી બનાવે અને જમીન ભેગા મળીને ખેડે. તેમનું માનસ બિલકુલ બીજું જ બની જશે. માણસો તો તેના તે જ છે છતાંય કામ કરવાની પ્રથા બદલવાથી તેમના વિચારો બદલાવા લાગશે. મુશ્કેલી એ છે કે જે લોકો ફક્ત એક જ રીતમાં માને છે અને તેને જ બરાબર સમજે છે તેને તેઓ બદલવા નથી માગતા અને તેથી તેને બદલવામાં મુશ્કેલીઓ પડે છે. બીજો દાખલો લઈએ: એક બાજુ અમેરિકા, ઈંગ્લાંડ અને રશિયા લો અને બીજી બાજુ ભારત લો. બંનેમાં ખૂબ તફાવત છે. ઘણી બાબતોમાં તફાવત છે. થોડોક વખત એ ભૂલી જાવ કે આ સામ્યવાદી દેશ છે અથવા મૂડીવાદી દેશ છે. વાસ્તવમાં તેમ છે અને તેની કંઈક અસર પણ છે. પરંતુ પાયાની બાબત એ છે કે, એ બધા સામ્યવાદી કે મૂડીવાદી દેશો હોવા છતાંય, એક બાજુ જર્મનીનો દાખલો લો અને બીજી બાજુ રશિયાનો—બન્નેએ ઉદ્યોગમાં ખૂબ પ્રગતિ સાધી છે; બંનેમાં ઉદ્યોગીકરણ થઈ ગયું છે અને વિજ્ઞાનથી તથા નાના મોટાં યંત્રોથી કામ કરી રહ્યા છે. તેમનું ઉત્પાદન પણ તેમણે સારા પ્રમાણમાં વધાર્યું છે અને એથી એમનો સમાજ પણ ઘણો બદલાઈ ગયો છે. ખરો પાયાનો ભેદ આ છે.

હું પાયાની વાત સમજું છું તે એ છે કે, દુનિયાને માટે અને ખાસ કરીને ભારતને માટે, આપણે કોઈ પણ પ્રશ્નનો તોડ હિંસાથી નહીં કાઢીએ. આ એક ઊંચો સિદ્ધાંત જરૂર છે પણ તેને ઊંચા સિદ્ધાંતની દૃષ્ટિએ નહિ પરંતુ બિલકુલ પાયાની બાબત છે તે રીતે સમજું છું. આજના આ અણુબૉંબના જમાનામાં ભારતમાં એક ભય રહ્યા કરે છે કે દેશના ટુકડા ન થઈ જાય અને જો તેમાં હિંસા થાય તો ભાગલા પાડવાની શક્તિ વધી જાય છે. આપણે હિંસાથી કોઈપણ કામ ન કરવું જોઈએ.

યૂરોપ અને અમેરિકામાં કેટલાક લોકો છે જેમને અહિંસા સાથે કંઈ લેવાદેવા નથી. ફોજો અને ફોજોના મોટા અધિકારીઓ જોકે લડવાનું પસંદ કરે છે છતાંય તેઓ વિચાર ઉપર આવ્યા છે કે અણુબૉંબના આ જમાનામાં મોટી લડાઈ કરવી એટલે સામી દુનિયાનો નાશ કરવો. એટલા માટે હું કહું છું કે ભારતમાં હિંસાની રીતથી કામ કરવું એટલે તેના પાયાના વિચારનું અને એકતાનું મૂળ ઉખાડવું અને દેશના ભાગલા અને ટુકડાઓ પાડવા તરફ ધકેલી દેવો. આ બધી પાયાની બાબતો છે. આપણા દેશમાં જુદા જુદા ધર્મો છે, હિંદુ છે, મુસલમાન છે, પારસી છે, ખ્રિસ્ત છે, શીખ, જૈન બધાય છે. એ બધામાં આપણે એકતા આણવાની છે અને જો તે આપણે નહિ આણી શકીએ તો જૂના વખતમાં હતા તેવી રીતે જુદાં જુદાં વર્તુળોમાં રહી જઈશું. જ્ઞાતિભેદથી નથી લોકશાહી ટકતી કે નથી સમાજવાદ ટકી શકતો. મને આશ્ચર્ય થાય છે કે મોટા સમાજવાદી નેતાઓ પણ વાતો તો કરે છે પરંતુ જ્ઞાતિભેદની બાબતથી છૂટા નથી પડતા. આ વાતો આપણે સમજવાની છે.





કનૈયાલાલ મુનશી

# રાષ્ટ્રોનાં ઉત્થાન અને પતન

ભારતીય સંસ્કૃતિના અચ્છા અભ્યાસુ અને ગુજરાતના જાણીતા સાક્ષર મુનશીજી આ અભ્યાસ-લેખમાં રાષ્ટ્રોનાં ઉત્થાન અને પતન તથા તેનાં કારણોને આપણા દેશ પૂરતા મર્યાદિત રાખીને સુંદર રીતે છણે છે......

ઇતિહાસ એ જીવંત માનવ સમુદાયોનાં ઉત્થાન અને પતનની કહાણી છે. આવા સમુદાયની ભૂમિકા, ધર્મ, જાતિ, ભાષા કે રાષ્ટ્રિયત્વ હોઈ શકે.

રાષ્ટ્રોનાં ઉત્થાન અને અધઃપતન ભણી દોરતાં પરિબળો કયાં છે? રાષ્ટ્રોની ઉન્નતિ અને અવનતિ કેવી રીતે થાય છે? આમાંથી બીજો પ્રશ્ન સ્ફુટ થાય છે, એક પૌરુષેય રાષ્ટ્ર નિર્માણ કરનારાં પરિબળો કયાં છે?

એક જ ભૌગોલિક પ્રદેશમાં વસતાં સ્ત્રી અને પુરુષથી કંઈ રાષ્ટ્ર બનતું નથી. એક જ ભાષા બોલતા કે એક જ ધર્મ પાળતાં નરનારીથી પણ કંઈ રાષ્ટ્ર બનતું નથી. સ્વીટ્ઝર્લૅન્ડ અને કેનેડા, બહુભાષાભાષી રાષ્ટ્રો છે. બ્રિટન અને અમેરિકા, ઉત્તર ભારત અને પાકિસ્તાન એક જ ભાષાભાષી હોવા છતાં ભિન્ન રાષ્ટ્રો છે.

રાષ્ટ્રને ઘડનાર ત્રણ તત્ત્વો છે. મહાન વીર પુરુષો અને સિદ્ધિઓ, ભૂતકાળનાં મહાન સાહસો અને વિજયોની સમાન સ્મૃતિ. એક જ દેશમાં રહેતી જાતિઓ જો પોતાના ભૂતકાળ પ્રતિ, એક બીજાથી સંપૂર્ણપણે વિરોધી દષ્ટિકોણથી જુએ તો રાષ્ટ્ર બની શકે નહિ.

રાષ્ટ્રના આવિર્ભાવ અને વિકાસમાં મહાન ફાળો આપતું બીજું તત્ત્વ છે, એકતા સાધવાની ઇચ્છાશક્તિ. રાષ્ટ્રત્વ મનોવૈજ્ઞાનિક તત્ત્વ પર અવલંબે છે. એક રાષ્ટ્ર તરીકે સાથે રહેવાનો લોકોનો અવિરત પ્રયાસ એમાં ગર્ભિતરૂપે રહ્યો છે.

આપણે યાદ રાખવું જોઈએ કે, માનવની તમામ સામુદાયિક પ્રવૃત્તિઓમાં મહત્ત્વની બાબત પ્રભુતાશાળી લઘુમતી (ડોમીનન્ટ માયનોરીટી) છે. એ જે કાંઈ બોલે, નિર્માણ કરે તથા દોરવણી આપે તેનું મહત્ત્વ રહે છે, જ્યારે આમ-સમૂહ નિષ્ક્રિય રહે છે, દોરવણી માટે પ્રભુતાશાળી લઘુમતી પર મીટ માંડે છે અને એને સક્રિયપણે અનુસરે છે યા તો એ જે કાંઈ કહે છે કે કરે છે એમાં અનુમતિ આપે છે. એટલે જ્યારે હું એકતાની ઇચ્છાની વાત કરું છું ત્યારે તે એકંદરે પ્રભુતાશાળી લઘુમતીની ઇચ્છા, એવા અર્થમાં કરું છું.

રાષ્ટ્રિય એકતા માટેની ઇચ્છાશક્તિ કલુષિત બને એટલે કે એ નિર્બળ બને અથવા તો એનો વ્યય થાય એવા ત્રણ સંયોગો છે: (૧) જો પ્રભુતાશાળી લઘુમતી પાસે રાષ્ટ્રના ભાવિ વિષે કોઈ ધ્યેયની ભાવના નહિ હોય. (૨) જ્યારે એકતા માટેની એની ઇચ્છાશક્તિ પરસ્પર વિરોધી વફાદારીઓથી વિભાજિત બને છે. (૩) જ્યારે જનસમુદાય માટે એ મનોવૈજ્ઞાનિક દૃષ્ટિએ વિમુખ બને છે.

મહત્તાને પામેલાં તમામ રાષ્ટ્રોનું એક લક્ષણ ધ્યેયની ભાવનાનું રહે છે. છેલ્લાં સો વર્ષ દરમિયાન આપણે સ્વાતંત્ર્યસંગ્રામ ખેલતા હતા ત્યારે ભારતની પ્રભુતાશાળી લઘુમતી પાસે પણ એક ધ્યેય દષ્ટિ—આપણી પોતાની સંસ્કૃતિ પ્રત્યે સન્નિષ્ઠ રહેવાનો આપણો અધિકાર; સ્વાતંત્ર્ય માટે ભોગ આપવાનું અને જરૂર પડે તો પ્રાણ પણ પાથરવાનું આપણું કર્તવ્ય; આપણા આધ્યાત્મિક વારસાની સહાયથી આપણે માનવજાતને ઉગારી શકીએ એ માટે આપણે આપણું ભાગ્યવિધાન કરવા સ્વતંત્ર હોઈએ—તે હતી.

બીજી બાજુ જો આપણી ધ્યેયભાવના પાંગળી બને—જેમ છેલ્લા થોડાક સમયથી બનવા લાગી છે; જો આપણે આપણામાંની અને આપણી સંસ્કૃતિમાંની શ્રદ્ધા ધરાવતા બંધ થઈએ અને ઇતિહાસમાં આપણે

મહાન કાર્ય બજાવવાનું છે એવો વિશ્વાસ ગુમાવી બેસીએ તો આપણી દૃષ્ટિ પણ વિધેયાત્મક નહિ રહે. હતાશા, નિરાશા અથવા આશાભંગ આપણને ઘેરી વળશે, એને પગલે આવશે વિછિન્નતા.

હવે બીજી પરિસ્થિતિ જોઈએ. જો પ્રભુતાશાળી લઘુમતીનો વિશાળ વર્ગ, સર્વોપરિ નિષ્ઠાના પોતાના ધ્યેય તરીકે જ્ઞાતિ, પ્રદેશ, ભાષાવાદ કે ધર્મમાં માનતો હોય તો એકતા માટેની ઇચ્છાશક્તિ છિન્નભિન્ન બનશે. પ્રભુતાશાળી લઘુમતી જેમની બનેલી છે એવા ઘણા લોકોની નિષ્ઠા અનેકવિધ હોય છે. કુટુંબ પ્રત્યેની, જ્ઞાતિ કે વર્ગ પ્રત્યેની, પ્રદેશ કે ભાષા પ્રત્યેની, પોતાના ધર્મ પ્રત્યેની નિષ્ઠા અને પોતાના રાષ્ટ્ર પ્રત્યેની નિષ્ઠા.

દા. ત. જો ગુજરાતી ભાષાભાષી જનસમૂહ પ્રત્યેની મારી નિષ્ઠા, ભારત પ્રત્યેની મારી નિષ્ઠા કરતાં સર્વોપરિ રહે; અથવા તો હિન્દુત્વ પ્રત્યેની મારી નિષ્ઠા મારા રાષ્ટ્રિયત્વને છાવરી દે, તો રાષ્ટ્રિય શક્તિનાં વહેણો કલુષિત બને. યોગ્ય રીતે પરસ્પર સંકળાયેલી નિષ્ઠાઓમાં, રાષ્ટ્ર પ્રત્યેની નિષ્ઠા, અન્ય સર્વ નિષ્ઠા કરતાં સર્વોપરિ હોવી જોઈએ. જર્મની અને જાપાનમાં એ પ્રમાણે છે અને બીજા વિશ્વવિગ્રહમાં પોતાની ભારે તારાજી પછીય એમના ઝડપી ઉત્થાનનું કારણ પણ એ જ છે.

ત્રીજી પરિસ્થિતિ, એક સંસ્કૃતિના બીજી પર પડતા પ્રભાવમાંથી પરિણમે છે. ઉદાહરણાર્થે, ભારતમાં તથા એશિયાના બીજા ઘણા દેશોમાં પ્રભુતાશાળી લઘુમતીની દૃષ્ટિ, આમજનતાથી જુદી પાડવાની વલણ બતાવે. આમ થતાં, લોકોનું વૈશિષ્ટ્ય વ્યક્ત કરતી આકાંક્ષાઓનો ભાવનાત્મક પડઘો એ પાડી શકતી નથી, કારણ કે એ ન્તાકાત સંસ્કૃતિ અને દૃષ્ટિની અસર તળે વહે છે, વિચારે છે; અને આમજનતાની એની સાથે એકરૂપતાની લાગણી અનુભવી શકાતી નથી. એકવાર આવી પરિસ્થિતિ ઉદ્‌ભવે પછી, પ્રભુતાશાળી લઘુમતી, ગમે તેટલી ક્રિયાશીલ હોય તો પણ એની પ્રત્યે ત્રાહિત તરીકે નિહાળવામાં આવે છે અને એકતા માટેની ઇચ્છાશક્તિ નાશ પામે છે.

આપણે પોતાનો દાખલો લઈએ તો, પૂર્વ ગાંધીકાળમાં, અંગ્રેજી શિક્ષણ પામેલી પ્રભુતાશાળી લઘુમતી મહદ્‌અંશે યુરોપીય અસર પામેલી હતી અને ઘણીવાર નેતાઓ લોકોની આકાંક્ષાઓની દૃષ્ટિએ વિચારવામાં મુશ્કેલી અનુભવતા હતા. ગાંધીજી આવ્યા, પ્રભુતાશાળી લઘુમતી અને લોકો વચ્ચે સંપૂર્ણ એકરૂપતા સ્થાપી કારણ કે તેઓ એમના મૂળભૂત દૃષ્ટિબિંદુની બાબતમાં જનસમુદાય સાથે એકરૂપ હતા. લોકોને મન તેઓ પાશ્ચાત્ય રંગે રંગાયેલા રાજદ્વારી અગ્રણી નહોતા પરંતુ જેનું પોતે યુગોથી સ્વપ્ન સેવ્યું હતું એવા એક સંત, યોગી અને ઉદ્ધારક હતા.

રાષ્ટ્ર નિર્માણ કરનારું ત્રીજું ખૂબ મહત્ત્વનું પરિબળ છે, સામૂહિક કાર્ય કરવાની લોકોની શક્તિ. જનતા જ્યારે પ્રભુતાશાળી લઘુમતી દ્વારા પ્રસંગ આવે ત્યારે, એક સમાન ઉદ્દેશથી કાર્ય કરવા કે પ્રતિકાર કરવા દોરવણી પામે તો જ રાષ્ટ્રિય એકતા માટેની ઇચ્છા ટકી રહે છે. સામૂહિક કાર્ય વિનાની એકતા માટેની ઇચ્છા માત્ર પોકળ લાગણી બની રહે છે.

ભૂતકાળમાં આપણે સદીઓ સુધી એક આર્યવર્તના અને એક વિક્રમાદિત્યનાં સ્વપ્ન સેવ્યાં હતાં; પરંતુ સામૂહિક કાર્ય કરવાની શક્તિ ગુમાવી દીધી હતી. પૃથ્વીરાજ ચૌહાણ જ્યારે વાયવ્ય સરહદ પર મહમુદ ઘોરી સામે ઝૂમતો હતો ત્યારે બાકીનું હિંદુ–ભારત જોઈ જ રહ્યું હતું.

આમછતાં, કોઈ એક ધ્યેયથી પ્રેરાઈને, સામૂહિક કાર્ય કરવાની ટેવ હમેશાં આશીર્વાદરૂપ બની રહેતી નથી. આકાંક્ષા ક્યારેક વધુપડતા સામૂહિક કાર્ય માટે, પછી વિસ્તારણવૃત્તિ (એક્સપાન્સીઝમ) પ્રત્યે, વિજય મેળવવા અર્થેના વિગ્રહો પ્રત્યે, દુનિયા પર વર્ચસ્વ ભોગવવાની પ્રમાણાતીત મહત્ત્વાકાંક્ષા પ્રત્યે, અથવા તો બીજા લોકોને પરાજીત કરીને યા એમનો વિનાશ કરીને એમને ભોગે સંપત્તિવાન થવાની વૃત્તિ



અત્રે દોરી જાય છે. ઘણાખરા વિનાશક વિગ્રહો આ વિસ્તારણ વૃત્તિના પરિણામરૂપ જ હતા.

આમ જ્યારે કોઈ એક પ્રજાની એકતા માટેની ઇચ્છાશક્તિ એની મર્યાદા ઉલ્લંઘી જાય છે ત્યારે એ મહાન વિજયો હાંસલ કરે છે, શત્રુઓ પર વિજયો મેળવે છે અને કોઈકવાર સાંસ્કૃતિક વિકાસમાં પણ પરિણમે છે.

અમેરિકાની બાબતમાં બન્યું છે તેમ, વધુ પડતું સામૂહિક કાર્ય, બિનવસાવાયેલા પ્રદેશો પર વસાહત કરવાના અને તેને પરિણામે ખૂબ પ્રમાણમાં ભૌતિક સમૃદ્ધિ પ્રાપ્ત કરવાના ભવ્ય સાહસનું સ્વરૂપ પણ ધારણ કરે છે.

આમછતાં જ્યારે કોઇ એક પ્રજાની સામૂહિક કાર્ય માટેની આકાંક્ષા માઝા મૂકે છે ત્યારે એ પ્રચંડ શક્તિ અને વિપુલ સંપત્તિ પ્રાપ્ત કરે છે; પરંતુ પ્રભુતાશાળી લઘુમતીને ભૌતિક સમૃદ્ધિ અને સત્તાનો મદ ચડે છે. એકવાર આ પરિસ્થિતિ ઉદ્ભવે એટલે રાષ્ટ્રિય ઉત્થાન એની સીમા વટાવી જાય છે અને પછી વિનિપાત શરૂ થાય છે.

આવી પ્રજાઓ સમક્ષ ત્રણ ભય રહેલા હોય છે. (૧) તે હરીફ પ્રજાઓનો કોપ કે ઈર્ષા વહોરી લે છે અને તેમની સાથે વિનાશક વિગ્રહમાં પટકાય છે. (૨) તે પોતાની કીર્તિને તદ્રુપ રહે અને આત્મઘાતક સંઘર્ષના માર્ગે વળે. (૩) જ્યારે કોઈ એક રાષ્ટ્ર અતિ ભૌતિક સમૃદ્ધિ અને અમર્યાદિત સત્તા પ્રાપ્ત કરે છે ત્યારે તે સત્ય અને અસત્ય, સારું અને ખોટું, સુંદર અને કુરૂપ વચ્ચેનો ભેદ પિછાણવાની વિવેકશક્તિ ગુમાવી બેસે છે. માનવી દિવ્યતાની ભાવનાથી વંચિત એવું માત્ર જાતીય અને ભૌતિક પ્રાણી બની રહે છે.

આજે આપણે જોઈ રહ્યા છીએ કે, ખૂબ સમૃદ્ધ અને શક્તિશાળી હોય એવા કેટલાક દેશોની પ્રભુતાશાળી લઘુમતી, અવિનાશી આધ્યાત્મિક મૂલ્યો વિષેનો પોતાનો વિવેક ખોઈ રહી છે. તેઓ તમામ મૂલ્યોને માત્ર જીવવિજ્ઞાનીય, આચરણગત, આર્થિક અથવા ભૌતિક દૃષ્ટિએ જોવા માંડેલ છે. પરિણામે, એમના પોતાના સમાજોમાં અનીતિમાન વાડાઓ અને દમનજૂથો ઉદ્ભવ્યાં છે. પાશવી બળ અને દગાખોરી, તમામ મૂલ્યો માટે આખરી નિર્ણાયક બની ગયાં છે. માનવીનું ગૌરવ હવે સન્માનાતું નથી. સરકારો સિનીક અથવા નિષ્ઠુર બની ગઈ છે. કૌટુંબિક જીવન છિન્નભિન્ન થવા માંડ્યું છે. ગુણની મહત્તાનું સ્થાન પ્રમાણની મહત્તાએ લીધું છે.

દુર્ભાગ્યે, આજે દુનિયા અતિ નાની બની ગયેલી હોઈ, ભૂતકાળમાં બનતું હતું તેમ, આ ભય માત્ર ગણ્યાગાંઠ્યા રાષ્ટ્ર પૂરતો જ મર્યાદિત રહેતો નથી પરંતુ નિર્બળ અને નિર્ધન પ્રજાઓમાં પણ પ્રસરી રહ્યો છે. તેમની પ્રભુતાશાળી લઘુમતીઓ પણ, આંતર્મૂલ્યોની અવહેલના કરીને, બાહ્ય ચળકાટ પાછળ તડપે છે.

આ સંદર્ભમાં, ભારતનો ઇતિહાસ બોધપાઠ આપી શકે એમ છે. કેટલીક સદીઓ સુધી આપણે આક્રમણકારોએ આણેલ આપત્તિઓથી વીંટળાયેલા રહ્યા હતા. છતાં આપણે ઊગરી શક્યા. કારણ કે આપણે, જેની પર આપણા વૈયક્તિક અને સામાજિક જીવનનાં મંડાણ થયાં છે એ આધ્યાત્મિક મૂલ્યોને વળગી રહ્યા હતા. આ વિપત્તિઓ છતાં, આપણે સ્વ-સિદ્ધિના નૂતન યુગમાં પ્રવેશી શક્યા છીએ.

આ સાથે જ, આપણી પ્રભુતાશાળી લઘુમતી પર નવી દુનિયાની બિમારીનું આક્રમણ થઈ રહ્યું છે. આપણા ધ્યેયની ભાવનાને, એકતા માટેની આપણી ઇચ્છાશક્તિને અને સામૂહિક કાર્ય માટેની આપણી ટેવને જાળવી રાખનાર સામૂહિક કાર્યદ્વારા જ, આ રોગના પ્રસાર સામે આપણે પ્રતિકાર કરીએ છીએ. જો આપણે આપણાં આધ્યાત્મિક મૂલ્યો જાળવી રાખી શકીએ તો આપણે આપણાં જીવનનાં વહેણો નિર્મળ રાખી શકીશું. અને તો આપણે સમૃદ્ધિ અને સત્તા પર વધુ પડતો ભાર મૂકવાને પરિણામે નિપજતાં વિભિન્ન પરિબળોનો હ્રાસ કરી શકીશું.

[ આકાશવાણીના સૌજન્યથી ]









[ત્રણેક વરસ પહેલાં ઊર્મિનાં વાચકોને પોલૅંડ, રશિયા અને ચીન વિષે થોડાક લેખોથી જબ્બર આકર્ષણ જમાવીને પછી જર્મનીમાં 'ખોવાઈ' ગયેલા આ લેખકનો હમણાં જ પત્તો લાગ્યો છે. ત્રણેક માસથી વતનની હવાના શ્વાસ લઈ રહેલા ભાઈ આણુવાલા પાસેથી યુરોપની અને બીજા દેશોની વાતો સાંભળવાની લિજ્જત તો આવે જ. પણ આવા કલમબાજ તો વાંચનારને પણ લિજ્જત ચખાડી શકે. એટલે આ પ્રસંગમાળા ઊર્મિ માટે લખાવવા એ લહેરી જીવડાને ખૂબ ઢંઢોળવા પડ્યા છે. લેખમાળા વચ્ચેથી બંધ થઈ નહિ જાય એવી ખાતરી ઊર્મિના વાચકોને આપીને આ શરૂ તો થાય છે. પણ આ ભટકતા 'આદમ'નો ભરોસો હવે કંઈક વધુ રાખવા દિલ તત્પર થયું છે એટલે વાચકોને નિરાશા નહિ જ સાંપડે. મુશાયરાઓમાં ગઝલની પક્કડ જમાવતા આ 'શાયર'ની પિછાન હવે વધુ આપવાની હોય જ નહિ. અધૂરું રાખેલું એમ. એ. પૂરું કરીને જલદી જલદી 'ડૉક્ટરેટ' લેવા માટે જર્મની ઊપડી જવાની ખ્વાહેશ ધરાવે છે એટલું જ આજે.... —સંપાદક ]

યૂરોપમાં ગુજારું છું 'આદમ' હું જિન્દગી;
જીવી રહ્યો છું જાણે કે હું પણ પરીકથા !

વાત સાવ સાચી !

એ વળી પરીકથા નહિ તો બીજું શું ? કોને કહું અને કોણ માનશે ? અને આમે કહ્યા વિના જીવ સખણો રહે તો ને ! એક દેશ ફર્યો હોઉં તો એક દેશની વાત કરું. બે દેશ ફર્યો હોઉં તો બે દેશની વાત કરું. પણ આ તો વાત જ તદ્દન નિરાળી છે ! નજર સામે કેટકેટલું તરી આવે છે ! જીવનનો તરંગી સાગર લહેરાતો રહે છે, સમયનું ધુમ્મસ ઘેરાતું રહે છે; પણ વીતી ગયેલી યાદોની દીવાદાંડીઓ પોતાના ઝળહળતા ઉમંગી સ્મિતની વર્ષા હજી અટકાવતી નથી. આ દીવાદાંડીઓ પણ કેવી પાગલ છે ! કેવાં વેરવિખેર અને અવ્યવસ્થિત છે એનાં તેજ ! ભલે. વેરવિખેર કે અવ્યવસ્થિત, પણ તેજ તો ખરાં ને !

હજી બરાબર યાદ છે :

ઓગણીસસો છપ્પનના એપ્રિલ માસની આઠમી તારીખ. વાર રવિ. ડ્યુસલડૉર્ફનું સ્ટેશન. વહેલી સવાર. રિમઝિમ રિમઝિમ વરસતું હિમ. જમણા હાથમાં બૅગ. ડાબા હાથમાં બૅગ. શરીરે લાંબો કાળો ગરમ ઓવરકોટ. કેટલાક દિવસની દાઢી. મુગ્ધ અને અજાણી આંખો. જર્મન ભાષાનો એકે શબ્દ આવડે નહિ... કેવો શરમાળ આદમી !

આ તો છે માત્ર શરૂઆત !

ત્યાર પહેલાં અને ત્યાર પછી ?

ત્યાર પહેલાં અને ત્યાર પછી—બસ એ જ પરીકથા ! આ છે એ પરીકથાની ખરી કથા: વેરવિખેર પ્રસંગો —છૂટાછવાયા બનાવો—અવિસ્મરણીય અનુભવો.

પરીકથામાંથી પરી ઊડી ગઈ અને કથા રહી ગઈ!

## કરાંચીમાં કેટલાક કલાક

પરદેશની પહેલી સફરનો થાક હજી તો ઊતર્યો યે નહોતો અને હું મિત્રોને અલિફ લયલાના કિસ્સાઓ સંભળાવી સંભળાવી મારી જીભની સાથે એમના કાનોનેયે થકવી રહ્યો હતો. યૂરોપ નજર સામેથી

કેમે કરી ખસતું નહોતું. પોલેંડ, રશિયા અને ચીન જેવા સામ્યવાદી દેશોમાંથી પાછા ફર્યા પછી 'ગુજરાત-સમાચાર'ની નોકરી ગુમાવી બેઠો હોવાથી અમદાવાદની 'અંજુમને ઇસ્લામ હાઈસ્કૂલ'માં શિક્ષક તરીકે જોડાઈ ગયો હતો. તન ભારતની ધરણી ખૂંદતું હતું, કિન્તુ મન તો કોઈ પરેશાન પંખીની જેમ પરદેશી આકાશની ઝંખનામાં પરોવાયેલું હતું.

અંતે......અંતે એક દિવસ આવી પહોંચ્યો. ભાઈ મહેન્દ્ર મેઘાણીએ એક ભટકતા શાયરના અરમાનોની આંગળી પકડી—અને મેં નવી અલબેલી સફર માંડી.

મેં જર્મનીનો રસ્તો લીધો. રસ્તોયે કેવો સસ્તો!

મુંબઈથી બસરા. જહાજ વાટે.

બસરાથી બગદાદ. ટ્રેન વાટે.

બગદાદથી હૈદરપાશા. ટોરોસ એક્સ્પ્રેસ.

હૈદરપાશાથી ઇસ્તંબુલ. નૌકામાં બેસી.

ઇસ્તંબુલથી જર્મની. ટ્રેન માર્ગે.

આ સફરમાં સમય સહેજ વધુ લાગે પણ તેમાં દેશોયે વધુ જોવા મળે: ઇરાક, સીરિયા, તુર્કસ્તાન, ગ્રીસ, યુગોસ્લેવિયા અને ઑસ્ટ્રિયા.

*

મુંબઈથી ઊપડ્યા પછી બે દિવસે અમારું 'દારેસા' જહાજ કરાંચી બંદરે પહોંચ્યું. કરાંચીમાં આઠનવ કલાક ગાળવાની તક મળી. મારા મામા ઇબ્રાહીમભાઈ મિયાંભાઈ અને 'નયનધારા'ના કવિ અને મારા મિત્ર સાલિક પોપટિયાએ પોતાની કારમાં મને ખૂબ ખૂબ ફેરવ્યો. નોંધપાત્ર સ્થાનો દેખાડ્યાં. નામાંકિત વ્યક્તિઓનો પરિચય કરાવ્યો. રસ્તામાં મરહૂમ કાયદેઆઝમ મોહમ્મદઅલી જિનાહ અને લિયાકતઅલીખાનનાં સ્વચ્છ અને પાકાં બાંધેલાં મઝારો જોયાં, અને બીજી બાજુ ગંદકીમાં સબડતા અને પાકા મકાનોનાં સપનાં જોતા અસંખ્ય નિરાશ્રિતોનાં બેહાલ ઝૂંપડાં જોયાં. ગુજરાતી છાપાંઓની ઑફિસોમાંયે ડોકિયું કર્યું.

સાલિક મને આતિયાબેગમ પાસે લઈ ગયો. તીખું તમતમતું બોલવામાં જાણીતાં આ બેગમના ચિત્રકાર શૌહર જર્મન છે. એ જર્મન ચિત્રકાર મને પોતાના 'એવાનેરફઅત' (પિક્ચરગૅલેરી)માં લઈ ગયા. એમની વિવિધ કલાકૃતિઓ જોઈ. તેમાં 'Gandhiji and his goat—a non-violent argument' ચિત્ર ધ્યાન ખેંચે તેવું હતું.

—ક્યા ગાંધીજી યહાં પાકિસ્તાનમેં ભી હૈં! ચિત્રકારને મેં પૂછ્યું.

—સિર્ફ યહીં પર હી હૈ. ચિત્રકારે પોતાના 'એવાનેરફઅત'ના ખંડ પ્રતિ અંગુલિનિર્દેશ કરી જવાબ આપ્યો.

આતિયાબેગમ સાથે થયેલી વાતચીત સહેજ વિચિત્ર હોઈ તે અહીં ઉતારું છું.

—હાં, તો તુમ જર્મની જા રહે હો. અચ્છા, તો યહ બતલાઓ કિ જર્મની તુમ કિસ સિલસિલેમેં જા રહે હો!

—ઐસે કહનેકો તો 'કલ્ચરલ સ્ટડી' કે સિલસિલેમેં જા રહા હૂં.

—હાં, તો યહ ફિર 'કલ્ચર' આયા! અરે ભાઈસાહબ! કોઈ હમેં ભી બતલાએ કિ યહ 'કલ્ચર' ભલા ક્યા ચીઝ હય! આજકલ હમ ઇસ 'કલ્ચર'કા બહુત કુછ શોર સુનતે હૈં.

—દેખિયે બેગમસાહેબા! યહ કલ્ચર યૂં તો બડી vague term હૈ. સમઝાના મુશ્કિલ હૈ. લેકિન 'કલ્ચર' હો—'ઍગ્રિકલ્ચર' હો—યા 'હૉર્ટિકલ્ચર'— હમેં મતલબ હૈ જર્મનીસે!

આતિયાબેગમ, વધુ શું બોલે!

## રાજ અને કમાલ

બક રહા હૂં જુનૂમેં ક્યા ક્યા કુછ
કુછ ન સમઝે ખુદા કરે કોઈ
—ગાલિબ

તુર્કસ્તાન.

આ દેશ પણ ગજબનો દેશ છે! અહીં માત્ર બે જ વ્યક્તિઓ લોકપ્રિયતા ભોગવતી હોય એમ લાગે છે. એક તો કમાલ અતાતુર્ક અને બીજો 'આવારા'નો રાજકપૂર! બીજા વિષે રશિયામાં પણ મેં આ જ હાલત જોઈ હતી.

ઈસ્તંબુલ આવી પહોંચ્યો એટલે ખબર પડી કે બગદાદ જતી 'ટોરોસ એક્સપ્રેસ' તો ક્યારની ઊપડી ગઈ છે. ઈસ્તંબુલમાં ચારપાંચ દિવસ રોકાયા સિવાય બીજો ઈલાજે શો હતો! સામાન્ય માણસને પરવડે તેવી એક હોટલ શોધી કાઢી. હોટલના સેક્રેટરીએ મારો પાસપોર્ટ માગ્યો. પાસપોર્ટ જોતાં જ બોલી ઊઠ્યો, 'ઓહ! હિન્દુસ્તાની!!' પછી એના મુખ ઉપર હર્ષની રેખાઓ ધસી આવી.

—રાજકપૂર! ઓહ! રાજકપૂર! વેરી વેરી ગુડ એક્ટર! 'આવારા'—વેરી વેરી ગુડ ફિલ્મ! 'આવારા'—વેરી વેરી ગુડ મ્યૂઝિક! 'આવારા હૂં...' [એણે આલાપવા માંડ્યું]

—વેરી વેરી ગુડ સૉંગ! મેં એનું વાક્ય પૂરું કર્યું.

—યસ! 'આવારા હૂં' વેરી વેરી ગુડ સૉંગ! ઓહ! રાજકપૂર! વેરી વેરી ગુડ એક્ટર! નરગિસ! વેરી વેરી ગુડ આર્ટિસ્ટ! 'આવારા' ફિલ્મ—આઈ સૉ ફાઈવ ટાઈમ. વેરી વેરી ગુડ ફિલ્મ!

—યસ! 'આવારા' ફિલ્મ—યૂ સૉ ફાઈવ ટાઈમ. વેરી વેરી ગુડ! બટ મિસ્ટર! આઈ સૉ નો રૂમ ઈન હોટલ! વેરી વેરી બેડ!

એટલે રાજકપૂરના એ આશકને ખ્યાલ આવ્યો કે પોતે એક તુર્કી હોટલમાં સેક્રેટરી છે અને આ હિન્દુસ્તાની 'આવારા'નું ગીત ગાવા નહિ પણ હોટલની કોઈ ખાલી રૂમ ભાડે રાખવા આવ્યો છે. 'સૉરી' કહી ઊઠ્યો. એનું કદ અતિશય ઠીંગણું હતું. એના હાફકોટની લાંબી બાંયો નીચે લબડતી હતી. એની મુખાકૃતિ અને કદ જોતાં એની ઉમ્મર તેર–ચૌદ વરસની જ લાગે, પણ વાસ્તવમાં એ વીસ વરસનો હતો. અંમેજી બોલે તો થાય કે આ હવે તુર્કી બોલે તો સારું! એ મને ચોથે માળે લઈ ગયો. રૂમ દેખાડી. મજાની હતી. બારીની બહાર નજર નાખીએ તો મામોરાનાં નીલવર્ણાં ચંચલ પાણી લહેરાતાં દેખાય. બેગ–બિસ્તરા ઠેકાણે કર્યાં કે તરત જ સેક્રેટરીની જીભ ફરી ઊપડી ગઈ.

—પ્લીઝ, મિસ્ટર! વન ટાઈમ 'આવારા હૂં...'—પ્લીઝ, વન ટાઈમ!

એણે તો 'આવારા'નું ગીત ગવરાવવાની જાણે ઝુંબેશ શરૂ કરી. અંતે મારી હાર થઈ. મેં ગીત ગાયું.

આવારા હૂં...
યા ગરદિશમેં હૂં આસમાનકા તારા હૂં...

ગીત સાંભળી એવો તો એ ખુશ થઈ ગયો કે નાના બાળકની જેમ તાળીઓ પાડી કીકિયારીઓ કરી મૂકી. મને થયું, હાશ! ચાલો પીછો તો છૂટ્યો! પણ એમ તે કાંઈ પીછો છૂટતો હશે! હું સહેજ નવરો પડું કે એ સહેજ ફુરસદમાં હોય એટલે તરત ફરમાઈશ થવાની: પ્લીઝ, 'આવારા', વન ટાઈમ 'આવારા'! અને એય એવો હઠીલો કે મને ગવરાવીને જ જંપે! ગીત પ્રત્યે તો જાણે ઠીક, પણ મારા કર્કશ કંઠ પ્રત્યે પણ એ કંટાળો કે અણગમો દાખવે નહિ!

સાંઝ પડે એટલે હોટલમાં મહેફિલ જામવા માંડે: પેલા સેક્રેટરીના દોસ્તબિરાદરો, કેટલાક પોલીસો અને કેટલાંક બાળકો. એ જ ગીતની ફરમાઈશો થતી રહે. હું ગાતો રહું. ક્યારેક મને શંકાયે થઈ આવતી કે આ બધા બહેરા તો નહિ હોય!

એક સાંઝે ખબર પડી કે આ સેક્રેટરી હાફિઝે–કુરઆન છે. આખુંયે કુરઆનેશરીફ એને મોઢે છે. મને વળી આ યોગ્ય સમયે યોગ્ય તક મળી ગઈ. 'આવારા'થી છૂટકારો મેળવવા મેં ફરમાઈશ કરી.

—હાફિઝજી, પ્લીઝ, તિલાવતે કુરઆન. પ્લીઝ, વન ટાઈમ!

ઘણી આજીજી બાદ એ તૈયાર થયો.

અઊઝો બિલ્લાહે મિનશ્શયતા નિર્રજીમ.
બિસ્મિલ્લા હિર્રહેમા નિર્રહીમ...



હાફિઝજીનો કંઠ સાંભળી હું તો ડધાઈ જ ગયો. પવન થંભી ગયો. શો મધમીઠો અવાજ હતો એનો! એના અવાજમાં એવી તો સુમધુર ખુમારી અને અવિરમ-રણીય મીઠાશ હતી કે મનને એમ જ થઈ આવતું કે બસ આ ખુમારી ફેલાતી જ રહે.—આ મીઠાશ રેલાતી જ રહે. સાંભળનારાઓના આત્માને ડોલાવી દે તેવી એ તિલાવતે કુરઆન એકએક મિનિટ ચાલતી અને પછી એકાએક થંભી જતી. સહુ સાશ્ચર્ય જોઈ રહેતાં. કુરાને શરીફની તિલાવત પડતી મૂકી એ હાફિઝે કુર-આન ફરી મને કરગરવા મંડી જતો:

—પ્લીઝ, મિસ્ટર! વન ટાઇમ 'આવારા'!

*

એ હોટલમાં તો પછી બીજી વાતો જ ન મળે! બસ એ જ એકમાત્ર વિષય: 'આવારા', રાજકપૂર, નરગિસ! નરગિસ, 'આવારા', રાજકપૂર! રાજકપૂર, નરગિસ, 'આવારા'! ક્યારેક તો મને થઈ આવતું કે લાવ, આ હોટલ જ બદલી નાખું! ઇસ્તંબુલમાં 'આવારા' ચિત્ર છ મહિના જેટલો સમય ચાલ્યું હતું. આ ચિત્ર પાંચ પાંચ છ છ વખત જોનારા તો મને કેટલાય મળ્યા. ત્રણ વરસની એક નાનકડી બાલિકા પણ 'આવારા'ના આ ગીતથી પરિચિત! મારા કર્કશ કંઠે ગવાયેલું આ ગીત સાંભળી એક બૂટ-પાલિશ કરનાર યુવકે મારાં જોડાં ભણી નજર કરી હતી, પણ મારાં બૂટ ચામડાનાં નહોતાં તેથી એ નિરાશ થયો હતો. ગીત સાંભળ્યાની ખુશી વ્યક્ત કરવા બીજું કશું ન બની શક્યું એટલે એણે મિત્રભાવે એક સિગરેટનો સ્વીકાર કરવા ભારે આગ્રહ કર્યો હતો અને એ રીતે કોઈ અલૌકિક સંતોષ અને રાહતની લાગણી અનુભવી હતી! એ પણ રાજકપૂરનો ખરો આશક હતો.

એ દરમિયાન એક આધેડ વયના આરબ ગૃહસ્થનો ભેટો થયો. એ પણ એ જ હોટલમાં ઊતરેલા. શાન્ત અને ગંભીર પ્રકૃતિ ધરાવતા એ આરબ સદ્‌ગૃહસ્થ આખો સમય તસ્બીહના દાણા જ ફેરવ્યા કરતા હતા. ખૂણાના એક ટેબલની ખુરસી ઉપર બેઠા બેઠા શાંત ચિત્તે અમારી વાતો સાંભળ્યા કરતા. એકવાર એમનું મૌન ખંડિત થયું.

—આઈયે. બૈઠિયે! એમણે કહ્યું.

—શુક્રિયા. ક્યા આપ હિન્દુસ્તાની જાનતે હૈં! પડખેની ખુરશી ઉપર જગા લેતાં મેં એમને સાનંદ પ્રશ્ન કર્યો. એ ચૂપ રહ્યા. ફરીવાર મેં પ્રશ્ન કર્યો. ફરીવાર એ ખામોશ રહ્યા.

—આઇ નો ઓનલી ટીઝ ટૂ હિન્દી વર્ડ્ઝ: 'આઈયે' એન્ડ 'બૈઠિયે.'

એમણે અંગ્રેજીમાં બોલવા માંડ્યું. ભલો માણસ! બે હિન્દી શબ્દો પણ એવી સિફતથી બોલે કે સાંભળનારને એમ જ લાગે, આ આરબ કેવું ફાંકડું હિન્દી બોલી શકે છે! એ ઈરાકના વતની હતા. ઑપરેશન કરાવવા લંડન ગયા હતા. વ્યવસાયે ઇજનેર હતા. ઈરાક પાછા ફરતા હતા તે જ વખતે ઈરાકમાં બળવો ફાટી નીકળ્યો હતો. આથી ઇસ્તંબુલમાં રોકાઈ ગયા હતા. ઈરાકથી સમાચાર આવે તેની આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા. એક ખૂણામાં પડેલા ટેબલની ખુરશી ઉપર બેઠા બેઠા આખો સમય તસ્બીહના દાણા ફેરવ્યા કરતા હતા—અને હોટલનાં અન્ય ટેબલો ઉપર થતા તમાશા શાંતચિત્તે—સહેજ પણ હાલ્યા વિના જોયા કરતા હતા. મને થયું; લાવ, આ ભલો માણસ ઠીક મળી ગયો. રાજકપૂર અને નરગિસથી તો છૂટકારો મેળવીશ. મેં ધીરગંભીર સ્વભાવ ધરાવતા એ આરબ ઇજનેરના ટેબલ ઉપર બેસવાનું શરૂ કર્યું.

સેક્રેટરીના મુખારવિંદમાંથી સરતી નરગિસની અતિશયોક્તિભરી પ્રશંસાના આક્રમણથી બચવા હું આરબ ઇજનેરના ટેબલે ચાલ્યો ગયો. તસ્બીહના દાણા ફેરવી રહેલા શાંત અને ગંભીર ઈરાકી ઇજનેરે મારું સ્વાગત કર્યું.

—આઈયે. બૈઠિયે.

—શુક્રિયા.

થોડીવાર સુધી અમે બેઉ ચૂપ બેસી રહ્યા. સેક્રેટરીની

જીસ તો રાબેતા મુજબ ચાલતી જ હતી. એ પોતાના વર્તુળ સમક્ષ નરગિસના બેનમૂન રૂપ વિશે પ્રવચન કરી રહ્યો હતો.

—આ લોકો શાની વાત કરે છે? ઇજનેરે મને પૂછ્યું.

—એ તો કોઈ હિન્દુસ્તાની ફિલ્મ-એક્ટ્રેસ વિશે અમસ્થી વાતો કરી રહ્યા છે. મેં સહેજ બેદરકારીપૂર્વક જવાબ આપ્યો.

—ઓહ! હિન્દુસ્તાની ફિલ્મ-એક્ટ્રેસ? મારે એટલું તો કબૂલ કરવું જ રહ્યું કે હિન્દી ચિત્રો એટલે હિન્દી જ ચિત્રો! મેં પણ ઘણાં હિન્દી ચિત્રો જોયાં છે. તમારી એક એક્ટ્રેસને તો હું કેમે કરી ભૂલી શકતો નથી: શી એની અદા હતી! તમે કદાચ એને નહિ ઓળખતા હો.

લો, આ વળી નવી આફત! મઝધારથી બચ્યા અને કિનારે આવી ફસાઈ ગયા!

—હા, હશે. મેં પતાવ્યું.

—એ એક્ટ્રેસને તમે જાણો છો? એનામાં તરવરાટ તો એવો કે...

—હા, હશે! અમારે ત્યાં એવી ઘણી એક્ટ્રેસો છે જેમનામાં...

—એ વાત ખરી. પણ આ એક્ટ્રેસ એટલે વાત જ ના થાય! તમે એને નહિ ઓળખો.

—એમ? બની શકે કે હું એ એક્ટ્રેસને નહિ ઓળખતો હોઉં. શું નામ છે એનું?

—નાદિયા. સ્ટંટક્વીન ફિયરલેસ નાદિયા!

મેં એ શાંત અને ઠાવકા આરબ ઇજનેરની તસ્બીહ તરફ નજર કરી. તસ્બીહના દાણા ફરતા નહોતા. એમની આંગળીઓ થંભી ગઈ હતી.

## ટેક્સીની કથા

My candle burns at both ends;
It will not last the night;
But ah, my foes, and oh, my friends—
It gives a lovely light.

—Edna Millay.

તેત્રીસ કરોડ દેવદેવીઓમાંથી કે એક લાખ અને ચોવીસ હજાર પયગમ્બરોમાંથી કોઈ એકે પણ યૂરોપની ધરતી ઉપર જન્મ લીધો નથી. કેમ, ગજબની જ વાત ને? ધર્મ અને ઇમાનનાં કારખાનાં તો પૂર્વમાં જ ધમધોકાર ચાલે છે! નીતિ. સદાચાર. ચારિત્ર્ય. ઇમાન. સત્યતા. એવાં એવાં અગણિત રૂપાળાં નામોનો ઠેકો તો આપણે જ રાખેલો છે ને? પશ્ચિમના લોકો તો તનના ભોગીઓ—મનના રોગીઓ! આપણે તો આત્માના નિર્મલ સરોવરનાં પવિત્ર જલમાં તરતાં કમલ જેવા યોગીઓ! આપણી તે વાત થાય! ના જ થાય!

જર્મનીના પાટનગર બોનમાં મારો છેલ્લો દિવસ. મોડી રાતે—ત્રણેક વાગે, મારી ટ્રેન ઊપડે. હસતી મજાની મોસમ હતી. સૂરજનો તગતગતો તડકો હ્રાઇન નદીનાં રંગ બદલતાં પાણીને ચમકાવતો હતો. ધરતી ઉપર તાજું ઊગેલું લીલુંછમ ઘાસ પણ સૂરજનાં ખિલખિલાટ હસતાં કિરણોના બાહુમાં જકડાઈને વધુ લજ્જા અનુભવી રહ્યું હતું. આવો હસતો મજાનો તડકો એ કંઈ રોજ નથી મળતો! જર્મન ભાષામાં કહેવત છે: દેવો જ્યારે સફર આદરે છે, ગગન ત્યારે સ્મિત કરે છે!

હું અને હની—આખો દિવસ હ્રાઇનને કાંઠે આંટા મારતાં રહ્યાં. સાંઝ પડી. રાત થવા માંડી. તારાઓએ પોતાના વદન પરથી ઘૂંઘટ હટાવ્યા. હ્રાઇનનો કાંઠો છોડી ચાલ્યા જવાનું સહેજ પણ મન થતું નહોતું. ત્યાં એકાએક પવન ફુંકાવા માંડ્યો. તારાઓના વદન સંતાઈ ગયાં. વાદળોનાં દળ ધસી આવ્યાં. વાદળ ગર્જ્યાં. વીજળી ચમકી. વરસાદ તૂટી પડ્યો. વરસાદે કેવો? મૂશળધાર!

પેલી જર્મન છોકરી પણ ભારે હઠીલી!

—તું સાવ પ્રલાણી ગયો છે. આવી રીતે. હું તને



ક્રમને હોમાઈ ગઈ—હોમાય છે અને સમાજે એ પ્રતિ આંખમીંચામણાં કર્યાં છે.

યુગોથી સ્ત્રીનું સ્થાન સમાજમાં નીચું રહ્યું છે. સ્ત્રી પર સમાજે માલિકીપણું ભોગવ્યું છે. સ્ત્રીનો અધિકાર પિતા કે પતિના ઘરમાં હોતો નથી. આર્થિક અને સામાજિક બંને રીતે એ પરાધીન રહી છે. સમાજરચનામાં સ્ત્રીનું સ્થાન ઘર કે મિલ્કત વિનાની વ્યક્તિ તરીકે રહ્યું છે. પોતાનું ગણે એવું કંઈ જ સ્ત્રી પાસે હોતું નથી. અને પરિણામે ઘર ને કુટુંબમાં પરાધીન રહેલી સ્ત્રી વિષમ સંયોગોમાં ફેંકાઈ જાય છે. નિરાધાર બની જાય છે. સ્ત્રીની નિરાધારી તેને મુશ્કેલીમાં મૂકી દે છે

*Touch me not* એ રીતે સમાજે રક્ષણના ઓઠા નીચે સ્ત્રીને સમાજમાં પ્રવર્તતાં કેટલાંક બળોથી અજ્ઞાત રાખી છે. સમાજમાં નીતિના નામ નીચે, ધર્મને બહાને અનેક પ્રશ્નોને છુપાવવાનો પ્રયત્ન થયો છે અને પરિણામે ઘણાંને એ અજ્ઞાનતાના ભોગ થવું પડ્યું છે. આ સાથે એ પણ પરિસ્થિતિ છે કે સતત ઘર ને કુટુંબમાં રહેતી સ્ત્રી કેટલાક પ્રશ્નોથી અજ્ઞાત હોવાથી ફસાઈ જાય છે.

સ્ત્રીને કયાં કયાં કારણોથી ઘર છોડવું પડે છે, કયા પ્રશ્નો તેને મૂંઝવે છે એ વિચારતાં સમાજની અસમાન સમાજરચના વિચાર માગે છે. આજની સમાજરચનામાં સ્ત્રી જ ઘર છોડીને જાય છે. તેને કાઢી મૂકવામાં આવે છે અને તેને નિરાધાર દશામાં ધકેલાવું પડે છે. હજી પણ સમાજમાં સ્ત્રીને કાઢી મૂકવાના પ્રશ્નો ઓછા થયા નથી! સાસરિનો ત્રાસ તથા પતિની હેરાનગતિની પરાકાષ્ઠા આજે પણ એની એ જ છે. સ્ત્રી કંટાળીને કાં તો આત્મહત્યા કરે છે અથવા ઘર છોડીને નીકળી જાય છે. જીવન અકારું ને અસહ્ય બની જાય છે.

સ્ત્રીને ઘર છોડવું પડ્યું હોય અથવા છોડાવ્યું હોય તેનાં કારણો ઘણાં હોય છે.

ઘર એ જીવનની આદર્શ પરિસ્થિતિ છે. પણ જ્યારે ઘરમાં રોજનો કંકાસ-કલેશ અને માર તથા ત્રાસ થાય છે ત્યારે ઘર અકારું થઈ પડે છે. ઘરમાં રહેવું એ ત્રાસરૂપ બને છે. સ્ત્રીઓ પર જ્યારે સાસુ અને પતિના ત્રાસ વધી પડે છે, માર ઠપકો અને તિરસ્કારભર્યું વર્તન થાય છે ત્યારે સ્ત્રી કંટાળે છે. આવા સંયોગોમાં બે જ માર્ગ સ્ત્રી માટે રહે છે. એક આત્મહત્યા, અને બીજો ઘર છોડીને ચાલી નીકળવું. સામાન્યતઃ સ્ત્રી આત્મહત્યા પસંદ કરતી હોય છે. તેનામાં પરાપૂર્વથી સીંચાયેલા સંસ્કાર તથા અસહાય પરિસ્થિતિ તેને આત્મહત્યા કરવા જ પ્રેરે છે અને મૃત્યુને ભેટવાની શક્તિ હોય તો તે મૃત્યુ જ પસંદ કરે છે. પણ જો તેમાં તે ફાવી શકતી નથી તો ઘર છોડીને ચાલી નીકળે છે. ઘર છોડીને ક્યાં જવું એ સ્ત્રી જાણતી નથી અને પરિણામે ફસાય છે, હેરાન થાય છે.

આવી સ્ત્રીઓને પિતા કે ભાઈ અથવા કુટુંબીજનો પણ સંઘરતાં નથી.

લગ્ન-પ્રથાની કઢંગી પરિસ્થિતિમાં કજોડાં, અસમાન જીવનધોરણ અને જીવનની નિષ્ફળતાથી કંટાળેલી સ્ત્રી ઘર છોડે છે.

જીવનથી કંટાળેલી સ્ત્રી—જેનાં લગ્ન કે સંયોગો માટે માતા-પિતા જ જવાબદાર હોય તે પણ તેને આશ્રય આપતાં નથી. પણ તિરસ્કારે છે—અવગણે છે. આવી સ્ત્રીઓ ફસાય છે.

પાડોશી, પતિના મિત્રો અથવા સંયોગવશાત મળી ગયાં હોય તેવાં તત્ત્વોથી સ્ત્રીઓ ફસાય છે, ભોળવાય છે અને સુખી ઘર ને કુટુંબ મૂકીને ચાલી નીકળે છે. ફસાયા પછી દુઃખી થાય છે ત્યારે તેને અનિષ્ટ તત્ત્વો ને દુઃખમાંથી બચવાની ચિંતા થાય છે અને છૂટવા પ્રયત્ન કરે છે. જો છૂટી શકતી નથી તો તેમાં જ જીવન વિતાવે છે.

મોટાં શહેરોમાં તેમ જ ગામડામાં પણ જ્યારે પતિ સ્ત્રીનો તિરસ્કાર કરે છે ત્યારે તેનું સ્થાન ઘરમાં રહેતું નથી. પતિ બીજી સ્ત્રી સાથે સંબંધ રાખતો હોય

અથવા પતિને ન ગમે અથવા બાળક ન થતાં હોય, કે બીજાં એવાં કારણે પતિ તિરસ્કારતો હોય તેવી સ્ત્રીઓને ઘરની બહાર કાઢી મૂકવામાં આવે છે. માર મારી નિરાધાર દશામાં ઘણી સ્ત્રીઓને ઘર બહાર ધકેલી દીધી હોય છે.

આવી સ્ત્રીઓ, બેહાલ બનીને નીકળી હોય છે. 'પતિ એ પરમેશ્વર' ગણતી, પતિને 'માલિક' ગણતી સ્ત્રી ઘર બહાર નીકળતાં પહેલાં મૃત્યુને પસંદ કરે છે અથવા પિતાને ત્યાં જાય છે. એ પણ ન સંઘરે તો વિશ્વ વિશાળ છે એ દૃષ્ટિએ માર્ગ કાઢવા પ્રયત્ન કરે છે. તેમાં સફળ થાય તો ઠીક, બાકી ફસાઈ જાય છે.

ઘણા પ્રસંગો વિધવાને ફસાવીને પછી તેને કાઢી મૂકવાના છે. વિધવા સાથેનો સંબંધ એ ગર્ભવતી થતાં બહાર પડે છે, એવા સંયોગોમાં સ્ત્રીની ભયંકર દુર્દશા થાય છે. બાળહત્યા કોઈક કરે છે પણ આળ સ્ત્રી પર આવે છે, કેસ ચાલે છે, સજા થાય છે અને તિરસ્કાર ને અવગણનાનો ભોગ સ્ત્રી બને છે.

ઉપર જણાવ્યા પ્રમાણે જુદી જુદી પરિસ્થિતિનો ભોગ બનેલી સ્ત્રીઓના પ્રશ્નો મુશ્કેલ બન્યા હોય છે. આવી સ્ત્રીઓ લાચારીથી અથવા સ્વેચ્છાથી ગુંડાશાહીનો ભોગ બને છે.

આવી સ્ત્રીઓને ઘણી વાર ગુંડા–ટોળીઓમાંથી બચાવવી પડે છે. સ્ત્રીઓનો વેપાર કરતી અનીતિનાં ધામો ચલાવતી આવી ટોળીઓ પાસે ગયેલી સ્ત્રીને તેમાંથી મુક્ત કરવી એ કપરું કામ છે. જાહેર વેશ્યાગૃહો અટકાવવાં સહેલાં છે પણ આવી ખાનગી ટોળીઓનો અનીતિનો વેપાર અંકુશમાં લાવવો અઘરો છે. એકવાર સ્ત્રી એમાં ફસાયા પછી નીકળી શકતી નથી.

આવી પરિસ્થિતિમાં પડેલી સ્ત્રીઓને બચાવવામાં જ સામાજિક કાર્યકરોની ખરી કસોટી થાય છે. સ્ત્રી, જેને બચાવવી છે તેને ખબર નથી હોતી કે તેને બચાવનાર કોણ છે? એ જાણતી નથી હોતી કે તેનું ભાવિ કેવું બનશે! બચાવનાર ક્યાં લઈ જશે? અનિશ્ચિત જીવન ન સમજી શકવાથી ફસાયલી સ્ત્રીને પૂરતો સહકાર મળતો નથી. આ ઉપરાંત સ્ત્રી પણ ઘણીવાર આવા જીવનથી ટેવાઈ ગઈ હોય છે, તે બહાર નીકળવા ચાહતી નથી હોતી. સમાજનાં શિષ્ટ અને અનિષ્ટ તત્ત્વોના સંપર્કમાં આવવાથી ઘણા પ્રશ્નો તે વિચારતી થઈ ગઈ હોય છે. આવા વ્યવસાયમાંથી છૂટ્યા પછી સમાજમાં તેનું સ્થાન ક્યાં છે એ પણ એ જાણતી હોય છે. સમાજનાં તિરસ્કાર ને અવગણનાની એને બીતિ છે અને પરિણામે એ છૂટવા કે નીકળવા ઇચ્છતી નથી.

આવી ટીકાઓમાંથી બચવા ઇચ્છે છે એવી સ્ત્રીઓ પણ ઘણીવાર સ્વનિર્ણય લઈ શકતી નથી. અને જ્યારે છૂટવા માગે છે અને સામાજિક કાર્યકરો છોડાવવા માગે છે ત્યારે પણ પૂરી વિકટ પરિસ્થિતિનો સામનો કરવો પડે છે.

સ્ત્રીઓના વેપારીઓ પૈસા વેરી શકે છે, વકીલો રોકીને તેને કોર્ટમાં ઘસડી શકે છે. આવા પ્રશ્નોમાં કોર્ટ ને કાયદો રક્ષણ આપી શકતાં નથી, પુરાવા મળતા નથી, સાક્ષી હોતા નથી અને પરિણામ જાણવા છતાં, મહેનત કરવા છતાં સ્ત્રીનો સર્વનાશ થતો જોઈ રહેવો પડે છે. ઉપરની પરિસ્થિતિ સર્વવિદિત છે. રાજ્ય ને સમાજ બન્ને જાણે છે છતાં સ્પષ્ટતાપૂર્વક કહેવું જોઈએ કે આવી ટોળીઓ અને વ્યક્તિઓ વધી રહ્યાં છે. સમાજે અને રાજ્યે આ પરત્વે વિચારવું રહ્યું.

લેડી રામરાવની કુશળ આગેવાની નીચે નીમાયલી સમિતિના અહેવાલ પછી કેન્દ્રિય સરકારે દરેક રાજ્યમાં જિલ્લા કક્ષાનાં અને રાજ્ય કક્ષાનાં ગૃહો શરૂ કર્યાં છે. જેથી સ્ત્રીઓને તાત્કાલિક રક્ષણ મળી શકે અને સ્ત્રીને આશ્રયને અભાવે ફસાવું ન પડે.

ગૃહોની યોજના સુંદર છે પણ એ પરત્વે થોડીક વધુ વ્યાવહારિક વિચારણાની જરૂર છે. જિલ્લા કક્ષાનાં ગૃહોની જવાબદારી ખૂબ વધુ છે. સ્ત્રીને બચાવવી હોય, ગુંડાટોળીઓમાંથી બહાર કાઢવી હોય તો



જિલ્લા કક્ષાનાં ગૃહો વધુ સજાગ, જાગૃત અને વધુ કાર્યદક્ષ હોવાં જરૂરી બને છે. માત્ર સુપ્રિન્ટેન્ડન્ટ કે થોડાક કર્મચારીઓ આ કામને પહોંચી વળી શકશે નહિ. સામાજિક કાર્યકરોનો વધુ સાથ અને સહકાર મળશે તો જ જે કાર્ય માટે એ સ્થપાયાં છે એ કાર્ય સિદ્ધ થશે.

રાજ્ય કક્ષાનાં ગૃહો માટેનો પ્રશ્ન પણ વિચાર માગે છે. સ્ત્રીઓનો પુનર્વસવાટ કરવો હોય તો તેને તેના સ્થાનની આસપાસ જ વસાવી શકાય. દૂરના પ્રદેશમાં મોકલી આપીને વસાવવાની યોજના બહુ સફળ બનશે કે કેમ એ પ્રશ્ન છે.

સ્ત્રીઓને જીવનમાં સ્થિર કરવા તથા ફરીથી સમાજમાં સ્થાન અપાવવા માટે તેનાં જુદાં ગૃહો વધુ ઉપયોગી નહિ બને. સદાય એ જુદી જ રહે, એ અસ્પૃશ્ય જ રહે એ વિચારસરણી ફેરવવી પડશે. સ્ત્રી ફસાઈ છે માટે ખરાબ છે? અનીતિના ધંધામાં પડી છે માટે તેને દૂર જ રાખવી? આ પ્રશ્ન વિચારવા જેવો છે.

જો સ્ત્રીઓને સાચે જ સમાજે અપનાવવી હોય તો તેનાં ગૃહો જુદાં ન જ હોવાં જોઈએ. જિલ્લા કક્ષાનાં ગૃહોમાંથી તેમની ચકાસણી કર્યા બાદ જે તે વિસ્તારમાં સામાજિક સંસ્થાઓ કામ કરતી હોય ત્યાં આવી સ્ત્રીઓને શિક્ષણ અને ઉદ્યોગો માટે મોકલી આપવી જોઈએ. આવી સંસ્થાઓમાં જે સ્ત્રીઓ અભ્યાસ માટે અથવા પોતાના પ્રશ્નો માટે આવી હોય તેની સાથે ભળવાથી તેના પર પડેલી છાપ અને લઘુતાભાવ દૂર થઈ શકે, જીવનમાં બનેલા અનિષ્ટ પ્રસંગો એ ભૂલી જાય, નવું જીવન અપનાવે એ પરિસ્થિતિ સર્જાવવી રહી.

ગમે તે રીતે કહો પણ હજી સમાજના ચોખલિયાવેડા ગયા નથી. સ્ત્રી જ અનીતિમાન છે એ માન્યતા દૂર કરવી હોય તો જેમ હરિજનો ને સવર્ણ માટે વિચારીએ છીએ તેમ આવી સ્ત્રીઓને સમાજમાં અપનાવવા માટે જુદી સંસ્થાઓ ન જ હોવી જોઈએ.

પુનર્વસવાટ માટે ફરીથી સમાજ સ્ત્રીઓને અપનાવી લે—એ માટે વાતાવરણ સર્જવું પડશે. નીતિને નામે સમાજની લઘુતાગ્રંથિ દૂર કરવી પડશે અને માર્ગ ભૂલેલી અટવાઈ પડેલી સ્ત્રીને સમાજમાં સ્થાન આપવું પડશે.

ઘણીવાર સ્ત્રીને સ્થિર કરવા માટે લગ્ન એ જ ઉપાય છે એવું માનવામાં આવે છે અને ઘણી સ્ત્રીઓ લગ્ન કરવા પણ તૈયાર હોય છે છતાં સમાજ તેને અપનાવતાં, પોતાની કરતાં સંકોચાય છે, ડરે છે. અને સ્ત્રી જ્યારે આ સમજે છે ત્યારે દુભાય છે, અકળાય, છે અને સમાજ પ્રત્યે નફરતથી જોતી થાય છે.

સ્ત્રીને ઉદ્યોગો અને શિક્ષણથી પણ સ્થિર કરી શકાય. ટૂંકમાં દરેક વ્યક્તિના સંયોગો અનુસાર તેને સ્થિર કરાય—સ્વાવલંબી બનાવાય.

સ્ત્રીઓને ફરીથી સમાજમાં અપનાવવી હોય તો સમાજે નિશ્ચિતપણે તેને પોતાની કરવી પડશે. નીતિનાં સૂત્રો અને ચોખલિયાવેડા છોડવાં પડશે. સ્ત્રી એક વ્યક્તિ છે. એને વ્યક્તિ તરીકેના અધિકાર આપવા પડશે અને તેનું ગત જીવન ભૂલીને સમાજની એક શિષ્ટ વ્યક્તિ તરીકે તેને સ્વીકારવી પડશે.

જ્યાં સુધી સામાજિક કાર્યકરો દૃઢતાપૂર્વક સ્ત્રીઓને પોતાનામાં સમાવી લેવા પ્રયત્ન નહિ કરે ત્યાં સુધી પુનર્વસવાટનો પ્રશ્ન અધૂરો જ રહેશે.

સ્ત્રીને સ્થિર કરવા માટે અનેક પ્રયત્ન થાય, શિક્ષણ ને ઉદ્યોગ દ્વારા સ્થિર કરાય પણ સ્થિર કરવાનું ધ્યેય તેમને પોતાનાં કરી જુદી જુદી સંસ્થાઓ જ્યાં હોય ત્યાં રાખવાનું છે અને જ્યાં સંસ્થાઓ ન હોય ત્યાં સર્વને પ્રવેશ મળે એ રીતે વ્યવસ્થા કરવાનું છે.

સ્ત્રીઓના પ્રશ્નને ઉકેલવા માટે સ્પષ્ટ વિચારસરણી અને વક્તવ્યની જરૂર છે. સમાજમાં અનિષ્ટ ઊભાં કરતી વ્યક્તિઓને ખુલ્લાં પાડી તેમને સન્માર્ગે લાવવાની જરૂર છે. સ્ત્રી જ જવાબદાર છે, દોષિત છે એ માન્યતા ભ્રામક છે. આ સમાજનો પ્રશ્ન છે. સ્ત્રીનો નથી આ સિદ્ધાંત સ્વીકારવાની સાથે જ પ્રશ્નનું નિરાકરણ વધુ સ્પષ્ટ અને સહેલું થશે.

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# સૂરજગઢનો શયતાન

વિદેશી શિકારકથાઓને ગુજરાતીમાં ઊતરેલી વાંચવામાં જે રસ પડે છે તેથી અનેકગણો રસ આપણી પોતાની જ આ શિકાર-કથામાં પડે તેવી વીરત્વની આ વાત છે. જાણીતા પ્રાણી-વિશારદ તેમનો અભ્યાસ પણ ઠેરઠેર વેરે છે......

સૂરજગઢ નેસ સાસણ બંગલેથી ઉત્તરમાં આવેલો છે. સાસણ એ તો ગીરનું હૃદય કહેવાય છે. ત્યાં આગળ એક દીપડો માલધારીઓમાં ફફડાટ પેદા કરી રહ્યો છે એવા ખબર સરકારી જંગલખાતાની કચેરીએ પહોંચ્યા.

સરકારી જંગલખાતાના વડાએ તેને મારવા માટે પરવાનગી મોકલી. તેમાં જણાવવામાં આવ્યું હતું કે કરસનગઢ નેસમાં આ દીપડો માલધારીઓનો માલ, એટલે નાના પાડાં કે વાછડાં મારતાં અચકાતો નથી. માટે માલધારીઓને તેના ત્રાસમાંથી મુક્ત કરવા રજા આપવામાં આવે છે.

આ તક જતી કરવા ન દેવી એવું માની—જો કે વરસાદ શરૂ થઈ ગયાને લગભગ પંદર દિવસ થઈ ગયા હશે તો પણ સાસણ મુકામ નાખવો અને ત્યાંથી કરસનગઢ જઈ દીપડાની તપાસ કરાવી મારણ બાંધી બેસવાની વ્યવસ્થા કરવી એમ વિચારી અમારું મંડળ મોટરરસ્તે ધારી-વિસાવદર થઈ સાસણ પહોંચવા રવાના થયું.

ધારીમાં જ સમાચાર મળ્યા કે રસ્તામાં મોટી કાદવની બેઠી જામી છે. જેમાં મોટર ખૂંચી જાય છે. પણ મોણપુર બાજુ જઈ મોટું ચક્કર લગાવી વિસાવદર જઈ શકાય છે. આથી વિચાર કરી અમે મોટર મોણપરને રસ્તે હાંકી. આ રસ્તો કોઈએ ક્યારેય જોયેલો નહિ પણ ચીલે ચીલે મોટર હાંકે રાખી. રસ્તામાં ખાસ કોઈ વટેમાર્ગુ પણ ન મળ્યો કે જેનાથી ખબર પડે કે અમે સાચે રસ્તે છીએ. આમ સપાટ પ્રદેશમાંથી ડુંગરાળ પ્રદેશમાં અમે પ્રવેશ કર્યો. વચ્ચે નહેરાં આવતાં હતાં તેના કાંઠે ઘાટી કાટ જામેલી જણાતી હતી. ડુંગરા ઉપર છીંકારાં જોવામાં આવતાં હતાં. વનરાજીમાં મુખ્ય ખાખરો જણાતો હતો. પછી બાવળ અને તલબાવળાં તથા બોરડીનાં જાળાની ઘાટી દેખાતી હતી. આ ઉપરથી અમે જોઈ શકતા હતા કે અમારી મોટર ગીર પ્રદેશમાં જઈ રહી હતી. વચ્ચે એક ગામ આવતું હતું ત્યાં જરા મોટર રોકી અને પૂછ્યું કે વિસાદર અહીંથી કેટલુંક દૂર રહ્યું ? તો છોકરાઓએ જણાવ્યું કે વધારે દૂર નથી. તેઓને સાવજ બાબત પૂછતાં સાંભળવામાં આવ્યું કે હજુ ચાર દિવસ અગાઉ સાવજ અહીં આવ્યા હતા અને એક ભેંશ મારી ખાધી હતી. ત્યાંથી થોડા ચાલ્યા એટલે એક મોટી પાટલા ઘો જોવામાં આવી. એ ઘોની બરાબરી કરી શકે એવી ઘો અગાઉ કોઈ વખત જોઈ હોય એવું યાદ આવતું નથી. આમ શીમ જોતાં અમે વિસાવદર તદ્દન નવે રસ્તે પહોંચ્યા.

વિસાવદરમાં મોટર માટે પેટ્રોલ ખરીદ કરી ટાંકી ભરાવી દીધી. ત્યાં થોડો વખત આરામ લઈને લગ-

---

રાષ્ટ્રઘડતરમાં અનેક ક્ષેત્રો સ્ત્રીઓનાં કાર્યો માટે વિકસ્યાં છે. શિક્ષિત અને ભાવનાશીલ સ્ત્રીઓ આ પ્રશ્ન પોતાનો ગણીને અપનાવી લે તો પુનર્વસવાટનો પ્રશ્ન સરળ બનશે.

છેવટે, સ્ત્રીઓની આ દશા સામાજિક પરિસ્થિતિને લીધે થઈ છે. જે સમાજરચનાએ આ સ્થિતિ સર્જી છે તેને સુધારવી રહી. સ્ત્રીએ પોતાનું સ્થાન નિશ્ચિત કરવું રહ્યું. અને સામાજિક કાર્યકરોએ પણ સમાજનાં અનિષ્ટ તત્ત્વો અને પરિસ્થિતિનો સામનો કરવો રહ્યો. સમાજમાં વાતાવરણ સર્જવા ઝુંબેશ જગાવવી જોઈએ અને સમાજ ને રાજ્ય બંનેએ વારંવાર મળીને પ્રશ્નો હલ કરવા જોઈએ.





લગ પચીસ માઈલ મુસાફરી કરી અમારે સાસણ પહોંચવાનું હતું. મોટર એક સરખી ગતિથી હાંકી શકાય એવો સીધો રસ્તો વરસાદે રહેવા દીધો ન હતો. છતાં બધાં આવરણોને પાર કરી અમે સાસણ સાંજના પાંચેક વાગે પહોંચ્યા.

સાંજની ચા લઈ ત્યાંના જંગલખાતાના ઓફિસર-સાહેબે સાવજ જોવા જવા માટે વ્યવસ્થા કરી રાખી હતી એ પ્રમાણે અમે સાસણ બંગલેથી છ આઠ માઈલ આવેલા સાંઢબેડાના નેસ તરફ ફરવા ગયા કે જ્યાં હમેશાં એક સાત આઠ વનરાજનું વન-ગૌરવ વસતું હતું. જતાં રસ્તામાં કોઈ જનાવર જોવામાં આવ્યું નહિ. સાંઢબેડા પહોંચી ત્યાંના ચોકીદાર પાસે બકરી મંગાવી તેઓને સાથે બેસી જવાનું કહ્યું.

સાંઢબેડાના બીટ ચોકીદારે એક બકરું હાથ કરી તેને મોટરમાં નાખી અમે તે નેસથી જરા દૂર જવા રવાના થયા કે જ્યાં સાવજો બીલકુલ બીક વગરના થઈ ગયા હતા. એટલે બકરાનું બેં, બેં સાંભળીને તરત જ ઝાડીમાંથી સાથી કાઢતાં હતાં. આ સાવજો આપણા લાડીલા નેતા અને વડાપ્રધાન શ્રી જવાહરલાલ નેહરુ સૌરાષ્ટ્રના સાવજ જોવા ગીરમાં પધાર્યા હતા તે વખતથી એટલા બધા મોટરના અવાજથી ટેવાઈ ગયા હતા કે જરા પણ મોટરનો અવાજ સાંભળવામાં આવતાં તેઓ મારણ આવ્યું છે એમ સમજી તરત જ દેખા દેતા હતા. માત્ર દેખા દઈ ઊભા રહી જતા ન હતા પણ મોટરની તદ્દન નજીક આવી જતા હતા. વળી તેઓ એક સાથે આઠથી અગિયારના વનગૌરવમાં વસતા હતા. મેં સાવજના ટોળાને 'વનગૌરવ' નામ આપ્યું છે. એ પ્રમાણે આ વનગૌરવ તરત જ પોતાની શાહી ચાલમાં અને વિકરાળ આંખોથી તીક્ષ્ણ નજર નાખી નક્કી કરી લેતા કે મોટરમાં ખાજ છે કે નહિ. આવું તે હળી ગયેલું વનગૌરવ હતું એથી ઓફિસર-સાહેબને ખાત્રી હતી કે એ તો એટલામાં ચોક્કસ દેખાઈ આવશે. વરસાદ શરૂ થઈ ગયો હતો એટલે ગીરમાં ડાંસ નામની મોટી માખીનો ઉપદ્રવ દિનપ્રતિદિન વધવા લાગે છે. ડાંસનો ઘાટ આપણી ઘરની માખીને મળતો આવે છે. પણ રંગે તે ભૂખરી હોય છે. અને કદમાં બમણી મોટી હોય છે. તેની ખાસીયત એવી કે એક પછી એક આપણી ઉપર કે જનાવર ઉપર બેસી જવા લાગે છે અને લાગ પડતાં તો એવો સખત ચટકો ભરે છે કે તેમાંથી લોહી વહેવા લાગે છે.

આ ડાંસના ત્રાસથી સાવજો અને બીજાં જંગલી પશુઓ ઘાટી ઝાડી છોડીને ખુલ્લા પ્રદેશમાં ચાલ્યાં જાય છે. એમ અમને સાવજ દેખાયા નહિ. અમને પણ ઘણે વખતે સાવજ જોવાની ઘણી હોંશ હતી. પ્રયત્ન કરવા છતાં એમાં અમને સફળતા ન મળી. છતાં આ જગ્યાએ નહિ હોય તો આગળ જોઈએ એમ કરતાં ગીરની કાળી માટીના રસ્તા ઉપર અમે થોડા વધારે માઈલ કાપી નાખ્યા. પણ સાવજનો પત્તો તો ન લાગ્યો. એટલું જ નહિ પણ તેની ડણક પણ સાંભળવામાં ન આવી.

સાવજ ન દેખાયા એટલે અમે થોડા નિરાશ થયેલા પાછા ફરતા હતા. ત્યારે રસ્તામાં એક મહાકાય સુર અમારી પરવા કર્યા વગર પોતાની ધુંધ મારી રાફડામાંથી માટી ખોદતો અમારાથી માત્ર ત્રીશ કદમ દૂર દેખાતો હતો. મોટર ઊભી રાખી સૌ તેને જોવા લાગ્યા. તેની દાતરડીઓ ધોળી ફૂલ આબાદ દેખાતી હતી. એટલે જબરી દાતરડી છે એમ વખાણ કરવા લાગ્યા. વળી સાવજ વચ્ચે વસે એટલે તેની મગરૂબી પણ એવી જ હતી. તેને અમારી લેશ માત્ર પણ દરકાર ન હતી. તે તો અમારી સામું જોવાની પણ તસ્દી લેતો ન હતો. બંદૂક સાથે હતી પણ ઓફિસરસાહેબે જણાવ્યું કે સાવજનો તે શિકાર છે જો તેને ઓછાં કરવામાં આવે તો પછી સાવજ નેસના માલને રંજાડે છે. એટલે અમે તો તેને ધરાઈને જોઈ લેવા નિશ્ચય કર્યો.

અંધારું થવા આવતું હતું એટલે ભીના રેજડીયા

રસ્તાને વટાવી નાખવાનું જણાવ્યું. વળી મોટર સાંઢ-બેડાના નેસે આવી પહોંચતાં રસ્તામાં એક ચિત્રવત ઊભેલો છીંકારો અમારી મોટરથી માત્ર પંદર કદમ દૂર ઊભો હતો. છીંકારું ઘણું ચપળ પ્રાણી છે. પણ મોટરને આવેલી જોઈ તે હલ્યા વિના ત્યાં જ ઊભો રહ્યો. અહીં જ્યારે ડુક્કર ઉપર ગોળી ન ચલાવાય તો પછી આ જનાવર ઉપર તો ન જ ચલાવાય એમ માની મોટર ચાલતી જ રાખી.

રસ્તામાં એક ઝાડીમાં ઑફિસરસાહેબ તેમના બે ચોકીદાર અને બકરું સાથે લઈ ફર્યા. ઑફિસર સાહેબે બંદૂક સાથે રાખી હતી. ઘણા જંગલના ઑફિસરો જોયા પણ આ સાહેબ અમારા જોવામાં ઘણા હિંમતવાળા દેખાયા. પોતે આટલી તકલીફ લીધી છતાં સાવજ દેખાયા નહિ.

ચંદ્રમાનું વાદળીયું અજવાળીયું નીકળ્યું. અને જ્યારે સાંઢબેડા પેલા ચોકીદારને ઉતાર્યો ત્યારે સૂચના આપી કે પેલો કરસનગઢવાળો દીપડો હાલમાં સૂરજગઢ આવી ગયો છે. તેણે ચાર દિવસ અગાઉ જ એક ભેંશ મારી હતી. તેની કાલે સવારના તપાસ કરીને પત્તો મેળવી તેની ઉપર બેસવા માટે પ્રબંધ કરવા હુકમ આપ્યો.

સાસણ -ગીરના જૂના અનુભવી ચોકીદાર શિકારી કાંથડે આ સૂચના બરાબર ધ્યાનમાં લઈ લીધી અને કાલે તેનો બરાબર પત્તો મેળવી બંગલે ખબર આપવા આવશે એમ જણાવ્યું.

બીજે દિવસે સવારના સાત વાગે અમે એક નેસ તરફ ફરવા ગયા. આ નેસનાં બધાં ઠામ એમ ને એમ જ પડ્યાં હતાં. અને ઝૂંપડીઓ પણ અર્ધ ભાંગેલી દશામાં હતી. એના અવલોકન ઉપરથી જણાયું કે નેસના માલધારીઓ અહીં ઉનાળામાં વસતા હશે. પણ વરસાદ શરૂ થઈ ગયો છે એટલે આ નદીકાંઠો છોડી ઉપરવાસ વરસાદનું પાણી ઢળી જાય અને જ્યાં હવા ચાલતી રહે એવી જગ્યામાં વસવા ચાલ્યા ગયા હશે.

આ નેસમાં દૈયડો પોતાનાં બચ્ચાંને ચણ આપતા જોવામાં આવ્યા. નદીકાંઠે ઊગેલા જાંબુડા ઉપર જાંબુ લચી પડતાં હતાં. તેમાં અધરંગની જોડીઓ પોતાના માળા માટે કોઈ અર્ધ કોહાઈ ગયેલા થડમાં પડેલા ઘાતની શોધ કરતાં નરો પોતાનું ટૂંકું પણ મીઠાશવાળું સંગીત લલકારતા હતા. આ બધું કુદરત દર્શન કરતા અમે માલધારીઓનો જ્યાં અવાજ સંભળાતો હતો તે રસ્તે જવા તૈયાર થયા. કારણ કે એ રસ્તે અમારી મોટર ચાલી શકે એમ ન હતું. રસ્તો વરસાદને લઈ ચીકાશવાળો થઈ ગયો હતો. એટલે મોટરનાં પૈડાં જમીન સાથે પકડાયા વગર ઉપર જ ફરી જતાં હતાં. આથી મોટરને ત્યાં જ રહેવા દઈ અમે ચાલીને ત્યાં પહોંચવાનો નિર્ધાર કર્યો. ચાર પાંચ ફર્લોન્ગ ઉપર ચડ્યા પછી અમને નેસ જોવામાં આવ્યો. ત્યાં આગળ ચોકીદારની એક બે ઓરડીઓ હતી તે પડી ગયેલી જણાઈ. અહીં ડાંસ સારા પ્રમાણમાં હતા. પણ જરા હવા ચાલતી હતી. એટલે તેઓને ઊડવામાં તકલીફ પડતી હતી આથી અમારી ઉપર હલ્લો કરવા આવી શકતા ન'હતા. વળી નીચે ઘાસમાં જળો સળવળાટ કરતી જોવામાં આવી. આ જળો આપણા શરીર ઉપર ચડી લોહી ચૂસીને ખરી પડે છે. એ વખતે તો આપણને જરાય ખબર પડતી નથી. પણ લોહી ચૂસી નીચે પડી જાય પછી તે જગ્યાએ ઘણી મીઠી ચળ ઊપડે છે. જ્યારે આપણે નજર કરીએ ત્યારે ખબર પડે છે કે લોહી થોડું નીકળે છે. અને આપણાથી સહેજે બોલી જવાય કે જળો ચડી ગઈ.

અમે ત્યાંનું પ્રકૃતિસૌંદર્ય નિહાળતા હતા ત્યાં નેસમાંથી એક મજબૂત આકૃતિનો, માત્ર એક ફાળીયું પહેરેલો જુવાન માલધારી બહાર આવ્યો.

અમે તેને જોઈને પૂછ્યું કે સાવજ આટલામાં લાગતા નથી. આ સાંભળી તેણે જણાવ્યું કે હમણાં થોડા દિવસ પહેલાં ચાર સાવજ હતાં. તમે બધાએ અમારા નીચલા નેસમાં એક ભેંશ નદીના વહેણમાં મારેલી જોઈ કે નહિ ?



એક શિકારી તેનો પાછળનો ભાગ જોઈ ગયો. મોટર તેના ઉપર બરાબર પ્રકાશ પડે તે રીતે લઈ ગયા. જેવી મોટર ત્યાં પહોંચી ઊભી રહી કે તરત જ શિકારીઓ બંદૂક તૈયાર રાખી કૂદી પડ્યા. અને જલદી તેના ઉપર પહોંચી ગયા. કારણ કે જરા પણ હાલે તો તરત જ અવાજ કરી શકાય. એ તો વાડમાં જ ખલાસ થઈ ગયો હતો. તેને વાડમાંથી બહાર ખેંચી કાઢ્યો અને પછી મેડા ઉપરથી શિકારબાજને ઉતાર્યો. શિકારબાજે નીચે આવી તેની શયતાનીયતની સર્વ હકીકતનું બયાન કર્યું કે અમે મેડા ઉપર બહુ શાન્તિથી બેઠા હતા. તમારી મોટર દેખાઈ ત્યાં સુધી જોયા કર્યું હતું. પછી પૂરી પંદર મિનીટ થઈ નહિ હોય ત્યાં તો તહેરામાં સૂકાઈ ગયેલાં પાંદડાનો અવાજ આવ્યો. ત્યારે શિકારબાજ સાથે બેઠેલા મદદનીશે ઇશારો કર્યો કે આવી ગયો લાગે છે. ત્યાર પછી મેડો બાંધેલા વડલા નીચે આવી જે ડાળીઓ કાપેલી પડી હતી તેની ઉપરથી કંઈ પ્રાણુ લેવાની કોશીશ કરતો હોય એવું જણાયું. આમ કરતાં તેને કંઈક વહેમ પડી ગયો હોય એમ પેલા મારણ ઉપર એક વૃક્ષ હતું તેની ઉપર ચડ્યો હોય એવી રીતે જરી ડાળી હલી. પાછો નીચે ઠેકી ગયો. એનો અવાજ પણ આવ્યો. આ બધું નિરીક્ષણ કરી લેતાં તેને કાંઈ જોખમ જણાયું નહિ. આ વખતે આરામથી સહેજ પણ હલી જવાયું હોત તો તે મારણ ખાવા આવવાને બદલે ત્યાંથી રવાના પડી ગયો હોત. તેણે મારણ પાસે આવી તેની ફરતો આંટો માર્યો, અને જ્યાંથી ખાવાનું શરૂ કરવાની ઇચ્છા હતી તે તરફ આખા મારણને ઠેકીને ગયો.

અમને તેના ચાવવાનો અવાજ આવવા લાગ્યો એટલે બંદૂકને ધીરે રહીને બાંકામાંથી લાંબી કરી બહુ જ ધીરેથી તેના સેફ્ટી કેચ ખોલી નાખ્યો. અને તેના ઓળા જેવા આકાર ઉપર બંદૂકનું નિશાન તેના આગલા બાવડા ઉપર રાખી બત્તી ફેંકવા ઈશારો કર્યો. જેવી બત્તી પડી કે અવાજ કર્યો. અવાજ સાથે જ તેણે ઠેકડો માર્યો અને લોહીની પીચકારી ઊડી. એ જ ઠેકડામાં તે નહેરાને કાંઠે સપ દઈને ચડી ગયો. અને ‘ હો હો હો ’ કરવા લાગ્યો.

આ સાંભળી અમારા મદદનીશ જરા ગભરાઈ ગયા કે બંદૂક તૈયાર રાખો. તે આપણી ઉપર આવે છે. અને તેનો વિચાર પણ એમ જ કરવાનો હશે એવું તેના વાડમાં માથું મારી પેલી તરફ નીકળવાના ઇરાદા ઉપરથી જણાતું હતું. પણ ગોળી પૂરી પડી ગઈ હતી એટલે તેનાથી વાડ સોંસટ જઈ શકાયું નહિ અને ત્યાં જ તેના પ્રાણ ચાલ્યા ગયા.

સૂરજગઢના લોકોએ તરત જ જાણ્યું કે આ સેરો મારતો શયતાન આજે પૂરો થયો. એની ખુશાલીમાં ગામલોકો ચા બનાવી લાવ્યા. ચા ગરમ અને મસાલેદાર હતી એટલે થોડી ભેજવાળી રાતની ઠંડીમાં આ ગરમ ચા અમે આનાકાની વગર જ ચડાવી ગયા. અને ગામલોકોની આ મહેમાનગતી બદલ ઠાકરદ્વારે મિઠાઈ વહેંચવા માટે ગોઠવણ કરી.

અમે સાસણ બંગલે પહોંચ્યા પછી ધીરે ધીરે વરસાદ શરૂ થયો તે આખી રાત સારી રીતે વરસ્યો. વરસાદની રાહ જ જોવાતી હતી એટલે લોકો ખૂબ ખુશી થયા. અમે એ વરસાદની દરકાર બીજે દિવસે કર્યા વગર છ માઈલ સાસણથી મોટરને ધક્કા મારી પાકી સડક માંડ લઈ ગયા. અને વેરાવળ થઈ સોમનાથ મહાદેવના દર્શન કરી રાતના અગિયાર વાગે જૂનાગઢ આવી ગયા.



ભારતમાં પેટ્રોલિયમનો વાર્ષિક વપરાશ અત્યારે લગભગ ૫૦ લાખ ટન જેટલો છે અને માત્ર ૪ લાખ ટન જેટલું ઉત્પાદન મુખ્યત્વે આસામમાં આવેલા દિગબોઇના તેલક્ષેત્રમાંથી થાય છે.

ભારતમાં પેટ્રોલિયમના વપરાશનું અત્યાર સુધીનું જે સ્વરૂપ રહ્યું છે તે પરથી એવો નિર્દેશ મળે છે કે આપણી માગ દર વર્ષે લગભગ ૧૦ ટકાના ધોરણે વધતી જશે. આમ ભારતની તેલની જરૂરિયાત બીજી પંચવર્ષીય યોજનાને અંતે ૪૦ લાખ ટન અને ત્રીજી પંચવર્ષીય યોજનાને અંતે ૭૦ લાખ ટન જેટલી થવાનો સંભવ છે.

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# વૃદ્ધાવસ્થાના શારીરિક ફેરફારો

જન્મ, જરા ને મૃત્યુ એ હરેક જીવને માટે છે તેમાં માનવ બકાત શી રીતે રહી શકે? પણ ઘડપણ આવતાં સુધી અને આવ્યા પછી તેને સમજીને વીતાવવામાં આવે તો?— ઊર્મિના વાચકોને જાણીતા દાક્તર-લેખક એ સમજાવે છે...

પ્રૌઢાવસ્થા અને મૃત્યુ વચ્ચે વૃદ્ધાવસ્થા આવેલી છે. વિજ્ઞાને જિંદગીના ૭ તબક્કા વર્ણવ્યા છે. જન્મથી ત્રણ વર્ષ સુધીની શિશુવય (Infant) છે. ત્રણથી દસનું બાળપણ, દસથી વીસ સુધીમાં તારુણ્ય, વીસથી પચાસ પુખ્તવય, પચાસથી પાંસઠ પ્રૌઢાવસ્થા અને પાંસઠથી આગળની વૃદ્ધાવસ્થા છે. વૃદ્ધાવસ્થાની કંગાળ જિંદગી અને શારીરિક નિર્બળતાઓને કારણે આવી પડતી પરવશતા જોઈ વૃદ્ધાવસ્થાથી કોણ નથી ગભરાતું? ચામડીની કરચોલીઓ, નજરની ઝાંખ અને બધીરતા, ચાલતાં હાંફ અને હાથનો ધ્રુજારો, બોખું મોઢું અને દમ ઉધરસ, પેશાબની સુરોલી અને અશક્તિ વગેરે ઘડપણનાં લક્ષણો છે. આ લક્ષણોથી કંટાળીને આપણા કવિએ નહિ ગાયું હોયને કે 'ઘડપણ કોણે મોકલ્યું?'

જો લાંબું જીવ્યા તો ઘડપણ અનિવાર્ય છે. વ્યક્તિ માત્રની આયુમર્યાદા તેનું જ્યારે ગર્ભાધાન થાય તે ઘડીએ નક્કી થાય છે. તે તેના વડીલોની જેટલી આયુમર્યાદા લઈને આવે છે. આમાં અપવાદરૂપ અકસ્માતો છે. અકસ્માત મોટરના કે ચેપી રોગના. સંભાળ કે દરકાર રાખવાથી લાંબુ જીવાતું નથી. હા, સુખદાયી પરિસ્થિતિ લાંબા જીવન માટે ઉપયોગી છે. પણ થોડા માણસો પચાસની ઉમ્મર વીતાવ્યા બાદ કાળની ઝપાટોની અસર પામ્યા વિનાના રહે છે. ઉમ્મર વધવાથી અવયવોના થતા ફેરફારોને કારણે શરીર ઉપર ઘડપણની નિશાનીઓ છતી થાય છે.

વૃદ્ધાવસ્થાની પ્રથમ અને બીજાનું ધ્યાન દોરે એવી નિશાની પળીયાં છે પણ વ્યક્તિનું ધ્યાન દોરે એ નિશાની તે વૃદ્ધદૃષ્ટિ છે. વય વધવાની સાથે નેત્રમણિ સખત થવાથી સ્થિતિસ્થાપકતા ઘટે છે. વળી આંખના સ્નાયુઓ પણ થાકી જાય છે. એટલે નજીકની વસ્તુ જોવા માટે—ખાસ કરીને વાંચવા માટે ચશ્માની સહાય લેવી પડે છે.

વૃદ્ધદૃષ્ટિને જીતવા માટે આંખે બહિર્ગોળ કાચના ચશ્મા ચઢાવ્યાને દસપંદર વરસો વીત્યાં ના વીત્યાં કે આંખે ઝાંખુ દેખાવા માંડે છે. આ ધીમી પણ આગળ વધતી સ્થિતિ છે. આમ કાં તો થોડાં વર્ષો સુધી દૃષ્ટિ જળવાઈ રહે છે કે થોડા મહિનાઓમાં વિકાર પામેલી આંખમા અંધાપો આપી જાય છે. આ સ્થિતિનું નામ મોતિયો.

મોતિયો થવાનું કોઈ કારણ જાણમાં નથી પણ વૃદ્ધાવસ્થા આવતાં શરીરનાં અવયવો જેમ ક્ષીણ થાય છે તેમ આંખ પણ ઘરડી થવાથી ક્ષીણતા પામે છે. નેત્રમણિના દ્રવ્યોની જમાવટ થતાં તે અપારદર્શક બને છે. એનાં પ્રોટિન દ્રવ્યો દૂધિયો રંગ ધારણ કરે છે. એથી નેત્રમણિ કાળી કીકીમાં દૂધ જેવો સફેદ કે રાખોડીયા રંગનો સ્પષ્ટ દેખાય છે.

નાકનું કદ વધે છે. ૪૫ કે ૬૦ વર્ષની વયે ગંધશક્તિ પચાસ ટકા જેટલી નાશ પામે છે. અવાજ ઉત્પન્ન કરનારી કંઠનળીના સ્વરતંતુઓ ઢીલા પડે છે એટલે વૃદ્ધોનો અવાજ પાતળો અને ધ્રૂજતો બને છે.

હૃદયની માંસપેશીનાં કદ વજન અને ધબકવાની ગતિમાં ઘટાડો થાય છે. લોહીની નળીઓ (ધમનીઓ) કઠણ અને અસ્થિતિસ્થાપક બનવાથી નાડી ઝડપી બને છે. લોહીને પણ અસર પહોંચે છે. રક્તક્ષય સામાન્ય બને છે.

શરીરમાં સ્થિતિસ્થાપક પેશીઓ હોય તો તે ફેફસાંની છે. વૃદ્ધાવસ્થામાં આ સ્થિતિસ્થાપકતા ઘટે છે. શ્વાસોચ્છ્વાસ ધીમા બને છે. ચાલીસ અને સાઠ પછી તો ખાસ ફેફસાંમાં હવા રોકવાની શક્તિ ઘટે છે. પંચાસીમે વર્ષે તે અડધી બને છે.



ત્રીસની વય પછી સ્વાદની શક્તિ ઘટવા માંડે છે. લાળગ્રંથિઓ કદમાં ઘટે છે. એમનો સ્રાવ ઘટે છે. ચાલીસ બાદ હોજરીની આંતરત્વચા ક્ષીણ થવા માંડે છે. અને સાઠ ઉપર પાંત્રીસ ટકા માણસોની હોજરીમાં પૂરતા પ્રમાણમાં પાચકરસ ઝરતો નથી. પચાસ અને સાઠ પછી કલેજુ અને પેનક્રીયાસનાં વજન ઘટે છે. પણ પિત્તાશયમાં ખાસ ફેર પડતો નથી. દરેક ઉમ્મર માટે કબજિયાતની ફિકાયત સરખી રહે છે. જો અન્નમાર્ગ (મોઢાથી તે ગુદા સુધીનો માર્ગ) કેન્સર, રોગો કે ઝેરી અસરોનો ભોગ ના બને તો આયુમર્યાદા પર્યંત કામ ઉપાડી શકે છે.

પુરુષોમાં ચાલીસ બાદ ગુરદાઓ કદમાં ઘટે છે, જે સિત્તેર પછી વિશેષ બને છે. વૃદ્ધોમાં પચાસ ટકા માણસો ગુરદાઓમાં ઓછુ લોહી ફરવાને કારણે મૃત્યુ પામે છે. આનું એક પરિણામ લોહીનું ઊંચું દબાણ છે. ચાલીસ બાદ પ્રોસ્ટેટ ગ્રંથિ કદમાં વધે છે. સાઠની ઉમ્મરે તેવીસ ટકા લોકો આના ભોગ બને છે. પ્રોસ્ટેટની વૃદ્ધિનું કોઈ કારણ જાણવા મળ્યું નથી પણ હોરમોનોના પ્રમાણ અને અંશમાં કોઈ બગાડો થવાનું માનવામાં આવે છે. વરસોની અસર નીચે મૂત્રાશયમાં ખાસ ફેરફાર થતો નથી.

વૃદ્ધોના હાથ, પગ, કરોડ, પાંસળાં અને છાતીનાં હાડકાંમાં પ્રથમ કેલશ્યમ અને ક્ષારોની ખોટ ઊભી થાય છે. આ એસિડની ખોટને લીધે, પૂરતા શોષણના અભાવે કે બીનવપરાશ કે વૃદ્ધત્વના કારણે થાય છે તે ચોક્કસ નથી. ત્રીસની ઉમર બાદ માંસપેશીઓની શક્તિ ઘટે છે. વ્યાયામથી જિંદગી લંબાય કે ઘટે છે તેનો પુરાવો નથી પણ એ તો ચોક્કસ છે કે પૂરતા આહાર સાથે સંયમિત વ્યાયામથી જિંદગી લંબાય છે; અને વૃદ્ધાવસ્થા સુખી નીવડે છે.

દસથી પચીસ વર્ષની વયની અંદર સડાને લીધે દાંતનો નાશ સામાન્ય છે. દાંતના પરૂનો રોગ ત્રીસ પછી શરૂ થાય છે અને સાઠ વર્ષની વયે ચાલીસ ટકા લોકો દંતવિહીન બને છે. જો રોગથી દાંત ના પડે તો તે વપરાશથી ઘસાય તો ખરા જ. દાંતની રચના જ એવી છે કે, તેમની વૃદ્ધિ મર્યાદિત છે અને દાંત ઉપરનું એનેમલનું પડ એક વાર નાશ પામ્યું તો બીજું આવતું નથી.

ચામડીની ઉમ્મર તાલ, ધોળા વાળ ને નખમાં બગાડો દ્વારા વ્યક્ત થાય છે. ચામડી નીચેની ચરબી ઘટવા સાથે સ્થિતિસ્થાપક પેશી નાશ પામવાથી કરચોલીઓ પડે છે. થોડા માણસોની ચામડી ઉપર ઉમ્મરની અસરો છતી થતી નથી.

ઉમ્મરના પ્રતાપે કંઠમાં આવેલી થાયરોઈડ ગ્રંથિ ક્ષીણ (Degenerate) થાય છે. આ ગ્રંથિના સ્રાવના વખતે શરીરની કોઈપણ પેશી કામ ઉપાડી શકતી નથી. થાઈરોઇડનો સ્રાવ ઘટવાથી કે શરીરના કોષો એના સ્રાવના સ્વીકારમાં પાછા પડતા હોવાથી ઘડપણ આવે છે કે કેમ એ હજુ અણઉકેલાયો કોયડો છે.

ચાલીસ કે પિસ્તાલીસની વય દરમિયાનની સ્ત્રીઓની બીજગ્રંથિઓ ક્ષીણ થાય છે. આ સ્રાવ ઉપર નભનારાં અવયવો પણ ક્ષીણતા પામે છે. વૃદ્ધત્વના સંબંધમાં બીજગ્રંથિઓનું મહત્ત્વ છે. જન્મ સમયે એમાં મર્યાદિત સંખ્યામાં બીજકોષો (ova) હોય છે જેમાંના થોડા પુખ્ત વય થતાં અગાઉ મરણ પામે છે. તો બીજા પુખ્તવયમાં મરણ પામે છે. થોડાક પકવ બની પ્રજનન માટે બહાર પડે છે. બીજકોષો ઘટી જાય ત્યારે સ્ત્રીઓના જાતીય સ્રાવો પેદા થતા નથી. પરિણામે ઋતુ સમાપ્તિ આવી પડે છે. સ્ત્રીઓનો આ જીવન–પરિવર્તનકાળ છે. આ વખતે ચીડીઓ સ્વભાવ, એકાંતપ્રિયતા ને સંભ્રમતાથી માંડી ઉન્માદ સુધીનાં ચિહ્નો થઈ આવે છે.

સિત્તેર અને એંસી વર્ષના થોડા માણસોમાં શુક્રગ્રંથિઓમાં ખાસ ફેરફારો દેખાતા નથી. બાકી પચાસની ઉમ્મરે શુક્રગ્રંથિઓની આંતરત્વચા જાડી બને છે.

ટેસ્ટાસ્ટેરોન નામની જાતિ હોરમોનોનાં ઈન્જેક્શનો લેવાથી આવતું વૃદ્ધત્વ અટકતું નથી. શુક્રગ્રંથિઓની અધિક ક્ષીણતા થાય તો સ્ત્રીઓની જેમ પુરુષોમાં પણ જીવન પરિવર્તનનાં ચિહ્નો થાય છે.

વૃદ્ધોમાં મગજનો ગાત્રલોપ (Atrophy) થાય છે. કોષોની અંદર અને બહાર બીજાં દ્રવ્યો જામે છે.

ચાલીશ બાદ નાના મગજના કોષો ક્ષીણ થવા માંડે છે. જ્ઞાનતંત્રને લોહી પૂરું પાડતી લોહીની નળીઓ પણ ક્ષીણતા દર્શાવે છે. પ્રયોગોથી નક્કી થયું છે કે પિસ્તાલીસની વય સુધીમાં ઘરડા થઈ ગયા સમજી કે બીને ભણવામાં કોઈએ પાછી પાની ના કરવી જોઈએ.

વૃદ્ધત્વ આવવા અંગે ઘણાય ઉકેલો છે. કોષોની મધ્યમાં પોષણના જવાથી તેમજ તેનાં વ્યય દ્રવ્યો બહાર ના નીકળવાથી ઘડપણ આવે છે. કેટલાક વનસ્પતિ-શાસ્ત્રીઓનું માનવું છે કે થોડાંક વૃક્ષોને ઈજા ને રોગ ના થાય તો અને તેમનું કદ જમીનમાંથી પોષણ મેળવી ઊગતા ભાગોમાં મોકલાવી આપવામાં અંતરાયરૂપ ના નીવડે તો તે અનિશ્ચિત કાળ પર્યંત જીવતાં રહે. છતાંય પણ થોડાંક વૃક્ષો હજારો વર્ષો પર્યંત જીવતાં રહેતાં હોવાનું તો જાણીતું છે.

પણ માનવીમાં બને છે એવું કે ઉમ્મર વધતાં એના લોહીની નળીઓની દિવાલો ધીમે ધીમે જાડી બને છે. અને સ્થિતિસ્થાપકતા ખોવે છે. એટલે શરીરને પૂરતું પોષણ ના મળવાથી તેમ જ તેનાં વ્યય દ્રવ્યો બહાર ફેંકાઈ ના જવાથી ઘડપણ અને મોત આવી પડે છે. રોગો સિવાય માનવીને જો યોગ્ય આહાર હોય અને એની લોહીની નળીઓમાં બગાડો ના થાય તો માનવી પણ અનિશ્ચિત કાળ પર્યંત જીવી શકે. દીર્ઘાયું બનવા માટે બે બાબતો આવશ્યક છે. માફકસરનો વ્યાયામ અને થોડી ચરબી અને થોડાં પ્રોટિનોવાળો મિતાહારી સપ્રમાણ આહાર.

શરીરના કોષોને પૂરતો લોહીનો પૂરવઠો હોય છતાંય ત્રણ કારણસર ઘસારો પહોંચે છે. (૧) રોગ કે પ્રતિકૂળ પરિસ્થિતિની વારંવારની અસરોને લીધે શરીરના અંગને ઘસારો પહોંચે છે. રોગથી મૃત્યુ ના થાય તો એના પડેલા ઘાને લીધે રોમરથ પેશીની સહિસલામતી હણાય છે. અગર તો ખોરાક કે પરિસ્થિતિના કારણે જ્ઞાનતંતુ કોષો ક્ષીણતા પામે તો કોષોના પોષણમાં ખામી આવી પડે છે. (૨) ઘસારે પહેલું દાંતનું એનેમલ જેમ નવું નથી આવી શકતું તેમ કોષની રચના પણ એવી છે કે એની મરામત કે સમારકામ ના થઈ શકે (૩) કોષમાં ભરાઈ બેઠેલાં વ્યય દ્રવ્યો બહાર ફેંકાઈ ના જવાથી કોષનો નાશ થાય છે.

ટૂંકામાં પકવતા પામ્યા બાદ પોતાના રક્ષણ કાજે શરીરના કોષોનું વાસ્તવિક તત્ત્વ ધીમે ધીમે અને અપરિવર્તનીય રીતે નાશ પામવાથી ઘડપણ અને મૃત્યુ અનિવાર્ય રીતે આવી પડે છે. હૃદય અને લોહીની નળીઓ ઉપર આહાર વ્યાયામ આંતરસ્રાવી ગ્રંથિઓને જ્ઞાનતંતુઓની અસરોનો અભ્યાસથી અને થતા રોગોના નિવારણ અને સારવારના જ્ઞાનથી આયુ-મર્યાદાઓ વધશે અને વૃદ્ધાવસ્થા સુખપૂર્ણ વીતશે.



પ્રૌઢ વિજ્ઞાનીઓ કલાકો સુધી રમકડાંની મોટર સાથે રમતા જોવા મળે તો આપણને પહેલાં તો આશ્ચર્ય જ થાય. પરંતુ સોવિયેત વિજ્ઞાનીઓએ ચાવી કે બળતણ વગર દોડતી એક નાનકડી મોટર ચલાવવાનો પ્રયોગ કર્યો છે.

આ મોટર વીજળીથી ચાલે છે; પરંતુ એ વીજળી એ સૂરજના તડકામાંથી જ મેળવી લે છે. આ મોટરના છાપરા ઉપર પડતો પ્રકાશ વીજળી ઉત્પન્ન કરે છે. એના છાપરાની તકતી સીલીકોન સ્ફટિકોની બનેલી છે અને એ સ્ફટિકોમાં કેટલાક બોરોન અણુઓ છે. એના ઉપર સૂર્યનો પ્રકાશ કે કૃત્રિમ પ્રકાશ પડે તો એટલી વીજળી ઉત્પન્ન થાય છે; જેનાથી આવી રમકડાંની મોટર, નાનકડો પંખો કે નાનકડો રેડિયો ચાલી શકે.

સ્પુતનિક ૩માં વપરાયલી સૂર્ય બેટરીઓનો જ આ સિદ્ધાંત છે. એના ઉપર પડતા સૂર્યના પ્રકાશની ૧૧ ટકા શક્તિ વીજળીમાં ફેરવાઈ જાય છે. એક ચોરસવારની તકતીમાંથી લગભગ ૧૨૦ વૉલ્ટ વીજળી ઉત્પન્ન થાય છે.



વાડીલાલ મો૦ શાહ

# જીવન અને શાસ્ત્ર વચ્ચે પુલ

નીડર વિચારક અને જાણીતા લેખક સ્વ. વાડીલાલ મો. શાહનું કેટલુંય વિચારણીય–આચરણીય સાહિત્ય અપ્રગટ પડયું છે. તેવો જ ચિંતનપ્રચુર એક પત્ર શ્રી ત્રિભુવન વીરજીભાઈ હેમાણીએ સંપાદિત કરીને ઊર્મિના વાચકો માટે ખાસ મોકલ્યો છે......

ઘાટકોપર : તા. ૨–૧૧–૧૯૨૯

આત્મબન્ધુશ્રીને વંદન ! [1]

કોઈ પણ નવું પુસ્તક રચાયું કે છપાયું તેથી કાંઈ સમાજનું હિત થઈ ગયું એમ માનવાનું નથી.

આકર્ષક નામ આપવાથી પણ કાંઈ પુસ્તકનું 'ઉપયોગી-પણું' સાબિત થઈ જતું નથી. જે અર્થસાધક થઈ પડે છે તે તો આ છે:—

૧. જીવન અને શાસ્ત્ર વચ્ચે પુલ બાંધવો.

૨. એ પુલ પર ચાલવાને લોકોને પ્રચંડ પ્રેરણા કરવી.

પહેલા કથનથી મારો આશય એ છે કે, પ્રથમ તો, હાલ હરકોઈ સાધુ કે શ્રાવક મરજી પડે છે તેમ પુસ્તક લખી નાખે છે તેને બદલે, ખુદ મૂળ જૈનસૂત્રો તથા થોડાક પ્રામાણિક પૂર્વાચાર્યોકૃત ગ્રંથોમાંથી જૈન ભૂગોળ, જૈન ખગોળ, જૈન તીર્થંકરો, નવતત્ત્વ ઈત્યાદિ સંબંધમાં જે કાંઈ છૂટુંછવાયું લખાયું હોય તે સર્વનો સંગ્રહ એક સાથે કરવો અને તેમાં મૂળ પાઠના સાચા અક્ષરશઃ ભાષાન્તર ઉપરાંત કાંઈ જ ઉમેરો કરવો નહિ. જૈન ધર્મને લગતી મુખ્ય બાબતો પૈકી દરેક ઉપર મૂળ શાસ્ત્રકારો શું કહે છે તે એકી વખતે જાણવા મળે એવી સવડ એક પુસ્તક દ્વારા કરવી. પછી એ કથનો પાછળ એ લેખકનો આશય શો અને એનો જીવન સાથે શો સંબંધ છે એ સમજાવતું બીજું પુસ્તક વિચારકના હાથે લખાવવું. આમ થાય તો જીવન અને શાસ્ત્ર વચ્ચે અત્યારે જે મુદ્દલ પુલ નથી તે પુલ બંધાઈ ગયો ગણાય. [2]

પછી, એકાદ શ્રાવકે અને એકાદ સાધુએ એ બન્ને પુસ્તકોની હજારો પ્રતોનો પ્રચાર કરવામાં શ્રીમંતોને કમર કસીને પ્રેરણા કરવી, હજારો પ્રતોનો પ્રચાર ન થવા પામે ત્યાં સુધી 'જૈનગીતા' કે જૈન તીર્થંકર કે જૈન પંડિત—કોઈ પણ નિમિત્તે ખર્ચ કરવાનું કોઈને કહેવું નહિ અને પોતે બીજી કશી પ્રવૃત્તિમાં લક્ષ આપવું નહિ એવો નિયમ લેવો.

આપના જેવા સમજદારના હૃદયને પણ 'સ્થૈર્ય' ક્યાં છે ! એકી સાથ હજાર નાનાં નાનાં કામોમાં શક્તિ વિભક્ત કરી ફોગટ વહેવડાવી દો છો, જેથી કોઈ સંગીન આશયવાળું કાર્ય પાર પાડી શકતા નથી.

૧. આ પત્ર એક એવા જૈન સાધુ પર લખાયલો છે, જેઓ વા. મો. શાહને બહુ જ ઉચ્ચ કોટિના લોકનેતા તરીકે હૃદયપૂર્વક સન્માનતા હતા અને તેથી એ વિચારકે 'જૈન-દીક્ષા' શીર્ષક તેમનો ગ્રન્થમણિ ઇ.સ. ૧૯૨૯ ના ઑક્ટોબર માસમાં પ્રગટાવ્યો ત્યારે તેઓ 'જૈનગીતા' લખી આપીને સમાજને ચરણે ધરે એવી વિનતિ કરી હતી તેના પ્રત્યુત્તર રૂપે આ પત્ર છે. —ત્રિ. વી. હેમાણી

૨. સદરહુ દૃષ્ટિબિંદુને અનુલક્ષીને ઇ. સ. ૧૯૧૩માં વા. મો. શાહે તેમની 'મહાવીર મિશન'ને લગતી સુપ્રસિદ્ધ જનહિતકારી યોજના ઘડી કાઢીને તેને એક પુસ્તિકા રૂપે પ્રગટાવી ગુજરાતભરના જૈન તેમ જ જૈનેતર પત્રકારો, ચિંતકો તેમ જ ફિલસૂફોનો સહકાર મેળવવા માટે જાહેર અપીલ કરી હતી. (જુઓ જૈનહિતેચ્છુ : ૧૯૧૩ : જુલાઈ : ૩૩૪–૩૫૧) એ યોજના સારાયે સમાજના આદરને પાત્ર કેટલી હદ સુધી કરી ચૂકી હતી તે એટલા પરથી સમજી શકાય છે કે તેના અનુસંધાનમાં સંખ્યાબંધ પત્રો એ વિચારકને મળવા પામ્યા હતા. તેમાંનો એક પત્ર સ્વર્ગત આનંદશંકર બાપુભાઈ ધ્રુવ તરફથી તા. ૧૬–૭–૧૯૧૩નો લખાયેલો હતો, જેમાં તેઓશ્રીએ સ્પષ્ટપણે એ યોજના માટે સંતોષ દર્શાવતાં જણાવ્યું હતું કે, '*I shall be ready to play my humble part in the scheme of the Mahavir Mission*' ('મહાવીર મિશન'ની યોજના સંબંધમાં મારાથી બની શકે તેટલો નમ્ર ભાગ લેવા હું તૈયાર રહીશ.) જૈ. હિ. : સંપાદક—સ્મારક અંક સને ૧૯૧૩, નવેમ્બર, પૃષ્ઠ ૬૨૮) —ત્રિ. વી. હેમાણી

આપવાનું બની શકે એમ નથી.

શાસ્ત્રોના મૂળ શબ્દોમાં ખાસ ખૂબી રહેલી છે અને મૂઢ ભાષાન્તરકારો માત્ર વ્યાકરણ અને શબ્દશાસ્ત્રના જ્ઞાન વડે ભાષાન્તર કરનારાઓ—ગૂઢ અર્થને બદલે મૂઢ અર્થ કરી બેઠા છે. તેથી જૈન સિદ્ધાંતોનો જાણે કે તેમના જીવન સાથે કશો સંબંધ જ નથી એમ જ આજ સુધી દેખાતું રહ્યું છે. જીવન સાથે સંબંધ ન હોય એવી ચીજ તમે ગમે તેવા સુંદર રૂપમાં ગોઠવો તો પણ આખરે ટકવાની નથી અને લોકોનું આકર્ષણ પણ કરવાની નથી.

દાન કરવાથી સ્વર્ગ અને સ્વર્ગની અપ્સરા મળે છે એવું તમે રોજ બૂમો પાડીને કહો છો, તો પણ આ જીવન સાથે સંબંધ વગરના એ લાભ ખાતર કાં લોકો દાન કરતા નથી? બોર્ડિંગ[3] માટે સર્વસ્વ ફેંકી દેનારને—મને કોણે સ્વર્ગની લાલચ આપી હતી! દાનનું પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, તપ, ભાવના, સંયમ, શીલ, એ દરેક શબ્દ જે અર્થ દર્શાવવા યોજાયો હતો તે અર્થ ભુલાઈને તેને સ્થાને કલ્પિત, જડ—બાહ્ય ભાવવાળો અર્થ આજ સુધી ઉપદેશાયા કર્યો છે. હું તમને ખાનગીમાં કહું કે આજે સારામાં સારો વિદ્વાન સાધુ જેમ બોલતો હશે તે સર્વ અર્થો અધૂરા છે, જો કે શાસ્ત્રો તદ્દન સાચાં છે. આ જીવનને હરણ જેવું સ્ફૂર્તિવાળું, આરોગ્યવાળું, ઠેકડા મારતું, ગરુડ જેવું ઊર્ધ્વવિહારી, નિડર, આનંદમય, તીવ્ર, હરેક પ્રકારના ભાવો માટે ખાનાવાળું, વ્યાપક છતાં એકાગ્ર, પ્રકાશિત, આપોઆપ હસી પડતું—એવું બનાવવાની 'સાયકોલોજી' એનું જ નામ જૈન સિદ્ધાંતો છે[4]. યૂરોપના સાયન્ટિસ્ટો આજથી સો વર્ષ પછી જૈન સિદ્ધાન્તોનો આ ઉપયોગ પોતે જ કરશે અને તે વખતે જૈન ખજાનાના કહેવાતા રખેવાળોની મૂર્ખતા અને બાલિશતા તથા કલ્પિત જ્ઞાનનાં આપણાં મિથ્યાભિમાન ઉપર આખી દુનિયા હસશે.

તમારી સાથે ગાઢ સંબંધ છતાં મને વારંવાર ખેદ

---

૩. એ બોર્ડિંગ એટલે મુંબઈમાં પ્રિન્સેસ સ્ટ્રીટમાં આવેલું વા. મો. શાહ સ્થાપિત 'સંયુક્ત વિદ્યાર્થી ગૃહ' જેનું ઉદ્‌ઘાટન તા. ૨૪–૬–૧૯૧૭ના રોજ ઝાલાવાડ નરેશ સદ્‌ગત ભવાનીસિંહજી બહાદુર જેવા વિદ્યાવિલાસી રાજનને હસ્તે થયું હતું અને તે સમયે ઉદ્‌ઘાટન સમારંભમાં મહાત્મા ગાંધીજી, શ્રી એચ. એસ. પોલોક, સદ્‌ગત નાનાલાલ દલપતરામ કવિ, સદ્‌ગત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, શ્રી હિંમતલાલ ગણેશજી અંજારિયા જેવા અનેક સન્માનિત સજ્જનોએ હાજરી આપી હતી અને વા. મો. શાહની વિનતિને માન આપીને મહાત્મા ગાંધીજીએ એ સભાના પ્રમુખ ઝાલાવાડ નરેશને હારતોરા પહેરાવ્યા હતા. [ જુઓ જૈન હિતેચ્છુ સને ૧૯૧૭, જૂન, પૃષ્ઠ ૧૫૨ થી ૧૭૦ ] એ સમયે બીજાઓની સાથે કવિ શ્રી નાનાલાલે તથા શ્રી. હિંમતલાલ અંજારિયાએ એ સમારંભમાં ભાષણો પણ કર્યાં હતાં, જેની નોંધ એના અહેવાલમાંથી આજે પણ મળી રહે છે. —ત્રિ. વી. હેમાણી

૪. એ સિદ્ધાંતોને Pro-neo Jainism (ભાવિ જૈન) રૂપે મૂર્ત સ્વરૂપ આપવાનો એક પ્રયત્ન એ વા. મો. શાહે સને ૧૯૨૯માં તેમના ગ્રન્થમણિ સમા 'જૈનદીક્ષા' માં કરેલો દેખાય છે. યાદ રહે કે સને ૧૯૨૯ના શાસ્ત્રીય વાઙ્‌મયના શ્રેષ્ઠ પુસ્તક તરીકે એ પુસ્તકનો ઉલ્લેખ એ સમયના સામયિકોના અંકોમાં થયો હતો [ જુઓ 'કૌમુદી': સને ૧૯૩૦, ઑગસ્ટ: પૃષ્ઠ ૧૨૩; 'સાહિત્ય', સને ૧૯૩૩, ઑગસ્ટ: પૃષ્ઠ ૫૦૬–૫૦૮ અને કૌમુદી, સને ૧૯૩૫: પૃષ્ઠ ૨૮૩–૨૮૪ ]. આપણું એ દુર્ભાગ્ય છે કે આપણા સાહિત્યના સમાલોચકોએ એ વસ્તુ તરફ જોઈએ તેવું ધ્યાન આપ્યું નથી અને વિશેષ દુર્ભાગ્ય તો એ છે કે એવા અદ્વિતીય પુસ્તકનો દ્વિતીય ખંડ વણપ્રગટેલો જ આજ સુધી રહેવા પામ્યો છે. —ત્રિ. વી. હેમાણી

થાય છે કે તમે આજના જૈન કુળમાં જન્મ્યા અને જૈન વાડાની દીક્ષા લીધી, જેથી હજી સિંહની ગોચરી ન શીખ્યા, પણ બકરાંની માફક નિર્માલ્ય રોપાઓ ચરવામાં જ મજા માનવા લાગ્યા. હિસાબ કરો કે આજસુધીમાં કેટલાં પેમ્ફલેટો છપાવ્યાં અને કેટલું ખર્ચ, કેટલો શ્રમ, કેટલી ખુશામત ઊડાવી? એમાં કાંઈ 'સિંહકાર્ય' થયું? હું નથી કહેતો કે મારાં પુસ્તકો ઉત્તમ છે; પણ તમે પોતે જે 'જૈનદીક્ષા' માટે આટલી આફરીનતા બતાવો છો તેના પણ પ્રચાર માટે કાંઈ એકાગ્રતા થઈ શકી? લોકોનો વાંક કાઢવો એ 'એકાન્ત' સત્ય છે. મૂળ રોગ ભૂમિકાનો—પ્રકૃતિનો છે. પ્રકૃતિ સિંહની છે કે ઘેટાંની? સિંહ આખો દિવસ એક જગ્યાએ પડ્યો રહે, પાસે થઈને હજારો નબળાં ઘેટાં ચાલ્યાં જાય તો પણ તરાપ ન મારે; પણ જ્યારે ખરેખરી ભૂખ જાગે, જ્યારે અંદરથી ભૂખ બોલે ત્યારે અને માત્ર ત્યારે જ તે ભક્ષ મેળવવાનો નિશ્ચય કરે. તે વખતે તૈયાર મળતો ભક્ષ તે લે નહિ; પુરુષાર્થથી જ મેળવેલો કામ લાગે. અને એક જ ફલાંગમાં જે પકડાય તે બસ થાય, પણ તેની ફલાંગ ખાલી જાય નહિ અને તે ફલાંગમાં મળેલો ભક્ષ તેની ક્ષુધા પૂરવા પૂરતો હોય જ. એવી રીતે મેળવતા ભક્ષથી સિંહ વનરાજનું બળ પામે છે, જ્યારે આખો દિવસ જંગલમાં ભટકી નકામા રોપા ખાનાર (પાંચ દશ રૂપૈડી જેવી નકામી રકમડીનાં દાન માટે યાચના કરનાર) બકરાં આખો દિવસ ખોરાક મેળવવા છતાં નિર્માલ્ય રહે છે. તમને—સાધુઓને—ત્યાગીઓને—માનની પણ લાલસાનો ત્યાગ કરેલો હોવાનો દાવો કરનારાઓને બકરાંની વૃત્તિ કેમ માન્ય હોય એ જ મારી અજાયબી અને નિરંતર બળતરા છે. ઘડીમાં શાસ્ત્રો માટે ભીખ, ઘડીમાં પેમ્ફલેટ માટે, ઘડીમાં સાધુગીતા માટે, ઘડીમાં કોઈ દુઃખી સાધુનો સગો આવ્યો હોય તેને માટે, ઘડીમાં કોઈ પંડિતના પગાર માટે. સ્વર્ગના શોખીનથી મોક્ષ મેળવી શકાય જ નહિ અને મોક્ષની લગની વગરનાથી સિંહવૃત્તિ ધારણ કરી શકાય જ નહિ.

તમારા જેવી જ મનોદશા બીજાની હતી અને છે. એ બધાને હું 'બકરાં' કહું છું, માનું છું, શ્રદ્ધું છું. તેઓ પોતાને બકરાં તરીકે ન ઓળખી શક્યા માટે 'જૈન' જ ન ગણાય. તેમણે જૈન શાસ્ત્રનું મનન કર્યું નથી અને પોતાના જીવનનું ધ્યેય પણ નક્કી કર્યું નથી.

ઇચ્છાએ વગર ઇચ્છાએ આપણી વચ્ચે સ્નેહ છે. પ્રેમ એવી ચીજ છે કે ત્યાં ગુણ-દોષ પર દૃષ્ટિ ન જતાં અંદરના આત્મા ઉપર જ આફરીનતા રહે છે. તેથી કહું છું કે આપણે હમેશ એક બીજાને ચાહતા રહીશું. એક બીજાને લાતો અને ગાળો દઈશું ત્યારે પણ અને જો તમે ધારો છો તેવું સ્વર્ગ હશે જ તો જે પહેલો સ્વર્ગે જશે તે બીજાને ત્યાં લઈ જવા પણ ચૂકશે નહિ. પણ એ સ્વર્ગમાં જવા પહેલાં અહીં ધ્યેય તો નક્કી કરવું જ પડશે. બકરીવૃત્તિને તિલાંજલિ આપ્યે જ છૂટકો. દયાભાવ, ઉપકારવૃત્તિ, છોટી છોટી ભલાઈઓનો યશઃ એ સર્વને છોડવું પડશે. 'દયા' જ જો ધર્મ હોય તો ગોચરી લાવો છો તે ભૂખે મરતાઓને કાં દઈ દેતા નથી? એક મહાન કાર્ય નક્કી કરો. મને પણ ભૂલો. મારાં પુસ્તકોને પણ ભૂલો. મેં તો નિશ્ચય કર્યો છે કે જૈન સમાજ સાથે કંઈ જ સંબંધ ન રાખવો. એમને મરવા-બચાવવાનું કામ મારા કે કોઈના હાથમાં હોવાનું હું માનતો નથી; તે છતાં કોઈ દેવ આવીને કહે કે તું અમુક પુસ્તક લખે તો આજે ૧૩ લાખ જૈનોને સ્વર્ગ અપાવી દઉં તો પણ મારે જૈનો માટે જ ખાસ લખવું નથી. હમણાં સહકાર આપવાનું કહું છું તે પણ જૈનોની ખાતર નહિ પણ તમારા મિત્રની સિંહવૃત્તિ જગાડવા ખાતર—મારા જ આનંદ ખાતર; અને તે સહકાર પણ પંડિતજીને રૂપરેખા આંકી બતાવવા પૂરતો અને દેખરેખ રાખવા પૂરતો જ. બાકી જૈન સાધુ કે શ્રાવક કે સંઘને વાડીલાલ પાસે જ કાંઈ લખાવવું હોય તો એક લીટી પણ લખી ગુલામીમાં ખપવા વાડીલાલ હવે તૈયાર નથી.

તમે 'જૈનગીતા' લખવા કે લખાવવા ઇચ્છો છો, પણ એમાં મૂળ પ્રેરક તત્ત્વ મોહ છે. બ્રાહ્મણોમાં ભગવદ્‌ગીતા છે તે બહુ વખણાઈ, પૂજાઈ તેમ આપણામાં કેમ ન હોવી જોઈએ ? એ પ્રશ્ન—એ મોહ જ આ પ્રવૃત્તિ પ્રેરે છે. પરિણામ ? મોહજન્ય કોઈ પણ પરિણામ સુંદર હોય ? વિષયીનું સંતાન તેજસ્વી હોય ? મૂળ ગીતા લખનાર જેવો 'પુરુષ' જૈન સમાજમાં આજ સુધીમાં થયો જ હોત તો 'જૈન ગીતા' લખાયા વગર રહી જ ન હોત. અને આજે તમારા પંડિતો અને સાધુઓ 'જૈન ગીતા'માં લખશે પણ શું ? તેઓ શું પાંડવ-કૌરવનું યુદ્ધ લખી શકશે ? તેઓ શું પ્રવૃત્તિ માર્ગને મહત્ત્વ આપી શકશે ? દુનિયાને અને જીવનને અગત્ય આપી શકશે ? મનુષ્ય જીવનની 'સાયકોલોજી' તેઓ અનુભવથી જાણે છે ? માત્ર જૈન શાસ્ત્રોના પાઠ કે ભાવો કે ભગવદ્‌ગીતાનું અનુકરણ કરવાની આવડત—એ શું જૈનગીતા લખવામાં કામે લાગશે ? મહાવીરચરિત્ર લખવાને લાયક એક પણ જૈન આજે નથી. મૂળ હેમચંદ્રાચાર્ય એને માટે અપૂર્ણ સાબિત થઈ ચૂક્યા, ત્યાં જૈનગીતા અને તે પણ ઘેટાં-બકરાં જેવા જૈન સાધુ કે પંડિતોથી ? મને પોતાને 'મહાવીરચરિત્ર' અને 'જૈનગીતા' 'રચવા'ની તાલાવેલી વર્ષોથી છે. પણ કરું શું ? સંજોગો વગર રામનું બાણ પણ નકામું ? સત્ય કોની પાસે બોલવું ? બોલતાં જ હણાઈ જવાય અને તે પણ નિરર્થક જ ! નહિ તો સત્ય તો એ છે કે પૂર્ણ સ્ત્રીત્વવાળી સ્ત્રી-શ્રાવિકા અને પૂર્ણ પુરુષત્વવાળા પુરુષ-શ્રાવક ઉત્પન્ન કરનાર કોઈ મોટામાં મોટા દાનેશ્વરી કરતાં પણ વધુ ઉપકારી છે. રોપા નકામા બચાવવામાં પુણ્ય હોય તો તેવાં પુણ્યને હસી કાઢી એક પ્રતાપી વૃક્ષ ઊગાડનાર આદર્શ પુરુષનું અસ્તિત્વ ઉપજાવી આપનાર કે ટકાવી રાખનાર આખી જનતાનો ખરો તારનાર છે.

**મૂંઝાઉં છું, ગભરાઉં છું, એક પણ સ્થાન અંદરના ખજાના ખોલી બતાવવાનું નથી. બધાં ઘેટાં જ મળે છે. મિત્રો તેવા, શત્રુઓ તેવા, પ્રશંસકો તેવા, ખરેખર ! આ નરક કરતાં** સંથારો—સમાધિ—મરણ હજાર દરજ્જે વધુ લાવવા જોગ છે.

**આગળ લખવાની શક્તિ નથી.**
**સર્વને શાન્તિ હો !**
**મૃતોઽપ્યમૃત**
**મિત્ર**
—નાં સર્વ મુનિઓને વંદન !



**'દર્શન'**

## શોધ

આધ્યાત્મિક આનંદની શોધ માટે બાહ્ય જ્ઞાન તરફ નજર કરવી એ લગભગ ભ્રમ નથી તો બીજું શું છે ? જ્યારે એ શોધ અંતર્મુખી થઈ જાય છે ત્યારે આ ભ્રમનું પ્રમાણ કંઈક ઓછું થતું ભાસે છે—પણ આ બાહ્ય અને ભીતરમાં એક તાદૃશ્ય છે, એક સૂક્ષ્મ તાદાત્મ્ય અને તારતમ્ય છે.

આ તારતમ્ય જાણી લેવું એ એક શોધકનું મુખ્ય કાર્ય છે. આમાં કેટલીક જગ્યાએ તે અજબ રીતે ગૂંચવાઈ જાય છે, અને તેમ છતાં શોધની તીવ્ર જિજ્ઞાસા ઉપર કાબૂ મેળવી એ ધીમે ધીમે એ ગ્રંથિઓને ખોલવાનો પ્રયત્ન કરે છે. અને કદી કદી ભ્રમજાળ અને વાગ્જાળ એને ઘેરી લે છે અને તે એમાં ઘેરાઈ-ગૂંગળાઈ પણ જાય છે અને તે કારણે એ વાસ્તવિકતાનો પાલવ છોડી દઈ દૂર નાસી જવાની કોશિશ કરે છે—પોતાની અસલીયતથી દૂર—ખૂબ દૂર નીકળી જવાનો પ્રયત્ન કરે છે.

જ્યાં પતન અને ખંડનનો ભય રહેલો છે એ જ જગાએ કાળજી રાખવી પડશે. નહિતર બહુ વિચાર્યા પછી પણ પગ મૂકવો એ દૂરદર્શિતા તો શું પણ નિકટદર્શિતા માટેય આંખો બંધ કરી લેવા જેવું છે અને પછી જ્યારે એ જ ક્ષણે અંતર્મુખી થઈ જવાય તો આ બધું મૂર્ખતા અને કાયરતા જેવું નહિ લાગે ?





# ખેડૂત જાગૃત બને તો કેવું સારું !

દબાયેલો–ચંપાયેલો દેવાદાર ખેડૂત વર્ગ નવા યુગને ઓળખતો થયો છે છતાં તેનામાં એ યુગ પ્રવર્તક જાગૃતિ હજુ આવી નથી. એ જાગૃતિ આવે તો ? તો તેને થતું શોષણ કેવી સહજતાથી અટકી જાય……

એક ભાઈ પત્રમાં લખે છે :

'સેવકરામ ! તમે અનાજ કેમ વધુ પાકતું નથી તેની વાત કરી ગયા. તમે તો ગામડામાં બેઠેલા છો. ખેડૂતો વચ્ચે છો. એટલે તેમના પ્રશ્નો, તેમની મુશ્કેલીઓ પણ બરાબર સમજો છો. એટલે તમને ખ્યાલ આવશે કે અનાજનું ઉત્પાદન વધતું નથી તેની પાછળ કયાં કારણો રહેલાં છે.

અમને પણ થતું હતું કે અમારા ગામમાં પાતાળ–કૂવો (ટ્યુબવેલ) થયો એટલે હવે પીતથી ખેતી કરી શકાશે. આ કૂવો ગઈ સાલથી શરૂ થયો છે. ગઈ સાલ પાણી આપવાનું મોડેથી શરૂ કર્યું હતું એટલે ઢોર માટે માત્ર રચકો જ વાવ્યો હતો. પણ આ સાલ તો ખેતીવાડીખાતામાંથી ઘઉંનું સુધરેલું બી લાવી પાંચ વીઘામાં ઘઉં વાવ્યા. પાછળનો વરસાદ સારો હતો એટલે ઘઉં ઝટ ઊગી પણ નીકળ્યા. પણ જ્યારે ક્યારા કરી પાણી પાવાનો વખત આવ્યો ત્યારે ટ્યુબવેલ બંધ થયો. ત્યાંના માણસને પૂછ્યું તો કહે તેલ નથી. તો અમે ગામલોકોએ કહ્યું : તેલ લાવો. કહેતા હો તો તેલ લઈ આવીએ. પણ એ તો કહે મેં સાહેબને લખ્યું છે. અમે સાહેબને લખ્યું. કલેક્ટર સાહેબને પણ અરજી કરી. પણ આજ દસ દિવસ થયા હજી પાણી અપાતું નથી. હું એ ખેતર સામે જોઉં છું અને મારું કાળજું કપાઈ જાય છે. મેં એમાં ખાતર નાખ્યું. ત્રણ ત્રણ ખેડ કરી. મોંઘા ભાવનું બી લાવી વાવ્યું. પાણી લેવા માટે નામ નોંધાવ્યું. પણ પાણી જ મળતું નથી.

કોઈ સાહેબ વચ્ચે જીપગાડીમાં આવ્યા હતા. એમની આગળ ધા નાખી. તો કહે મેં ઉપર લખ્યું છે. આમ એક પછી એકને લખવામાં અને મંજૂરી મેળવવામાં વખત જાય છે. ખેડૂત તે બિચારો શું કરે !

ઘણીવાર તો મશીનનો કોઈ ભાગ તૂટી જાય છે તો બેત્રણ અઠવાડિયાં મશીન બંધ રહે છે. તેનો તુરત ઈલાજ થતો નથી. લખાપટી વગર સરકારી તંત્રમાં કશું આગળ વધતું નથી. પણ ખેતીના કામમાં એવો વિલંબ ચાલે !

તમે માનશો, ગઈ સાલ જે ગામમાં મશીનો અધવચ્ચે બંધ રહ્યાં હતાં તે મશીનોમાંથી ખેડૂતો પાણી લેતાં ખમચાય છે. જેમની પાસે મશીન હતાં એમણે તો મશીન ચાલુ પણ કરી દીધાં છે.

એ તો સારું થયું કે પેલા ભગાભાઈને મશીન હતું ને કૂવામાં પાણીયે ચાલે એમ હતું તે એમણે પાણી આપ્યું ને છેવટે મરતાં બચી ગયો. પણ અમારે તો ટ્યુબવેલ થયો તોયે શું ને ન થયો તોયે શું !

તો તમે કૃપા કરી કોઈ પ્રધાનસાહેબને આ બાજુ ન પકડી લાવો ? તો અમે ફરીને આ ટ્યુબવેલની દશા દેખાડીએ. સરકારના કાગળો પર તો વંચાય કે આટલા ટ્યુબવેલ થયા પણ કેટલા પાણી આપે છે એ તો તપાસ કરે ત્યારે જ માલુમ પડે ને !

બાકી ખેડૂતને બી, ખાતર અને પાણી જો પૂરતા પ્રમાણમાં મળે તો શું ન પેદા કરે ! ખેડૂત મરે છે પાણી વગર. બાકી એના જેવો મહેનતુ તો બીજો કોઈ નથી. સરકાર મારફત જો ખેડૂતની મુશ્કેલી બરાબર સમજે તો હું માનું છું કે આ દેશમાં ધનના ઢગલા થાય.

હમણાંથી આ બાજુ આવ્યા નથી તો એકવાર જરૂર આવી જશો.

*

મને એક ખેડૂતભાઈ મળવા આવ્યા હતા. એ 'સુધરેલી' ખેતી કરે છે એમ તેમને માટે કહેવાતું. એકવાર હું

તેમની વાડીએ પણ જઈ આવ્યો છું, કૂવાનું સાધન છે. એક સાથે બારેક વીઘા જમીન છે. કૂવા પર મશીન મૂક્યું છે. એટલે ઘઉં, કપાસ, શાકભાજી અને પપૈયા પકવે છે. નવાં નવાં બી, ખાતરના તે અખતરા પણ કરે છે અને ગામમાં સૌથી વધુ પાક લે છે. ખાધે પીધે પણ સુખી છે. તેમને ખેતીનો સાચો પ્રેમ છે. એટલે નવી યોજનાઓનો પણ સારો લાભ લે છે. બીજા ખેડૂતોને દાખલો આપી શકીએ એવા એ ખેડૂત છે.

તે મને મળ્યા એટલે ગામની, તેમની ખેતીની વાતો થઈ, રવિપાક કેવો છે તેની પૂછપરછ કરી. ઘઉંનું વાવેતર કેટલા વીઘા કર્યું છે એ પૂછ્યું. એ વાતમાંથી એ ભાઈએ મને કહ્યું:

'સેવકરામ! હું યે સમજુ છું કે ખેડૂતે એકલું અનાજ વાવવું જોઈએ. દેશમાં આટલા બધા ખેડૂત હોય ને પરદેશથી અનાજ લાવવું પડે એ તો ઘણું ખરાબ કહેવાય. મને તો સમજાતું નથી કે આટલી બધી જમીન છે તો થાય છે શું! દરેક ગામ ધારે તો પોતાની જરૂરિયાત ઉપરાંત ચાર ગામને ચાલે એટલું વધુ અનાજ પેદા કરી શકે. પણ ખેડૂત અનાજને બદલે તમાકુ, જીરૂ, વરિયાળી, શેરડી, કપાસ કે એવો વધુ પૈસા આપે તેવો પાક પકવવામાં કેમ પ્રેરાય છે. ખબર છે? એને અનાજમાં એટલા પૈસા મળતા નથી માટે.

હમણાં છાપામાં બૂમો આવે છે કે અનાજના ભાવ વધી ગયા છે. લોકો આ ભાવમાં મરી જશે. જેમને પૈસા ખર્ચીને અનાજ લેવાનું છે તે આમ કહે તે બરાબર છે. ભાવ વધ્યા છે, ગજા કરતાંયે વધારે વધ્યા છે એ તો હું યે કબુલ કરું છું. ક્યાં બે અઢીના મણ ઘઉં ને ક્યાં આજના બારથી પંદરના ઘઉં! એટલે અનાજ સસ્તું થવું જોઈએ એ વાત પણ કબુલ કરવા જેવી છે. પણ સેવકરામ! એ બૂમો પાડનારા કોઈ અનાજ પેદા કરનાર ખેડૂતના ઘર સામે નજર કરે છે ખરા!

તમે જ જુઓ, કાપડના ભાવ કેટલા વધ્યા છે. એ રીતે ગોળ, ખાંડ, તેલ, મસાલા, દવા અને બીજી ચીજ વસ્તુના ભાવ કેટલા બધા વધ્યા છે. ખેડૂતને પણ જીવવું છે કે નહિ. એને પણ પહેરવા ઓઢવા જોઈતું હશે કે નહિ! આ બધી ચીજો એ કઈ આવકમાંથી ખરીદે! એટલે અનાજના ભાવ ઘટાડવાની વાત આવે ત્યારે સાથે બીજી ચીજોના ભાવ ઘટવા જોઈએ. એ વગર ખેડૂત કદી વધુ અનાજ પેદા કરવા પ્રેરાશે નહિ.'

ખેડૂતોના વકીલની પેઠે એ ભાઈ એમનો કેસ મારી આગળ રજૂ કરતા હતા. તેમની બોલવાની છટા પરથી લાગ્યું કે એ ખેડૂતોની સભાઓમાં પણ ભાષણો કરતા હશે. એમની બોલવાની છટા સારી હતી. હું એમને બોલવા દેવા માગતો હતો. એટલે ચૂપચાપ સાંભળી રહ્યો હતો. એ થોડીવાર અટકી મારી સામે જોઈને પાછા બોલ્યા :

'સેવકરામ! બધા મજૂરોનું ગા...ગા...કરે છે. પણ ખેડૂતની વાત કોઈ કાને ધરતું નથી. મોંઘવારી ભથ્થું તો કહે મજૂરને મળે. ચાલુ પગારની રજા તો કહે મજૂરને મળે. બાઈ કામ કરતી હોય તો તેને સુવાવડની પણ ખાસ રજા મળે. મજૂરોને બોનસ મળે. તેને વીમાનો લાભ મળે, પ્રોવીડન્ટ ફંડનો લાભ મળે. કંઈ વાગે કરે તો તેને સરકાર વળતર અપાવે. બધા લાભ મજૂરને મળે. તમે જ કહો, આમાંનો કયો લાભ ખેડૂતને મળે છે!

'ખેડૂનાં બળદ કે ભેંસ મરી ગયાં હોય તો તેને કયું વળતર મળે છે! ખેડૂતને વાગે તો તેને કોણ મદદ કરે છે. તેનાં દવાનાં બીલ કોણ ચૂકવે છે? ખેડૂતને બોનસ તો એના ઘેર રહ્યું પણ મોંઘવારી કોણ આપે છે! જે વર્ષે ન પાક્યું હોય ત્યારે કયો જાણ એનું પૂરું કરવા આવે છે! તમે જ કહો ને કે મજૂરના પ્રમાણમાં ખેડૂતને શું મળે છે!

'મજૂરને તો અમુક કલાક કામ કરવાનું ને પાછી અઠવાડિયે એક રજા. ખેડૂતને તો બારે ને ચારે કામ. સવારના પરોઢિયે કામે ચડે તે દા'ડો આથમે તે ઘર ભેગો થાય. અને ચાલુ પગારની કઈ રજા મળે છે!

ઘેર બેસીને સુવાવડ આવી હોય તો ઉપરથી દાક્તરિયું કરવું પડે. મજૂરને તો ચાલુ પગારે સુવાવડ થાય, આખરે ખેડૂતને ઉપરથી ખર્ચો વધે. મજૂરનું બધા સાંભળે. તેના વકીલોયે મળી આવે. તેમાં મંડળીઓયે હોય. અમારા ખેડૂતનું કોણ રણીધણી! અમારું સાંભળે છેયે કોણ. તમે જ કહો કે સેવકરામ, કામદારની સામે કિસાનનું કેટલું ઊપજે છે. દેશમાં એંસી ટકા વસ્તી ખેતમજૂરો પર નભે છે. છતાં એની સામે કોઈ જુએ છે ખરું. તેને કોઈ લાભ અપાવે છે ખરો! ખેડૂત કેમ જીવે છે એનીયે કોઈ પૂછપરછ કરે છે ખરા!

'કહેવા નીકળે છે ત્યારે સૌ કોઈ બૂમો મારે છે કે અનાજના ભાવ ઘટાડો. તમારે ભાવ ઘટાડવા હોય તો ઘટાડો...ભલેને મફત અનાજ આપો. અમે તો એટલું જ કહીએ છીએ કે જે રીતે મીલના કાપડનો ભાવ નક્કી કરવામાં આવે છે, ખાંડનો ભાવ નક્કી કરવામાં આવે છે તેમ અનાજનો પણ ભાવ નક્કી કરો. અમે ઘરનાં કેટલાં માણસો રોજ કામ કરીએ છીએ. કેટલાં ઢોર-ઢાંખર એમાં રોકાય છે. તેના પાછળ ખાતર, મજૂરી અને બી પાછળ કેટલું ખર્ચ થાય છે. આ ખર્ચના આંકડા મૂકીને પછી ભાવ નક્કી કરો. જાઓ અમારે, તમે જે ભાવ નક્કી કરો તે કબૂલ છે.

'આપણી આ સમાજવાદી સરકારમાં કામના પ્રમાણમાં તો તમે વળતર આપશો કે નહિ? અમારે એમાંથી પાઈયે વધારે જોઈતી નથી. વધારાનું ભલે સરકાર લઈ જાય. અમે તો અમારી ખેડૂતની મજૂરી માગીએ છીએ. આ તો ન્યાયની વાત થઈ કે નહિ? પણ ખેડૂતને કોણ ન્યાય આપે છે?

'સેવકરામ! અમે તો અભણ કહેવાઈએ. પણ તમે તો ભણેલા છો. સમજુ છો. એકવાર તમે આંકડા મૂકીને ગણી તો જુઓ કે ઘઉંનો ભાવ શું આવે છે! આજે તો કોઈને આંકડા મૂકવા નથી અને બૂમો મારવી છે.

'મારું તો એ કહેવું છે કે જો અનાજના ભાવ વધારે લાગતા હોય તો સરકાર જેમ ખાદીમાં રૂપિયે ત્રણ આના વળતર આપે છે તેમ ખેડૂતને સબસીડી આપે. ખાદી ગૃહઉદ્યોગ છે તો ખેતી વળી બીજું શું છે! જો ખાદીના મજૂરને ખાવાપીવા મળે તેની જોગવાઈ કરવામાં આવે તો ખેડૂતને માટે કેમ ન કરવામાં આવે!

'સેવકરામ, આ તો બધું આંધળે બહેરું કૂટાય છે કોઈ ખેડૂતની મુશ્કેલી સમજતું નથી. એથી જ આટલાં બધાં વર્ષ ગયાં છતાં ખેડૂત તો એનો એ રહ્યો છે. હા, મારા જેવા થોડાક કમાય છે. એ તો પેલા રોકડિયા પાકમાંથી. એ ન પકવીએ તો ..તો ભીખ જ માગીએ ને! સૌને લીલાછમ થઈને ફરવું છે ને ખેડૂતને કહેવું છે કે તું તો રોટલો છાશ ખાતો રહે ને ઝૂંપડીમાં પડ્યો રહે.

'પણ જો ખેડૂતને સારું ઘર જોઈતું હોય, સારી રીતે રહેવું હોય, સારું પહેરવું ઓઢવું હોય, તેનાં છોકરાંને ભણાવવાં હોય, તેને વટવ્યવહાર કરવા હોય તો એ રોકડિયો પાક પકવવા લલચાશે એમાં તેને બે પૈસા મળે તેમ છે. તમે જ કહો, સેવકરામ, મારી કંઈ ભૂલ થતી હોય તો તમે બતાવો. હું કાનબૂટી પકડવા તૈયાર છું.'

એ ભાઈનું 'પ્રવચન' પૂરું થયું એટલે તેમની સામે જોયું. એક ખેડૂતની આટલી જાગૃતિ જોઈને એકવાર તો હું હરખાયો. ખેડૂત સમજતો થાય તો એ પણ મજૂરોની પેઠે પોતાનો હક્ક માગશે. પોતાની સાચી વાત રજૂ કરી શકશે પણ આજે તો ખેડૂતને બિચારાને ખબર જ હોતી નથી કે તેની આવક કેટલી અને ખર્ચ કેટલું! એ આંકડા મૂકે ત્યારે ને!

મેં આ ભાઈને ખેડૂતને મળતા લાભની વાત કરી. એ મજૂર કરતાં કઈ રીતે જુદો છે એની વાત કરી. પણ મને તેની પેલા આંકડા મૂકવાની વાત ગમી ગઈ હતી. એટલે મેં એને જ કહ્યું:

'ભાઈ! એમ કરો, તમે તમારા જ ઘઉંના પાકના આંકડા મૂકતા રહો. બધી નોંધ કરજો. પાક ઘરમાં

આવે તે પછ આપણે એ આંકડા તપાસી જાઈશું. જોઈએ તો ખરા કે જમીનનો વેરો, મજૂરી, ખાતર, બી, પાણી ઢોરનું ખર્ચ અને બીજું પરચુરણ ખર્ચ ગણતાં કેટલી રકમ થાય છે.

હું માનું છું કે દરેક ખેડૂતે હિસાબ રાખતાં તો શીખવું જોઈએ. તો તેને સાચો ખ્યાલ આવે કે તેને વર્ષમાં તેની ખેતમજૂરીમાંથી શું મળ્યું. જે મળે છે તે મજૂરી મળે છે એમ જ ગણવું રહ્યું.

એક જુથમાં ખેડૂતોએ માર્કેટયાર્ડની માગણી કરી હતી. ત્રણચાર આગેવાનોએ ગામેગામ ફરી સહીઓ લીધી હતી અને સરકારને અરજી કરી હતી. સરકારની નીતિ હમણાં તો માર્કેટયાર્ડ શરૂ કરવાની છે. એમાં ખેડૂતને લાભ છે. એ વેપારીની ચુંગાલમાંથી મુક્ત થાય છે. તેના માલનો તેને વ્યાજબી ભાવ મળે છે અને તુરત નાણાં મળે છે. એટલે ખેડૂતોએ તો માર્કેટયાર્ડની માગણી કરી હતી.

પણ વેપારીઓને પેટમાં દુઃખતું હતું. એમને તો ગામેગામ જઈ ચરી ખાવું હતું. પોતાનો ભાવ આપવાનો, પાછું એતાલુ કે ચુંવાળુ તોલ લેવાનું. તોલમાંયે પાછી ધાલમેલ થાય. માલ વેચ્યા પછી વેપારી આપે ત્યારે પૈસા મળે. આગળની લેવડદેવડ હોય તો વળી વેપારીની દયા પર જીવવાનું. આમ ખેડૂત કસીને ભાવ લઈ શકતો નહોતો. માલનાં ધાર્યાં નાણાં મેળવી શકતો નહોતો અને તોલમાં લૂંટાતો હતો. આ માર્કેટયાર્ડની યોજનાથી તેને ઘણી સવલતો મળતી હતી. પછી ખેડૂત કેમ તક જતી કરે!

પણ પેલા વેપારીઓ ઝાલ્યા રહે. એમણે તેમના દેવાદાર ખેડૂતોની સહીઓ લીધી કે અમારે માર્કેટયાર્ડની જરૂર નથી. આ બાબતમાં વેપારીઓ તો સંગઠિત હોય જ. એમણે પણ સાબિત કરવાની કોશીશ કરી કે આ જુથમાં માર્કેટયાર્ડ ચાલે તેમ નથી. અહીં એવું પીઠું નથી. વેપાર તૂટી જશે. નાના વેપારીઓ મરી જશે. અંદર અંદર ખોટી હરીફાઈ થશે.

સરકાર પાસે અરજી આપતાં વાંધાની તપાસ શરૂ થઈ. વેપારી વર્ગ તો ભારે ચાલાક અને હોંશિયાર. એ તો અમલદારોને આમ સમજાવે. અહીં માર્કેટયાર્ડની જગ્યા નથી. સરકાર નક્કી કરે છે તે દૂર છે. કોઈ વેપારી ત્યાં નહિ આવે. એમણે કેટલીયે શંકાઓ ઊભી કરી.

પણ પેલા આગેવાન ખેડૂતો મક્કમ હતા. એમણે પણ દલીલો આપી સાહેબને સમજાવ્યા કે એ લોકો તો પોતાના સ્વાર્થમાં ના પાડયા કરશે.

આ લખાપટીમાં ઠીક ઠીક વખત ગયો. ખેડૂતોને ભય લાગ્યો કે તેમની માગણી ડૂબી જશે. એટલે તેમાંના એક ભાઈ મને બોલાવવા આવ્યા. તેમણે બધી ભૂમિકા વિગતથી જણાવી.

'સેવકરામ! તમે ગમે તેમ કરી ત્રણ–ચાર દિવસ ત્યાં આવી જાઓ. નહિ તો આ યાર્ડનું કામ ખોરંભે પડશે અને કદાચ રખડી જશે. અહીંના વેપારીઓ પહોંચેલા છે. અમારું કંઈ નહિ ઊપજે.'

મને પણ અનુભવે સમજાયું હતું કે માર્કેટયાર્ડમાં ખેડૂતોને ફાયદો હતો. એટલે હું એ ભાઈની સાથે જ નીકળ્યો.

પહેલાં તો જે ખેડૂતોએ માર્કેટયાર્ડની જરૂર નથી એમાં સહીઓ આપી હતી તેમને મળ્યો. એ તો બિચારા કંઈ સમજતા નહોતા. વેપારીઓના દેવાદાર હોઈ જેમ કહ્યું તેમ હા–રે–હા કરતા હતા. એમને મેં સાચી વિગત સમજાવી અને ખેડૂતો સાથે રહેવાની ભલામણ કરી.

વેપારીઓને પણ મળ્યો. એમને પણ સમજાવ્યા કે મોડા કે વહેલો માર્કેટયાર્ડ આવવાનો છે એ નક્કી છે. તમારો વિરોધ કેટલા દિવસ ચાલશે? દેશકાળ બદલાય તે પ્રમાણે વેપારી અને ખેડૂત બંનેએ સલાહ સંપથી માર્ગ કાઢવો જોઈએ. કડવાશ વધે એવું કરવું તે બરાબર નથી. રાજીખુશીથી સંમતિ આપશો તો એમાં સૌનાં મન સચવાશે. નહિ તો તમને એ વસ્તુ લાદેલી લાગશે અને એક જાતની કડવાશ આવશે. તેમને ઘણું સમજાવ્યા પણ એ લોકો



તો યાર્ડ આવતો હોય તો ભલે આવે, પણ અમે સામે ચાલીને તો નહિ માગીએ' કહી છટકી ગયા.

અમારા સૌના પ્રયત્નથી માર્કેટયાર્ડ શરૂ થયો. તેનું ઉદ્‌ઘાટન પણ થયું. પણ વેપારીઓ એને જાણે નિષ્ફળ બનાવવા માગતા હોય તેમ ત્રણ–ચાર દિવસ તો એ બાજુ ફરકયા જ નહિ. ખેડૂતો પણ ચિંતામાં મૂકાઈ ગયા. મેં ખેડૂતોને હિંમત આપી, ધીરજ ધરવાનું કહ્યું. આજે નહિ તો કાલે પણ વેપારીને માલ લીધા વિના કંઈ છૂટકો થવાનો છે!

ને બન્યું પણ એમ જ. હવે તો એ યાર્ડ ધમધોકાર ચાલે છે. વેપારીઓને પણ હવે તો એમાં ફાયદો દેખાવા માંડ્યો છે. આ પ્રસંગે મને થયું ખેડૂત જાગૃત બને તો કેવું સારું!



'રસસ્રવા'

## ઊઘાડા આકાશ નીચે

રસ્તે જતાં અચાનક મારા નામની બૂમ સાંભળી અને આમ તેમ ડાંફોળિયા મારતી મારી નજરને એક પ્રૌઢા જેવી લાગતી યુવતીએ ઝડપી લીધી. એ કોણ હશે એ વિચાર હું કરું એ પહેલાં જ મારા સાથે હાથ મિલાવવા એનો હાથ લબાયો અને જરા વધુ પડતો દબાયો તો પણ મને ખ્યાલ જ ન આવ્યો કે આ સ્ત્રી કોણ હશે!

વિવેક કે અવિવેક જે લાગે તે છતાં મેં ઓળખાણ માટે એ બાનુને પૂછ્યું ત્યારે જાણે પોતાની બનાવટ થતી હોય એમ એ તો ખડખડાટ હસી પડયા. મારી મૂંઝવણને પણ એ સમજવાને બદલે સાવ ઊડાડી દેવા તૈયાર થયાં ત્યારે તો મારાથી ન જ રહેવાયું. મેં ફરી એ જ સવાલ કર્યો.

મારો એ સવાલ પૂરો થાય એ પહેલાં જ કથ્થાઈ બ્યુક હાંકતી એક અલ્ટ્રામોડર્ન યુવતી ત્યાં આવી પહોંચી અને આ બાનુએ તો પાછલી બેઠકનું બારણું ખોલ્યુ અને મને પહેલાં બેસવા હાથ લંબાવ્યો. મારે ન છૂટકે બેસવું પડયું. આમેય કાંઈ કામ તો હતુ નહિ એટલે આ મૂંઝવણમાંથી ઉકેલ શોધવા ગાડીમાં ગોઠવાવું પડયું. 'નિશિગંધા' તરફ ગાડી હંકારી જવાનો હુકમ દેતા એ બાનુ મારી બાજુમાં જ ગોઠવાયા.

'નિશિગંધા'નું નામ પડતાંવેંત મારી નજર એકવાર એ બાનુને પગથી તે માથા સુધી નિહાળી ચૂકી. આખા રસ્તે એક અક્ષર પણ ઉચ્ચાર્યા વગર ગાડી નીચેથી પસાર થઈ જતા રસ્તાને સામેના કાચમાંથી ટગરટગર જોવામાં જ મારી નજર રોકવી પડી. એ બાનુ તો એમનાં હાથપગ ને શરીરથી જાણે મારી સાથે 'વાત' કરતાં હોય એમ ગાડી હાંકતી યુવતી સામે જ નજર ખોડી રહ્યાં હતા!

'નિશિગંધા'ના દરવાજામા ગાડી પેઠી અને પોર્ચ આગળ ઊભી રહી ત્યારે કાંઈક ભૂતકાળની સ્મૃતિઓ જાગી ઊઠી. રાતના નવ તો વાગી ચૂકયા હતા એટલે બીજી કાંઈ જ જાળ અત્યારે મારે હતી નહિ. મારો હાથ પકડીને જ એ બાનુ ગાડીમાંથી નીચે ઊતર્યાં. અમે બન્ને સાથે 'નિશિગંધા'નાં પગથિયાં ચડીને લિફ્ટમા દાખલ થયાં, લિફ્ટ અટકી. બહાર નીકળીને એ બાનુ સાથે દોરવાઈને જે જગ્યાએ આવેલ એ જગ્યા છેક અગાસી ઉપર આવેલી હતી. ગાલીચા પથરાયેલા હતા. નિશિગંધાની સુરભિ છાકમછોળ ઊડતી હતી. થાકયાં પાકયા આરામ કરતા જાણે સ્વપ્નમાં વિહરતાં ન હોઈએ એમ એ બાનુએ ગાલીચા ઉપર બેસવા મારો હાથ ખેંચ્યો. એ પોતે તો ગાલીચા ઉપર લેટવા પણ લાગી ગયા!

મને પણ લંબાવવા ઈજન મળ્યું અને એ ખુશનુમા વાતાવરણનો ભોગ થયા વગર મારાથી ન રહી શકાયું.

અને એમના એ ગાઢ આશ્લેષો એ માદક રાતને વધુ માદક બનાવેથી માદકતા વધે એ પહેલાં જ મારી ચિબુક પકડીને એ બોલી પડયાં:

'નિશિ, ઊઘાડા આકાશ નીચેની પંદર વરસ પહેલાંની પેલી રાત યાદ આવે છે? મને તું સાવ વીસરી ગઈ?'

'ગંધા, ચરબીથી લથબથ થઈ, ગયેલી તું ઓળખાઈ એ પણ આ ઊઘાડા આકાશ નીચે.' કહેતાં મે એને જોરથી દબાવી દીધી



મંજલાલ ત્રિવેદી

# 'મેરો મન રામ હી.....'

ચેટે પાટા બાંધીને પુત્રના ઉછેર પાછળ ઘસાઈ જતી માતાનું વાત્સલ્ય અને પુત્રનો તેનાં પ્રત્યેનો ભક્તિભાવ આલેખતી આ સત્યકથા આપણી સંસ્કૃતિનું એક એવું તો ઉજળું પ્રતીક છે કે જે આજે શહેરની સુધરેલી સંસ્કૃતિમાં કયાંય નજરે ચડતું નથી...

સ્મશાન ભૂમિ ઉપર સંધ્યાની ઘેરી લાલ છાયા પથરાતી જતી હતી, રાત્રી પોતાની ચાદર પાથરી વાતાવરણું શાંત અને નિરવ બનાવવા તૈયારી કરવા લાગી. વલ્લભીપુરની સ્મશાનભૂમિની કેડી ઉપર હું ચાલ્યો જતો હતો. ચારે તરફ ઝાડપાનાં વૃક્ષો ઉપર પંક્ષીઓનો કિલકિલાટ સાંભળતો હું આગળ જતો હતો. સતીમાતાની દેરીઓ અને પાળીઆ નજીક હું પહોંચ્યો હોઈશ તેટલામાં એ પથરાતા અંધકારમાં કોઈ જુવાન ભજન ગાતો હોય તેવું સંભળાયું. ધીરે ધીરે ભજનની કડીઓ રાત્રીના શરૂ થતા અંધકારમાં ઓગળીને એકરૂપ થવા લાગી. ભજનનો ધીર અને ગંભીર રાગ સ્મશાનભૂમિને ભૈરવદેવના સ્વરૂપે પ્રગટ કરતો જતો હતો. દેરીઓ નજીક પહોંચતા ત્રણ ચાર ડગલાં આગળ પહોંચ્યો ત્યાં ધરતીએ મારા પગ પકડી લીધા અને હું એકદમ આગળ વધતો અટકી ગયો.

સાક્ષાત ફણીધર નાગદેવતા નજીકના રાફડામાંથી પોતાની ફેણ બહાર કાઢી ને એ નીરવ શાંતિમાં ભજનનો રાગ સાંભળી રહ્યા હતા. શ્યામ રંગનું ભગવાન કાળદેવનું આ દર્શન કર્યું એટલે હું આગળ વધતો અટકી ગયો, અને હું ઘર તરફ પાછો ફર્યો; પાછા ફરતાં મારી દૃષ્ટિ મૃતદેહોને અગ્નિસંસ્કાર કરવામાં આવતા તે મકાનો તરફ ગઈ. ઘડીભર હું ત્યાં ઊભો રહી ગયો. કેટલોક ભૂતકાળ સાંભરી આવ્યો.

ઘર તરફ પાછા ફરતાં સંપૂર્ણ અંધકાર છવાઈ ગયો હતો. થોડેક દૂર પાછળથી કોઈએ મને બૂમ પાડી. પાછળ જોયું તો તંદુરસ્ત કાયાવાળો એક જુવાન આવતો દેખાયો. નજીક આવતા મને કહ્યું: 'કેમ વજુભાઈ! મારો અવાજ ઓળખાયો નહિ?' ઝાંખા અંધકારમાં ઝીણી નજરે આ જુવાન ઓળખાઈ ગયો—અરે તારું ભલું થાય! આ તો ભટશેરીનો ભજનિક રમણીક મહેતો.

'એલા ભાઈ! આ હમણાં કોણ પેલી સતીમાતાની દેરીઓ પાછળ ભજન ગાતું હતું? ગળું તો શરણાઈની જેમ ગુંજન કરતું હતું. તારા સિવાય બીજું કોણ હોય ભાઈ!'

'હા ભાઈ! એ તો હું જ ત્યાં બેઠો હતો. કોઈ કોઈ વખત સંધ્યાકાળે અથવા રાત્રી શરૂ થતાં આ સ્થળે આવું છું અને એકાદ બે ભજનો ગાઉં છું ત્યારે મારા મનને પરમ શાંતિ મળે છે.'

'પણ ભાઈ! એ તો ઘેર બેસીને પણ એકાંતમાં શાંતિથી ગવાય. આવી રીતે આમ અંધકારમાં અને વળી આવી સ્મશાનભૂમિમાં કેમ ગાવું ગમે છે?'

'વજુભાઈ! શું કહું! બા ગુજરી ગયા પછી મન બેચેન રહ્યા કરે છે. એ વાત્સલ્ય, પ્રેમ, અને મારું બાળપણ આંખ આગળથી ખસતાં જ નથી.'

'શું રમણીકભાઈ! તમારાં માતુશ્રી ઉજમબેન અવસાન પામ્યાં? મને તો જરાયે ખબર નથી. આમ કેમ અચાનક? શું કાંઈ માંદા હતાં?'

'હા! બાનું શરીર છેલ્લે છેલ્લે ઘસાઈ ગયું હતું. ઉમ્મર પણ થઈ હતી. પણ એમના મૃત્યુની છેલ્લી ઘડીઓ ઘણી ભવ્ય હતી. એમના ઉજ્જવળ મૃત્યુનું સુખમય દર્શન મને પાસે બેસાડીને કરાવ્યું.'

એમ વાતો કરતા અમે ગામ તરફ પાછો ફરતો કંથારીયા હનુમાનની દેરી પાસે આવી પહોંચ્યા. એની નજીકમાં ભૂતનાથ મહાદેવનાં ચોતરા પાસે આવીને અમે બન્ને બેઠા. ચોતરા ઉપર એક વિશાળ લીંબડો મહાદેવની ઉપર રોજ કડવાં પાંદડાં ખંખેરતો હતો.



આ સંસાર કડવો. છે એવો ખ્યાલ મૃતાત્માના સ્વજનો જ્યારે જ્યારે બેસણું કરવા આવતા ત્યારે પાંડા ચવરાવીને ખ્યાલ આપતો રહેતો હતો.

મને રમણીકભાઈનાં માતુશ્રીના ભવ્ય મૃત્યુની અંતિમ ઘડીઓનું વર્ણન સાંભળવા ઉત્કંઠા થઈ, ઘેર જવાનું મોડું તો થતું હતું પણ સાંભળવા હું રસમય બની બેસી જ રહ્યો. રાત્રીની શરૂઆત ધીરે ધીરે વધારે કાળી ઘેરી બનવા લાગી.

એકબાજુ કુંથારીયા હનુમાન અને અમે બેઠા હતા તે ભૂતનાથ મહાદેવ, અને સામે દેખાતાં વૃક્ષોની ઘટા પાછળ સ્મશાનભૂમિ આ બધું દૃશ્ય સહેજ દિલને ગભરાવે તેવું લાગવા માંડ્યું. પણ બે જણા અમે હતા. એટલે સહેજ હિંમત આવી.

ગળગળા હૃદયે રમણીકભાઈએ વાત શરૂ કરીઃ—

બાની માંદગી સમયે હું ઘણો ખરો ભાગ તેમની પાસે જ બેસતો; ન છૂટકે બહારનું કામ કરવા જતો; સમય જતાં બાનું શરીર સાવ લેવાઈ ગયું. ખાટલામાં કંઈ દેખાય જ નહિ તેવું થઈ ગયું હતું. ખાટલાની સામે એક નાનું એવું ટેબલ રાખી હું પાસે બેસતો. બાની આંખ મીંચાઈ જતી ત્યારે હું ઘણીવાર વિચારે ચડી જતો. વર્ષો પહેલાંની કેવી તંદુરસ્ત કાયા બાની હતી!

આજે એ કાયા સાવ જીર્ણ થઈ ગઈ ખરેખર માણસને તેની જુવાની હાથતાળી દઈને ચાલી જાય છે. હું નાનો હતો ત્યારે બા મને વહેલી સવારે છાશ અને બાજરાનો રોટલો જમવા આપતાં. મારી ખાતર મારી બાએ પોતાની જાતને સાવ ઘસી નાખી. બાપુના અવસાન વખતે, ઘરની સ્થિતિ ઘણી જ નબળી હતી. આવા વિચાર કરતો મારા બાળપણનો ભૂતકાળ અને ઘરની ગરીબી સાંભરી આવ્યાં.

એવામાં બા જાગી ઊઠ્યાં અને પોતાને ખાટલામાં પડખું ફેરવવા મને ટેકો દેવા કહ્યું. બોલવામાં કષ્ટ પડતું હોય તેમ બા બોલ્યાંઃ 'ભાઈ રમણીક! તારું મોઢું કેમ પડી ગયું છે? આજે તું ઉદાસ કેમ બની ગયો છે?'

'એ તો કંઈ નહિ બા! અમસ્થો જ આજે જરા વિચારે ચડી ગયો' એટલું બોલતા બોલતા જરા ગળગળો બની ગયો. અને બાને ટેકો દઈને પડખું ફેરવાવ્યું અને થોડુંક પાણી પણ પાયું.

'બેટા! એમ વિચાર કર્યે શું વળવાનું છે? આજે મને પાંસઠ વર્ષ થયાં અને મને એમ લાગે છે કે આટલો લાંબો વખત જાણે એક દિવસમાં વીતી ગયો હોય એવું લાગે છે. ખેતરોમાંથી લાકડાની ભારીઓ બાંધીને લાવી, માટીના ટોપલા ભરી ભરીને પોદળા લાવીને લીંપણ કર્યું. આવી બધી ગડમથલમાં બેટા! સારીયે જિંદગી પૂરી કરી નાખી. જીવનમાં બીજું કશુયે કર્યું નહિ, આવી જિંદગીની ગડમથલ બે ત્રણ દિવસમાં વીતાવી દીધી હોય એવું આજે આખર અવસ્થાએ સ્મરણ થાય છે. ઘણું જ પરાકાષ્ટાવાળું જીવન મેં ગાળ્યું અને બેટા, એ બધાનું ફળ આજે તું જ મારી આંખ આગળ દીવો થઈને બેઠો છે, એ ભગવાને વળી સામું જોયું. એટલે મારે મન ઘણો સંતોષ બેટા!'

બાની આ બધી આખર વાણી સાંભળીને શાંત બની ગયો. ઠંડીની અસર ધીમે ધીમે વધતી જતી હતી. બાને સરખી રીતે ગરમ ધાબળો ઓઢાડ્યો. લાગ્યું કે બાનું શરીર હવે પરાધીન બનતું જાય છે.

ઘરમાં રાંધણીઆની પાસેના ગોખલામાં ઘાસલેટનો ડબો ધીમો ધીમો બળતો હતો. ઘડીક વાતાવરણ શાંત બન્યું.

એટલામાં ભટશેરીના ચોકને ઓટલેથી એક બે છોકરા ગરબી ગાતા સંભળાયા.

> હવે તમે નંદજી ગોકુળ સંચરો રે,
> ઊતરવા જમુનાજીના ઘાટ જો,
> હવે તમે નંદજી....
> જસુમતી જોશે તમારી વાટ જો...
> હવે તમે નંદજી.....

અડધી આંખ ઊઘાડીને કાનને સરવા કરીને બાએ મને પૂછ્યુંઃ 'બેટા રમણીક, આવી રૂપાળી ગરબી

અત્યારે કોણુ ગાય છે ?'

'બા ! એ તો ગરબીમાતાને ઓટલે ઉમશો મહેતો અને બટુક કોમેડી, બેઠા બેઠા ગરબી ગાય છે.

'હેં બા ! તમે બોલ્યું દળતાં દળતાં પરોઢીએ જે ભજન રોજ ગાતાં હતાં એ યાદ છે તમને ? એ ભજન ગાવ જોઈએ ?'

જરા ગળુ ખંખેરીને ઘણાં વર્ષોથી ગળામાં ઘુંટાએલું ભજન બાએ ગાવાની શરૂઆત કરી.

હરિ ભજન વિન દુઃખ દરિયા સંસારનો પાર ન આવે,
જડ બુધ્ધિના જીવ સંત વિના શુદ્ધ મારગ કોણ બતાવે.
તેં અનેકવાર અવતાર ધર્યાં
બહુ કર્મ તણાં હોકાર લીધાં
અર્ધબોધ તણા અંધાર કર્યા.........હરિભજન૦
ફર્યો ચાર ખાણ લખ ચોરાશી
થયો જળચર સ્થળચર ગર્ભવાસી
માયા બંધનથી ન શક્યો નાસી...હરિભજન૦
તું ગાઢ પહાડ જડ રૂપ થયો
તેં શીતવરષા બહુ તાપ સહ્યો
તારા કષ્ટ કેણે નવ જાય કહ્યા...હરિભજન૦
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી
દુઃખ જન્મ મરણ એવું જાણી
તું શું બેઠો આળસ આણી......હરિભજન૦

કેવું સરસ બા આ ભજન છે ? જાણે મને એમ થાય છે કે રોજ પરોઢીયે તમે આ ભજન દળતાં દળતાં ગાયા કરો અને હું ખાટલામાં સૂતો સૂતો ગોદડું ઓઢીને રોજ સાંભળ્યા જ કરું.

બાએ અડધી ઊંઘમાં જવાબ આપ્યો : 'હા બેટા ! હરિભજન વગર આ સંસારમાં કાંઈ જ નથી.' એમ વાતચીત કરતાં બા સૂઈ ગયાં. બાને સરખી રીતે સુવાડી ગરમ ધાબળો ઓઢાડીને હું પણ સૂવાની તૈયારી કરવા લાગ્યો.

આડો પડ્યો પણ ઊંઘ આવી જ નહિ. મધ્યરાત્રી જુદા સ્વરૂપમાં દેખાવા લાગી. હું ભક્તિના વિચારે ચડી ગયો અને કંઠમાં મીરાંબાઈ અને કબીર. તથા ધના ભગતનાં ભજનોની હારમાળા, ગુંજન કરવા લાગી, રાત્રીના છેલ્લા પ્રહર સુધી આખા ઓરડાનું વાતાવરણ, ભક્તિ અને ભજનની ધૂનના રણકારવાળું મેં બનાવી દીધું.

બીજા દિવસનો પ્રાતઃકાળ થવાની તૈયારી સાથે બધાં કાર્યથી પરવારી બાની પથારી પાસે આવીને બેસી ગયો. આજે મને ભાસ થયો હતો કે બા આજના ચોવીસ કલાક માંડ કાઢશે; તે દિવસની સમગ્ર જંજાળ છોડી દીધી અને બાની પાસે જ બેસી રહ્યો. મારા હૃદયમાં ચોક્કસ થઈ ગયું કે હવે મારે અને બાને, ભવોભવના છેટા પડી જશે. ઘડીકમાં હું બાને જોઈને શૂન્યવત બની જતો તો ઘડીકમાં રામનું નામ લઈ હિંમતમાં આવી જતો.

ફરી સંધ્યાકાળ થઈ. બાનું શરીર હવે હાથ રહ્યું ન હતું. જીવનનો આજે છેલ્લો સંધ્યાકાળ હતો. સ્વજનો, કુટુંબીજનો બધાં મળવા આવતાં હતાં. એ હાથ જોડીને બધાંને રામ રામ, અને જેશ્રીકૃષ્ણ કહેવામાં વખત ગાળ્યો.

રાત્રી પડી, હળવા મળવાવાળાં સ્વજનો અને સગાં બધાં ચાલ્યાં ગયાં. બાની પાસે હું એકલો જ રહ્યો.

બાંના મન અને વિચારો અંતઘડી સુધી કૃષ્ણભક્તિમાં લીન બની રહે તેવું કરવું જોઈએ, એવો વિચાર મને આવ્યો એટલે ધીરે રહીને બાના ખાટલા પાસે બેસીને ધીરેથી કહ્યું : 'બા ! તમે મને જિંદગીભર મીઠાશથી ભરેલાં ભજનો, અને લગ્નગીતો તથા લોકગીતો, ખૂબ ખૂબ સંભળાવ્યાં છે; ખરું ને બા ?'

ધીરેથી હાથ ઊંચો કરીને બાએ મારા હાથ ઉપર પોતાનો હાથ મૂક્યો અને કહ્યું : 'હા બેટા ! મારી પાસે બીજી કઈ મૂડી અને મિલ્કત હતી ? જે હતું તે આ મેં મારા ગળામાં ભક્તિનાં ભજનોની મૂડીનો સંગ્રહ કરેલો હતો તે તને સોંપતી જાઉં છું. એ જ મારી જીવન-મૂડી છે ભાઈ !' એમ બોલતાં હૃદય ભારે બની ગયું.

રાત્રીના દસેક વાગ્યાનો સમય થવા આવ્યો. ધીરે



રહીને મેં બાને કહ્યું કે, 'બા, હવે મારી એક જ ઇચ્છા છે; અને તે તમે મને ધીરેથી સંભળાવો.'

'કહે, ભાઈ, તું કહે તે સંભળાવું.' બાએ થોડીક સ્વસ્થ થઈને કહ્યું.

'જુઓ ત્યારે બા! ભગવાન કૃષ્ણ જ્યારે ગોકુળથી મથુરામાં ગયા એ વખતનો ગોપીઓનો વિલાપ તમે ઘણીવાર ગાતાં એ ગીત મને બહુ ગમે છે. એ તમને યાદ છે ને? બા એ જ સંભળાવો.'

'ખરું કહ્યું બેટા! આ છેલ્લી ઘડીએ તેં મને ઠીક યાદ દેવરાવ્યું. કૃષ્ણ ભગવાનની યાદ અંતસમયે મોક્ષદાયક નીવડશે.'

માંદગીથી ફિક્કું બની ગયેલું બાનું મોઢું સહેજ હસ્યું અને 'ગોપીઓનો વિલાપ' ગાવાની શરૂઆત કરી.

કાળજાની વાત કોને કહીએ
ગોવાળીએ ઘેલા કીધા રે...
વગર વાંકે શીદ કીધા વશીકરણ
એ જી છોગાળા એ જશોદાને છૈયે—ગોવાળીએ

એ કડી ગાતાં ગાતાં બાને શ્વાસ ચડવા લાગ્યો. તે જોઈને મેં કહ્યું કે, 'બા હવે ગાવું બંધ કરો, તમને કષ્ટ પડે છે.' પણ પુત્રવત્સલ માતાએ કહ્યું કે, 'બેટા! હવે તો તું સાંભળી જ લે, હું મરી જઈશ પછી તને આ તારું વહાલું ગીત કોણ સંભળાવશે?' એમ કહીને એમણે તો ગાવાનું આગળ ચલાવ્યું—

મોકડલા લઈને હાથે માખણ માગવા
એ જી મારા આંગણામાં ઘેર ઘેર ભમિયો—ગોવાળીએ—
કૈંક વાર આંગણે નચાવ્યું નાનકડો
એ જી...પેરો કાનકુંવર કેસરિયો—ગોવાળીએ—
રંગીલો નાથ ઋષિરાજનો રૂપાળો,
એ જી એને ન્યાળી ન્યાળી ન્યાલ થઈએ—ગોવાળીએ—

હવે તેમની જીભ તૂટવા લાગી. આંખોના દેવ ઝાંખા બનીને પ્રયાણ કરવાની તૈયારીમાં હતા. તેમને શુદ્ધ સંપૂર્ણ હતી.

બાની અંતિમ ઇચ્છા એક રહી જતી હતી તે તેમણે ભાંગતા અને તૂટતા સ્વરોએ કહ્યું: 'બેટા! તારા મુખની વાણી પણ મને સંભળાવીને મારા આત્માને શાંતિ પમાડ. તારું પ્રિય ભજન પેલું 'રામ હી રામ રટે રે' સંભળાવ. બસ પછી કંઈ ઇચ્છા નથી.'

બાની છેલ્લી ઇચ્છાને સંતોષવા ખાટલાની ખૂબ નજીક જઈને હું બેઠો. અને ગાવાની શરૂઆત કરી. આ દુનિયામાં માણસોના અવસાન પછી જે 'રામનું' નામ લઈને મૃતદેહને કાંધ ઉપર ચડાવે છે તે રઘુકુળભૂષણ ભગવાન રામચંદ્રજીના નામનું આખું ભજન મેં માતાને જીવંત અને સંપૂર્ણ શુદ્ધ અવસ્થામાં સંભળાવવાની શરૂઆત કરી:

રામ હી રામ રટે રે
મેરા મન રામ હી રામ રટે રે...

પ્રથમ કડી સાંભળતા બાની આંખ ઊઘડી અને પોતાના પુત્ર તરફ કારુણ્યભર્યો વાત્સલ્યનો પ્રકાશ ફેંકી મોં ઉપર હાસ્ય ફરકાવી 'હે રામ!' એવો જીવનને પરમશાંતિ પમાડે તેવો પવિત્ર શબ્દ ઉચ્ચાર્યો. 'બસ બેટા! આ જ ભજન મારા અંતસમયને શાંતિ આપે છે; તારું કલ્યાણ થજો બેટા! હે ભગવાન! ભવોભવ આવા દીકરા મળજો.'

ભજન ગાતાં ગાતાં મારી નજર ગોખલામાં પડેલા દીવા તરફ ગઈ. દીવાની જ્યોત હવે ધીરેધીરે ઝાંખી પડવા લાગી, હું ઊભો થયો. જોયું તો દીવામાંથી તેલ ખૂટી ગયું હતું. હું ચેતી ગયો અને તરત જ માટીના કોડિયામાં ઘીની પવિત્ર જ્યોત પ્રગટાવી. પાસે તુળસીનાં પાન અને પવિત્ર ગંગાજળની લોટી પણ તૈયાર રાખી.

બાએ હાથનો ઇશારો કરી ભજન પૂરું કરવા કહ્યું. બાની બન્ને આંખો મારી તરફ ટગેલી જોઈ. બાના બન્ને હાથને પકડી ખાટલા પાસે બેસી ગયો. અને ભજન ગાવાનું શરૂ કરી દીધું. પુત્રની આખરી ભજનિક-વાણી બા સાંભળી રહ્યાં.

રામ હી રામ રટે રે
મેરા મન રામ હી રામ રટે રે—

રામનામ જપ લીજૈ પ્રાણી
કોટિ પાપ કટૈ રે
જનમ જનમ કે ખત જો પુરાને
નામ હી લેત ફટૈ રે...મેરો મન
કનક કટોરો અમૃત ભરિયો
પીવત કૌન નટૈ રે—
મીરા કે પ્રભુ હરિ અવિનાશી
તનમન તાહી પટૈ રે—મેરો મન

ભજન પૂરું થયું અને બાના તૂટતા શબ્દો માંડમાંડ મેં સાંભળ્યા, 'બેટા! રા...મ...નું ભજન રોજ કરજે...એ...સાચી મૂડી છે.'

રાંધણીયા પાસેના ગોખલામાં પડેલા દીવાની જ્યોત ઓલવાઈ ગઈ. પાછલી રાત્રીના છેલ્લા પ્રહરમાં બાએ વૈકુંઠવાસ તરફ પ્રયાણ કરી પોતાના નશ્વર દેહને છોડી દીધો.

સ્મશાનેથી પાછા ફરતાં મારી આંખોમાંથી આંસુ દડદડ ખરતાં હતાં અને હોઠમાંથી નીચેના શબ્દો નીકળી રહ્યા હતા:

રામ હી રામ રટૈ રે
મેરો મન રામ હી રામ રટૈ રે—



## શ્રી જીવરામ જોષીનું નવું બાળ–સાપ્તાહિક

રસરંજન :

[ તંત્રી : જીવરામ જોષી. વાર્ષિક લવાજમ : રૂ. ૮/૫૦. છૂટક અંક : ૦/૧૬. રસરંજન કાર્યાલય, ટંકશાળ, કાળુપુર, અમદાવાદ, ૧ ]

'રસરંજન' નામનું બાળકો માટેનું નવું સાપ્તાહિક બાળસાહિત્યના જાણીતા લેખક શ્રી જીવરામ જોષીએ શરૂ કર્યું છે તેનો ૧૨ મી ડિસેંબરે પહેલો અંક પ્રગટ થઈ પણ ચૂક્યો છે. પહેલો અંક જોતાં જ લાગે છે કે જીવરામભાઈની જહેમત દીપી ઊઠી છે. બાળકોમાં એકધારું પ્રિય થઈ ચૂકેલું 'ઝગમગ' પણ જીવરામભાઈને જ આભારી હતું. 'ઝગમગ'માંથી છૂટા થઈને પોતાનું આગવું સાપ્તાહિક 'રસરંજન' શરૂ કરે છે ત્યારે શ્રી જીવરામ જોષી વિશેષ અભિનંદનના અધિકારી બને છે.

લેખકની અને તંત્રીની બેવડી બેવડી ખુમારીવાળા જીવરામભાઈ હવે સ્વતંત્ર રીતે પોતાનું આગવું સાપ્તાહિક વિકસાવી શકશે એ તો નિર્વિવાદ છે. 'રસરંજન'ના પહેલા અંકમાં જે જાતનું વૈવિધ્ય ભર્યું છે તે જોતાં લાગે છે કે તેના કુશળ તંત્રી આપણાં બાળકોની વાચનભૂખ સાચા અર્થમાં સંતોષશે. બાળકોમાં જ્ઞાન સાથે બોધ મળે તેવા સુસંસ્કાર ઉતારવાની આજે ખાસ જરૂર છે. આપણા એક નિષ્ણાતને હાથે હવે નવેસરથી શરૂ થતા આ સુંદર સાપ્તાહિકથી ગુજરાતનું એકેય ઘર વંચિત નહિ જ રહે. જીવરામભાઈનું નામ ગુજરાતી જાણતી બાળકોની દુનિયામાં આજે તો એટલું બધું જાણીતું થયું છે કે તેમના આ નવા સાહસમાં તેમને સારો એવો સહકાર અને ઊમળકાભર્યો આવકાર મળી જ રહેશે. બાળકોને રોજે રોજ નવા નવા રસથી કાયમી રંજન પમાડે તેવું ચિરંજીવ સાહિત્ય પીરસવાના શ્રી જીવરામ જોષીના મનોરથ 'રસરંજન' દ્વારા ફળે એવી આશા રાખીને આ નવા સાહસને આવકારતાં આનંદ થાય છે.

—સંપાદક





શશિકાન્ત ચીમનલાલ જરદોસ

# ઉર્દૂ કવિશ્રી 'કતીલ' શિફાઈ

ઉર્દૂ સાહિત્યના એક નીડર કવિનો આપણને ઉર્દૂ સાહિત્યના અચ્છા અભ્યાસુ પાસેથી પરિચય સાંપડે છે પ્રગતિશીલ વિચારસરણી સાથે રુઢિચુસ્ત પણ રહેવા માગતા આ કવિની કવિતા આજે તો હિંદી અને ઉર્દૂ બન્નેમાં એટલી જ પ્રિય છે......

પ્રસન્ન મૌલિક ઉર્દૂ કવિશ્રી કતીલ આજે સાહિત્ય-રસિકોમાં અત્યંત લોકપ્રિય છે. વધુમાં ફિલ્મી ગીત-લેખક તરીકે હમણાં હમણાં તેમણે સારી ખ્યાતિ પ્રાપ્ત કરી છે. પરંતુ ઉચ્ચ કક્ષાના કવિ અને સાહિત્યસેવક તરીકે તેમની જૂની પ્રતિષ્ઠા છે.

ઉર્દૂ કાવ્યશાસ્ત્રનો તેમનો અભ્યાસ વરસોથી ચાલુ છે. 'ગજર'–એટલે 'મંદિરનો આરતી સમયે વગાડાતો ઘંટ'–એ નામનો શ્રી કતીલનો સુપ્રસિદ્ધ કાવ્યસંગ્રહ છે આ સંગ્રહમાં શ્રી કતીલની સમગ્ર કવિતા પ્રતિનિધિ સ્વરૂપે છે એમ કહી શકાય.

એની અનેક આવૃત્તિ થઈ ચૂકી છે અને તે પૈકી હમણાં છેવટની ડીલક્ષ એડિશન ઉર્દૂ સાહિત્યમાં એક નવી જ ભાત પાડે છે. એને સુંદર બનાવવામાં કોઈ પ્રકારની કચાશ રાખવામાં આવી નથી.

ઊંચા આર્ટ પેપર પર એ આવૃત્તિ ઉર્દૂ 'ટાઈપમાં' છપાવવામાં આવી છે. ઉર્દૂ પુસ્તકો સાધારણ રીતે લિથો પદ્ધતિથી છપાય છે–'મૂવેબલ ટાઈપમાં કમ્પોઝ' થતાં નથી પરંતુ આ આવૃત્તિ એ પ્રકારના ટાઈપમાં કમ્પોઝ થઈ છે અને દરેક પાને કલાત્મક ફૂલગૂંથણીનાં રંગીન સુશોભનો મૂકવામાં આવ્યાં છે. પરિણામે એનો ઉઠાવ સ્વચ્છ, કલામય અને આકર્ષક બન્યો છે.

કાવ્યનું બાહ્ય સ્વરૂપ અને તેનો શબ્દદેહ જાળવવામાં શ્રી કતીલ રુઢિચુસ્ત અને આગ્રહી છે. એમનાં કાવ્યોમાં અભ્યાસ–સંપન્ન શાસ્ત્રીયતા છે—મર્યાદા છે પરંતુ વિષયોની પસંદગીના ક્ષેત્રમાં તેઓ રુઢિચુસ્ત નથી. એમનો વિષયોની પસંદગીનું ફલક વિશાળ છે. અનેક ઓછા સામાન્ય અથવા અસામાન્ય એવા વિષયો છે કે જેમને શ્રી કતીલે—કદાચ પહેલી જ વાર—ન્યાય આપ્યો છે. પરિણામે રુઢિચુસ્તતાની વિપરીત અસર શ્રી કતીલનાં કાવ્યો પર થતી નથી. એવી રુઢિ શ્રી કતીલને ગ્રાહ્ય નથી કે જે તેમના મુક્ત ઉડ્ડયનોમાં બંધનની—'પરવાઝમેં કોતાહી'—ની ગરજ સારે. બીજી રીતે જોતાં કવિતાના બાહ્ય સ્વરૂપ સાથે નવીનતાના નામથી જે ચેડાં કાઢવામાં આવે છે, જે સંદિગ્ધ પ્રયોગો કરવામાં આવે છે—તે દૂષણમાંથી શ્રી કતીલ બચી ગયા છે.

શાસ્ત્ર–સુંદર ગઝલલેખન એ દરેક ઉર્દૂ કવિ માટે એક ગૌરવભરી સિદ્ધિ ગણાવી શકાય. શ્રી કતીલને એ સિદ્ધિ સહજ પ્રાપ્ત છે. સદીઓથી વિકસિત અને લોકપ્રિય ગઝલ માધ્યમમાં સફળ થયા પછી શ્રી કતીલ કાવ્યના બીજા પ્રકારોમાં પણ એટલા જ સફળ થયા છે. નઝમ અથવા તો સાતત્યપૂર્ણ હેતુલક્ષી કવિતા આજના યુગમાં ગઝલ સાથે સ્પર્ધા કરે છે. નઝમે હમણાં હમણાં સુંદર પ્રગતિ કરી છે, અને એના પણ પ્રયોગો વિશાળ પાયા પર થઈ રહ્યા છે. અસલના પ્રશિષ્ટ ઉર્દૂ કવિઓ



કવિશ્રી 'કતીલ' શિફાઈ

ચલો અચ્છા હુવા કામ
આ ગઈ દીવાનગી અપની,
વગરના હમ જમાને
ભરકો સમઝાને કહાં જાતે !

[ ફોટો 'આઈના'ના સૌજન્યથી ]

માત્ર એકલી ગઝલો જ લખતા અને તે સિવાયના બીજા કાવ્યપ્રકારોને ગૌણ માનતા. ગઝલમાં જ તેમને એટલી બધી વિવિધતા અને વિશાળતા મળતી કે તે સિવાયના બીજા પ્રકાર સુધી પહોંચવાનો તેમને સમય પણ ન રહેતો અને વૃત્તિ પણ ન રહેતી.

આજે સંજોગો તેવા રહ્યા નથી. આજે બીજા કાવ્ય-પ્રકારોને ગૌણ માનવા બહુ જ ઓછી વ્યક્તિઓ તૈયાર હશે. શ્રી કતીલ કોઈ પણ કાવ્ય પ્રકારને ગૌણ માનતા નથી. તેમની ગઝલો સુંદર છે—નઝમો સુંદર છે—અને એ સૌથી વધુ સુંદર તેમનાં હિંદી ગીતો છે. એમાંની ભાષા એટલી સરળ છે કે ઉર્દૂ હોવા છતાં એમને હિંદી કહેવામાં વાંધો નથી. એમાં માત્ર કાવ્ય જ નહીં, સંગીત પણ છે, અને એના શબ્દોના પડઘા કાનમાં ગૂંજ્યા જ કરે છે.

ગીતો લખવાની શ્રી. કતીલની નૈસર્ગિક હથોટી છે. ગઝલના માધ્યમમાં તેઓ જેટલા ગગનગામી અને ઊર્મિશીલ છે તેટલા જ નઝમના માધ્યમમાં તેઓ વાસ્તવદર્શી છે.

સમાજનો ગરીબ થર, ભૂખે મરતાં અથવા અર્ધ ભૂખે મરતાં સ્ત્રીઓ અને બાળકો, ઓશિયાળા સાહિત્ય-સેવકો, અનુદાર મૂડીવાદીઓ, ઉદાર ભીખારીઓ, કંગાલિયતમાંથી ઊભરાતી માનવતા, પતિત સ્ત્રીઓ, અને, ચોખલિયા સાક્ષરોને કદાચ જેના નામની પણ સૂગ ચડે તે સર્વ વિષયોને શ્રી કતીલે પૂર્વગ્રહરહિત અને સરખા વાત્સલ્યભાવથી અપનાવ્યા છે. જો કે પાશ્ચાત્ય ઉગ્ર વિચારસરણીની અસર કેટલાક વિષયો સંબંધમાં શ્રી કતીલ પર સ્પષ્ટ દેખાય છે.

સમાજમાં તેમને અજવાળા કરતાં અંધકાર ઓછો દેખાયો નથી. અને જ્યાં જ્યાં તેમની દૃષ્ટિએ અંધકાર ઉપર પડી છે ત્યાં ત્યાં તેમણે નીડરપણે પોતાની ટીકાઓનો વેધક પ્રકાશ પાડ્યો છે. કંઈક તેમાં અતિશયતા હોવાનો વહેમ પડે, પરંતુ તેમાં ભારોભાર સચ્ચાઈ અને સહાનુભૂતિ છે—રચનાત્મકતા છે, એ બાબતની કોઈ શંકા લાવી શકે નહીં.

નીતિનો ડોળ કરતાં અનીતિમાનો, બની બેઠેલા અને સેવાના નામથી મેવા મેળવતા તકવાદી સમાજસેવકો, દંભી ઉપદેશકો, બગ ભગતો, ઊંજળા ઠગો માટે શ્રી કતીલને ખાસ કુમળી લાગણી નથી.

જેમને સૌ દેખાદેખી માન આપે છે તેમના પ્રત્યે શ્રી કતીલનો પુણ્યપ્રકોપ છે, જ્યારે પતિતાઓ, નિરાધાર, શોષાતો, કચડાતો, ઉપેક્ષિત, ગરીબ અને મધ્યમ વર્ગ, જેની કોઈને પડી નથી તેમને માટે શ્રી કતીલને હૃદય-પૂર્વકની અપાર કરુણા છે.

સુંદરતાનાં લીલામ, પ્રેમના સોદાઓ, આજની વિષમ-તાઓ, આઝાદી, ધનકુબેરોનું સ્વર્ગ, પ્રભુએ પણ જેમને તરછોડી દીધા છે એવા દેખાતા કંગાલો વગેરે વિષયોમાં શ્રી કતીલની લેખિની સુંદર રીતે ચમકી ઊઠી છે.

શ્રી કતીલની ગઝલો અને ગીતોમાં જેટલી નાજુકતા છે તેટલી જ તેમની ગઝલોમાં વાસ્તવિક કઠોરતા છે. એક આનંદોત્સવનું વર્ણન કરતાં શ્રી કતીલ કહે છે કે ઘેર ઘેર મંગલપર્વની આવી ઉજવણી, નૃત્યો અને ગીતો સાથે થતી રહે. હાથની ચૂડીઓ અને પગના ઝાંઝર છમ છમ થતા રહે.

> નુકરાઈ ઝાંઝનોકી ઝનન ઝન ઝનન
> દુધરો પાંઓંકો ગુદગુદાતી રહે,
> ગુનગુનાતી રહે ંકાંચકી ચૂડીઆં,
> હર કલાઇ નયે ગીત ગાતી રહે ..
> ...હર જવાની સદા મુસ્કરાતી રહે.

રોજ ને રોજ ઈદ અને દિવાળી આવતી રહે. ઢોલક પર થાપ પડતી રહે, અને નવયુવતીઓના ખિલ-ખિલાટ અને અવિરત હાસ્યવિનોદની છોળો વાતાવરણને રસતરબોળ કરતી રહે.

> ઈદ કા દિન યુંહી રોઝ આતા રહે,
> ઢોલકોં પર યુંહી થાપ પડતી રહે,
> મન ચલી લડકીયોંમેં હંસી ખેલ પર
> નિત નયે ઠગરો બનતી બિગડતી રહે,
> ...કોઈ માને તો કોઈ અકડતી રહે

ઘટાદાર વૃક્ષોની નીચે—બપોરને સમયે—[illegible]



હવાની લહેરો, તનને શીતળતા અને મનને આહ્લાદ આપતી રહે, અને ખુમારી વરસાવતી રહે.

ગરમીઓંકી કડકતી હુઈ ધૂપમેં,
ઝૂમ કર પેડ સાયે લુટાતે રહેં,
ઠંડી ઠંડી હવાઓં કે પાલે હુવે,
મસ્ત ઑંકે શરાબે પિલાતે રહેં,
...નીંદ બનકર નઝરમેં સમાતે રહેં.

શ્રી કતીલની એક પ્રખ્યાત ગઝલ છે હે પ્રિયતમા, તારું સાન્નિધ્ય છોડીને તારા પ્રેમદીવાનાઓ ક્યાં જાય? તારી સાથેના પરિચયપ્રસંગો, જે તારા વ્યક્તિત્વની આસપાસ વીંટળાયેલા છે, તે તારાથી શી રીતે છૂટા પડી શકે?

"તુમ્હારી અંજુમનસે ઊઠકે દીવાને કહાં જાતે?
જો વા બસતા હુવે તુમસે વો અફસાને કહાં જાતે?

સ્વર્ગથી અમે પૃથ્વી પર આવ્યા અને સારું જ થયું કે વચમાં તારું ઘર અમને મળી ગયું નહીં તો ક્યાં સુધી અને કયે કયે સ્થળોએ અમે અટવાયા કરતે!

નિકલ કર દેરો કાબેસે અગર મિલતા ન મયખાના,
તો ઠુકરાયે હુવે ઈન્સાં ખુદા જાને કહાં જાતે?

સારું થયું કે જગતે અમને દીવાના માની લીધા અને અમને છંછેડ્યા નહીં. જગતની હેરાનગતિમાંથી અમે અહેસાઈથી બચી ગયા! નહીં તો દરેકે દરેક નવરા માણસને અમે શું જવાબ આપી શકતે?—શું ખુલાસો અમારા ગાંડપણ માટે કરી શકતે!

ચલો અચ્છા હુવા કામ આ ગઈ દીવાનગી અપની.
વગર નેહ, હમ જમાને ભરકો સમજાને કહાં જાતે?

થોડા શબ્દોમાં શ્રી કતીલે એક નયનમનોહર દૃશ્ય નીચે મુજબ ઉતાર્યું છે.

આકાશમાં ચંદ્ર ખીલ્યો છે. નદીનાં શાંત સ્વચ્છ શીતલ જળ, જાણે સ્તબ્ધ બનીને ચિંતનમગ્ન ઊભાં રહ્યાં છે. કિનારા પર કોઈક હતાશ પ્રિયતમ બેઠો છે અને હાથ વડે એક કાંકરો ઊઠાવી નદીમાં ફેંકે છે, અને કાંકરો પડવાથી પાણીમાં થતું ચંદ્ર-પ્રતિબિંબનું વેગીલું નૃત્ય જોવામાં મશગૂલ થઈ જાય છે.

ચાંદની રાત વાદીએ સરબન,
સર ચશ્મે પે આકે કોઈ શખ્સ,
છેડ કર કંકરો સે પાની કો,
દેખતા જા રહા હય ચાંદ કા રક્સ.

એવી સુંદર એકાંત નીરવતા છે કે હૃદયમાં કંઈ કંઈ તરંગો ઊઠે છે—તમારી સુંદરતાનો જાદુ યાદ આવે છે અને એમ થાય છે કે જાણે હું મારી પોતાની જાતને ચૂમી લઉં.

ખિલવતોં કે નસીબ જાગ ઊઠે,
દિલ મચલને લગા હય પેહલૂમેં.
આજ કુછ ઉન્પે નહીં મૌકૂફ,
જીમેં આતા હય ખુદકો ભી ચૂમે.

હે હૃદય તું પ્રેમ રૂપી જાળમાં ફસાતું નહીં—એકવાર ફસાયા પછી જીવનભર બહાર નીકળાશે નહીં. કંઈક ક્ષણોને માટે તને પ્રેમ-સૂર્યનો ઝબકારો કદાચ દેખાશે પણ પછી, દિન વીત્યે, વિરહની અનંત રાત્રિમાં, તું 'સવાર ક્યારે પડશે' એવું રટણ કરતું કરતું બેષ પડી જશે.

અય દિલકે વલવલે રાએ વાદા ફરેબ હય,
તાઝિન્દગી સવેરા સવેરા કરેંગે હમ.

પહેલાં તો તમારા જીવનપંથથી વાકેફ થઈ જાઓ, અને પછી એ પંથની ધૂળની રજકણો પણ પ્રેમપૂર્વક માથે ચડાવો.

પેહલે મિઝાજે રાહગુઝર જાન જાઇએ,
ફિર ગર્દે રાહ જો ભી કહે માન જાઇએ

મારી ગઝલમાં કોયલનો ટહુકાર છે—અને તમે તેને દૂરથી પણ ઓળખી શકશો.

અપની ગઝલ કતીલ વો કોયલકી કૂક હય
આવાઝ જિસકી દૂરસે પહેચાન જાઈએ.

કેટલાયે સુંદર પુષ્પો અરણ્યમાં ખીલી ઊઠે છે તેમને જોનાર કોઈ નથી. તેઓ પોતે જ એકબીજાનાં દર્શન કરી કદાચ સંતોષ માનતાં હશે.

ક્યા તમાશા હય કે આપ અપના તમાશાઈ હય
મેરા અહેસાન હય યા લાલએ સહરાઈ હય.





આકાશમાંથી પાણીનાં ફોરાંઓ પડે છે અને તે પણ જાણે નાચતાં અને ગીત ગૂંજતાં, ઝનન ઝનન સંગીત સાથે વરસી રહ્યાં છે. જે વાદળીમાંથી એ ફોરાં પડે છે તે વાદળીને કદાચ તારા પગનાં નુપુરની ધીમી ઠેસ લાગી હશે.

ગુનગુનાતી હુઈ આતી હય ફલકસે બૂંદે
કોઈ બદલી તેરી પાઝેબસે ટકરાઈ હય!

જગતમાં જેનો જોટો ન મળે એટલો સુંદર આપણો દેશ છે અને જેનો જોટો ન મળે એવી જ આપણી કંગાલિયત છે અને કદાચ એવી જ અસહાયતા આપણા રાજકારણમાં છે. પ્રજાહિતચિંતકો અને ગાંધીવાદીઓ કહે છે કે જો આપણા રાજકીય સૂત્રધારો જો આમજનતા સાથેનો પોતાનો સંપર્ક ગુમાવી બેસશે તો મહાન અનિષ્ટ સર્જાશે—અને યૂરોપની માફક અહીં પણ પ્રજાની સેવા, ધર્મ નહીં, પણ એક પ્રકારનો ધંધો બની જશે.

યે વો ઉઆબ નગીને હયં શહનશાહીકે.
જો હુકૂમત કી અંગૂઠીમેં જડે રહતે હયં
ઉન્સે ફર્યાદ કી તલકીન હુઈ હય હમકો
જિનકે એહસાસ પે તાલેસે પડે રેહતે હયં.

અપવાદરૂપના કેટલાક દંભી દેશસેવકોની સત્તા જો ટકી રહી હોય તો પૂજ્ય ગાંધીજીના નામના ઉપયોગથી. તેમના મોંમાં ગાંધીજીના સિદ્ધાંતોનું રટણ છે તેવું જ તેમના હૃદયમાં પણ હોય એમ આપણે ઇચ્છીએ. જે ગરીબો અને દરિદ્રનારાયણોના ઉદ્ધારને માટે પૂજ્ય ગાંધીજીએ પોતાનું જીવન સમર્પી દીધું તે દરિદ્રનારાયણો આજે પણ એટલા જ કંગાલ છે.

તૂને મઝદૂરોંકી મેહનતકે તહફુઝ કે લિયે
શાહરયારોં કી રઊનકકો મિલાયા ખાકમેં
આજ લેકિન તેરી આંખેં બંદ હો જાનેકે બાદ
કુછ નહીં હય મુફલિસોં કે દામને સદ ચાકમેં.
તુજકો ચારાને તરીકત બેચને પર તુલ ગયે
તેરા હર પયગામ તફસીરોંમેં લેકિન ખો ગયા,
કૂચે કૂચે મેં તેરે પયગામકો બેચા ગયા
હર નયે સૌદે મેં તેરા નામ શામિલ હો ગયા.

પાશ્ચાત્ય દેશો સાથેના વધતા જતા સંબંધોને લીધે ત્યાંની નીતિશિથિલતાનો આપણા ભારતમાં ચેપ ન લાગે તો સારું. બીજા દેશોએ દુર્ગુણોની દિશામાં પણ પ્રગતિ કરી છે. પૈસો જ જાણે તેમનો પરમેશ્વર બની ગયો છે. બીજા દેશોની માફક ભારતમાં પણ બધું જ જાણે બજાર બની ગયું છે—બધું જ વેચાય છે—માત્ર ખરીદનારાઓની ખોટ છે.

અહીં હવે યુવાની વેચાય છે. સૌંદર્ય વેચાય છે, પ્રેમ વેચાય છે.

ભરે બાઝૂ ગઠીલે જિસ્મ ચૌડે આહનીસીને
રસીલે હોઠ શરમીલી નિગાહેં મરમરી બાહેં—
...યહાં હર ચીઝ બિકતી હય,
ખરીદારો! બતાઓ, ક્યા ખરીદોગે?

અહીં કવિતા વેચાય છે, કુદરત વેચાય છે, કળા વેચાય છે, જ્ઞાન વેચાય છે, વિજ્ઞાન વેચાય છે, મંદિર વેચાય છે, મસ્જિદ વેચાય છે, ચોટલી અને દાઢી વેચાય છે, જનોઈ વેચાય છે, કપાળમાં કરવાનો ચાંદલો અને તિલક વેચાય છે.

સફાહત શાયરી, તનકીદ ઇલ્મો ફન કી તકરીરેં
અઝાનેં શંખ હુજરે પાઠશાલે દાઢીઆં કશ્કે
યહાં હર ચીઝ બિકતી હય,
ખરીદારો! બતાઓ, ક્યા ખરીદોગે?

કલ્પી શકો તેવો અને ન કલ્પી શકો તેવો બધો જ માલ અહીં વેચાય છે. ખરીદનારાઓ ટાંપી રહ્યા છે. જે માલ આવે છે તે તરત ઊપડી જાય છે. સ્વર્ગમાંથી કદાચિત પ્રભુ આ બજારમાં પધારે તો પ્રભુ સ્વયં સદેહે અહીં વેચાઈ જાય!

યે વો બાઝાર હય જિસમેં ફરિશ્તે આકે બિક જાયેં
અસલ એલાન હોતે હયં, યહાં સૌદે ખુદાઈ કે
...યહાં હર ચીઝ બિકતી હય,
ખરીદારો બતાઓ, ક્યા ખરીદોગે?

અહીં ઘર બાળીને તીરથ કરવામાં આવે છે—જીવન વેચીને મોત ખરીદવામાં આવે છે. સૌંદર્ય અને પ્રેમના સોદાઓ કરવામાં આવે છે. અહીં ચોપાસે કલાક આનંદ ઉલ્લાસ છે, રંગરાગ છે. કદી ન થંભે એવા ખિલખિલાટ અને અટ્ટહાસ્યનાં પડઘા પાડતું આ બજાર છે.



ખરીદારો, યહાં હર રાત જશને આમ હોતા હય,
યે વો મંડી હય જિસમેં પ્યારકા નીલામ હોતા હય.

અહીંના બજારમાં એવી પણ લાવણ્યમયી દેવીઓ છે કે જેમનું સૌંદર્ય સહેજ કરમાતાં, આવતી કાલે જ લોકો તેમને રાક્ષસીઓ કહેશે !

મુઝે તો ડર હય યે કેહકહે આખિર આંસૂઓમેં બદલ ન જાયેં
બદન કે યે તજરૂબે તેરી ઉમ્રસે ભી આગે નિકલ ન જાયેં.

શરીર સુંદર છે કપડાં સુંદર છે પણ હૃદય ક્યારનું બંધ પડી ગયું છે.

સીને મેં શરારે ન હરારત હય બદન મેં
એક લાશ હય લિપટી હુઈ રેશમ કે કફન મેં.

આંખમાં પશ્ચાત્તાપનો આંસુ સુકાઈ ગયાં છે—હોઠનું કંપન થંભી ગયું છે.

હોઠોં પે આમીરસી કી થકન કાંપ રહી હય
આંખોં મેં નદામતકી ઝર્બે કાંપ રહી હય.

અહીંની દરેક યુવાની વૃદ્ધત્વની પતિસ્પર્ધા લાગે છે, અહીંની પ્રત્યેક મુગ્ધાને જગત પોતાના ઘોઘરા બેસુરા અવાજે ચેતવણી આપી રહ્યુ છે—કે અહીં બધું જ ક્ષણભંગુર છે—બધું જ માયાવી છે.

તેરા આંચલ રંગરંગીલા રંગરૂગમેં બાસ નઈ
મેરે મનકી આસ પુરાની તેરે તનકી પ્યાસ નઈ
તેરા જોબન એક પહેલી તેરી આસ નિરાસ નઈ
મેરે સાથ પુરાની દુન્યા, દુન્યા તેરે પાસ નઈ.

વૃદ્ધત્વ ક્ષણમાં જ છવાશે. શ્વાસોચ્છ્વાસનો અવાજ જાણે પાનખરમાં ખરતાં સૂકાં પાંદડાંઓના અવાજ જેવો છે. શરીર જાણે પિત્તળનો તડવાળો, બોદો રણકાર આપતો લોટો છે.

મનુષ્યની યુવાની જાણે જલદ તેજાબમાં મૂકેલી ક્ષણે ક્ષણે ઝપાટાબંધ ઓગળતી ચાંદીની પ્રતિમા છે.

યે સાંસ યે સૂખે હુવે પત્તોંકા તરન્નુમ
યે જિસ્મ યે ટૂટા હુવા પિત્તલકા કટોરા
યે રંગ, યે તેઝાબમેં ડૂબી હુઈ ચાંદી
યે હુસ્ન યે ભારોં કી હવાઓંકા હિલોરા.

અહીં વૃદ્ધત્વ યુવાનીના અંત માટે રડે છે અને યુવાની વૃદ્ધત્વના આરંભ માટે રડે છે.'

આ, કે દોનોં સર ઝુકાયેં વક્ત કી આવાઝ પર
વ મેરે અંજામ પર રો, મૈં તેરે આગાઝ પર.

કેવો કપરો સમય છે. ગરીબાઈમાંથી કેવી ભ્રષ્ટતા સર્જાય છે. સ્ત્રીઓને પણ ખરીદ વેચાણની વસ્તુ માનવામાં આવે છે.

ઔરત જિસ્મેં જિન્સ બની હય ઉસ બાઝારકો બંદ કરો
વકતકા બ્યોપારી કેહતા હય ઇસ બ્યોપારકો બંદ કરો

ગુલામીમાંથી તાજા મુક્ત થયેલા ભારતનું ચિત્ર ગુલાબી છે એમ કદાચ કોઈ ન કહી શકે. હજી આપણે ઘણું કરવાનું છે. ભૂખમરો અને કંગાલિયત હજી આપણા પર ઘૂરકી રહ્યાં છે.

ભૂક ઉગલતે હુવે ખેતોંમેં બિચારે દેહકાન
હલ ચલાતે હુવે ચિલ્લાતે હયં રોટી, રોટી !

સદ્‌ભાગ્યે જે મહાન વ્યક્તિઓ આપણી હિતચિંતક છે તેમજ આપણા દેશના તંત્રનું સંચાલન કરે છે તે આનાથી ગાફેલ નથી. હાલની મુશ્કેલીઓ દૂર કરવાના સતત પ્રયત્નો થઈ રહ્યા છે. શ્રદ્ધા અને આશા રાખી આગળ પ્રગતિ કરવાનો ભગીરથ પુરુષાર્થ જ આપણું આજનું કર્તવ્ય છે, અને ભારતના ઉજ્જડ બાગમાં વસંતશ્રીની પુનઃ એકવાર પધરામણી થશે જ એમાં શંકા નથી.

મેહ બરસતા હય કહીં વક્તે બહાર આતા હય,
ફૂલ ખિલતે હયં તો ગુલશન પે નિખાર આતા હય,
લેકિન અય જશને બહારાં કે નયે સુન્તઝમો,
ખુદ ફરેમીસે કહીં દિલકો કરાર આતા હય ?

પ્રેમ સૌંદર્યના નાજુક વિષયો, કર્કશ વાસ્તવિકતાઓ—આર્થિક, સામાજિક, સ્થાનિક, રાજકારણીય, નૈતિક વગેરે વિષમતાઓના ગંભીર વિષયો એ સૌને સમાન ન્યાય આપનાર—ટૂંકમાં જેને જેને સ્પર્શ કર્યો તેને તેને સુશોભિત કરનાર—શ્રી કતીલ આપણા અભિનંદનના અધિકારી છે.

તેમની કાવ્ય સાધના ઉત્તરોત્તર વધુ પ્રગતિ કરતી રહે, તેમને વધુ સફળતા અને વધુ યશ મળતો રહે એવી પ્રભુને પ્રાર્થના છે.

✶

જ્હોમ ગાલ્સવર્ધી

# કુમારિકાનો પ્રેમ

'ધી એપલ ટ્રી'—ગાલ્સવર્ધીની આ વિખ્યાત અંગ્રેજી નવલકથા છે. ગુજરાતી વાચકોને તે આખી વાર્તાનો ટૂંકામાં આસ્વાદ કરાવવાનું માન ખાટી જાય છે જાણીતા લેખક—ગુજરાતના એક નાના ગામને ખૂણે બેસીને સતત સાહિત્ય-સાધના કરી રહેલા ભાઈશ્રી 'ઊર્મિલ'......

એશર્સ્ટ અને તેની પત્ની સ્ટેલા પોતાના લગનની પચીસમી વર્ષગાંઠ, રજતજયંતી ઊજવવાને માટે જ્યાં તેમનું પ્રથમ મિલન થયું હતું, ત્યાં ટોર્કવેમાં રાત ગાળવા માટે પોતાની મોટરમાં જઈ રહ્યાં હતાં. સ્ટેલાને જ આ ખ્યાલ ઉદ્ભવ્યો હતો. હજુ પણ તેને કદી કદી યુવાવસ્થાની યાદ આવ્યા કરે છે. આજથી છવ્વીસ વર્ષ પૂર્વે સ્ટેલાની આંખોની પુષ્પ સમી તાજગી, શરીરની મોહક સુંદરતા અને મુખાકૃતિનું મુગ્ધપણું કે જેનાથી એશર્સ્ટ આકર્ષાયો હતો તે બધું તો હવે ક્ષીણ થઈ ગયું હતું, છતાં પણ આજે તેંતાલીસ વર્ષની વયે પણ તે તેના પતિની એની એ જ સહચારિણી હતી.

એક સુંદર સ્થળ આવતાં બપોરનો નાસ્તો પતાવી લેવા માટે સ્ટેલાએ મોટર થોભાવી. એક તરફ સુંદર ઊંચી ટેકરી હતી તો બીજી તરફ દેવદાર અને પાઈન-વૃક્ષોની ઘટા અને પુષ્પાચ્છાદિત હરિયાળી ખીણો પણ હતી. રમ્ય સ્થળોનાં દૃશ્યો પોતાના ફલક પર ઉતારી લેવાનો સ્ટેલાને ખૂબ જ શોખ હતો. ચિત્રકામનાં સાધનો લઈને જ સ્ટેલા મોટરમાંથી ઊતરી. એની પાછળ જ્ઞાનના પ્રકાશથી વારંવાર ચમકી ઊઠતી આંખોવાળો સુંદર અને સુદૃઢ અડતાલીસ વર્ષનો એશર્સ્ટ પણ હાથમાં નાસ્તાનો ડબ્બો લઈને ઊતર્યો. સ્થળની સુંદરતાને માણતાં બંને આમતેમ બેસવાની જગા શોધતાં હતાં, ત્યાં તો સ્ટેલા બૂમ પાડી બોલી ઊઠી, 'અરે; ફ્રેન્ક ! જુઓ, જુઓ, અહીં તો એક કબર પણ છે.'

માર્ગની બાજુમાં અને જંગલની એક બીજી કેડી પર જતાં વચ્ચે જ છ ફુટ લાંબી અને એક ફુટ પહોળી માટીની એક કબર હતી. એના પર આછું આછું ઘાસ ઊગ્યું હતું. પશ્ચિમ બાજુએ એના પર રખાયેલા એક પથ્થરના ટુકડા પર કોઈએ પુષ્પો પણ વેર્યાં હતાં.

એશર્સ્ટ ઝૂકીને એ કબરને જોઈ રહ્યો. તેના કવિ-હૃદયને થયું ઓહ ! આવા સ્થળે કોઈ આત્મઘાતી એવા મંદભાગી જીવ સિવાય અન્ય કોની કબર હોઈ શકે ?

ત્યાં તો સહસા એને એના મનમાં છૂપાઈને પડેલી એક વાત યાદ આવી રહી. કશું ન બોલતાં તેણે પત્નીએ પસંદ કરેલા સ્થાને જઈ બાજુ પર નાસ્તાનો ડબ્બો મૂક્યો અને આ રમ્ય સ્થળને ચિત્રમાં ઉતારવા ઇચ્છતી પત્નીને બેસવા માટે પાથરણું બિછાવી દીધું. સ્ટેલાએ બેઠક જમાવીને પોતાનું કામ પણ શરૂ કરી દીધું. એશર્સ્ટ સમજી ગયો કે સ્ટેલા હવે તો ચિત્ર પૂરું કર્યા વિના ઊઠવાની નથી જ. ત્યાં સુધીનો સમય પસાર કરવા તેણે સ્ટેલાથી જરા દૂર એક રમ્ય સ્થળે બેસીને પાસેનું પુસ્તક ઉઘાડીને વાંચવા માંડ્યું. એમાંથી એક ફકરો વાંચીને તેણે પુસ્તક બંધ કર્યું અને પછી તે આકાશમાં દોડતાં વાદળાં તરફ જોઈ રહ્યો. આજે તેના લગ્નજીવનની રજતજયંતીને દિવસે એ વાદળાંને જોતાં જોતાં એના મનમાં કોણ જાણે શી શી સ્મૃતિઓ ઊભરાઈ રહી.

આજથી છવ્વીસ વર્ષ પૂર્વે અહીંથી લગભગ 'અર્ધોક માઈલ દૂર આવેલા ગામડાના એક ખેડૂતના ઘરમાંથી તે ટોર્કવે જવા ઊપડ્યો હતો. પણ પછી તે ત્યાં કદી પાછો ફર્યો નહોતો. સહસા એના હૃદયમાં દર્દ થવા લાગ્યું. તેના પૂર્વ જીવનની સૌંદર્યમયી મધુર છતાં દર્દભરી એ સ્મૃતિઓને તે રોકી ન શક્યો. ભૂલાઈ ગયેલી એ ઘટના આજે સહસા યાદ આવી રહીને તેના દિલને ચકડોળે ચડાવી રહી. ચોપાસ છવાયેલા



ઘાસને જોતાં જોતાં તે ભૂતકાળની એ સ્મૃતિને વાગોળી રહ્યો.

*

કૉલેજનું છેલ્લું વર્ષ પૂરું કરીને મે માસની પહેલી તારીખે ફ્રેન્ક એશર્સ્ટ તેના મિત્ર રોબર્ટ ગાર્ટન સાથે પગપાળો જ પ્રવાસે ઊપડ્યો હતો. તેઓ બ્રિન્ટથી નીકળ્યા હતા અને ચગફોર્ડ જવાનું ધારતા હતા. પરંતુ માર્ગમાં જ એશર્સ્ટના પગે પહેલાં કોઈ વખતે ફૂટબૉલ રમતાં થયેલી ઇજામાં દુઃખાવો ઊપડવાથી તેમને અટકવું પડ્યું. હજી તો સાત માઇલ ચાલવાનું હતું. સડકની બાજુએ બંને યુવાનો યુવાનીસુલભ વાતો કરતા બેઠા. બંને ઊંચા અને સુદૃઢ હતા. પરંતુ એશર્સ્ટ કવિઓ જેવી સુંદર મુખાકૃતિવાળો હતો, જ્યારે ગાર્ટન જરા જાડો અને સહેજ અસુંદર હતો. બંને સાહિત્યરસિક હતા. બંનેએ ખૂબ ખૂબ વાંચ્યું હતું. વાર્તાલાપ દરમ્યાન રોબર્ટ ગાર્ટન અત્યારના પ્રગતિશીલ યુગ કરતાં પહેલાંના અર્ધ વિકસિત સીમિત જ્ઞાનવાળા યુગને જોસભેર વખાણી રહ્યો. સભ્યતાનો ગજબ આડંબર બતાવતા અંગ્રેજો પ્રત્યે તેણે નફરત દર્શાવવા માંડી. કશું જ ન બોલતાં એશર્સ્ટ તેને આછા હાસ્યસહ સાંભળી રહ્યો. સામેના વૃક્ષ પર કોકિલા ટહુકી રહી હતી. આકાશના રંગો, પુષ્પોનો પમરાટ અને કોકિલાનું ગાન ! આવું બધું અનુભવવાનું મૂકીને રોબર્ટ ગાર્ટન શાને બકવાટ કરી રહ્યો છે? અંતે તે બોલ્યો : 'રોબર્ટ ! જવા દે આ બધી તારી બેકાર વાતો. હમણાં પહેલી જરૂર આટલામાં ક્યાંક રાતવાસો કરી શકાય એવું સ્થળ શોધવાની છે.'

એશર્સ્ટ આ કહી રહ્યો હતો ત્યાં તો સામેથી સત્તરેક વર્ષની એક ઘણી જ સુંદર ગ્રામકન્યા આવતી દેખાઈ; સૌંદર્યનો પૂજારી એશર્સ્ટ તો તેને જોઈ જ રહ્યો. તેનાં જીર્ણ વસ્ત્રો-પવનમાં ફરફરતાં તેના શરીરે જાણે લપેટાઈ જતાં હતાં. તેના માથા પરના કાળા વાળની લટો તેના નાનકડા નાજુક મુખારવિંદ ઉપર પથરાઈ જતી હતી. તેના પાતળા અને આછા હાસ્યભર્યા ઓષ્ઠમાંથી તેની સ્વચ્છ દંતપંક્તિની આછી ઝલક દેખાઈ રહી હતી. સૌથી અદ્‌ભુત તો તેનાં સ્વપ્નભર્યાં નેત્રો હતાં. તેણે એશર્સ્ટ તરફ જોતાં જ એશર્સ્ટે અભિવાદન અર્થે હાથ ઊંચો કર્યો અને પછી કહ્યું : 'આટલામાં રાતવાસો કરી શકાય એવા સ્થળની આપ માહિતી આપશો ? મારા આ સૂજી ગયેલા પગે દર્દ થઈ રહ્યું હોવાથી હું આગળ ચાલી શકું એમ નથી.' બહુ જ મીઠી વાણીમાં અને મનને હરી લે એવી સરલ ઢબે તે ગ્રામબાળા બોલી : 'હા, સાહેબ આ બાજુ મારું ઘર નજીકમાં જ છે. ચાલો મારી સાથે.'

બન્ને મિત્રો તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. ચાલતા લંગડાતા એશર્સ્ટ પ્રત્યે તે ગ્રામકન્યા વારંવાર સહાનુભૂતિપૂર્વક જોયા કરતી હતી. રોબર્ટે એની સાથે વાત કરવા માંડી

'આપ અહીંનાં જ વતની છો ?' એણે પૂછ્યું.

'ના જી ! હું મૂળ તો વેલ્સની વતની છું. સાત વર્ષથી અહીં મારી વિધવા માસી સાથે રહું છું.'

'ખેતીનું કામકાજ કોણ કરે છે ?'

'મારા મોટા ત્રણ મસીયાઈ ભાઈઓ અને નોકરોની મદદથી મારી માસી કરે છે.'

ચાલતાં ચાલતાં સહસા એશર્સ્ટ વચ્ચે બોલ્યો: 'આપની ઉંમર સત્તર વર્ષથી વધારે તો નહીં જ હોય.'

'આપનું અનુમાન સાચું છે સાહેબ.'

'આપનું શુભ નામ ?'

'મારું નામ મેગન ડેવીડ. આપનું ?'

'મારું નામ ફ્રેન્ક એશર્સ્ટ છે અને મારા આ મિત્રનું નામ રોબર્ટ ગાર્ટન છે. ચગફોર્ડ જવા નીકળ્યા હતા પણ મારા આ પગે ..' 'આપના પગે દુઃખ થઈ રહ્યું છે એથી મને ખૂબ ખેદ થાય છે.'

એશર્સ્ટ એ સાંભળીને સહેજ હસ્યો. એ જ્યારે હસતો ત્યારે તો તેની સુંદર મુખાકૃતિ ઓર સુંદર બની રહેતી. તેઓ ઘેર પહોંચ્યા કે તરત જ મેગનની માસી શ્રીમતી નારાકોમ્બે તેમના સ્વાગત અર્થે સામે આવી અને

અને અતિથિઓને પછી પોતાની માંજરી આંખોથી તીણી નજરે નિહાળી રહી.

એશર્ટે હસીને ખૂબ મીઠાશપૂર્વક બોલ્યો : 'આપની આ ભાણીના અમે ખૂબ આભારી છીએ. એણે અમને આશા આપી છે કે આપ એક રાત માટે અમને આપના ઘરમાં સ્થાન આપશો.'

'પધારો. આપ એક રાત મારા ઘરમાં સુખે રહી શકો છો.' કહી તેણે મેગનને તેમના માટે ખંડની વ્યવસ્થા કરવાની સૂચના આપી.

મહેમાનો અંગેના ખંડ તરફ મેગન બન્નેને લઈ ગઈ. ખંડમાં પ્રવેશીને મેગન બોલી : 'આવો, અંદર પધારો, અને પગને જરા આરામ આપો. હું ધારું છું કે આપ કોલેજમાંથી જ આવતા હશો.'

'હા!' એશર્ટે જવાબ આપ્યો.

'પણ હવે અમારું શિક્ષણ પૂરું થઈ ગયું છે.'

કહી તે પોતાના ઇજાવાળા પગને સંભાળતો દોચ પર બેઠો અને વળી બોલ્યો : 'સૌથી પહેલાં તો અમારે નાહી લેવું છે. આટલામાં કોઈ ઝરણું છે?'

'હા! અમારા બાગની બાજુમાં જ ઝરણું છે. એમાં પાણી જો કે ઘણું થોડું છે. ચાલો, હું રસ્તો બતાવું.'

મકાનની પાછળની બાજુએ સફરજનની વાડી હતી. વિવિધ પ્રકારનાં પુષ્પોના છોડ પણ એમાં હતા. પાસે ઘાસનું બીડ પણ હતું. એની નજીકમાં જ એક નાનું ઝરણું વહેતું હતું.

સ્થળની રમ્યતાથી એશર્ટનું કવિહૃદય પ્રસન્ન બની રહ્યું. સારી રીતે નાહ્યા પછી થાક ઊતરી જતાં બન્ને મિત્રોએ સ્ફૂર્તિ પ્રાપ્ત કરી લીધી.

•

મેગનની માસી શ્રીમતી નારાકોમ્બે ખેડૂતનું જીવન ગુજારતી હોઈ તેની, તેના ત્રણે છોકરાઓની તથા તેના નોકરચાકરની અસ્મિતા સ્પષ્ટ પ્રતીત થઈ રહી હતી. રૉબર્ટ ગાર્ટને પોતાની જાડી ભાષામાં એ બધા અંગે ખૂબ મજાક કરી. કોઈને જિપ્સી જેવો કહ્યો તો કોઈને સેક્સન જાતિના જેવો કહ્યો. પરંતુ મેગન અંગે તો તેણે કહ્યું હતું કે એ સુંદર છોકરી તો જાણે વેલ્સના પેલા પ્રસિદ્ધ પ્રાચીન કવિ મારગન અપર—ઈશ્વર જાણે એનું પૂરું નામ શું હશે—ના કવિત્વનો જ સુંદર નમુનો છે.' વળી એશર્ટની સમક્ષ તો તે એમ પણ બોલ્યો હતો કે 'એ છોકરી હવે પ્રેમ કરવાને માટે યોગ્ય બની ગઈ છે. એની પ્રેમવૃત્તિને જરા જાગૃત કરવાની જ માત્ર આવશ્યકતા છે.'

એશર્ટે એના એવા બધા શબ્દોને 'આ શો બકવાટ' કહી વારંવાર અવગણ્યા હતા, પરંતુ એ રાત્રે રૉબર્ટ જ્યારે નિરાંતે ઊંઘ્યો, ત્યારે એ તો ઊંઘવાને બદલે વિવિધ વિચારોની ગર્તામાં જ ગરક બની રહ્યો. એશર્ટ એકંદરે બધી રીતે સુખસંપન્ન નવયુવાન હતો. તેનાં માતા-પિતા મૃત્યુ પામ્યાં હતાં પણ પાછળ એના માટે સારી ગણાય એટલી સંપત્તિ મૂકી ગયાં હતાં. જીવનની કોઈ પણ ચિંતાએ હજી સુધી એ યુવાનની ઊંઘ ખરાબ કરી નથી. પ્રાપ્ત કરેલી વિદ્યા માટે પણ તે ખૂબ આશાવંત હતો. ગ્રામ્યબાળા મેગનની ગજબ સુંદરતા અને એને અંગે મિત્ર રૉબર્ટે ઉચ્ચારેલા શબ્દોએ એના મસ્તિષ્કને એવું કબજે કરી લીધું કે જેથી એ રાતે એની ઊંઘ હરામ બની રહી. છેક પાછલી રાતે તે સહેજ ઊંઘી શક્યો.

બીજે દિવસે પગનું દર્દ તો વધી પડ્યું. પરિણામે આગળનો પ્રવાસ મુલતવી રાખવામાં આવ્યો અને બરોબર ચાલી ન શકાય ત્યાં સુધી એશર્ટને તો ફરજિયાત રહેવું જ પડે એમ હોવાથી રૉબર્ટ ગાર્ટન એકલો જ લંડન પાછો ચાલ્યો ગયો.

તે આખો દિવસ એશર્ટે પગને આરામ આપ્યો. આરામખુરશીમાં પડ્યો પડ્યો તે તંદ્રાવસ્થામાં લીન બની રહ્યો અને એમાંથી જાગૃત થતાં તેણે શીગરેટો પીધા કરી. મેગન અને શ્રીમતી નારાકોમ્બે ઘડી ઘડી આવીને તેને કાંઈ જોઈતું કરતું હોય તો પૂછી જતાં. સ્થળની રમણીયતા પણ તેને પ્રફુલ્લ બનાવી રહી હતી.



વસંત ઋતુ ચાલતી હોઈ વાસંતી સમીર અને વાસંતી પુષ્પોનો પમરાટ તેના માટે સુખદ બની રહ્યાં. મેગન અને તેની માસીએ તેના પગે જરૂરી લેપ કરીને પાટો બાંધી આપ્યો હતો. પાટો બાંધતી વખતે તેના સૂઝી ગયેલા ઘૂંટણને જોઈ મેગનના મુખમાંથી નીકળેલો 'ઓહ્' શબ્દ અને તે વખતની તેની દયાભરી દૃષ્ટિ તો તેને વારંવાર યાદ આવી રહ્યાં હતાં.

બપોરે ચા લઈને મેગન આવી ત્યારે તેણે તેને પૂછ્યું: 'મેગન! મારા મિત્ર રોબર્ટના વિષયમાં તમારો શો અભિપ્રાય થયો?'

'ઓહ! એ તો મને ખૂબ ખૂબ મશ્કરા લાગ્યા. એમણે અમને બધાંને બહુ હસાવ્યાં. ખૂબ હોશિયાર યુવાન હતા.'

'તમારા માટે એણે શું કહ્યું?'

'અરે જવા દો એમની વાતો, મને તો કહ્યું કે તમે તો વેલ્સના પ્રાચીન કવિઓની માનસપુત્રી છો. એવું તે કાંઈ હોય? તમે જ કહો સાહેબ, એ પ્રાચીન કવિઓની હું પુત્રી શી રીતે થઈ ગઈ?'

'મારા મિત્રના એ કથનનો વાસ્તવિક અર્થ એ હતો કે તમે એ પ્રાચીન કવિઓએ વર્ણવેલી નાયિકા જેવાં છો.'

એ સાંભળી મેગન શરમાઈ અને પછી આછું હસતાં બોલી:

'સાહેબ! તમારા એ મિત્ર તો કહેવા પડે ભાઈ. તમે જ કહો, હું કાંઈ એવી છું!'

'સાચું જ કહું!'

'હાસ્તો વળી!'

'મેગન! મારા એ મિત્રે સહેજ પણ ખોટું કહ્યું નથી. તમે ખરેખર ઘણાં જ સુંદર છો.'

મેગને હસીને વાત બદલી નાખી: 'તમારા એ મિત્રે એમ પણ કહ્યું હતું કે જો સેકસન જાતિના જેવો જણાય છે, એવું શાથી?'

'જો કોણ? ભૂરી આંખોવાળો તથા લાલ મોઢાવાળો જુવાન કે?'

'હા! એ જો મારા મામાનો ભત્રિજો છે.'

'તમારો એ જો મને પણ ગામડાનો ગમાર જ લાગ્યો છે. આચાર-વિચારે પણ મને તો એ હલકો લાગે છે'

'જી! આપની ધારણા સાચી છે. જો સારો માણસ તો નથી જ. પણ આપના મિત્ર તો એમ પણ કહ્યું હતું કે મારી માસીના ત્રણે છોકરા બિલકુલ જિપ્સી જાતિના છોકરા જેવા છે. એમણે એવું ન કહેવું જોઈએ. મારી માસી એ સાંભળીને હસી પડી હતી પણ એમને એથી માઠું તો લાગ્યું જ હશે. મારા એ ભાઈઓ પણ ગુસ્સે થઈ ગયા હતા મારા મામા ખેડૂત હતા પણ જિપ્સી જેવા નહીં જ હોય. કોઈનો આત્મા દુભાય એવું તો ન જ બોલવું જોઈએ.'

એશર્સ્ટને થયું કે મેગનનો હાથ પકડીને જરા દબાવે પણ તેને હિંમત ન થઈ. તેણે કહ્યું: 'તમે સાચું જ કહો છો. મારો મિત્ર બોલવામાં જરા અસભ્ય તો છે જ.' અને પછી વાતને પલટી નાખતાં તેણે કહ્યું: 'ગઈ રાતે તો મને ખૂબ મોડી ઊંઘ આવી હતી. તમે બધું પરવારીને બાળકોને સુવાડવા ઉપર આવ્યાં હતાં ત્યારે તમારા મુખે ગવાતાં હાલરડાં મને ખૂબ મીઠાં લાગ્યાં હતાં.'

મેગન વળી શરમથી લાલ બની રહી. અને બોલી: 'હવે વાતો બંધ કરીને આ ચા પી જાવ. કદાચ ઠંડી પણ થઈ ગયો હશે. એ જો ન ફાવે તો બીજો કપ બનાવી લાવું.'

એશર્સ્ટે કહ્યું: 'મેગન! આમ બીજાની કાળજી રાખ્યા કરવામાં તમારા પોતાના શરીરને આરામ આપવાનો ખ્યાલ તો તમે રાખતાં જ નથી ખરું ને?'

મેગન આ સાંભળીને ક્ષણેક એશર્સ્ટ સામે જોઈ રહી અને પછી ઊઠીને ખંડ બહાર નીકળી ગઈ. લુબ્ધ બની રહીને એશર્સ્ટ એને જતી જોઈ રહ્યો. યુવાવસ્થામાં પુરુષોના હૈયાં સૌંદર્યને જોઈને અનોખી

ઉત્તેજનાનો અનુભવ કરી રહે છે. ઍશરટ઼' ઘણીવાર સુધી ગ્રામ્ય ખેડૂતો વચ્ચે ગ્રામલક્ષ્મી સમી શોભી ઊઠતી એ મેગનના વિચારોમાં જ જાણે ખોવાઈ ગયો.

સાયંકાળે ભોજન માટે મેગન બોલાવવા આવી ત્યારે પગનું કષ્ટ ભૂલી જઈને જવા માટે સહસા તે ઊભો થઈ ગયો. પણ વેદનાથી 'ઓહ' એવો ચિત્કાર કરીને તે પડી ગયો. મેગને ઝડપથી તેને સુદૃઢ હાથોમાં ઝીલી લીધો. સહારો આપીને ઊભેલી મેગનને છાતી સરસી ચાંપી દઈ તેનું ચુંબન લેવા ઍશરટ઼' તલસી રહ્યો, પણ સંયમ સાચવી તેણે માત્ર મેગનના ખભે હાથ ટેકવ્યો અને તેની મદદથી તે રસોઈઘર સુધી ગયો. તેના ખભાના એટલા સ્પર્શથી પણ જાણે તેનું હૈયું તૃપ્તિ અનુભવી રહ્યું.

એ રાતે તેને સરસ ઊંઘ આવી ગઈ.

[ ચાલુ ]





## સારનાથનું પ્રદર્શનગૃહ

સારનાથ ખાતેનું પુરાતત્વવિષયક પ્રદર્શનગૃહ ભારતનાં જૂનામાં જૂનાં મ્યૂઝિયમમાંનું એક છે અને એની વિશિષ્ટતા એ છે કે અશોકસ્તંભનો ત્રણ સિંહોવાળો ઉપલો ભાગ (લાયન કૅપિટલ) જે ભારતનું પ્રતીક છે, તે આ પ્રદર્શનગૃહમાં જાળવી રાખવામાં આવ્યું છે.

આમાં ઈસવીસન પૂર્વે ત્રીજા શતકથી ઇસવીસનના ૧૯મા સૈકા સુધીના અવશેષો જળવાયા છે. બૌદ્ધ ધર્મના ઉદ્ગમ, વિકાસ અને અસરના અભ્યાસક માટે આ પ્રદર્શનગૃહ ઘણી મહત્ત્વની માહિતી પૂરી પાડે છે.

બાજુના ચિત્રમાં એક શિલ્પકૃતિમાં 'જમ્ભલા' અને 'વસુધર'ની કથાના એક પ્રસંગનું આલેખન કરવામાં આવ્યું છે.



આ દુનિયામાં જન્મીને માનવીને શું કરવાનું છે? મનુષ્ય એક જ એવું પ્રાણી છે કે જેને કુદરતે બધી જાતના હક્કો બક્ષ્યા છે. તેને બક્ષેલી બુદ્ધિદ્વારા તે નવી નવી શક્તિ ઉત્પન્ન કરી શકે છે. છતાંય માનવી માનવી વચ્ચેની ઈર્ષા સદ્ગુણો જોવાને બદલે દુર્ગુણો શોધવા તરફ દોરાય છે. એક વ્યક્તિ કરતાં બીજી વ્યક્તિ ચડિયાતી નીકળી, તેનાં વખાણ સમાજમાં સંભળાવા લાગ્યાં તો ઈર્ષાળુ વ્યક્તિ તે વખાણ સાંભળી શકતી નથી. પરંતુ દૂધમાંથી પોરા કાઢવા પ્રયત્ન કરે છે તેવે વખતે સામી વ્યક્તિના સદ્ગુણ તરફ દષ્ટિ નહિ કરતાં તે વ્યક્તિના દુર્ગુણ શોધી શોધીને આંગળી ચીંધ્યા કરે.

પણ આપણે આમ એક જ બાજુ જોઈ ને બેસી રહેવાનું નથી. મનુષ્યના બે પ્રકાર છે: સજ્જન અને દુર્જન. જેઓ સાચે જ વિશુદ્ધિને માર્ગે જવા પ્રયત્ન કરી રહ્યા છે તેવા સજ્જન માનવીઓ પારકાની નહિ પણ પોતાની ઊણપો જોઈ ક્ષતિઓ દૂર કરવા તરફ હમેશાં તત્પર રહે છે. જ્યારે દુર્જનો પોતાના દોષ નહિ જોતાં પારકાનાં છિદ્રો શોધવામાં તલ્લીન રહે છે:

'રાઈ જેવાં પરછિદ્રો દુર્જનો સહુ દેખતાં, આત્મછિદ્રો બીલાં જેવાં જુએ તોયે નહીં જુએ.'

જ્યારે સજ્જનો પારકાના મોટા દોષને રાઈથી પણ નાનો સમજી તેના ગુણની પ્રશંસા કરે અને રાઈ જેવડા પોતાના દોષને પહાડ જેવા ગણી નીવારવા પ્રયત્ન કરે છે.

સજ્જન અને દુર્જન માણસનો તફાવત તો ઘણો મોટો છે., પરંતુ દુર્જન માણસને પણ સજ્જન થવાના રસ્તા ઘણા છે. મનુષ્યે પોતાનો ઉત્કર્ષ સાધવો હોય, તેને વિશુદ્ધિને માર્ગે પહોંચવું હોય તો જરૂર તે સજ્જન માનવીના માર્ગે ચાલશે. માત્ર પારકાના દોષો જ જોયા કરવાથી કૂથલી, નિંદા અને બે ઘડીનો મનનો આનંદ મેળવ્યા સિવાય બીજો કોઈ જ ઉત્કર્ષ તેમાંથી સાધી શકે નહિ. ઊલટું તે માર્ગ માનવીને ઈર્ષાળુ બનાવી, કોઈનાં પણ સુખ-આનંદ નથી જોવા દેતો. અને પોતે એક એવી ગ્રંથિથી પીડાય છે કે જેને કારણે તે ક્યારેય સાચો આનંદ પ્રાપ્ત કરી શકે નહિ. કારણ બીજાના દોષ જોવાથી હકીકતમાં તેમને તો કંઈ જ મળવાનું નથી.

આ જગતમાં 'સંપૂર્ણ' એવું કોઈ જ માનવી નથી. 'માણસ માત્ર ભૂલને પાત્ર.' દરેક માનવી નાનીમોટી અનેક ક્ષતિઓથી ભરપૂર હોય છે, તેને દૂર કરવા જે પ્રયત્નશીલ રહે અને પોતાની જ ભૂલો પ્રત્યે સજાગ રહે છે તેનું જીવન સુંદર અને મધુર બની રહે છે.

## લાડનો અતિરેક

કળાબેનને સુવાવડો તો ઘણી બધી થઈ. પણ એમનાં બાળકો જીવે જ નહિ. તે બિચારાં ખૂબ જીવ બાળે, દરેક વખતે ખૂબ જ કાળજી રાખે. છેવટે બે બાળકો તેમનાં સદ્‌ભાગ્યે જીવી ગયાં. અને આ મહામૂલાં બાળકો, એટલે કેટલાય લાડકોડથી ઉછેરે. પતિ–પત્ની બન્ને ઘડીવાર માટેય મોટાં થયેલાં બાળકોને વિખૂટાં જ ન પડવા દે. એમને મનમાં ખૂબ જ દહેશત લાગે કે રખેને એને વાગશે, ક્યાંક પડી જશે, ખોવાઈ જશે. ખોટના બાળકની માફક કંઈપણ તે કામ કરતાં હોય પણ જીવ તેમનો તેમનાં લીલુ–દીપુમાં જ હોય. દીપુ તો હજુ નાનો હતો પણ લીલુ તો મોટી થઈ હતી. બહુ બહાર એકલાં જવા મળે નહિ. અમુક સમયે તરત પાછા ઘરમાં આવી જવાનું. અને તે ઉપરાંત કળાબેનનું માનસ જરા જૂના વિચારનું. લીલુને તો આ બધું બંધન જેવું લાગે. તે તેની બીજી બેનપણીઓને બહાર ફરતી જુએ એટલે એનું માનસ અંદરથી બૂમરાણ મચાવી મૂકે.

લીલુ ભણવામાં મધ્યમ હતી. એની વૃત્તિ અભ્યાસ કરતાં બીજી પ્રવૃત્તિમાં વધુ રચીપચી રહેતી. કોઈ ને વિષે જાણવાની તેને ખૂબ જિજ્ઞાસા રહેતી. અને પછી પોતે જાતે બીજાના જીવનનું નિરીક્ષણ કરવા પ્રયત્ન કરતી. તેમાંથી તેને કૂથલીનો મોટો વિષય મળી રહેતો. પોતે જે ન કરી શકતી તે બીજા માટે જુએ એટલે તેનામાં સામી વ્યક્તિ પ્રત્યે ઈર્ષા ઉદ્‌ભવતી અને તેને માટે જેમ ફાવે તેમ બોલી તે વ્યક્તિને નીચી પાડવા પ્રયત્ન કરતી.

હકીકતમાં ન હોય તેવું ઘણું એની પાસેથી સાંભળવા મળતું. જ્યારે ખરી હકીકત જાણે ત્યારે તેને સાંભળવા માટે પણ બીજી વ્યક્તિ દુઃખ વ્યક્ત કરે અને તેના પ્રત્યે તિરસ્કારની ભાવના જાગૃત થાય. લીલુનો આ સ્વભાવ તો તેના જીવનમાં ઓતપ્રોત થઈ ગયો હતો. સારી પેઠે તે જૂઠાણું ચલાવી શકતી. લીલુનાં માબાપ તેના આ સ્વભાવથી અજાણ તો નહોતાં જ. પરંતુ લાડઘેલી દીકરીને કંઈપણ સમજાવીને કહેવાને બદલે પ્રોત્સાહિત કરતાં. તેઓ બન્ને ખૂબ જ સ્નેહાળ હતાં. પણ ઘરમાં દીકરીનું જ રાજ ચાલતું હોય તેમ તેનાથી થોડાંક જાણે દબાઈ ગયેલાં જેવાં લાગે. લીલુ તેમનું બધું જ માનતી. તેમને ન ગમે એવું તેમની હાજરીમાં તો ન જ કરતી અને ઘરમાં આવી મીઠું મીઠું બોલી બા-બાપુજીને ખુશ કરી નાખતી. પણ દીકરીનાં પરાક્રમ જેણે સાંભળ્યાં હોય તેને જ એ સમજાય ને !

પિતાને ખબર પણ ન પડે એમ બહાર જઈ ને જોઈ તો આનંદ છાનોમાનો મેળવી લેતી, બીજાનું ખરાબ બોલવાની આદતને લઈ ને એકબીજાને લડાવવા પ્રયત્ન કરતી. સગાંસંબંધી કે પડોશીને પણ તેમાંથી મુક્ત નહોતી રાખતી.

ધીમે ધીમે તેની આદત પ્રખ્યાત થઈ ગઈ અને જાણે મન ઉપરથી ઊતરી જાય તેવી હાલત લીલુની થઈ. તેની હાજરી નાની મોટી કોઈ વ્યક્તિને ગમે નહિ. તેનાથી દૂર જ ભાગે. લાડઘેલી લીલુની એ આદત દૂર તો ન થઈ પણ તેને તો એ બધાં જ ખરાબ દેખાવા



લાગ્યાં. નવું કોઈ આવે એની સામે પરિચય સાધવા તે પહેલી દોડ.

અતિશય લાડ વ્યક્તિને એવી અંધ બનાવે છે કે તે બીજી બાજુ નિહાળી જ શકતી નથી.

## મહોલ્લાની મહેક

માંદગી માણસને કાયર બનાવી મૂકે છે. અને તેમાંય જો તે વ્યક્તિ ઘરમાં એકલદોકલ જેવી હોય તો કંટાળી જાય છે, ત્રાસી જાય છે. તેનો વ્યવહાર ખોરંભે પડે છે. શરીરની તાકાત ગુમાવે એટલે બધું જ નકામું. એવે વખતે પણ જો કોઈ વહારે ધાય છે, આશ્વાસનરૂપ બને છે તો ખૂબ જ આનંદ થાય છે. માનવી પોતાનું અર્ધું દુઃખ ભૂલી જાય છે.

સુકન્યાબેનના ઘરમાં તેઓ બે જ માણસ હતાં. એક ગૃહિણી તરીકે તે ખૂબ જ સુંદર હતાં. સ્વભાવે માયાળુ હતાં જેથી કરીને અડોશી-પડોશી સાથે મિત્રતા સારી ટકાવી રાખતાં. એક વખત તે માંદાં પડયાં. તેમના પતિ તો ઘેર હતા નહિ અને તાવ તો સખત હતો. પડોશીનું બાળક રમતું રમતું તેમને ઘેર દોડી આવ્યું. તેણે જઈ ને રમીલાબેનને ખબર આપી અને રમીલાબેન માંદગીનું સાંભળતાં દોડતાં દોડતાં આવ્યાં. અને સુકન્યાબેનની ચાકરી કરવા મંડી પડયાં. માથે પોતાં શરૂ કરી દીધાં, અને બીજી બાજુ દાક્તરને બોલાવવા મોકલ્યા.

રમીલાબેનનું કુટુંબ વસ્તારી હતું અને આવક સામાન્ય કુટુંબ જેવી હતી. તે દેશી દવાઓનાં પણ સારાં જાણકાર હતાં. સૌથી વધુ તો તે વિશાળહૃદયી અને માયાળુ સ્વભાવનાં હતાં. દયાની દેવી હતાં એમ કહીએ તો જરાય અતિશયોક્તિ હિ લાગે તેવા સુંદર સ્વભાવનાં હતાં. સુકન્યાબેન અને રમીલાબેન તો બેન-પણીઓ હતી એટલે એકબીજાની ચાકરી મન મૂકીને કરે તેમાં નવાઈ ન લાગે. પરંતુ રમીલાબેને કયારે પણ સુકન્યાબેનને એકલાં છે તેમ ઓછું આવવા ન દીધું. ઘરનો બોજો તેમણે સંભાળી લીધો. અને સુકન્યાબેનની પડખે રહી સંપૂર્ણ આરામ આપ્યો. એવું સુંદર આશ્વાસન મેળવી સુકન્યાબેન જલદી સાજાં થઈ ગયાં.

રમીલાબેન એકલાં સુકન્યાબેનની મદદે જ દોડતાં હતાં તેવું નહોતું. પણ તેમનાં બીજાં કોઈ પડોશી કે સગાંસંબંધીની મદદે પણ તેવાં જ જલદી પહોંચી જતાં. અને એકલી શારીરિક મદદ નહિ પણ આર્થિક મદદ પણ પોતાના થોડામાંથી ફાજલ પાડી કરતાં. એક વખત એમના જ મહોલ્લામાં રહેતો એક નાનો છોકરો બિમાર પડયો. શરીર ખૂબ જ અશક્ત થઈ ગયું હતું. ડૉક્ટરે તેને દવા ઉપરાંત ફળનો રસ લેવાનું કહેલું. દવા જ માંડ માંડ લાવી શકતાં તેનાં માબાપ ફળ ખવડાવવાને અશક્ત હતાં. રમીલાબેન પોતે જરાપણ ઉપકાર નથી કરતાં એવું વાતાવરણ ખડું કરી તેને મોસંબી વગેરે ફળ રોજ લાવી આપતાં એટલું જ નહિ પણ પાસે બેસી ખવરાવતાં. મન મૂકીને કરેલી સેવા એમની ફળી અને એ બાળક સાજો થઈ આજે અભ્યાસમાં તલ્લીન બન્યો છે.

રમીલાબેનનાં દિલની ઉદારતા, ખરેખર અવર્ણ-

નીચ છે. બીજાનું દુઃખ જોઈ ક્યારે પણ તે પોતાની ફરજમાંથી ચૂકતાં નહિ પોતાનાથી શક્ય તેટલી, ખડેપગે રહી મદદ કરતાં. આ રીતે સેવા કરીને તે બીજાને પોતાના ઉપકાર તળે ખેંચી રહ્યાં છે એવી ભાવના તો ક્યારેય ઉત્પન્ન થવા દેતાં નહિ. ક્યારેક બીજી વ્યક્તિ પોતે તેમનાં ગુણગાન ગાતાં કહે કે 'હું ક્યારે તમારું ઋણ ચૂકવી શકીશ!' તો જવાબમાં તે એટલું જ કહેતાં કે 'મેં તો મારી ફરજ બજાવી છે. એમાં ઋણ ચૂકવવાનું હોય જ નહિ.' આ છે એમના દિલની ઉદારતા.

રમીલાબેનની મહેક આખાય મહોલ્લામાં મહેકતી. એમને મન કોઈ વેરી નહોતું. બધાં જ સરખાં. કેટલાંયને વેરઝેરની ભાવનામાંથી તેમણે મુક્ત કર્યાં હશે. આવાં સુંદર, ઉદાર, વિશાળ દિલનો દાખલો નજર સમક્ષ રાખી બીજી વ્યક્તિઓ પણ જો તેમાંથી થોડું પણ આચરણમાં મૂકે તો અત્યારે સામાજિક ઝઘડાઓ, વેરઝેર કેટલું બધું ઓછું થઈ જાય!

## ગામનો ઉતાર

સમાજમાં દરેક જાતની વ્યક્તિઓ હોય છે. એક બાજુ જેટલું સુંદર નિહાળીએ છીએ તેનાથી પણ વધુ ખરાબ જોવા મળે છે. ક્યારેક આપણે માની પણ ન શકીએ એવી વેરભાવના જોવા મળે છે. પોતાનામાં જ રાચી રહેનાર માણસ બીજાની પરવા કરતો નથી. 'હું સુખી પછી મારે બીજાની શું પડી! આવી કંજૂસ ભાવના દિલને હમેશાં સંકુચિત બતાવે છે. અને આજે તે મોટા પાયા ઉપર જોવામાં આવે છે.

રેખા ઉંમરમાં હજુ તો એકવીસ વર્ષની માંડ હશે. એને તો રમીલાબેન જેવાં સહૃદયીની હમેશાં ટીકા જ કરવાની હોય. તેની પડોશમાં જ કોઈ માંદુ હોય તો મદદ કરવાની તો દૂર રહી તે આમ કરે, આમ કરે એટલે માંદાં જ પડે ને! એવી જાત જાતની ટીકા કરે અને જો કોઈ મદદે આવ્યું હોય તો પણ તેને તો ન ગમે

રેખાને હું મીઝ્ઝીથ્રૂસ કહી શકું. એટલો વિચિત્ર સ્વભાવ કે બીજાને દુઃખી થતા જોઈ તેને આનંદ થાય. મારી તો કલ્પનામાં પણ ના આવે. મારી સાથેના તેના પ્રસંગો યાદ કરું તો પાર જ ન આવે. પણ બીજાંઓ આવીને મને રેખાની ફરિયાદો કરી જાય ત્યારે મને તે જરૂર વિચારતી કરી મૂકે. એવી એકાદ વ્યક્તિ કહી જાય તો આપણને બહુ ન લાગે. પણ જેમ જેમ હું સાંભળતી જાઉં તેમ તેમ લાગે કે બધાંની એક જ ફરિયાદ છે, અને તે ફરિયાદ કરનાર ઉપર પૂરેપૂરી માનની લાગણી મને ને બધાંયને હોય જ.

તે દિવસે ડાહીબેને આવીને એ જ વાત ઉખાળી એટલે મારું તો મગજ જ બહેર મારી ગયું. આટલી હદે રેખા જાય? એ પ્રશ્ન મને ખરેખર મૂંઝવી જ રહ્યો. કોઈના ચારિત્ર્ય ઉપરનો આક્ષેપ તો કોઈ સહન ન કરી શકે પણ ડાહીબેન જેવાં એકનિષ્ઠ અને પતિને પગલે પગ મૂકનાર માટે રેખા એવો આક્ષેપ મૂકે ત્યારે તો કોઈનો પણ પિત્તો ઊછળી જ આવે. એ તો ઠીક, પણ રેખાનાં જ



પડોશમાં રહેતાં અને તેની સાથે ઘર જેવો સંબંધ રાખનારના ઘર તરફ પણ રેખાની એ બેવફાઈની વાત જાણીને તો કોઈને પણ લાગે.

રેખાને ભરોસે ઘરડાં માજીને મૂકીને પરશોતમ ભાઈનું આખું કુટુંબ ત્રણ દિવસ કોઈ સગાને ઘેર ગયેલું. માજીની ઉમર વધારે થયેલી એટલું જ, કંઈ રોગ નહોતો. પણ તે જ દિવસે એકાએક તાવ ચડી આવ્યો. રેખાને માજીએ તાવમાં બૂમો પાડી. રેખાએ માજીને બરાડા પાડવાનું મૂકીને સૂઈ રહેવા પોતાના ઘરમાંથી જ બૂમ પાડી ત્યાં રમીલાબેન ત્યાં અચાનક જઈ ચડ્યાં. બિચારાં રાત આખી માજીની સારવાર કરવા રોકાયાં ને સવારે નવ દસ વાગ્યે રેખા માજીને ધમકાવતી અંદર આવી ત્યાં રમીલાબેનને માજીને શેક કરતાં જોઈને એ તો વધુ છેડાઈ પડી !

તાવમાં ફફડતાં માજીએ તેને ઉંબરમાં પેસવા જ ન દીધી એટલે તેનું કંઈ ચાલ્યું નહિ.

## મૈત્રી અને કામુકતા

ઈલા અને શીલા નાનપણથી જ બેનપણીઓ. નિશાળમાંય વર્ગમાં એક પાટલીએ બન્ને ભેગી બેઠી હોય તો તરત શિક્ષક બન્નેને જુદી પાડે—ભેગી બેઠી હોય તો વાતો જ કર્યા કરે ને ભણવામાં ધ્યાન આપવાનું નામ જ ન લે ! બન્ને સમોવડી એટલે બને પણ ખૂબ. મોટી થઈ નેય એમનાં બેનપણાં અતૂટ રહ્યાં. ઈલા વધુ ન ભણી શકી ને કૌટુંબિક સંજોગોને કારણે સત્તરમે વરસે પરણી ગઈ. શીલા ગ્રેજ્યુએટ થયા પછી પરણી. પણ બન્નેનાં લગ્નજીવન એકીસાથે નિષ્ફળ નીવડ્યાં. ઈલાને સાસરીઆનું સુખ ન સાંપડ્યું કે ન મળ્યો આદર્શ પતિ. સાસુ, નણંદ અને પતિનો ત્રિવિધ ત્રાસ ઈલાથી સહન ન થઈ શક્યો અને તેના સંસ્કારની ઉપરવટ જઈ નેય તેણે ઘર છોડ્યું. શીલાનો પતિ પણ પોતાની વિચારસરણી સાથે મેળ ખાય તેવો ન મળ્યો એટલે તેય પતિથી જુદી રહેવા લાગી.

ઈલા સાસરેથી નાસી આવી છતાં તેનાં સાસરિયાંનો જુલમ તેના પર ચાલુ જ હતો. શીલા પતિથી જુદી રહીને એક જ ગામમાં હતી છતાં પતિ તરફના ત્રાસને ટાળી શકતી અને ફરી પાછી વરસો પછી બન્ને સમદુઃખી બેનપણીઓ એક ઘરમાં ભેગી રહેવા લાગી, ભેગી દુઃખભાર હળવો કરવા લાગી. ઈલા શીલા પાસે મન મૂકીને વાત કરતી, શીલા ઈલાથી કશુંય ન છુપાવતી. બન્ને જાણે હવે એકમેકની હુંફમાં જિંદગીભર જીવી જશે એવી પ્રતિજ્ઞા તો નહિ પણ નિર્ણય તો કરી જ બેઠી.

પણ યુવાની દીવાની છે એની બન્નેને ખબર હતી છતાં અનુભવ નહોતો એટલે એક દિવસ શીલા ઈલાથી છાની એક પુરુષ પ્રત્યે કુમળી લાગણી બતાવી બેઠી. એ લાગણી ધીમે ધીમે પ્રેમમાં પરિણમી અને ઈલાને મળ્યા વગર કયારેય ન રહી શકતી શીલા ધીમે ધીમે ઈલાથી દૂર રહેવા લાગી. ઈલા આ અંગે કંઈ તર્કો ન કરતી. પણ શીલાનું ગુનાહિત માનસ તેની આંખે ઝડપાઈ ગયું. પછી તો શીલા ઈલાની હાજરીમાં પણ પેલા પ્રેમી સાથે ચેષ્ટાઓ કરવા લાગી.

## સમયનાં ક્ષીરનીર–૧૬મા પાનના અનુસંધાનમાં

આપણી સામે લાવી જોઈએ : અંતિમ જેવું અત્યારે શું સૂઝે છે ?

આપણે સુખી થવું છે, જરૂર. જે દેહને પુષ્ટ કરે, નિરોગી રાખે, શક્તિ આપે, લાવણ્ય વધારે, સાત્વિક વિચારો પ્રેરે, એવો ખોરાક; ટકાઉ, દેહનું રક્ષણ કરે ને શોભા વધારે પણ આંતરિક સ્વસ્થતા જાળવવામાં સહાયભૂત બને એવાં વસ્ત્રો; હવા–ઉજાસવાળું, પગ-તાસવાળું અને કુદરતથી વિખૂટા ન પાડી દે એવું રહેઠાણ; આવી પ્રાથમિક જરૂરીઆતો પછી ભણતરની, સારવારની, વાહનની, એમ ઘણી બાબતો જરૂરી લાગવાની પણ એનો છેડો મોજશોખમાં ક્યારે મળી જાય છે તે કળવું મુશ્કેલ છે.

માણસ, પશુપંખી, વનસ્પતિ. કુદરત—એ આપણું સ્વાભાવિક જગત. એમાં યંત્ર લાવીને આપણે દરેકનો સંબંધ કથળાવવા બેઠા છીએ. છતાં યંત્રને હવે દૂર કરી શકવાના નથી, એ એનો પ્રભાવ વધારતું જશે તેમ આપણા વિખવાદ અને લાચારીયે વધતાં રહેવાનાં. પણ એ સ્થિતિ સમજી ગયા પછીથી એનો ઉકેલ ના લાવી શકે એટલો પરવશ માનવી નથી.

આ જ ઘડી છે જ્યારે આપણે સૂઝે એવાં અંતિમ મૂલ્યોની પ્રતિષ્ઠા કાજે ઝઝૂમવું જોઈએ. એકવાર નહિ, હજારવાર મરણિયો દાવ ખેલવો પડશે અને આ મૂલ્યોને દૃઢ કરવાં પડશે. એ જ આપણો ખરો ઇતિહાસ છે. વિશુદ્ધ સાધનો વડે માનવીની સ્વતંત્રતા જાળવીને એનાં સુખ સગવડો જાળવી શકીએ એવું સેવાભાવી તંત્ર આપણે ઉપજાવવાનું છે. અને દરેક પગલે માનવીનું પ્રેય લાવવાનો વિચાર છોડી રાખી એનું શ્રેય સાધવાનો યત્ન જોરદાર રાખવાનો છે.

એટલે અંતિમ ધ્યેય માનવીનું પ્રેય નહિ પણ એનું શ્રેય છે. એનું શરીર ને એની બુદ્ધિ સ્વસ્થ થવાં જોઈએ, એની નિષ્ઠા વિશુદ્ધ બનવી જોઈએ. ત્યારે એ સર્જન કરતો રહે ને ત્યારે એ ઈશ્વરની કૃપાનું પાત્ર પણ ઠરે. અંતિમ મૂલ્ય આ ધોરણે જોઈ શકાશે. દેહ અને આત્મા બંનેને પુષ્ટ કરે એ યોજના ખરી. એ માટે ભૌતિક સાધનો જોઈએ ખરાં પણ મર્યાદામાં, જરૂર પૂરતાં. તેય બીજાં મૂલ્યોની અવગણના કરીને તો નહિ જ.

આવાં અંતિમ મૂલ્યો અને ભૌતિક શોધખોળો વચ્ચે ક્યારેય મેળ ખાશે ખરો ? કૃત્રિમ ઉપગ્રહો ઉપરથી પરમાણુ બોંબવર્ષાની ચર્ચા ચાલતી હોય ત્યારે માનવીના શ્રેયની પ્રતિષ્ઠા કરવાનો જોગ નહિ ખાય એવી શંકા ઘણાને ઊઠે છે. એમ લાગે છે કે જે આસુરી શક્તિ આપણે હાથે વધી રહી છે. તેનો નિકાલ લાવ્યે જ છૂટકો છે. ગણતરી કરનારાઓએ આવના ભયંકર વિશ્વયુદ્ધને ૧૯૬૪માં મુકરર પણ કર્યું છે અને બે દિવસની મર્યાદા પણ બાંધી છે. ત્રીજે દિવસે શું રહેશે તે કોઈ કહી શકતું નથી.

એ વાણી સમર્થોની છે. અને છતાંયે માનવીનું ભાવિ એથી વધારે સમર્થ ને ઉજ્જ્વળ છે. પેલાં અંતિમ મૂલ્યો આપમેળે ઉપેક્ષિત થઈને કરમાઈને વિલીન થવાનાં નથી. આ જગતમાં જે તેજ પ્રગટ થયું છે તે જુદા જુદા રૂપે ભલે ઓળખવામાં આવે, પણ એ લુપ્ત થતું નથી. એ વિકાસ પામવા જ પ્રગટ થાય છે.

---

ઈલાએ શીલાને ચેતવી જોઈ. પેલા પુરુષની શીલાને ફસાવવાની ઇચ્છા ન હોય છતાં પ્રેમને નામે આંધળી ન બનવા વિનવી જોઈ. પણ પોતાના પતિ તરફની અધૂરી રહેલી ઇચ્છાઓ શીલાને આ પુરુષ પાસેથી તૃપ્ત થતી લાગી. ઈલાથી કશું ન છુપાવનારી શીલા ધીમે ધીમે ઈલાની હાજરી પણ ઇચ્છતી નહિ એવું જ્યારે ઈલાએ અનુભવ્યું ત્યારે કામુકતાભર્યા પ્રેમ આગળ મિત્રપ્રેમની હાર થયેલી સમજી તે બીજે રહેવા જવાનો નિર્ણય કરવા લાગી.

✻





૯

ભારતે ભૌતિક સુખસગવડોની જે યોજનાઓ કરવી હોય તે ભલે કરી લે. નેહરુના હાથે એટલું નિર્માણ થવાનું હશે તે થશે. પણ એમનો છેલ્લો સૂર તો ભારતની પ્રાચીન આધ્યાત્મિકતાના પાયા ઉપર માનવીનાં નવાં અંતિમ મૂલ્યોનો જ હશે. પહેલાં એવો સૂર ભારતજનો કાજે ઊઠતો હતો, નેહરુ દ્વારા એ જગતજનો માટે રેલી રહેશે.

સંહાર એ લીલાનો એક અંશ છે, એનાથી છળી મરવાની જરૂર નથી. એવા કેટલા સંહારો આ વિશ્વમાં થયા હશે તે કોણ કહેશે ? અને છતાં, જગતનો વિકાસ અટક્યો નથી, એનું તેજ મટ્યું નથી.

આપણી પંચવર્ષીય યોજનાઓને આગળ ધપાવતાં છતાં નેહરુ, કોંગ્રેસ અને ભારતની જે જવાબદારી છે તે પેલાં અંતિમ મૂલ્યોને પ્રતિષ્ઠિત કરવાની, એનું નિર્માણ સહજ બનાવવાની, એને માટે ઝઝૂમવાની ને જરૂર પડે તો મરી ફીટવાની. જે ઘર્ષણો વેઠવાં પડે ને જે ઉન્માદ સહન કરવો પડે તે માટે એમણે કમર કસવી જોઈશે.

શું ત્રીજી પંચવર્ષીય યોજના વખતે આપણે વિચારની ફેરતપાસ નહિ કરી લઈએ ?

### લોકઘડતર માટે સમૂહઉત્સવો

મુંબઈ તરફ ગણપતિ ઉત્સવમાં ગણેશની ઘણી મૂર્તિઓ બને છે તેમ કલકત્તા તરફ દુર્ગાપૂજામાં પણ દુર્ગાની ઘણી મૂર્તિઓ બને છે અને પછી વિસર્જન કરવામાં આવે છે. કેટલાક લોકોને આવો ખરચ ખટકે છે અને નાણું બરબાદ થયું એમ માને છે. દિવાળીના દીવાઓમાં તેલ કેટલું વપરાય છે અને ફટાકડા કેટલા રૂપિયાના ફૂટે છે એવા હિસાબ પણ નીકળી શકે. એવી ગુંગળામણ જેમને વારંવાર થતી હોય એમને કોઈ બચાવી શકે એમ નથી.

જેમ સત્ય, પ્રેમ અને સૌન્દર્ય એ જીવનને ખીલવનારાં તત્ત્વો છે. એમ આનંદ પણ એવું તત્ત્વ છે, એ ત્રણેયમાંથી વણાઈ આવતું તત્ત્વ છે. અને આનંદનો પ્રવાહ વહેતો રાખવા ઉત્સવોનું નિર્માણ થયું છે.

આપણા ઉત્સવોનાં અનિષ્ટ તત્ત્વો વિચારપૂર્વક ઘટતાં જાય છે. પશુઓનાં બલિદાનો લગભગ વિલીન થયાં છે. અને હોળીમાંથી બિભત્સ ચાળા કે તોફાન ઘસાઈ જવા આવ્યાં છે. પણ ઉત્સવોની ઊજવણી સામૂહિક બને અને એમાં સુરુચિનું પ્રમાણ વધતું રહે એ માટે આપણે જાગૃત રહેવું જોઈએ.

મૂર્તિઓ સુંદર બને અને પાછી એ વિસર્જન કરી દેવાય એ પ્રથા હિંદુ ઉત્સવોમાં સરસ રીતે ચાલી આવી છે. રાષ્ટ્રીય ઉત્સવોમાં પણ આ પ્રથા અમલી બનાવી શકાય. અને એ માટે ગામની કોઈ જાહેર સંસ્થા દોરવણી આપી શકે.

ઉત્સવોની ઊજવણી કુટુંબની મર્યાદામાંથી નીકળી સમૂહમાં થાય એવો પ્રયાસ આપણે કેમ નથી કરતા ! શું એમાં જોખમ દેખાય છે ? નવરાત્રિના રાસ ખુલ્લા ચોકમાંથી હોલની અંદર લઈ જવા પડે કે બંગલાના કમ્પાઉન્ડમાં રાખવા પડે એ શું સૂચવે છે ?

આપણા સમૂહો શિસ્ત નથી જાળવી શકતા, વિવેકની હદ ઓળંગી જાય છે, વહેલા તોફાને ચડે છે એમ કેટલીક વાર સંભળાય છે ને દેખાય છે. પરંતુ, એનો ઈલાજ સમૂહના ઉત્સવો ટાળવામાં નથી. એમ કરતાં તો સમૂહ–ઉત્સવો ઘટતા જશે ત્યારે ટોળાંવૃત્તિ વધારે જામી પડશે.

અત્યારે રાજકારણના પ્રસંગો સિવાય આપણે સમૂહો ઘટાડી નાખ્યા છે. રમતોમાં સમૂહ કરતાં સેળું વધારે હોય છે અને તોફાનો સ્વાભાવિક થવા માંડ્યાં છે. ૨૬ મી જાન્યુઆરીની રોશની પ્રસંગે પોલીસની મદદ વિના આપણે હરીફરી શકતા નથી, એ ઓછી નાલેશી છે ! સમૂહમાં હરવા–ફરવાની ટેવ આપણા સમાજે કેળવવી પડશે. નિશાળે જતી છોકરીને પહેલાં કેવું સાહસ ખેડ્યા જેવું લાગ્યું હશે, પણ હવે એ સહજ થયું છે. એમ જુદાં જુદાં ક્ષેત્રોમાં સાહસ ટાળીને નહિ પણ ખેડીને આપણે નવી સુરુચિવાળી પ્રથાઓ ચાલુ કરી શકીશું.

ઉત્સવોની સમૂહ ઊજવણી લોકોના સ્વભાવ કે ટેવો

ઘડવા માટે એક સારું સાધન થઈ શકે. નાતાલના દિવસે જાહેર સંસ્થા બાળકોને રમકડાં વહેંચવાનો સમારંભ ગોઠવે તો કેવી મઝા પડે! જે બાળકોનાં વડીલો કે સ્નેહીઓએ અગાઉથી રકમ ભરી હોય તેમને મળે, અગર તો કોઈ બાળકપ્રેમી સજ્જન કે સંસ્થા બીજી જોગવાઈ કરે. પણ ત્યારે સમૂહમાં આનંદ લેતાં લોકો શીખે, અને તહેવારોને ખ્રિસ્તી કે હિન્દુ જ રાખી મૂકવાને બદલે આપણે એમને આંતરરાષ્ટ્રીય કોટિના બનાવી શકીએ. જેમ નાતાલનું, તેમ દિવાળી–હોળીનું, વસંત–શરદનું, નેહરુ–વિવેકાનંદનું કે કોઈ સ્થાનિક પાત્ર પ્રસંગનું આપણે સમૂહપર્વ બનાવી શકીએ, એમાં શોભા ઉમેરી શકીએ, કલા ઉમેરી શકીએ ને ઔચિત્ય પણ વધારી શકીએ.

વ્યક્તિ પોતાની વરસગાંઠ ઊજવે છે ત્યારે મનનો રોગ છતો થાય છે, એનાં ભૂલકાંઓની વરસગાંઠે એ દેખાતો ન હોય તો યે બૂ આવે છે. લગ્નના ઉત્સવનું પ્રદર્શન અનાર્ય લાગે છે, સમૂહની મશ્કરી જેવું છે. અને મરણ પ્રસંગે સમૂહ એકઠો કરવાની પ્રથામાં જો કોઈ અર્થ હોય તો તે આશ્વાસન સિવાયનો છે. વ્યક્તિના પ્રસંગોને મારી મચડીને સમૂહના બનાવવાની આ સામાજિક ભૂલો આપણે છોડવી જોઈએ.

એમ કરીને આપણે સમૂહ–ઉત્સવોમાંથી સ્વાદ લઈ શકીશું, અને રસ્તે જનાર હરકોઈની સાથે ભેરુબંધી અનુભવતા આનંદ પણ લઈ શકીશું.

### ખટપટી રાજકારણનો ભોગ

બાર તેર વર્ષની તપશ્ચર્યા કરીને જેમણે બાલમંદિરથી માંડીને તે વિદ્યાપીઠ સુધીના વિકાસવાળું વિદ્યાનગર સરજ્યું, તેના ઉપકુલપતિ ભાઈલાલ પટેલને સ્થાને બીજા ઉપકુલપતિ સરકારે નીમ્યા છે. એની પાછળ કોંગ્રેસની લઘુગ્રંથિ કામ કરી રહી છે એવું કોણ નહિ કહુશે?

વિદ્યાપીઠોના સંચાલનમાં રાજકર્તા પક્ષને પોતાનો અવાજ રાખવો હોય તો એણે એની મર્યાદાઓ પણ સાથે સાથે જ સ્વીકારવી જોઈએ. પોતાને મળેલા હકનો દુરુપયોગ થવા દઈ, એક ખોટો શિરસ્તો ઊભો કરે તે શોચનીય છે.

હજુ તો વિદ્યાનગરનું ઘડતરકાર્ય ચાલુ છે. ત્યાંથી ગુજરાતની વિવિધ પ્રવૃત્તિઓ ઉપર ધ્યાન દેવાના ભાઈલાલ પટેલને કોડ હતા. ત્યાં કળા અને શિલ્પનાં અભ્યાસ સંશોધન અને ખીલવણી માટે એમની યોજનાઓ હતી. દફતરી કૉલેજ શરૂ કરવી હતી. શિક્ષકોને તાલીમ આપવી હતી. પણ રાજકારણની છીછરાં માણસનાં સ્વપ્નાંની આડે આવે ત્યારે આપણું માથું શરમથી ઝૂકી જાય છે.

હજુ તો હમણાં જ ન્હાનાલાલ કવિને રાજકારણે પછડાટ ખવડાવી, ઇન્દુલાલને રખડપાટ કરાવ્યો. એ ઓછું હોય એમ હવે એ ભાઈલાલ પટેલને સ્થાનભ્રષ્ટ કરે છે. આમ ખટપટી અને સાંકડા માનસવાળું રાજકારણ, તાલુકાના કાર્યકરોની નાની છીદને સંતોષનારું પ્રાંતનું રાજકારણ, ગુજરાતને કેટલું નુકશાન કરી બેસશે!

### ગુજરાતી સન્નારી વિદ્યાબેન

કુટુંબઉછેર કરતાં કરતાં પતિની સાહિત્ય પ્રવૃત્તિઓના ભાગીદાર બનવું, અને જાહેર પ્રવૃત્તિઓમાં તટસ્થવૃત્તિ જાળવી સહુનો આદર મેળવવો—એવું સુભગ ભાગ્ય વિદ્યાબેનને મળ્યું હતું. એમણે શ્રેષ્ઠ ગુજરાતી સન્નારીનું પદ સ્વાભાવિક રીતે મેળવ્યું હતું જેમાં નહોતો પ્રચાર કે નહોતું ધાંધલ. સાદાઈમાં પણ મોભો જાળવી એમણે ગૃહસ્થી સ્ત્રી માટે વિરલ ને વિશિષ્ટ ઉદાહરણ આપ્યું છે ને તે બદલ ગુજરાત એમનું ઋણી ગણાય.

આપણું જીવન સામાન્ય કોટિનું ભલે રહે પણ એમાં વિદ્યાબેનની હિંમત, વિવેક, સુરુચિ, સાહિત્યપ્રેમ, જનસેવા વગેરે ગુણો વણાયેલા હોય તો એ જીવનની સુવાસ મધુર બને છે. એમના વડે ગુજરાતી નારીપણું શોભી ઊઠયું હતું અને જાહેર જીવનનાં અનેક પાસાંઓ એમના સંપર્કમાં આવ્યાથી સુજનતા વડે અંકાયાં હતાં.

એમ કહેવાય છે કે નવા સજ્જનો એ નિરર્થક નાગરિકો જેવા છે, સ્વાર્થી, ડરપોક, સલામતી ખોળનારા, મોટાઈનું પ્રદર્શન કરનારા આ વર્ગ ઉપલા થરમાં



ઊગમણો દેશ :

[ લે. કાકા કાલેલકર; પ્રકાશક, નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ; રૂ. ૨/- ]

ઊગમણો દેશ એટલે પૂર્વનો, ઊગતા સૂર્યનો દેશ —જાપાન. સને ૧૯૫૪ અને ૧૯૫૭ માં એમ બે વાર કાકાસાહેબને ત્યાં જવાનું બનેલું. એ બંને યાત્રામાંથી પહેલીનાં સંસ્મરણો અને બીજીનો પત્રકારી હેવાલ આ પુસ્તક રજૂ કરે છે. પ્રવાસવર્ણનને લલિત વાઙ્મયનાં તત્ત્વોથી અંકિત કરનાર કાકાસાહેબે એમાં જાપાન વિશે ભૌગોલિક ઐતિહાસિક તેમ ઇતર માહિતી ધરબી દેવાનો આશય નહિ રાખતાં એ દેશને જાણવા તથા એકવાર જોવાનો ઉત્સાહ કે જિજ્ઞાસા જગાડી જાય એવું એને બનાવ્યું છે. જાપાનની સાકુરા ફૂલની ઋતુ, ત્યાંની દુકાનોની આકર્ષક સજાવટ, ત્યાંના ઘરોની સૌંદર્યમંડિત સાદાઈ. ત્યાંનો ચા-પાન વિધિ, ત્યાંનાં શિંટો ને બૌદ્ધ મંદિરો, ત્યાંની રેલ્વે, ત્યાંનું આતિથ્ય, ત્યાંનું લોકજીવન, ત્યાંના પ્રવર્તમાન રાજકીય વલણો—આ સર્વ વિશે ‘ આંખો-દેખ્યા હેવાલ ’ અહીં વાચકને નથી મળતો એમ નહિ, પણ તેને કાકાસાહેબ વધુ ખીલતા તો જણાશે શીમીઝુ આગગનો સમુદ્ર, કુથારો ને માત્સુ સરોવરો, નિક્કો ટાપુ, આકન જંગલ, ફ્યુજિયામાનું હિમાચ્છાદિત શિખર, નાગાસાકી ખાતે દેખવા મળેલ સૂર્યોદય વેળાની આકાશની રંગલીલા, વગેરેના દર્શન-સંવેદનેઆ જન્મ સાહિત્યકારની અદાથી તેઓ વર્ણવે છે ત્યાં. શાંતિ પરિષદ અને સ્તૂપ-ઉત્સવ, જે બે મિષે એમને બેઉ જાપાનયાત્રાનો લાભ મળેલો, તે પ્રસંગોએ હાજરી આપવા પહેલાં ને પછી એમણે જાપાનનાં ઉપર ઉલ્લેખ્યાં તેવાં બધાં પ્રકૃતિસુંદર સ્થળોની મુલાકાત લેવા એમનામાં વસતા નિત્ય-યુવાન પ્રકૃતિપ્રેમી સૌંદર્યદ્રષ્ટાએ જ એમને પ્રેરેલા. 'એમની નિરીક્ષણશક્તિ આકન-જંગલમાં પંખીના અભાવને કેવો તરત પકડી પાડે છે, અને ઊંચે વિમાનમાંથી નીચે લહેરાતા સાગરનું તથા ફ્યુજિયામાના જ્વાલા-રંધ્રનું દર્શન એમના મોકળા કવિ અને ચિન્તકને કેવા પ્રગટ કરે છે!

ભારતની પછાત આદિવાસી જાતિઓ અંગેના કમિશનના સભ્ય કાકાસાહેબ જાપાનની પ્રકૃતિશ્રી જોતાં જોતાં જાપાનના આદિવાસી અયનુઓને એમનાં જ રહેઠાણો અને જીવનરીતિના વેષ્ટનમાં જોવાની તક ન લે એ પણ કેમ બને! જાપાનીઓ હજુ જેમને પોતાનામાં પૂરેપૂરા રંગી—ભેળવી દેવા શક્તિમાન બન્યા નથી એવી આ અયનુજાતિ વિશે કાકાસાહેબે આપેલી જાતમાહિતી એ બતાવે છે કે આદિવાસીઓ ધરતીના પડ પર બધે કેવા લગભગ સરખા હોય છે. જે શાંતિ પરિષદ અને સ્તૂપ ઉત્સવ માટે પોતે ગયેલા એ સમારંભો વિશે પણ જરૂરી વિગત કાકાસાહેબે પુસ્તકમાં આપી છે. પત્રકાર પરિષદોમાં તથા સભા-

---

આવતા નવા નાગરિકો ઉપર ઊંડી છાપ પાડી છે. કાં તો એમણે આક્રમણ કર્યું છે ને કાં તો ઉદાસીન રહ્યા છે. એવાની સામે વિદ્યાબેને સમયસરનો દાખલો પોતાના જીવન વડે પૂરો પાડ્યો છે. અને પ્રમાણસરની મધ્યમતાના આદર્શને સારી રીતે પ્રતિષ્ઠિત કર્યો છે. આપણી અંજલિનાં તેઓ અધિકારી છે.





એમાં જ્યાં કશુંક બોલવું પડ્યું તે બધું જ એમણે આ પુસ્તકમાં રજૂ નથી કર્યું; પણ જે કાંઈ રજૂ કર્યું છે તે બતાવે છે કે એમણે અણુબોંબવ્યથિત જાપાનીઓને ઋષિઓના, ગાંધીજીના અને પંડિત જવાહરલાલના ભારતને અનુરૂપ વિશ્વબંધુત્વ અને શાંતિનો જ સંદેશ યત્રતત્ર સંભળાવ્યો છે, હીરોશિમા –નાગાસાકીની બિનલશ્કરી નગર–પ્રજાના અણુબોંબ –સર્જિત વિનાશની પ્રત્યે કાકાસાહેબની માનવતાએ જે પુણ્યપ્રકોપ ઠાલવ્યો છે (જુઓ પ્રકરણ ૨૫) અને ઓકિનાવા ટાપુમાં અમેરિકનો દ્વારા રચાતાં હવાઈ યુદ્ધ–મથકો પ્રત્યે પોતાની સખત નાપસંદગી એમણે જે ભાષામાં વ્યક્ત કરી છે તે એમની વિશ્વ-શાંતિની ભારતીય ભાવનાનું જ ફળ છે.

પ્રાકૃતિક સૌંદર્યના નિરૂપક અને પ્રવાસવર્ણનકાર તરીકે કાકાસાહેબના વ્યક્તિત્વની વિશિષ્ટતાઓના 'હિમાલયનો પ્રવાસ' અને 'લોકમાતા' જેવાં પુસ્તકોએ સૌથી પહેલાં કરાવેલા આહ્લાદક અનુભવની છાપ જેમનાં હૈયાંમાં હજી તાજી હશે તેમને એમાંની કેટલીક વિશિષ્ટતાનું આવા પુસ્તકોમાં થતું પુનર્દર્શન નવું આકર્ષણ નહિ લાગે. એમને આ પ્રવાસકથા 'પૂર્વ આફ્રિકામાં'ની પેઠે સહેજ મોળી લાગે તો નવાઈ નહિ. બાકી પોતે જોયેલા જુદા જુદા સમુદ્રોના દર્શન–સ્મરણનું પૃ. ૭૧–૭૨ પરનું કાકાસાહેબનું સુભગ આલેખન, ' એમની સંવેદનશીલતા, વિનોદ-રસિકતા અને ચિન્તનશીલતાની પુસ્તકમાં અનેક સ્થળે વેરાયેલી સુવાસ, ડેગોન પેગોડાને હાથીની સૂંઢની એમણે આપેલી ઉપમા, જાપાનના એક રેલ્વેસ્ટેશન 'ખુશીરો'ની 'ખુશ રહો' એવી એમણે આપેલી વ્યુત્પત્તિ, 'દાક્ષિણ્ય' 'આરચક્ષુ' જેવા શબ્દો પર એમણે કરેલી શ્લેષલીલા અને 'દયા નદિ—માણસ ખાઈએ છીએ' જેવા એમના વાક્યપ્રયોગ એમની લખાવટની આગલી ચમક અહીં પણ હાજર છે એ દેખાડે તો છે જ. એનું દર્શન કરતી આ પ્રવાસકથા એના લેખકની જેમ એના વાચકોનીય સ્મૃતિની ગાંઠે 'નમ્ મ્યો હો રેંગે ક્યો' એ ચીની–જાપાની બૌદ્ધોનો પ્રાર્થનામંત્ર થોડા વખત પૂરતો બંધાવી જશે.

## વિક્રમચરિત્ર રાસ :

[ સંપાદક, સ્વ. બ. ક. ઠાકોર; પ્રકાશક. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. રૂ. ૨/— ]

જૈન સાધુ ઉદયભાનુએ સંવત ૧૫૬૫માં જૈન વાર્તાઓની પ્રણાલીમાં મુખ્યત્વે દુહા, ચઉપઈ, ગાથા અને વસ્તુમાં રચેલી આ રસપ્રદ લોકવાર્તાની વાચના કોઈ હસ્તપ્રતને આધારે સદ્ગત પ્રો. બલવંતરાય ઠાકોરે તૈયાર કરેલી, તે પ્રો રણજિત પટેલ (અનામી)એ લખેલા ઉપોદ્ઘાત અને પાછળ શબ્દાર્થકોશ સાથે વડોદરાના મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયે 'પ્રાચીન ગુર્જર ગ્રંથમાલા'ના છઠ્ઠા પુષ્પ તરીકે આ પુસ્તકરૂપે પ્રગટ કરેલ છે. વાર્તા પ્રારંભમાં વીર વિક્રમના ચંપાનગરીના ચંપકસેન રાજાની કુંવરી લીલાવતીને પરણવાના પરાક્રમની કથા કહે છે, પણ વાર્તાના વાચકોને વધુ રસ પડશે વિક્રમ–લીલાવતીના પુત્ર વિક્રમચરિત્રે ઉજ્જયિની આવી સફળ ધૂર્તલીલા ખેલી પિતા વિક્રમ પાસે અર્ધું સિંહાસન મેળવી માતાપિતાનો પુનઃ સમાગમ કરાવ્યો એની કથામાં. આજની જાસૂસકથામાં પડે એવો રસ મધ્યકાળના વાચકોને આ વિક્રમચરિત્રની ચતુરાઈ અને ઠગવિદ્યાનાં પરાક્રમોએ પૂરો પાડ્યો હશે. કર્તાને વાર્તામાં રસ છે એટલો કવિતામાં નથી એટલે વર્ણનને વિષે ક્યાંક ક્યાંક સહેજસાજ થોભી ને પોતાનું મધ્યમ કોટિનું કવિત્વ ચમકાવી તે માર માર કરતી ગતિએ વાર્તાના એક પછી એક બનતા પ્રસંગોની જ વાત કરે છે.

કૃતિ મધ્યકાલીન લોકકથાના એક સારા નમૂના તરીકે ઉપયોગી છે તેટલી તેમાં સચવાયેલ વિક્રમના સોળમા શતકની મધ્યકાલીન ગુજરાતીના ભાષાસ્વરૂપના પરિચય માટે પણ અભ્યાસીઓને ઉપયોગી લાગશે. પાછળ જોડેલ ૭ પાનાંનું શુદ્ધિપત્ર, જો કેટલાંક વરસ પર પ્રો. ઠાકોરે સાધના પ્રેસમાં છપાવેલ ફરમાનો જ અહીં ઉપયોગ થયો હોય તો પ્રો. ઠાકોરે, અને નવેસરથી જ એના પરથી આ છપાયું હોય તો પ્રૂફ જોનારે, દેખાડેલી (એમની જૂની ગુજરાતીની સમ્યગ્ જાણકારીનીય શંકા ઉપજાવે એવી) બેકાળજીની ચાડી ખાય છે.



## વિક્રમોર્વશી :

[ અનુ૦ બ. ક. ઠાકોર: પ્રકાશક, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. રૂ. ૧/૭૫. ]

'શાકુન્તલ' નો અનુવાદ ૧૯૦૬માં અને માલવિકાગ્નિમિત્ર' નો ૧૯૩૩માં પ્રગટ કર્યા પછી આપણા સમર્થ પીઢ સાક્ષર સ્વ. બલવંતરાય ઠાકોરે તૈયાર કરેલો 'વિક્રમોર્વશીયમ્'નો આ અનુવાદ તેમના અવસાન પછી પ્રગટ થતાં કાલિદાસની અમર નાટકત્રિપુટીને ગુજરાતી ભાષામાં ઉતારવાનો સ્વ. ઠાકોરનો સત્પ્રયાસ પૂર્ણ સિદ્ધિને પામે છે, મૂલ નાટકની જૂનામાં જૂનીથી માંડી આજસુધીની લગભગ બધી આવૃત્તિઓ જોઈ જોઈ તેમણે એમની સાક્ષરતાને છાજતી ચીવટથી આ ગુજરાતી અનુવાદ તૈયાર કર્યો છે. અનુવાદ ઠાકોરની લાક્ષણિક ગદ્યછટા ચમકાવતો રહી મૂલનું પ્રતિબિંબ મોટા પ્રમાણમાં પાડવામાં સફળ થયો છે. એમનો શ્લોકાનુવાદ કાલિદાસની વૈદર્ભી રીતિની વાણી સુષમા બધી વખત ગુજરાતીમાં ઉતારી શકયા નથી તે, સ્વ. કેશવલાલ હ. ધ્રુવકૃત આ જ નાટકના 'પરાક્રમની પ્રસાદી' એ અનુવાદની માફક, એ બતાવે છે કે અનુવાદકનું વ્યકિતત્ત્વ અને તેથી અંકિત એની શૈલી કેવી રીતે અનુવાદની મર્યાદા બની જતાં હોય છે. પુસ્તકમાં એકલો અનુવાદ છાપ્યો છે તેને બદલે મૂલ કૃતિ પણ સાથોસાથ છાપી હોત તો નાટકનો અભ્યાસ કરનાર વિશ્વવિદ્યાલયોના વિદ્યાર્થીઓને સાચી સુગમતા થાત. ન મળેલા પ્રકરણ ૧ સિવાય પ્રકરણ ૨ અને ૩ ની 'મનનિકા' નામની અનુવાદને અંતે જોડેલી ટીકા સ્વ. ઠાકોરની સૂક્ષ્મદર્શિતા તેમ જ વિદ્વત્તાનું ફળ હોઈ નાટકની કળા તથા એના હાર્દને સમજવામાં અવશ્ય મદદગાર નીવડે તેમ છે.

## પ્રિયદર્શી અશોક :

[ લે. 'ધૂમકેતુ'; પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ, ૧. રૂ. ૪/૫૦ ]

અયથાર્થ રીતે ગુપ્ત યુગ નવલકથાવલિ નામ પામેલી 'ધૂમકેતુ'ની ઐતિહાસિક નવલકથામાલાનો આ સાતમો મણકો છે. ચંદ્રગુપ્તના પુત્ર બિંદુસારનો બ્રાહ્મણી સુભદ્રાંગીથી થયેલ બીજો પુત્ર અશોક મરતા પિતાની ઈચ્છા વિરુદ્ધ યુવરાજ સુમનને બદલે પોતે કૌટિલ્યના વારસ જેવા મંત્રીશ્વર રાધાગુપ્તની સહાયથી કેવી રીતે રાજગાદી મેળવે છે અને કલિંગવિજય કેવી રીતે કરે છે તેની કથા એમાં 'ધૂમકેતુ' એમની ઐતિહાસિક નવલકથાઓની હવે રૂઢ થઈ ગયેલી શૈલી અને યુકિતઓ (Devices) વડે વિસ્તારથી રજૂ કરે છે. કથામાં ખટપટ, જાસૂસી, પ્રપંચવ્યૂહ, કાર્યસિદ્ધિ અર્થે અધર્મ્ય સાધનોનો આશ્રય, મીણનાં પૂતળાં, ચંદનઘો ઇત્યાદિ લાવી કર્તા એવું જેમને ગમતું હોય એવા વાચકોને વાર્તારસ પૂરો પાડે છે. કથામાં કર્તાની ઘણીખરી શકિત બનાવોની કાર્યસાધક વ્યૂહરચના ગોઠવવામાં જ વપરાય છે, જેમાં કલ્પનાનો સારા પ્રમાણમાં ઉપયોગ થયો છે. કેટલીક વિગતો ને નામો (સામાન્ય તેમ વિશેષ) માટે કર્તાએ ઐતિહાસિક વાઙ્મય ખપ પૂરતું સારું વાંચ્યું જણાય છે. 'સ્કંધાવાર', 'વસ્ત્રકૂટિ' 'આર્તવર્શિક' વગેરે જેવા શબ્દો જૂનું ઐતિહાસિક વાતાવરણ ઊભું કરવા કર્તા વાપરે છે, પણ એવાં સામાન્ય નામો માટે તેના અત્યારના સાદા ચાલુ પર્યાય વાપર્યા હોય તો શું ખોટું ? નવલકથામાં પાછળથી અશોકને માથે કાળી ટીલી લાવનાર તિષ્યરક્ષિતા, અશોકનો પુત્ર મહેન્દ્ર, સાધુ ઉપગુપ્ત, એ પાત્રોનેય કર્તા લાવ્યા છે. પણ આકર્ષક પાત્ર તો કંઈક બન્યું ગણાશે કલિંગરાજનું, જે યુદ્ધભૂમિ પર અને પછી બંદીખાનામાં જૈનધર્મવીર બાહુબલી જેવું વર્તન કરી અશોકને એના આત્માને જગાડી દઈ યુદ્ધશત્રુ અને અહિંસાપ્રેમી બનાવે છે. અશોકના હૃદયપરિવર્તનની ઘટના નિરૂપતાં પ્રકરણો ૩૪–૩૫–૩૬ જ કથાનો આકર્ષક ભાગ છે.

## એક માળાનાં ત્રણ પંખી ૧–૨ :

[ લે. ચુનીલાલ વ શાહ; પ્રકાશક, ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયો ચકલો, સુરત; બેઉ ભાગના રૂ. ૮/– ]

પીઢ લેખક શ્રી. ચુનીલાલ વ. શાહની આ બે ભાગમાં પથરાયેલી સામાજિક નવલકથાનું પ્રયોજન એમની આગલી કથા 'સંધિકાળ'ના પ્રયોજન જેવું જ છે.

અત્યારના સંક્રાંતિકાળમાં દેખાતો જૂની–નવી પેઢીનો મનોભેદ, આચારભેદ અને તજ્જન્ય કલેશ કે સંઘર્ષ એ કથાની માફક આ કથામાં પણ વસ્તુવિષય બન્યો છે. આથી વર્તમાન સમયનું મધ્યમ વર્ગનાં માનવી- ઓનું વાસ્તવચિત્ર કથામાં ઠીક આકાર પામ્યું છે. આજનાં જુવાનડાં ભણતાં હોય છે ત્યારે શું શું ધારતાં હોય છે અને જીવન એમને શુંનું શું દેખાડે છે, એ કથામાં સારું બતાવાયું છે. કૉલેજિયન યુવક- યુવતીઓનાં માનસ, વાતચીત, પ્રશ્નો, મુંઝવણો, ઇત્યા- દિનું વાસ્તવદર્શી આલેખન કરવા માટે સિત્તેર સુધી પહોંચેલા કર્તાને પોતાના નિરીક્ષણનો ઉપયોગ કરવા ઉપરાંત પરકાયાપ્રવેશ પણ ઠીક ઠીક પ્રમાણમાં કરવો પડ્યો હશે. કથામાં નવી પેઢીનું બેજવાબદારપણું, ખર્ચાળવેડા, ધૂર્તતા, ધનલોભ, સ્ખલનશીલતા; વગેરે વિનોદ ને ધનવંત જેવાં જુવાન પાત્રો દ્વારા કર્તાએ નિર્દેશ્યાં છે. જૂની પેઢીનાં કેટલાંક સુલક્ષણો એ પેઢીના પ્રતિનિધિ શ્રી. ચુનીભાઈ ઊજળાં કરીને આલેખે છે તે માનસશાસ્ત્રીય દૃષ્ટિથી સ્વાભાવિક લેખાય. જોકે આટલું કહેવું પડશે કે નવી પેઢીનેય ન્યાયદૃષ્ટિથી તેઓ સમજી શકે છે. બાલુભાઈ શેઠ, મંજુલાલ ( જુઓ એનું મરતાં પહેલાંનું વિલ ), સાદાઈના પ્રેમી અને પુત્રોના સુખાળવાવેડાથી ચિંતાકુલ ચીમનલાલ ઝવેરી, સુંદરદાસ શેઠ, આ સૌ આધેડ પાત્રો દ્વારા જૂની પેઢીની ઠરેલ જીવનદૃષ્ટિ કર્તાએ કથામાં રજૂ કરી છે.

કથાનું નામ સાર્થ ઠરાવે છે સુદર્શન, વિનોદ અને ધીમંત એ કૉલેજ ને હૉસ્ટેલના ત્રણ સાથીઓનું એમાં આલેખાયેલું ઇતિવૃત્ત. ભાવનાની વાતો કરતો સુદર્શન પ્રમોદાને નહિ પણ ખીજીને પરણી પરિ- સ્થિતિનો દાસ બની શિક્ષક બન્યો; વિનોદ પૈસાદારની પુત્રીને પરણી ઉડાઉ બની સસરા સુંદરદાસની યુક્તિથી સુધરી ગયો; અને ધીમંત પ્રથમ ભાવનાશાળી પત્ર- કાર બની થોડો જીવનસંઘર્ષ અનુભવી અંતે વિનોદના સસરાની મિલમાં મૅનેજર બન્યો : આ રીતે એક માળાનાં એ ત્રણ પંખીનાં ઊડણ કર્તાએ નિરૂપ્યાં છે. સુંદરદાસ શેઠે ખર્ચાળ અને દારૂની લતે ચડી ગયેલા જમાઈ વિનોદને જે રીતે ઠેકાણે આણી સાદાઈના નવા અવતારમાં તેનો પ્રવેશ કરાવ્યો છે તે રીતનું અનુસરણ જોખમી છે, પણ આ વાર્તામાં તેણે કર્તાને સારું કામ આપ્યું છે. તેમ છતાં, વિનોદનું પરિવર્તન થોડું નાટકી લાગ્યા વિના રહેતું નથી. ધીમંતને પત્રકાર બનાવવામાં કર્તાએ પોતાના પત્રકારત્વના અનુભવને કથામાં કામે લગાડ્યો છે. ત્રણે જુવાનના પ્રણય, લગ્ન અને દાંપત્યનેય કથામાં મહત્ત્વનું સ્થાન મળ્યું છે. કન્યાઓનાં લગ્નની માબાપોની વર્તમાન મુંઝવણ એક મોટો પ્રવર્તમાન સામાજિક પ્રશ્ન બની બેઠો છે તેનેય કર્તાએ આ મિષે સ્પર્શી લીધું છે. સુદર્શન–પ્રમોદાની જોડીમાં વિલાયત ભણી દાક્તર થઈ આવેલી પ્રમોદાને સુદર્શનને પરણી ગયેલો જોઈ અપરિણીત રહેવાનો નિર્ણય કરતી આલેખીને વાસ્તવ અને ભાવના બંનેની દૃષ્ટિએ પ્રણયનું નિરૂપણ કર્તાએ કર્યું છે. વિનોદ અને સંતુષ્ઠાના લગ્નજીવનમાં વિનો- દને કારણે પેસતી કલુષિતતા તેના પરિવર્તનથી દૂર થાય છે. ગમી જાય એવું દાંપત્ય ધીમંત અને મધુ- રિમાનું છે, પણ એનું જરાક અમથું નિરૂપણ કરી કર્તા એમના સંસારના અન્ય સંજોગોની અને અન્ય પાત્રોની કથામાં ઊતરી પડે છે.

ધનવંત, સુમંત અને ધીમંત, એ ચીમનલાલ ઝવે- રીના ત્રણ પુત્રો પણ એક જ ઘરના, એટલે એક જ માળાનાં ત્રણ પંખી. એમાંથી પહેલા બેઉ નવા જમાનાના ધનલોભમાં ઘસડાયા અને પછી વચલાએ આપઘાત કર્યો અને મોટો બહુ મોડો ઠેકાણે આવ્યો। પિતા જીવતા હતા ત્યારે તેમને અસંતુષ્ટ કરનાર આ બે ભાઈઓનો નાનો ભાઈ ધીમંત જ પિતાને સંતોષ આપે છે. એ ત્રણ ભાઈની કથા પણ આ નવલના નામાભિધાનની પાછળ હોય.

આ ઉદ્દેશપ્રધાન વાસ્તવલક્ષી સામાજિક કથા ખીજી રીતે સુવાચ્ય છે, પણ વાર્તારસે મોળી છે. બીજા ભાગના પૃષ્ઠ ૮૯ ની ૧૦ મી લીટીમાં ' ધીમંત 'ને સ્થાને



'વિનોદ' છપાયાનો અનવધાન-દોષ નવી આવૃત્તિ વેળા સુધારવો જોઈશે.

**જીવનનું વલોણું:**

[લે: ધીરજબેન પારેખ; પ્રકાશક, ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલો, સૂરત. રૂ. ૩/-]

આ સંગ્રહની અંદર ચૌદ વાર્તાઓ છે ને બધી સુવાચ્ય અને વાચકોને પકડી રાખે તેવી છે. જીવનમાં ઠીક અનુભવસમૃદ્ધ પ્રૌઢ વયની સન્નારીનું આ ઉમ્મરે ચાર પાંચ વરસનું જ સર્જન છે એ જોતાં 'સારું કહેવાય!' એમ જ કહેવું પડે. સંગ્રહમાં પ્રણય-વાર્તાઓ ગુણ તેમ સંખ્યા ઉભયની દૃષ્ટિએ ધ્યાન ખેંચે તેવી છે. વિધિવશાત્ જીવનમાં છૂટાં પડેલાં પણ શેઠાણી ને નોકરના સંબંધે એમાં થયેલાં લુમી અને દાનાના બાળપણમાં શરૂ થયેલ અને જીવનના અન્ત સુધી ચાલનાર વિશુદ્ધ અને ઊંડા પ્રેમની વાર્તા 'જીવનનું વલોણું' તથા વૃદ્ધ સાસુની સેવાની ફરજ બજાવવા હૈયામાં ઊગેલા અવિનાશ પ્રત્યેના પ્રેમને દાબી દેતી પતિહીન દુઃખિયારી મંજરીના કરુણ-ઉદાત્ત આત્મવિલોપનની વાર્તા 'મોગરાનાં ફૂલ' કરુણાન્ત ભલે રહી, પણ વિશુદ્ધ પ્રેમનું તે સુંદર ગૌરવ કરે છે. 'ઝંખના,' 'અધિકાર', 'મારી રાહ જોજે' અને 'છેલ્લો સંદેશ' પણ એવી જ કરુણાન્ત પ્રણયવાર્તાઓ છે. શુદ્ધ પ્રણયને એની કદર કરનાર એક માનવી તો માર્ગ કરી આપે છે પણ સમાજની રૂઢ પ્રણાલિકા તો એની આડે આવી જ ને એમ ત્રણ જીવ દુઃખી થયા, એ 'અધિકાર' કુશળતાથી નિરૂપી જાય છે. પ્રણયવાર્તાઓમાં એક 'મૂકવાણી' જ સુખાન્ત છે. એનો વસ્તુવિષય તો છે એક સામાજિક કિસ્સો, પણ એને એમાંથી ઊંચકી લેખિકાએ ભાવનાથી રંગી દીધો છે. લેખિકાની માનવતાનું જેમ એમાં તેમ 'માનસશાસ્ત્રી' એ વાર્તામાંના સુમનના પાત્રાલેખનમાં એમના ભાવનાવાદની પેઠે સારું દર્શન થાય છે. 'માનસશાસ્ત્રી'માં વિજયના મોટા કાકીનું માત્રાલેખન, 'રસવૈવિધ્ય'માં બૈરાંના નિંદારસમાંથી વાતને મળતો ઉઠાવ, સંયુક્ત કુટુંબની કોઈ કોઈ સ્ત્રીઓની ભૂંડપ અને સામેથી મળતી સારપનું 'અનુપની મા'માંનું આલેખન તથા 'આપને પ્રતાપે'નું વસ્તુ લેખિકાનું સમાજદર્શન બતાવી રહે છે. 'સેવાની ધૂન' જેવી સીધી રીતે કહેવાતી વાતનો આરંભ ને અંત બતાવે છે કે લેખિકા પાસે રજૂઆતની સૂઝ છે. લાલચવાળી, પરિસ્થિતિમાં માનવીની વૃત્તિઓના થતા વ્યાપારનું 'પિતાનો વારસો' એ વાર્તામાં જે સ્વાભાવિક નિરૂપણ લેખિકાએ કર્યું છે તે તથા એ વાર્તાનું વસ્તુ લેખિકાને જીવનમાંથી વાર્તાવસ્તુ ખોળી કાઢવાની ને તેની વાર્તા બનાવવાની કુશળતા કેવી હાથે બેસતી જાય છે તે બતાવે છે. 'અનુપની મા' અને 'અધિકાર'માં બંગાળી પાત્રો ને વાતાવરણ લાવતાં લેખિકા 'સાજણની સંપત' સોરઠી લોકજીવનને સફળતાથી સજીવ કરી શકે છે. એ વાર્તામાં તથા 'રસવૈવિધ્ય'માં એમણે સૌરાષ્ટ્રની તળપદી બોલીનો સાચો અને સારો ઉપયોગ કર્યો છે. એ સંબંધમાં એટલું કહેવું જોઈશે કે 'પાંદડીયું', 'મનખો', 'ગોત્યું' ઈ. શબ્દો પાત્રો બોલે તેનો વાંધો નહિ, પણ લેખિકાએ પોતાની તરફથી આવતા વર્ણન કે આલેખનમાં એ ન વપરાય, એટલો વિવેક લેખિકા બહેને શીખવો જરૂરી છે. 'આપને પ્રતાપે', 'મૂક વાણી', 'માનસશાસ્ત્રી' ને 'મારી રાહ જોજે' જેવી વાર્તાઓમાં બનાવ છેવટની અસરને ખ્યાલમાં રાખી 'ગોઠવેલા' જણાય એવીય થોડીક છાપ પડે છે તે જોતાં બનાવો અને પાત્રોનાં વૃત્તિ-વર્તનના નિરૂપણમાં સ્વાભાવિકતાની પણ સવિશેષ ઉપાસના એમને માટે આવશ્યક છે. જે શક્તિ એમણે આ સંગ્રહની વાર્તાઓમાં બતાવી છે તે એવી ખાતરી વાચકોમાં જન્માવશે જ કે વાર્તાની નિષ્ઠાભરી ઉપાસના ચાલુ રાખશે તો આ બહેન આવી કોઈ કોઈ કચાશો તો સહેજમાં દૂર કરી ગુજરાતને ભવિષ્યમાં સારી વાર્તાઓ આપશે.

★

# ઉપનિષદ્ કથાઓ



ધૂમકેતુ

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ

૧૪, ગાંધીરોડ
ફર્નાન્ડીઝ બ્રિજ



સ્વાતંત્ર્ય પ્રાપ્તિ બાદ દર વર્ષની માફક ૧૯૫૮માં પણ ભારતે સાંસ્કૃતિક ક્ષેત્રે પ્રગતિ સાધી હતી. સંસ્કૃતિ અને શિક્ષણના ક્ષેત્રમાં ભારતે સાધેલી પ્રગતિ ઉપરનાં ચિત્રો પરથી જોઈ શકાશે.

(ચિત્ર ૧) કાલિદાસ જયંતિ ઉત્સવ પ્રસંગે 'મેઘદૂત' માંના પ્રસંગો પરથી તૈયાર કરવામાં આવેલાં ચિત્રોના પ્રદર્શનની રાષ્ટ્રપતિએ મુલાકાત લીધી હતી. પહેલા ચિત્રમાં રાષ્ટ્રપતિ પ્રદર્શનમાંનાં ચિત્રોનું નિરીક્ષણ કરી રહ્યા છે.

(ચિત્ર ૨) દેશમાં વિદ્વત્તા અને સાહિત્યને ઉત્તેજન આપવા માટે વૈજ્ઞાનિક ગવેષણા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ મન્ત્રાલયે તૈયાર કરવામાં આવેલા એક વિશાળ ગ્રન્થ 'ઇન્ડિયન નેશનલ બિબ્લિયોગ્રાફી'ની પહેલી પ્રતની પ્રધાનમંત્રીને સપ્ટેમ્બરમાં ભેટ આપવામાં આવી હતી. વૈજ્ઞાનિક ગવેષણા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને લગતા મંત્રી તરફથી ભેટ અર્પણ વિધિ પ્રસંગે ભેટનો સ્વીકાર કરતાં પ્રધાનમંત્રી શ્રી નેહરુ આ ચિત્રમાં નજરે પડે છે.

(ચિત્ર ૩.) નવી દિલ્હીમાં અમીર ખુશરૂની કબર આગળ બંદગી કરતા મુસ્લિમોનું છે, અહીં દર વરસે બે મહિનામાં આ મહાન મુસ્લિમ સંતની યાદમાં ઉરસ ભરવામાં આવે છે.

(ચિત્ર ૪.) નવી દિલ્હીમાં આવેલા ભારતમાં વસતા વિદેશી વિદ્યાર્થીઓ માટેના છાત્રાલયના ઉદ્દઘાટનનું છે. ભારતની વિવિધ વિદ્યાપીઠોમાં અભ્યાસ કરી રહેલા એશિયા અને આફ્રિકાના દેશોના યુવાન વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સાથે વૈજ્ઞાનિક ગવેષણા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને લગતા મંત્રી શ્રી. હુમાયુ કબીર વાત કરી રહેલા આ ચિત્રમા જણાય છે.

(ચિત્ર ૫.) નવેમ્બર મહિનામાં નવી દિલ્હી ખાતે યોજાયેલા આન્તર-વિદ્યાપીઠ યુવક મહોત્સવમાં સમૂહ-નૃત્ય કરતા મુંબઈ વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ નજરે પડે છે.

## ભારતનું ૧૯૫૮નું વર્ષ

૨૬ મી જાન્યુઆરીએ ભારતનો નવમો ગણરાજ્ય દિન ઉજવવામાં આવ્યો હતો.

૧૯૫૮ નું વર્ષ ભારત માટે વિકાસ પ્રગતિમય વર્ષ બની રહ્યું હતું.

આ વર્ષે રવિપાકની વાવણીનો પ્રસંગ, ખેતીવાડીનું ઉત્પાદન વધારવા માટેના ખેડૂતોના દૃઢ નિર્ધારનો સૂચક પ્રસંગ બની રહ્યો.

ઔદ્યોગિક પ્રવૃત્તિ પણ વધવા લાગી. પોલાદ ઉદ્યોગે પોતાની ૫૦ મી વર્ષગાંઠ ઊજવી. ભીલાઈ રૂરકેલા અને દુર્ગાપુરનાં કારખાનાંમાં ભાવિ ઔદ્યોગિક આબાદીના પાયાનું ચણતર થયું. ભાક્રા નાંગલ, હીરાકુંડ, નાગાર્જુન સાગર, વગેરે વિવિધલક્ષી વિશાળ યોજનાઓ પણ આગળ વધી.

૧૯૫૮ નું વર્ષ શુભ સમાચારનું વર્ષ પણ હતું. જ્વાલામુખી વિસ્તારમાંથી કુદરતી ગૅસ અને ખંભાતમાંથી તેલ મળી આવ્યું.

જુલાઈમાં હિન્દુસ્તાન શિપયાર્ડે નૌકાદળ માટે પોતે બાંધેલું પહેલવહેલું જહાજ તરતું મૂક્યું. ભારતીય વિમાનીદળે પોતાની રજત જયન્તી ઊજવી.

યુનેસ્કોએ એશિયા અને આફ્રિકા વિસ્તારને લગતી પોતાની બે મુખ્ય પરિષદો નવી દિલ્હી ખાતે ભરી.

ઑક્ટોબરમાં દુનિયાભરના અર્થનિષ્ણાતો અને બેન્કરોએ નવી દિલ્હીમાં વર્લ્ડ બેન્ક, ઇન્ટરનૅશનલ મોનેટરી ફંડ અને ઇન્ટરનૅશનલ ફિનાન્સ કોરપોરેશનની પરિષદોમાં હાજરી આપી.

વળી એ જ વર્ષમાં અફઘાનિસ્તાનના રાજા, વિયેતનામ અને ઇન્ડોનેશિયાના પ્રમુખો; તેમજ યુનાઇટેડ કિંગ્ડમ, રૂમાનિયા, નોર્વે, કૅનેડા, ન્યૂઝીલૅન્ડ, તુર્કી અને ઘાનના પ્રધાન મંત્રીઓ ભારતની મુલાકાતે આવ્યા.

તે જ પ્રમાણે અહીંથી પણ અગ્રગણ્ય પુરુષો વિદેશોની મુલાકાતે ગયા. રાષ્ટ્રપતિએ જાપાન વગેરે દેશોની મુલાકાત લીધી પ્રધાન મંત્રીએ ભૂતાનની, અને ઉપરાષ્ટ્રપતિએ યુ. એસ. એ. ની મુલાકાત લીધી. ભારતના વિત્ત મંત્રીએ પણ સપ્ટેમ્બરમા યુ એસ. એ. ની મુલાકાત લીધી હતી.



# ગુજરાતી સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો

| | | |
|---|---|---|
| પારકાં જણ્યાં : | ઉમાશંકર જોષી | ૩–૦૦ |
| અખાના છપ્પા : | ” | ૩–૦૦ |
| વીરની વાતો ભા–૧ | તારાચંદ્ર અડાલજા | ૬–૦૦ |
| વીરની વાતો ભા–૨ [સચિત્ર આવૃત્તિ] | | ૬–૫૦ |
| વીરની વાતો ભા–૩ | ” | ૬–૦૦ |
| વીરની વાતો ભા–૪ | ” | ૬–૫૦ |
| મૂળરાજ સોલંકી | ચુ. વ. શાહ | ૫–૦૦ |
| રા' ગજરાજ | ધનશંકર ત્રિપાઠી | ૫–૨૫ |
| કાયર | રાજેન્દ્ર શર્મા | ૪–૦૦ |
| નાના | એમિલ ઝોલા | ૪–૦૦ |
| સાઈકિલચોર | લુઈગ્રી વાર્તોલીની | ૩–૫૦ |
| સંન્યાસી અને સુંદરી | યાદવેન્દ્રચંદ્ર | ૩–૫૦ |
| ભવની કમાણી | પુષ્કર ચંદરવાકર | ૩–૭૫ |
| ખોવાયેલી દુનિયા | રાહુલજી | ૪–૦૦ |
| ભક્તિસાગર | અભરામ ભગત | ૨–૦૦ |
| શ્રીદેવીગીતા | ડા. રા. મહેતા | ૨–૦૦ |

**સંસ્કૃત સાહિત્યની અમર કૃતિઓ**

## મહાકવિઓની પ્રસાદી
સેટની કિં રૂ ૧૨-૫૦

૧. શકુંતલા ૨. કાદમ્બરી ૩. રઘુવંશ ૪. મુદ્રારાક્ષસ ૫. વાસવદત્તા ૬. નાગાનંદ ૭. વિક્રમ–ઉર્વશી. ૮. મેઘદૂત ૯. માલવિકા–અગ્નિમિત્ર ૧૦ કુમાર સંભવ. દરેકની કિં. રૂ. ૧-૨૫. ખંડ ૧લો ૬–૨૫ ખંડ ૨જો ૬-૨૫.

બાળકો કિશોરો અને પ્રૌઢોને અનુલક્ષીને તૈયાર કરાવેલો

## બાલ વિકાસમાળા
સેટની કિં. રૂા ૭

| | | |
|---|---|---|
| સાચો વિજય | શ્રીકાંત ત્રિવેદી | ૦–૫૦ |
| સાચો મંત્ર | ” | ૦–૫૦ |
| સાગરના પાણી | ” | ૦–૫૦ |
| ચંદનની મૂર્તિ | ” | ૦–૫૦ |
| એકલે હાથે | ” | ૦–૫૦ |
| આંખનુ રતન | ” | ૦–૫૦ |
| અમર જીવન | ” | ૦–૫૦ |
| વાઘનો ભેટો | ” | ૦–૫૦ |
| બોધક વાતો | ” | ૦–૫૦ |
| અજબ વાતો | ” | ૦–૫૦ |
| વિદ્યાનું તેજ | ” | ૦–૫૦ |
| સાત ભાઈ | ” | ૦–૫૦ |
| પુરાણની વાતો ૧–૨ | જીવરામ જોષી | ૨–૫૦ |
| વીર બકા | ” | ૧–૨૫ |
| ટીડો સાંઢ | ” | ૧–૨૫ |
| ચોખવટથી વાત કરજે ૧-૨-૩. | દિનેશ ઠાકોર | ૨–૫૦ |
| શ્રમણ બુદ્ધ | ચંદ્રભાઈ ભટ્ટ | ૦–૭૫ |
| શ્રમણ મહાવીર | સત્યમ્ | ૧–૨૫ |
| બારોટજીની બાળ વાતો | મગનલાલ બ્રહ્મભટ્ટ | ૧–૦૦ |

## વીર કથાવલિ
લે. ધીરજલાલ ગજ્જર

| | | |
|---|---|---|
| મહારાણા પ્રતાપ : | ” | ૧—૨૫ |
| શિવાજી : | ” | ૧—૨૫ |
| ચંદ્રગુપ્ત : | ” | ૧—૨૫ |
| વીર વિક્રમ : | ” | ૧—૨૫ |
| સમ્રાટ અશોક : | ” | ૧—૨૫ |
| પૃથ્વીરાજ ચોહાણ : | ” | ૧—૫૦ |

નોંધ (૧) ગુજરાતી સાહિત્યના તમામ જાતના સર્વશ્રેષ્ઠ પુસ્તકો અમારે ત્યાંથી મળી શકશે (૨) કોઈપણ જાતનાં પુસ્તકો ખરીદતા પહેલા એકવાર અવશ્ય અમારી મુલાકાત લેવા વિનતી છે ગુજરાતી સાહિત્યના તમામ પુસ્તકો અમારો પાસે સ્ટોકમા હોય છે (૩) શાળાઓ, કોલેજો, ગ્રામ્ય પંચાયતો, પુસ્તકાલયો તેમજ વ્યાપારી ભાઈઓને વ્યાજબી કમીશનથી પુસ્તકો પૂરા પાડીએ છીએ અમારૂં મોટું સૂચિપત્ર મફત મંગાવો

–પ્રકાશક તથા વિક્રેતા **લક્ષ્મી પુસ્તક ભંડાર** ૬૪/૧ ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રીજ પાસે, અમદાવાદ–૧.

અંક ૧૧, ફેબ્રુ૦ '૫૯ 'ઊર્મિ' : વર્ષ ૨૯
સળંગ અંક : ૩૪૭ 'નવરચના' : વર્ષ ૨૩



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

—— ક્રમ —— સૂચના ——




* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી *કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.*
* વી પી થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલ પરબીડિયું બીડવું જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

## આજ અને કાલ

માનવીની મોટાઈ અને લઘુતા સમી આજ અને કાલનો માનવી કેવો સદુપયોગ કે દુરૂપયોગ કરે છે તેની તો બધાંયને ખબર હોય છે. છતાં આપણે કાલના બહાનાંમાંથી છટકી શકતા નથી કે આજનો વિચાર કરી તેને આપણી કરતાં નથી. કાલ ઉપર બધું જ રાખીને આપણે હંમેશ પસ્તાવાનું જ હોય છે અને છતાં આપણો સ્વભાવ વધુ ને વધુ વિશ્વાસ કાલ ઉપર મુલતવી રાખવાનો થઈ ગયો હોય છે. આજને આપણે આળસમા, કંઈક સ્વભાવગત નબળાઈને લીધે અને ન આવ્યા હોય તો ય સંજોગોને દોષ આપીને અવગણીએ છીએ. મનની મક્કમતા હોવા છતાં આજે અત્યારે જ કરવાનું કામ આપણે મોકુફ રાખી બેસીએ છીએ એટલે કાલના આપણે ગુલામ બનવુ પડે છે. અને એ કાલ પછી તો પડતી જ નથી કે આવતીયે નથી. આપણું કાર્ય, આપણો નિશ્ચય અને આપણું વચન એવું જ અદ્ધર લટકતું રહે છે. આજ અને કાલ કેટલી બધી નજીક છે છતાં તેમનામાં સ્વભાવનું કેટલું મોટું અંતર છે! એ અંતર મીટાવવાનું આપણા હાથમાં છે. દરેક કામ કરતી વખતે આપણે કાલને યાદ જ કર્યાં કરીએ તો એકેય કામ થાય નહિ. દરેક કામ કરતી વખતે આજ ને આજ કરી નાખવાની વૃત્તિ કેળવીએ તો એ કામ ક્યારેય ખોરંભે પડતું નથી.



તંત્રી: ઈશ્વરલાલ મોદવે ♂ સંપાદક: જયન્ત પરમાર

'સુધાંશુ'

## રતન તળાવડી

તૂટેલી પાળોની રતન તળાવડી,
તૂટી ત્હોય ખૂટી ના પુન્યથાળે જી;
ચંદન સોનલાંની આભલ છાંયડી–
ઝૂકી, મારી ભાગલ જલની પાળે જી;
તૂટેલી પાળોની રતન તળાવડી. ૧

ઝંઝા ને ઉલ્કાએ અંતર-સમ લે'રી,
તરંગના 'કટોલે સલકાતી જી;
ઝમધુરી ધ પતે આઠ-પહોરે ઝૂલતી,
પંથ જાતાં હંસને પય પાતી જી;
તૂટેલી પાળોની રતન તળાવડી. ૨

કોઈ રે કુળે ને તરુખડેર ને
કોઈ નિરાધાર વેલ, પંખી સહેલ જી–
લેતાં એ ઝલમલ જલમાં આશરો,
તીર મારી તળાવડીનો હૈયા-છેલ જી;
તૂટેલી પાળોની રતન તળાવડી ૩

તૂટેલી ત્હોય ખૂટેલી લવલેશ ના,
આતમની વિમલ રેખ વરતાતી જી,
અંધારી કાલસરણીમાં સ્મિત કરે,
તૂટી મારી તળાવડી તલકાતી જી;
તૂટેલી પાળોની રતન તળાવડી. ૪

★

'સરોદ'

## ગરીબનો દીવો

ગરીબને ઘેર ટમી રહેલો
દીવો ફુકી વાટ, ખૂટેલ તેલે;
દીવો જળે મધ્યમ ગેહીના ઘરે
પૂરેલ તેલે, કરી તેજ વાટે;

ઝગારુબાં દીપક છે ધની ગૃહે
ઉજાળતો હર્મ્ય ખૂણે ખૂણાને:
છે ફેર માત્રા મહીં, કિંતુ તત્ત્વ
છે એક એ દીપ મહીં ત્રણે ઘરે

તેવું જ હે નાથ! હું ભક્તિરંક
છું ભાવશૂન્ય; લવ સ્નેહદીપે
પેટાવું છું પૂજનનો પ્રદીપ;
સત્તત્ત્વ તેમાં યદિ હોય સ્નેહનુ
સ્વીકારતો જે વિધ તું સ્વીકાર
ભાવે ભરી સંત મહંત અર્ચના.

★

નાથાલાલ દવાણી

## સ્વાતિબિન્દુ

કદીક આશના પિયુષ,
કદીક પ્યાસનાય વિષ;
હમેશ ચાલતું અહીં,
અજબ, સતત જીવન-મંથન.

*

તારે પૂજાવું એટલે પથ્થર થયો,
અર્ધ્ય થાવું એટલે હું ફુલ થયો.

*

નૈરાશ્યની ભીષણ આ ઘનઘોર રાત માંહે,
આશાના લાખ તારકની રમ્ય ભાત સોહે.

*

હોય છોને દ્વેષ, ઈર્ષા આસપાસ,
કંટકો વચ્ચે ખીલે એ ફૂલ છું.

*

અંબરની નવલખ આંખે તું રોજ જુએ છે,
રોજ રહે છે ધરતી પર આ, વિષ ઘોળાતાં.

*

ઝાઝા જ હાથ સાથે રળિયામણા દીસે છે,
આકાશે તારલાઓ રઢિયાળાશા હસે છે.

★

હેવજી શ. મોઢા

## રાવટી

રણની રેતીમાં રોપી મેં તો મારી રાવટી હો જી !
વાયુ ચોગમના જ્યાં વાય,
ધાયું તાણી ના બંધાય,
ખૂંટાઓ પણ પૂરા જ્યાં ના ખૂંચતા હો જી !
રણની રેતીમાં૦

નહીં રે નદી, નહિ સરવર-કાંઠડો હો જી !
નહિ રે તરુવર કેરી ઘટાય,
લીલા તૃણની નહીં ચટાઈ,
શીળી ના ચળાતી નભની ચાંદની હો જી !
રણની રેતીમાં૦

વરસે છે ત્રિવિધા અગનિ આકરા હો જી !
બળતાં રાવટી કેરાં ચીર,
જળનાં રુદિયા કેરાં હીર,
ઝંખાતી જ્યાં નિત નયનની રોશની હો જી !
રણની રેતીમાં૦

ભીતરથી ભંવર ઊઠ્યા રે કારમા હો જી,
જાગ્યો સંહસા કાળ કરાળ,
એમાં લત્ર ના લાગી ભાળ :
કહીં ગયાં ઊડી રે રાવટી-ચીંથરાં હો જી !
રણની રેતીમાં૦

રાવટીનો રૂહેતલ હું ઊંચો ઊડિયો હો જી !
જઈને રાચું ગિરિવર-શૃંગ,
મારો ઉર-આનંદ અભંગ :
તરુવર-ડાળ ચડીને કરતો ટહૂકડા હો જી !
રણની રેતીમાં૦



प्रवात

## ધપું સમીપે

ચહ્યું જગતને મેં સદા—
એ વિશ્વને એકાન્ત મારે કલ્પવું જો છે સદા
એ વિશ્વનાં મેં પૂજનો કર્યાં બધાં છો એકલા;
કિન્તુ ન એકલતા હજુ
આવે અહીં, કરંતી બધીયે કલ્પનાઓ પૂર્ણ ના.
એ કલ્પનામાં રાચતા
એ કલ્પનામાં દાહતા
એ કલ્પના સહેવા બધી .
શીખ્યો હવે, એ શીખ કોઈ છો ન આપે આજ તો
તેની હુદે ના એક એવી કાળજંઝાની તૃષા
ના એક એની સકળ જગને ઘેરતી કોઈ પ્રભા.

એમાં અમોલા પ્રેમની મારે સદાયે આશ છે.

એ આશમાં સહાલ્યા કર્યું
એમાં બધું આવ્યા કરેલું મેં સહેલું સર્વદા
એ ઉરની ઝંખન મને આજે ન સાલે છે છતાં
એ ઝંખનામાં ઉર જળતું સર્વદા આજે ભરી.
એ કલ્પનામાં રાચવાની હું કળા સર્વે શીખ્યો
એ કલ્પનામાં ઊડવાનીયે મને છે ઝંખના
સંપૂર્ણ એને હું કરું.
ના હું કરું તોયે મને એનો અભાખો કાં નહિ !
છે એકયે આજે અહીં ના ચિન્તના એની કશી !
ક્યારેક તો એ સર્વમાં મહાલ્યા કરું સૌ દુઃખમાં,
ને સુખની ઘડીઓ જણાતાં દુઃખ સર્વે હું સ્મરું.
એ સુખની કલ્પન અનેરી છો રહી કિન્તુ બધી
ઘડીઓ સ્મરે દુઃખની ભરી એ અંતરે મનમાં વધી.
એ ચાહના મારે સદા છે કરમાં ભરવા તણી
તારા જરા સરખા જ કુંઠિત પ્રેમને વિસ્તારવા
મારે હજીયે પ્રેમ સાથે ચાહ છે તોયે ધપું
તારી સમીપે પ્રેમની એકેક શક્તિ રેડતો.





'રાજહંસ'

### પદયાત્રા પૂરી થઈ

વિનોબાની ગુજરાતયાત્રા પૂરી થઈ. અને તેની સાથે કેટલાક પ્રચલિત ભ્રમ વિખરાઈ ગયા. એ જ્યારે ફરતા હતા ત્યારે એમની પ્રતિભાની ઝલકમાં ઘણા અંજાઈ ગયા હતા તે હવે ધીરે ધીરે તટસ્થપણે એમની પ્રવૃત્તિનું મૂલ્યાંકન કરી રહ્યા છે.

નેહરુએ એમને મળવા આવીને ઘણું સૌજન્ય દાખવ્યું છે અને વિનોબાએ એ મુલાકાત પછી ઠીક ઠીક વિચારપરિવર્તન કર્યું. લોકશાહી, ચૂંટણીઓ, પક્ષીય કારોબાર, પંચવર્ષીય યોજનાઓ, લશ્કરનું સ્થાન, વિજ્ઞાનની સહાય, પરદેશી નાણાંકીય મદદ—એવી ઘણી બાબતો ઉપર વિનોબાને નવી નજરે જોવાનો પ્રસંગ મળ્યો ને એને પરિણામે દેશમાં વિનાકારણનું ઘર્ષણ ટળ્યું. હવે જે ફેર રહ્યો છે એ ઝોક પૂરતો, ને તે પણ એક બે વર્ષમાં જતો રહેશે.

રાજકારણમાં વિનોબા ઊતર્યાં છે તેથી એ ભૂમિકા અવશ્ય ઊંચે ગઈ છે, પણ વ્યવહારુ પગલાંના અભાવે એમની ઘણી ચર્ચાઓ વાદળના સાથિયા જેવી રળિયામણી નીવડી છે. રાજકારણને પડતું મૂકી વિનોબા લોકમાનસના ઘડતરનું ઉમદા કામ ઉપર વધારે ધ્યાન આપે તો દેશને જરૂર એટલો વધારે લાભ મળે. પણ એ ગાંધીજીનો વારસો લઈને નીકળ્યા છે, એટલે એમ ક્યાંથી છટકી શકે? એમની પ્રવૃત્તિ અનુગામીની છે, સ્વતંત્ર નથી.

ગાંધી વિચારને એમણે ટકાવી રાખ્યો એમ તો કહી શકાય, પણ એને પ્રભાવિત બનાવવાનું કાર્ય તો કોઈ બીજાને ફાળે જશે. ભૂદાન શાંતિસેના કે સર્વોદય પાત્ર એ ત્રિવિધ કાર્યક્રમ એમના આંદોલનથી સ્થિર બની શકે એમ હજુ જણાતું નથી, તેમ બીજા કોઈ એને આગળ ધપાવી શકે એવી આશા અત્યારે તો વધારે પડતી લાગે છે. બિનપક્ષીય રાજ્યતંત્ર એ વિચાર પણ ભાવિમાં ભાગ્યે જ ટકી શકશે.

વિનોબા મોટી અવસ્થાએ આંદોલન લઈ બેઠા, ને તેમાંય રોજ રોજની નવીનતાથી ધરાયા નહિ. એમને પલાંઠી વાળીને બેસે એવો સરદાર ના મળ્યો, ને સામે ઝૂકી પડે એવું રાજ્યતંત્ર ના સાંપડ્યું. એમણે લાગણીનાં પૂર વહેવડાવી જે શક્તિ પ્રજામાં ઊભી કરી એને વહેણ આપનારું હજુ સુધી કોઈ ના જડ્યું, એ કામ એમના ગજા ઉપરાંતનું બની ગયું ત્યાં બીજા શું કરે? હવે નેહરુની સરકાર ઝટપટ સહકારી મંડળીઓ સ્થાપી દઈ કોઈક આકાર લાવવા મંડી જશે—પછી દેશને એ ગમે કે ના ગમે.

ગુજરાતે વિનોબાને ભાવભીની વિદાય આપી તે કદાચ દેશમાં કાયમી નીવડશે. એમની યાત્રાનું છેલ્લું શિખર તે ગુજરાત, પછી યાત્રા ભલે લાંબી ચાલે. આથી કોઈક ખિન્ન થશે તો કોઈક ખીજાશે, પણ વધારે આશાઓ બાંધી બેસનારનાં આંસુ કોઈ લૂછવા જતું નથી.

એમની પ્રવૃત્તિએ ગ્રામસ્વરાજની છેલ્લી હાકલ અને યંત્રો સાથે આર્યત્વનું પહેલું સમાધાન, ઉપનિષદોની આધ્યાત્મિકતાનું પુનર્જીવન અને સમૂહમાં વ્યક્તિનું કરુણ વિલોપન, હિંદુધર્મની જૂની આવૃત્તિના છેલ્લા ડચકિયાં ને સાત્ત્વિક છાયાવાળા રાજકારણની પૂર્ણાહુતિ.

## નાના માલિકોથી ખેતી સુધરશે ?

ખેતી–જમીન માટે મથાળું બાંધી કોંગ્રેસ વિનાકારણે હરખાય છે. એથી ખેતી સુધરવાની શકયતા પહેલાં કરતાં ઘટે છે. અત્યારે ઉત્પાદન વધારવાની ખાસ જરૂર છે ત્યારે બીજી બાબતો મુલતવી રાખી ઉત્પાદન વધારવા તરફ વિશેષ ધ્યાન દેવાની જરૂર હતી. એ દિશામાં જોવાને બદલે સામાજિક ન્યાયને કોંગ્રેસે આગળ ધર્યો છે તે પગલું કવખતનું ગણી શકાય. ઉત્પાદન વધાર્યો પછી નિરાંતે ખેતીમાં સામાજિક ન્યાય લાવી શકાત. આ તો જાણે વચલું પગથિયું કુદાવી ગયા છીએ એમ લાગે પણ હકીકતમાં, એ પગથિયું ચૂકી ગયા છીએ અને એની અસર ખેતી ઉપર કે દેશ ઉપર માઠી રીતે થવાની છે.

ઉપલે મથાળે નજર દોડાવવાને બદલે કોંગ્રેસે પ્રાથમિક જરૂરીઆત તરફ જોયું હોત તો વધારે યોગ્ય હતું. ખેતી જમીન માટે ઓછામાં ઓછી કેટલી જમીન જોઈએ એની કાળજી રાખી હોય તો આર્થિક રીતે ખેતી મુંઝવણ જેવી થઈ રહી છે તે લોકોને રસ્તો સૂઝત. હમણાં તો ટુકડાના ટુકડા થતા જાય છે એમ ખેતી મોંઘી ને બોજારૂપ નીવડે છે. એમનાથી માલિકી છોડાતી નથી ને ખેતીનું ઉત્પાદન વધે એવો પ્રયોગ શકય નથી.

કહે છે કે ઉપલું મથાળું બાંધવા જતાં જે જમીન-દારોને ગુમાવવું પડશે એ સંખ્યા બહુ થોડી છે, અને એ જમીનો વહેંચવાથી જે લાભ મળશે તે ઘણા હશે. આમ આપણે ખેતીમાં વધારે માણસોને માલિક બનાવ્યાનો સંતોષ લઈ શકીશું. પણ ખેતીના ઉદ્યોગ માટે એ ધ્યેય ના ગણાય, પદ્ધતિ પણ ના ગણાય.

અગર જો થોડા જમીનદારોને ઉપલા મથાળાની અસર પહોંચવાની હોય તો એટલી જમીન માટે જુદો વિચાર કરી શકાત. જ્યાં વીસથી વધુ ખેતમજૂરો રાખવાના હોય એમના હિત જાળવવા સારા કાયદા કરી શકાત. પરિણામે જમીનના મોટા પ્લોટમાંથી સારું ઉત્પાદન મેળવવા પ્રયોગો કે સાહસ ખેડવા, ખેતીમાં બુદ્ધિ અને ધન રોકવા, નાના ખેડૂતોના માર્ગદર્શક થઈ રહેવા આપણી પાસે સાધન હાથમાં રહી શકત. એ સાધન આપણે ફેંકી દેવા બેઠા છીએ ત્યારે જાણી લેવું જોઈએ કે મોટા પ્લોટવાળી ખેતી એકંદરે સસ્તી ને સારી હોવાની, મોટા પ્લોટવાળા ખેડૂતો એ ધંધાના પાકા અનુભવી હોવાના. ને આ બંને સ્થિતિ એકવાર હાથમાંથી ગુમાવ્યા પછી ફરીથી નિર્માણ કરી શકાવાની નથી એ પણ સમજી લેવું જોઈએ.

### કવખતની સહકારી પદ્ધતિ

આપણે એક તરફ મોટા પ્લોટ મથાળું બાંધી રદ કરીશું, ને બીજી તરફ સહકારી ધોરણ દાખલ કરી મોટા પ્લોટ બનાવી દઈશું, પણ એ બંને સ્થિતિમાં ઘણો ફરક પડવાનો. સહકારી ધોરણ પ્રત્યે લોકમમતા જાગી નથી. જ્યાં સેવાભાવી, નિઃસ્વાર્થી ને બાહોશ કાર્યકર્તા મળ્યા છે ત્યાં સહકારી ધોરણ ઠીક ચાલ્યું છે, બાકી તો લોકોએ એની રાહતને બદલે ભીંસ અનુભવી છે. ઘણો સંભવ છે કે ઉત્સાહના પૂરમાં વધારેમાં વધારે ખેતસહકારી મંડળીઓ રચવા સરકારી લાગવગ વધશે, કેંક પ્રલોભનો અપાશે તો કેંક ધમ-કીઓ પણ દેવાશે. જે નહિ ભળે એમની કનડગત પણ થશે. એમ કરીને વધારેમાં વધારે સહકારી મંડ-ળીઓ સ્થાપવાની હવે હરીફાઈઓ યોજાશે.

અને એનો જશ આપણે અહીં લઈ શકીએ તે કરતાં આંતરરાષ્ટ્રીય વિસ્તારમાં વધારે ગાઈબજાવીને મેળવી શકીશું, અને એ કાંઈ જેવી તેવી વાત છે ?

આપણે સહકારી પદ્ધતિનું મૂલ્ય ઓછું આંકતું નથી. પરંતુ, એનો વિકાસ સ્વાભાવિક રીતે થવો જોઈએ, જો કે તેમ થઈ શકે એવા સંજોગો હવે જણાતા નથી. માણસ જેમ એના ઘરનો માલિક, તેમ જમીનનો પણ માલિક ને દુકાન કે ધંધાનો પણ માલિક. એમાં સુવ્યવસ્થા કાજે નિયમો આવે, જમાનાનું એ લક્ષણ છે. પણ રાજ્યનો પગપેસારો એમાં જેટલો ઓછો હોય એટલું ઠીક. માલિકી ઉપર જેમ અંકુશો આવતા



જશે એમ માણસની ખુમારી ઘસાતી જવાની. અને બહોળી વ્યવસ્થામાં માણસ નાનો થવાનો, એની નજર ટૂંકી થવાની, દિલ સાંકડું થવાનું, સાહસ ને સહનશીલતા ઓછાં થવાનાં. સહકારી પદ્ધતિમાં ખેડૂત એની જમીનનો કેવડો માલિક રહી શકશે?

આપણે ત્યાં સહકારી પદ્ધતિવાળી ખેતીની મોટા પાયા પરની અજમાયશ થઈ શકે, પણ તે માટે સમય જોઈએ. એવા સહકાર માટે દરિદ્રી ખેડૂત કરતાં કંઈક સુખી ને સમજદાર ખેડૂત જોઈએ. બીજાનું કહ્યું કરતા રહે એવા ખેડૂતો સહકારી પદ્ધતિમાં વેઠીયા બની રહેશે એમ કેમ ના જાણ્યું?

### ખેતી ને ખેડૂત માટે નવી વસાહતો

અગર આપણે અખતરો કરવો હતો તે માટે એક અલાયદો પ્રદેશ નિર્માણ કરવો હતો. સિવાઈ કે દંડકારણ્યને સાફ કરી એમાં માણસો વસાવવાની યોજના થયેલી છે. જે પ્રદેશમાં વસતીનું પ્રમાણ ઘણું છે ત્યાંથી સ્વેચ્છાની હિજરત કરાવી આ નવા પ્રદેશમાં વસાવવાનું કામ ચાલુ થાય ત્યારે ખેતી જમીન માટે ઉપલું મથાળું અને સહકારી પદ્ધતિ અજમાવી શકાત. એકાદ ક્ષેત્રમાં દેખરેખ સારી રીતે રાખી શકાત અને ઘટતા ફેરફારો તાત્કાલિક કરી પરિસ્થિતિ ઉપર કાબુ પણ મેળવી શકાત.

નવી ભૂમિ ઉપર નવી પદ્ધતિથી નવા કિસાનો વસાવવાનું કામ કેટલું આકર્ષક નીવડે! અને કોંગ્રેસ એ કામ રાષ્ટ્રીય ધોરણે બજાવી લોકાદર મેળવી શકત એમાં શક નથી. એ રીતે ચાલેલા પ્રયોગોથી દેશના બીજા ખેડૂતોને પ્રેરણા મળી શકત, ઉત્તેજન પણ થાત. અને કાયદાને આધીન રહીને કમનથી ફેરફારો કરવા પડે એ સ્થિતિ ના આવે.

સિવાઈ કે દંડકારણ્ય જેવી બીજી પડતર જમીનો ઉપર ખેતી કરવાની અને ખેતી માટે માણસો વસાવવા શક્ય છે ને જરૂરી પણ છે. જેમ ભાગલા પછીના પુનર્વસવાટ માટે લોકોએ અને સરકારે ભગીરથ પ્રયત્ન કર્યો. એમ એ જ પ્રશ્નને લીધે કે વસતીવધારાને લીધે આપણે નવી ભૂમિ તૈયાર કરવાનું, એ જમીન ઉપર ખેતી કરવાનું, પાણીનાં સાધન આપવાનું, રસ્તા બાંધવાનું, અને ગામડાંઓ વસાવવાનું કામ હોંશભેર ઉપાડવું જોઈએ. એ રીતે નવાં વસેલાં ગામ ને વૈજ્ઞાનિક રીતે તૈયાર થયેલી ખેતી દેશની પ્રયોગભૂમિ બને, અને દેશના બીજા ભાગમાં વિકાસને ઝડપી તેમજ સ્વાભાવિક બનાવે. કેરળ કે બંગાળામાં આ પ્રયોગની શક્યતા ઓછી હોય તો મધ્યપ્રદેશ જેવા વિસ્તારમાં ઘણી હોય. આવી નવી વસાહતો કાજે મહાગુજરાતમાં પણ શક્યતાઓ જડી રહે એમ લાગે છે. શહેરોને ફુગવવા કરતાં આવી નવી વસાહતો સ્થાપવી બહેતર છે.

### ઔદ્યોગિક ઢબે ખેતીનું સંચાલન

ખેતીને ઔદ્યોગિક ધોરણ ઉપર આપણે કેમ નથી લાવી મૂકતા એ એક કોયડો છે. ઉદ્યોગો માટે જેમ દેખરેખ છે ને મજૂરોનું હિત જળવાય છે, એમ ખેતીમાંયે થઈ શકે. ખેતી માટે જે પાવર વાપરી પાણી મેળવે અથવા દસ–વીસથી વધારે મજૂરોને કામ ઉપર રોકે ત્યાં અમુક નિયમો દાખલ કરી શકાય. ત્યાં ઓછામાં ઓછી કેટલી જમીન હોવી જોઈએ એનો આંક બાંધી શકાય. મજૂરીના દર નક્કી કરી શકાય, અને એમની સ્થિતિ સુધારવાનું બની શકે. એ વિસ્તારોમાં ઉત્પાદન ઘટે તો એની તપાસ થઈ શકે, જવાબદારી પણ આપી શકાય.

ખેતી તરફ સાધનસંપન્ન ને સાહસિક લોકોને વાળવાનું કામ આપણે અગત્યનું ગણીએ તો એને ઔદ્યોગિક ધોરણે મૂકવાની વાત વાજબી ઠરે. સ્વરાજ પછી ચાલાક લોકો જમીનનું કામ છોડી દઈ શહેરોમાં મકાન બાંધવા તરફ વળ્યા છે. અને જે હજુ રહ્યા છે તેમને કાયદાની વારંવાર બદલાતી પરિસ્થિતિ અને આંતરરાષ્ટ્રીય પદ્ધતિઓ મુંઝવશે.

ઉપલાં મથાળાં બાંધવાની અગર શક્યતા હતી તો તે ઉદ્યોગના ક્ષેત્રમાં હતી, કારણ કે એના સંજોગો વધારે સારા છે, સ્થિરતા છે, ધનની છૂટ છે, નફો છે, વિકાસ

છે. પણ મોટાં કારખાનાં ને નાનાં પણ વધારે કારખાનામાં ફેરવવા તેમજ ગ્રામ્યવિસ્તારોમાં લઈ જવાનું કહેવામાં આવ્યું હોત તો એ ઉચિત ગણાત. અને દેશની પાયાની આર્થિક વ્યવસ્થામાં એથી સારો પલટો લાવી શકત.

ખેતી એ આપણો મુખ્ય ઉદ્યોગ રહ્યો. એના પ્રત્યે બીજા ઉદ્યોગો કરતાં વધારે આકર્ષણ લાવવું રહ્યું. પરંતુ એને વ્યવસ્થિત કરવા જતાં આપણે એના ઉપરનો કાનુની બોજ વધારીએ છીએ, અને સામાજિક ન્યાયને વહેલો આગળ કરી એની સદ્ધરતાની અવગણના કરીએ છીએ.

જ્યારે શહેરમાંથી લોકો ખેતીનો ધંધો કરવા ગામડાં તરફ વળે ત્યારે એ વ્યવસ્થિત કર્યો ગણાય. ત્યાં સુધી બીજા ઉદ્યોગોમાં લાવી આપેલું આકર્ષણ ફળે કે બળે આપણે ઘટાડતા રહેવું જોઈએ. એમ નહિ બને ત્યાં સુધી ભારતીય ઢબનો સમાજવાદ કેમ નીપજાવી શકાશે?

### પહેલું શું—સમૃદ્ધિ કે સમાનતા?

આપણે સમાજવાદી ઢબ લાવવાનું ભલે ધાર્યું, પણ ખેતી જેવા પાછળ રહી ગયેલા ઉદ્યોગમાં એની છાપ વહેલી બેસાડી દઈશું તો એથી અર્થ નહિ સરે, એ હેતુ કથળશે પણ ખરો. થાળે પડેલા સમૃદ્ધ ઉદ્યોગોમાં સમાજવાદ વડે સમૃદ્ધિ આવશે એમ માનવું આપણા દેશમાં જરા કવખતનું ગણાય. સમાનતા લાવતાં પહેલાં સમૃદ્ધિ હોવી આવકારદાયક છે.

અને દેશમાં સમૃદ્ધિ પહેલાં સમાનતા લાવવાના દૂરના ધ્યેય માટે સાધન પણ સમાજવાદનું વાપરવું હશે તો કોઈ શક નથી કે આપણે વ્યક્તિના સ્વાતંત્ર્ય ઉપર કાનુની હુમલાઓનો સ્વીકાર કરી લેવો જોઈએ, અને તે પણ એટલી હદ સુધી કે વ્યવસ્થાના તંત્ર આગળ માનવી ગૌણ બની રહે. એ રસ્તે જે જોખમ છે તે માનવીને મામુલી Mediocre બનાવવાનું. સૂત્રોને પકડવાની ધૂનમાં એવી કિંમત ચૂકવવી શું લાજીમ છે?

એટલે આપણે નક્કી કરવું પડશે કે સમાનતા પહેલી કે સમૃદ્ધિ પહેલી? સમૃદ્ધિ આવ્યા પછીની સમાનતામાં કસ રહેશે. એને માટે મથામણ કર્યાનું લોકોને લેખે લાગશે, કોઈને કઠશે તો નહિ જ. અત્યારે એવું ધ્યેય સ્વીકારી લઈએ, પણ એની સ્થાપના કાજે સમૃદ્ધ સમાજ શોભે એટલો કંગાળ ને અભણ સમાજ નહિ શોભે. એમને વહેંચેલી સમાનતા બહુ મુશ્કેલીથી સરખી રીતે વહી શકશે; બળ તો ક્યાંથી મેળવશે?

ઉત્પાદન વધારવાનું મુશ્કેલ ના બને, સમૃદ્ધિ આવતી રોકાય નહિ, અને તેમ છતાં મૂડી એકઠી ના થઈ જાય એટલે કે ધનિક વર્ગને વધારે ધનિક બનવાના સંજોગો ના રહે એ માટે બીજા રસ્તા છે, અને આપણે તે લીધા છે. જાહેરક્ષેત્ર મારફતે ઉદ્યોગોનું સંચાલન કરાવી આપણે નવા ધનિકો થવા ઉપર મર્યાદા મૂકી છે. ને ખેતીદ્વારા કેટલાકની ધનિકતા થાય કે ટકે એ પ્રશ્ન જુદી રીતે વિચારી શકાય એમ છે. એટલા માટે ખેતોમાં અત્યારથી સમાજવાદ મૂકવાની જરૂર નથી.

### 'કલાકારો' ને કોન્ગ્રેસનું મેદાન

કોન્ગ્રેસના નાગપુર અધિવેશનમાં ફિલ્મી કલાકારો બોલાવી 'કલ્ચરલ' પ્રવૃત્તિ કરવાની જેણે ધગશ ચલાવી હોય એણે ભૂલ જ કરી છે. ગાંધીજી કે સરદાર હોત તો ફિલ્મી બિરાદરોને ગજ છેટા જ રાખ્યા હોત. ફિલ્મી કલાકારો માટે પૂર્વગ્રહ રાખ્યા વિના આપણે કબૂલ કરવું જોઈએ કે એમના પ્રત્યેનો લોકોનો અનુરાગ એ છાણના દેવની પૂજા સરખો છે. આખી દુનિયામાં આ નવા દેવો તરફ લોકભક્તિનું પૂર ચડ્યું છે તેમ આ દેશમાં પણ થયું છે. પરન્તુ એવી ભક્તિને ઉત્તેજન કેમ આપી શકાય? અને કોન્ગ્રેસનું જ મેદાન એમને મળે ત્યારે તો કહેવું પણ કોને!

નાગપુરમાં લોકોએ જે કલાકારભક્તિ બતાવી અને લોકનેતાઓ સામે જ એમના પ્રયત્નો છતાં શિસ્તને ઘોળી પી ગયા એ પછીયે આપણી આંખ ઊઘડવી જોઈએ. કોઈ જુદી જ દિશામાં દેશને ખેંચી લઈ રહ્યું હોય તો તે હિંદી ફિલ્મો છે. એનો દાખલો



એકલા નાગપુરમાં જ નહિ, પણ જ્યાં ટોળાં ભેગાં થાય છે ત્યાં મળી રહે છે. એમને હાથે અજાણતાં લોકોની રૂચિ બગડે છે એટલું જ નહિ, પણ દેશમાં ગાંધી ટાગોર વિનોબા વગેરે મારફતે જે ભારતીય સૌમ્યતા સ્થપાતી આવે છે તેનું ચણતર આ લોકોને હાથે તૂટી રહ્યું છે. રાજાઓ ગયા પછી આ નવા મહારાજાઓએ દેખા દીધી છે: એમના જ વિલાસો, વિલાયતના પ્રવાસો, ફેશનની પૂજા, નાણાંની બરબાદી અને વિશેષમાં લોકનજરમાં ઊંચે રહીને લોકોના સંયમની પાળો તોડવી, રોતલ બનાવવા, ધીંગડધાંગડ મચાવવું! એમની લાગવગથી દેશમાં બચત યોજનાઓ કરાવવી શું લાજીમ છે? કાળું નાણું ધૂમ ચલાવનારા વર્ગની કૉન્ગ્રેસ જ કદર કરે એ કેવી અજુગતી વાત હોઈ શકે તે નાગપુરમાં સ્પષ્ટ દેખાયું છે. અને તે પછીયે—

### પ્રમુખપદેથી સમાજવાદની શરૂઆત

કૉન્ગ્રેસના પ્રમુખપદેથી ઢેબર છૂટા થશે ત્યારે એ સ્થાને જવા કોઈ રાજી નથી એ સમાચાર દુઃખદ છે. કોને સત્તા વિના પ્રાંતે પ્રાંતમાં ઝઘડા પતાવવાનું કામ ગમે? જે લોકો રાજકાજમાં હોદ્દા ઉપર આવેલા છે એમને આ કામ ક્યાંથી રુચે! અને સત્તાદ્વારા કામના ઉકેલની મજા લીધા પછી આવું માથાફોડીઉં કામ ફાવે પણ શેનું! બિચારું કૉંન્ગ્રેસનું પ્રમુખપદ!

અને સરખામણીમાં રાષ્ટ્રપતિનું પદ જોઈએ તો આપણે ચકિત થઈ જઈએ. ત્યાં પક્ષના ઝઘડાની કોઈ ચર્ચા નહિ, અને દોમ દોમ સાહ્યબીનો પાર નહિ! શું આ સમાજવાદી લક્ષણો ગણાશે? સમાનતાની વહેંચણી કરનારાઓનું માનસ કેવી રીતે કામ કરે છે તે આ ઉપરથી આપણે જોવું જોઈએ. એ રીતે લોકોમાં સમાજવાદ ઉપર ભરોસો જામવાનો હતો?

કેવું ગયું નાગપુરનું અધિવેશન? ત્યાંનું શું યાદ રહેશે—૬૪ બળદો હાથી ઘોડા, મોટરોની રફતારોનો શંભુમેળો! કે પછી ઉધાઈ ગયેલા, થીજી ગયેલા નવા નેતાઓ! કે ભૂતકાળમાં ખેંચી રાખતી કમાનો! કે ફિલ્મી બિરાદરોનો કૉન્ગ્રેસ અનુરાગ! કે એના પ્રમુખપદ માટે સહુની સુજનતાભરી આનાકાની! કે પેલી ભાવભુખેલી દર્શનઘેલી હિંદી મેદની!

નેહરુએ યાદ દેવડાવ્યું કે નાગપુરથી ગાંધીજીનો નવો રાહ કૉન્ગ્રેસે ગ્રહણ કર્યો, સારું હતું કે એ વખાણ સાંભળવા ગાંધીજી ત્યાં સ્થૂળ સ્વરૂપે હાજર નહોતા નહિ તો આ દમામખોરોનો 'સમાજવાદી' પ્રલાપ કેમ સહ્યો જાત?



જાન્યુઆરી માસના ઊર્મિમાં 'મેરે મન રામ હી...' વાંચતાં પૂ. માતુશ્રીનું સ્મરણ તાદ્દશ્ય થયું. બાની સાથે જ નાનપણ વીતાવ્યું હોવાથી મારા લોહીના અણુએ અણુમાં વલ્લભીપુરની સીમનાં ઝાડવાંઓ, નદીકિનારાનાં ખેતરો અને મામાની ઘેઘુર જાળીયોમાં ચાલી જતી અટપટી કેડીઓ અત્યારે જોઉં છું ત્યારે પણ તીર્થયાત્રા જેટલો જ સંતોષ થાય છે. હજુ કાલે જ એ બાજુ ગયો હતો. એમાંય અત્યારે તો સીમમાં ચારે બાજુએ જ્યાં સુધી નજર પહોંચે ત્યાં સુધી ઘઉં ઊભા છે એટલે એમાં ફરવાની ઔર મજા આવે. એટલું જ નહિ પણ સાથે એક માળા લઈ જઈએ એટલે ઈશ્વરની આ લીલીછમ સૃષ્ટિમાં ઘઉંના એકાદ ચાસમાં બેસીને માળા ફેરવો એટલે ઉનાળાના તાપથી થાકેલા મુસાફરને વડલાની શીતળ છાયા મળે અને જે સંતોષ થાય એ કરતાં અનેકગણો સંતોષ આ આત્માને થાય એવું અત્યારનું અહીંની સીમનું વાતાવરણ છે એટલે ઘઉંનો તો રંગ જ જુદો છે. જિંદગીમાં પૈસાની જરાય જરૂર નથી. કીર્તિની તેમજ બીજી કોઈ મહેચ્છા નથી. મોટી મોટી ઓળખાણો વ્યર્થ છે. સૌ એક યા બીજી રીતે માન અને મોટાઈ જેવા અનેક રોગોથી જ પીડાતા હોય છે.....

—રમણીકલાલ મહેતા [૧૫-૧-૫૯] વલ્લભીપુર

હુમાયુ કબીર

# વૈજ્ઞાનિક અને ટેકનિકલ શિક્ષણ

આપણા સાંસ્કૃતિ પ્રધાનનો આ ઉપયોગી લેખ છે. શિક્ષણના લગભગ અભાવવાળો આપણો દેશ શિક્ષણક્ષેત્રે શું વિચારે છે તેનો સમગ્ર ખ્યાલ આ લેખમાંથી મળી રહે છે......

ભારતમાં ટેકનિકલ કર્મચારીઓની અછત છે. જો કે આપણા અગ્રગણ્ય વૈજ્ઞાનિકો, ટેકનોલોજિસ્ટો અને ઇજનેરો સામાન્યતઃ દુનિયાના તે તે પ્રકારના સર્વોત્તમ તજ્જ્ઞો જેટલા જ કુશળ છે, અને આપણા સામાન્ય કામદારો પણ બીજા દેશના કામદારો સાથે સરખામણીમાં શોભે એટલી કુશળતા ધરાવે છે, પરંતુ આપણી પાસે કાર્યદક્ષ ફોરમેન, ચાર્જમેન, સુપરવાઇઝરો વગેરે પૂરતી સંખ્યામાં નથી. આપણા ઉદ્યોગો બીજા વધુ વિકસિત દેશો કરતાં શા માટે ઓછા ઉત્પાદક અને વધુ ખર્ચાળ છે, તે આ હકીકત ઉપરથી સમજાશે.

ઉદ્યોગની અત્યારની સ્થિતિ આ છે, જો આપણે પશ્ચિમના દેશોના ખૂબ જ વિકાસ પામેલા ઉદ્યોગો સાથે હરીફાઈ કરવી હોય તો ભારતીય ઉદ્યોગોના રચનાગત સ્વરૂપમાં જ નહિ પરંતુ કાર્યકરગત સ્વરૂપમાં (પેટર્ન ઓફ એમ્પ્લોયમેન્ટ) પણ ફેરફાર કરવો પડશે. ભારતીય ઉદ્યોગોમાં ઇજનેરો અને ટેકનોલોજિસ્ટો માટેની માગ તો આજે પણ ઘણી છે, પરંતુ ઉદ્યોગોમાં વૈજ્ઞાનિકોને મોટી સંખ્યામાં હજી સુધી રોકવામાં આવ્યા નથી.

ભારતમાં ટેકનિકલ કાર્યકરબળ(મેન પાવર)ની સમસ્યામાં સંખ્યા, ગુણવત્તા, અને પ્રાપ્ય માણસોનું યોગ્ય ઉપયોગીકરણ એ ત્રણ બાબતોનો વિચાર કરવાનો છે. ટેકનિકલ માણસોની તીવ્ર અછતને પહોંચી વળવાના ઉપાય તરીકે બધે તબક્કે ટેકનિકલ શિક્ષણની સવલતોમાં શક્ય એટલી ઝડપથી વધારો કરવાના પ્રયાસો કરવામાં આવે છે. કૉલેજ ધોરણે તેમજ ડિપ્લોમા ધોરણની સવલતોના આંકડા ઉપરથી કાંઈક ખ્યાલ આવશે.

૧૯૪૭માં ડિગ્રી માટે ૨૯૦૦ વિદ્યાર્થીઓને દાખલ કરતી ૩૨ સંસ્થાઓ અને ડિપ્લોમા માટે ૩૭૦૦ વિદ્યાર્થીઓને દાખલ કરતી ૫૦ સંસ્થાઓ હતી. ૧૯૫૭ સુધીમાં ડિગ્રી માટેની ૭૫ સંસ્થાઓ વાર્ષિક ૯૬૦૦ વિદ્યાર્થીઓને દાખલ કરતી થઈ હતી. ડિપ્લોમા આપતી સંસ્થાઓની સંખ્યા વધીને ૧૨૭ થઈ છે, જેમાં દર વર્ષે ૧૬૦૦૦ નવા વિદ્યાર્થીઓને દાખલ કરી શકાય છે. આમાં, પ્રદેશ પ્રદેશો વચ્ચેનો (રીજ્યનલ) તફાવત ક્રમશઃ દૂર કરવામાં આવી રહ્યો છે. હવે થોડા જ વખતમાં પ્રત્યેક રાજ્યમાં ઓછામાં ઓછી એક એન્જીનીયરીંગ કૉલેજ અને એક પોલીટેકનીક હશે. એવો અંદાજ કરવામાં આવ્યો છે કે ૧૯૬૧ સુધીમાં પહેલી ડિગ્રીની કક્ષાએ વાર્ષિક પ્રવેશ સંખ્યા ૧૩૦૦૦ કરતાં વધુ અને ડિપ્લોમા કક્ષાએ ૨૫૦૦૦ કરતાં વધુ થશે. શાળા કક્ષાએ પણ ટેકનિકલ શિક્ષણનું સારા પ્રમાણમાં વિસ્તારણ થયું છે.

ગુણવત્તાનું ધોરણ નીચું ઊતરતું જવાની સામાન્ય માન્યતા છતાં ટેકનિકલ સંસ્થાઓને



લગતી સ્થિતિ ચિંતાજનક નથી; કારણ કે ટેકનિકલ સંસ્થાઓમાં દાખલ થવા માટેની અરજીઓ એટલી મોટી સંખ્યામાં મળે છે, કે જેથી ટેકનિકલ સંસ્થાઓને યોગ્ય ધોરણની ગુણવત્તા ધરાવનાર ઉમેદવારને પસંદ કરવા માટે વિશેષ તક મળે છે, જેથી, આજે પ્રવેશાર્થીની ગુણવત્તા અગાઉ કરતાં સામાન્યતઃ ઊંચી છે.

ડિગ્રી અને ડિપ્લોમા ધોરણે આ રીતે ગુણવત્તા જાળવી રાખવામાં આવે છે, પરંતુ બે મહત્ત્વના ફેરફારો થયા છે. એક તો કેવળ સિદ્ધાન્તિક (થીયરેટિકલ) જ્ઞાનને બદલે વ્યાવહારિક જ્ઞાન ઉપર વિશેષ ભાર દેવામાં આવ્યો છે.

બીજું, દેશમાં જ સ્નાતોત્તર તાલીમ અને સંશોધન માટેની સવલતોમાં ઘણુ વિસ્તારણ થયુ છે. આજે ખડગપુર ખાતેની 'ઇન્ડિયન ઇન્સ્ટિટયુટ ઓફ ટેકનોલોજી'માં શકય એવા ઉચ્ચતમ ધોરણના ઇજિનેરો અને ટેકનોલોજિસ્ટો તૈયાર કરવામાં આવે છે, બીજી એક ઉચ્ચતર ટેકનોલોજિકલ સંસ્થા મુંબઈમાં જુલાઈ ૧૯૫૮ થી શરૂ થઈ છે અને બીજી પંચવાર્ષિય યોજનાની મુદતની આખર સુધીમાં બીજી બે સંસ્થાઓ સ્થાપવામાં આવશે. બેંગાલોર ખાતેની 'ઇન્સ્ટિટયુટ ઓફ સાયન્સ'માં પણ ટેકનોલોજિકલ તાલીમ આપવામાં આવે છે.

આ ટેકનોલોજિકલ સંસ્થાઓ ૧૯૬૧ સુધીમાં ૨૦૦૦ કરતાં વધુ વ્યક્તિઓ માટે સ્નાતોત્તર તાલીમ અને સંશોધનની સવલતો પૂરી પાડશે. વળી, ભારતની રાષ્ટ્રિય પ્રયોગશાળાઓનો પણ અત્રે ઉલ્લેખ કરવો જોઈએ. આ પ્રયોગશાળાઓની સ્થાપના આપણી આઝાદી પછીની એક પૂર્ણ મહત્ત્વપૂર્ણ સિદ્ધિ છે.

જુદાં જુદાં ક્ષેત્રોમાં ટેકનિકલ કાર્યકરોની પૂર્તિ આ રીતે ચાલુ રાખવામાં આવી છે તાલીમની ગુણવત્તામાં પણ સતત વધારો કરવામાં આવે છે. આ માટે વિદેશોની મદદનો સારા પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવે છે. તાલીમ સંબંધમાં આપણને યુનાઇટેડ કિંગ્ડમ, અમેરિકા, રશિયા તેમજ બીજા ઘણા દેશો તરફથી ઘણી મદદ મળી છે. મદદનો અંશતઃ ભારતમાં, અને અંશતઃ બહારના દેશોમાં ઉપયોગ કરવામાં આવે છે

લગભગ ૫૦૦૦ માણસોને વિદેશોમાં તાલીમ આપવામાં આવી રહી છે. આમાંના ૪૦ ટકા જેટલા માણસો એન્જીનિયરો છે. વિદેશોમાં તાલીમ લઈ રહેલા ભારતીયજનોમાંથી દર વર્ષે લગભગ ત્રીજા ભાગના માણસો સ્વદેશમાં પાછા આવી પહોંચે છે.

આ પગલાંનાં સંપૂર્ણતઃ સંતોષજનક પરિણામો મેળવવાં હોય તો એ જરૂરી છે, કે તાલીમ પામેલા માણસોનો યોગ્ય કામ માટે ઉપયોગ થવો જોઈએ. એ કમનસીબી, છેક ઉચ્ચ ગુણવત્તા ધરાવતા કાર્યકરોને પણ કેટલીકવાર ઓછી જવાબદારી અથવા ઓછા મહત્ત્વના કામ ઉપર રોકવામાં આવે છે; કારણ કે તેઓ ઓછા પગારે મળી શકે છે. જો ઉદ્યોગો પોતાના કાર્યકરોની ગુણવત્તાનો યોગ્ય અંદાજ કરીને તેમને, રાષ્ટ્રિય સંપત્તિમાં વધારો થાય એવી રીતે કામે લગાડે, તો તેમાં ઉદ્યોગોને પણ લાભ છે.

*

પન્નાલાલ પટેલ

# સાસરવાસણી

નવલકથાઓ અને વાર્તાઓના સફળ સર્જક એકાંકીઓ ઉપર પણ કોઈ કોઈવાર હાથ અજમાવે છે તેની સાબિતી 'જમાઈરાજ' નાટક-સંગ્રહે આપેલી જ છે. ગ્રામ્ય સમાજનું આ નવું એકાંકી ખાસ ઊર્મિ માટે રજૂ થાય છે ત્યારે લેખક રાજસ્થાનના નાના ગામમાંથી અમદાવાદના વાસી બન્યા છે......

પાત્રો :—

**રતન :** એક ખેડૂત સાસરવાસણી
**મોંઘી :** રતનની બહેનપણી ને કાકાની દીકરી
**ભાભી :** રતનની ભાભી
**શંકરદા :** રતનના જેઠ
**દાદુસુખી :** જ્ઞાતિના એક આગેવાન

*

**સ્થળ :** રતનના પિયરમાં ઘરની ચોપાડ
**સમય :** સાંજનો

[ એક ખેડૂતના ઘરની ચોપાડનો ખ્યાલ આપતાં જમણી બાજુ હળ, ધૂંસરી, આડા મૂકેલા બે-ત્રણ ખાટલા વગેરે છે, વચ્ચે બારણું છે. ડાબી બાજુ કપાસનાં ડાળવાંનો ઢગ છે. રેંટિયો વગેરે પડયાં છે.

પડદો ઊપડતાં જ ડાબી બાજુએથી બાવીસેકની એક ખેડૂત યુવતી મોંઘી દાખલ થાય છે. ]

મોંઘી : અલી રતન, એ રતન ? (જુએ છે તો બારણું બંધ, કાલાંના ઢગ પાસેય કોઈ નથી... સ્વગત ) હું તો કે'તી 'તી જ કે આ દૈના ઘરતું ઝોડ ભલું હશે તો કપાસ વીણવા જ ગયું હશે. ( ત્યાં જ કપાસની ગાંસડી માથે ને એટલી જ ઉંમરની યુવતી રતન દાખલ થાય છે. એનો પગરવ સાંભળી મોંઘી મોં ફેરવે છે. ) આ આવી લો.

રતન : ( ડાળવાં તરફ જતાં ) કેમ બુન મોંઘી ? ભાભી નથી ઘેર ?

મોંઘી : ( વ્યંગથી એની પાછળ પાછળ નજર ફેરવે છે. ) કર વાત ! તારી ભાભી તારે ઘરે નથી ને એમાં તું પાછી મને પૂછે ત્યારે હવે મારે તને કે'વું શું ? ( ગંભીર થતાં ) હેં 'લી રતન ? તું તો મનેખ છે કે દૈના ઘરતું ઝોડ ?

રતન : ( ડાળવાંના ઢગની બાજુમાં ગાંસડી નાખી ચડેલે મોએ ) તે દૈના ઘરતું ઝોડ તો તમે બધે ફૂટી બેસાડી જ છે. પછી એમાં નવાઈનું શું પૂછે છે બુન ?

મોંઘી : નવાઈનું તો એમ કે આ પેલી કાળીનું આણું વળાવવાનું છે. એવી વેળાએય—અલી તને આવા ટાણે કોઈ દન એમેય નથી થતું કે લાવ જરા બે ગાણાં ગાઈ આવું ?

રતન : ( મોંઘી ગાંસડી પાસે બેસી ગાંઠ છોડે છે ) ગાવાનું તો બુન કોને મન નાં થાય. પણ અહીં બગડતું હોય એ તો ખરું ને ?

મોંઘી : ( રીસ સાથે ) અરે મારી બાઈ આ બગડવાની લાયમાં ને લાયમાં તારો આ અવતાર— આ આવી રૂપાળી તારી જોવનાઈ બગડી રહી છે એનો તો વિચાર કર જરી ?!

રતન : ( મોં ચડાવતાં ) આ તું વળી નવું શાસ્તર લાવી ! જોવનાઈ જાણે ગાણાં ગાયે સુધરી જવાની ન હોય ! ને મારે શાની વળી બગડી રહી છે ?

મોંઘી : ( પાસે બેસતાં આસપાસ જોઈ જરા ધીમેથી) બગડવાનું તો એમ કે તારાથી બે વરસે નાની આ પેલી કાળીય આજ સાસરે જઈ રહી છે ને તું હજુ પિયરમાં જ—.

રતન : ( ઊભી થઈ કપડાની એક ફાંક ઊંચી કરી ડાળવાંના ઢગ ભેગાં ડાળવાં ઠાલવતાં વચ્ચે ) સાસરીમાંય કોઈ બેઠે બેઠે રોટલો નથી આલવાનું ને અહીં પિયરમાંય કોઈ નથી બેસાડી રાખવાનું બુન. આપણે તો જ્યાં જઈશું ત્યાં આખો અવતાર કામ જ કૂટવાનું છે ને ? ( ઊભે ઊભેય કાલાં ફોલ્યા કરે છે.)

મોંઘી : ( વ્યંગમાં તાક્તાં ) પણ કામની સાથે આ



મનેખ જેવા મનેખના અવતારમાં બીજુંય કાંક હોય છે હોં કે બુન! જો, સાંભળ (ગીત સંભળાય છે.) એ ગાય છે એય તારા મારા જેવાં કામવાળાં જ ગાઈ રહ્યાં છે ને?

રતન : હા પણ એ તારા જેવાં મનેખવાળાં ને! બાકી તું જ કે', મેરાભાઈ રહ્યા દમિયલ માણસ ને ભાભીને પપ્પાંચ છોકરાં પેટ પડ્યાં. પછી હુંય જો તમારી પેઠે ગાણું ગાતી ફરું તો પાછળ આ બધાં કામનું શું?

મોંઘી : (જરા રીસ સાથે) એના કરતાં એમ કે'ને કે તને જ—આ બધું ગણવું ને કામ કરવું ગમે છે પણ ગાણાં ગાવાં નથી ગમતાં! નકર વળી—અરે આ તારાં ભાભીની જ વાત કર ને? એમને કાળીની પેટી પૂરાય છે ત્યાં જવાની નવરાશ મલી પણ તને–

રતન : પણ ભાભીને તો ગામના વે'વારમાં જવું પડે બુન.

મોંઘી : જો એમ ગણે ને તો તો તારેય આ ગાણાં ગાવાનો વે'વાર સાચવવો પડે બુન. પણ એમ કે' કે આખાય અવતારથી—નથી તો તેં ગોરા-ગરબામાં ગાયું કે નથી ગઈ વીવા-વાજન કે આ આવાં આણાં-પીયાણાંમાંય. એટલે પછી ગાણાં ગાવાના વે'વારમાંથી નામ જ તારું નીકળી ગયું. પણ આજ તો (રતનના હાથમાથી કાલાં પાડી આપી ખેંચે છે) તને લીધા વગર જવાની જ નથી. જો સાંભળ એક પા કાળી રૂએ છે ને બીજી પા ગામની છોડિયો ગાય છે એ! (જરીક થંભી ગીતની લીટી સાંભળે છે. અલબત્ત, ગીતના શબ્દો બરાબર નથી સંભળાતા પણ હલક સંભળાય છે.)

મોંઘી : (બાવડું ઝાલી) લે હેંડ. ગાણું નઈ ગાઈશ તો કાંઈ નઈ, પણ સાંભળજે તો ખરી. અરે સાંભળીશેય નઈ પણ કોક પરદેશીને જોજે તો–

રતન : (વચ્ચે) ગાઈએય કેમ નઈ બુન પણ મારે આ ઝાંપાવાળા ખેતરમાં ડોડવાં વીણેલાં પડ્યાં છે.

મોંઘી : (જરા નિરાશ થાય છે) અલી પણ એકએ ગાણું ગાઈને—અને ગાણું ન ગાય તો છેવટ કાળીને મળીને પાછી આવતી રે'જે.

રતન : (કંઈક ઢીલી પડી ગઈ હોય એમ નીચી નજરે પગને અંગૂઠે જમીન ખોતરે છે) ના બુન ના! કાળીને ખોળે ઘાલવા મારી પાસે પૈસાય નથી ને—કાંઈ નથી આવતી!

[ભાભી અહીં પ્રવેશે છે પણ ચોપાડને છેડે જ અટકી જાય છે]

મોંઘી : પણ પૈસા તો—આ મારી પાસે આનો છે તે આપણ બે બબ્બે પૈસા ખોળે ઘાલશું (ક્ષણેક થંભી) બાકી એમ કે' કે તારાથી કામ નથી છૂટતું. (ભાભી તરફ ડોક ફેરતાં એય આગળ પગ ઉપાડે છે) લે આ તારાં ભાભીય આવ્યાં. પેલો ખેતરમાંનો કપાસેય એ હવે લઈ આવશે.

ભાભી : (ધૂંવાં ફૂંવાં) તમેય ખરાં છો હો મોંઘી-બુન! તમારે—તમે બે બુનો ને બબ્બે ભોજાઈઓ એટલે તમારે કામ કરવું નઈ ને સામાને કરવા દેવુંય નઈ એમ જ ને?

મોંઘી : (નવાઈ પામતાં) ખરી તો હું છું કે તમે ભાભી! એક પા કો' છો કે આવા પરસંગે રતનબુનને હું તો ઘણીય ધકેલું છું પણ એ જ નથી આવતાં ને બીજી પા–

ભાભી : (એ જ ચડેલે મોંએ) પણ તે લઈ જાઓને આવે તો એ રહ્યાં. હું તો એમને ખોળે નાખવા બે પૈસા આપું, બીજું શું કરું! (પાલવેથી ગાંઠ છોડી બે પૈસા કાઢી રતન સામે ધરે છે) લો જાઓ બુન. ઊભાં ઊભાં મલી આવવામાં વારેય શી લાગવાની છે? જાઓ. હેંડો ને પતાસાં વહેંચાઈ રહ્યાં હોય તો નાનકાનેય તમારા ભાઈ પાસેથી લેતાં આવો. હું તો હવે કાળીબુનને વળાવવા કાંઈ નથી જવાની! (ખાલી પાલવની કરચલી ભાંગી કમરે ખોસે છે. વળી પૈસા ધરે છે.) લો હેંડો.

રતન : હું તો કાંઈય નથી જતી. જાઓ તમે તે કાળીના ખોળે એ પૈસાય ઘાલતાં આવજો ને નાનકાનેય લેતાં આવજો. ( ને પેલું કપડું લઈ ચાલતી થાય છે ખેતરે )

[ રતન હવે આવશે જ આમ ધારી ખુશ થઈ ઊઠેલી મોંઘી આ જોઈ ભોંઠી પડી જાય છે. ]

ભાભી : ( મોંઘીને ઉપરથી ડામે છે ) લો ! લઈ જાઓ હવે આ કાકાની દીકરીને ગાણાં ગાવા. ( ક્ષણેક પછી ) કો' છો ને કે હું નથી જવા દેતી ?

મોંઘી : પણ જવા દઈ નેયે—જો ખરું કહીશ ભાભી તો તમને, પછી મરચાં લાગશે. બાકી જો તમે, 'ઊભાં ઊભાં ખોળે ઘાલી આવવામાં વારેય શી લાગવાની છે ?' એમ શેણું ન વાળી હોત તો આજ તો એ એવી પલળી ગઈ 'તી કે જરૂર આવત. ( જવા કરે છે )

ભાભી : સારું ભાઈ એમ ! પણ જુનતું પાસું આટલું ઊતરડાઈ જતું હોય તો આ ઝાંપાવાળા ખેતરેથી વીણેલો કપાસ લઈ ને આવતાં એમને વારેય શી લાગવાની છે. આવે એટલે લઈ ને જ જાઓ ને !

મોંઘી : હોવ ! એટલે હુંય પેલી કાળીને—ઘણા દન ભેગા હર્યાં ફર્યાં ને આજ છૂટાં પડવાની વખતે જ મલ્યા વગરની રહી જાઉં ! આવે તો મોકલજો.

ભાભી : હા પણ તમારે જો આવવા ન આવવાની ખાતરી કરી જોવી હોય તો ઊભાં રો' બે ઘડી. ( ભેદભર્યું માથું હલાવી ) લેખ કરી આલું જો આવે તો.

મોંઘી : કેમ ?

રતન : કેમ તે એક તો આવા પરસંગોમાં જવાની ટેવ નઈ ને આમાં આ આણું એમના મામા-સસરાના ઘરનું તે એ બધા સિવાએય—જોતાં નો'તાં પેલા જમાઈ ને સવારમાં ચા પીવા બોલાવ્યો 'તો ને પાણીય પૂરું ભર્યાં વગર ખેતરે હેંડતાં થયાં 'તાં એ ? અરે સાસરિયાનું કોઈ, નામનું માણસ જોતામાં જાણે ભડકે છે, ત્યારે આ તો એમના વર આવેલા છે. ( ડોકું હલાવી મોં વાંકું કરે છે ) આવે જ નઈ ને ?

મોંઘી : ત્યારે હું એનાથી અવળું કહું છું. વર આવેલો છે એટલે જ આજે એ આવત ભાભી !

ભાભી : તો સવારમાં એ અહીં આવેલો હતો ને શું કામ ભાગી ગયાં એ મને કે'શો ?

મોંઘી : તો અહીં ઘરમાં રહીનેય—(હસી પડે છે) મારાથી કાંક બોલાઈ જશે તો કે'શો મોંઘીબુન કોઈની આમન્યા નથી સાચવતાં પણ તમે જ કો' એવી તે કઈ સાસરવાસણી હશે કે સાસરિયાંને જોઈ નહિ શરમાતી હોય ? હા, મારા જેવું કોક ઓછું તો આ રતન જેવું જરા વધારે.

ભાભી : અરે પણ શરમાવાની એકલી ક્યાં વાત છે મોરી બાઈ ! પણ આ તો આણાની ક્યાંય વાત નીકળે તો ય ડુસકે ને ડુસકે રોવા બેસે છે એ !

મોંઘી : એ તો પે'લાંના દિવસોમાં ક્યાંક ને એય મોટા-ભાઈ દમિયલ ને તમે રહ્યાં બચરવાળ એટલે એના મનથી એમ કે હું સાસરે જઈશ તો બધુ પડી ભાંગશે. બાકી હવે તો—એય દને દને જોવનાઈમાં ભરાઈ હાં કે ભાભી ! ( ભાભીનું મોં ગુસ્સાનું માર્યું કાળું પડી જાય છે. ) આ તો તમને થશે કે નથી તો એ સાસરવાસણીના ભાઈ ભોજાઈ ને ફિકર કે નથી એ સાસરિયાંને ને આ શું કામ નાહકની પેટ-વલુરા કરતી હશે ? પણ લોક શું કે' છે એ કહું ? કે' છે : પેલાં સાસરિયામાં એનાં જેઠ–જેઠાણી જાણે છે કે આણું કરાવશું તો અમદાવાદ નોકરી કરી રહેલા એ ભાઈ ને પછી શે'રની મોહિની મોળી પડી જશે ને અહીં ભાઈ–ભોજાઈ ને છે કે વાઢણાં નીંદણાનું કામ બધું પડી ભાંગશે. પણ આજ કહેવા બેઠી છું તો—દોઢડાહી તો ગણાઉં છું ત્યારે ભેગાભેગી કહી નાખું. પણ તમે પાછાં જાણશો કે



રતન મારી બ્હેનેય છે ને સહિયરેય છે એટલે; પણ ના, તમારુંય મને બળે છે એટલે કહું છું કે સાસરવાસણી કુંવાસીનો અદગણો નિસાસો સારો નઈં !

ભાભી : એ તો હુંય જાણું છું કે બામણનો ને કુંવાસીનો નિસાસો ખોટો, પણ સુન, આમને તો હું જો આણું કરાવી આપીશ ને તો એનો મને ઉલટો નિશાનો પડે એવું છે ! બાકી લો હું તો આ કાળી બેશું આજ આણું કરાવી આપું ને જો એ હમણાં રાજી રંગે હા કે'તાં હોય—અરે રોકકળ નાં કરે તોય મારે તો બસ છે. પણ એ જ પોતે, અરે એમનો આ વલોપાત જોઈને તો આણાનું પૂછવા આવેલા એમના જેઠ જ ગયા વરસના એવા ઢીલા પડી ગયા છે કે આજેય એ બાપડા ભાર દઈને નથી પૂછતા ! અરે આજ સવારમાં જ મન મોળું પૂછીને છાના થઈ ગયા 'તા ત્યાં !

મોંઘી : ( હસતાં ખચકાતાં ) પણ આવી જુવાનજોધ છોકરી સાસરે જવા શા માટે ના પાડે છે એ તમે ઊંડા ઊતરીને ખોળ્યું છે ?

ભાભી : હવે આપણાથી કાંઈ કોઈના મનમાં ઓછું પેસી નીકળાય છે સુખ ?

મોંઘી : તો બસ ત્યારે ! બાકી કે'વા બેઠી તો આજ કહી જ નાખું ભાભી કે જ્યાં લગી અહીં તમને ને ત્યાં એના જેઠની સવારથની આંખો હશે ત્યાં લગી—કાંક ભડકા જેવું થશે ત્યારે જ દેખાશે. બાકી ત્યાં લગી આ સાસરવાસણી દીકરીનું મન એમાંથી એકેયને દેખાવાનું જ નથી. ( ને ચાલતી થાય છે.) આવે તો મોકલજો.

[ શંકર અડધા વાક્યથી દાદુ મુખી જોડે પ્રવેશે છે. ]

શંકર : અરે લોકોની તો હવે વાત જ નથી કરવાની !

ભાભી : આવો શંકરદા. ઓહો ! આવો આવો દાદુ મુખી. ( હાંફળી ફાંફળી ખાટલો ઢાળે છે. વળગણીએથી ગોદડી લે છે.)

શંકરદા : અરે રે'વા દોને. ગોદડી હવે ક્યાં સુધી. ( છતાંય ભાભી ગોદડી પાથરે છે ) આ તો—તમને જો કે થશે કે પંદર દન પે'લાં આણાનું પૂછી ગયા, પાછું આજ સવારમાં પૂછ્યું તો ય પાછું વારે ઘડીએ શું છે ? પણ આ હમણાં તમે કહ્યું તેમ લોક તો મારું બેટું અમારી પાછળેય આદુ ખાઈને એવું પડ્યું છે કે કે' છે કે તમે જ આણા માટે જોઈએ એવો આગ્રહ નથી કરતા ? એટલે તો હું પછી નાતના આગેવાન દાદુ મુખીને તાણતો આવ્યો !

ભાભી : અરે પણ દૈ'ાં શાણાં તો કે' એ કે' પણ આજકાલની છોકરીઓય જાણે તમારા મારા કરતાં વધારે સમજતી હોય એમ શિખામણ દેવા નીકળી પડે છે એ ! ત્યાં તમે જ કો' દાદુમુખી, અમને તો લોકે આ દીકરીનાં દશમન જ ગણ્યાં ને ?

શંકર : અરે તમને શું અમનેય કે' છે ને કે ભાઈની અમદાવાદની કમાઈ મેંઠી લાગી છે ! મીં' તો પછી ચાઉં ને ભૂંડો તે એક બેને સંભળાવીય દીધું : અલે તારો ભાઈ થતો હોય તો તું ખા જા ને એની કમાઈ ! કેમ મુખી સુણાવી દીધું 'તું ને મોટા કાકાને ?

દાદુ : એ તો હુંય ક્યાં નથી જાણતો કે મોટા કાકાનેય કાંઈ આ જુવાન છોકરાંની નથી પડી, પણ એમને નામે એક જાતની ઈર્ષા. બાકી આપણું કે'વું તો એટલું છે શંકરભાઈ કે સાસરવાસણી છોકરી (સાસરીએ) જતીઆવતી જ સારી.

ભાભી : એ તો છે જ. આખરે કોને વા'લી નઈં હોય મુખી ! ને ગમે તેવી ડાહી દીકરી હોય તો ય છેવટ તો એ સાપનો ભારો ! પણ એટલું ખરું કે એક તો મારી આ નણંદ, હું ભૂલતી હોઉં તો મનેય શિખામણ દે એવી સમજણી છે ને બીજું મીં'કુ આમેય ને આમેં આ આટલો કપાસ વેગો

રતન મારી બુનેય છે ને સહિયરેય છે એટલે; પણ ના, તમારુંય મને બળે છે એટલે કહું છું કે સાસરવાસણી કુંવાસીનો અદગણો નિસાસો સારો નઈ!

ભાભી : એ તો હુંય જાણું છું કે બામણનો ને કુંવાસીનો નિસાસો ખોટો, પણ બુન, આમને તો હું જો આણું કરાવી આપીશ ને તો એનો મને ઉલટો નિશાનો પડે એવું છે! બાકી લો હું તો આ કાળી બેશું આજ આણું કરાવી આપું ને જો એ હમણાં રાજી રંગે હા કે'તાં હોય—અરે રૈકકળ નાં કરે તો ય મારે તો બસ છે. પણ એ જ પોતે, અરે એમનો આ વલોપાત જોઈને તો આણાનું પૂછવા આવેલા એમના જેઠ જ ગયા વરસના એવા ઢીલા પડી ગયા છે કે આજેય એ બાપડા ભાર દઈને નથી પૂછતા! અરે આજ સવારમાં જ મન મોળું પૂછીને છાના થઈ ગયા 'તા ત્યાં!

મોંઘી : (હસતાં ખચકાતાં) પણ આવી જુવાનજોધ છોકરી સાસરે જવા શા માટે ના પાડે છે એ તમે ઊંડા ઊતરીને ખોળ્યું છે?

ભાભી : હવે આપણાથી કાંઈ કોઈના મનમાં ઓછું પેસી નીકળાય છે બુન?

મોંઘી : તો બસ ત્યારે! બાકી કે'વા બેઠી તો આજ કહી જ નાખું ભાભી કે જ્યાં લગી અહીં તમને ને ત્યાં એના જેઠની સવારથની આંખો હશે ત્યાં લગી—કાંક ભડકા જેવું થશે ત્યારે જ દેખાશે. બાકી ત્યાં લગી આ સાસરવાસણી દીકરીનું મન એમાંથી એકેયને દેખાવાનું જ નથી. (ને ચાલતી થાય છે) આવે તો મોકલજો.

[શંકર અડધા વાક્યથી દાદુ મુખી જોડે પ્રવેશે છે.]

શંકર : અરે લોકોની તો હવે વાત જ નથી કરવાની!

ભાભી : આવો શંકરદા. ઓહો! આવો આવો દાદુ મુખી. (હાંફળી ફાંફળી ખાટલો ઢાળે છે. વળગણીએથી ગોદડી લે છે.)

શંકરદા : અરે રે'વા દોને. ગોદડી હવે ક્યાં સુધી. (છતાંય ભાભી ગોદડી પાથરે છે) આ તો—તમને જો કે થશે કે પંદર દન પે'લાં આણાનું પૂછી ગયા, પાછું આજ સવારમાં પૂછ્યું તો ય પાછું વારે ઘડીએ શું છે? પણ આ હમણાં તમે કહ્યું તેમ લોક તો મારું બેટું અમારી પાછળેય આદુ ખાઈને એવું પડ્યું છે કે કે' છે કે તમે જ આણા માટે જોઈએ એવો આગ્રહ નથી કરતા! એટલે તો હું પછી નાતના આગેવાન દાદુ મુખીને તાણતો આવ્યો!

ભાભી : અરે પણ ઘેરાં શાણાં તો કે' એ કે' પણ આજકાલની છોકરીઓય જાણે તમારા મારા કરતાં વધારે સમજતી હોય એમ શિખામણ દેવા નીકળી પડે છે એ! ત્યાં તમે જ કો' દાદુમુખી, અમને તો લોકે આ દીકરીનાં દશમન જ ગણ્યાં ને?

શંકર : અરે તમને શું અમનેય કે' છે ને કે ભાઈની અમદાવાદની કમાઈ મેંઠી લાગી છે! મીં તો પછી થાઉં ને ભૂંડો તે એક બેને સંભળાવીય દીધું : અલે તારો ભાઈ થતો હોય તો તું ખા જા ને એની કમાઈ! કેમ મુખી સુણાવી દીધું 'તું ને મોટા કાકાને?

દાદુ : એ તો હુંય ક્યાં નથી જાણતો કે મોટા કાકાનેય કાંઈ આ જુવાન છોકરાંની નથી પડી, પણ એમને નામે એક જાતની ઈર્ષા. બાકી આપણું કે'વું તો એટલું છે શંકરભાઈ કે સાસરવાસણી છોકરી (સાસરીએ) જતીઆવતી જ સારી.

ભાભી : એ તો છે જ. આબરુ કોને વા'લી નઈ હોય મુખી! ને ગમે તેવી ડાહી દીકરી હોય તો ય છેવટ તો એ સાપનો ભારો! પણ એટલું ખરું કે એક તો મારી આ નણંદ, હું ભૂલતી હોઉં તો મનેય શિખામણ દે એવી સમજણી છે ને બીજું મીંકુ આમેય ને આમે આ આટલો કપાસ બેગો

થઈ જાય તો મહિના પછી—

દાદુ: એ તો સમજ્યા હવે! મહિના માસમાં ખાટુંમોળુંય શું થઈ જવાનું છે!

ભાભી: તો ય અમારો વિચાર તો આ કાળી-ચૌદસના ભેગું જ આણું કરાવવાનો હતો પણ મીં ગણ્યું કે આ નમાઈ છોડીને થશે કે જુઓ આવો મોંઘાનો કપાસ ભેળાઈ રહ્યો છે, તો ય મારાં ભાભી મને સાસરે મોકલી દે છે. ત્યારે હું ન ગમતી હોઉં તો જ ને?

દાદુ: (ન માનતો હોય એવા હાસ્ય સાથે) એ તો હવે ઠીક છે. બાકી આપણુ ખેતીવાળાં લોકને તો લૂલું-લંગડું મનેખેય પડ્યો રોટલો નથી ખાતું પછી આ તો વળી—નછરવી છોકરી ને મોસડી ભેંસ! કોને અળખામણી હોય?

શંકર: ના, પણ વેવાણની આ કેવી વાત તો ખરી છે સુખી. ગઈ સાલ હું આણાનું પૂછવા આવ્યો એટલામાં તો રતની, સામે ઘેર જઈને ધ્રુસકે ધ્રુસકે એવી તો રોવા મંડી! કે' છે મારા ભાઈનું ભેળાઈ—

દાદુ: (આછી ચીડ સાથે) એ હશે પણ એ અને આજની વચમાં દન ગયા ત્રણસેં ને પાંસઠ ને તેય પાછા ચડતે લોહી, એનો તો કાંઈ વિચાર કરો!

ભાભી: ના પણ હવે તો આ હોળી જાય કે પે'લે જ મુરતે આણું કરાવી આલવું છે.

દાદુ: પણ જોજો પાછાં હોળીનાં ઊઠ્યાં દિવાળી ભાળતાં! ભા! નકર બીજું તો ઠીક પણ નાહકનાં નાતના કાયદામાં—એ તો કોઈ ફરિયાદી નથી નકર અઢારની ઉંમરે આણું કરાવી આલવાનો આપણી નાતનો કાયદો છે એ જોતાં તો તમે ચાર વરસથી કાયદામાં આવેલાં છો.

ભાભી: (જરા ક્ષોભ સાથે) ના પણ દિવાળીની તો હવે વાત જ ખોટી. પણ એટલું કે આ શંકરદા કે'તા 'તા એમ કાંક આજના આ મુરતના ચૂકયા ઠેઠ પછી—

શંકર: (પોતા સામે જોતા દાદુને) હા ગામોટ ગોર એમ કાંક લોચા તો વાળતો 'તો કે જો આજ-વાળું મુરત ચૂકયા તો પછી ઠેઠ દિવાળીએ વાત ગઈ. આવું કાંક ટીપણું કે'તાં ગણતો તો હતો!

દાદુ: તો પછી મુરત જ ન પૂછવા જવું. સારો વાર જોતાક ને જે' જે' ભગવાન! (ભાભી તરફ જોઈ જરા ધમકીભર્યા અવાજે) બાકી આ ઉનાળો ચૂકવાનો નથી ભા, આ તમને કહ્યું!

શંકર: (ભાભી તરફ ડોકું હલાવી એમને હાં હાં કરવાનું સૂચવતો હોય એ રીતે) હા હા એ તો પછી એમ જ તો ત્યારે!

દાદુ: (ઊઠવાની તૈયારી કરતા હોય છે) હા નકર જોજો પછી લોકોની પેઠે આ તો મુરત નથી, તો વળી ઓણુ તો ખર્ચ વેઠાય એવું નથી, આમ કરીને વરસ કાઢી નાખનાં? સગવડ ન હોય તો છેવટ એક જોડ લૂગડાં ને એય ન બને એમ હોય તો છેવટ પે'ર્યે લૂગડે ભા! દીકરી તો આપ-કમાઉ છે. એક પટારો ભરીને લૂગડાં આપશું તો ય —(ઉભા થઈ જાય છે) માટે એ તો એના ઘરનું જ પોકશે.

ભાભી: (ઊભા થતાં) જરા બેઠા હોત તો બે કપ ચા—

દાદુ: ના ભા ના. ચા તો આખો દન પી પી કરી છે. એ દુઃખે તો હું આવવાનો જ ન'તો પણ એક મુદ્દાના માણસે મને કે'વડાવ્યું કે હવે છેલ્લા ઉપાય તરીકે તમે જઈને જરા બે વાતો એમને હસાવો એટલે ભીંકુ લાવ ત્યારે ઝાંપે મોદ નાખી કોસંબા-પાણી કરે એટલી વારમાં જઈ આવું.

[જરા ખચકાય છે]

ભાભી: તમારા જેવા આણાનું પૂછવા આવ્યા તો અમારુંય સારું દેખાયું ને તમનેય ખાતરી થઈ કે અમારે વેવાઈઓને ઝઘડા જેવુંય કાંઈ નથી. ને



તો ય મેં તો મોકલી જ દીધી હોત પણ એક તો અમારી નણંદ, સાસરીના નામથી જ ભડકે છે ને પાછી નમાઈ છે એટલે મીંકુ એનો જીવ કકળાવીને—

દાદુ: એ તો આપણને એમ લાગે ભા! બાકી આપણું છોકરું મોઢે ચડીને ઓછું કે'વાનું છે? પણ એટલું કે સાસરવાસણી દીકરીનો ક્યાંક નિસાસો પડી જાય ને તો ગમે તેટલી મે'નત કૂટીએ તો ય આપણો ઉદેકાર જ કદી ના થાય! ને એ કાંઈ જાણી જોઈને નિસાસા ઓછા નાખે છે! એ તો કોક પળે અજાણતાં જ નીકળી પડે હાં કે? જેવનાઈ વસ (વસ્તુ) જ એવી છે. લો આવજો ભા ને પેલી નાતના કાયદાની વાત ધ્યાનમાં ન રાખો તો કાંઈ નઈ પણ નિસાસાની વાત તો ગાંઠે જ બાંધજો.

[પીઠ ફેરવે છે]

ભાભી: ( ગંભીર ભાવે ) ખરી વાત છે! નાત તો દશ શેર–અધમણ ઘી ખાઈને છોડી દે પણ નિસાસો તો કે' છે લોઢાનેય ભસમ કરી નાખે!

દાદુ: (પાછળ ફરી જોતાં) બાપજી મારો!

ભાભી: આવજો ( થંભી જાય છે. એઉને અદ્રશ્ય થયા પછી તિરસ્કૃત સૂરતે) હં! આવી ગયા અહીં નાતનો ધજાગરો (ધજ) લઈને આકડિયેથી મધ કાઢવા! પણ ત્યાં ખુનની દીકરી પચ્ચીશ વરસનો પચાયો થઈ છે એને તો નાતનો કાયદો ભાળીને નથી સાસરે મોકલાવાતી!...ને પાછા કે' છે કેવું: મુદ્દામ માણસે મોકલ્યો છું! પણ મુદ્દામ તો પેલા—આવા તેવા ગુના ખોળી વીણી ખાવા પેધેલા નાતના બે–ચાર આગેવાનો જ હશે એ હું ક્યાં નથી જાણતી? ( ગોદડી વાળી ખાટલો ઊભો કરે છે ને પડેલાં ડોડવાં વીણી ઢગમાં નાખે છે) પણ એણેય જાણ્યું હશે કે આ બાઈ નાતને કાંઈ ગાંઠે એવી નથી. (હસે છે) એટલે પછી થાકીને બાપડે સાસરવાસણીના નિસાસાની વાત કાઢી. પણ આ ડોસાને ક્યાં ખબર છે કે આ સાસરવાસણી બાઈ તો એવી છે કે આ ઓણુ સાલ આણું કરાવવાનું છે એવું સાંભળતાંમાં જ ભલું હશે તો —અરે અત્યારે જ જુઓને! એનો વર રખેને ક્યાંય ઘેર આવે ને પોતાને જોઈ જાય એમ કરીને જ તો ઘેરે પૂરો પગેય નથી ઠરવા દેતી! હું મીંકુ કાળીગુનનને ભેટતાં આવે ને નાનકાનેય લેતાં આવે (જરા ફિકરના સૂરમાં એના બાપાથી તેડાશે નઈ ને ગામના ઝાંપા સુધી–( રતન પોટ સાથે પ્રવેશે છે એ જોઈ) આ આવ્યાં લો! જાઓ છો ને રતનગુન? હજુ હમણાં ઝાંપે પોદ નંખાઈ છે.

રતન: હું તો કોઈ નથી જતી.

ભાભી: અરે જાઓને મારી બાઈ! પેલી દોઢાદોઢી મોંઘી જેવાં મારો જીવ ખાતાંય મરે ને—લો આ પૈસાય કાળીગુનને ખોળે ઘાલતાં આવજો ( કાપડામાંથી કાઢે છે) ને બીજું તો ઠીક પણ નાનકો તમારા ભાઈને હેરાન—

રતન: તે મેલીને શું કામ આવીએ! લઈ આવો જાઓ જઈને. નકર તેડાવીને મારા ભાઈને ગયા ફેરાની પેઠે માંદા પાડી નાખશે તો—(ને ગાંસડી ઉતારી કાલાં ફોલવા વળગી જાય છે.)

ભાભી: તમે તો જો આવા પ્રસંગમાં—ગાણાં ગાવાની તો મા મરી ગઈ પણ જેવાય એ ઘડી જાઓ તો સૂરજ આ આમને સાટે આમ જ આથમે તો? ને લોકેય પીટ્યું ઉપરથી પાછું મને......( અદ્રશ્ય થાય છે)

રતન: લો કરો વાત! એક ઘડીનો તો પરવાર નથી આવવા દેતાં ને ઉપરથી પાછું—ને લોકેય રોયું સમજે નઈ ને—મને સાસરે નથી મોકલતાં એમાં એમના બાપનું શું જાય છે! મેં કંઈ ખરું ખોટું તો નથી કર્યું કે......( આંખમાં આવેલાં આંસુ લૂછે છે) ને સાસરે જઈનેય:હું પેલાં પારકાંનું છબોલા સાંભળું ને એ (પતિ) ત્યાં અમદાવાદમાં છેલ મારે! એને જો બૈરાની ગરજ હોય તો નોકરી મેલીને આવે ઘરે:! આ બધાનું

પૂરું થાય છે ને એનું નઈ થાય કે—પણ આ તો આણું તેડી લઈ જઈને એ જાય પાછા નોકરીએ એટલે મારા કપાળમાં તો—ત્યાંય હું એકલી જ ને તેય પાછી પારકા મનેખમાં. (ભારે શ્વાસ લે છે) એટલે કોઈના વિવા હોય કે આણાં પિયાણાં હોય પણ આપણા કપાળમાં તો—ગાવું ને રોવું બધું સરખું જ છે. મારા જેવીને જોઈને જ તો પેલા ગાણાના કરનારે આ ગાણું ગોઠવ્યું હશે ને ? (બબડે છે.)

'રે ભેંમા સગવાડાની શેરી ભેંમા સાંકડી'

પણ સગવાડાની કહી એવી સાસરિયાંની સાંકડી શેરી કહેવી હતી ને ? (જરા બહાર જોઈ લઈ ગાવા મંડે છે.)

''રે ભેંમા સાસરિયાંની શેરી ભેંમા સાંકડી
રે ભેંમા ઘેરીડા વો'રું તો ભેંમા એકલી !
રે એનો હાંકનારો પરદેશ રે
અડધાં જોવન રે ભેંમા વહી ચાલ્યાં !'

(પોતે એકલી એકલી શરમાઈ જાય છે) આ મોંઘી જેવી કોઈ સાંભળશે તો કે'શે આ દેનાં ઘરના ઝોડને વળી ગાતાં ક્યાંથી આવડ્યું ? (વળી જરીક ડોક લાંબી કરીને જોઈ લે છે, ગાવા મંડે છે.)

'રે ભેંમા ઘોડીલા વો'રું તો ભેંમા એકલી
રે એનો ચઢનારો પરદેશ રે—
અડધાં જોવન રે ભેંમા વહી ચાલ્યાં'

(ને પછી તો આસપાસનું ભાન પર્યું એ ભૂલી બેસે છે)

'રે ભેંમા શણગારો સજું તો ભેંમા એકલી !'

(હૈયા ઉપર કિડિયાના હારને જાણે અજાણેય સ્પર્શે છે !)

'રે એનો નિરખનારો પરદેશ રે,
અડધાં જોવન રે ભેંમા વહી ચાલ્યાં'

(આ સાથે જ એની આંખો ભરાઈ આવે છે. હાથથી આંખો લૂછતાં ગાય છે—બલકે હૈયું જાણે રડે છે.)

'રે ભેંમા ધૂધવતાં ગાણાંમાં ભેંમા એકલી
રે એનો ઝીલનારો પરદેશ રે—
અડધાં જોવન રે ભેંમા વહી ચાલ્યાં'

(આંખો ભરતી જાય છે-લૂછતી જાય છે ને છેલ્લી લીટી ફરીવાર ઉથલાવે છે.)

'રે એનો ઝીલનારો પરદેશ રે—
અડધાં જોવન રે ભેંમા વહી ચાલ્યાં'

(કડી પૂરી થતાં પાલવે આંખો કોરી કરવા લાગે છે)

ભાભી : (ફરીથી ઊથલાવેલી કડી વખતે પ્રવેશે છે. થંભી જાય છે. જરીક પાછા હટતાં) ઓ ભગવાન્ ! મને શી ખબર કે આ લૂખી સૂકી લાગતી નણદી આમ એકલી એકલી—ખરી વાત છે ! દાદુમુખી કે'તા 'તા કે સાસરવાસણી કુંવાશી ક્યાંક નિસાસો નાખશે, પણ નાખશે શું, આ નાખી જ રહી છે ! એટલે જ તો આટઆટલું એનું કામ છતાં, આ એની કકળી રહેલી આંતરડી અમારો ઉદ્ધાર જ નથી થવા દેતી !...ના ના ના ! હવે તો એક ઘડીય એ આ ઘરમાં નઈ ! (જરા ખૂંખારો ખાઈ આગળ વધે છે.)

રતન : (એ તરફ નજર જતાં આંસુ લૂછી મોં ઉપર હાસ્ય લાવતાં) નાનકાને પાછાં શું કામ મેલીને આવ્યાં ભાભી ?

ભાભી : એ રમે આંગણામાં. પણ બુન ! ક્યાંક ઊઠે એઠે કે મોંઘીબુન જેવી સહિયરને મોઢેથીય મને, તમારા મનની એક જરી તો ખબર પડવા દેતાં !

રતન : (મોં ચડાવી) ઊંહ ! કેવી વળી મનની ખબર ?

ભાભી : અરે મારી બાઈ ! નથી તો બા હજી રૂપાળા હોઠો ઉપરથી પેલું ગાણું વીલાયું કે નથી સુકાયા ગાલ ઉપરનાં આંસુય ને તોય પાછાં—હજીય મને જાળાં પછવાડે ફેરવો છો !

રતન : (છણકા સાથે પેલાં કાલાં ફોલેલાં એક



તરફ એકઠાં કરે છે.) હોવ ભાઈ! અમે તો તમને જાળાં પછવાડે ફેરવીએ છીએ!

ભાભી : (મુગ્ધ ભાવથી જરી તાકી રહે છે) પણ હવે તો હું ભૂલાવામાં પડું એમ જ નથી તો! (પાછા ફરવા જતાં ખચકાઈને) એમ કરો, તમે આ ડોઢવાં ભરી લઈને ચોપાડ આખી જરા વાળી ઝૂડી નાખો એટલામાં હું—

રતન : કોણ સાજનિયા આવવાના છે તે અત્યારે—

ભાભી : સાજનિયા જ આવવાના છે! ને તેય પાછા સાસરવાસણી આ મારી નણંદીનું આણું કરવા (સ્વગતની જેમ) હમણાં જ એ બધાને પાછા વાળી લાવી આ આજના મહુરતે જ પસ્તાનું કરાવી દઉં કે પછી—(જવા કરે છે)

મોંઘી : (વંટોળની જેમ મધુરી કોઈ રીસભરી પ્રવેશે છે. ભાભીનો જાણે ખ્યાલ જ ન હોય તેમ રતન સામે જઈ કેડે હાથ રાખી વ્યંગભરી નજરે તાકે છે) એ તું દેના ઘરનું ઝોડ?

ભાભી : મોંઘીબુન જરા મારું એક કામ—

મોંઘી : (એ તરફ લક્ષ ન આપતાં ચડેલે મોંએ નવાઈથી તાકી રહેલી રતનને બાવડે ઝાલી ઊભી કરવા મથે છે) મને શી ખબર કે તું, આ છે એટલી બીજી ભોંયમાં—પણ ત્યારે ત્યાં આવતાં તને ચૂંક શું ચડે છે?

રતન : (બેઠી બેઠી જ) શાની વળી ભોંયમાં ને શો તું લવારો—

ભાભી : (હસીને મોંઘીને બાવડે ઝાલી પોતા તરફ ફેરવવા કરતાં) ચૂંક ચડી 'તી એટલે જ તો બુન—ત્યાં તો ઘણુંય આવે પણ અહીં સગવાડાની (છાતીના વચલા ભાગ ઉપર નીચે ઉપર હાથ કરતાં) આ સાંકડી શેરીમાં ગાણાં ઘૂઘવતાં હોય પછી—ત્યાં એટલાં મનેખમાં આંસુ સારતાં સારતાં એ ઘૂઘવાટ ઠલવાએય નઈ ને ચૂંક ચડેલી વેરાએય નઈ! પણ (રતન સામે વહાલ અને વ્યંગભરી નજરે તાકતાં) મનેય આજે ખબર પડી કે આ સાસરવાસણી નણંદીને શણગાર સજવાનું મન ઊપડયું છે ને અડધાં જોબન વહી ગવાનું દુઃખેય ઊમટયું છે!

મોંઘી : ત્યારે તો એમ કો' ને કે પેલું 'અડધાં જોબન રે એમાં વહી ગયાં' એ ગાણું અહીં ઘેર રહી રહી ગાતી 'તી? (અડધું પડધું સમજી-ન સમજીને ભાભીની વાતમાં ટાપસી પૂરાવે છે ને વળી પાછી પોતાની વાતના અનુસંધાનમાં જરાક દાંત પીસી તાકતી) અરે!...અરે! . તમે તો હજુ એને (રતનને ઊડાડવા કરતાં) અલી ત્યારે હેંડ ને ઊઠ હજી તો હમણાં ત્યાં પતાસાં વેંચાય છે. (રતનને આંખ મીચકારતાં તો હોઠ બીડી સાનમાં સમજાવતાં) એ પરદેશવાળું નઈ તો એકાદ બીજું ગાણુંય—હેં ભાભી?

ભાભી : (મોંઘીને વળી ખેંચે છે) ગાણાં તો—એમને છાનાં તો તમને છતાં હમણાં હું પેટ ભરીને ગવડાવું છું પણ એ પે'લાં એક મારું કામ કરોને બુન!

મોંઘી : જુઓ ભાભી, હમણાં તમારાં લાખ કામ હશે તો ય—આજ તો મારે ગમે એમ થાય પણ સરખી સહિયરોમાંય એની હવે શરમ લાગવી છે ને ઊઘાડીય (બમણા જુસ્સાએ રતનને વળગે છે) ઊઠ 'લી રતન. પેલું આણું વાટે પડે એ પે'લાં—

રતન : (છણકા સાથે ઊભી થાય છે) પણ તું—લે આ ઊભી થઈ હવે!

મોંઘી : (એનો સાડલો નીચેથી ઠીક કરી એ બાવડાં ઝાલી તાકે છે) વાહ! પણ ખરું કે'વડાવે તો આજ તો સવારમાંથી જ તારા ઉપર રૂપ ઢળવા માંડયું છે કેમ નહિ ભાભી?!

ભાભી : (સહેજ શરમાતાં) મરો તમે મોંઘંબુન! (વળી એને ખેંચે છે) પણ આમ રધવાયા મનેખની પેઠે કર્યા વગર—(રતન આ બેની વચ્ચે મધુરું શું મુંઝાતી શરમાતી ને રાચતી બાધા'

સરખી બની પાલવનો નીચલો છેડો આંગળી રહે છે.)

મોંઘી : (ભાભીની વચ્ચે) નોં, એમ કરીને તમે મોડું કરી આપો ને ત્યાં પેલું-(રતનને આગળ કરવા કરતાં) ના આજ તો મારે—એ મારાથીય કપટ રમે છે. પણ હવે તો મારા જેવા ત્રીજા જણની હાજરીમાંય શરમનો એ પડદો—

રતન : (એના તરફ રીસથી નીચલા હોઠ દાબી હાથથી એક છૂપો ઠોંસો મારતાં ભાભીની હાજરીનો ખ્યાલ આવતાં વચ્ચે) ઊંહ તુંય તે! આડો અવળો લવારો—ભાભીની વાત તો—(પણ અહીંય એને વાતનો ખ્યાલ આવતાં અકળાઈને અવળી ફરી જાય છે. રડમસ અવાજે) જાઓને ભાઈ બધાં, કામ કરવા દો ને!

ભાભી : (મોંઘીને પાકી રીતે ઝાલતાં) પણ એ શરમ તો હું પાકે પાયે હવે ભાંગી આપું છું તો સુન! મારી પૂરી વાત તો—

મોંઘી : તમેય ઠીક છો હાં! (રતનને પડતી મૂકે છે) ત્યાં પેલું આણું જતું રે' પછી શું મારું કપાળ—(રતન ટોપલું સંભાળે છે)

ભાભી : પણ એટલે જ તો હું ત્યાં તમને દોડાવું છું.

મોંઘી : એમ! (કંઈક ભેદ હોય તેમ ધ્યાન આપે છે.)

ભાભી : જુઓ, ઝાંપે જઈને પે'લ પરથમ તો તમારા ભાઈને ઘેર રવાના કરો ને પછી દાદુમુખીને મારું નામ લઈને કો' કૈયે તમારી વાત મારે ગળે ઊતરી છે માટે હેંડો ને આજના આ સારા મહુરતે રતનજુનનું આણુંય—છેવટ પરતાનુંય કરી દો. પછી કાલે વળાવવામાં કશો વાંધો નઈં આવે. કૈયે જમાઈયે ભેગા ભેગી આવેલા છે માટે—કાળી સાથે ચાર જણાને જવા દેવા હોય તો જવા દઈને બધા પાછા આવો. કે'જે કૈયે ગામોટ ગોર કે'તા 'તા કે પછી આ વરસમાં મહુરત આવતું નથી એટલે પછી કાં તો સારા મહુરત વગર—અમે ઘા ભણશું તો ય શંકરદા નઈં માને ને આ તો જમાઈય આવેલા છે ત્યારે—ફેર કાં તો એમને રજા નઈં મલે—

રતન : શું કામ ભાભી તમે અમથાં—(ટોપલું ભરતાં ભરતાં રોષ સાથે ઊભી થઈ જાય છે, આંખમાં આંસુ છલકાઈ આવે છે, અવાજ પણ રુદનભર્યો અને તૂટતો છે)—હું તો તમે લાખ કરશો તો ય પેલાં પારકાંનાં વૈતરાં કૂટવા—ને છબોળા સાંભળવા આજેય નથી જવાની ને કાલેય—આ તમારું કામ રહ્યું (ટોપલું હડસેલી પેલા આડા મૂકેલા ખાટલા પાસે જઈ પાયા ઉપર હાથ ટેકવી નીચી મૂંડીએ આંખો લૂછ્યા કરે છે.)

[મોંઘી ચોંકી ઊઠે છે. ભાભી વિચારમાં પડી જાય છે.]

મોંઘી : (ખુશ થઈ આંખો પહોળી કરી ભાભીને) સમજ્યાં ને ભાભી હવે? પરકાંનાં વૈતરાં ને છબોળા નઈં સાંભળું એનો ભાવાર્થ સમજ્યાં ને?... પણ એ તો હું આમે સમજાવી લઉં છું. તમ તમારે આંણાવળાને વાળી લાવો હેંડો ઝટ? (ભાભીને કાનમાં કંઈ કહે છે. ઊંચેથી) દાદુ મુખીનેય 'એણે' જ કોકને કહીને અહીં—

ભાભી : એ...મ! (સ્વગત) તો તો એ જ મુદ્દામ્ માણસેય એમ કો' ને? ત્યારે તો હું જ જઉં સુન નકર શંકરદા જ કાં તો આડા પડીને આજનું મહુરત—(જતાં જતાં—રતન તરફ હાથની સાનથી તો થોડુંક શબ્દોમાં) તમે જરા એમને—

મોંઘી : એ તો હું એને—આ તમને કહ્યો એટલા એક જ મંતરની જરૂર છે. (અવળી ફરી ઊભી રહેલી રતન તરફ ડગ ભરે છે.) ઓ તું ભોળી ને ભલી તારાં વેણ! ઓ તું સાસરવાસણી તારાં, ચેન! (પાસે જઈ રીસ અને રોષભરી રતનને બાથમાં લઈ આ તરફ ફેરવે છે.) પે'લી વખત આવી ત્યારે મને હતું કે આ દેના ઘરના ઝોડને



લઈ જઈને પેલા પરદેશી જોડે મેમિળાપ કરાવી દઉં જો કાંઈય સાસરીનો મોહ લાગે તો! પણ છુન તો મારી એવી ભોળી નીકળી કે (હાસ્ય દબાવતાં જાણે સ્વગત) સવારના પો'રમાં વર અહીં ચા પીવા આવ્યો ત્યારે એ હતી તે પાણી ભરવું અધૂરું મૂકી ઉલાળો કરતીકને—(રતન સામે તાકતાં વળી જાણે સ્વગત) આંખનોય ફર્યો જ હશે તો—પેલાની નજર સામે જ હિંડતી થઈ ખેતરે!

રતન : (છંછેડાય છે.) હેંડ હેંડ હવે! આંખોના ઉલાળા એક તને આવડે એટલે?

મોંઘી : પણ મારી પૂરી વાત તો સાંભળ?

રતન : નથી સાંભળવી જા (છૂટી થઈ બાજુના પેલા ટોપલામાં ડોડવાં ભરવા વળે છે.)

મોંઘી : સાંભળે તો ઘણીય પણ ત્યાં માથાબૂડ કપાસમાં પેલા પરદેશી સાથે—

રતન : જો હોં મોંઘી? (આંખ ભરાઈ આવે છે.)

મોંઘી : (વહાલ ઊભરી આવ્યું હોય તેમ) ઓ તારાં આંસુ! ઓ તું—પણ ત્યારે સાંભળ, (કામ કરતા રોકે છે) જરા મારી આંખે જો (હડપચી ઊંચી કરે છે.) હું તને એવી ખુશીની ખબર આપું કે—

રતન : નથી સાંભળવી જા. (ત્યાં ને ત્યાં જ ઊભી છે.)

મોંઘી : પણ તે નથી સાંભળવી તો મને શું કામ કાઢે છે, તું જ જા ને? (જવા કરતી રતનને ફટ વળગી પડતાં હડપચી ઊંચી કરી) જો, હવે તો પેલો પરદેશી નોકરીએ જ નથી જવાનો. માટે આ તારાં વહી જતાં જોબનનું—

રતન : (જાણે માનતી ન હોય એવા હર્ષ સાથે) જા જા જૂઠી.

મોંઘી : અરે...નકર તું જ કે' સવારે પેલા ખેતરમાં તમે બે મળ્યાં 'તાં એનીય મને ક્યાંથી ખબર પડે?

રતન : મને તો લાગે છે એ ને આ, બધાંય તારાં જ કારસ્તાન—

મોંઘી : ને જતાં જતાં તું (ગાલમાં હાસ્ય ભરી તાકતાં)— ભાભીને રતો ફળીમાંથી ધારો પાડી કે'તી ગઈ'તી કે ઝાંપાવાળા ખેતરે ડોડવાં વીણવા જઉં છું, એ તો મારાં કારસ્તાન હશે કેમ? (ને વળગી પડી છાતીએ ભીડાવે છે) ઓ તું ભોળી! ઓ તું—

રતન : તારા જેવાં નઈ તો ય.

[પડદો પડે છે]



૧૯૪૮માં શરૂ કરવામાં આવેલી ફરજિયાત કોન્ટ્રીબ્યુટરી પ્રોવિડંટ ફંડ યોજનાનો લાભ, ૧૯૫૭–૫૮ની આખરે લગભગ ૩૪૨ લાખથી વધુ કામદારોને મળતો થયો હતો. આ યોજના તળે બિહાર, પશ્ચિમ બંગાળ, આસામ, ઓરિસ્સા, મધ્યપ્રદેશ અને વિંધ્ય પ્રદેશમા આવેલી લગભગ ૮૫૦ જેટલી કોલસાની ખાણો આવરી લેવામાં આવી છે. ૧૯૫૬–૫૭ની આખરે આ ફંડમા ભરાયેલી રકમનો આંકડો રૂા ૮૪૭ કરોડ પર પહોંચ્યો હતો. આ યોજના તળે પ્રત્યેક કામદારે પોતાના મૂળભૂત વેતનના રૂપિયાદીઠ એક આનો ફંડમા ભરવાનો હોય છે અને માલિકોએ પણ એટલો જ ફાળો આપવા ઉપરાત ફંડના વહીવટના ખર્ચ પેટે વધારાના ત્રણ ટકા જેટલી રકમ આપવાની હોય છે.



દટાયેલા ખડકોનો પ્રકાર અને સ્વરૂપ જાણવા અને સમજવા માટે ઊંડા તેમ જ છીછરા, બન્ને પ્રકારના સંખ્યાબંધ છિદ્રવેધ કરવાની જરૂર છે. આ બધાં ખર્ચાળ કામો છે. એક પ્રાયોગિક કૂવાની કે ઊંડા ડ્રિલીંગની પાછળ રૂ ૫૦ લાખ કે તેથી વધુ પણ ખર્ચ કરવો પડે. તેલશોધ અંગે થતા આ ભારે ખર્ચ અને એમા રહેલાં જોખમો છતાં ભારતે પોતાની તેલની જરૂરિયાત બાબતમાં સ્વતંત્ર અને સ્વાવલંબી બનવાનો પ્રત્યેક પ્રયત્ન કરવો રહ્યો. જો આપણે તેલ શોધવામાં નિષ્ફળ જઈએ તો, ૧૯૭૬ સુધીમાં, આપણું તેલ આયાતનું ખર્ચ, વિદેશી હૂંડિયામણની દૃષ્ટિએ રૂ ૫૦૦ કરોડ પર પહોંચી જાય અને આ ખર્ચ કરવું ભારતને પાલવે નહિ.





રાજુ પંડિત



[ ૮ ]

લૉસ ઍંજલીસ, ૧૬-૧૨-'૫૮

હિંદથી કોઈપણ વિભૂતિ લૉસ ઍંજલીસની મુલાકાતે આવે તો અહીંનું ઇન્ડિયા અમેરિકા કલ્ચરલ ઍસોશિયેશન એની સરભરા કરવા યત્ન કરે છે. યોગ, ફિલસૂફી કે રાજકારણ સાથે એ મુલાકાતને સ્નાન સૂતકનો પણ સંબંધ હોય તો અહીંના Self Realization Fellowship Center ના India Hall માં પ્રવચન ગોઠવી મારે છે ( ને ઘણીવાર પસ્તાય છે. ) તાજેતરમાં મુંબાઈનો એક ધાર્મિક પુસ્તકોનો પ્રકાશક 'ઈફરે તિફડેસે' ડૉલરની વ્યવસ્થા કરી અમેરિકામાં સચિત્ર ગીતાની ૨૦,૦૦૦ પ્રતો વેચવા આવ્યો છે. સંસ્થા એના હાથમાં ઝડપાઈ ગઈ ને 'ગીતાનો આધ્યાત્મવાદ' ઉપર એક મહા વિદ્વાનનું પ્રવચન સાંભળવા આમંત્રણ અપાઈ ચૂક્યાં. ઘેર બેઠાં ગંગા આવી એટલે ગીતા વિષેનું કટાઈ ગયેલું જ્ઞાન તાજું કરવા ઘણા હિંદીઓ ત્યાં જઈ પહોંચ્યા. ગીતાના આધ્યાત્મવાદનો જરાક ઉલ્લેખ કરી એના વેચાણની ભૌતિક બાજુ ઉપર ચાલીસ મિનિટની જલદ Sales talk આપી એ સજ્જન બેસી ગયા ને પછી સચિત્ર ગીતાની નકલોની એક પેટી ખોલી વેચાય એટલી નકલો વેચવા મંડી પડ્યા. અસ્તુ !

*

હિંદીઓને વખતની કિંમત નથી એ સામાન્ય બની ગયેલી છાપને તાજેતરમાં વૉશિંગ્ટન ડી. સી. ખાતેના હિંદી સરકારના એલચીખાતાના કામચલાઉ વડા શ્રી. હરેશ્વર દયાલે તાજી કરી. એમના માનમાં યોજવામાં આવેલા ચાપાણીના મેળાવડામાં એમણે ૨૦૦ જેટલાં અમેરિકનો ને હિંદીઓને ૪૫ મિનિટ સુધી રાહ જોવડાવી. અંતે પધારીને અને હિંદી લોકશાહી વિષે શુષ્ક પ્રવચન આપીને સૌને પાવન તો કર્યાં પણ ૪૫ મિનિટ મોડા પડવા બદલ માફી માગતો એક હરફ પણ ન ઉચ્ચાર્યો. કાંઈક અકળાઈ ગયેલા થોડા વિદ્યાર્થીઓએ એમના આ અવિવેક વિષે પાછળથી ટકોર કરી તો એ છેડાઈ પડ્યા ને સંસ્થાના સંચાલકોનો દોષ કાઢ્યો. સંસ્થાના પ્રમુખે કહ્યું કે આ મીટીંગ અંગે એમને લેખિત પત્ર, છાપેલું આમંત્રણ વગેરે મોકલવામાં આવ્યાં હતાં ને એમના મંત્રીને પણ એ વિષે ખબર આપવામાં આવી હતી. કાંઈક વધુ તપાસ કરતાં ખબર પડી કે શ્રી. દયાલ ડીઝનીલેંડની મુલાકાતે ગયા હતા ને ત્યાંની અજાયબીઓમાં એ એટલા ગરકાવ થઈ ગયા કે બપોરે ૩ા ની મીટીંગ એમને ઝટ યાદ આવી નહીં—એમનો રહસ્ય મંત્રી એમની સાથે હોવાછતાં. બસો માણસની ૪૫ મિનિટ બગાડીને પણ હિંદી સરકારનો એક જવાબદાર અમલદાર તુમાખી કરી શકે ને મોડા પડવા બદલ માફી પણ ન માગી શકે એ આપણી આર્ય સંસ્કૃતિમાં જ શક્ય બને.

*

જેનું પાવિત્ર્ય હજુ ખંડિત ન થયું હોય: એવો કોઈ ઉત્સવ હજુ અમેરિકામાં ઉજવાતો હોય તો તે Thanks giving Day નવેમ્બરના છેલ્લા ગુરુવારે એ ગંભીરતાથી ઉજવાય છે ને કુટુંબીજનો એકઠાં મળી રાંધેલા ટર્કી ( ગીધ જેવું એક પક્ષી )ને કાપતાં પહેલાં પ્રભુની આભારયુક્ત પ્રાર્થના કરે છે—ધનવસ્ત્ર ને અન્ય સાધનોથી વિપુલ એવા અમેરિકામાં જન્મ આપવા બદલ કોઈ કોઈ કુટુંબમાં કોઈ પરદેશી આમંત્રિત હોય તો એના દેશમાં પણ સમૃદ્ધિની છાકમછોળ ઊડે, સામ્યવાદના ભારમાંથી એ મુક્ત સાહસ જેવી પદ્ધતિ વડે એ આબાદ થાય ( પ્રાર્થના કરનાર વ્યક્તિ અત્યંત ધાર્મિક હોય ને ઈસુ ખ્રિસ્ત



વડે જ દુનિયાની આબાદી શક્ય છે એમ માનતી હોય તો આમંત્રિતનો દેશ ખ્રિસ્તી ધર્મ સ્વીકારે એવી અભિલાષાનો પણ આ પ્રાર્થનામાં સમાવેશ થઈ જાય છે.) વિગેરે વિગેરે શુભેચ્છાયુક્ત પ્રાર્થનાવચનો વડે આમંત્રિતને પણ ઋણી બનાવવામાં આવે છે. 'પીલગ્રીમ ફાધર્સ' 'મે ફ્લાવર' નામના જહાજમાં જ્યારે અમેરિકાને કિનારે પગ મૂક્યો ત્યારે એ ખૂબ ભૂખ્યા ડાંસ થઈ ગયા હતા. એવે વખતે અમેરિકાનાં જંગલોમાં ટર્કી પક્ષી ન હોત તો બિચારા રામશરણ થાત. ટર્કી પક્ષીનું ભક્ષણ કરી એમણે એમનાં કુટુંબના જીવ બચાવ્યા ને અમેરિકાની સ્થાપના કરી એટલે આ દિવસને 'થેંક્સગીવીંગ દિન' તરીકે ઉજવવામાં આવે છે ને લાખો ટર્કી પક્ષીઓનો ઘાણ કાઢવામાં આવે છે. અઢળક સમૃદ્ધિમાં અમેરિકનો તરબોળ નહાય છે ત્યારે હિંદ જેવા અનેક ગરીબ દેશોને પૂરતો રોટલો નથી મળતો એ હકીકત એમને કાંઈક અકળાવે છે, ક્ષોભ પમાડે છે ને સાથે સાથે પ્રભુની એમના ઉપર ખાસ મહેરબાની છે એવું એમને ('થેંક્સગીવીંગ ડે'ના રોજ) ભાન પણ કરાવે છે. આ સમૃદ્ધિ ટકાવી રાખવા ને એમાં વૃદ્ધિ કરવા બમણા જોરથી પ્રાર્થના કરે છે કારણ કે એમને શ્રદ્ધા છે કે એમની પ્રાર્થના જ ઈસુને અમેરિકા ઉપર વધુ રહેમ રાખવા પ્રેરે છે.

*

અમેરિકાનાં ૪૯ રાજ્યોમાં ચૂંટણી લડાઈ ગઈ, પરિણામ આવી ગયાં ને હવે સૌ વહીવટી જવાબદારીઓ ઉપાડવામાં અટવાયા છે. ચૂંટણીપ્રચાર દરમિયાન જુદાજુદા ઉમેદવારો વચ્ચે જે ઘર્ષણ જન્મેલાં એ હવે ઓસરવા માંડયાં છે ને રાજકારણ જ જીવનમાં સર્વસ્વ નથી એ હકીકતનું ભાન પાછું આવવા માંડયું છે; આમછતાં ચુસ્ત રીપબ્લીકનોની નાતાલ કેવી બગડી છે એ નીચેના આંકડા ચાડી ખાઈને કહેશે:

**સેનેટ**

| | ડેમોક્રેટ | રીપબ્લીક |
|---|---|---|
| જૂની કોંગ્રેસ | ૪૯ | ૪૭ |
| નવી કોંગ્રેસ | ૬૪ | ૩૪ |

**હાઉસ**

| | | |
|---|---|---|
| જૂની કોંગ્રેસ | ૨૩૫ | ૨૦૦ |
| નવી કોંગ્રેસ | ૨૮૩ | ૧૫૩ |

**રાજ્ય ગવર્નરો***

| | | |
|---|---|---|
| ચૂંટણી પહેલાં | ૨૯ | ૧૯ |
| નવી ચૂંટણી પછી | ૩૫ | ૧૪ |

રીપબ્લીકન પક્ષનો ચૂટણીમાં સારો એવો રકાસ થયો એ માટે તાજેતરની મંદી ને ડલેસની અપ્રિય નીવડવા માંડેલી પરદેશ નીતિ જવાબદાર છે. પ્રેસિડેન્ટ આઈઝનહોવરને ઉમેઠિયો મશ્કરીમાં 'Part time President' કહે છે કારણ કે છાશવારે ને છાશવારે આઈઝનહોવર ગોલ્ફ રમવા માટે વૅકેશન પર ઊપડી જાય છે. પરદેશનીતિની બાબતમાં એ પોતે ડલેસને દોરતા હોવાને બદલે ડલેસ એમને દોરતા હોય એવું વધારે લાગે છે; ઉદારમતવાદી રીપબ્લીકનોને કોઈ સાંભળતું નથી ને રાજકીય નેતાઓ ૧૯૬૦ની પ્રમુખની ચૂંટણીની ચટપટીભરી પ્રતીક્ષા કરી રહ્યા છે. રીપબ્લીકનોમાં એક નવો સિતારો ચમક્યો છે —ન્યૂ યૉર્ક રાજ્યમાં રીપબ્લીકન ટિકિટ ઉપર ગવર્નર-પદ જીતેલો વિખ્યાત ગર્ભશ્રીમંત કુટુંબનો નબીરો નેલ્સન રોકફેલર. એ યુવાન છે, પ્રગતિશીલ છે, હરેલ છે, ઉદારમતવાદી છે, પક્ષમાં નવો પ્રાણ પૂરે એવો છે ને નીકસન કે અન્ય કોઈ રીપબ્લીકન કરતાં પ્રમુખપદની ચૂંટણીમાં જીતી શકે એવી લોકપ્રિયતા ધરાવે છે. જો કે રાજકારણમાં એ હજુ નવો હોવાથી પક્ષનો ઉમેદવારી જીતી શકશે કે કેમ એ નીકસન કેવી રમત રમી શકે છે એના ઉપર અવલંબે છે; નીકસન હવે ખોટમાં અટવાયો છે એવું રાજકીય સમીક્ષકો માને છે; જો કે થોડાંક રુદ્ધિચુસ્ત છાપાં નીકસનને ઊજળો ચીતરવા ને લોકદષ્ટિ સમક્ષ ચળકતો રાખવા સતત કોશિશ કર્યા કરે છે.

* અમેરિકામાં રાજ્યોના ગવર્નરની સીધી ચૂંટણી થાય છે. આપણા દેશની માફક ગવર્નરની નિમણૂક રાષ્ટ્રપ્રમુખ નથી કરતા. ગવર્નરની સત્તા પણ અહીં વધારે છે, આપણા રાજ્યના મુખ્ય પ્રધાન જેટલી.

ડેમોક્રેટીક પક્ષમાં બે ઉમેદવારો હાલ ચર્ચાય છે—એક મેસેચ્યુસેટ્સનો વતની સેનેટર કેનેડી ને બીજો મીનેસોટાનો સેનેટર હમ્ફ્રી. બંને યુવાન છે, પ્રભાવશાળી છે, મહેનતુ છે, સેનેટની કાર્યવહીમાં સક્રિય રસ લે છે ને પ્રમાણમાં ઉદારમતવાદી છે; આમ-છતાં સેનેટર કેનેડી કેથેલિક સંપ્રદાયનો છે એ એક મુદ્દો આ બિનસંપ્રદાયિક રાજ્યમાં પણ કાંઈક કનડગત ઊભી કરે છે. પ્રોટેસ્ટંટો કેથેલિકોને અશ્રદ્ધા ને વહેમની નજરે જુએ છે. કેથેલિક પ્રમુખ ચૂંટાય તો પોપનું સામ્રાજ્ય અમેરિકામાં આવી ચડે, ધાર્મિક ઝનૂન વધી પડે, લોકશાહી રૂંધાય વિ. વિ. ભયો પ્રોટેસ્ટંટોને સતાવે છે. થોડા દિવસ પહેલાં જ અહીંના એક ખૂબ પ્રસિદ્ધ દેવળના પાદરી સાથે વાતમાંથી વાત નીકળતાં મેં સેનેટર કેનેડીના પ્રમુખ તરીકે ચૂંટાવાની શકયતા વિષે પૂછ્યું તો એ ગમગીન અવાજે બોલ્યા 'પ્રભુને પ્રાર્થું છું કે એ કમનસીબ દિવસ કદી ન આવે. તમે માનશો ? હું, કોઈ સામ્યવાદી પ્રમુખ તરીકે ચૂંટાય તો નીભાવી લઉં, પરંતુ કેથેલિક પ્રમુખ થાય એ મારાથી કદી જોયું ન જાય.' મેં પૂછ્યું કે કદાચ એ ડેમોક્રેટિક પક્ષની પ્રમુખપદ માટેની ઉમેદવારી જીતશે તો તમે શું કરશો? 'મારાથી થાય એટલો પ્રચાર હું એની વિરુદ્ધ કરીશ. રવિવારના ધર્મોપદેશમાં હું મારા પંથના અનુયાયીઓને અમેરિકન પ્રજા સમક્ષ ઊભી થયેલી કટોકટીનો સામનો કરવા કટિબદ્ધ થવા અપીલ કરીશ ને અન્ય પ્રોટેસ્ટંટ પાદરીઓની મદદથી આખા અમેરિકામાં વિરોધનો એક જબરો વંટોળ જગાવીશ. પોપનું કે એના અનુયાયીનું સામ્રાજ્ય આ દેશમાં નહીં સ્થપાવા દઉં.' જે ઝુન્નસ એમની આંખોમાં એ વખતે તરી આવ્યું એ જોઈને મને વાત વાળી લેવાનું વ્યાજબી લાગ્યું, પરંતુ વીસમી સદીના એક અત્યંત પ્રગતિશીલ દેશમાં એક જવાબદાર પાદરી આવું વિચારી શકે એ પણ મને લોકશાહી માટે ભયજનક લાગ્યું. સેનેટર કેનેડી ઉમેદવારી જીતશે કે નહીં એ વિષે આગાહી કરવી આ તબક્કે શકય નથી, પરંતુ એ કેથેલિક હોવાને કારણે જ જો ઉમેદવારી નહીં જીતે તો અમેરિકાની બિનસાંપ્રદાયિક લોકશાહી લજવાશે જરૂર.

અમેરિકામાં ચૂંટણી દિને રજા:નથી હોતી; આમછતાં ચૂંટણી મથકો એટલાં બધાં હોય છે કે મતદારોને મત આપવા માટે લાંબી હરોળોમાં નથી ઊભા રહેવું પડતું. દરેક શેરીએ એક ઘરને મતદાન મથક બનાવવામાં આવે છે:ને મતદાન બંધ:થયે બધી મતપેટીઓ મુખ્ય મથકે લઈ જવામાં આવે છે, જ્યાં મતગણત્રી કરનારાં યંત્રોની મદદ વડે રાતોરાત મત ગણી પરિણામ જાહેર કરવામાં આવે છે. આ આખીય વિધિ ટેલિવિઝન પર પણ બતાવવામાં આવે છે એટલે શોખીનોને ચર્ચા માટે વિષય પૂરો પડી રહે; આમછતાં ચૂંટણીની ગરમી અહીં આપણા દેશ જેવી નથી જામતી, ચૂંટણી સભાઓમાં પક્ષના ટેકેદારો જ જતા હોવાથી જોડા નથી ઉછળતા કે ધાંધલ પણ નથી થતું.

સામાન્ય અમેરિકન ચૂંટણીમાં મત આપવા વિષે યુરોપિયન મતદાર જેટલો ચીવટવાળો પણ નથી હોતો. અમેરિકામાં સૌથી વધુ મતદાન ૧૯૫૨ની ચૂંટણીમાં થયેલું, જ્યારે ૬૨.૭ ટકા મતદારોએ મતદાન હક્કનો ઉપયોગ કરેલો. ૧૯૫૬ની પ્રમુખની ચૂંટણીમાં ૬૧ ટકા મતદારો પોલીંગ મથકે ગયેલા ને તાજેતરની ચૂંટણીમાં એથીય ઓછા. આડે અવળે દિવસે થતી પેટા ચૂંટણીમાં તો માંડ ૪૨-૪૩ ટકા લોકો મત આપવા જાય છે.

ઑસ્ટ્રિયા ને ઇટાલી—જ્યાં મતદાન ફરજિયાત છે—માં અનુક્રમે ૯૭ ને ૯૪ ટકા મતદારો ગઈ ચૂંટણીમાં મતદાન મથકે ગયેલા. પશ્ચિમ જર્મનીની તાજેતરની ચૂંટણીમાં ૮૮ ટકા મતદાન થયેલું, ફ્રાંસમાં ૮૩ ટકા, સ્વીડનમાં ૭૫ ટકા, કેનેડામાં ૭૮ ટકા ને ગ્રેટ બ્રિટનમાં ૭૬.૮૨ ટકા. આની સરખામણીમાં અમેરિકનોની મતદાન વિષેની ઉપેક્ષા કાંઈક નવાઈભરી લાગે. એમ કહેવાય છે કે ૧૯૪૮માં પ્રેસિડેન્ટ ટ્રુમેન ચૂંટણીમાં ટોમસ ડયુઈ સામે હારશે એવી રીપબ્લીકનોને ખાત્રી હોવાથી ઘણા રીપબ્લીકનો મત આપવા માટે જ



નહોતા ગયા; પરિણામે ચૂંટણી હારવાની ખાત્રી સાથે રાત્રે સૂવા ગયેલા પ્રમુખ ટ્રુમેન સવારે ઊઠ્યા ત્યારે ફરી પ્રમુખ તરીકે ચૂંટાયેલા જાહેર થયા હતા.

* *

તા. ૧૧-૧-'૫૯

નવેમ્બર પૂરો થયો ન થયો ત્યાં તો વેપારશ્રા ધંધાદારીઓ નાતાલનું વાતાવરણ ખડું કરવા મંડી પડે છે. મુખ્ય બજારોમાં ધ્વજપતાકાઓ ને વીજળીનાં તોરણો લટકાવાય છે, બરફ વચ્ચે હરણની સ્લેડ ગાડી દોડાવતા સાંતા ક્લોસનાં પૂતળાં ટીંગાડી દેવાય છે ને ઠેર ઠેર નાતાલ માટે ભેટો ખરીદવા કીડિયારું ઉભરાય છે. અમેરિકનો નાતાલ વખતે ઘેલાં બને છે. 'વિટામિન સી'ની બાટલીથી માંડીને મોટરકાર સુધીની ગમે તે વસ્તુ સ્નેહીઓને ભેટ આપવાનો રિવાજ અહીં પ્રચલિત છે. ટપાલખાતું ડિસેમ્બરના પહેલા અઠવાડિયાથી જ રાતદિવસ કામ કરતું થઈ જાય છે, ખિસ્સાખર્ચીના પૈસા કાઢવા માટે અનેક અમેરિકન કૉલેજિયનો ખભે ટપાલથેલા લટકાવી ઘેર ઘેર ટપાલ વહેંચે છે ને એની કમાણીમાંથી પોતાની સ્ત્રી મિત્રને કે ભાઈ-ભાંડુને નાતાલની ભેટ આપે છે. સામાન્ય રીતે દરેક મધ્યમ વર્ગ ને પૈસાદાર કુટુંબમાં નાતાલનું ઝાડ (*Christmas Tree*) વસાવવામાં આવે છે; એને શણગારવા કુટુંબનાં સૌ નાનાં મોટાં સભ્યો એકઠાં મળે છે ને મધુર કંઠે 'ક્રીસ્ટમસ કૅરોલ્સ' ગાતાં ગાતાં એ કામ આટોપે છે. આપેલી ભેટોનો ઝાડની નીચે ઢગલો કરવામાં આવે છે ને નાતાલની સાંજે (તા. ૨૪મીએ) સુંદર રીતે શણગારેલાં પૅકેટના રંગબેરંગી કાગળોના આવરણ દૂર કરી વસ્તુ શોધી કાઢવામાં આવે છે. એ પ્રસંગે આનંદ, આશ્ચર્ય ને ઉત્સાહની જે છોળો ઊડે છે એમાં સૌ ભાવભીનું બની જાય છે.

બાળકો એ સાંજે મળેલી ભેટોથી નથી સંતોષાતાં. એમને તો એમનો સાંતા ક્લોસ વધુ ભેટો એ રાતે લાવશે એવી આશા હોવાથી ઘરના દિવાનખાનાની ભઠ્ઠીની ચીમની પાસે એક મોજું લટકાવી સૂઈ જાય છે. રાત ખૂબ બેચેનીભરી વીતે છે. ક્યારે સવાર પડે ને સાંતા ક્લોસે મોજામાં મૂકેલી ભેટ જોવા પામું!—એ વિચાર એને આખી રાત સતાવે છે. સામાન્ય રીતે પચીસ ભૂમે ઊંઘતું બાળક એ સવારે પોતાની મેળે ઊઠીને મોજું જોવા દોડે છે. (રાત્રે બાળક ઊંઘતું હોય એ દરમિયાન માબાપ બાળકને પ્રિય કોઈ વસ્તુ મોજામાં મૂકી દે છે કે જેથી સવારે બાળક ઊઠે ત્યારે નિરાશ ન થાય.) સાંતા ક્લોસ પ્રત્યેની આ અખંડ શ્રદ્ધા બાળક મોટું થાય એમ દૂર થાય છે ખરી. પરંતુ નાતાલ દરમિયાન કાલ્પનિક સાંતા ક્લોસ સામે સ્વપ્નોમાં વાતો કરતાં બાળકોની સંખ્યા પણ નાનીસૂની નથી. આ પ્રકારની નિર્દોષ અંધશ્રદ્ધા બાળક અમુક ઉંમર સુધી સેવે એમાં અમેરિકન સમાજ કશું ખોટું પણ નથી જોતો.

નાતાલ અગાઉના અઠવાડિયા દરમિયાન ધંધાદારી પેઢીઓ, બૅંકો, શાળાઓ કૉલેજો વગેરે પણ નાતાલની ઊજવણી કરે છે. યુનિવર્સિટીમાં દરેક વિભાગ પોતાના સ્ટાફ પૂરતી નાતાલ ઊજવે છે જેમાં સૌ એકઠાં મળી નાસ્તો કરે છે ને ક્રીસ્ટમસ કૅરોલ્સ ગાય છે. કોઈ કોઈ પાર્ટીમાં તો દરેક વ્યક્તિ ૧ ડૉલર સુધીની કિંમતની કાંઈક વસ્તુ ભેટ લાવે છે. ને બધી ભેટો એક ટોપલામાં ભરી સૌને એકએક આપવામાં આવે છે. નાનાં બાળમંદિરોમાં પણ બાળકો નાનકડી ભેટો લઈ જાય છે ને એનો વિનિમય કરી હરખાતાં હરખાતાં ઘેર આવે છે. શેરીઓમાં ગૃહિણીઓ નાનકડી ક્લબો સ્થાપે છે ને નાતાલ દરમિયાન એકઠી મળી એકબીજાને નાનકડી ભેટો આપે છે, નાતાલની મિઠાઈ બનાવવામાં મદદ કરે છે, ગીતો ગાય છે ને અવનવી રમતો રમે છે. અમેરિકન પ્રજા જેવું વૈતરું કરી જાણે છે એવી જ મઝા પણ માણી જાણે છે; પરિણામે એ લોકો સામાન્ય રીતે વધુ હસમુખા લાગે છે.

નાતાલ દિન (તા. ૨૫ મી ડિસેમ્બર) કુટુંબ-સંમેલન દિન ગણાય છે. એ દિવસે વેરવિખેર રહેતાં કુટુંબનાં સભ્યો એક ઘેર એકઠાં મળી મિષ્ટાન્ન આરોગે છે ને

વરસની ચડેલી વાતો કરે છે. એક જ ગૃહિણી પર બધો બોજો ન પડે એ માટે કુટુંબની દરેક ગૃહિણી એક એક વાનગી બનાવી લાવે છે, આથી ઓછી મહેનતે સમૂહભોજનની મઝા સૌ માણી શકે છે. (સામાન્ય રીતે દરેક અમેરિકન પાસે કાર હોવાથી રાંધેલું ભોજન કોઈને ઘેર લઈ જવું સુગમ પડે છે.) કુટુંબનાં બાળકો એકઠાં મળી ધમાચકડી કરે છે ને એકબીજાનો નિકટ સંપર્ક—જે અહીંની વિભક્ત કુટુંબ પ્રથાને લીધે ભાગ્યે જ શક્ય બને છે—સાધે છે.

કુટુંબ સાથે નાતાલ ગાળવા અહીં ઘણાં સામાન્ય સ્થિતિનાં અમેરિકનો પણ પ્લેનમાં ઊડીને હજારો માઈલ દૂર પોતાના વતનમાં જાય છે ને સોમવારે તો પાછાં નોકરીએ હાજર થઈ જાય છે. ચાર–પાંચ દિવસની રજાઓ પણ મઝાથી માણવાની આવડત આ પ્રજાને ગળથૂથીમાં વરી છે. નાતાલના પવિત્ર દિવસો દરમિયાન અમેરિકનો ફંડફાળામાં પણ ઉદાર દિલે મદદ કરે છે. ક્ષયરોગ નિવારણ સંસ્થાઓ, અનાથાશ્રમો, સામાજિક સંસ્થાઓ વગેરે આ પ્રસંગે ફાળો આપવાની અપીલ કરતા પત્રો પાઠવે છે ને સાથે સાથે નાતાલનાં અભિનંદન પાઠવતી સરસ મઝાની રંગીન ટિકિટો મોકલે છે. એ ટિકિટો તમે પરબીડિયા પર ચોંટાડી એની મોહકતા વધારી શકો ને ફાળામાં રકમ આપ્યાના બદલામાં કાંઈક મેળવ્યાનો આનંદ પણ માણી શકો.

નાતાલ સમયે ફાળા માટે અપીલ કરતી સંસ્થાઓમાં Boys' Town નામની સંસ્થા મોખરે છે. ઘરબાર વિનાનાં ને ત્યક્ત બાળકોની રસભરા કરતી આ સંસ્થાએ જાતિ કે ન્યાતના ભેદભાવ વગરનું એક નાનકડું ગામ વસાવ્યું છે, એનું નામ જ Boys' Town. નેબ્રાસ્કા નામના રાજ્યમાં એક ધર્મપરાયણ પાદરી, ફાધર ફ્લેનેગને, ૧૯૧૭માં એની સ્થાપના કરી. એ ગામનો વહીવટ ત્યક્ત બાળકો કરે છે, જ્યાં એમને મોટેરા પાદરીઓની સહાય મળે છે. બાળકોને પૂરતું શિક્ષણ આપવામાં આવે છે, નવરાશના વખતમાં એમની પાસેથી કામ લેવામાં આવે છે ને પુખ્ત વયનાં થાય ત્યારે એમને રૂચિ મુજબના ધંધે 'લગાડવામાં' આવે છે. આખા ગામમાં આજે લગભગ ૯,૦૦૦ અનાથ બાળકો રહે છે ને ફાધર નેગનની હુંફાળી છાયા નીચે ઉલ્લાસભર્યું જીવન જીવે છે. આવી કોઈ સંસ્થા અનાથ બાળકોની દરકાર ન લેતી હોત તો અનેક સમાજ શત્રુઓ આ વર્ગમાંથી જ ઊભા થાત. અનાથ બાળકો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતો અમેરિકાનો મોટો વર્ગ ડૉલર–બે ડૉલર મોકલીને આ સંસ્થાને પોષે છે ને બદલામાં Boys' Town ના માનદ્ નાગરિક હોવાનું પ્રમાણપત્ર મેળવે છે.

*

નાતાલ દિન પછી ત્રણેક દિવસ પોરો ખાઈને અમેરિકનો ૩૧મી ડિસેમ્બરે રાત્રે પાછા ઉત્સાહઘેલા બને છે. ધાર્મિક સ્ત્રીપુરુષો દેવળોમાં રાત્રિ–પ્રાર્થનામાં જાય છે ને પ્રાર્થનામાં ભાગ લઈ બરાબર બારના ટકોરે Happy new year કહી ધમાચકડી કરતાં ઘેર પહોંચે છે. ઘણી ક્લબો એ રાત્રે કૉકટેલ પાર્ટીઓ યોજે છે ને પાર્ટીઓમાં ન જનારો વર્ગ શહેરના બજાર વિસ્તાર (Down Town) માં જાતજાતની રમૂજી ટોપીઓ પહેરી પીપૂડીઓ વગાડતો ઘૂમ્યા કરે છે. ડિસેમ્બરની ૩૧મીએ રાત્રે બજાર વિસ્તારમાં તો માનવ મહેરામણ ઊમટે છે; રંગબેરંગી કાગળની ઝીણી ટીકડીઓ ઉડાવતો, ફુગ્ગા ફૂલાવતો, ઘાંટા પાડતો, ગીતો ગાતો એ વર્ગ ઘડીભર બધી દુન્યવી ચિંતાઓ જાણે ભૂલી જાય છે, મદિરા શોખીનો ઇસુખ્રિસ્તના જન્મની ખુશાલીમાં ચકચૂર બને છે, પોલીસ એમને પકડી જાય છે, એ રાત્રે મોટર અકસ્માતો ને મૃત્યુ પણ સારી સંખ્યામાં નોંધાય છે.

જાન્યુઆરીની પહેલીએ—નૂતન વર્ષે અમેરિકનો આખો દિવસ ઘર બહાર હોય છે. અહીંથી પંદરેક માઈલ દૂર પેસેડીના નામના સુંદર નાનકડા નગરમાં એ દિવસે વહેલી સવારે રોઝ બૉલ પરેડ નીકળે છે. રંગબેરંગી ફૂલથી શણગારેલા અનેક ફ્લોટમાં સુંદર નવયૌવનાઓ વિવિધ પોષાક પહેરીને સ્મિત વેરતી પસાર થાય છે, બાળકોનાં પ્રિય નટ–નટીઓ (ટેલિવિઝન પર શૌર્ય ને



સાદસનાં નાટકો–ચિત્રોમાં ભાગ લેનારાં) અલબત્ત ઘોડા ઉપર સ્વાર થઈ લોકો પાસેથી નીકળે એટલે બાળકો કીકિયારી કરી ઊઠે છે, અનેક શાળા મહાશાળાનાં બેંડ સૂરીલું સંગીત વગાડતાં કૂચ કરે છે ને આ ઉત્સવ માટે અનેક ઉમેદવારોમાંથી પસંદ થયેલી એક નવયૌવના રોઝ બૉલની રાણી તરીકે પાંચ રાજકુમારીઓથી વીંટળાઈને સમગ્ર ઊજવણી પર સામ્રાજ્ય ભોગવે છે. લાખો માનવી અડધી રાતે ધાબળા લઈને સરઘસ પસાર થવાને સ્થળે સૂઈ જાય છે કે જેથી સવારે એ આખી પરેડ પહેલી હરોળમાંથી જોઈ શકે કૅમેરાની લાખો કળો એ દિવસે દબાય છે, ફિલ્મોનાં કેટલાંય ગૂંચળાં કલાક–બે કલાકમાં વેચાઈ જાય છે, ને બપોરે ૧ વાગે પરેડ પૂરી થાય ત્યારે લોકો જે *અદ્દભુત કચરો ત્યાં વેરીને જાય છે એ દૃશ્ય રોઝ* પરેડની મીઠી સરવાણીઓને કાંઈક ઝાંખી પાડે છે.

પરેડ પૂરી થાય એટલે માનવ મહેરામણ એ દિવસની સૌથી વધુ ઉત્સાહ જન્માવનારી ફુટબૉલ રમત જોવા જાય છે, જ્યાં પૅસિફિક કિનારા પરની વિજેતા ફુટબૉલ ટીમ પૂર્વની વિજેતા ટીમ સાથે રમે છે, ને સાંજ પડ્યે લોથપોથ થઈ ઘર ભણી વળે છે. નવા વર્ષને ધમાલપૂર્વક વધાવી, લેવાય તેટલો આરામ લઈ બીજે દિવસે સવારે પાછી ધમાલભરી રોજિંદી જિંદગીમાં માનવી અટવાય છે. અમેરિકન જીવનની ગતિ એવી છે કે વરસ ક્યાં પસાર થાય છે ને નાતાલ પછી ક્યારે આવીને ઊભી રહે છે એ લોકોને ખબર પડતી નથી; પરંતુ દરેક નાતાલ વધુ ને વધુ ધમાલભરી બનતી જાય છે. ઉત્સવનું ધાર્મિક મહત્ત્વ ઘટતું જાય છે અને કુશળ વેપારીઓ ઈસુના આગમનને વધુ ને વધુ બજારુ સ્વરૂપ આપવામાં સફળ થતા જાય છે. *કોઈ રડ્યો ખડ્યો આત્મા આ વધતી જતી* બજારુ ઊજવણી સામે અવાજ ઉઠાવે છે ખરો, પરંતુ ટેલિવિઝન ને રેડિયોના સતત ઊઠતા જાહેરખબરના અવાજમાં એ ક્યાંય દબાઈ જાય છે.



'દર્શન'

## લહેરો

ભાવનાઓનાં ઘેરાયેલાં વાદળોના અવાજથી મન કેટલીકવાર ધ્રૂજી ઊઠે છે. પણ આ અવાજ એના જ કમ્પનથી પ્રકટ થયો છે. કોણ જાણે કેમ એની ઉત્પત્તિ અને વિસર્જનની કાંઈ ખબર નથી પડતી, છતાંયે મન અને આ આખું અસ્તિત્વ એને શોધવા માટે રખડતું રહે છે.

અને પછી તોફાનો જાગે છે—મન સમુદ્ર બની જાય છે અને આશા-નિરાશાની લહરો એ ભાવનાના ચક્રવાતમાં આક્રંદ કરી ઊઠે છે, પ્રકાશ અદૃશ્ય થઈ જાય છે.

અને જ્યારે તોફાન શમી જાય છે ત્યારે એ જ લહરો શાંત બની સીમાના પથ્થરો અને એના પાસેની કઠોર ધરતી સાથે અથડાઈ માથું ધૂણે છે.

એને માટે એનો પાર પામવો મુશ્કેલ છે, કદાચ અશક્ય પણ હોય. પણ એની સાથે લડી લેવા માટે મન કેટલીકવાર અવશ થઈ જાય છે....!



ચન્દ્રકાન્ત જે. મહેતા

# ડૉ. હાફકીન

ચેપી રોગો માટે ગજબનાક શોધખોળ કરીને ભારતમાં જ વસવાટ કરવાનું પસંદ કરનાર રશિયન વૈજ્ઞાનિક ડૉ. હાફકીન અને હીરક મહોત્સવ ઊજવતી મુંબઈની હાફકીન ઈન્સ્ટીટ્યુટ વિષે તે જ સંસ્થામાં ઊંચા હોદ્દો ધરાવતા લેખકનો આ લેખ સમયોચિત છે......

વર્તમાન ભારતમાં, શહેરની સગવડોમાં આરામ અનુભવતા દાક્તરો પોતાના જ દેશના, પ્રાંતના અને જિલ્લાના ગામડાંમાં સેવા કાજે જતાં કેટલા અચકાય છે? તેમને આબોહવાના, રોગચાળાના, બાળકોના ભણતરના, મિત્રોના વિયોગના અને આવકના વિવિધ પ્રશ્નો મૂંઝવે છે, અને તેથી અકળાઈને તેઓ ગામડાંના પછાત વાતાવરણમાં જવાની ના પાડે છે. આ હકીકત સાથે ડૉ. હાફકીનનો કિસ્સો સરખાવો. રશિયાના ઠંડા પ્રદેશમાં ઉછરેલો, અને પેરિસમાં વિજ્ઞાનની તાલીમ માટે ઘણો વખત રહેલો યુવાન ડૉક્ટર, ભારતના ઉષ્ણ, પછાત અને પ્રતિકૂળ પ્રદેશમાં સેવા કરવાના શુદ્ધ હેતુથી આવે અને તે પણ મરકીના રોગચાળા વખતે, અને રોગચાળાના કેન્દ્રસ્થાન મુંબઈમાં, તે સમયના ભયંકર વિસ્તાર ભાયખલામાં રાતદિવસ કામ કરે એ તુલનાત્મક દૃષ્ટિએ અસંત અજાયબીભરેલો, સ્તુતિપાત્ર અને સાહસિક બનાવ છે. તેના સાહસ તેની સેવાઓ અને તેનાં પરિણામોની યાદગીરીમાં, મુંબઈની મગરૂરી જેવું 'હાફકીન ઈન્સ્ટીટ્યુટ' પરેલ(મુંબઈ)માં આજે પણ સેવાકાર્ય કરતું ઊભું છે.

૧૯ મી સદી, એ વૈજ્ઞાનિક સંશોધનોની અને સર્વાંગી વિકાસની સુવર્ણ સદી હતી. અલબત્ત, તે સંશોધનોનો સામાન્ય પ્રજા પર સક્રિય ઉપયોગ થયો ન હતો, અને તેનો વિસ્તૃત લાભ લેવાયો ન હતો. ૧૯મી સદીના છેલ્લા દાયકામાં ડૉ. હાફકીનના હાથે દુનિયાની એક અજોડ સિદ્ધિ પ્રાપ્ત થઈ, એક રચનાત્મક સંશોધન થયું...અને તરત જ પ્રજાના સામૂહિક ભલા ખાતર, બહોળા વિસ્તારમાં તે સંશોધનોનો સફળ અમલ પણ થયો.

ડૉ. હાફકીનનું આખું નામ વાલ્ડેમાર મોર્ડેકાઈ વૉલ્ફ હાફકીન હતું. તે ૧૮૯૩ ની સાલમાં ભારતમાં આવ્યા. તે પહેલાં તે પેરિસના પાસ્ચુર (Pasteur) ઈન્સ્ટીટ્યુટમાં ડૉ. પાસ્ચુર સાથે કામ કરતા હતા. તેમનો જન્મ રશિયાના ઓડીસા શહેરમાં ૧૬ માર્ચ ૧૮૬૦ના દિવસે થયો હતો તે વખતે ઓડીસા શહેરમાં ધમધોકાર વેપાર ચાલતો હતો. તે મહાન બંદર અને ઔદ્યોગિક શહેર હતું. તે વખતે ૧૭૦૦ વિદ્યાર્થીઓ ધરાવતું મહાન વિશ્વવિદ્યાલય ઓડીસા શહેરમાં હોવાથી તે કેળવણીનું અદ્યતન કેન્દ્ર ગણાતું હતું. બરદીઆન્સ્ક જીમ્નેશિયમમાં હાફકીને પાયાની કેળવણી લીધી હતી. ઓડીસા વિશ્વવિદ્યાલયની વિજ્ઞાનની પદવી તેમણે ૧૮૮૪ માં લીધી. ત્યારબાદ પાંચેક વરસ તેમણે ત્યાંના પ્રાણીસંગ્રહાલયમાં સંશોધન પાછળ ગાળ્યાં. તેમને સાહિત્યનો અને વિજ્ઞાનનાં સંશોધનોનો—બંનેનો શોખ હતો. તેમણે ૧૮૮૮ માં રશિયા છોડ્યું. જીનીવામાં, અને પેરિસમાં તેમણે પાંચેક વરસ તાલીમ લીધી, પેરિસમાં તેમણે કૉલેરા સામે રક્ષણ આપી શકે તેવી રસી શોધવાના કાર્યમાં આગેવાની લીધી, અને મોટી સફળતા મેળવી. પોતે કૉલેરાની રસી બનાવીને, તેની માણસના શરીરમાં થતી અસરોનો અભ્યાસ કર્યો, અને તે રસી હાનિરહિત છે તેવું સ્પષ્ટ રીતે સાબિત કર્યું.

આ વખતે તેમને વિચાર આવ્યો કે કૉલેરાની રસીનો એવા પ્રદેશમાં ઉપયોગ કરું, અગર અખતરા કરું, કે જ્યાં કૉલેરાનો રોગચાળો ચાલતો હોય. જેને પ્રવૃત્તિ છે તેને પંથ સૂઝે છે. તેમને એશિયાના ઉષ્ણ અને ભયંકર લાગતા પ્રદેશમાં જઈને લોકોને આ રસીનો લાભ આપવાનો મનસૂબો કર્યો. આ વખતે જો તેઓ પ્રયોગશાળાની ચાર દિવાલમાં ગોંધાઈ રહ્યા હોત, અને પેપરોનું પ્રકાશન કરી કરીને નામના વધારવાની, હાલના કેટલાક વૈજ્ઞાનિકો જેવી વૃત્તિ રાખી હોત, તો



તેઓનું જીવનકાર્ય આટલું લોકભોગ્ય અને ચિરસ્મરણીય ન બન્યું હોત. તેમણે સીયામ જવાનો નિર્ણય કર્યો.

પરંતુ માણસના મનોરથોને કુદરતી અકસ્માતો છિન્નભિન્ન કરી જુદો જ ઘાટ આપે છે. સીયામ જવા માટે તૈયાર થયેલા ડૉ. હાફકીનને તે વખતે પૅરિસમાં લૉર્ડ ડફરીન, ભારતના એક વખતના વાઈસરૉય, મળ્યા. તેમણે ભારતમાં ચાલતા કૉલેરા વિષે તેમને માહિતી આપી અને ભારતમાં આવવાનું સૂચન કર્યું. વળી ઇન્ડિયા ઑફિસને ઇંગ્લૅંડ તે વિષે લૉર્ડ ડફરીને લખ્યું અને હાફકીનને સંશોધનો માટે સહાય અને સગવડ મળે તેવો બંદોબસ્ત કર્યો. તે વખતે બંગાળામાં કૉલેરા ચાલતો હોવાથી, હાફકીન ૧૮૯૩માં સીધા કલકત્તા આવ્યા. બંગાળાની પ્રજાએ રસી લેવાની ના પાડી એટલે તેમની આશાઓ તૂટવા માંડી. પરંતુ ત્યાંથી તેઓ ઉત્તર હિન્દુસ્તાન ગયા અને ત્યાંની પ્રજાનો સહકાર મેળવીને રસીના અખતરા કરવા લાગ્યા.

તેમના અખતરાના ઉત્સાહજનક તાત્કાલિક પરિણામો આવ્યાં અને, કૉલેરાના રોગચાળા વિરૂદ્ધ આ રસી ઉપયોગી છે તેવું દુનિયામાં પ્રથમવાર સાબિત થયું. તે દરમ્યાન તેઓ માંદા પડ્યા, અને ૧૮૯૫ના ઑગસ્ટ મહિનામાં તેઓ ભારત છોડી યૂરોપ ચાલ્યા ગયા. જતી વખતે તેમણે ફરીથી આવવાની પોતાની ઇચ્છા, સરકાર સમક્ષ રજૂ કરી હતી. યૂરોપમાં તેમણે વિશ્વપ્રસિદ્ધ વૈજ્ઞાનિકોનો સંસર્ગ સાધ્યો અને પોતાનાં પરિણામોનું સરવૈયું વંચાવ્યું. તેઓની કાર્યસિદ્ધિની કદર કરવાનું અને તેમને પાછા ભારત બોલાવવાનું ભારતની પ્રજા કે સરકારને ન સૂઝ્યું. પરંતુ વેપારમાં વધુ નફો કરવાની વિદેશી વેપારીઓની પ્રવૃત્તિએ હાફકીનના નામનું સંસ્મરણ કરાવ્યું. આસામના ચાના બગીચાના માલિકોએ, ચાના નોકરો (કૂલી)ને કૉલેરાથી બચાવવા, અને તે રીતે તેમની કાર્યશક્તિનો અને ધંધાનો વિકાસ કરાવવા, ડૉ. હાફકીનને ભારતમાં બોલાવવાની સરકાર સમક્ષ સૂચના મૂકી. સરકારે આ બગીચાના માલિકોની માગણીને માન આપીને હાફકીનને ભારતમાં ૧૮૯૬માં બોલાવ્યા, અને કલકત્તામાં તેમનાં સંશોધનો ફરીથી શરૂ કરાવ્યાં.

પરંતુ પ્લેગની રસીના મહાન સંશોધનનું કેન્દ્ર મુંબઈ શહેર બનવાનું નિર્માણ થયું હશે કે શું, પણ ૧૮૯૬માં જ મુંબઈમાં પ્લેગ ફાટી નીકળ્યો અને તેનાં કારણો તથા ઉપાયોની તપાસ કરવા માટે સરકારે ડૉ. હાફકીનને મુંબઈ મોકલ્યા. ૭ મી ઑક્ટો. ૧૮૯૬ના દિવસે મુંબઈ આવીને, એક દિવસનું જ અવલોકન કરી, તેમણે ગ્રાન્ટ મેડિકલ કૉલેજમાં તેમના પ્રયોગો શરૂ કર્યા. તેમને પ્લેગના પ્રયોગો કરવા માટે ફક્ત એક જ નાની રૂમ આપવામાં આવી હતી. એક કારકૂન અને ત્રણ પટાવાળાના 'સ્ટાફ' સહિત તેમણે તેમની ઓરડીમાં વિશ્વની, ૧૯ મી સદીની એક અદ્વિતીય પ્રવૃત્તિનો પ્રારંભ કર્યો. ૧૮૯૬ના ડિસેમ્બરમાં તેમણે સસલાં ઉપરના પ્રયોગોનાં પરિણામો પ્રસિદ્ધ કર્યાં, તેમની બનાવેલી પ્લેગની રસીની સસલા ઉપર સફળ અસર થઈ. આથી ૧૦ મી જાન્યુ. ૧૮૯૭ના દિવસે તેમણે પોતાના શરીરમાં ૧૦ સી સી. (10 c.c.) રસીને નીડરતાથી દાખલ કરી. પોતાનાં સંશોધનો ઉપર તેમનો અગાધ વિશ્વાસ હતો કે, બીજાને આપવાને બદલે પ્લેગની રસી પ્રથમ પોતે જ લીધી, અને તેની નિર્દોષતા પૂરવાર કરી!

આ નિર્ભયતાથી પ્રેરાઈને મુંબઈના બીજા ડાક્તરોએ પણ રસી લીધી. ભાયખલાની જેલના કેદીઓને આ રસી આપવામાં આવી હતી. તેમની ઉપર તેની રક્ષક્રિયાની જાદુઈ અસર થઈ તેની ખબર ચોમેર ફેલાઈ અને રસીની માગ વધી પડી. આ માગને પૂરી કરવા માટે આગાખાને પોતાનું મકાન આપ્યું. સુધરાઈએ પણ બે મકાનો આપ્યાં, અને તેમના સ્ટાફમાં વધારો કર્યો. ૧ વરસ ભાયખલામાં કામ કરીને હાફકીન ૧૮૯૯ ના માર્ચમાં પરેલના તે વખતના સેક્રેટરીએટનો ચાર્જ સોંપવામાં આવ્યો. તે વખતે ત્યાં પ્લેગથી મૃત્યુના બનાવો બન્યા હોવાથી ગવર્નરે તે સેક્રેટરીએટ છોડી દીધું અને તેઓ મલબાર હીલ ચાલ્યા ગયા. ખાલી

થયેલું આ વિશાળ મકાન હાફકીનને, રસી બનાવવા તથા અખતરા કરવા માટે ગવર્નરે સોંપ્યું. તે વખતે તેનું નામ 'પ્લેગ રીસર્ચ લૅબોરેટરી' હતું અને હાફકીન તેના પ્રથમ ડિરેક્ટર બન્યા. ૧૮૯૭માં પંજાબમાં પ્લેગ ચાલ્યો. ત્યાં આ રસીનો સફળ ઉપયોગ થયો.

પરંતુ હાફકીનના નસીબમાં અપજશ અને અપમાન લખાયાં હતાં, એટલે એક ભયંકર ઘટના બની ગઈ. માલકોવલ કેન્દ્રમાં ૧૯૦૨ના નવેમ્બરમાં આ રસી મૂકાયા બાદ ૧૯ માણસોને ધનુરવા (Tetanus) થયો અને તેઓ તરત મૃત્યુ પામ્યા. આ ખતરનાક ખબર જંગલી જ્વાળાઓની જેમ ફેલાઈ ગઈ અને પ્લેગની રસી વિરુદ્ધ વાતો ચાલી. સરકારે શંકાસ્પદ વલણ બતાવ્યું અને હાફકીન વગોવાયા. તે રસીના પ્રવાહીમાં ટીટાનસ જંતુ ન હતા તેવું હાફકીને કહ્યું. તપાસ સમિતિ નીમાઈ. તેણે હાફકીનને, વિરુદ્ધ ચૂકાદો આપ્યો. શીશી ખોલતા અગાઉ તેમાં ટીટાનસનાં જંતુઓ હતાં એવું સમિતિએ જણાવ્યું. હાફકીને કહ્યું કે શીશી મુંબઈમાં પેક કરીને મોકલી તે વખતે તેમાં તે જંતુ ન હતાં. લીસ્ટર ઈન્સ્ટિટ્યૂટની જુબાની લીધી, તેમણે પણ સમિતિને અનુમોદન આપ્યું. હાફકીન આ અપજશ અને બેકદરથી કંટાળીને ૧૯૦૪ના એપ્રિલની ૩૦ મીએ ભારત છોડીને ચાલ્યા ગયા. તે દરમ્યાન સરકારી તપાસ ચાલુ હતી. યૂરોપમાં પણ તેઓની અપકીર્તિ થઈ ચૂકી હતી. યૂરોપમાં તેમણે ઠેકઠેકાણે પ્રવચનો કર્યાં અને પોતાનો બચાવ કર્યો. તેમના ઉપર વૈજ્ઞાનિકોની શંકા હતી કે તેમની બેદરકારીને કારણે જ ૧૯ માણસોનું ટીટાનસથી મૃત્યુ થયું હતું, તે શંકાને દૂર કરવા તેમણે ઠીકઠીક પરિશ્રમ ઊઠાવ્યો. તેમની હકીકત એ હતી કે મુંબઈથી રસીની શીશીઓ રવાના થઈ ત્યાં સુધી તેમાં ટીટાનસના જંતુ ન હતા. ત્યાર પછી કંઈ થયું હોય તો તેની જવાબદારી તેમના પર ઢોળી શકાય નહીં.

આ સંબંધમાં એક ખૂબ ઉપયોગી અને વિશ્વાસપાત્ર પુરાવો સરકારને મળ્યો જેને પરિણામે સરકારે ડૉ. હાફકીન સામેનો આક્ષેપ ખેંચી લઈને તેમને ભારત ફરીથી આવવા આમંત્રણ મોકલ્યું. ડૉ. ઈલિયટ નામના દાક્તરે માલકોવલ મુકામે રસી મૂકી હતી, અને ૧૯ જણનાં મૃત્યુ નીપજ્યાં હતાં. તે જ દાક્તરે એક નાનકડી બિના કહી. પ્લેગની રસીની શીશી ખોલી તે વખતે તેનો બુચ જમીન પર પડ્યો હતો, તે લઈને તેમણે શીશી પર મૂકી દીધો હતો. આને પરિણામે જમીન પરનાં જંતુઓનો બુચવાટે શીશીમાં પ્રવેશ થયો હોય અને તે જંતુઓ વૃદ્ધિ પામ્યાં હોય એ શક્ય હતું. ૧૯૦૭માં ઈન્ડિયા ઑફિસના સેક્રેટરી ઑફ સ્ટેટ મારફતે ભારત સરકારે ડૉ. હાફકીનને ભારત પોતાની નોકરી સંભાળવા આમંત્રણ મોકલ્યું. તે સમાચારથી હાફકીનની તંગદીલી હળવી થઈ અને તેમના મિત્રોએ ચોમેરથી તેમને અભિનંદનના સંદેશાઓ મોકલ્યા. હાફકીને ઘણી આનાકાનીના અંતે કલકત્તાની બાયોલૉજીકલ લૅબોરેટરીના ડિરેક્ટરની પદવી સ્વીકારવા સંમતિ આપી. પરંતુ ભારતમાં આ વખતે આ ત્રીજી વખતે આવ્યા ત્યારે તેમનામાં ઉત્સાહ અને ઉલ્લાસ ન હતાં. તે નિરાશ થયા હતા. ૧૯૧૪ સુધી ભારતમાં કામ કરી તેઓ પોતાના દેશમાં નિવૃત્ત જીવન ગાળવા રવાના થયા.

તેમના જીવનમાં તેમણે ઘણી મુસીબતોનો સામનો કર્યો હતો. તેઓ યહૂદી (Jew) હતા તેથી રશિયામાં તેમને સારી હોદ્દાવાળી નોકરી મળવી મુશ્કેલ હતી. તે પોતાના ધર્મનો ત્યાગ ન કરે ત્યાં સુધી ઝારનું રશિયા તેમને સન્માનવા તૈયાર ન હતું. તેમની ઉપરોક્ત અપકીર્તિ, ૧૯ માનવોના મૃત્યુને અંતે ભારતમાં થઈ હતી, તેનો તેમને જબરો આઘાત લાગ્યો હતો. વળી મુંબઈમાં ભાયખલાના મરકીથી ભયગ્રસ્ત અને યમપુરી જેવા વિસ્તારમાં ચેપી રોગીઓની વચ્ચે ચાલવું, કામ કરવું અને રહેવું એ, તેમની સાહસિક વૃત્તિનો સ્પષ્ટ ખ્યાલ આપે તેવી હકીકત છે. વળી પોતાની તૈયાર કરેલી રસીનું પોતાના જ શરીરમાં પ્રથમ ઈન્જેક્શન આપવું એ



નીડરતા અને ત્યાગનો નાનોસુનો બનાવ નથી. પરંતુ તેમની સાહસિકતા નીડરતા અને બુદ્ધિમત્તાની કદર, તેમના જીવનમાં ન થઈ, તેટલી તેમના મૃત્યુ બાદ થઈ. આજે તેમના નામથી પ્રસિદ્ધ થયેલું હાફકીન ઈન્સ્ટીટ્યુટ સંસ્થાનો (અને તેમણે જાતે રસી લીધી હતી તે તવારીખનો) હીરકમહોત્સવ ઉજવે છે તે પ્રસંગે ભારતના રાષ્ટ્રપ્રમુખ અને પરદેશના નામાંકિત વિજ્ઞાનીઓ ડૉ. હાફકીનની સિદ્ધિને જે યશકલગી ચડાવે છે, અને વર્તમાનપત્રો જે ગુણગાન કરે છે તે કંઈ જેવી તેવી કદર નથી. પરદેશી—અને તે પણ રશિયાના બિનસરકારી સામાન્ય માનવીની ભારતમાં આટલી બધી વાહવાહ અને કદર થાય એ બનાવ બીજી રીતે ભારતની જ વિશાળતા અને મહત્તાની સાક્ષી પૂરે છે. ભારતમાં એવી સંકુચિતતા નથી કે ધર્મ, દેશ કે જાતિની મર્યાદાઓને સ્વીકારે અને ફક્ત પોતાના જ દેશના માણસોના તે ગુણગાન કર્યા કરે.

હાફકીન જ્યારે ભારતમાં આવ્યા ત્યારે રશિયામાં પણ કોલેરાનો ચેપી રોગ ચાલતો હતો. ભારતે તેમને સન્માનપૂર્વક સહકાર આપ્યો, જે સહકાર અને સન્માન તેમને રશિયામાં તે વખતે કદાચ ન મળ્યા હોત. ભારતની ઐતિહાસિક સ્વાગતપ્રિયતા અને અતિથિ સત્કારનો અદ્વિતીય પુરાવો છે. આજે પણ કેટલાક પ્રખ્યાત વિદેશી વિજ્ઞાનીઓ ભારતમાં કાર્ય કરી રહ્યા છે તે સુવિદિત છે.

ડૉ. હાફકીન અંગત રીતે ધાર્મિક માણસ હતા. ૧૯૩૦ માં તેઓ રશિયામાં અવસાન પામ્યા ત્યાર પહેલાં મુંબઈની તેમની બેક્ટેરીઓલૉજીકલ લૅબોરેટરી 'હાફકીન ઈન્સ્ટીટ્યુટ' બની ચૂકી હતી. દાદર અને પરેલના જે માણસોએ તેમને રોગગ્રસ્ત વિસ્તારોમાં ખંતથી નીડરતાથી અને વિશ્વાસથી ફરતા જોયા હતા તે માણસો હમણાં સુધી તેમના પ્રતિભાશાળી વ્યક્તિત્વને યાદ કરતા હતા.

વસુધૈવ કુટુંબકમ્, પૃથ્વીને આખું કુટુંબ માનનારા પુરુષો રાજકીય ક્ષેત્ર કરતા વૈજ્ઞાનિક ક્ષેત્રે વધારે નીપજ્યા છે, અને તે દૃષ્ટિએ દેશોની અને પ્રજાની એકતા વૈજ્ઞાનિક દ્વારા વધારે સરળતાથી થાય એવી શક્યતા છે. હાફકીન તથા તેમના જેવા બીજા વૈજ્ઞાનિકો બીજા દેશોમાં જઈને માનવ કલ્યાણની પ્રવૃત્તિઓ આદરે અને લોકપ્રિયતા મેળવે, એવા બનાવો રાજકીય ક્ષેત્રે ઘણા જ ઓછા પ્રમાણમાં જણાય છે.

★

સ્વાતંત્ર્યપ્રાપ્તિ પહેલાં દર હજારે બે શખ્સો સાયકલની માલિકી ધરાવતા હતા તે સંખ્યા વધીને ૧૯૫૭માં દર હજારે ૧૧ની થઈ છે.

૧૯૫૧માં સાયકલ બનાવનારાં ફક્ત બે જ કારખાનાં હતાં અને તેઓ ૧.૪ લાખ સાયકલો તૈયાર કરતા હતા જ્યારે સાયકલ માટેની માગ ૪ થી ૪.૫ લાખ નંગની હતી.

આજે સાયકલ બનાવવાનાં ૨૦ જેટલાં મોટાં કારખાનાં અને ૭૮ જેટલાં નાનાં કારખાનાં કામ કરી રહ્યાં છે.

કારખાનાંની સંખ્યા વધતાં ૧૯૫૨ અને ૧૯૫૩માં સાયકલનું ઉત્પાદન બે લાખ જેટલું રહ્યું હતું તે ક્રમશઃ વધીને ૧૯૫૪માં ૩.૭ લાખ; ૧૯૫૫મા ૪.૯૧ લાખ; ૧૯૫૬માં ૬.૬૪ લાખ અને ૧૯૫૭મા ૭.૯૧ લાખ જેટલું થયું હતું. ૧૯૫૮નું ઉત્પાદન ૧૦ લાખ જેટલું થવાની ધારણા છે.

**'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**

ઈશ્વર પેટલીકર

# યુવાનની નિરાશા

નિરાશાવાદી માનસવાળું આજનું આપણું યૌવનધન કેવી બેહાલ દશામાં વેડફાઈ રહ્યું છે તેનો આ લેખની શરૂમાં એક યુવાનના ટૂંકાવેલા પત્રથી ખ્યાલ આવે છે. આપણા જાણીતા સામાજિક કાર્યકર અને નવલકાર તેના પ્રત્યુત્તરમાં જે જરૂરી છણાવટ કરે છે તે દરેકને ઉપયોગી અને પ્રેરક થઈ પડે તેવી છે……

[ હું આ વર્ષે મુંબઈ રાજ્યની એક યુનિવર્સિટીનો ગ્રેજ્યુએટ થયેલ છું. ફર્સ્ટ કલાસમાં પાસ થયો હોવાથી લાયકાતને યોગ્ય ન હોય એવી નોકરી સ્વીકારી નોકરી ભેગો થઈ જવાની મારી ઇચ્છા નથી. ઘરના મુખ્ય વડીલની પણ એવી જ ઇચ્છા છે. આથી પરિણામ જાહેર થયાં ત્રણ મહિના થઈ ગયાં છતાં પણ મનપસંદ નોકરીને અભાવે બેકાર જ રહ્યો છું. એક બે જગ્યાએથી ૧૨૫ થી ૧૫૦ રૂ. માસિક પગારે નોકરીની ઑફર આવેલ પરંતુ મારા સારા માર્કસ જોઈ મને તે સ્વીકારી લેવાની ઇચ્છા ન થઈ અને વળતો નકારનો જવાબ લખી નાખ્યો. મારાં વેવિશાળ માટે જ્યારે કોઈ કન્યાના પિતા આવે છે ત્યારે મારી નામરજી છતાં પણ પ્રદર્શનના પૂતળા તરીકે એમના આવવાના સમયે મને ઊભો કરવામાં આવે છે.

હું જ્યારે પાડોશીની કૉલેજમાં ભણતી કન્યા સાથે વાતચીત કરું છું કે ચોપડીઓનું આદાન પ્રદાન કરું છું ત્યારે કુટુંબીજનોની આંખમાં અણગમો જ દેખાય છે. એક–બે વાર તો સાંભળ્યું પણ ખરું કે ભાઈની નોકરીનું તો ઠેકાણું નથી અને છોકરીની શોધમાં નીકળ્યા છે! મારી પાછળ છૂપી નજર રાખવામાં આવે છે. મારી વખત બેવખત મજાક ઉડાવવામાં આવે છે. શું કુટુંબીજનો અમારા નિર્દોષ વ્યવહારમાં પણ પાપ નિહાળતાં હશે? જો કે મને કશું કહેવામાં આવ્યું નથી. પણ મને લાગે છે કે તેમની ઇચ્છા એવી છે કે હું તે બહેન સાથે બોલવા–ચાલવાનું છોડી દઉં અને તેની સાથે કશો વ્યવહાર ન રાખું. હું ભીરુ નથી. હું નિર્દોષ વ્યવહાર રાખવામાં અને ઘડી–બેઘડી વાતચીત કરવામાં કશું અયોગ્ય થતું હોય એમ માનતો નથી. હું એ બહેનને ઘેર જતો નથી. પહેલાં એ બહેન મારે ત્યાં આવતાં પરંતુ એક નજીવી બાબતમાં મતભેદ થવાથી એમણે ઘેર આવવું છોડયું છે. હું વડીલોની લાગણી સમજું છું. પરંતુ છતાંયે કોઈ કોઈ વાર વિદ્રોહ કરવાની ઇચ્છા થઈ આવે છે. શું તેઓ ફક્ત એ બહેન પ્રત્યે જ નહિ પરંતુ મારી પ્રત્યે પણ અવિશ્વાસ નથી કેળવી રહ્યાં?

જો આપ પણ મારા વડીલો માફક એમ માનતા હો કે મારે એ બહેનની સાથેનો સંબંધ ત્યાગવો તો મને સૂચવશો કે કઈ રીતે હું તે બહેન સાથેનો સંબંધ સમાપ્ત કરી શકું? કઈ રીતે હું કહી શકું કે બહેન, હવે તું મારી સાથે વાતચીત કરતી નહિ.

લિ. અભાગી યુવક ]

આ પત્ર વાંચી રહેતાં અંતે યુવકે પોતાના માટે વાપરેલ વિશેષણ 'અભાગી' જોઈ દુઃખ થયું. આપણી આજની યુનિ. કેળવણી જીવનઘડતરનું કેટલું અલ્પ ભાથું આપે છે ! આજના મધ્યમ વર્ગના યુવકોની સ્થિતિ એવી કઢંગી થઈ રહી છે કે નથી એમને કુટુંબમાંથી જીવન-ઘડતર મળતું કે નથી કહણ જિંદગી જીવવાનું મળતું. અને યુનિ. શિક્ષણમાંથી પણ એ ઊણપ પૂરાતી નથી એટલે ગુલાબ સૂંઘતાં સહેજ કાંટો ભોંકાતાં એ પોતાને અભાગી માની લે છે!

આ યુવક બી. કૉમમાં ફર્સ્ટ કલાસ પાસ થયેલો છે. આજે દેશમાં કેટલા ટકા યુવાનોને યુનિ. શિક્ષણ મળે છે? એમાંથી કેટલા ફર્સ્ટ કલાસમાં પાસ થતા હશે? પાસ થઈ નેય ૧૨૫–૧૫૦ની નોકરી તરત કેટલાને મળતી હશે? અને એ ના પાડવાના સુખી સંજોગો કેટલાના હશે?

મારા સ્નેહીનો દીકરો ઇન્ટર–સાયન્સમાં પાસ થઈ



આર. સી. ટેકનીકલમાં ડાઈંગના ડીપ્લોમા કોર્સમાં દાખલ થયો હતો. પહેલા નંબરે પાસ થયો હતો એટલે સરકારની સ્કોલરશીપ મળતી હતી. આ વરસે એણે પણ છેલ્લી પરીક્ષા ત્રીજા નંબરે પાસ કરી. મીલોમાં નોકરી શોધવા કેટલું રખડ્યા પછી મહિના ઉપર એક મીલમાં રૂ. ૨૮ના પગારે મજૂરના ગ્રેડમાં એને નોકરીએ ચડવું પડ્યું છે. કામગીરી તો એને ડાઈંગ અંગેની કરવાની છે, પણ પગાર મજૂરના ગ્રેડનો લેવાનો છે. મેં એને પૂછ્યું—કેમ ચાલે છે? ત્યારે એણે કહ્યું કે—સારું છે. છએક મહિના પછી મજૂરના ગ્રેડમાંથી હું આગળ વધીશ. શરૂઆતમાં તો ઓળખાણ ન હોય તો વગર પગારે અનુભવ લેવા કામ કરવું પડે છે. એને બદલે મોંઘવારી સાથે રૂ. ૧૦૦ જેટલો પગાર સારો ગણાય. પાંચેક વર્ષે મારા ભણતર પ્રમાણે પગાર અને જગા મળે તો સારું ગણાય. આ લાઈનમાં બધાનો આવો અનુભવ છે.

આમ રૂ. ૨૮ના મજૂરના ગ્રેડમાં મૂકાયેલો યુવક સંતોષ વ્યક્ત કરતો હતો અને પોતાની જાતને અભાગી માનતો ન હતો. કેળવણી તો એને પણ ચાલુ જ મળી છે, છતાં બંને યુવકોમાં આટલો ફેર કેમ? આ સંતોષથી માર્ગ કાઢવા પ્રયત્ન કરે છે કારણ કે તે ખેડૂતનો દીકરો છે. એણે બાપની અને કુટુંબની હાડમારી જોઈ છે. એણે પણ એ હાડમારી ભોગવી છે. એથી એ ખડતલ બનેલો છે. એને મન તો ગુલાબ મળતું હોય તો કાંટા વાગે તેનું દુઃખ નથી, પણ કેવળ કાંટાની જ મુશ્કેલીએ ગુલાબ પ્રાપ્ત થતું હોય તો આનંદ લાગે છે, અને એ જ આનંદ સાથે અને નવી આશાના ઉત્સાહમાં નોકરી શરૂ કરી દીધી છે.

આ યુવક ફર્સ્ટ કલાસમાં પાસ થયો છે. રૂ. ૧૫૦ સુધીની નોકરી હતી. એ ન લીધી અને ઘરના વડીલો પણ એ નોકરી ઉપર ચડી જાય તેમ ઇચ્છતા નથી. છતાં આ સંજોગોમાં પોતાને અભાગી માની દુઃખી થવું એ કેવળ પોચટપણું જ ગણાય. આવા કાંટાથી જે ઘાયલ થાય તેને જીવનઘડતરનું શિક્ષણ મળતું નથી તેમ કહેવાય.

યુવક પોતે કહે છે કે પોતે સારી નોકરી ઇચ્છે છે. એ સારી વાત છે. આર્થિક સંજોગો જેને મળે તેવી નાની નોકરી સ્વીકારી લેવાની ફરજ ન પાડતા હોય તેણે થોડો વખત બેકાર રહેવું પડે તો એમાં કાંઈ ગુમાવવાનું નથી. આપણે ત્યાં ગરીબાઈને લીધે ભણતર પછી તરત કમાવાની દૃષ્ટિએ મોટા ભાગને નોકરીએ વળગવું પડે છે. પરંતુ ભણતર પછી બે-ત્રણ વર્ષ સારી જગાએ ગોઠવાવવા કમાયા વિના જેને ચાલે તેમ હોય તેણે તાત્કાલિક મળતરની ગણતરી ન રાખતાં ભવિષ્યની ગણતરી રાખી નિર્ણય કરવો જોઈએ.

ઓફિસના કારકુનની નોકરી કરતાં વેપારીને ત્યાં ગુમાસ્તાની નોકરી ઓછા પગારની હોય છે, પરંતુ એમાંથી સ્વતંત્ર વેપારી થનાર જેટલા નીકળે છે તેટલા કારકુનમાંથી નહિ નીકળ્યા હોય. સરકારી નોકરીમાં દાખલ થઈ જનારનો ક્ષેત્રપલટો થવાની ઓછી શક્યતા રહે છે. આ રીતે યુવક વિચારે છે તે સ્થિતિમાં કોમર્સના ક્ષેત્રે ચાર્ટર્ડ એકાઉન્ટન્ટના અભ્યાસને એ સોનેરી તક માનતા હોય તો ઓછા પગારે તેમાં દાખલ થઈ એ સ્વીકારી લેવી જોઈએ. આપણે સારી તકની કેવળ આશા રાખીએ પણ એ માટે જે તપ કરવું જોઈએ તે કરવાની તૈયારી ન હોય તો એ આશા ફળવાની કેવી રીતે? આ અભ્યાસમાં થોડો પગાર તો મળવાનો છે અને વડીલની પણ રાહ જોવાની તૈયારી છે તો કુટુંબને ઓજારૂપ થયા વગર એ તક મળે છે તો સોનાની લાગતી- હોવા છતાં જતી કરવામાં શું ડહાપણ? કુટુંબના માટે કમાવાની ઇચ્છા છે તે મોડું કમાવાથી કાંઈ નુકશાન પહોંચાડનારી નથી. સારું કમાવાની ગણતરીએ થોડું મોડું થાય તો પણ એ વેપાર લાંબે ગાળે નફાકારક છે તે કોમર્સના ગ્રેજ્યુએટને કહેવાનું ન હોય.

હું માનું છું કે યુવક જે મોટી મુંઝવણ અનુભવે છે, અને ઘરનો સ્ત્રી વર્ગ પણ જે અનુભવે છે, તે એ બેકાર છે કે નોકરી ઉપર નથી ચડી જતો એ નહિ, પણ પાડોશીની કોલેજ કન્યા સાથે એને પરિચય છે તે હોવાનો સંભવ છે. આજે આવા પરિચયો સ્વાભાવિક બનવાના છે. એ ટાળી શકાવાના નથી. પરંતુ એ અંગે ઘરનાં શંકાની નજરે—અવિશ્વાસની નજરે જુએ તેનું કારણ એ હોય કે એ પરિચય ભવિષ્યમાં લગ્નમાં પરિણમે તે એમને માન્ય ન હોય. જો એમને એ માન્ય હોય તો એ બીક રાખવાનું કાંઈ કારણ નથી. એ ભણી રહ્યો છે, પોતે પરણાવવા પેરવી કરે છે, એ સંજોગોમાં યુવક સ્વપસંદગીની પાડોશી કન્યા સાથે પરણી જાય તે એમને માન્ય હોય તો એ બીએ—અવિશ્વાસ લાવે નહિ. પરંતુ એ સંબંધમાં સ્ત્રી વર્ગ અણગમો બતાવે છે તે જ કહી આપે છે કે ભવિષ્યમાં એ પરિચય આગળ વધી લગ્ન સુધી પહોંચે તે એમને માન્ય નથી. એ માન્યતા જ્ઞાતિ ભિન્નતાને લીધે છે કે બીજા કોઈ કારણસર છે તે તો એ જાણે કે યુવક જાણે. પરંતુ એ બીકે યુવકને પરણાવી દેવા પેરવી કરતાં હોય તે બનવાજોગ છે. યુવક પરણવાની હમણાં ઈચ્છા ન બતાવે તેથી એમને વહેમ જવા પણ પૂરતું કારણ મળે કે એ ભવિષ્યમાં એને પરણવા માગતો હશે કે શું?

સ્ત્રી વર્ગનું આવું માનસ હોય તો એથી પણ યુવક બેકાર ઘેર બેસી રહે તે એમને પસંદ ન આવે. હમણાં નોકરી ધંધે વળગે તો એ છોકરીનો એને ઓછો વિચાર આવે. મળવાનો વખત ઓછો થાય. નોકરીએ વળગ્યો હોય અને પરણાવી દીધો એટલે ઉપાધિ ગઈ. આ સ્થિતિમાં એ વર્ગ તો એવું ઇચ્છે કે જે મળે તે નોકરી તરત સ્વીકારી લેવી જોઈએ. એ માટે ખર્ચનાં કારણ પણ આપે. રાગ-દ્વેષ સ્ત્રી અને પુરુષ બંનેમાં છે, પરંતુ સ્ત્રી એને મનમાં ઓછા સમાવી શકે છે, એ વ્યક્ત થઈ ગયા વિના રહેતાં નથી. પુરુષ વર્ગ તે પ્રમાણમાં સવિશેષ દાબી શકે છે. આથી યુવકે એમ ન માનવું કે સ્ત્રી વર્ગ જે અણગમો પોતાને ખબર પડે તેમ વ્યક્ત કરે છે તે વડીલ પુરુષમાં નથી. બંનેમાં હોવાનો સંભવ છે અને એ સંબંધ લગ્નમાં પરિણમે તેમ એ ન ઇચ્છતાં હોય તો એવો અણગમો જન્મે તે પણ સ્વાભાવિક છે.

યુવક પાડોશી કન્યા સાથેનો સંબંધ નિર્દોષ માને છે. એ પોતે એના પ્રેમમાં નથી અને લગ્ન કરવાનો કોઈ હેતુ નથી, એ અર્થમાં એને નિર્દોષ ઘટાવે છે. જો આ જ સ્થિતિ હોય તો કોઈ મુંઝવણ યુવકે અનુભવવી ન જોઈએ. આ યુવક એ બહેન સાથેનો મળવા હળવાનો સંબંધ ઘરનાંની અનિચ્છા સમજી છોડવો પડે તેમાં ભીરુતા સમજે છે અને ઘડી-બેઘડી વાતચીત કરવામાં કશું અયોગ્ય થતું હોય એમ માનતો નથી.

આમ એ 'હું ભીરુ નથી' એમ કહે છે, પરંતુ પોતાનું શિરનામું આપી આ પ્રશ્ન અંગેનો પત્ર સીધો ઘેર આવે અને બીજાના હાથમાં જાય તે ભીરુતા તો સેવે છે. એટલે એ બહેન સાથેનો સંબંધ એ છોડતા નથી તેમાં ભલે એ માનતા હોય કે હું ભીરુ નથી. ભીરુ તો એ છે, પરંતુ એ બહેન સાથે મળવાનું, વાતચીત કરવાનું એમને પસંદ છે, તેનું એક જાતનું આકર્ષણ છે અને એ છોડવું એમને માન્ય નથી.

સ્ત્રી-પુરુષ વચ્ચે કેવળ શરીર સંબંધનું જ આકર્ષણ હોય છે. તેમ નહિ. એ ઉપરાંત સહવાસનું વાતચીતનું મિલનનું કે એમ પંચેન્દ્રિયોનું સૂક્ષ્મ આકર્ષણ હોય છે. પ્રથમ શરૂઆત તો સ્ત્રી-પુરુષ વચ્ચે એ સૂક્ષ્મ આકર્ષણથી થાય છે. એનો અર્થ એવો નહિ કે બધી વખત એ આકર્ષણ શરીર સંબંધમાં કે લગ્ન સંબંધમાં પરિણમે છે. પરંતુ સ્ત્રી-પુરુષ વચ્ચે મર્યાદાની જાગૃતિ ન હોય અને નૈતિક જીવન જીવવાનું ચારિત્રબળ ન હોય તો એ સૂક્ષ્મ આકર્ષણ આગળ વધીને લગ્ન સંબંધમાં કે શરીર સંબંધમાં પરિણમે છે. યુવક-યુવતી કુંવારાં હોય, પુખ્ત ઉંમરનાં હોય, બંને વચ્ચે પૂરતો પરિચય અને એકબીજાને



લાયક હોય તો આવો પરિચય પ્રેમ દ્વારા લગ્નમાં પરિણમે કે અઘટિત વ્યવહારમાં પરિણમે તે યોગ્ય ન ગણાય.

યુવક કહે છે તેમ આજે તેમનો સંબંધ શરીર આકર્ષણ-વિનાનો, એ અર્થમાં નિર્દોષ હોવાનો સંભવ છે પરંતુ એ બંનેને મળવાનું, વાતચીતનું સૂક્ષ્મ આકર્ષણ તો છે જ. એમાંથી લગ્ન સંબંધમાં એ આકર્ષણ પરિણમે તો પણ બંને માટે સુયોગ્ય મિલન છે, એમ જો એ બંને માનતાં હોય અને ઘરનાં વડીલોનો કેવળ રૂઢિજન્ય વિરોધ છે એમ એમને શ્રદ્ધા હોય તો વડીલોના અળખામણાં થઈ એ આજની મૈત્રી ચાલુ રાખે તો કંઈ સમજ ગણાય.

પરંતુ યુવક કહે છે તેમ એ પાછળ ઊંડેઊંડે પણ લગ્નની ઝંખના ન જ હોય તો બીરુ દેખાવાની બીકે સંબંધ ચાલુ રાખી અળખામણા થવાની જરૂર નથી. છોકરી પણ પાડોશની જ છે એટલે એ જ વાતાવરણમાં ઉછરેલી છે એટલે કુટુંબીજનોને શંકા આવતી હોય ત્યારે એ સંબંધ ઉપર પડદો પાડી દેવાનું એ ન સમજે એવું ઓછું છે? એને મોંએ કહી દેવાય કે ચીઠ્ઠીમાં લખી શકાય કે, આપણી બંને વચ્ચેનો સંબંધ નિર્દોષ છે તેની આપણને પૂરી શ્રદ્ધા છે, પરંતુ એમાં કુટુંબીજનોને શંકા આવતી હોય ત્યારે એમને આપણા ઉપર નજર રાખવી પડે તેવી સ્થિતિમાં શું કામ મૂકવાં? આપણે જ મળવાનું બંધ કરી એમને નિર્ભય કરવાં જોઈએ. ખરી રીતે આ પગલું ભરવામાં જ વીરતા છે, બીરુતા નહિ.

જો આમ એ છોકરી સાથે ઊંડેઊંડે લગ્નનું આકર્ષણ ન હોય તો કુટુંબીજનો સામે બળવો કરવાની ઇચ્છા સેવવી એ વેપારીની ભાષામાં સ્ટેશનથી ખાડિયા સુધીની બસમાં બેસવા સોની નોટ વટાવવા જેવું બિનજરૂરી છે એટલું ચાલી નાખવાનું જ વિચારવું જોઈએ. કુટુંબીજનોને જે અવિશ્વાસ પેદા થયો હોય તે સંબંધ ઉપર પડદો નાખી દેવાથી દૂર થાય, અને એ સ્વાભાવિકતા આવ્યા પછી બંને સહજ રીતે કોઈ વખત મળે તેથી કુટુંબીજનોની નજર ચોકી પણ ન કરે.

આમ યુવક અભાગી નથી, જિંદગી ટૂંકાવી નાખવા જેવું તો કંઈ છે જ નહિ અને નાસી જવાની પણ જરૂર નથી. છતાં આવા વિચારના ચકાવામાં ફસાઈ જતા હો તો નબળું મન નખ્ખોદ વાળે તે સમજીને કોઈ પણ કામમાં વહેલામાં વહેલા જોતરાઈ જવું એટલે નિરાશા-હતાશા દૂર થઈ જશે.



ભારતનું અત્યારનું રોજના ૮૦૦૦ બૅરલ જેટલું ક્રુડ ઓઈલનું ઉત્પાદન, એની જરૂરિયાતના માત્ર છ ટકા જેટલું જ છે. એનો વપરાશ વર્ષે દિવસે લગભગ ૧૦ ટકાના ધોરણે વધશે પરંતુ એની સાથે, તાજેતરમાં શોધવામાં આવેલા નવાં તેલ ક્ષેત્રો ઉત્પાદન કરતાં થતાં, એની પુરવઠાની પરિસ્થિતિમાં પણ ગણનાપાત્ર સુધારો થશે.

ભારતની હાલની યોજનાઓમાં, રોજ ૨૦,૦૦૦ બૅરલ ક્રુડ ઑઈલ સાફ કરે એવું એક કારખાનું આસામમાં નાખવાની અને રોજનું ૩૦ હજાર બૅરલ સાફ કરે એવું એક કારખાનું બિહારમાં નાખવાની યોજનાનો સમાવેશ થાય છે. છેલ્લાં થોડાં વર્ષ દરમ્યાન રોજ લગભગ ૭૦,૦૦૦ બૅરલ, આયાત કરેલું ક્રુડ તેલ શુદ્ધ કરી શકે એવાં ત્રણ કારખાનાં નાખવામાં આવ્યાં છે. આ કારખાનાંઓ પાછળ થયેલું કુલ વિદેશી મૂડીનું રોકાણ લગભગ ૫૦ કરોડ રૂપિયા જેટલું છે જે ભારતે આઝાદી મેળવ્યા પછી કોઈ પણ એક ઉદ્યોગમાં કરેલું સૌથી વધુ રોકાણ છે.



ધનબાદ ખાતેની સેન્ટ્રલ ફ્યુઅલ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટમાં કોલસાનાં કેટલાંક પેટા-ઉત્પાદનો તૈયાર કરવામાં આવ્યાં છે: પાણીને ગરમ બનાવતું, સ્ટાર્ચમાંથી ગ્લુકોઝ બનાવતું, રાખોડી વિનાનો ઇલેક્ટ્રોડ કાર્બન બનાવતું, રંગો, વાર્નિશ, રબર, કાગળ, પાથરણાં, છાપવાની શાહી વગેરે માટેનાં રસાયણો અત્યારસુધી આ બધાની આયાત કરવી પડતી.

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# ઋતુસ્રાવ

આપણી કિશોરીઓને જે વિષે કોઈ સમજાવતું નથી તે વિષયને ઉર્મિના જાણીતા ડૉક્ટર-લેખક સ-વિગત અહીં ચર્ચે છે—ન જાણતાં હોય તેમને જ્ઞાન આપવા અને જાણતાં હોય તેમને પૂરતી જાણ કરવા. આપણી કેટલીય બહેનો આ વિષે બેદરકાર અને અજ્ઞાત રહે તે કેમ પાલવે?......

વનસ્પતિ સૃષ્ટમાં પકવ બનેલું બી ધરતી ઉપર પડે છે. જો તેનું ફલિનીકરણ ના થયું હોય તો તે નાશ પામે છે. જો ધરતી પથરાળ બહુ સૂકી બહુ ભીની કે ખરાબો હોય તો પણ બી નાશ પામે છે. પણ ફલિનીકરણ પામેલું બી સારી ધરતીમાં પડે તો તે પ્રજનન પામી જીવે છે અને નવી પેઢીનો ઉદય થાય છે.

પ્રાણીસૃષ્ટિમાં પ્રજનનની ક્રિયા અટપટી બને છે. એમાં નર અને માદા બન્ને જુદાં હોઈ બન્નેના સંયોગથી નવા જીવનો જન્મ થાય છે. આંચળવાળાં પ્રાણીઓમાં આ ક્રિયા ઉચ્ચ કરામતની કક્ષાએ પહોંચી ફલિની-કરણ થયેલા બી કે ગર્ભની સંભાળ માટે આ યોજના થયેલી છે. માનવકુળમાં સ્ત્રીઓના દેહ વિષે ગર્ભને ધારણ કરવા માટે મહિને મહિને અસ્તરનો વિકાસ થાય છે અને તે બિનોપયોગી નીવડતાં એનો નાશ પણ થાય છે. સ્ત્રીઓના દેહ વિષે સરાસરી ચૌદ વર્ષની ઉંમરે શરૂ થતી આ ક્રિયા ત્રીસ પાંત્રીસ વરસો પર્યંત ચાલુ રહે છે.

આ અસ્તર કે આવરણનો અભ્યાસ ઘણો આકર્ષક છે. શરીરરચનાની દૃષ્ટિએ એની સમજ સહેલી છે. એના વ્યાપારધર્મો જટિલ હોવા છતાં એની રૂપરેખા સમજવી સહેલી છે.

સ્ત્રીઓના પેડુના પોલાણમાં ગર્ભાશય આવેલું છે. ત્રણેક ઇંચ કદના માંસપેશીઓના આ પોલા લોચામાં આપણી જિંદગીનો પાયો નંખાતો હોવાની ઘટના જાણીતી છે. હૃદય પણ માંસપેશીઓનો આવો પોલો લોચો છે અને તે જિંદગી પર્યંત સંકોચ વિકાસ પામી જીવન ટકાવે છે તેમ ગર્ભાશય પણ સંકોચાઈ એની અંદર રહેલી વસ્તુઓને યોનીમાં અને આ રીતે શરીર બહાર ફેંકી દઈ શકે છે.

ગર્ભાશયની કોથળીની અંદર આંતરત્વચાનું આવરણ આવેલું છે તેને ગર્ભાવરણ કે એન્ડોમેટ્રિયમ કહેવાય છે. કુદરતે ગર્ભના ઉછેર માટે યોજેલું આ વિશદ્-ગુણધર્મોવાળું અસ્તર છે. ચાર અઠવાડિયાંમાં એકવાર તે તૈયાર થાય છે. પખવાડિયાંમાં તે સર્વસજ્જ થઈ રહે છે. એમાં ભરાવો થાય છે. પરિપકવ બને છે. આ જ અરસામાં બીજગ્રંથિમાંથી બીજ બહાર પડે છે. જો બીજ ફલિત થાય તો આવરણ ઉપયોગી છે. જો ઉપયોગી ના નીવડે તો તે ખરી પડે છે. એના ખરવા સાથે એની નીચે આવેલી સૂક્ષ્મ લોહીની નળીઓમાંથી લોહી પણ ટપકે છે, સાથે શ્લેષ્મ પણ હોય છે.

પેટના પોલાણમાં શરીરની કેટલીય કામગીરીઓ થાય છે પણ તેનો નથી કશો અવાજ કે નથી કશી ધમાલ. ઉપર દર્શાવેલી ક્રિયા પણ સતત ચાલ્યા કરે છે પણ ચાર અઠવાડિયાંમાં ફક્ત એકવાર બેચાર દિવસ માટે યોની બહાર લોહી વહેતાં લોહીને આપણે ઋતુસ્રાવ કે રજોદર્શનના નામે પિછાનીએ છીએ. ભારતભરમાં હિન્દુઓ આ દિવસો વિશિષ્ટ રીતે પાળે છે.

સ્ત્રીઓના લગ્નજીવનની સફળતા માતા થવામાં છે, અને માતા થવાની લાયકાતના મૂળમાં ઋતુસ્રાવની ક્રિયા રહેલી છે. આ ક્રિયા ઉપર કાબુ રાખનાર બીજ-ગ્રંથિઓ છે. ગર્ભાશયથી ત્રણ ઇંચના અંતરે ડાબા જમણી પડખે એક એક બીજગ્રંથિ આવેલી છે. બીજગ્રંથિ-ઓને કામે જોતરનાર પિટ્યુટરી ગ્રંથિ છે. મગજના તળ ભાગમાં પિટ્યુટરી ગ્રંથિ આવેલી છે. નાના વટાણા જેવડું તેનું કદ છે. પણ તેના સ્રાવો આખા શરીરને અસર કરનાર છે. યૌવનારંભ સુધી તેના અમુક સ્રાવો શરીરની વૃદ્ધિ સાથે જોડાયેલા છે. કન્યા તારુ-ણ્યમાં પ્રવેશે તે અરસામાં તેનો બીજો સ્રાવ બીજ-



ગ્રંથિઓને ઉત્તેજે છે. જન્મથી જ બીજગ્રંથિઓમાં હજારો બીજકોષો આવેલા છે. પિટ્યુટરી ગ્રંથિના સ્રાવની અસર નીચે બીજકોષ પકવ બની બીજગ્રંથિની બહારની દિવાલ ભણી માર્ગ કરે છે.

બીજકોષ પકવ બને એ અરસામાં બીજગ્રંથિ—ગર્ભાશયના આવરણના વિકાસને ઉત્તેજે છે, તેથી ફલિત થયેલું બીજ સંઘરાય. આવી પૂર્વતૈયારીએ પૂરી થયે બીજગ્રંથિઓમાંથી બીજ બહાર પડે છે. આને ઓવ્યુલેશન કહેવામાં આવે છે. ઋતુસ્રાવ શરૂ થયાના પહેલા દિવસથી ગણતાં તેર ચૌદ કે પંદરમા દિવસે ઓવ્યુલેશન થાય છે. સ્ત્રીએ માટે ગર્ભાધાનના આ જ ચોક્કસ દિવસો છે. જો બીજ ફલિત થાય તો તે ગર્ભાશયના આવરણને ચોંટી ગર્ભ તરીકે વિકાસ પામે છે. ગર્ભના વિકાસ અને ગર્ભાશયને ચોંટી રહેવા માટે પણ અજબ કરામત છે. બીજ જેમાંથી છૂટું પડયું હોય તે કોથળી પીતરંગી બને છે. ત્યાં કોરપસ લ્યુટિયમ પેદા થાય છે. એના સ્રાવની અસરથી ગર્ભ ગર્ભાશયને ચોંટી રહે છે અને એનો વિકાસ થાય છે. આ સ્રાવની ઉણપ કે ખામીથી કસુવાવડ થઈ આવે છે. એને રોકવા કાજે કોરપસ લ્યુટિયમનાં ઇન્જેક્ષનો આપવામાં આવે છે.

જો બીજ (egg or ovum) ફલિત ના થાય તો તે ગર્ભાશયમાંથી બહાર નીકળી આવે છે. આ પછી એના સ્વીકાર માટે તૈયાર થયેલું પણ હવે નકામું થઈ પડેલું આવરણ ખરી પડે છે. એની સાથે લોહી પણ હોય છે. અને ઋતુસ્રાવ, રજોદર્શન અડકાવ કે માસિક ધર્મના નામે આપણે પિછાનીએ છીએ. એકવાર ઋતુસ્રાવ થઈ ગયો કે પાછી ગર્ભાવરણની બિછાયતની ક્રિયાનું પુનરાવર્તન થાય છે. જૂનું ફેંકાઈ જઈ નવાનો વિકાસ થાય છે. વૃદ્ધિ નાશ અને પુનર્જીવનનો કુદરતી ક્રમ આ ક્રિયામાં છતો થાય છે. ઓવ્યુલેશનની તૈયારીમાં બીજું બીજ પકવ થવા માંડે છે. માત્ર સગર્ભાવસ્થામાં આ ક્રિયા અટકે છે. બાકી ૪૫ થી ૫૦ ની વય સુધી તેનું દર માસે પુનરાવર્તન થયા જ કરે છે. આ પછી ઋતુસમાપ્તિનો સમય આવી પડે છે. એ પણ એક જીવન પરિવર્તનનો (Change of life) કાળ છે.

સ્ત્રીઓના દેહ વિષે જીવન પરિવર્તન કાળ બે વાર આવે છે. એક તો ઋતુસ્રાવની શરૂઆતમાં અને બીજો એના અંતમાં. બીજ પ્રથમવાર પકવ બનતાં પહેલો ઋતુસ્રાવ શરૂ થાય છે. આ કન્યાના અગિયારમાંથી તે સોળમા વર્ષ સુધીમાં બને છે. ઈ. સ. ૧૯૨૦ માં થયેલા નિરીક્ષણ મુજબ હિન્દવાસીઓમાં ઋતુસ્રાવ શરૂ થવાની સરાસરી ઉમ્મર સાડાતેર વર્ષની જોવામાં આવી હતી. ગુજરાત યુનિવર્સિટીના મેડિકલ ઑફિસર ડૉ. કાન્તિલાલ શાહની યુનિવર્સિટીની ૨૩૯૧ હિન્દુ વિદ્યાર્થિનીઓની તપાસમાં રજોદર્શનની શરૂઆતની સરેરાશ ઉંમર પોણાપંદર વર્ષની આવે છે જ્યારે મહારાજ સયાજીરાવ યુનિવર્સિટીની તપાસનો આ આંકડો ૧૩ વર્ષનો, અને પુનાની હાઈસ્કૂલનો આ આંકડો ૧૪ વર્ષનો છે. મુસલમાનો અને પારસીઓમાં સાડા ચૌદ અને સવા ચૌદની વયનું પ્રમાણ છે. આયુર્વેદાચાર્ય મહર્ષિ સુશ્રુતે આનું ઉંમર પ્રમાણ બારનું લખ્યું છે.

આબોહવા અને ઉષ્ણમાનની અસરોને લીધે રજોદર્શનની શરૂઆત વહેલી કે મોડી થવાની પ્રચલિત માન્યતા છે. દાક્તરોનું પણ આ વાતને સમર્થન હતું કે ગરમ પ્રદેશમાં ઋતુસ્રાવની શરૂઆત ૧૩ મા વર્ષે, સમશીતોષ્ણ પ્રદેશમાં ૧૪ મા વર્ષે અને ઠંડી આબોહવામાં પોણાસોળ વર્ષે થાય છે. પણ આ વિધાનને ખોટું ઠરાવનાર ઇંગ્લૅંડના આંકડા છે. ત્યાં હજારમાં એક કન્યા આઠમે, એક નવમે અને અગિયાર કન્યાઓને દશમા વર્ષે ઋતુસ્રાવ થયો હતો. વિજ્ઞાનીઓ રજોદર્શનની ઉંમર અને જાતિનો સંબંધ રજૂ કરે છે જ્યારે હુટન અને ક્રોસેન રજોદર્શન ઉપર જાતિની અસર નકારે છે. ગોરી અને હબસી છોકરીઓની તપાસ ઉપરથી તારવવામાં આવ્યું છે કે બન્ને જાતિઓમાં રજોદર્શનની ઉંમરમાં જે તફાવત પડે છે તેનું કારણ આર્થિક અને સામાજિક સંજોગો છે. વળી કેટલાક વિજ્ઞાનીઓનું મંતવ્ય છે કે રજોદર્શનની

શરૂઆતને પરિસ્થિતિવિષયક સંજોગો સાથે કશી લેવાદેવા નથી પણ અનુવંશ સંસ્કાર (વારસો) મહત્ત્વનો ભાગ ભજવે છે. જિંદગીની ઘટનાઓ પરત્વે જે મહાન અસરો ઉપજાવે છે તે અનુવંશ સંસ્કાર રજોદર્શનની શરૂઆતની ઉંમર માટે પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. માતાના રજોદર્શનની ઉંમરે કન્યા પ્રથમ વાર ઋતુમતી બને છે; અને કુટુમ્બની બધી દીકરીઓની આ ઉંમર પણ સરખી નીકળે છે.

નાની ઉંમરમાં સંભોગના અનુભવથી વહેલું રજોદર્શન થવાની માન્યતા છે. લેનિનગ્રાડમાં (રશિયામાં) દોઢસો વેશ્યાઓની તપાસના પરિણામે ૪૫ ટકા સ્ત્રીઓને ૧૧ થી ૧૫ મા વરસે રજસ્વાલા થયાનું અને સારા ઘરની કન્યાઓમાં ફક્ત દસ ટકા જ આટલી વહેલી ઉંમરે રજસ્વાલા થયાનું જાણવામાં આવ્યું છે. રજોદર્શનની ઉંમરને અસર કરનારી ઘણી બાબતો છે અને કઈ વધારે કે ઓછી અગત્યની તે કહેવું મુશ્કેલ છે પણ આ બાબતમાં યોગ્ય પોષણ અને આરોગ્યમય જીવન એ અતિસૂચક છે. આરોગ્ય અને ખોરાકના ઊંચા ધોરણને લીધે શરીરની વૃદ્ધિ અને વિકાસમાં વધારો થયો હોવાથી છેલ્લી પેઢીની દુનિયાની કન્યાઓના રજોદર્શનની ઉંમરમાં એક વર્ષનો ઘટાડો થયો હોવાનું એક અભ્યાસનીય નિરીક્ષણ છે. ઈ. સ. ૧૯૦૩માં રજોદર્શનની ઉંમર જે પંદર વર્ષની હતી તે ૧૯૫૦ માં સરાસરી સાડાતેર વર્ષની થઈ છે પણ આપણા દેશના આંકડા આ વિધાનને જૂઠું પાડે છે. ઈ. સ. ૧૮૬૯માં તૈયાર થયેલો એક કોઠો પૂના માટે ૧૩ વર્ષ ૩ માસની ઉંમર દર્શાવે છે, ૧૮૨૦ ની સાલની તપાસમાં સાડાતેર વર્ષની ઉંમર આવે છે જ્યારે ૧૯૫૭ ની સાલના ડૉ. કાન્તિલાલના અવલોકનમાં આ ઉંમર પોણાપંદર વર્ષની આવે છે.

ઋતુસ્રાવની શરૂઆત એ કન્યાનો તારુણ્ય-પ્રવેશકાળ છે. પુખ્તવયનો એ પહેલો બનાવ છે. આ અરસામાં જાતીય અંગાંગોનો સમગ્ર વિકાસ સધાય છે. સ્તનપ્રદેશનો વિકાસ થાય છે. નિતંબનો ભરાવો થાય છે. ગુહ્યાંગો ઉપર વાળ ઊગે છે. શરીરના આ ફેરફારોનો મર્મ માતાઓએ કન્યાઓને સમજાવવો જરૂરી છે. નહીં તો લોહીસ્રાવથી માંડી શારીરિક વિકાસોથી બાળાઓને આઘાત લાગવા પૂરો સંભવ છે.

શરૂઆત થયા પછી ઋતુસ્રાવ સમયાંતરે થયા કરે છે. સામાન્ય રીતે એનો સમય દર ૨૮ દિવસનો છે. શરૂઆતમાં ઋતુસ્રાવ અનિયમિત હોય છે પણ થોડા મહિના કે એક વર્ષ પછી એનું પ્રતિમાન (પેટર્ન) નક્કી થાય છે. પાછી આની અનિયમિતતા ઋતુસમાપ્તિ વખતે પણ આવી પડે છે. આ વખતે કાં તો બે ત્રણ મહિનાના ગાળા પછી અટકાવ આવે છે અગર તો લોહીવા થઈ આવે છે. ઋતુસ્રાવનો દરેકને આગવો ક્રમ હોય છે. કોઈને ૨૧ દિવસનો તો બીજાને ૩૧ દિવસનો. પણ તે દરેક માટે યોગ્ય નીવડે છે. બે ઋતુસ્રાવ વચ્ચેના દિવસનો ક્રમ ઘણીવાર બદલાય છે. હવામાનના ફેરફાર, ચિંતા કે લાગણીના આઘાત, ક્ષયથી માંડી ઇન્ફ્લુએન્ઝા કે શરદી જેવા રોગોની અસર નીચે ઋતુસ્રાવ વહેલો કે મોડો, થોડો કે વધારે આવે છે. કન્યાઓમાં ભણતરના બોજે કે કેમ્પમાં જવાને લીધે અનિયમિતતા આવે છે. ગર્ભાધાનની બીક કે આશા, તબિયતમાં ફેરફાર કે ધંધાની બદલીથી ઋતુસ્રાવમાં વિલંબ થાય છે. પણ આ ફેરફાર કામચલાઉ નીવડે છે.

લોહી આવવાના દિવસોમાં ઘણો ફેર રહે છે. મોટા ભાગે ત્રણથી છ દિવસ પર્યંત લોહીસ્રાવ રહે છે પણ તેની સરેરાશ પાંચ દિવસની ગણાય. આઠ દિવસ કરતાં વધારે લોહી વહે એ અસાધારણ હોઈ દાક્તરી સારવાર લેવી હિતાવહ છે. ગર્ભાશયમાંથી વહેતા લોહીના પ્રમાણ અંગે પણ ઘણો ફેર રહે છે. તેનું પ્રમાણ એક અધોળના ત્રીજા ભાગથી માંડી છ અધોળ જેટલું પણ સરાસરી એક-દોઢ અધોળ જેટલું રહે છે. પણ ઋતુસ્રાવની એક નિયમિત બાબત તેની અનિયમિતા છે. એટલે સ્ત્રીઓએ તેમના ઋતુસ્નાના જીવનમાં અનિયમિતતા સ્વીકારી લેવી જોઈએ.



ઋતુસ્રાવની શરૂઆત અગાઉ શરીરમાં અવનવા ફેરફારો યોજાય છે. શરીરનું ઉષ્મામાન ઘટે છે. સ્તન મોટાં બની પીડાદાયી પણ બને. નાડી, લોહીનું દબાણ અને લોહીમાં ફેરફાર પડે છે. પણ આ બધું સ્વાભાવિક હોઈ કોઈ ખાસ બેચેની જન્માવતાં નથી. વળી રજોદર્શનના આઠ દિવસ અગાઉથી વજન વધે છે. જે અટકાવના દિવસોમાં વધારેમાં વધારે હોય છે. આ પછી વજન ઘટવા માંડી દસમા દિવસે ઓછામાં ઓછું થાય છે. કોક સ્ત્રીઓ વળી બે રજોદર્શન વચ્ચેના વચલા દિવસે પણ વધે છે. પહેલી તારીખે અને પછી અઠ્ઠાવીસમી તારીખે રજોદર્શન પામતી સ્ત્રી ચૌદમી તારીખે વજનમાં વધારેમાં વધારે હોય છે, જ્યારે :દસમી તારીખે ઓછામાં ઓછું થાય છે. ઓછા અને વધારે વજનનો તફાવત શૂન્યથી માંડી છ રતલનો પણ સરાસરી ત્રણ રતલનો હોય છે. શું આ સમયે સ્ત્રીઓ ભરાવદાર પણ નથી લાગતી?

મોટા ભાગની સ્ત્રીઓ મહિનો થતી વખતે શારીરિક પીડા નિરુત્સાહ અને અશક્તિથી પીડાય છે. કમર ફાટતી હોવાથી કામ છોડવું પડે છે. સ્વભાવ ચીડિયો થવાથી માંડી લખવામાં ઘણી ભૂલો થાય છે. આવું વારંવાર બનવું ના જોઈએ. ઘણી સ્ત્રીઓ આ સમયની પીડાને સ્વાભાવિક લેખે છે પણ આરોગ્યમય જીવનમાં માસિક પીડાને સ્થાન નથી. એ કુદરતી ક્રિયા હોઈ સ્વાભાવિક રીતે થવી જોઈએ. બીજી સૂચના એ કે આ દિવસોમાં કામમાં એવા પરોવાયેલા રહેવું કે વેદના મનથી દૂર રહે અને બીક પણ ના રહે. જો પીડા આરામ અને મનોશાંતિ હણનારી હોય તો દાક્તર તમને શામક દવા આપશે.

ગર્ભાશયની કોઈ વિકૃતિ કે સ્થાનભ્રષ્ટતાને લીધે કષ્ટાર્તવ (વેદનાભર્યો ઋતુસ્રાવ) થઈ આવે છે. આ કારણોને લીધે દરેક ઋતુસ્રાવની શરૂઆત વખતે ઉગ્ર પીડા થાય છે. આ માટે સ્ત્રીરોગ નિષ્ણાત દાક્તરની સલાહ સારવાર લેવી.

પુષ્કળ લોહીસ્રાવ અને લોહીસ્રાવનો અભાવ આ બંને ઋતુસ્રાવની ધ્યાનપાત્ર ખામીઓ છે. દર માસે ત્રણ અધોળથી ઓછું લોહી જવું જોઈએ. આથી વધારે લોહીસ્રાવથી શરીર સાવ કથળી જાય છે. આ માટે કદાચ શરીરમાં લોહની જરૂર હોય કે બીજા કારણની વેળાસર તપાસ કરાવવી. ગર્ભાશયનો અપૂરતો વિકાસ કે આંતરસ્રાવી ગ્રંથિઓના સ્રાવની ખામીના લીધે અટકાવ બીલકુલે નથી આવતો. નિયમિત આવતો અટકાવ ક્ષયરોગને અંગે પણ બંધ પડે છે. બે અટકાવ વચ્ચેના ગાળામાં કોક સ્ત્રીઓને લોહીસ્રાવ થાય છે. એક બે દિવસ લોહી આવી બંધ થાય તો ફીકર નહીં પણ જો તે ચાલુ રહે તો ગર્ભાશયમાં કેન્સર હોવાની શંકા રહે છે. જો કેન્સર હોય તો તેની શરૂઆતમાં સારવાર થવાથી સફળતા મળે છે.

બે અટકાવની અધવચમાં કોકને સહજ અટકાવ આવે છે. આ ઓવ્યુલેશન વખતે બને છે. આ વખતે ડાબી કે જમણી કુખમાં બે ત્રણ કલાક સુધી સાધારણ વેદના પણ હોય છે. બે ત્રણ મહિના આવું થયા બાદ સાત આઠ મહિના કે થોડાં વરસો સુધી ના પણ થાય. આ લોહીનો દેખાવ સામાન્ય અને કુદરતી છે. વળી આ નિશાની ગર્ભાધાનનો સમય નક્કી કરવા માટે ઉપયોગી છે. આખા મહિના દરમિયાન સ્ત્રીઓને ગર્ભાધાન થવાની શક્યતાના દિવસો હોય તો તે ઓવ્યુલેશન અને તેની આગળ પાછળના બબ્બે દિવસો છે.

લોહીસ્રાવથી કપડાં ના બગડે તે માટે ચડ્ડી પહેરી પેડ (ગડ વાળેલું કપડું) મૂકવાનો રિવાજ છે. પેડનું કપડું ચોખ્ખું તો હોવું જ જોઈએ પણ તે એકનું એક રાખવાને બદલે બગડે તેમ બદલવું જોઈએ. યોની આગળ મૂકેલું પડ અગત્યતાભર્યું અગર તો તેમાંથી આવતી ખરાબ વાસ કંટાળો ઉપજાવનારી નીવડવા સંભવ છે. આ નિવારવા યોનીમાં મૂકવાનાં ટેમ્પોન વાપરવાં. ટેમ્પોનમાં લોહીસ્રાવ શોષાઈ જાય છે. આનાથી કોઈ ઈજા કે નુકશાન થતાં નથી. રોજ

ગરમ પાણીથી નહાવું જોઈએ. નહાવાથી નાની ફરિયાદોના આરામ થવા સાથે ચોખ્ખાઈ પણ જળવાય છે. ઋતુસ્રાવ દરમિયાન શરીરના સ્રાવો વધી પડે છે અને જો ચોખ્ખાઈ ના જળવાય તો દુર્ગંધ પણ વધી પડે છે.

શરીરની અંદર અટપટી અને જટિલ ક્રિયાઓ સતત ચાલ્યા કરે છે. આનું નામ જ જિંદગી છે. ઋતુસ્રાવ પણ એ એક આવી ક્રિયાનો ક્રમ છે. સ્ત્રીઓના માતા બનવાના મહાન હક્કનો એ પાયો છે. પ્રચલિત માન્યતા મુજબ ઋતુસ્રાવનું લોહી એ નથી ખરાબ લોહી કે લોહીનો બગાડો. ઋતુસ્રાવ એ નથી કોઈ પ્રકારની માંદગી કે નથી અપવિત્રતા. આ દિવસોમાં પૂરતો આરામ આપવા કે શરીરસંગ ના કરવા માટે આપણાં ધર્મશાસ્ત્રોએ ઋતુમતી સ્ત્રીને 'ચાંડાલ' જેવી ગણવાની અંતિમ હદ દાખવી હોય એ સંભવિત છે. પણ અત્યારે દૂર બેસવાની પળાતી આભડછેટ વિચિત્ર લાગે છે. આ વખતે સ્ત્રીઓને સૂવા બેસવાની અપાર અગવડતા વેઠવા સાથે ઘરની સાફસૂફીનો મોટો બોજો ઊઠાવવો પડે છે. આ સમયે આરામ મેળવવાની બાબત તો વેગળી રહી પણ માનસિક આઘાતો વેઠવા પડે છે. આથી રજોદર્શન એ આફત સમાન થઈ પડવા સંભવ છે. પણ એ આફત નથી. એવું ગણવાની જરૂર પણ નથી. જ્ઞાનના પ્રકાશમાં આભડછેડ ટળવી જોઈએ. ઋતુસ્રાવ એ શરીરની પ્રજનનની ક્રિયા ઉપાડવાની શક્યતાનું એક સૂચક બાહ્ય ચિહ્ન છે.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**તીરંદાજ લી** : ( સચિત્ર ચીની લોકકથા ) અનુ. મહેન્દ્ર મેઘાણી. પાનાં ૩૪. રૂ. ૦/૨૫. લોકમિલાપ કાર્યાલય, ભાવનગર. **રસદ્રષ્ટા કવિવર** : બાલચંદ્ર પરીખ. પાનાં ૧૯૨. રૂ. ૩/—. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **દેવનતંદી** : ચુનીલાલ વ. શાહ. પાનાં ૮૪. રૂ. ૧/૫૦. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. **ચિ. ચંદનને** : કાકા કાલેલકર. પાનાં ૧૮૮. રૂ. ૩/—. **મધ્યાહ્ન** : કરસનદાસ માણેક. પાનાં ૨૪૪. રૂ. ૪/—. **વલ્લરી** : રમણ કોઠારી. પાનાં ૧૦૦. રૂ. ૨/— —ત્રણેના પ્રકાશક : વોરા ઍન્ડ કંપની, મુંબઈ, ૨. **લક્ષ્મીનાં પગલાં** : ધીરજબહેન પારેખ. પાનાં ૨૭૨. રૂ. ૪/૫૦. સ્મૃતિ સાહિત્ય મંદિર, વિરાર. **તેલ અને ઊંજ** : ભાઈલાલભાઈ પટેલ. પાનાં ૩૨. રૂ. ૦/૪૦. **હૃદયનો સંભાળ** : ડૉ. ઓ. ટી. સામાણી પાનાં ૩૨. રૂ. ૦/૪૦. **હૃદયની સંભાળ : વધુ વિચારણા** : ડૉ. ઓ. ટી. સામાણી. પાનાં ૩૨. રૂ. ૦/૪૦. **આપણી પરદેશનીતિ** : કૃષ્ણલાલ શ્રીધરાણી. પાનાં ૩૧. રૂ. ૦/૪૦. ચારેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **રાજરાજેન્દ્ર** : જેઠાલાલ નારાયણ ત્રિવેદી. પાનાં ૨૮૦. રૂ. ૫/—. પ્ર. કાન્તિલાલ મ. ત્રિવેદી, જમાલપુર અમદાવાદ. **ભાલણ એક અધ્યયન** : કેશવરામ કા. શાસ્ત્રી. પાનાં. ૧૮૫. રૂ. ૪/૭૫. મહારાજા સયાજીરાવ વિશ્વ વિદ્યાલય, વડોદરા. **નાની નાની વાતો** : મુકુલભાઈ કલાર્થી. પાનાં ૭૨. રૂ. ૦/૫૦. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **સોવિયેત સંઘના મુસલમાન** : વી. યેકોવ : એ. જબારોવ. પાનાં ૭૯. રૂ. ૦/૨૦. સોવિયેત દેશ કાર્યાલય, મુંબઈ, ૮. **સર્વોદય વિચાર** : નારાયણ દેસાઈ. પાનાં ૧૪૬. રૂ. ૧/—. **શાંતિ–સેના** : વિનોબા ભાવે. પાનાં ૨૦૦. રૂ. ૧/૨૫. **શિક્ષણ–વિચાર** : વિનોબા ભાવે. પાનાં ૩૨૦. રૂ ૨/—. **પરોઢનાં સમણાં** : હર્ષકાન્ત વોરા. પાનાં ૪૮. રૂ. ૦/૨૫.—ચારેના પ્રકાશક : યજ્ઞ પ્રકાશન, વડોદરા.





પ્રધુમ્ન કંચનરાય દેસાઈ

# વર્ષાને વધાવતી કોયલો

કોયલનો કંઠ તો દરેકને ગમે છે. પણ તે પંખી વિષે કયારેય વધુ વિગત કોઈ જાણતું નથી હોતું. ઊર્મિના વાચકોને તેમના પ્રિય પંખી–વિશારદ લેખક આ વખતે કોયલની કેટલીક જાતોનો અત્રે ખ્યાલ આપે છે જે દરેકને ગમશે......

## મોતીડો

મોતીડાનું કદ કાબરના કદને મળતું આવે પણ તેની પૂંછડી લાંબી હોય છે તેનો મુખ્ય રંગ કાળો અને ધોળો છે. વળી માથા ઉપર સરસ મજાની ચોટી હોય છે. પાંખમાં ધોળાં પદમ હોય છે. તે જ્યારે ઊડે છે ત્યારે બહુ ચોખ્ખાં વરતાય છે. અને પૂંછડી ચડતી ઊતરતી અને વચ્ચેનાં બે પર લાંબાં હોય છે. તેના છેડા ધોળા હોય છે જેથી બેસે છે ત્યારે તે પહોળી કરે તો ધોળી કિનાર બંધાયેલી જણાય છે. ચાંચ કાળા રંગની અને આંખો કથ્થાઈ તથા પગ ઉપર બે આંગળાં આગળ અને બે આંગળાં પાછળ રહે છે. પગનો રંગ સલેટીયા રાખોડી રહે છે. કોયલની ખાસ પીછાન તેનાં આંગળાં ઉપરથી પડે છે. બીજાં પોપટ અને લક્કડખોદ વગેરે જનાવરને બાદ કરતાં આ વૃક્ષવાસી પખીને બે આંગળાં આગળ અને બે આંગળાં પાછળ રહે છે.

આ મોતીડાને કેટલાક ચાતક પણ કહે છે. તેઓ વરસાદ લેતા આવે છે એ મારા અવલોકનમાં તો બરાબર આવ્યું છે. એને રાતના મુસાફરી કરતાં બોલતો સાંભળ્યા પછી વરસાદ જરૂર આવે છે. અને આવ્યા પછી તો જરૂર વરસાદની આશા રાખી શકાય છે. તેઓનો વસવાટ લગભગ બધે છે તેમાં કાંટ, મેદાનમાં આવેલી થોડાં ઊંચા વૃક્ષવાળી જાળ-ઝાંખરાની કાંટ અને બાગ બગીચામાં પણ આવી જાય છે. આ ચાતક જૂન માસમાં આપણે ત્યાં પૂર્વ આફ્રિકાથી આવે છે. અને આખા ભારતમાં પ્રસરી જાય છે. અને વરસાદ સાથે તેની વસ્તી આપણને વધતી હોય એવું જણાય છે.

સારો વરસાદ વરસી રહ્યા પછી તેઓનો સ્વભાવ વધારે હિંમતવાળો થાય છે એટલે આપણે નીરખતા હોઈએ તો પણ સંવનન કરતા રોકાતા નથી. આપણા કવિઓ અને સાહિત્યકારો જેને બપૈયો કહી 'પીઉ પીઉ બોલતો સંબોધે છે તે આ મોતીડો છે. અને તે બરાબર સંવનન કરતા 'પીઉ પીઉ' શબ્દનો ઉચ્ચાર કરે છે. તેઓ એક બીજા પાછળ ઊડાઊડ કરીને અને પોતાની ધોળી કિનારવાળી પૂંછડી અને ચોટી ઊંચી કરીને સંવનન કરે છે.'

મોતીડા પોતાની પ્રજાના ઉછેર માટે લેલાં કુટુંબની પસંદગી કરે છે. કારણ કે ખરી કોયલો પોતે માળો બાંધી તેમાં ઈંડાં મૂકી સેવી બચ્ચાંનો ઉછેર કરતી નથી, નર માદાના એક સરખા રંગ હોય છે.

મોતીડા સામાન્ય સારી ઊંચાઈએ રાતના કે મળસ્કામાં 'પીપ્પીપીપ્પી' બોલતો સાંભળવામાં આવે પછી વરસાદ અવશ્ય આવે છે. તે વખતે તે સારી ઝડપથી ઊડતો હોય છે અને દિવાળી કરીને કે તે પહેલા તો તેઓ આપણો કાંઠો છોડી દે છે. જેટલો વખત અહીં રહે એટલા વખતમાં પોતાના ઈંડાંને સેવવાનું કામકાજ બનતાં સુધી તો શેરડી અથવા કોઈક વખત લલેડાને સોંપી દે છે. અને તેનું બનતાં સુધી એક જ બચ્ચું જોવામાં આવે છે. તેને પેલાં ધર્મનાં મા બાપ ઉછેરીને પોતે પોતાનું પેટ ભરવા લાગે પછી આપણાં હવાપાણી તેને ગમતાં નથી એટલે તેઓ પણ આપણો કાંઠો છોડી પોતાનાં માબાપ પાસે જતાં રહે છે. આ બચ્ચાં પણ પોતાની સહજબુદ્ધિથી પોતાનાં માબાપ જે રસ્તે થઈ આવ્યાં હોય અથવા ગયાં હોય તે જ રસ્તે ઊડી નીકળે છે. જે વખતે તેનો રંગ કથ્થાઈ અને મેલો ધોળો હોય છે તે પોતાના વતનમાં જઈ ઉતારી માબાપ જેવા રંગનાં થઈ જાય છે.





ચાતક ભારતમાં ઘણે ઠેકાણે પથરાય છે. એટલે કચ્છ, ગુજરાત અને સૌરાષ્ટ્રમાં તો તેઓની વસતી ઘણી જણાય છે. તેનો વસવાટ જૂન માસથી ઑક્ટોબર માસ સુધી આપણે ત્યાં રહે છે.

મોતીડા પોતાનાં ઇંડાં સેવવાનું અને બચ્ચાંનો ઉછેર કરવાનું કામ શેરડીને સામાન્ય રીતે સોંપે છે છતાં આપણા લલેડાં તેનાથી બચતાં નથી. તેનો ઇંડાં મૂકવાનો સમય જુલાઈથી ઑગસ્ટ માસ સુધીનો છે. અને કેટલીક વખત તેથી પણ મોટાં તેનાં લલેડાં સાથે ફરતાં બચ્ચાં જણાઈ આવે છે. આજે આપણે જે કોયલોનો પરિચય લઈએ છીએ તે બધી ખરી કોયલો છે એટલે તેઓ પોતે પોતાનાં બચ્ચાંના ઉછેરની ફરજ કોઈ દિવસ બજાવતી નથી. અને પોતાનાં બચ્ચાંનો ઉછેર પોતે પસંદ કરી રાખેલાં પંખીના માળામાં ઇંડાં મૂકી કરાવે છે. વળી જેવો તે પસંદ કરેલાં પંખીના ઇંડાંનો રંગ એવો જ આ કોયલના ઇંડાંનો રંગ હોય છે. પણ કંઈક કદમાં મોટાં હોય છે. લલેડા શેરડી એ બધું લેલાં કુટુંબ ભૂરા રંગનાં ઇંડાં મૂકે છે. તો આ ચાતક પણ ભૂરા રંગનાં ઇંડાં મૂકે છે. પોતાને પસંદ પંખીના શોધ માટે સપાટ ભૂમિ હોય તો પણ તેની મુલાકાત લેવા તેઓ ચૂકતી નથી. તેઓનો સામાન્ય ખોરાક જીવાત અને ક્યારેક ફળફૂલનો છે.

અંગ્રેજીમાં મોતીડા અથવા ચાતકને The Pied Crested Cuckoo કહે છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવી હોય તો Clamator Jacobinus (Boddaert) એમ કહેવું જોઈએ.

### બપૈયો

આપણી કોયલ કરતાં સહેજ કદમાં નાના આ બપૈયાનો રંગ ઉપર રાખોડી, ગરદન ઉપર આછો મેંદીયો અને પેટાળ ઉપર રાખોડી ધોળા રંગમાં કથ્થાઈ મેંદીયા લીટા જોવામાં આવે છે. આંખોનો રંગ નારંગી પીળો, પગનો રંગ ચળકતો પીળો હોય છે. ચાંચ પાતળી અને લીલાશ પડતી હોય છે. એ બપૈયાં ઊડીને એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર જાય ત્યારે તેની ઉડાનનું સામ્ય શિકરાની ઉડાન સાથે મળતું આવે છે પણ તેની ચાંચ વાંકી હોતી નથી અને પગ પણ શિકરા બાજ જેટલા લાંબા હોતા નથી. ઘડીભર આપણે તેને શિકરો કહી દઈએ તો બિચારાં બીજાં પંખી ભૂલ ખાઈ જાય એમાં નવાઈ નથી. એથી એને ઊડતો જોઈ બીજાં પંખી ચઢાવો કરે છે. બહુ બારીક રીતે જોઈએ તો બપૈયાની પાંખો અણીવાળી જણાય છે. અને ગરદન ઉપર મેંદીયો રંગ દેખાય છે. અને બેઠેલો જોઈએ તો પગ બિલકુલ ટૂંકા જણાય છે. અને દૂરબીનથી તેની આંખ જોઈએ તો આંખ ફરતી પીળી કિનાર જોવામાં આવે છે. બપૈયો સ્વભાવે બહુ શરમાળ હોવાથી જ્યારે બેસે છે ત્યારે ઘટાદાર વૃક્ષની પસંદગી કરે છે. તેને બોલતો સાંભળી આપણે જોવા જઈએ તો આપણી નજર બહાર રહેવા યત્ન કરે છે અથવા ઊડી જાય છે. વર્ષાના દિવસોમાં તેનો 'પી પીહુ પી પીહુ' એક પછી એક ચડતો અવાજ રાતના પણ સાંભળવામાં આવે છે. નર માદા તફાવત વગરનાં હોય છે.

આપણામાં એવી એક માન્યતા છે કે બપૈયો આખું વરસ પાણી પીતો નથી. માત્ર વરસાદના જળથી પોતાની તૃષાને છીપાવે છે. તે પણ અદ્ધરથી મોંમાં ઝીલી લઈને અને સખત ગરમીમાં તેને તૃષા લાગી હોય તો ગાયની ખરીનાં પડેલાં જમીન ઉપરના નિશાનમાં પાણી ભરાયું હોય તો તે પીએ છે. પણ આ માન્યતા કેટલા દરજ્જે સાચી છે તેની મને ખબર નથી. હું તો એટલું જાણું છું કે જ્યારે વરસાદ ખેંચાવે ત્યારે તેઓ ખૂબ અવાજ કરે છે આથી ખેડૂત લોકો તેને 'ખરાડીયો' કહે છે. ખરાડ એટલે વરસાદ અટકી જાય તે.

જો કે બપૈયો મુસાફર પંખી નથી છતાં તે વર્ષા સિવાય ભાગ્યે જ જોવામાં આવે છે અથવા સાંભળવામાં આવે છે. મારા આટલા વરસના પક્ષી અભ્યાસમાં માત્ર એક વખત તેને હાથબમાં એક આંબલીના વૃક્ષમાં ફેબ્રુઆરી માસમાં બોલતાં સાંભળ્યો છે.



તેની ઉડાન નીચી હોય છે આથી જ્યારે વૃક્ષમાં બેસવા ધૂસે છે ત્યારે નીચેથી ઉપર જતાં જોવામાં આવે છે—બરાબર બાજની માફક.

આખા ભારતમાં તેની વસતી છે એટલે સૌરાષ્ટ્રનો તેમાં સમાવેશ થઈ જાય છે. કોઈ દેશમાં તેઓ વહેલા બોલતા થઈ જતા હોય તો શંકા લાવવા જેવું નથી.

વર્ષોમાં તેઓ લલેડાનાં માળામાં ઇંડાં મૂકી દે છે. તેનાં એક જોડી લલેડાંની સાથે બે બચ્ચાં ક્યારેય મારા જોવામાં આવ્યાં નથી. જ્યારે જોયું છે ત્યારે એક જ બચ્ચું હોય છે. આ બચ્ચું સપ્ટેમ્બર ઓક્ટોબરમાં જોવામાં આવે છે. તે પણ લલેડાના ભૂરા રંગના ઇંડા જેવા રંગનું ઇંડું મૂકે છે. મારા અવલોકનમાં આ બપૈયાનાં બચ્ચાં ખુલ્લો વાટકા જેવો માળો હોય એવાં જ પંખી તેનો ઉછેર કરતાં આવ્યાં છે. પોતાને ઇંડું મૂકવું હોય ત્યારે તેઓ પોતાની ઉડાન અને રંગનો પેલા પંખીને ડરાવવામાં પૂરો ઉપયોગ કરે છે. દૂરથી ધસી આવતો પેલી લલેડી જુવે એટલે ગભરાય તેમાં તે સીધો તેના ઉપર જ આવે એટલે તે સેવણ ઉપર બેઠેલી લલેડી પોતાનો માળો છોડીને ભાગી જાય છે. એ તકનો લાભ ઉઠાવી તેના માળા ઉપર બરાબર ગોઠવાઈને ઇંડું મૂકીને નાસી જાય છે. એ વખતે પેલાં લલેડાં આશ્ચર્યચકિત થઈ તેની વર્તણૂક જોયા કરે છે અને જેવો તે માળો છોડી ભાગે કે તરત જ પોતાના માળા પાસે જઈ તપાસ કરે છે. બધું સલામત દેખાય એટલે પાછું સેવણનું કામ શરૂ કરી દે છે. ખરી કોયલોનાં બચ્ચાં જન્મ સાથે જ લુચ્ચાં હોય છે. એટલે જે માળામાં પેલાં પંખીનાં બચ્ચાં હોય તો પોતાને પેટનો ખાડો પૂરવામાં તાણ જણાશે એટલે ધીરે ધીરે પેલાં બચ્ચાંને પોતાની પીઠ ઉપર લઈ માળા બહાર ધકેલી દે છે અને પોતે સ્વતંત્ર માળાનો ઉપયોગ કરે છે અને માબાપ જે ચણ લાવે તેનો પોતે ઉપયોગ કરી થોડા વખતમાં તેનાં મા બાપ કરતાં દોઢાં બમણાં કદના થઈ જાય છે. પેલાં નીચે બચ્ચાં કાં તો કાળનો કોળીયો થઈ જાય છે કે મરી જાય છે. તેની દરકાર પેલા પંખી કરતાં નથી. બપૈયાનો ખોરાક કીડા અને બીજી જીવાતનો છે. કોઈ સમયે ફળ ખાય છે.

બપૈયાને અંગ્રેજીમાં The Common Hawk-cuckoo કહે છે અથવા The brain fever bird પણ કહે છે જ્યારે વિજ્ઞાનિક નામ Cuculus Varius (Vahl) છે.

### પરદેશી કુહકંઠ

પરદેશી કુહકંઠનું કદ બપૈયા જેવડું લાગે છે. કદાચ સહેજ મોટું હોય. જેનો ઉપરનો રંગ રાખોડી અને પેટાળના ધોળા રંગમાં કથ્થાઈ ઝાંયવાળા રાખોડી લીટા હોય છે. ચાંચનો રંગ કથ્થાઈ આંખ અને પગ પીળા રંગના રહે છે. કુહકંઠ બપૈયાને ઘણી રીતે મળતો આવે છે. માત્ર તેનો રંગ અને પાતળો દેહ હોવાથી તરત ખબર પડી જાય છે. વળી યાયાવર પંખી છે એથી લાંબી અણીવાળી પાંખો હોય છે. મેં મે અને ઓગસ્ટ માસમાં તેને ગૌરીશંકર સરોવરની નીચેની કાંટમાં બપોરના બોલતાં સાંભળ્યો છે. તેઓ આખો શિયાળો અહીં વિતાવે છે. પણ સ્વભાવે ખૂબ શરમાળ હોવાથી આપણને દૂરથી દેખી ઊડી જાય છે. તેઓનો વસવાટ અને ફરવાનું લગભગ તમામ જગ્યા ઉપર હોય છે. બગીચા, વાડી, વગડા, કાંટ, ડુંગરની જાળાખાણ એ તમામ જગ્યા તેઓને ફરવાની છે. તેનો અવાજ 'કુહ કુહ કુહ કુહ' એમ સમજાય છે. જેનો અવાજ પેલી કુકુ વોચમાં સાંભળવામાં આવે છે એવો જ હોય છે. પણ કુહકંઠ આપણે આગળ જોઈ ગયા તે મોતીડા અને બપૈયા જેટલો સંભળાતો નથી.

આ ખરી કોયલ છે એટલે તેઓ પણ પોતાનાં ઇંડાં બીજાં પંખીના માળામાં મૂકી દે છે. પણ અહીં તેનાં બચ્ચાં કોઈ વખત જોવામાં આવ્યાં નથી છતાં ખોખરાના ડુંગરમાં ચંડુલ, ભોંય ચકલી વગેરેના જેવા માળાની શોધમાં ફરતાં મારા જોવામાં આવી છે.

તેની ઉડાન પણ શિકરાને મળતી આવે છે.

પરદેશી કુકડૂંક યુરોપ અને ઉત્તર એશિયામાં થાય છે. આપણે ત્યાં તેઓ મુસાફર છે. ભારતમાં ઘણે ઠેકાણે તેઓ દેખાય છે પણ ગુજરાત, સૌરાષ્ટ્ર કચ્છમાં તેઓ બરાબર જોવામાં આવે છે અને આપણે ત્યાં વર્ષામાં વરતાતા વાળવાળા કીડા કે જે બીજાં પંખી ખાતાં નથી તે તેનો ખાસ ચારો છે. તે ઉપરાંત બીજી જીવાતનો અને ફળફળાદિનો પણ ઉપયોગ કરે છે.

પરદેશી કુકડૂંકને અંગ્રેજીમાં The cuckoo કહે છે અને Cuculus Canorus (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.



મણિપુરની પ્રજા એના પરિશ્રમ અને ખડતલપણા માટે જાણીતી છે. તેઓ માટલાં બનાવવા માટે કુંભારના પ્રચલિત ચાકડાનો પણ ઉપયોગ કરતા નથી પરંતુ માત્ર પોતાના હાથ અને આંગળાંની કળાથી આ ચિત્રમાં જણાય છે તેવા ઘાટીલાં માટીનાં વાસણો તૈયાર કરે છે. મણિપુરનું નાનકડું રાજ્ય, સામુદાયિક વિકાસ પ્રવૃત્તિમાં પ્રજાકીય ફાળો રોકડ તેમજ શ્રમના રૂપમાં આપવામાં દેશના મોટાં રાજ્યોની બરાબરી કરે છે.

આ ચિત્રમાં મણિપુરના એક ગામની સ્ત્રીઓ માત્ર હાથ અને આંગળાંની કળાથી સુંદર માટલાં ઘડી રહેલી જણાય છે.






## [૪] સાયકલની કથા

Safe upon the solid rock
the ugly houses stand:
Come and see *my shining* palace
built upon the sand!
—**Edna Millay**

**એ**કવાર થઈ આવ્યું : કોણ રોજ રોજ ટાંટિયા ઘસ્યાં કરે! લાવ, એક સાયકલ જ ખરીદી લઉં! કારખાનામાં વાત ફેલાઈ ગઈ. આદમ એક Gebrauchtes Fahrrad (વપરાયેલી સાયકલ) ખરીદવા માગે છે. એક પછી એક સાયકલો દેખાડવામાં આવતી રહી. અંતે એક સાયકલ ધ્યાનમાં બેસી—જૂના જમાનાના કોઈ ઢંગધડા વગરના કૉમેડી ચિત્રમાં ઉપયોગ કરી શકાય તેવી સાયકલ! બ્રેક, ચેન, બત્તી,—અરે! આખી એ મોયકાંગલી સાયકલને જોતાં જ મનમાં તરંગ ઊઠતો: આ સાયકલને હજી સુધી કેમ દફનાવવામાં નથી આવી? મેં કીમત પૂછયા વિના જ એ સાયકલ ખરીદી લીધી. જેવી સાયકલ હતી તેવી કીમતે ચૂકવી!

રોજ સાયકલ ઉપર હું નીકળતો. સાયકલ ઉપર જાણે હું નીકળી તો પડતો—પણ મનને હમેશાં બીક રહ્યા કરતી કે પોલીસને મારી સાયકલની સદ્દર સ્થિતિની સહેજ સરખી પણ ગંધ આવશે તો આવી જ બન્યું! વગર લગ્ને ચાંલ્લો કરવાનો વખત આવી પહોંચશે! સાયકલ ઉપર તો જાણે હું રોજ બહાર નીકળતો, પણ મારી સાથે એ બીક પણે રોજ નીકળતી. એ સાયકલ ઉપર બહુ ફર્યો. કંઈ કેટલીય સડકો ખૂંદી, કંઈ કેટલાય ગામો ભટક્યો. ક્યારેય ઝડપાયો નહિ!

બીકનું તો જાણે ઠીક પણ પછી ધીરે ધીરે એ સાયકલ તકલીફમાં ફેરવાતી ગઈ. સાયકલની સાથે મારે જે રીતે ઝૂઝવું પડતું તે જોતાં મને ઘણીવાર વિચાર આવતો કે અલ્લામિયાંએ પછી આ પગ શા માટે આપ્યા છે? સાયકલ ઉપર પગનો ઉપયોગ કરવાને બદલે જર્મન સડકો ઉપર તેનો શા માટે ઉપયોગ ન કરવો? નિર્ણયની મરઘીએ અમલનું ઈંડું મૂક્યું.

થોડા દિવસ તો જાણે ઠીક લાગ્યું, પણ પછી પગની ફરી ટાંટિયા થઈ ગયા! ફરી પેલી સાયકલ બહાર કાઢી. ફરી કાળી મજૂરી શરૂ કરી દીધી.

એક દિવસે મારે ગામ બદલવાનું થયું. ઓફનટ્રોપ છોડી હનોવર્શ મ્યૂન્ડન ગયો. પેલી અનિવાર્ય બલા પણ સાથે લેતો ગયો. ગામલોકોને સાયકલ ઉપર રોજ મારા સર્કસના ખેલ જોવા મળતા. સદ્દભાગ્યે કોઈ 'સફેદ ઊંદર' (જર્મનીમાં ટ્રૅફિક પોલીસને આ નામે ઓળખવામાં આવે છે.) સર્કસના મારા એ ખેલો જોવા સદ્દભાગી નીવડી શક્યો નહિ! સાત–આઠ મહિના સુધી સાયકલ ફેરવ્યા કરી હોવા છતાં ક્યારેય ઝડપાઈ શક્યો નહિ!

*

હનોવર્શ મ્યૂન્ડનમાં હું લગભગ સાત મહિના રહ્યો. તેમાંના શરૂઆતના ત્રણેક મહિના હું એક જર્મન કુટુમ્બમાં 'પેઇંગ ગેસ્ટ' તરીકે રહ્યો હતો. એક સાંજે

મારા મનમાં તરંગ ઊઠ્યો: ચાલ ત્યારે, પૅરિસનો આંટો મારી આવું !

અઠવાડિક બાવીસ માર્ક લઈ મને 'પેઇંગ ગેસ્ટ' તરીકે રાખતા એ બ્રૅન્ડેમ્બૂલ કુટુમ્બનો દીકરો યોઆખિમ પણ અમારા કારખાનામાં જ કામ કરતો હતો. મેં યોઆખિમને વાત કરી. એ પણ પૅરિસ આવવા માટે તૈયાર થઈ ગયો. અમે યોજના ઘડવા માંડી.

—વિમાનમાર્ગે જઈએ તો ? મેં પૂછ્યું.

—ઝડપી ખરું પણ તે મોંઘું પડે.

—તો પછી ટ્રેનનો જ રસ્તો બાકી રહે છે. તેય સસ્તું છે એમ ન કહી શકાય. આપણી કને અત્યારે મોટર–સાયકલ કે સ્કૂટર હોત તો...

—નથી તેની વાત જવા દઈએ. એમ શા માટે ના કરીએ; પૅરિસ સાયકલ ઉપર જ જઈએ !

વિચાર સાવ કાઢી નાખવા જેવો નહોતો. બેઉ જણ સંપૂર્ણ ગંભીરતાપૂર્વક સહમત તો થઈ ગયા, પરન્તુ મારી અફલાતૂન સાયકલનો વિચાર આવતાં જ એ ગંભીરતાના મહેલ ઉપર હસાહસની વીજળી તૂટી પડી. અમે ખૂબ હસ્યા. પૅરિસના રસ્તાઓ પર મારી આ અલબેલી સાયકલ ચાલે તો કેવી લાગે ! ઘણી ઘણી કલ્પનાઓ કરી. ખૂબ હસી રહ્યા પછી પાછા ગંભીર બની ગયા. યોજના ફરી આગળ ચાલી.

—તો પછી શું કરવું ? એણે પૂછ્યું.

—તો પછી હું એમ કરું; અબઘડી જ એક નવી સાયકલ ખરીદી લઉં !

અમે બેઉ તરત સાયકલની દુકાને પહોંચી ગયા. સાયકલો જોઈ. એક સાયકલ પસંદ કરી: તદ્દન નવી. ચકચકતી. ત્રણ ગીઅરવાળી. બધી રીતે અપ–ટુ–ડેટ.

બીજે દિવસે તરત જ નવી સાયકલ ઉપર નીકળ્યો. શો રુઆબ ! રસ્તામાં 'સફેદ ઊંદરો' કડક 'ચેકિંગ' કરી રહ્યા હતા. હવે શાની બીક ! જૂની ખડખડપાંચમ સાયકલ તો ઘેર પડી છે. નસીબ પણ કેવું ! આજે એ જૂની સાયકલ લઈને ન નીકળ્યો. નહિતર ચાંલ્લો...

પોલીસે મને રોક્યો. સાયકલ તપાસી. એની પાંસળીએ પાંસળી પીંખી નાખી. મેં કહ્યું (કટાક્ષમય સ્મિત સાથે): અલ્યા ભાઈ ! આ સાયકલમાં કશું જોવાનું ન હોય ! અબઘડી ખરીદીને લાવ્યો છું !

બત્તી જોઈ. ચેન તપાસી. બ્રેક સાથે અડપલું કર્યું... અને પોલીસે મારું નામ પૂછ્યું. એક પાવતી બનાવી. હાથમાં આપતાં મને કહ્યું:

'ફક્ત બે માર્ક. તમારી આગલી બ્રેક 'ઑર્ડર'માં નથી.'

## [૫] કૅમેરાની કથા

હમ વહાં હૈ જહાંસે હમકો ભી
કુછ હમારી ખબર નહીં આતી.

—ગાલિબ

વિલ્ડ્ઝહાઉસન.

પશ્ચિમ જર્મનીના મારા નિવાસ દરમિયાન આ હતી મારી રાજધાની ! જાહોજલાલી અને વૈભવની તે પછી વાત જ શી કરવી ! તમને થશે: તો પછી વિલ્ડ્ઝહાઉસનમાં બહુ મોટું જંગી રેલવે સ્ટેશન હશે. મોટી મોટી આલીશાન હૉટલો હશે. શાનદાર ઈમારતો હશે. આધુનિક ઢબનાં છબીઘરો હશે. બાગબગીચા હશે. રમત–ગમતનાં મેદાનો હશે. પોસ્ટ–ઑફિસો હશે...એવું એવું ઘણું બધું હશે !—પણ સાચી રીતે વિલ્ડ્ઝહાઉસનમાં તેમાંનું કાંઈ પણ નહોતું ! જે કાંઈ હતું તેમાં નોંધપાત્ર આટલું જ:

દસબાર મકાનો.

એક કારખાનું.

અને મારી પોતાની જાત !

મારા ફોટોગ્રાફર ભાઈ એ. એસ. આબુવાલાએ જર્મનીના કંઈ કેટલાય નકશા ફેંદી નાખ્યા પછી મને કાગળમાં પૂછ્યું હતું: આ વિલ્ડ્ઝહાઉસન તો નકશામાં ક્યાંય દેખાયું નહિ. આ વિલ્ડ્ઝહાઉસન જર્મનીનું કોઈ ગામ છે કે પછી તું રહે છે તે મકાનનું જ નામ છે ? !



વિલ્ડ્ઝહાઉસન સાથેની મારી દિન-બ-દિન વધતી જતી મમતા કયારેક મારી જીભને બોલાવી દેતી :

—આજ નહિ તો કાલ, જે દિવસે હું પશ્ચિમ જર્મનીનો ચાન્સેલર બનીશ ત્યારે જર્મનીનું પાટનગર બોનને બદલે વિલ્ડ્ઝહાઉસનને બનાવીશ !

જર્મન લોકો—તેમાંય ખાસ કરીને વિલ્ડ્ઝહાઉસનમાં અને વિલ્ડ્ઝહાઉસનની આસપાસ વસતા જર્મનો મારી આ મજાક ઉપર ભારે ખુશ થઈ જતા. *વિલ્ડ્ઝહાઉસન ! અને જર્મનીનું પાટનગર ! !* આ વિચાર જ વિલ્ડ્ઝહાઉસનને જાણતા જર્મનોને હસાવવા માટે બસ હતો.

લગભગ આખી દુનિયા ખૂંદી ચૂકેલા 'મિલાપ'ના તંત્રી શ્રી. મહેન્દ્ર મેઘાણીની 'Inter-cultural Exchange of persons-Films-Books' (લોક-મિલાપ) સંસ્થા અને 'વેસ્ટફેલિશે રુન્ડશાવ' અખબારના સહતંત્રી ડૉ. આઇમીટ્સની 'Freundschaft ueber die grenzen' નામક સંસ્થા—આ બેઉ સંસ્થાઓના સંયુક્ત પ્રયાસને પરિણામે અમે વિવિધ પ્રકારની રસરુચિ ધરાવતા છ જેટલા હિન્દુસ્તાનીઓ પશ્ચિમ જર્મનીની ધરતીને ખૂંદતા થયા હતા. તેમાંની બેત્રણ વ્યક્તિઓને હું કદી ભૂલી શકું તેમ નથી. એક તો દશરથ મહેતા અને બીજા દુર્લભદાસ કાકડિયા. અમે અવારનવાર કોઈ એકાદ શનિ કે રવિએ ભેગા થઈ જતા. ભારે રંગ રહેતો. દશુ બેલેફેલ્ડમાં નોકરી કરતો હતો. દુર્લભ લિપસ્ટાટમાં. વિલ્ડ્ઝહાઉસનથી બેલેફેલ્ડ ઝાઝું દૂર નહોતું. પચ્ચીસ કીલોમીટરનું જ માત્ર અંતર હતું. લિપસ્ટાટ સહેજ દૂર હતું.

એક દિવસે મારી ઉપર દુર્લભનો કાગળ આવ્યો તેમાં એણે લખ્યું હતું :

—યાર આદમ ! મારે તારું ખાસ કામ છે. હું સહેજ તકલીફમાં મુકાયો છું. થોડા દિવસ પહેલાં હું એક Musik-Fest (સંગીતોત્સવ)માં ગયો હતો. ત્યાં હું એક જર્મન બાળાના પરિચયમાં આવ્યો. આપણો ગુણવંત જે કારખાનામાં કામ કરે છે તે જ કારખાનામાં આ છોકરીયે નોકરી કરે છે. ગુણવંત તો હવે આજકાલમાં ભારત જવાનો છે. કદાચ ચાલ્યોય ગયો હશે. ગુણવંતને નેહાઇમ-હ્યુસ્ટન ગામમાં હાથોહાથ પહોંચાડવા સારુ મેં એ છોકરીને મારો કૅમેરા આપ્યો છે. એ છોકરીનું ઍડ્રેસ મેં ખોઈ નાખ્યું છે. એનું નામ માત્ર યાદ છે. ઈલ્સે એનું નામ છે. આર્ન્સબર્ગ અને ઓફ્નટ્રોપની વચ્ચે ક્યાંક રહે છે. એને કોઈ પણ રીતે શોધી કાઢવાની છે. આ એનો ફોટો છે. તું ગમે તે રીતે એને શોધી કાઢ અને તપાસ કર કે કૅમેરાનું એણે શું કર્યું. આટલું જરૂર કરજે...

વગેરે. વગેરે !

આ શોધ કેવી રીતે કરવી ?

ઈલ્સે એનું નામ છે !

આર્ન્સબર્ગ અને ઓફ્નટ્રોપની વચ્ચે ક્યાંક રહે છે !

આ એનો ફોટો છે !

આર્ન્સબર્ગમાં રહે છે ? ઓફ્નટ્રોપમાં રહે છે ? કે પછી રુમબેકમાં કે યૂનટ્રોપમાં રહે છે ! એની અટક શી ? સ્ટ્રાસે (રસ્તા)નું નામ શું ? ઘરનો નંબર શો ! કાંઈ ન મળે ! માત્ર 'આ એનો ફોટો છે' ! તદુપરાંત 'તું ગમે તે રીતે એને શોધી કાઢ અને...'

એક સાંજે એ શોધ આરંભી. મારી જૂનીપુરાણી ખડખડપાંચમ સાયકલ કાઢી. અમારા કારખાનામાં કામ શીખતા મ્યૂલર નામના એક છોકરાને સાથે લીધો.

સૌ પ્રથમ ઓફ્નટ્રોપમાં ગયો. ચારપાંચ છોકરીઓને બોલાવી. ફોટો દેખાડયો.

—આ છોકરી ઓફ્નટ્રોપમાં રહે છે ? તમારામાંથી કોઈ આ છોકરીને ઓળખે છે ?

બધી છોકરીઓ મને જોઈ જ રહી—જિજ્ઞાસા અને કુતૂહલતાના ભાવ સાથે. મશ્કરીમાં તેમાંની એકએ બોલી ઊઠી :

—એય આદમ ! કોઈ નવી દોસ્ત છે કે શું ?

—તમે આ છોકરીને ઓળખો છો કે નહિ? મેં ગંભીરતાપૂર્વક પ્રશ્ન કર્યો.

—ના. આ છોકરી ઓફ્નટ્રૅાપની નથી.

એટલે તરત સાયકલ આગળ હંકારી યૂનટ્રૅાપ પહોંચ્યો. છોકરીઓ એકઠી કરી. ફોટો દેખાડ્યો.

—ના. આ છોકરી યૂનટ્રૅાપની નથી.

રુમબેક પહોંચ્યો. એ જ રીતે તપાસ કરી.

—ના. આ કંઈ રુમબેકની છોકરી નથી.

આન્સંબર્ગ ભણી ઊપડ્યો. પાંત્રીસેક હજારની વસ્તી-વાળા શહેરમાં તે વળી કેવી રીતે તપાસ થઈ શકે! થયું—ચાલ, પાછો વિલ્હ્ઝહાઉસન જ જાઉં. લખી દઈશ, પત્તો લાગ્યો નહિ.

ફરી રુમબેક આવ્યો. ખૂબ રખડપટ્ટી કરી હોવાથી થાક લાગ્યો હતો એટલે એક હોટલમાં ગયો. કાફી અને બિસ્કિટ મંગાવ્યાં. મ્યૂલરે બીઅર ઉપર પોતાની પસંદગી ઉતારી. ખૂણામાં પડેલા અમેરિકન મ્યૂઝિક-બૉક્સમાંથી સંગીત રેલાતું હતું. કાઉન્ટર પાસે ઊભા ઊભા બીઅર પી રહેલા બેત્રણ જુવાનોનું ધ્યાન મારી પ્રતિ ખેંચાયું. તેમાંનો એક તો અમારા કારખાનામાં લાકડા લાવવાનું કામ કરતો હતો.

—એય આદમ! અહીં રુમબેકમાં વળી તું શું કરે છે?

—એક છોકરી શોધી રહ્યો છું.

સૌ ખડખડાટ હસી પડ્યા.

—આવા ધંધા વળી તેં ક્યારથી માંડ્યા છે?

—આજ સાંજથી જ!

હું કાઉન્ટર પાસે ગયો. વસ્તુસ્થિતિની યોગ્ય ચોખવટ કરી. ફોટો દેખાડ્યો. દરેક જણે ફોટો પોતાના હાથમાં લીધો એને ઝીણી આંખો કરી સહેજ તાકી તાકી એનું નિરીક્ષણ કર્યું. એક જણ સહસા પોકાર કરી ઊઠ્યો:

—એય! આ છોકરીને હું પિછાણું છું! એ તો આન્સંબર્ગની છે. એનો બાપ આર્કિટેક્ટ છે...

નામ અને અટક. ઠામ અને ઠેકાણું. બધું એણે જણાવી દીધું.

ઘડિયાળમાં તો નવ વાગવા આવ્યા હતા. મોડું તો થઈ ગયું હતું. તેમ છતાં ફરી આન્સંબર્ગ ભણી સાયકલ હંકારી. ઘર શોધી કાઢ્યું. ઈલ્ઝેયે મળી. મેં આ નિરાળી શોધખોળની આખી અનોખી દાસ્તાન સંભળાવી. ઈલ્ઝેના પિતા બોલી ઊઠ્યા.

—તમે તો ખરેખર ડિટેક્ટિવ નીકળ્યા!

—થોડો વખત મેં છાપામાં કામ તો કર્યું છે. જવાબ આપવા ખાતર મેં જવાબ આપ્યો.

સાંજના નીકળ્યા છે એટલે ખાધુંયે નહિ હોય તેવી સ્વાભાવિક ધારણા કરીને ઈલ્ઝેની માએ અમારે માટે સેન્ડવીચો તૈયાર કરી. મમતાભરી સરભરા કરી. ખૂબ ખૂબ વાતો કરી. મોડી રાતે વિલ્હ્ઝહાઉસનનો રસ્તો લીધો. વિલ્હ્ઝહાઉસન પહોંચ્યો અને પથારીમાં આડો પડ્યો ત્યારે જ મને યાદ આવ્યું કે દુર્લભદાસના કૅમેરાની તો હું તપાસ કરવી જ ભૂલી ગયો હતો!

## [ ૬ ] એક મજાની રાત

This I do, being mad:
Gather bubbles about me,
Sit in a circle of toys, and all the time
Death beating the door in.

—**Edna Millay**

જર્મનીમાં આવ્યાને મને બહુ સમય થયો નહોતો. હજી તો હું જર્મન ભાષા જોડે બાથંબાથી કરી રહ્યો હતો. એક દિવસે મને 'નયનધારા'ના શાયર સાલિક પોપટિયાનો પત્ર મળ્યો. એણે લખ્યું હતું: હું યૂરોપની ટૂર ઉપર નીકળવાનો છું. બે દિવસ ફ્રાંકફુર્ટ (Frank furt) રોકાઈશ. જરૂર જરૂર મળવા આવજો. પત્ર વાંચ્યો ત્યારે ખુશી થઈ. મનમાં થયું: ફ્રાંકફુર્ટ દૂર છે. ગાડીભાડુંયે ફૂર છે! ભલે એક ગુજરાતી કવિની મુલાકાત તો થશે. અમદાવાદ અને કરાંચીમાં



અમે મળ્યા છીએ, પણ આ તો પારકી ભૂમિ! અહીંની મુલાકાત તો કંઈ ઓર જ રંગ લાવશે.

ફ્રાંકફુર્ટથી થોડાક માઈલ દૂર આવેલ માઈન્ટ્સ શહેરમાં રહેતા મારા જર્મન મિત્ર એરિખ બ્લેઝને એક પત્ર લખી નાખ્યો. વળતી ટપાલે એણે જવાબ આપ્યો : ગભરા નહિ. ચાલ્યો આવ. ફ્રાંકફુર્ટના હાઉપ્ટ બાનહોફ (મુખ્ય સ્ટેશન) ઉપર તને તેડવા આવીશ.

ઓસ્ટ્રેન્ડથી ગાડી પકડી. હાગનમાં બદલી. રાતના દસ સાડાદસ વાગે ફ્રાંકફુર્ટ પહોંચી ગયો.

પ્લેટફોર્મ ઉપર એરિખ ઊભો હતો—એકલો નહિ પણ બે રૂપાળી છોકરીઓ સાથે! હું એરિખને ભેટી પડ્યો. પોલેંડના યુવક મહોત્સવ વેળા વૉરસોમાં અમારી દોસ્તી બંધાઈ હતી.

—મેં પેલી બે રૂપાળી છોકરીઓ પ્રત્યે સહેજ નજર કરી. મારી આંખોમાં જિજ્ઞાસાનો રંગ સહેજ ડોકિયું કરી ગયો.

—શી ઈઝ કારીન. શી ઈઝ ઇનગ્રિડ. એરિખે બેઉ છોકરીઓનું ઓળખાણ કરાવ્યું.

મેં બેઉ છોકરીઓ સાથે હસ્તધૂનન કર્યું : સહેજ દૂર એક બીજો યુવક પણ ઊભો હતો.

—હી ઈઝ માઈ ફ્રેંડ ચાર્લી! એરિખે એના મિત્રનોયે પરિચય કરાવ્યો. મેં એની જોડેયે હાથ મિલાવ્યો.

—અલ્યા, તુંય ભારે જબરો છે! તારે આવી રૂપાળી બહેનો છે, એ તેં મને ક્યારેય કહ્યું નથી! મેં એરિખને મશ્કરીમાં કહ્યું.

—એ મારી બહેનો નથી.

—તો પછી કોણ છે?

—હુંય બરાબર ઓળખતો નથી.

—તુંય બરાબર ઓળખતો નથી? એ કેવી રીતે બને? તો પછી તારા આ મિત્રની એ દોસ્તો હશે?

—ના. એય એમને ઓળખતો નથી. એ જર્મન નહિ બલકે સ્વીડિશ છોકરીઓ છે. પછી બધી વાત કરીશ.

અમે વાત અટકાવી દીધી.

પેલી બેઉ રૂપાળી છોકરીઓ તો મારી સાથે વાતોમાં પરોવાઈ ગઈ. મારી સામું અત્યંત મુગ્ધભાવે તાકી તાકીને જોયા કરે. મનેય મૂંઝવણમાં મૂકી દે તેવા સવાલો કર્યા કરે.

બહાર કાર ઊભી હતી. અમે સૌ તેમાં ગોઠવાયાં. ગાડી માઈન્ટ્સ ભણી હંકારી. માઈન્ટ્સ આવી પહોંચ્યાં.

—સૌ પ્રથમ આપણે સહુ એક એક ગ્લાસ બીઅર પીએ. એરિખે પ્રસ્તાવ મૂક્યો.

કારીન અને ઇનગ્રિડે તરત હામી ભરી. અમે એક હૉટલમાં ગયાં. હૉટલ બંધ થવાની તૈયારીમાં હતી.

—એરિખ, મેં કશું ખાધું નથી. સૌ પ્રથમ મને કંઈક ખવડાવ. મેં કહ્યું.

—ઓહ, સોરી! મને તેનો ખ્યાલ જ ન રહ્યો.

એણે સેન્ડવીચો મંગાવી. બીઅરના પાંચ ગ્લાસ મંગાવ્યા. ખાધુંપીધું અને બિલ ચૂકવી બહાર નીકળ્યાં.

—આપણે ઘેર નથી જવું. આવી રાત જવલ્લે જ મળે છે. ચાલો, ઊજવીએ. એરિખે કહ્યું.

કારીન અને ઇનગ્રિડે કશો વિરોધ ન કર્યો. એરિખ અને ચાર્લી—બેઉ મિત્રોએ થોડીવારમાં આખી યોજના ઘડી કાઢી. એક 'ડાન્ટ્સ લોકાલ' શોધી કાઢી. આખી 'લોકાલ' ખીચોખીચ ભરેલી હતી. થોડીવાર પછી પાંચ ખુરસીઓવાળું એક ટેબલ મળી આવ્યું. અમે પાંચે જણ ગોઠવાઈ ગયાં. અત્યંત આધુનિક ઢબનાં ઝુમ્મરો લટકતાં હતાં. રોશની તો નામની જ હતી. રોશનીના તાલમાં તાલ મિલાવતું મંદ અને ધીમું સંગીત રેલાતું હતું. સ્લો વૉલ્ઝનું સંગીત ચાલતું હતું. કેટલાંક યુગલો ડાન્સ કરી રહ્યાં હતાં. પ્રેમ અને સોમ—બેઉ રસના નશામાં ચૂર એવાં એ યુગલોના કાનો જ માત્ર કામ કરતા હતા. આંખો તો બિડાયેલી જ હતી. એમને માત્ર સંગીત જ સંભળાતું હતું. જગત દેખાતું નહોતું. એકબીજાને

અડોઅડ ભીંસી કેવાં નાચી રહ્યાં હતાં ! અંધકાર પણ જાણે નાજુક નમણી શરાનીને બાથમાં લઈ સ્લો વૉલ્ઝ નાચી રહ્યો હતો !

અમારા ટેબલ ઉપર શમા સળગાવવામાં આવી. નજર આરપાર સોંસરી નીકળી જાય તેવા ચકચકતા કાચના પાંચ ગ્લાસ મૂકવામાં આવ્યા. ઉમર ખય્યામની જવાનીને બાટલીમાં ભરી અમારી કને ધરી દેવામાં આવી.

એરિખ ઈનગ્રિડ સાથે નાચ્યો.

ચાર્લી કારીન સાથે નાચ્યો.

હું બેસી રહ્યો, અને ચકચકતા કાચના ગ્લાસમાં ઠલવાયેલી ઉમર ખય્યામની તગતગતી જવાનીને ટગર ટગર જોતો રહ્યો.

ટેંગો છેડાયો.

માર્ચ છેડાયો.

વૉલ્ઝ છેડાયો.

હું બેસી રહ્યો.

પેલી વારાફરતી પોતાના પાર્ટનર બદલતી સ્વીડનની છોકરીઓથી રહેવાયું નહિ.

—આદમ કેમ નથી નાચતો ? ઈનગ્રિડે પૂછ્યું.

—ચાલ, આદમ ! મારી જોડે નાચ. કારીને સૂર પુરાવ્યો.

—હું બહુ સારું નથી નાચી શકતો.

—એ તો અમે જોશું. ચાલ, ઊભો થા. ઈનગ્રિડે મારો હાથ ખેંચ્યો.

ટેંગો ચાલતો હતો. લોહી સંગીત ઝીલતું હતું. ટેંગો અટક્યો. વિરામ વિના બીજીવાર ટેંગો છેડાયો. એ રીતે ત્રીજીવાર પણ ટેંગોના સૂર ગુંજી ઊઠ્યા. રૂમાલ વતી મેં મારા મોં ઉપરથી પરસેવો લૂછ્યો.

વિરામ.

ફરી પિયાનો ઉપર બેઉ હાથની આંગળીઓ થનગનવા માંડી. ફરી વાયોલિનોનો આત્મા તારોમાંથી બહાર રેલાવા માંડ્યો. ફરી એકોર્ડિયન પોતાની મસ્તી છલકાવવા માંડ્યું. સ્લો વૉલ્ઝ છેડાયો. કારીન મને ઝાલીને લઈ ગઈ.

—તમે—તમે તો હિંદુસ્તાની ને ?

—હા.

—હિંદુસ્તાનમાં ક્યાં રહેવું ?

—મુંબઈ રાજ્યમાં.

—મુંબઈ રાજ્યમાં ? મુંબઈ રાજ્યના ક્યા નગરમાં ?

—અમદાવાદ.

—અમદાવાદ ? એ કેવડુંક મોટું નગર હશે ?

—મોટું. દસ લાખ ઉપરાંતની વસ્તીવાળું.

—દસ લાખ ઉપરાંતની વસ્તીવાળું ! ! ઓહ ! ઘણું મોટું શહેર કહેવાય. આમે તમારા હિંદુસ્તાનમાં વસ્તી ઘણી છે.

હું ચૂપ રહ્યો.

એક ડાન્સ પૂરો થયો.

તરત બીજો ડાન્સ શરૂ કરવામાં આવ્યો. એ જ—'લંગસમ વાલ્ટ્સા.'

—તમે—તમે તો સ્વીડનથી આવો છો ?

—હા. પણ તમારા જેવા મોટા શહેરમાંથી નહિ પણ ખૂબ નાનકડા એવા ગામમાંથી.

—તમે શું કરો છો ?

—અમે બેઉ સ્કૂલમાં ભણીએ છીએ. હાલ રજાઓ છે એટલે અમે યુરોપની સફરે નીકળ્યાં છીએ.

—યુરોપની સફરે ? બિલકુલ એકલાં ?

—હા. કેમ ?

—માફ કરજો. તમારી ઉંમર શી હશે ?

—મારી સત્તર વરસની અને ઈનગ્રિડની પણ તેટલી જ.

—જર્મનીમાં કેટલા વખતથી છો ?

—બપોરનાં જ આવ્યાં છીએ. વહેલી સવારે સ્વિટ્ઝર્લેન્ડનો રસ્તો લેશું. ત્યાંથી ઈટાલી જશું.



પિયાનો થંભ્યો. વાયોલિનો થંભી. એકોર્ડિયને થંભ્યું. ટેબલે જવાનો વિચાર જ કરતો હતો કે એ સાજ ફરી છેડાયાં.

અમે અમારો સ્લો વૉલ્ઝ જારી રાખ્યો.

—તમે બુદ્ધને તો ઓળખતા હશો? કારીને પૂછ્યું.

—કોને?

—બુદ્ધને. ભગવાન બુદ્ધને.

—બુદ્ધ ભગવાન! એ વળી કોણ? મનેયે અમસ્થી ટિખ્ખળ સૂઝી.

એ સ્વીડિશ છોકરીના પગ થંભી ગયા. એના મુખ ઉપર આશ્ચર્યની અગણિત રેખાઓ અંકાઈ ગઈ.

—તમે બુદ્ધ ભગવાનને નથી ઓળખતા? ગજબ કહેવાય! એય તે હિન્દુસ્તાની હતા. એ રાજા હતા. એમનું નામ સિદ્ધાર્થ હતું....

ડાન્સ તો પૂરેપૂરે થઈ ગયો. બધાં પોતપોતાનાં ટેબલોએ ચાલ્યાં ગયાં. અમે હતાં ત્યાં જ ઊભાં રહ્યાં ભગવાન બુદ્ધના જન્મથી માંડી તે એમના સંસાર-ત્યાગ સુધીનો આખો કિસ્સો એણે મને સંભળાવી દીધો. હું તો બધું સાંભળી જ રહ્યો! વિરામનો ખ્યાલ આવ્યો એટલે અમે ઝંખવાણાં બની ટેબલે ચાલ્યાં ગયાં.

—ભગવાન બુદ્ધના જીવન વિશેનાં મેં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે. તમને ખબર નથી એ કોણ હતા? હું કદી માની ન શકું. તમેયે કેવી વાત કરો છો!

મારાથી હસી દેવાયું, એટલે એણે નિરાંત અનુભવી.

*

એરિખને બીજે દિવસે પૂછ્યું: આ છોકરીઓનો તને કેવી રીતે ભેટો થઈ ગયો.

એરિખે આખો કિસ્સો સંભળાવ્યો:

—વાત એમ બની આદમ! કે મારે ફ્રેંકફુર્ટ તને તેડવા આવવાનું હતું. હું તૈયાર થઈ માઈન્ટ્સના સ્ટેશને આવી પહોંચ્યો. પ્લેટફોર્મ ઉપર આમતેમ આંટા મારતો હતો. ગાડીઓ આવતી હતી અને જતી હતી. લોકો ઊતરતાં હતાં. અને ચડતાં હતાં. મારી ગાડીને ઘણી વાર હતી. ત્યાં એકાએક મારી નજર બે સુંદર છોકરીઓ પર ગઈ. એ બેઉ સ્ટોકહોમથી આવેલી ટ્રેનમાંથી ઊતરી રહી હતી મને થયું: આ છોકરીઓ જરૂર સ્વીડનની હોવી જોઈએ. સ્વીડિશ છોકરીઓ પ્રત્યે મારું અંતર વધુ-પડતો પક્ષપાત ધરાવે છે તે તું જાણે છે! હું એમની કને પહોંચી ગયો. મને આવડતું એકમાત્ર સ્વીડિશ વાક્ય બોલી નાખ્યું. છોકરીઓ મને સાશ્ચર્ય જોઈ રહી.

—ઓહ! તમે સ્વીડિશ બોલો છો?

એ બેઉ સ્વીડિશ બાળાઓએ પોતાનાં ગોગલ્સ ઊતાર્યાં. મારી સાથે સ્વીડિશ ભાષામાં વાર્તાલાપ આરંભી દીધો. હું ભારે મૂંઝવણમાં મુકાઈ ગયો.

—હું સ્વીડિશ ભાષામાં એક વાક્ય જ બોલી શકું છું. મેં એ તમને બોલી બતાવ્યું. મેં અંગ્રેજીમાં એમને કહ્યું.

—કાંઈ વાંધો નહિ. તમે તો જર્મન છો ને! એક છોકરીએ મને પૂછ્યું.

—હા.

—તો આપણે જર્મન ભાષા બોલવાનું જ રાખીએ.

એ બેઉ બાળાઓ યૂરોપના પ્રવાસે નીકળી હતી. અપરિચિત શહેરમાં આવો આકસ્મિક પરિચય સધાઈ જતાં બેઉ જણે આનન્દ અને નિરાંતની લાગણી અનુભવી. સામાન હોટલમાં વગે કર્યો.

—તમે જર્મની પહેલવહેલીવાર આવી રહ્યાં છો?

—હા. પણ અમે એક જ રાત રોકાવાનાં છીએ. સવારે સ્વિટ્ઝર્લૅન્ડ ભણી રવાના થશું.

—તમારી પાસે સમય હોય તો ચાલો, હું તમને જર્મન બીઅર પિવડાવું.

બેઉ રાજી થઈ સાથે આવી.

બીઅર પિવાતું રહ્યું. વાતોનો વા વાતો રહ્યો. પછી

એકાએક મને યાદ આવ્યું. અરે, આદમનું શું? ઘડિયાળના કાંટા જોયા, મારી ગાડી તો ઊપડીયે ગઈ હતી. હવે! હું વિહ્વલ બની ગયો.

—માફ કરજો. મારે ફ્રાંકફુર્ટ જવાનું હતું. પણ આ વાતોમાં ને વાતોમાં હું ગાડીયે ચૂકી ગયો.

—તો હવે શું કરશો?

—કાંઇક તો કરવું જ પડશે. મારો એક મિત્ર હિન્દુસ્તાનથી આવી રહ્યો છે.

—તમારો મિત્ર અને તે હિન્દુસ્તાનથી આવી રહ્યો છે? કારીને પૂછ્યું.

—કયારે? ઇનગ્રિડે પણ સવાલ કર્યો.

—દસ સાડાદસે એની ગાડી આવી પહોંચશે.

—શું એ હિન્દુસ્તાનથી આવે છે? એટલે એ હિન્દુસ્તાની જ છે? કારીને સવાલ કર્યો.

—હા.

હું ઊભો થયો. ચાલીને ફોન કર્યો.

એ પોતાની ગાડી લઈ આવી પહોંચ્યો.

મેં છોકરીઓ પાસેથી રજા લીધી. પણ આ શું?

—તમને વાંધો ના હોય તો અમે સાથે આવાએ. કારીન બોલી.

—અમે સ્વીડનમાં નાનકડા એવા ગામમાં રહીએ છીએ. આજ સુધી અમે કોઈ હિન્દુસ્તાનીના પરિચયમાં નથી આવ્યાં. ઇનગ્રિડે કહ્યું.

હું તો ખુશ થઈ ગયો. આવી રૂપાળી છોકરીઓને નકારીયે કેવી રીતે શકાય?

તો આદમ! સમજ્યો ને? આમ હતી વાત. આ પહેલીવાર મારું સ્વપ્ન ફળ્યું. હું ઘણા વખતથી કોઈ સ્વીડિશ છોકરી સાથે આવી મજાની સાંઝ ગાળવા માગતો હતો. મારે તારો આભાર માનવો જોઈએ. આ બધું તારા પ્રતાપે થયું. છોકરીઓને હું કદી નહિ ભૂલું અને છોકરીઓ તને કદી નહિ ભૂલે.

★

ધનબાદ ખાતેની સેન્ટ્રલ ફ્યુઅલ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટે કોલસાને સાફ કરવાના કામમાં પણ સૌથી પહેલી શરૂઆત કરી છે. અને તેથી ભારત સરકારે સરકારી ક્ષેત્રે સ્થાપવામાં આવનારી કોલ વોશરીઝને લગતું આયોજન આ સંસ્થાને સોંપ્યું છે. તે ઉપરાંત આ સંસ્થા ભારતની રેલવેઓ માટે ઓછામાં ઓછી ત્રણ વોશરીઝ સ્થાપવાને લગતું આયોજન પણ ટૂંક સમયમાં શરૂ કરનાર છે.

આપણા દેશમાં કુદરતી તેલના જથ્થા આપણી જરૂરતો માટે પૂરતા ન હોવાથી કૃત્રિમ રીતે તેવાં તેલો બનાવવાની પદ્ધતિઓ શોધવી જરૂરી છે. કૃત્રિમ રીતે ડીઝલ ઓઈલ બનાવવામાં આવે તો ઘરગથ્થુ બળતણને લગતી સમસ્યાઓના ઉકેલમાં પણ લાભ થવાનો સંભવ છે. અત્યારે તો ઘરગથ્થુ બળતણ તરીકે મોટેભાગે કોલસો, છાણ અને લાકડાં વપરાઈ જાય છે. છાણનો બળતણ તરીકે ઉપયોગ કરવાથી પાકની નીપજ ઓછી થાય છે અને તેટલા માટે ઘરગથ્થુ ઉપયોગ માટે કોઈક બીજું બળતણ શોધવું જરૂરી છે. આ સંબંધમાં આ સંસ્થામાં સોફ્ટ કોક બનાવવાની એક પદ્ધતિ શોધી કાઢવામાં આવી છે. આ શોધખોળનો વ્યાપક ઉપયોગ કરવામાં આવે તો મોટા શહેરોમાં અને કોલસાની ખાણોના વિસ્તારમા ધૂમાડાનો ઉપદ્રવ દૂર કરવામાં મદદ થાય.

*

ચાલુ સાલની અધવચથી રૂરકેલાના કારખાનામાં પોલાદનું ઉત્પાદન શરૂ થશે ત્યારે ૨૦૦,૦૦૦ ટન પ્લેટ; વિવિધ માપનાં ૪,૭૦,૦૦૦ ટન હોટ અને કોલ્ડ રોલ્ડ, સીટ્સ, ૫૦,૦૦૦ ટન ટીન-પ્લેટ અને લગભગ ૫૦,૦૦૦ ટન ફાઉન્ડ્રી આયર્ન બનાવવામાં આવશે. પેટા-ઉત્પાદન વિભાગમાં ૧૩૦ ટન ટારમાંથી બેન્ઝોલ, ક્રીઓસોટ, નેપ્થીલીન અને બીજી વસ્તુઓ બનાવવામાં આવશે.



હું એક ભટકતો શાયર છું.

'સેવકરામ'

# યુવાનોની પંચાયત

ગામડાંઓનો ઉદ્ધાર કરવા માટે યુવાનો મેદાને પડે તો! એવી જ એક યુવાનોની ગ્રામ્ય ટુકડીનો સાચો ઠરેલો પ્રયોગ આ વખતના હપતામાં લેખક ચર્ચે છે. ઊર્મિનાં વાચકોમાં ખૂબ જ પ્રિય થઈ પડેલા આ લેખો વધુ ને વધુ આવકાર્ય બનતા જાય છે......

'સેવકરામ, આજે એક જરૂરી કામે આવ્યા છીએ.'

'હા, બોલો ને.'

'અમારા ગામમાં પંચાયતની ચૂંટણી થવાની છે. અમે જુવાનિયાઓએ નક્કી કર્યું છે કે આ ફેરે પંચાયતમાં દરેક જુવાનિયાઓએ ઊભા રહેવું અને સારું કામ કરી ગામમાં દાખલો બેસાડવો.'

મને મળવા આવેલા ત્રણ જણામાંથી એક ભાઈ ઉત્સાહથી બોલી રહ્યો હતો. આ એક નવી જ વાત સાંભળી થોડીવાર તો રેંટિયા પર ફરતો મારો હાથ થંભી ગયો. મેં એ ત્રણે જુવાનો સામે નજર કરી. ત્રણે જણા થનગનતા ઘોડીલા જેવા ઉત્સાહી દેખાતા હતા. ખેતીકામમાં કસાયેલા લાગતા હતા. ગામડાની ધરતી ખૂંદી વળેલા હતા. એથી તો મને તેમની વાતમાં વિશેષ રસ પડયો. એમને ચકાસવા મેં થોડાક સવાલ કર્યા.

'ચૂંટાઈને તમે શું કામ કરવા ધારો છો?'

'આમ તો કામ તો ઢગલો પડ્યું છે. પણ બેચાર કામ તો અમે નક્કી હાથ ધરવા માગીએ છીએ. એક તો જાણે કૂવા સુધીનો રસ્તો સુધારવો છે. ગામમાં એક નિશાળ કરવી છે.'

'દીવાબત્તી અને ગ્રામસફાઈ પણ બરાબર થતી નથી એ કામ પણ હાથમાં લેવું છે. અમે તો નક્કી કર્યું છે કે વધારે નહિ તો આ અઠવાડિયે પંચાયતના સભ્યોએ ગામ સાફ કરવું. એમને કામ કરતા જોઈ બીજાય હાકુરદા હાથમાં બાખરો લેશે.' એક ભાઈથી રહેવાયું તે વચ્ચે બોલી ઊઠયા.

'પણ આ બધાં કામ તો તમે પંચાયતમાં ગયા વગર પણ કરી શકો.'

'સેવકરામ, એવું નથી. અમારા ગામની રીત જુદી છે. બધો વહીવટ ઘેડિયા હસ્તક છે. એ નથી પૈસો ખર્ચતા. નથી એકે નવું કામ શરૂ કરતા. અમે કહીએ છીએ તો વાત કાને ધરતા નથી.'

'એ તો બધા પૈસાની આરતી કરે એવા છે. મારા બાપાની જ વાત કરો ને! એ જ સરપંચ છે. પણ એ જીવે ત્યાં સુધી પાઈયે ખર્ચવા નહિ દે. એ તો કહે છે મહાદેવમાં છોકરાં બેસે છે તે શું ખોટું છે? રસ્તા રૂપાળા જ છે ને! આજ સુધી ચાલ્યું, હવે નહિ ચાલે.'

'પણ એ લોકો પૈસા એકઠા કરીને કરશે શું!' મેં પૂછ્યું.

'કરી રહ્યા, કરે છે શું ધૂળ! આજે પાંચ વર્ષથી પંચાયત ચાલે છે. પણ માનશો, પંચાયતે એકે નવું કામ હાથ ધર્યું નથી. નથી લોકલબોર્ડની મદદનો લાભ લીધો. નથી બીજી કોઈ યોજનાનો લાભ લીધો.'

'સેવકરામ! આ તો બધા જૂના જમાનાની વાતો કરનારા છે. એમને વિકાસ યોજનાનો ખ્યાલ નથી. નવું કામ કરવાનો ઉત્સાહ પણ નથી. વચ્ચે લોકલ-બોર્ડના પ્રમુખ આવેલા. એમણે પણ કહેલું કે તમે પંચાયતની રકમ અને થોડુંક ઊઘરાણું કરી શાળા મકાન માટે ફંડ કરો. એ પૈસા જેટલા અમે પૈસા આપીશું. ગામમાં કુમારશાળાનું મકાન કરતા નથી પણ કોણ સાંભળે!'

'ખરી વાત છે, સેવકરામ, આ ડોસાઓ હશે ત્યાં સુધી ગામમાં કશું કામ નહિ થવા દે. ચૂંટણીયે નહિ થવા દે. અંદર અંદર વાસવાર માણસો નક્કી કરી લે છે. જો આ વખતે પણ એ લોકો આવશે તો

અમારું ગામ તો હતું ત્યાંનું ત્યાં રહેશે.'

'તો તમારી શું ઇચ્છા છે?' પૂણી પૂરી કરી, એ લોકોની વાત મનમાં ગોઠવીને મેં પૂછ્યું.

'અમારી એટલી વિનંતી છે કે તમે ગામમાં આવી અમારા આગેવાનોને સમજાવો. આ ફેરે જુવાનિયાઓને પંચાયતમાં આવવા દો. અમારે ચૂંટણીની પણ જરૂર નથી. અમે બધા વાસનાં નામ નક્કી કર્યાં છે. બધાયે કામ કરવા તૈયાર છીએ!'

'હા, સેવકરામ! અમારે આજુબાજુના ગામમાં દાખલો બેસાડવો છે કે પંચાયત કેવું કામ કરી બતાવે છે.'

'સેવકરામ! પંચાયત પાસે પૈસા નહિ હોય તો અમે ઉનાળાના દિવસોમાં શ્રમયજ્ઞ કરીને પણ કામ કરશું. પણ અમને આટલી તક આપો.'

મને આ યુવાનોની વાતમાં ઊંડો રસ પડ્યો. આ રીતે ગામનું કામ સ્વેચ્છાએ ઊપાડી લેવાની વાત કરનારા આ પહેલા જ યુવાનો હતા. એમણે સંધબળ કેળવ્યું હતું. એ ત્રણમાં એક સરપંચનો દીકરો હતો તો બીજો પંચાયતના સભ્યનો પુત્ર હતો. બંને જણા પિતા સામે મોરચો માંડવા માગતા હતા. ગામમાં વિખવાદ ન થાય, ગામનો સંપ ન તૂટે તે માટે એ લોકો મને વચ્ચે નાખવા માગતા હતા. તેયે ગામના ભલાઈના કામ માટે.

આ રીતે યુવાનો આગળ આવતા હોય તો મારા જેવો લોકસેવક ઝાલ્યો રહે! મને તો જાણે પોરસ ચડ્યો. જો દરેક ગામમાં યુવાનો આ રીતે કામ કરવા તૈયાર હોય તો ગામડાની શિકલ બદલાઈ જાય. પણ કોઈ સેવાનું કામ કરવા તૈયાર નથી. બધા વાતો કરે છે પણ આ જુવાનો જુદી જ માટીના લાગ્યા.

હું એમના કહેવા પ્રમાણે તેમના ગામ ગયો. અગાઉ બેત્રણવાર આ ગામમાં જઈ આવ્યો હતો. પણ ગામ ખાસ પરિચિત હતું એમ ન કહેવાય! અહીં વર્ષોથી સ્થાયી થઈ પરગણામાં લોકસેવાનું કામ કરું છું એટલે લોકોએ મને 'સેવકરામ' બનાવી મૂક્યો છે. મને જોઈને પેલા પાઘડીવાળા કાકાએ પણ બોલી ઊઠ્યા:

'આવો...આવો...સેવકરામ! ઘણા વખતે અમારું ગામ પાવન કર્યું.'

'શું આવું! તમે ગામમાં કંઈ કામ કાઢો તો આવું ને!'

'શું કામ કાઢીએ બાપલા. તમારી દયાથી અમારે સુખ શાંતિ છે. એ જેમ ચાલતું હતું તેમ ચાલે જાય છે. અમારું ગામ રહ્યું ખોબા જેવડું. અમારે શું કામ કરવાનું હોય!'

'કાકા! એવું હોય! દરેક ગામમાં કંઈના કંઈ વિકાસનાં કામ થાય છે. ગામ થકી સમૂહના લાભનાં કામ કાઢવાં જોઈએ. ગામ નાનું હોય કે મોટું હોય, પણ ગામમાં કૂવો, હવાડો, શાળા, દીવાબત્તી, રસ્તા...આ બધાં કામ તો થવાં જોઈએ કે નહિ!'

'યે થશે. સૌનું થશે એમ અમારુંયે થશે. સેવકરામ, અમે તો બધું રાગે રાગે કરવામાં માનનારા છીએ. જે કામનો વખત પાકયો હશે એ એની મળે થશે.'

'પણ કાકા, કોઈ કામ એની મેળે થાય ખરું! તમારા ગામમાં છોકરાંને ભણવાની શાળા નથી. એ કામ કેમ હાથમાં લેતા નથી? જુઓ તમારા તાલુકામાં આ પાંચ વર્ષમાં ત્રીસથી ચાલીસ નવાં મકાનો થયાં હશે. લોકલબોર્ડ મદદ આપે છે, ભારત સેવક સમાજ મદદ આપે છે. બાકીની રકમ ગામ કાઢે. એવાં કામ તમારે કાઢવાં જોઈએ.'

'સેવકરામ! અમારે ક્યાં નિશાળ વગર અટકી પડ્યું છે. જુઓને, મહાદેવની છાયાએ છોકરાં ભણે છે. ઊલટું ગામની નજીક છે તે છોકરાંને ઠીક રહે છે.'

આ કાકાએ પેલા ભાઈઓ કહેતા હતા એવા જ નીકળ્યા. તેમને કંઈ કરવા જેવું લાગતું નહોતું. એમાં તેમનો પણ દોષ નહોતો. એક તો ગામ સ્ટેશનથી સાતેક માઈલ દૂર હતું. બીજું મોટર રસ્તે પણ બે અઢી માઈલ દૂર હતું. ગામમાં અઠવાડિયામાં બેવાર, ને ક્યારેક કાગળ હોય તો ત્રણવાર ટપાલ આવતી. ગામમાં ગુજરાતી શાળા તો ઘણા વખતથી ચાલે છે.



છતાં ભણેલાનું પ્રમાણ માંડ વીસ ટકાનું હશે. તેમાંયે પચાસ ઉપરના તો કોઈ ભણેલા નહોતા. એ છાપાં ન વાંચે. બહાર કંઈ નીકળે નહિ. દુનિયાના સમાચાર જાણે નહિ. પછી તેમને પલટાઈ રહેલી દુનિયાની શી ખબર પડે! પંચવર્ષીય યોજનાઓ તળે ગામડાંની કેવી કાયાપલટ થઈ રહી છે તેની પણ તેમને કંઈ ગતાગમ ન પડે!

અગાઉ આ ગામમાં આવવાનું થયેલું ત્યારે મેં એમને કહેલું: 'મુખી! એમ કરો! પંચાયત તરફથી રેડિયો લાવો. પંચાયતને અઢીસો જેટલામાં રેડિયો મળશે. તમે રોજ ભજન, ગીત અને ખેતીપાક વિશે જાણી શકશો. ઉપરાંત સમાચાર પણ સાંભળશો. ગામમાં છાપું તો આવતું નથી. અને ભણેલા ઓછા છે. એટલે સમાચાર જાણવા માટે રેડિયો સારો રહેશે.'

પણ એમણે તો; 'સેવકરામ! રાડ્યો પાડી માથું પકવી નાખે એવા રેડિયોને શું કરવો છે! ને સમાચાર સાંભળવાયે કયો નવરો છે!'

ત્યાં વળી બીજા ડોસાએ કહ્યું.

'સમાચાર નહિ જાણ્યા હોય તો શું કાચું રહેવાનું હતું! ગામમાં રેડિયો આવે તો અમારા મોટિયાર હાથમાં ન રે'! ના બાપલા અમારા ગામમાં એવું જરાય ચાલવું નથી.'

આવા આગેવાનોને કઈ રીતે સમજાવવા કે તમે પંચાયતનો વહીવટ જુવાનિયાઓને સોંપી દ્યો!

મને થયું; એ ઉતાવળ કરીશ તો વાત મારી જશે. એટલે એ રાતના તો ખાલી વાતો કરી. ગામમાં એક ભજનિક હતા. તેમની પાસેથી ભજનો સાંભળ્યાં. બીજા દિવસે સવારે કેટલાક વૃદ્ધો સરપંચને ત્યાં મળ્યા હતા. હોકા પીવાતા હતા. વાતોના તડાકા ચાલતા હતા. હું એમને આમ વિકાસની વાતો કરતો હતો. દુનિયા ની ઝડપથી બદલાઈ રહી છે તેનો ખ્યાલ આપતો હતો. તેમના ગામથી ચાર જ ગાઉ દૂર ગામમાં ઠાકરડાઓની વસતી હતી. ત્યાં કેવાં સુંદર કામ થયાં છે તેના દાખલા આપી આ લોકોને પોરસ ચડાવ્યો. બધા કામ કરી શકે તો આ ગામ કેમ ન કરે!

આ ગામમાં સંપ છે. તમારા જેવા અનુભવીઓ છે. નાનું ગામ હોવા છતાં પચાસ જેટલા તો કૂવા છે. પંદરેક તો મશીનો ચાલે છે. પીતથી ખેતી સારી થાય છે. ખેતીવાડીમાં ગામ મોખરે રહે છે. કમાણી પણ સારી છે. તો પછી ગામનાં સામુદાયિક કામ કરી ગામ શીદને મોખરે ન રહે!

કાકા! તમે માનો તો આપણે આદર્શ ગામનું બિરુદ લઈ શકીએ. ભલે ગામ ખૂણામાં પડ્યું હોય. પણ એકવાર તો છાપામાં આ ગામની વાહવાહ થાય એવું કરીએ. ગામ ધારે તો શું ન કરે! એકવાર તો બતાવી આપો કે...ગામ મોખરે રહી શકે એમ છે.

'એ તો ખરું જ તો! ગામ ધારે તો શું ન કરે!'

'તો હું કહું એમ કરો...પહેલા જ ધડાકે ગામનું નામ જો છાપામાં ને બધે ચમકી ન જાય તો કહેજો.'

'તો કહોને! અમારું ગજુ હશે તો જરૂર કરીશું. ગામનું ભલું એમાં સહુનું ભલું.'

'એમાં પૈસાનુંયે ખર્ચ નથી. તમે જો ધારો તો ડંકો વગાડી શકો.'

પૈસાનું ખર્ચ નથી એ વાત આવી એટલે બધાના કાન સરવા થયા.

'તો કહોને, અમારે શું કરવાનું છે?'

'જુઓ, આમ જોવા જાઓ તો વાત ઘણી નાની છે. પણ તેની અસર ઘણી ભારે છે.' સૌની સામે જોઈ મેં ગંભીરતાથી કહ્યું: 'તમારા ગામમાં પંચાયતની ચૂંટણી આવે છે. એમાં તમે આ ફેરે જુવાનિયાઓને આવવા દ્યો. નક્કી કરો કે કોઈ ત્રીસથી મોટી ઉંમરનો પંચાયતમાં ન ઊભો રહે. આ જુવાનોની પંચાયત પહેલવહેલી તમારા ગામમાં રચાશે. સૌનું ધ્યાન ખેંચાશે.'

'પણ મોટિયર ચૂંટાઈને શું ધાડ મારવાના છે!'

'એ તમે મારા પર છોડી દો. એમની પાસેથી કેમ કામ લેવું એ મને બરાબર આવડે છે.'

'તમારું મન માનતું હોય તો અમારી કર્યા ના છે. કરો જુવાનિયાઓને તૈયાર.'

ને એ રીતે ગામમાં જુવાનોની પંચાયત રચાઈ. ગામનો ઉત્સાહ વધે એ માટે છાપાંઓમાં સમાચાર પણ મોકલેલા. ત્યારે જુવાનોમાં ઉત્સાહ માતો નહોતો. ઘરડાઓને પણ પાનો ચડ્યો હોય એમ ખુંખારીને કહેતા હતા: 'જો કંઈ કરી ન બતાવો તો તમારી ખેર છે.'

પછી જુવાનિયાઓને ચાનક ચડ્યા વગર રહે ખરી? ત્યારે તો હું આ જુવાનોને પ્રોત્સાહિત કરી આવ્યો ગયો હતો. અને બન્યું પણ એવું કે ફરીથી ત્યાં જવાનું બન્યું પણ નહિ.

પણ બે વર્ષ પછી એ ગામનું મને નિમંત્રણ મળ્યું. અગાઉ એ ભાઈઓએ વાત કરી હતી તે કુમાર-શાળાના ખાતમુહૂર્ત નિમિત્તે મને બોલાવ્યો હતો. જુવાન સરપંચે લખ્યું હતું: 'બધાં કામ પડતાં મૂકીને પણ અમારા તરફથી પધારશો.'

આ પ્રમાણેનું નિમંત્રણ હું કેવી રીતે ટાળી શકું?

જઈને જોઉં છું તો આંખ ઠરે એવું એ ગામ બની ગયું હતું. સ્વચ્છતા તો એવી કે કચરો શોધ્યો ન જડે. ખૂણા ખાંચરા પણ સાફ હતા. એટલે લાગતું કે ખાલી દેખાવ કરવા આજે જ સાફસુફી કરી નથી. જુવાનિયાઓને વળી શું સૂઝ્યું તે ગામમાં સાદ પડાવ્યો હતો. જે પોતાનું ઘર અને આંગણું સારી રીતે શણગારશે તેને સમારંભમાં ઈનામ અપાશે. આથી ઘણાં ખરાંએ પોતાનાં આંગણાં લીંપીગુંપીને આયના જેવા સ્વચ્છ બનાવ્યાં હતાં. ત્યાં કેટલાક રંગોળી પૂરી હતી. કેટલાકે વનવગડાના ફૂલના સાથિયા બનાવ્યા હતા. એક જણાએ આકડાના ફૂલથી 'સુસ્વાગતમ્' લખ્યું હતું. એક ઘર આગળ તો લાકડાનો વેર રંગીને શોભન કર્યું હતું. આવું તરેહવારનું સુશોભન જોઈને આંખ ઠરી.

ગામમાં આસોપાલવનાં તોરણ લાગેલાં હતાં. ધજા પતાકા ફરકી રહ્યા હતા. ગામમાં ઉત્સવનું વાતાવરણ ફેલાઈ રહ્યું હતું. શાળાનું ખાતમુહૂર્ત જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખના હસ્તે રાખ્યું હતું. પણ તે નિમિત્તે બીજા ઘણા બધા મહેમાનોને નોતર્યા હતા.

સમારંભ શરૂ થયો. ભાષણો થયાં. એમાં કંઈ નવીનતા નહોતી. એવું તો હરેક સમારંભમાં થાય છે. પણ સરપંચે લખેલું નિવેદન વાંચ્યું. એમાં તેમણે જે કામગીરી બતાવી હતી તે નોંધપાત્ર હતી.

જુવાનોની પંચાયતે (૧) ગામનો રસ્તો સુધરાવ્યો હતો. ગામથી કૂવા સુધીનો રસ્તો ઘણો ખરાબ હતો. ખાસ કરીને ચોમાસામાં ભારે તકલીફ થતી. એ રસ્તો શ્રમયજ્ઞથી, પાઈનાયે ખરચ વગર તૈયાર કરવામાં આવ્યો હતો. શરૂમાં તો એકલા જુવાનો બહાર પડ્યા. શ્રમદાન સ્વેચ્છા પર છોડ્યું હતું. એટલે ગામના વારા નહોતા કાઢ્યા. છતાં પાછળથી સૌને સારો સહકાર મળ્યો હતો. ઈંટ માટીનાં રોડાં કુંભારોએ મફત આપ્યા હતાં. ચાર ગાડાં જોડ્યાં તે રસ્તા પર રોડાં રોડાં થઈ ગયાં. એકવાર તો શાળાનાં છોકરાંને પણ કામે લગાડ્યાં તે રસ્તા પર રોડાં પથરાઈ ગયાં. ગામના સહકારથી એ રસ્તો પાકા જેવો થઈ ગયો. (૨). ગામની ચોમેર ઝાડ ઊગાડવામાં આવ્યાં હતાં. પંચાયતના દરેક સભ્યને એક એક વડ જાળવવાનો હતો. ગામના ગોંદરે નવા સાત વડ ઊછરી રહ્યાં હતાં. લીમડી, પીંપળ, આસોપાલવ, આંબા પણ કેટલાક ઉછેરવા માંડ્યા હતાં. બે વર્ષમાં જ પચાસેક નવાં ઝાડ તો ઉછરી રહેલાં હતાં. દર વર્ષે દસથી પંદર નવાં ઝાડ ઉછેરવાં એવી પંચાયતે યોજના ઘડી હતી. (૩) ગામની ભાગોળે સહેજ છેટે એક જૂનો વડ હતો. ત્યાં થઈને એ ગામના રસ્તા જતા હતા. ગામે ત્યાં એક ચોતરો બાંધ્યો હતો. તેનું ખર્ચ એક સખી ગૃહસ્થે તેમના દીકરાની સ્મૃતિમાં આપ્યું હતું. ચોતરાને લીધે વટેમાર્ગુને મોટી રાહત થઈ હતી.



થોભ. વાત કર. શું થયું હતું ? જો શાથી આમ વર્તતો હતો ? હું તો ધારું છું કે એ તને ચાહે છે.'

મેગન ગુસ્સામાં પગ પછાડી બોલી : ' એ દુષ્ટે આજે જ આમ મારી પાછળ પડવાની ધૃષ્ટતા કરી.'

' તું કહે તો એને ખબર પાડી દઉં. હતો ન હતો કરી દઉં. બોલ, શું વિચાર છે ?' કહી એશર્ટ હસ્યો.

મેગન આવેશમાં રડી પડતાં બોલી : ' તમે મારી— અમારી અબળાની મશ્કરી કરો છો.'

એશર્ટે તેનો હાથ પકડી લીધો. મેગને તે છોડાવી તો ન લીધો, પણ તે બે ડગલાં પાછળ હટી ગઈ. એશર્ટે તેનો હાથ ખેંચી સહસા હોઠે લગાડી દીધો. મેગન ચકિત બની રહીને એના સામે જોઈ રહી. ત્યાં તો એકાએક કોયલ ટહુકી ઊઠી. એશર્ટ સહસા ઉત્તેજિત બની રહ્યો. આવેગપૂર્વક તેણે એ નાજુક સુંદર બાળાને બાહુપાશમાં આવરી લીધી અને તેના લલાટ પર ચુંબન કર્યું પણ સાથે જ તેના હૃદયમાં ભયનો સંચાર થયો. કેમ કે મેગન એ વખતે ફીકી પડી ગઈ હતી. તેનાં નેત્રો બંધ હતાં તેના બન્ને હાથ શિથિલ બની રહીને બન્ને બાજુ લટકી રહ્યા હતા. એશર્ટ એ જોઈને ધ્રુજી ઊઠ્યો. મેગનના શરીરને બાહુપાશમાંથી મુક્ત કરતાં તે બોલ્યો : ' મેગન ! પ્રિય મેગન ! '

લાગણીવશ બની ગયેલી મેગન સ્વસ્થ બની રહી. અને પછી તો તેણે પણ ખૂબ ઊમળકાપૂર્વક એશર્ટના બન્ને હાથ પકડ્યા. પોતાના ગાલે, હોઠે અને હૈયે વારંવાર ચાંપ્યા અને પછી તેને છોડી દઈ ઝડપથી તે ત્યાંથી દોડી ગઈ.

તેના ગયા પછી એશર્ટ ક્યાંય સુધી તેના વિચારોમાં મગ્ન બની જઈ ત્યાં બેસી રહ્યો. તેને પૂરી ખાત્રી થઈ ગઈ કે મેગન પણ તેને ચાહે છે. તે એકી સાથે વિજયની, અદ્ભુત સુખની તેમજ કાંઈક ભયની પણ —એમ મિશ્ર લાગણીઓ અનુભવી રહ્યો. વારંવાર તે વિચારી રહ્યો કે હું આ શું કરી રહ્યો છું ? અનુપમ મુગ્ધ સૌંદર્યને આ રીતે મેં શાને હેરાન પરેશાન કરી મૂક્યું ? કઈ વાતનો આ આરંભ છે ? એનું પરિણામ કેવું આવશે ? સ્વસ્થ ચિત્તે વિચાર કરવાની જરૂર જણાતાં તે ત્યાંથી ઊઠ્યો અને મેદાન તરફ આગળ વધ્યો. તેને થયું કે ખુલ્લા પવનમાં અને વિસ્તૃત આકાશ નીચે જ તે આ સંબંધમાં યથાર્થ રીતે વિચારી શકશે. કૉલેજ જીવન દરમ્યાન તે અનેક છોકરીઓ સાથે સસર્ગમાં આવ્યો હતો પણ હજુ સુધી કોઈએ તેને આવો ઉત્તેજિત કર્યો નહોતો. વળી મેગન પ્રત્યે ઉપજેલા પ્રેમભાવથી તો જાણે તે અદ્ભુત તૃપ્તિ અને શાંતિનો અનુભવ કરી રહ્યો હતો. જંગલની ખામોશીમાં એશર્ટના મનમાં ધીમે ધીમે વિભિન્ન પ્રકારના વિચારો વેગથી સળવળી રહ્યા. એક બાજુ પ્રેમની મસ્તી અને બીજી બાજુ ભવિષ્યની ચિંતાથી તે સહેજ મુંઝાઈ રહ્યો. સુંદર, શ્રદ્ધાળુ અને મદભર્યાં લોચનોવાળી અનુપમ સુંદરીની ઉપલબ્ધિથી તેનું મન એક બાજુ પુલકિત બની રહ્યું હતું, તો બીજી બાજુ શહેરી—સભ્ય—કેળવાયેલા એવા પોતાના ભાવિ જીવનમાં એ સુંદર છતાં ગ્રામ્યબાળાનો સમાવેશ પોતે શી રીતે કરી શકશે એ વિચારે તે મુંઝાઈ પણ રહ્યો હતો. મેગનને છોડી જવા તેનું મન સ્પષ્ટ ઇન્કાર કરતું હતું તો એ ભોળી બાળાને દગો દેવા પણ તેનો સંસ્કારી આત્મા ના પાડતો હતો. આવી દ્વિધાભરી સ્થિતિમાં લગભગ બાર વાગવા આવ્યા ત્યારે તે ચમકીને ત્યાંથી ઊઠ્યો અને ઘર તરફ વળ્યો. ચારે બાજુ અંધકાર છવાઈ ગયો હતો. વાતાવરણમાં રાત્રિની સ્તબ્ધતા પ્રસરી ગઈ હતી. ઘેર પહોંચીને તેણે મેગનના ખંડ તરફ જોયું તો તે હજુ પણ બારીએ તેની રાહ જોતી ઊભી હતી. ઓહ એ પ્યારી મેગન ! ધીમેથી તેણે તેને બોલાવી. મેગને પાસે આવી રહીને હાથ લંબાવ્યો. એશર્ટે તે પકડ્યો, સહેજ દબાવ્યો અને તે પછી ચૂમ્યો. મેગનની મુખાકૃતિની તે વખતે અદ્ભુત દશા હતી જાણે જાતને જ ન ખોઈ બેઠી હોય ! એશર્ટ તેને જોઈ જ રહ્યો.

' ઈશ્વર તમને સુખી રાખે. ' કહી મેગને હાથ છોડાવી-





લીધો અને પછી તે અંદર ખંડમાં ચાલી ગઈ.

એક ઊંડો નિઃશ્વાસ નાખીને એશર્ટ પણ પોતાના ખંડમાં ગયો અને મેગનની એ અદ્દભુત મુખાકૃતિની યાદના નશામાં ક્યાંય સુધી ચકચૂર બની રહી પથારીમાં જાગતો પડી રહ્યો.

*

બીજે દિવસે ઊઠીને તે ખંડની બહાર નીકળ્યો ત્યારે તેની આંખો મેગનને શોધી રહી. પણ તે તો ક્યાંય દેખાઈ નહીં. આજે તો ચા પણ તેને શ્રીમતી નારાકોમ્બેએ આવીને આપ્યો. અને ખૂબ મોડું કર્યા બદલ નારાકોમ્બેએ એને જરા કટાક્ષભર્યાં શબ્દો પણ કહ્યા. સહેજ બેચેન બની રહીને એશર્ટ બાગમાં જઈને બેઠો અને એક કવિતા ગોઠવી રહ્યો. ગઈ કાલનો મેગનનો પ્રેમભાવ કાવ્યમાં ઉતારવાની તેની ઇચ્છા હતી, પણ તેનાથી એ ન બન્યું. મેગનનો હસ્તસ્પર્શ અને તે પરનાં ચૂંબનો પછી હવે તો તે અનુભવી રહ્યો કે પ્રેમ એ લખવાનો વિષય નથી. કાવ્ય બનાવવાનું માંડી વાળીને કેંક વાંચવાના ઇરાદે તે ઊઠ્યો અને પુસ્તક લેવા પોતાના ખંડમાં ગયો. ત્યાં જઈને તેણે જે જોયું એથી તો તેનું હૃદય હર્ષાવેગમાં ધડકી રહ્યું. મેગન તેનું બિછાનું ઠીક કરતી હતી. એશર્ટ ચૂપચાપ નિરીક્ષણ કરતો ત્યાં જ ઊભો રહ્યો. મેગને ઝૂકીને બિછાના પરનું ઓશીકું લીધું. આખી રાત એશર્ટના માથાનો સ્પર્શ કરી રહેલા એ ઓશીકાને તેણે ખૂબ પ્રેમથી ગાલે ચાંપ્યું અને પછી એને ચૂંબનો કરી પાછું બિછાના પર બરાબર ગોઠવી દીધું. તેના આ પ્રેમભાવથી એશર્ટ મુગ્ધ બની રહ્યો અને બોલ્યો : 'મેગન!' મેગન ચમકી અને એશર્ટને જોઈ બન્ને હાથ પોતાના ગુલાબી ગાલો પર રાખી અનિમીષ નેત્રે એના સામું મીટ માંડી રહી. વિહ્વળ બની રહીને એશર્ટ આગળ વધ્યો અને તેને બાહુપાશમાં જકડી લઈ તેના સુંદર મુખારવિંદ પર ચૂંબનો પર ચૂંબનો લઈ રહ્યો.

મેગનની ચમકતી આંખોના ઊંડાણમાં તે વખતે જે પવિત્રતા અને શ્રદ્ધાભરી વફાદારી એશર્ટ જોઈ તે આજ પૂર્વે તે કદી સમજી શક્યો નહોતો.

મેગનના આ પ્રેમ સ્વીકારથી ઉત્તેજિત બની રહીને એશર્ટે તેને પૂછ્યું : 'મેગન! આજે રાત્રે બધાં ઊંઘી જાય ત્યારે તું પેલા સફરજનના વૃક્ષ નીચે આવીશ?'

'આવીશ!'

'વચન આપ.'

'વચન!'

અને મેગન ખંડમાંથી બહાર નીકળી ગઈ. એશર્ટ પણ પછી ખંડ બહાર નીકળીને બાગમાં જઈને બેઠો અને ક્યાંય સુધી તેના જ વિચારોમાં લીન બની રહ્યો.

કેટલીક વાર પછી સહસા તેણે જોયું તો ડાબી બાજુ તરફ પેલો જો ઊભો હતો અને ખુન્નસભરી આંખે તેના સામે જોઈ રહ્યો હતો.

તેના ગુસ્સાને અવગણીને એશર્ટ બોલ્યો : 'કેમ જો! શું કરવા ધાર્યું છે?'

'તમે હવે અહીંથી ચાલ્યા જાવ. અમારે તમારી કશી જરૂર નથી.' જોએ ઝુસ્સાથી કહ્યું.

એશર્ટનો પ્રભાવશાળી ચહેરો એ સાંભળીને વધુ ઉન્નત બની રહ્યો. તેણે કહ્યું : 'જો! મારા રહેવામાં અને જવામાં તારી દરમ્યાનગીરીની મારે જરૂર નથી. એ વિષયમાં શ્રીમતી નારાકોમ્બે સાથે હું સમજી લઈશ.'

'નારાકોમ્બેની પણ ઇચ્છા છે કે તમારે હવે જવું જોઈએ.'

'કદાચ એમ હશે. પણ એય હું તારા મોઢે સાંભળવા તૈયાર નથી.'

'પરંતુ હવે તમને મટી ગયું છે, હજુ પણ તમે અહીં શાથી રોકાઈ રહ્યા છો?'

'જેવી મારી ઇચ્છા. એની તારે શી પંચાત?'

ક્રોધથી ધ્રૂજતાં જો બોલ્યો : 'મેગનની આશાએ આમ ચીટકી પડ્યા હશો તો ખાંડ ખાવ છો. મેગન તમને



ચાહતી નથી. મેગન તો મારી છે. ખબરદાર એનું નામ લીધું છે તો.'

આ સાંભળીને એશર્ટનો ગુસ્સો બેકાબુ બની રહ્યો. 'ઊભો રહે શયતાન' કહીને ત્યાંથી ઊઠ્યો. પણ ત્યાં તો સામેના દરવાજામાંથી મેગનને આવતી જોઈ તે પાછો ખુરસીમાં બેસી ગયો. જો પણ મેગનને જોઈને મોઢું ફેરવી લઈ ત્યાંથી જતો રહ્યો. પાસે આવીને હાથમાંના નરમ સુંવાળા વાળવાળા કુરકુરીઆને બતાવતી મેગન બોલી : 'જુઓ સાહેબ ! આની આંખો કેવી સુંદર છે !'

એશર્ટે મેગનના એ વહાલા કુરકુરીઆને ખૂબ સ્નેહથી પંપાળવા માંડ્યું.

મેગને પૂછ્યું : 'પેલો જો તમને શું કહી રહ્યો હતો ?'

એશર્ટ બોલ્યો : 'એણે મને કહ્યું કે મારે હવે અહીંથી વિદાય લઈ લેવી જોઈએ. વળી તું મને ચાહતી નથી એમ પણ તેણે કહ્યું '

'લુચ્ચો ! બદમાશ !' એમ બબડીને મેગને ક્રોધથી પગ પછાડ્યો અને પછી તે અકથ્ય પ્રેમભર્યાં નેત્રોથી એશર્ટ સામે જોઈ રહી. એશર્ટનું હૃદય એના એ પ્રેમભાવથી પ્રસન્ન બની રહ્યું.

એણે પૂછ્યું : 'આપેલું વચન યાદ તો છે ને ?'

'હા ! એ તે વળી ભૂલાય કે ?' કહી શરમાઈને મેગને પોતાનું મુખ હાથમાંના કુરકુરીઆના હૃષ્ટપુષ્ટ શરીરના ઓથે છૂપાવી દીધું અને પછી તે ઘરમાં ચાલી ગઈ.

તે રાતે આપેલા વચન પ્રમાણે સફરજનના વૃક્ષ નીચે મેગન એશર્ટને મળી. મેગનને આલિંગનપાશમાં બદ્ધ કરતાં—બન્નેનાં હૃદયમાં ધડકન ઉત્પન્ન થઈ—ઉત્તેજિત પણ બની રહ્યાં. આસપાસનું વાસંતી વાતાવરણ ચેતના પ્રસારી રહ્યું. ઝરણું મર્મર ધ્વનિ કરી રહ્યું હતું. ચંદ્ર આકાશમાં ચૂપકીદીપૂર્વક આગળ વધી રહ્યો હતો; પુષ્પો જીવનથી પૂર્ણ થઈને ફાલીફૂલી રહ્યાં હતાં. બન્ને પ્રેમીઓ પણ મૌન બની રહી સારાયે વિશ્વને ભૂલી ગયાં અને પ્રેમમાં તદ્રુપ થઈ ગયાં. ચુંબનો અને આલિંગનો ક્રમશઃ વધી રહ્યાં. પ્રેમની અવસ્થા ખરે જ અસભર હોય છે. એશર્ટ મેગનના સર્વાંગને પ્યાર કરી રહ્યો.

પ્રેમસમાધિમાંથી જાગૃત બની રહેતાં બન્ને અલગ થયાં. પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને એશર્ટ બોલ્યો : 'મેગન ! તું અહીં શા માટે આવી ? તારે અહીં નહોતું આવવું જોઈતું.'

જરા દુભાઈને વિસ્મિત બની રહેતાં મેગન બોલી : 'સાહેબ ! આપે જ તો મને અહીં બોલાવી હતી.'

'વહાલી મેગન ! મારી હૃદયદેવી ! મને સાહેબ કહીને ન બોલાવીશ.'

'તો શું કહીને બોલાવું ?'

'ફ્રેન્ક એશર્ટ'

'એમ નામ લેવાય ? એ તો અસભ્યતા કહેવાય. વળી એવા મને તો શરમ પણ આવે.'

'પણ તું તો મને ચાહે છે. પછી શરમ શાની !'

'હા ! હું તમને ચાહું છું ખૂબ ખૂબ ચાહું છું. તમે સદૈવ મારી પાસે રહો એવું જ હું ઇચ્છું છું. તમારાથી દૂર રહેવું હવે મને નહી ગમે. એવા તો હું મરી જઈશ.'

આનંદથી ગદ્‌ગદ્ બનીને એશર્ટે ફરી તેને છાતી સરસી ચાંપી લીધી. એને હાથમાં રાખીને જ તેણે કહ્યું : 'હું તને આખી દુનિયામાં ફેરવીશ હું પ્રતિજ્ઞા કરું છું કે તારી સાથે કદી ગેરવર્તન નહીં કરું.'

'બસ, મારે એટલું જ જોઈએ છે મારા વહાલા એશર્ટ' કહી મેગને તેને અપૂર્વ ઉમળકાભર્યું ચુંબન કર્યું.

વળી એશર્ટ બોલ્યો : 'હું કાલે ટાર્કવે જઈને બેંકમાંથી રૂપિયા લઈ આવું. તારા માટે સુંદર અને મોંઘાં વસ્ત્રો પણ લેતો આવું. પછી આપણે અહીંથી ચૂપચાપ ચાલ્યાં જઈશું અને લંડન પહોંચી જઈને લગ્ન કરીશું.'

એ સાંભળીને એ સરલા આગ્યબાળા સહસા ઊભી થઈ ગઈ અને ઘૂંટણીએ પડીને એશરટનાં ચરણ ચૂમી રહી. એશરટે તેને ઝડપથી ઊંચકી લીધી અને હૃદય સરસી ચાંપતાં પ્રેમાર્દ્ર બની કહ્યું : 'વહાલી મેગન ! ખરેખર તો હું જ તારે યોગ્ય નથી. મારે જ તારાં ચરણ ચૂમવાં જોઈએ.'

મોડી રાતે એ બન્ને પ્રેમી પંખીડાં ઘર તરફ વળ્યાં અને ચૂપકીદીથી પોતપોતાના ખંડોમાં પ્રવેશી ગયાં.

*

બીજે દિવસે એશરટ ટોર્કવે ગયો અને બજારમાંની એક સુશોભિત તૈયાર કપડાંની દુકાનમાં પ્રવેશ્યો. ભલી દુકાનદાર સ્ત્રીએ વિવિધ પ્રકારનાં કપડાં તેની સમક્ષ રજૂ કરી દીધાં. પરંતુ સ્ત્રીઓપયોગી કપડાંનું તથા મેગનના શરીરના માપનું એશરટને કાંઈ જ જ્ઞાન ન હોવાથી તે તો મુંઝાઈ રહ્યો. કેવાં રંગનાં કપડાં લેવાં તે જ તે નક્કી કરી શક્યો નહીં. અંતે મેગનની સાથે અહીં આવીને એની પસંદગી પ્રમાણેનાં જ કપડાં ખરીદવાનું મનોમન નક્કી કરીને સ્ત્રી દુકાનદારને 'આવતી કાલે આવીશ' એમ કહી તે કશું જ લીધા વિના દુકાનમાંથી નીકળી ગયો. સડક પર ચાલતાં ચાલતાં તે હૃદયમાં વસી રહેલી મેગનના જ વિચારો કરી રહ્યો. આજે સાંજના જ બને તો મેગનને લઈને ત્યાંથી નીકળી જવાનું તેણે નિર્ણીધું.

પૈસા ઊપાડવાના વિચારે તે બૅન્ક તરફના ખાંચામાં વળતો હતો ત્યાં સહસા બાજુએથી કોઈએ તેને સંબોધ્યો : 'અરે ફ્રેન્ક એશરટ ! તું અહીં ક્યાંથી ?' એશરટ ચમકીને ઊભો રહ્યો અને જોયું તો જૂના મિત્ર ફિલિપને જોયો. પાસે આવી ગયેલા ફિલિપની સાથે હસ્ત મેળવતાં તે બોલ્યો : 'આહો, ફિલિપ ! બહુ વખતે આપણે તો મળ્યાં. આ પગની ઉપાધિથી મારે તો આ પાસેના ગામમાં અઠવાડિયાથી રોકાઈ જવું પડ્યું છે. અહીં આજે બૅન્કમાંથી રૂપિયા ઉપાડવા આવ્યો હતો. પણ તું અહીં ક્યાંથી !'

'હું પર્યટને નીકળ્યો છું. મારી સાથે મારી ત્રણ બહેનો છે. ચાલ, આજે બપોરનું ભોજન મારી સાથે જ લેજે. બૅન્ક તો ત્રણ વાગ્યા સુધી ઉઘાડી રહે છે.'

કહીને એશરટને આગ્રહપૂર્વક પોતાની સાથે લઈ ગયો. ફિલિપની ત્રણે બહેનોએ એશરટનું આગમન વધાવી લીધું. એ ત્રણમાં સૌથી નાની ફ્રીડા દશ વર્ષની હતી, વચલી સબિના બાર વર્ષની હતી, અને મોટી સ્ટેલા સત્તર વર્ષની હતી. ત્રણે ઘણી સુંદર અને ચબરાક હતી. જમ્યા પછી એમની સાથે રમતગમતમાં ભળીને એશરટ એમાં એવો તો લીન બની ગયો કે તેને સમયનું પણ ભાન ન રહ્યું. સહસા તેણે ઘડીઆળમાં જોયું તો ત્રણ તો ક્યારનાયે થઈ ગયા હતા ! હવે તો બૅન્ક પણ બંધ થઈ ગઈ હશે. તે મુંઝાઈ રહ્યો પણ એથી ફિલિપની બહેનો તો પ્રસન્ન બની રહીને બોલી ઊઠી કે 'આહા ! હવે તો આપને રોકાવું જ પડશે.'

અનિચ્છાએ તે દિવસે તેને ત્યાં રોકાવું પડ્યું. બિચારી વાટ જોઈ રહેલી આશાભરી મેગન તેની ચિંતા કરશે ધારીને તેણે શ્રીમતી નારાકોમ્બેને તાર કરી દીધો કે 'અનિવાર્ય કારણવશાત્ રોકાઈ જવું પડ્યું છે. કાલે આવી જઈશ.' તાર કર્યા પછી એનું મન જરા હલકું થઈ રહ્યું.

સાયંકાળે બધાંના આગ્રહથી તેમની સાથે તે તરવા ગયો. એશરટને તરવાનો ખૂબ શોખ હતો. કલાકો પર્યંત તે સારી રીતે તરી શકતો. તેની તરવાની આવડત જોઈને ફિલિપની ત્રણે બહેનો આશ્ચર્યચકિત બની રહી. તરતાં તરતાં તે ઘણો દૂર નીકળી ગયો હતો. વિવિધ પ્રકારે મસ્તપણે તરતો તરતો તે પાછો ફરી રહ્યો હતો ત્યાં સહસા તેણે સ્ટેલાની બુમ સાંભળી કે 'બચાવો બચાવો, ફિલિપ ડૂબી રહ્યો છે !' એશરટે જોયું તો પોતાની વાટે ચડીને તરી રહેલો ફિલિપ થાકી જઈને ડૂબકાં ખાઈ રહ્યો હતો. ઝડપથી તે તેની નિકટ પહોંચી ગયો અને તેને હાથ પર રાખીને કુશળતાપૂર્વક કિનારા સુધી લઈ આવ્યો. કિનારે સ્ટેલાએ પણ મદદ કરી અને બન્ને મળીને ફિલિપને



પાણીમાંથી બહાર લઈ ગયાં. ફિલિપ ખૂબ ગભરાઈ ગયો હતો, પણ એટલું સારું હતું કે તે વધુ પડતું પાણી પી નહોતો ગયો. થોડી માલિશ પછી તે સાધારણ સ્વસ્થ બની રહ્યો.

પોતાના ભાઈને બચાવનાર એશર્ટ પ્રત્યે સ્ટેલા અને એની બહેનો ખૂબ પ્રેમ અને જ્ઞાન વ્યક્ત કરી રહ્યાં. સત્તર વર્ષની સુંદર, ચપળ અને સંસ્કારી સ્ટેલા પ્રત્યે એશર્ટ પણ જાણે અજાણ્યે ખેંચાઈ રહ્યો.

સાંજના ભોજન પછી આરામ લઈ રહેલા ફિલિપની ખબર પૂછી એશર્ટ પાસેના બાગમાં જઈને બેઠો. સ્ટેલા તે વખતે પીયાનો વગાડી રહી હતી. સ્ટેલા પ્રત્યે એશર્ટ આકર્ષાયો તો હતો; છતાં મેગનની સ્મૃતિ તેના હૃદયમાંથી સહેજ પણ ખસી નહોતી. તેની પાસે પહોંચી જવા તેનું મન તલપી રહ્યું હતું. મેગનના 'હું તમને ખૂબ ખૂબ ચાહું છું... તમારી સાથે જ સદા રહેવા ઇચ્છું છું...તમારા વિના તો હું મરી જઈશ.' શબ્દો વારંવાર તેના મસ્તિષ્કમાં અથડા ઘુમરી ખાઈ રહ્યા હતા. સંભવત આજે હજુ પણ બિચારી મારા પાછા આવવાની વાટ જોતી બારીએ ઊભી રહીને પેલા સફરજનના વૃક્ષ પ્રત્યે મીટ માંડી રહી હશે.

સવારે તો. ફર્સ્ટ પણ, હિસાબે, મેગન, પાસે, પહોંચી જવાનો નિર્ણય કરી લઈ તે ઊઠ્યો અને પોતાના ખંડમાં જઈ પથારી પર પડ્યો.

સ્ટેલા હજી પણ પીયાનો વગાડતી ગાઈ રહી હતી.

[ચાલુ]

★

**૨૧. શ્રી નટવરલાલ રાવત**



મુદ્રણકળામાં રંગ અને રૂપથી છેલ્લાં બારેક વર્ષથી ગુજરાતી પુસ્તકોનાં જેકેટ–કવર અને માસિકો–દિવાળી અંકોને શોભાવતી અમદાવાદની દીપક પ્રિન્ટરીથી કોઈ અજાણ્યું નથી. તેના આદ્ય–સ્થાપક અને તે પહેલાં બાવીસ વરસ સુધી કુમાર પ્રિન્ટરીમાં મુદ્રણકળાના આયોજક તરીકે કામ કરનાર **શ્રી નટવરલાલ દોલતસિંહ રાવતનું** અડતાલીસ વરસનું ટૂંકું આયુષ્ય ભોગવીને તા. ૪–૧–'૫૯ ના રોજ અવસાન થયું છે તે વાત માની જ શકાતી નથી. ઊંચી અને પડછંદ કાયા, મિલનસાર સ્વભાવ અને મુદ્રણકળાના અચ્છા જાણકાર છતાંય સાવ નિરભિમાની એવા નટવરભાઈને શોકાંજલિ આપવા જાણે આ કલમ પણ કેમેય કહ્યું કરતી નથી. અંગત સ્વજનશા બની રહેલા નટવરભાઈ છેલ્લા થોડાક મહિનાથી હૃદયરોગની બિમારીથી પીડાતા છતાં કામગરા સ્વભાવે તેમને આરામ લેવા ન દીધો. અને હવે તેમણે બન્ને નાના ભાઈઓને શિર આખી દીપક પ્રિન્ટરીની જવાબદારી સોંપીને તે સંપૂર્ણ આરામધામના વાસી બન્યા છે. તેમના આત્માને સંપૂર્ણ શાંતિ મળો અને તેમનાં કુટુંબીજનોને તેમની કાર્યપરાયણતા બક્ષો એ જ પ્રાર્થના.

—સંપાદક

**આ**જે પ્રૌઢ શિક્ષણનો પ્રચાર થઈ રહ્યો છે. તેવો જ ઉત્સાહ બહેનોમાં પણ જાગૃત થયો છે. એકલું લખતાં વાચતાં જ શીખવું એમ નહિ પણ જાતે શીખવું અને બીજાને ઉપયોગી થવું એ ભાવના પણ કેળવાતી જાય છે પણ એ ક્યારે........?

માનવી માત્ર સંજોગોને આધીન છે. સંજોગો વ્યક્તિ પાસે શું નથી કરાવતા? તેની કલ્પનામાંય ન હોય તેવી માન્યતામાં પલટાવી શકે છે. ત્યાં નથી જોવાતું પૈસાદાર, ગરીબ કે મધ્યમ. પ્રભુને ઘેર સૌ માનવી સરખાં. પણ પ્રભુ ક્યાં છે? તેનું અસ્તિત્વ માનવા કેટલાં તૈયાર છીએ? તેવું જ નસીબ અને પુરુષાર્થનું. પુરુષાર્થ વગર નસીબ ડગલુંય નથી ભરવાનું. પુરુષાર્થ કરીશું તો જ ધારેલે રસ્તે પહોંચી શકીશું. માત્ર નસીબને યાદ કરી કાર્ય વગરના બેસી રહીશું તો નસીબ ઘેર નથી દોડી આવવાનું. અને છતાંય તકદીર કામ કરી રહ્યું છે તેવું ક્યારેક કબૂલવું પડે છે. એક વ્યક્તિ પુરુષાર્થથી આગળ વધી રહી હોય, સતત મહેનતનું તેને ફળ મળી રહ્યું હોય, પણ ત્યાં વચ્ચે સાવધાનીથી ચાલવા છતાં બીજો ફાંટો ફંટાય ત્યારે તેના પુરુષાર્થનું શું? તે માર્ગેથી વારવા ખૂબ પ્રયત્ન કરવા છતાંય એ બાજુ જ લઈ જાય ત્યારે ખરેખર તકદીર કામ કરી રહ્યું હોય છે. અને પુરુષાર્થી કબૂલે છે કે જીવનમાં તકદીર પણ કામ કરે છે. ભાવિ દષ્ટિબિંદુ નક્કી કર્યા પછી તેના ક્રમે ક્રમે ચાલવા છતાંય જ્યારે માર્ગ રૂંધાય ત્યારે માનવીને અવરોધનાર 'સંજોગો' તો તેનું કામ કર્યે જાય છે અને ત્યારે તેમને પાંગળાં બનાવે છે. તેમને નસીબમાં માનતાં કરી મૂકે છે. નસીબ અને પુરુષાર્થ સાથે સાથે ચાલ્યાં જાય છે એમ માનવા તે તૈયાર નથી હોતાં છતાંપણ સંજોગો નસીબની બલીહારીમાં તેમને મસ્ત બનવા પ્રેરે છે.

૩૫ થી ૪૦ વર્ષની ઉંમરે પણ ભણવાનો ઉત્સાહ ઉત્પન્ન થાય છે. ત્યારે તેમાં સંજોગો મોટો ભાગ ભજવે છે. નાનપણથી અજ્ઞાન સેવી જીવનમાં ભણતરની જરૂર નથી એવું માનનારી બહેનો સંજોગોને આધીન થઈ ભણવા, શીખવા તૈયાર થાય છે. માત્ર સંજોગો દ્વારા જ તે નસીબ ઉપર છોડી દઈને પુરુષાર્થ વગર રાચી શકશે? ત્યાં પુરુષાર્થની જરૂર સૌથી પહેલી રહેશે. મક્કમતા વગર તે બહેન એક ડગલું પણ આગળ નહિ વધી શકે. મનથી સ્થિર બની સંજોગોને દૂર કરવા પ્રયત્ન કરશે તો તે જરૂર પુરુષાર્થી બની શકશે.

## માર્ગની મથામણ

જસોદાબેનનો આડત્રીસ વર્ષે ભણવાનો ઉમંગ જોઈને સહેજે પ્રશ્ન થાય કે એમને કયા સંજોગોએ આ ઉંમરે ભણવા તરફ પ્રેર્યાં હશે! કેવાં આનંદથી અને ઉત્સાહથી તે ઘર મૂકીને છાત્રાલયનું જીવન જીવી રહ્યાં છે? ચારેક ચોપડીનો અભ્યાસ કરી પંદર વર્ષની ઉંમરે પરણી ગયેલાં જસોદાબેનને કલ્પનામાંય નહોતું કે ભણવાની અગત્યતા તેમને ખુદને કેટલી લાગવાની છે! પતિ કમાય અને પત્ની ઘર સંભાળે, વ્યવહાર સંભાળે એથી વધુ સ્ત્રીને શું કરવાનું હોય! એનાથીય વધુ મોટી એમની કલ્પના હતી કે ઘરમાં નાનાં બાળકોને ઉછેરીશ, દીકરા-દીકરીઓ મોટાં થશે અને પછી તો ઘર ભર્યું ભર્યું. એને પરણાવીશું અને ઘરડે ઘડપણ આરામથી ભક્તિમય જીવન ગાળીશું.

પણ જસોદાબેનની આ કલ્પના એટલી જલદી ફળે એમ નહોતી. વર્ષો ઉપર વર્ષો વીતવા લાગ્યાં પણ એમને ઘેર એકેય બાળકનો જન્મ ન થયો. જસોદાબેનને તેમના પતિ સાથે ઘણી સારાસારી હતી. પોતાના બાળકની હોંશ પતિ-પત્ની બન્નેને હતી. તકદીરને યાદ કરી બંને નિરાશા સેવતાં. પણ તેમના પતિએ ક્યારેય જસોદાબેનને એ બાબત બે વેણ પણ સંભળાવ્યાં નહોતાં. જ્યાં કુદરત રૂઠી હોય ત્યાં આપણા હાથમાં શું આવવાનું હતું! અને છીએ એમાંજ શાંતિ જાળવી જીવન વીતાવવાનું છે એમ મોટું મન રાખતાં.

પરંતુ જસોદાબેન એટલેથી શાંત થાય તેમ નહોતાં. ખૂબ વિચારને અંતે તેઓ વારસને ખાતર ખુશીથી પોતાના પતિને ફરી પરણાવવા તૈયાર થયાં. તેમને પતિને ખૂબ સમજાવવા પડયા. આજે તેમને ઘેર બે બાળકો કલ્લોલ કરે છે. પરંતુ જસોદાબેનને એ ઘરમાં શાંતિ નથી. તેમની શોકય-બેનને તેમની હાજરી સુદ્ધાં ખૂંચે છે અને કલેશ વધતો જાય છે જસોદાબેન કંટાળીને રસ્તો શોધવા પ્રયત્નશીલ થયાં. અને પગભર થવાની તેમની પ્રેરણાએ આ ઉંમરે તેમને ભણવા મોકલ્યાં. પતિ એકેય પત્નીને કંઈ કહી શકે નહિ અને ઝઘડો વધતો જોઈને પતિએ જસોદાબેનના નવા ઉત્સાહને અનુમોદન આપ્યું. જસોદાબેને ઘર છોડયું અને પગભર થઈ જુદા રહેવાનો નિશ્ચય કર્યો.

આજે જસોદાબેન તેમના ધ્યેયમાં મસ્ત છે હમેશાં હસમુખાં રહીને મનમાં કોઈ જ જાતનો કલેશ ન હોય તેવા બાળક જેવાં બની ઉત્સાહથી આગળ વધી રહ્યાં છે. પુરુષાર્થ માનવી પાસે શું નથી કરાવતો? જીવન જીવવા માટે મનુષ્ય ધારે તેમ કરી શકે છે. દુઃખને રડી બેસવાથી તે રસ્તો નથી કાઢી શકતું. ગમે તેવી મુશ્કેલીમાંય માનવી પોતાને સુખી થવાનો માર્ગ કાઢી શકે છે તેનો જીવંત દાખલો જસોદાબેન છે. ઘરની મથામણ મૂકી આનંદથી મસ્ત થઈને જીવી શકાય તેવું બહોળું મન તેમને શરૂઆતથી જ વરેલું છે તે પણ તેમનું એક અહોભાગ્ય!

## કરિયાવર!

દીકરી એટલે સાપનો ભારો. તે પારકા ઘરનું

આણું એટલે એને માટે ત્રેવડ કરવાની. પૈસા વગર તો ક્યાંય ચાલતું જ નથી. દીકરીને તો દેવાની અને પાછો રૂપિયાનો કળશ ઢોળવાનો. અમુક એવી જ્ઞાતિ છે જ્યાં જે વધુમાં વધુ પૈસાનો કર ભરે તેને ભણેલો ગણેલો સુંદર વર મળે અને ત્યાં પોતાની આર્થિક સ્થિતિને કારણે માબાપ લાચાર બનીને દીકરીનું હિત જોયા વગર તેને બંધનમાં મૂકે છે.

મંજુબેને જ્યારે એમની વીતક કહી ત્યારે બે ઘડી તો હું પણ વિચારમાં પડી ગઈ. શું એમનાં માબાપ પણ જોયા કર્યા વગર બસ ઊંધું નાખીને જ છોકરીને પરણાવવામાં મસ્ત હશે!

'બેન, અમે રહ્યાં ગામડાનાં એટલે અમારું ભણતર કેવું હોય! મારા બાપાએ મને છઠ્ઠી ચોપડીમાંથી ઉઠાડી મૂકેલી અને મારું લગ્ન કરી નાખેલું. મને ઊઠી ગયાને દશબાર વર્ષ થઈ ગયાં. એટલે ભણતર આવું જ હોય ને! એ તો આજે એવી સંજોગોમાં મુકાઈ છું એટલે ભણવા—પગભર થવા માટે આવી છું.'

'તમારા વર શું કરે છે?'

'તેમને તો છેલ્લા કેટલાય વખતથી ટી. બી. થયો છે. બેન, અહીં અમદાવાદ લાવીને એમની તો ઘણીય દવા કરાવી, ઈંજેકશન મરાવ્યાં, હોસ્પિટલમાં રાખ્યા પણ ટી. બી.નું દર્દ એટલે એકદમ સારું તો ક્યાંથી થાય!'

'કેટલા વખતથી ટી. બી. થયો છે?'

'મારાં લગ્ન પહેલાંનો થયેલો છે.'

'તમારાં માબાપે તપાસ નહોતી કરેલી?'

'બહેન, એવો ખ્યાલ ક્યાંથી આવે? જુદા જુદા ગામ રહીએ એટલે એવી લાંબી ખબર ન પડે. પણ હું પરણીને આવી પછી ખબર પડી કે તેમના ઘરમાં તો ટી. બી. વારસામાં ઊતરેલો છે. મારા જેઠ અને એમની આગલી બન્ને પત્ની ટી. બીમાં જ ખલાસ થયાં છે. મને લાગે છે કે મારા લગ્ન પહેલાંનો જ ટી. બી. છે: બહેન, પહેલાં તો ઠીક ઠીક રહેલું. મજૂરી કરતા, ખેતીવાડીનું ધ્યાન રાખતા, પછી નોકરી શરૂ કરી પણ હવે તો તબિયત જરાય ચાલતી નથી. અને દવા પાછળ પુષ્કળ પૈસો ખર્ચાય છે. મેં તો મારા દાગીના વગેરે જે કંઈ હતું તે બધું જ સાફ કરી નાખ્યું છે. મારા બાપુજી થોડા રૂપિયા મોકલે અને તેમાંથી ઘર ચલાવું.'

'તમારા બાપુજીએ ઉતાવળ કરીને આવું કેમ શોધી કાઢ્યું?'

'અમારી નાત એટલે તોબા. પૈસા વગર સારું ઘર કે સુરતીયો ક્યાંથી મળે? છોકરીની જાત એટલે તેના ઉપર જાણે તે બધા કેટલોય ઉપકાર કરતા હોય!'

'તમે તમારા વરને કોની પાસે મૂકીને અહીં આવ્યાં છો?'

'એમને જ એમ થયું કે હું તો હવે છું તેટલા વર્ષ ખરો પણ તું તો નાની છે પછી તારું શું થશે? કોની પાસે હાથ લંબાવવા જઈશ? એના કરતાં તું ભણીને પગભર થઈ જાય તો સારું. આમે આપણે પૈસા તો તારા પિયરથી મંગાવવા પડે છે તો તારા બાપુ તૈયાર હોય તો, હું ત્યાં રહીશ. અને તું



મહેનત કરીને જલદી ભણી આવ. તું તારા પગ ઉપર રહેતી થઈ જાય એટલે મને પણ નિરાંત રહે બેન, તેમને મારા વિચારે હવે ખૂબ દુઃખ થાય છે. મને નાની જોઈને એમને ખૂબ દુઃખ થાય છે એટલે જ મને ભણવા મોકલી છે. અત્યારે મારા બા-બાપુજી—તેમની ચાકરી કરે છે.'

મંજુબેનની વીતક સાંભળી થયું કે દીકરી થવામાં તેમણે જાણે કોઈ ગુનો કર્યો ન હોય! તેમને કેવા ઘરમય બનાવી દેવામાં આવે છે કે ક્યારેય કાગળ પેન્સીલ તેમને લેવાની જરૂર નથી લાગતી હોતી. ગુજરાતી છ ચોપડી સુધી અભ્યાસ કર્યો છે છતાં તેમનું લખાણ પહેલી બીજી છોકરીના લખાણ જેવું લાગે. ઘર માંડ્યું એટલે પછી બીજા કશાની જરૂર જ નથી પડવાની એ જ ખ્યાલ સાથે જીવતાં હોય છે. ભણતાં ભણતાં અધવચ્ચે ઉઠાડી લેવાં અને પછી જ્યાં ત્યાં દીકરીને પછાડવી

આજે સ્વતંત્રતા આવ્યા પછી, શિક્ષણનું ધોરણ આગળ વધ્યા પછી પણ એ જ કરિયાવર......! જેને કારણે કજોડાં ઉત્પન્ન થાય છે. સારો મૂરતીયો શોધવા વધુ પૈસા અને માબાપ તે આપવાને અશક્ત હોય એટલે કજોડાં ઉત્પન્ન થવાનાં જ. સમાજનાં આવાં બધાં બંધનોથી ચેતવાની જરૂર છે. આજે એ વખત આવ્યો છે. બહેનો જાગશે તો સમાજ જરૂર જાગશે.

મોટી ઉંમરે સંજોગોને આધીન થઈને બેનો પોતાના પગ પર ઊભી રહેવા તૈયાર થાય છે. ભવિષ્યનો વિચાર કરતી થાય છે, 'સંસારની કેટલીય જંજાળોમાંથી મુક્ત થવા કોશીશ કરી રહી છે એ પણ બહેનોમાં આવેલી જાગૃતિ છે

## ભીતર—બહાર

તારિણીબેન હસમુખાં મશ્કરાં અને મીઠાબોલાં હતાં. બીજાની પાસેથી વાત કઢાવવાની કળા તેમણે સારી કેળવી હતી. જો કે એમના કાર્ય માટે તો ઘણું અગત્યનું હતું. જાતજાતની અને ભાત ભાતની વ્યક્તિઓ સાથે એમને કામ લેવું પડતું. એટલે હા ના કરીને તે સાચી હકીકત કઢાવી શકતાં.

તેમની સાથે કામ કરવાની સ્મિતાને મઝા પડતી. એને કંઈક પ્રશ્નો હોય તો પણ બંને સાથે બેસી નિરાકરણ કરતાં. બંનેની વચ્ચે ઉંમરનું ઘણું મોટું અંતર હતું પણ સો વાતની એક વાત કે સ્મિતાને તેમની સાથે સારું ફાવતું.

કોઈપણ વ્યક્તિની ઓળખ સંપૂર્ણ કરવી હોય તો તેની સાથે વધુ પરિચય થાય ત્યારે જ ખ્યાલ આવે. ઉપર ઉપરથી જોતાં તેના મનમાં શું છે તે ખ્યાલ ન આવે. આ બધી સ્વભાવગત વાત કહેવાય. તારિણીબેન ગમ્મતી અને મશ્કરાં તો ખરાં પણ સાથે સાથે ડંખીલાં પણ ખરાં.

સ્મિતાને તેના કામમાંથી વખત ઓછો મળતો અને તે તારિણીબેનને વધુ મળી શકતી નહિ પણ બીજી બેનો સાથે પણ એને કામ લેવું પડતું. તારિણીબેનને ઇર્ષા થવા લાગી કે





બીજાં બહેન સ્મિતાને ઝૂંટવી જશે. અંદર અંદર જ્યારે પક્ષાપક્ષીની અલગ ટુકડીઓ બને છે ત્યારે આવું જ થાય છે. સ્મિતાની વિરુદ્ધ બોલાય તેવા રસ્તા શોધી કાઢે. આમેય સ્વભાવમાં પહેલેથી જ એકને આમ કહ્યું હોય તો વળી બીજાની સાથે બીજી જ વાત. પણ સ્મિતાને તેને માટે થતી બધી જ વાત બારોબાર જાણવા મળતી. સ્મિતાને તારિણીબેન ઉપર ખૂબ સ્નેહ હતો. અને જ્યારે એની ગેરહાજરીમાં એને વિષે બોલાતું સાંભળ્યું ત્યારે એને ખૂબ દુઃખ થયું. પોતે વ્યક્તિને ઓળખી ન શકતાં તેનું પણ દુઃખ થયું. કારણ ઉપરથી મીઠું બોલનારાં પાછળ બબડાટ શરૂ કરે તે કોઈપણ કાર્ય કરતી વ્યક્તિ બીજા ઉપર કેવી છાપ પાડી શકે?

સ્મિતા બે ચાર દિવસમાં સાંભળેલું ભૂલી ગઈ. કદાચ બીજાએ વધારીને વાત કરી હોય તેમ લાગ્યું. પણ હવે તો તારિણીબેન તેની ઠંડે કલેજે મશ્કરી કરવા લાગ્યાં. માણસ ટીકા કરે અને વખાણ કરે તેનાથીય આગળ વધી જ્યારે કટાક્ષ કરે ત્યારે તો કેવું હાડોહાડ લાગે! સ્મિતા દરવાજામાં દાખલ થાય અને તારિણીબેન હસતાં હસતાં કટાક્ષ શરૂ કરે. એ વસ્તુ પણ સ્મિતાએ ગણકારી નહિ એટલે બીજી નાની નાની બાબતમાં તેમનો અધિકાર ખૂંચવાતો હોય તેમ વર્તવા લાગ્યાં. સહેજ સ્વાભાવિક વ્યવસ્થિત જળવાઈ રહે તે માટે એમ કહીએ કે અમુક વસ્તુનો ઉપયોગ આ રીતે થાય તો તે વ્યવસ્થિત રહે અને બોલાય નહિ ત્યારે સામી દલીલો કરીને તમારી વસ્તુને નહિ અડકીએ એમ-કહીને ઊભાં રહે.

વસ્તુસ્થિતિ સમજવા જ પ્રયત્ન ન કરે અને પોતાનો જ કક્કો સાચો કરાવવા પ્રયત્ન કરતાં તારિણીબેનને સ્મિતાએ એવાં કલ્પ્યાં પણ નહોતાં. સુંદર અને સમજુ દેખાતાં તારિણી-બેન અંદરથી આટલાં બધાં તીવ્ર હશે તે ખ્યાલ સ્મિતાને ક્યાંથી આવે! સ્મિતા ત્યારથી સમજી કે કોઈપણ વ્યક્તિ સાથે સંપૂર્ણ પરિચય સાધતાં પહેલાં તેનો સ્વભાવ જાણી લેવો જરૂરી છે. પહેલેથી ઓળખતાં હોઈએ તે વ્યક્તિ માટે પછી દુઃખ નથી થતું. પણ ધારીએ તેના કરતાં જુદી વ્યક્તિ નીકળે ત્યારે ખરેખર દુઃખ થાય છે.

## પારકી પંચાત

કોઈના ઘરની ટીકા કરવી સામાન્યરીતે બધાંને બહુ ગમે છે તેમાં ક્યારેક પુરુષો અને ક્યારેક સ્ત્રીઓ બન્નેનો સમાવેશ થાય છે ઘણુંખરું કુથલી, નિંદા કરવામાં સ્ત્રીઓનું નામ આગળ હોય છે પણ હું તો ભારપૂર્વક કહું છું કે પુરુષો તેમાંથી બિલકુલ બકાત નથી રહી શકતા. વ્યક્તિ વ્યક્તિ ઉપર બધો આધાર રહે છે.

અમારી પડોશમાં રહેતાં શાન્તાબેન બધાંની ટીકા કરવામાં ઉસ્તાદ. તેમના સિવાય બીજાના કાર્યમાં કંઇક ખૂંધલા જોયા જ કરે. અમારા લત્તામાં રહેતાં લીલાબેનને નાનો ત્રણ વર્ષનો બાબો છે. બીજાં બધાં બાળકો તો મોટાં છે અને ભણતાં છે. લીલાબેને અભ્યાસ શરૂ કર્યો અને બાબાને બાળમંદિરમાં મૂક્યો. શાન્તા-બેનને તે ગમ્યું નહિ. આટલી નાની ઉંમરમાં તેને રડાવીને નિશાળે મૂકે તે સારું નહિ.



'રાહજ'
# ગર્જના ગાડે

'શિક્ષિત યુવાનવર્ગ' સહિત બાળકો અને સામાન્ય ગૃહિણીઓ પણ રસપૂર્વક વાંચી શકે એવી સુલભ ભાષા–શૈલીમાં પુસ્તકની રચના કરવા બદલ લેખકને હાર્દિક અભિનંદન.

**લોકમાન્ય ટિળક :**

[ લે. પાંડુરાવ ગણેશ દેશપાંડે, પ્ર૦ ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૩/– ]

'રાષ્ટ્રીય જાગૃતિના જનક'નું બિરુદ પામેલ અને 'સ્વરાજ મારો જન્મસિદ્ધ હક્ક છે' એ મંત્રને હિંદભરમાં ગૂંજતો કરનાર સ્વ. ટિળકનું નામ સાથે જ 'લોકમાન્ય' બની ગયું છે. મૃત્યુની પળો સુધી દેશની જાગૃતિ ખાતર ચેતનવંતું જીવન જીવનાર એ નરવીરની જીવનગાથા જાતાં પુસ્તકો પૈકી આ એક છે.

સ્વ. ટિળકના બાલ્યકાળથી માંડીને અંત સુધીની કથા લેખકે નવ ખંડોમાં વહેંચી પ્રસંગોને ક્રમસર રાખી પુસ્તકને સુંદર અને વ્યવસ્થિત બનાવ્યું છે.

**કેની કથા : પશુનો કક્કો : ગાંધીજીનાં ઉખાણાં : દશ હતા ઉંદર : એક હતો ઉંદો :**

[ લે. રમણલાલ સોની. ચિત્રકાર : રવિશંકર પંડિત. પ્ર. નવસર્જન પ્રકાશન, વડોદરા. દરેકના રૂ. ૦/૫૦ ]

૪ થી ૭ વર્ષની ઉંમરનાં બાળકોને લક્ષ્યમાં રાખીને લખાયેલાં આ પુસ્તકો જાડા ડ્રોઈંગ પેપર પર અનેક રંગી ચિત્રો સાથે છપાયાં છે અને દરેક પુસ્તકનું કવરપેજ ખૂબ કલાત્મક ને આકર્ષક છે એટલે બાળકોનું સારું ધ્યાન ખેંચે છે. ચિત્રકાર રવિશંકર પંડિત સિદ્ધહસ્ત કલાકાર છે એટલે શું કહેવાનું હોય ?

---

લીલાબેન કેવાં નિર્દયી છે, તેમને બાળક સાચવતાં નથી આવડતું વગેરે વગેરે ટીકાઓ કરવા મંડયાં પોતાને રખડવા જોઈએ એટલે છોકરાને ધકેલી દે. આમ ટીકાઓ તો થતી હતી ત્યાં બાબાને એકવાર અકસ્માત થયો. સાયકલ ઉપર તે નિશાળે જતો. એક વખત તે પડી ગયો અને પગ ઊતરી ગયો અને વાગ્યું પણ ખરું. લોહી પણ ખૂબ નીકળ્યું. ઘરમાં બધાં બહાર હતાં. નોકર તરત લીલાબેનને બોલાવી લાવ્યો. તે દરમિયાનમાં આડોશીપાડોશી ભેગાં થઈ ગયાં. જલદી લેવા જોઈતા ઉપચારને બદલે શાંતાબેનની ટીકા શરૂ થઈ ગઈ. બાળકની મા તો હતી પણ શાન્તાબેને તો જીદ પકડી અને લીલાબેનને કહેવા લાગ્યાં કે તમે હમણાં ન જતાં. બાબાના પપ્પા આવે એટલે જ હોસ્પિટલ જજો અને પછી જે કરાવવું હોય તે કરાવજો. કેવી વિચિત્ર રીત! લીલાબેન છેવટે મા તો હતાં જ. તેમણે પણ જીદ પકડી. થોડીવાર ખોટી થયાં અને તરત જ હોસ્પિટલમાં ઊપડ્યાં. પાટો બંધાવ્યો. તાત્કાલિક ઉપચાર લેવાને વખતે બીજાને હેરાન બનાવી દેવાની આ તે કેવી ટીકા! દરેક વ્યક્તિ પોતાના ઘરના સંજોગો સમજીને કામ કરતી હોય છે. બીજાના ઘરમાં માથું મારવાનો આપણને શો હક છે! એમાં તે છાપ પડી જાય છે કે તમે બધાંનો પંચાત શું કામ કરો છો ? તમને ઠીક લાગે તે રીતે તમે રહો અને બીજાને શાંતિથી રહેવા દો.



‘ક ની કથા’ માં ગમ્મત સાથે જ્ઞાન મળે, કક્કાવારીનું જ્ઞાન મળે એવી યોજના કરવામાં આવી છે અને દરેક મૂળાક્ષરને અનુરૂપ ચિત્ર ને વાક્ય મળ્યું છે. ‘પશુનો કક્કો’ માં પશુઓનો પરિચય કરાવનાર જોડકણાંની રચના કરવામાં આવી છે. ‘ગાંધીજીનાં ઉખાણાં’ માં ગાંધીજીનાં જીવનનાં ચિત્રો એક રંગમાં આલેખીને સામે પાને ઉખાણાં આપવામાં આવ્યાં છે ને આથી બાળકોને ગાંધીવિચારસરણીનો જાણે આછો ખ્યાલ આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હોય એવું લાગે છે. ‘દશ હતા ઉંદર’ માં બાળકોને બાદબાકીનું જ્ઞાન આપવાનો પ્રયત્ન છે, જો કે થોડી અસંગતતા શિક્ષણકારોને ખૂંચે એવી છે. ‘એક હતો ઉકો’ માં સંખ્યા પરિચયનો ઉદ્દેશ ધ્યાનમાં રાખીને જોડકણાં રચવામાં આવ્યાં છે. આમાંય ક્યાંક ક્યાંક સહેજ અકુદરતીપણું વર્તાઈ આવે છે. એકંદરે જોતાં શિક્ષિત માબાપોએ પોતાનાં બાળકોના હાથમાં મૂકવા જેવી આ પાંચેય પુસ્તિકાઓ છે.

**ડહાપણની વાતો :**

[ લે. મોંઘીબહેન બધેકા, પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. રૂ. ૧/– ]

બાળવાર્તાઓ કહેવા તથા લખવાના ક્ષેત્રમાં નાનાં મોટાં સહુમાં લોકપ્રિય બનેલાં મોંઘીબેનનું આ છેલ્લું પુસ્તક છે. આ પુસ્તકનું છાપકામ પૂરું થતાં પહેલાં જ એમનું અવસાન થયું આથી નવીન સાહિત્યની આશા નિરાશામાં જ પરિણમવાની. આમછતાં એમનું અપ્રગટ બાળસાહિત્ય શ્રી. વિદ્વાંસ અને શ્રી. નરેન્દ્ર બધેકા સંપાદિત કરીને પ્રગટ કરશે જ એવી આશા અહીં અસ્થાને નહીં ગણાય.

આ પુસ્તકનું નામ સૂચવે છે તેમ આમાં ૧૧ ડહાપણની વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે, ખૂબ સરળ ભાષામાં, બાળકોને રસ પડે અને જાણે મોંઘીબેનને મોંઅથી વાત સાંભળતા હોઈએ એવો ભાસ થાય એવી રીતે બધી જ વાર્તાઓ કહેવાઈ-લખાઈ છે. બાળકોમાં ચતુરાઈ વધે એવાં દૃષ્ટાંતો અને લોકબોલીમાં રૂઢ એવાં ઉખાણાંનો પણ આમાં સમાવેશ કરવામાં આવ્યો છે. દરેક બાળકે વાંચવા જેવું આ રસિક પુસ્તક છે.

**ગાડામાંથી મોટર :**

[ લે. હર્ષવદન શાહ, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. રૂ. ૧/– ]

વિજ્ઞાનનું રહસ્ય બાળકોને તેમજ કિશોરો સુધી પહોંચાડવાના ઉદ્દેશથી આ પુસ્તક લખાયું છે ને આથી ૬૦ પાનાંના પુસ્તકમાં દરેક પાનું અગત્યનું છે. આમાં વિજ્ઞાનના અટપટા સિદ્ધાન્તોનો આછો ઉલ્લેખ કરીને એની વ્યાવહારિકતા સમજાવવાનો લેખકે સુંદર પ્રયત્ન કર્યો છે.

મોટર શરૂઆતમાં—૧૮૭ વર્ષ પહેલાં—શોધાઈ ત્યારે એનું કેવું સ્વરૂપ હતું ત્યાંથી શરૂઆત કરીને લેખક આપણને એના વિકાસના એક પછી એક પગથિયા પર ચડાવીને વિજ્ઞાને આધુનિક યુગમાં કેવી પ્રગતિ કરી છે એની ઇતિહાસ-કંડિકા આપણને આપે છે. દરેક જાતની મોટરના શોધકનું નામ અને તેની આંતરિક રચનાના તફાવતો સરળ શૈલીમાં સમજાવવાનો સફળ પ્રયત્ન પણ લેખકે કર્યો છે. ભૌતિક તેમજ રાસાયણિક સિદ્ધાંતોનો પણ ખ્યાલ સામાન્ય માનવીની સમજશક્તિને અનુરૂપ થાય એવી રીતે આપ્યો છે. વિજ્ઞાનક્ષેત્રે છેલ્લામાં છેલ્લી શોધ અણુશક્તિની છે અને એને કેવી રીતે માનવજાતિના હિત માટે નાથીને વિજ્ઞાન વિકાસની સર્વોચ્ચ ભૂમિકા પર પહોંચવા માટે શા શા પ્રયત્નો કરી રહ્યું છે એનો આછો ઉલ્લેખ પણ અહીં કરવામાં આવ્યો છે.

શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ આવાં સરળ ભાષામાં લખાયેલાં પુસ્તકોની કિંમત ઘણી છે. બાળકોને યોગ્ય ઉંમરે યોગ્ય વાચન પૂરું પાડવાની યોજના એમની કુતૂહલતાને પોષે છે ને વધુ જિજ્ઞાસા પણ જગાડે છે. આ પુસ્તક પૂરું કરીએ ત્યારે આજુબાજુની સૃષ્ટિમાંથી ન સમજાય તેવી અનેક વસ્તુઓ દૃષ્ટિ સમક્ષ ખડી થાય છે, એટલે એ રીતે જોઈએ તો

છે અને ગાંધીજીની છાયામાં રહીને પોતે પણ કેવી સાર્થકયતા અનુભવે છે તેની આ પુસ્તકમાં વિકાસ-કથા જરાય આડંબર વિના રજૂ થાય છે. શ્રી વિનોબા ભાવેએ આ પુસ્તકની પ્રસ્તાવના લખીને પુસ્તકનું અને લેખકનું ગૌરવ વધાર્યું છે તે પણ પુસ્તકની બહુમૂલ્યતામાં ઉમેરો કરે છે.

ખેતી અને ગોસેવા માટે જિંદગીભર ઝઝૂમનાર ગાંધીજીના આ અંતેવાસી સાબરમતી અને સેવાગ્રામ આશ્રમમાં ગાંધીજીની છાયામાં રહીને જે નિરાડંબરી વિકાસ-વર્ણનો કરે છે અને વિચારસરણી રજૂ કરે છે તે માટે ગાંધીજીને બધો યશ આપે છે તે લેખકનો સહેજે-નિરભિમાની સ્વભાવ. દર્શાવે છે. ગાંધી સાહિત્ય આ રીતે વધુ ને વધુ સમૃદ્ધ થતું જાય છે, અને જે ખૂટતી કડીઓ સાંપડે છે તે ખરેખર આપણા સમગ્ર રાષ્ટ્રની ગૌરવવાત કહેવાય શ્રી. બળવંતસિંહનું આ નવુ પુસ્તક એ સાહિત્યમાં વધારો કરનારું એક વધુ સમૃદ્ધ પુસ્તક બનશે તે નિર્વિવાદ છે.

### તીરંદાજ લી :

[ સંપાદકો : વુ ચી-યાઓ; ફેન્ગ જો-મેઈ ચિત્રકાર : ચેન મેઈ-હુઆ. અનુ૦ મહેન્દ્ર મેઘાણી. પ્રાપ્તિસ્થાન : લોકમિલાપ કાર્યાલય, ભાવનગર. રૂ. ૦/૨૫. ]

ચીની લોકકથાને ચીની ચિત્રકારે સચિત્ર ચિત્રવાર્તા બનાવીને ભાઈ શ્રી મહેન્દ્ર મેઘાણીએ ગુજરાતી બાળકો માટે ગુજરાતીમાં ઉતારી આપણા આછા-પાતળા ચિત્રકથા સાહિત્યમાં એક સુંદર અને ગણનાપાત્ર ઉમેરો કર્યો છે.

'ઉગા મહેતાજી' અને 'ચાંગ અને ચતુરા' એ બે સચિત્ર ચીના લોકવાર્તાની ચોપડીઓ અહીં તૈયાર કરતાં મોંઘી પડેલી એટલે આ પુસ્તિકાનું ચીનમાં જ ગુજરાતીમાં મુદ્રણ કરાવીને પેકિંગના વિદેશી ભાષા પ્રકાશન ગૃહે છાપીને મોકલી છે એટલે ગુજરાતીમાં આટલી સસ્તી મળી શકે છે તે માટે અનુવાદક અભિનંદનના અધિકારી બની છે. વિશેષ આવું સમૃદ્ધ સાહિત્ય ગુજરાતને મળે તે જરૂરી પણ છે.

આપણાં બાળકોને ચિત્રમય વાર્તા-સાહિત્ય અત્યારે ધીમે ધીમે મળતું થયું છે તેમાં 'તીરંદાજ લી' જેવી બાળકોને સાહસિક બનાવતી કથા સારી રીતે આવકાર્ય ગણાશે.

### નારીકુંજ :

[ લે. વિદ્યાબેન નીલકંઠ. પ્ર. ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ. રૂ. ૧/— ]

આપણાં વયોવૃદ્ધ વિદુષી અને સન્માન્ય નારી શ્રી વિદ્યાબેન સ્ત્રી-પ્રવૃત્તિનાં પણ સાચાં પ્રેરેતા હોઈને તે વિષે અભ્યાસપૂર્વક લખી શકે એ નિર્વિવાદ છે. સ્ત્રી-વિષયક લેખોનો આ સંગ્રહ એટલે જ બહુમૂલ્ય બન્યો છે. તેમાં જે જે વિવિધ વિષયોના લેખો છે તે દરેક બહેનોને ઉપયોગી અને નવી દૃષ્ટિ આપે તેવા હોઈને તેનો એક યા બીજે રૂપે જીવનમાં ઉપયોગ પણ થઈ શકે તેમ છે. સામાજિક કાર્ય કરતાં કરતાં તેમને લાધેલી સાચી દૃષ્ટિનો આ આખા પુસ્તકમાં પરિપાક છે. તેમાં સાહિત્ય છે, જ્ઞાન છે, સલાહ છે, ચરિત્રો છે અને નિત્યનું ઉપયોગી દર્શન પણ છે.

શ્રી વિદ્યાબેનના આ ઉપયોગી લેખોનું પુસ્તક દરેક બહેનોને માર્ગદર્શક હોઈ વસાવવા વાંચવા પ્રેરશે જ.

### અખેગીતા :

[ સં. વિષ્ણુપ્રસાદ ર ત્રિવેદી : વ્રજરાય મુ. દેસાઈ પ્ર ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂ. ૧/૫૦. ]

આપણા મધ્યકાળના ગુજરાતી કવિઓમાં અખાની એક વેદાન્ત કવિ તરીકે ગણના થાય છે જીવનમુક્તિની એ સાચી દિશા તરફ ઊંડા અભ્યાસપૂર્ણ કેનું પગલું એક અખાએ જ ભર્યું છે. તેનામાં રહેલી નીડરતા આપણા કોઈ કવિમાં ભાગ્યે જ હતી.

આપણા એ કવિએ લખેલી 'અખેગીતા' આપણા બે વિદ્વાનોએ સંપાદિત કરીને વિદ્યાર્થીઓ અને અભ્યાસીઓ માટે તૈયાર કરી છે તે એક સ્તુત્ય પગલું કહેવાય પ્રવેશક, પરિશિષ્ટ અને ટિપ્પણો સહિતની

આ અખેગીતાની આવૃત્તિ દરેક અભ્યાસુઓને ઉપયોગી થઈ પડશે એ વિષે બે મત છે જ નહિ. આ રીતે આપણા જૂના કવિઓના વારસાને મૂર્ત કરવાનું સ્તુત્ય પગલું પ્રકાશકે ભરીને સાચી સેવા જ કરી છે.

### પીળું પાનું :

[ લે. મનુભાઈ જોધાણી. પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. રૂ. ૧/— ]

ઓછું ભણેલાંઓ જલદી સમજી શકે અને પ્રૌઢ વાચકોને વાંચવામાં સરળતા રહે એવી સમાજશિક્ષણ ગ્રંથાવલિના બીજા સેટના આ નવમા પુસ્તકની એક વરસ જેટલા ટૂંકા ગાળામાં જ બીજી આવૃત્તિ થાય છે તે જ તેની વાચનપ્રિયતા દેખાડે છે. વાચકોને દરેક રીતે દરેક જાતના રસ પૂરા પાડતા આ પુસ્તકની સાતેય વાર્તાઓમાં માનવતાના સદ્દંશનો જે ભર્યોભર્યો આદર દેખાય છે તે બીજી બહુ ઓછી વાર્તાઓમાં આપણે જોઈ શકીએ છીએ. આપણી લોકકથાઓની અનુભવી લેખકની કલમથી થયેલી આ ફેર-માંડણી આપણને આપણા તે સાહિત્યનો સારો એવો પરિચય પણ કરાવે છે. આપણા સાહિત્યનો એ અમર વારસો આવી રીતે આપણા તે વિષયના નિષ્ણાતો પાસેથી મળતો રહે તો જરૂર તેની ઉપયોગિતા પણ વધે. આ પુસ્તકની સાતેય વાર્તાઓ કહેવી, વાંચવી ને સાંભળવી ગમે તેવી છે એ જ આ પુસ્તકનું મૂલ્ય વધારે છે.



## કલકત્તા વિદ્યાપીઠનું આસુતોષ કલામંદિર

ભારતના એક મહાન વિદ્વાન આસુતોષ મુકરજીના સ્મરણાર્થે, કલકત્તા વિદ્યાપીઠે, ૧૯૩૭માં ભારતીય કળાના સંગ્રહ અર્થે –ખાસ કરીને બંગાળની કળાના સંગ્રહ અર્થે–એક કળા મંદિર સ્થાપ્યું હતું.

આ કળામંદિર પાષાણયુગનાં સાધનો, જેવાં કે બાંકુરા, બાંગરા અને તમલુકમાંથી મળી આવેલી કુહાડીઓનો સંગ્રહ ધરાવે છે. આ વસ્તુઓ પ્રાચીન યુગમાંની બંગાળની સંસ્કૃતિની ઝાંખી કરાવે છે. બંગાળ અને ઓરિસ્સાની લોકકળાનો વ્યાપક સંગ્રહ છેસ્માં બે હજાર કે તેથી વધુ વર્ષોથી પૂર્વ ભારતની કળા સાથે જળવાઈ રહેલા સતત સંપર્કની એક મહાન સિદ્ધિ પૂરવાર કરે છે. આજે આ સંગ્રહની કિંમત લગભગ ૩૦ લાખ રૂપિયા કરતાં પણ વધુ થાય છે. વિદ્યાપીઠે જ રૂ. ૩૦ હજારની કિંમતની વસ્તુઓ એકઠી કરી છે.



૧૯૩૮ થી ઐતિહાસિક સ્થળોનું ખોદકામ હાથ ધરાઈ રહ્યું છે. બંગાળના ઇતિહાસ ઉપર આ ખોદકામે નવોજ પ્રકાશ પાડ્યો છે ચંદ્રકેતુગઢ ખાતે ખોદકામ હાથ ધરવામાં આવ્યું હતું. આ ખોદકામને પરિણામે મૌર્ય પહેલાંના માનવ વસવાટની ઝાંખી કરાવી છે. એકત્ર કરવામાં આવેલાં અવશેષો મૌર્ય વંશથી ગુપ્ત વંશ સુધીનો ઇતિહાસ રજૂ કરે છે.

સુંદરબનમાંથી મળી આવેલા તામ્રપત્ર જેમાં રથ ઉપર બેઠેલા વિષ્ણુની મૂર્તિ છે, તેના ઉપર ઇ. પૂ. ૧૧૯૮ લખેલું છે. બારીસલમાંથી મળેલી શીત્ર લોકેશ્વરની કાંસાની મૂર્તિ અગ્નિ એશિયાની કળા અને શિલ્પકળાના અભ્યાસ અને વિકાસનું મહત્ત્વનું સાધન પૂરું પાડે છે.

સુદર્શન ચક્ર, ગુરૂડ પરની વિષ્ણુના મૂર્તિ જેવી કાળા પથ્થરની અલભ્ય મૂર્તિનું ઉપર ચિત્ર છે. નટરાજ તરીકેની વિષ્ણુની આ પ્રકારની એક જ મૂર્તિ જોવા મળે છે. (ઇ. સ. ૧૦૦૩).

## તમે જ્યાં જાવ ત્યાં...
## સર્વત્ર સુવાસ ફેલાશે



ઠંડી મીઠી ખુશબોવાળું
'કેશા' તમારા માથામાં
નાંખેલું હશે તો તમે જ્યાં
જશો ત્યાં જરૂર વાતા-
વરણ મહેંકી ઉઠશે.

વાળને ખરતા અટકાવવાનો
ખાસ ગુણ ધરાવતું આધુનિક
કેશતેલ

# કેશા




સોલ ડિસ્ટ્રીબ્યુટર :
**એમ. એમ. ખંભાતવાળા**
રાયપુર,.... અમદાવાદ-૧.
ટે.નં.૫૧૮૦૨

અંક ૧૨, માર્ચ '૫૯ | 'ઊર્મિ' : વર્ષ ૨૯
સળંગ અંક : ૩૪૮ | 'નવરચના' : વર્ષ ૨૩
સમાજમાં મરમાર અને | સાહિત્ય પ્રેરતું સામયિક



## ક્રમ

૧૪૨૮૪



## સૂચના

* લવાજમ વરસનુ : સાડાસાત રૂપિયા
  વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે
* વી પી થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરાં સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવુ.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણુ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલુ ને સરનામુ કરેલું પરબીડિયું બીડવુ જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનુ સરનામુ :–

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ,
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

## ઘ . . . . . . . સંતોષનું સુખ

વિજ્ઞાનયુગમાં જીવતા માનવીના મનની જાણે મર્યાદાઓ બંધાઈ ગઈ છે. વિચારવાની, આચરવાની, મનની વિશાળતાની, સ્વભાવની ઉદારતાની એવી કેટલીય શક્તિઓ આડે જાણે પાળ બંધાઈ ગઈ છે. એ બંધનમાં રહીને જાણે પોતે આઝાદ છે તેવું નક્કી કરી બેસે છે. પ્રેમની વાત પણ તેવી જ છે. માણસ પ્રેમ કરે છે; ખૂબ પ્રેમ કરે છે. પણ ત્યાંય પેલી મર્યાદાનું વર્ચસ્વ કમ નથી હોતું. માણસ પ્રેમ માપવા દોડે છે ત્યારે જ સાચો પ્રેમ ગુમાવી બેસે છે. પ્રેમની માપણી જેમ નથી થઈ શકતી તેમ સરખામણીય નથી થઈ શકતી. જગતનાં અમર પ્રેમીઓની હેસિયતથી આપણે પ્રેમ તો કરીએ છીએ. પણ આપણા પ્રેમનો દેખાવ, દંભ, દાખડો ખરેખર ખતરનાક હોય છે. પ્રેમ માપવાના યંત્રની શોધ થાય તો ય એમાં માનવપ્રગતિ નહિ જ દેખાય. મનની ઊંડી ધગશ અને પ્રેમની અમાપ શક્તિ વિના માનવી ખૂબ વામણો જ લાગવાનો, એ ક્યારેય જાતની કે જગતની પ્રગતિને દીપાવી ન શકે. એટલે જ સાચું કરવાનું કામ તો માણસનાં દિલ-મન બહેલાવવાનું છે. તે એક થાય એટલે માનવી વલખાં મારવાં છોડીને કંઈક સંતોષની લાગણી અનુભવશે. સંતોષ જેવી સુખની બીજી કઈ ચાવી હોઈ શકે? સંતોષી નર સદા સુખી એ કહેવત અનુભવની એરણ પર ઘડાયા પછી જ આવી છે એ આપણે સ્વીકારીએ તો ઘણાં દુઃખો ઓછાં થઈ જાય.



તંત્રીઃ [illegible] ● સંપાદકઃ જયન્ત પરમાર

અંક ૧૨, માર્ચ '૫૯ 'ઊર્મિ' : વર્ષ ૨૯
સળંગ અંક : ૩૪૮ 'નવરચના' : વર્ષ ૨૩





સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
૬૪, ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રિજ
**અમદાવાદ, ૧**

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ૬૪, ગાંધીરોડ, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદ, ૧
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, ફત્તેહભાઈની હવેલી, રતનપોળ, અમદાવાદ.

'પતીલ'

## હેન્રી એલિગને

આંતરરાષ્ટ્રીય સંસ્કારભાવના તેમજ પાડોશધર્મની ઊંડી લાગણીઓથી સભર 'Question'ના સર્જકની યાતનાઓ ઉપર તનકીદી કાવ્ય વિશેષ માહિતી માટે જુઓ પ્રસ્થાન માસિકના માગશર અંકમાનો રામુ પંડિતનો લેખ.

કોણ જાણશે વેદના તારી ખરી
'પ્રશ્ન' આજ જગાવે મહા કરુણા;
વીર હેનરી એલિગ જ્યાં તું વસે
તારી હાલત શી અફસોસ હશે ?
મોતથી વધુ ભીષણતા કપરી
સરજે ગૃહ નિષ્ઠુર જુલ્મતણા.

કચો ઝાલિમ મૂઢ નહીં પીગળે
તુજ કેદ તણો ઇતિહાસ સુણી ?
શ્રુતિ પંથ પરે ઘણુ તીવ્ર પડે
આંખ માનવતાની ન કાં ઊઘડે ?
એક સંસ્કૃતિ આખી વૃથા પ્રજળે,
બદનામી વહોરી લઈ ખમણી.

ફ્રાન્સ ! તારી રહી સહી ઉજ્જવલતા
કયમ હાથે કરી ખોઈ નાખે અરે ?
યાદ આણે ગિલેટીન પૂર્વજનાં,
ક્રૂર સોદા છૂપા જીવતા નખના;
વધુ એથી બીજી શીય પાશવતા,
હક જે ગુણીઓના હલાક કરે ?

સારા વિશ્વમાં આગવું સ્થાન વરી
તુજ ભોગ વિલાસ તણું ઝરીએ
ન કશું પણ પુણ્ય વરે ખપતું,
હમદર્દી તણા હૃદયે વસતું;
અનુભૂતિ તણી જડ લુપ્ત કરી
ચઢવું કોની નપેત બરાબરીએ ?

શબથી વધુ દાહક ત્રાસ ખમે
નર એક મહાન શહીદ થતો;
જકડાયલી આકૃતિ નગ્ન સહે
સહુ જુલ્મ છતા નવ કાંઈ કહે :
કર ધોઈ લીધા દમતા હુકમે
નહીં ભેદ છતાંય કશો ખુલતો !

વપુ તારું અને તુજ આત્મ રચે
અતિ પાવન, ભવ્ય કથા ગૂંથણી,
નિજ છાજતી મૂક સુવાસ વડે
પુરતી નહીં જેહની ક્યાંય જડે !
પર શૃંખલાથી હરે મુલ્ક ખચે
એજ અંજલિ સાંપ્રત હિંદ તણી !

✶

જેઠાલાલ ત્રિવેદી

## જાળવું માનવીત્વ

ભલે રહ્યો હું લઘુ ખંડ લોહનો,
જોજો, મને પારસ ! સ્પર્શશો ના;
લોખંડ રૂપે થઈ વજ્ર-કોટ,
ઝીલી ઝીલી લાખ પ્રચંડ ચોટ
કોઠાયુદ્ધે કઠોરે, જતન કરી મહા જાળવું માનવીત્વ.

✶

'પારાશર'

## કમલને અન્યોક્તિ

તરુણ વય વિકાસે, મિષ્ટ રાગે, પરાગે,
કમલ ! ભ્રમરને તું બાંધવાને મથી લે.
અભિગત પરમાર્થે માનસાર્થી મરાલ
તુજ વશ ન થયો તે ખેદ મિથ્યા તજી દે.

✶

શેખાદમ આબુવાલા

## ત્રણ મુક્તકો

### એવો સળગું છું

એવો સળગું છું, એવો સળગું છું.
જાણે ઠંડી અહીં હવા જ નથી!
આ જુદાઈનો રોગ વસમો છે,
ચાંદની રાત પણ ઈલાજ નથી.

### ખુશનસીબી

હુંય કેવો છું ખુશનસીબ જુઓ!
મારી કલ્પિત કથાને સાર મળ્યો:
સાત સમદરને પાર વસનારી
એક સોનલ પરીનો પ્યાર મળ્યો!

### સ્મૃતિ

દૂર પશ્ચિમથી આવતી ખુશ્બૂ
તારા પાલવની યાદ આપે છે;
આ લપાતા પવનની ખામોશી
તારા પગરવની યાદ આપે છે.



'મીનપિયાસી'

## શિયાળાની સવાર

વહેલી સવારે બારીએ મારી,
જોઉં શિયાળાની જાય જે સ્વારી,
ગોદડી વીંટી અંગને ઢીલી,
  માણતો બેઠો ટાઢ હું શીળી,
વાયરાનું ઝીણું વાયલ ઓઢી,
વનરાજી ઊભી સવારે બ્હીલી,
હળુ હળુ હલે પાંદડાં પેલાં,
  નાચતાં ડેલે દાર શું ઘેલાં?
મારગે ચાલે જોડમાં ચીલા,
ક્યાંક પડેલાં પાંદડાં પીળાં.
ડાળને ચોંટ્યાં કૈંક જે લીલાં,
  દૂર ક્ષિતિજે ડૂબતી ભાળી,
રજની પીંછે કેશથી કાળી,
  તડકો દેતો પાંદડે તાળી.
ખુશી ખુશી થતી ડોલતી ડાળી,
  જગાડવાં નથી કોઈને જાણે,
ચાલતો ધીમે સૂરજ વહાણે,
  ધૂળની ઝીણી ઢગલીઓમાં,
    કિરણકેરી પગલીઓથી,
  અંધારાંને વીણતો જાતો.
  રંગ સોનેરી ક્યાંય ન માતો,
પડછાયાનું પોત મેં પેખ્યું.
શ્યામળ જાણે જ્યોતશું દેખ્યું—
  અજવાળાંને ઓળખવાને
  અંધારું શે જાય ઉવેખ્યું?
  ભરે ઉચાળો આજ શિયાળો,
  પગલાં છેલ્લાં પાડતો હાલે.
  ઊર મારું આ ખાય ઉછાળો,
  ઊઠતું બોલ્યું બારીએથી કે,
  'કાલ વાસંતી વાયરો વાશે,
  કોયલ પંચમ સૂરથી ગાશે.
  મંજરીઓમાં મનડું ન્હાશે...'
  વહેલી સવારે બારીએ મારી
જોઉં શિયાળાની જાય જે સ્વારી.



રતિલાલ-અનિલ

## પ્રેમ?

બે નજર આ શું મળી!
એકે નહીં પાછી ફરી!
ઊતરી ગૈ અંતરે બસ સોંસરી.
હું હવે નિરખું તને તારી નજરથી
ને એમ તુંયે નિરખતી....
કોઈને તેની જ નજરે જોવું એ શું પ્રેમ?








### સુખની ગુરુચાવીઓ ટીપાતી જાય છે

જીવન જાણે તાકીદની અવસ્થામાંથી વહી રહ્યું છે. આધુનિક સબળ પદ્ધતિઓ વડે લોકો નજદીકની ફિકર વધારે રાખતા થયા છે, દૂરની વાત એમને સાંભરતી નથી, કોઈ બતાવે તો જોવી નથી. થોડા વખતમાં મહિનાનો અંદાજ કાઢવાને બદલે આપણે અઠવાડિયાનું જ વિચારતા થઈશું અને તેમાંયે કેટલુંક તો મુલતવી રહેશે. યુદ્ધ આવશે કે નહિ, નેહરુ ક્યાં સુધી જાળવી શકશે. વિજ્ઞાન ક્યાં ઘસડી જશે, ધર્મ હવે કેવોક પલટો લેશે, રાષ્ટ્રીય કરજદારી ક્યાં સુધી વધશે, વસતીવધારા ઉપર નિયંત્રણો ફરજિયાત થશે કે નહિ—એવા મોટા વિચારો ઉપર આપણે ચર્ચા વિચારણા ચલાવીએ છીએ તો ખરા, પણ તે વખતે મનમાં એવો ખ્યાલ રહે છે કે જેમ ચાલે છે એમ જ ચાલવાનું છે! જે મહત્ત્વનું છે તે તો ખાધા-ખોરાકીના ભાવ ઘટે છે કે નહિ, મોંઘવારીભથ્થું કેટલું મંજૂર થયું, બસગાડી આપણા માર્ગ ઉપર કેટલી વધી, ઇન્જેક્શન લેવા ક્યારે જવાનું છે, આ માર્ગે કેટલું ધન મેળવ્યું, કેટલા ગુનામાંથી વગર ઝીવાયે છટકી શક્યા!

કોઈ ઇતિહાસ ખોળે છે, કોઈ વિજ્ઞાનની સહાય સામે ધરે છે, કોઈ ધર્મનો અવાજ બુલંદ કરે છે. એ સહુને માનવીનાં સુખ કાયમ કરવાની ધગશ છે એ બધા પાસે સુખની ગુરુચાવીઓ છે, પણ આજની દુનિયાને એ સાંભળવા માટે ઊભા રહેવાનીયે ફુરસદ નથી. આપણા દેશમાં તો એ બધી ફિકર રાજ્યે પોતાને માથે ઓઢી લીધી છે, એટલે લોકોને જાણે કંઈ કરવાપણું રહ્યું નથી. ભિખારીને પૈસા આપતાંયે પડખેનો અજાણ્યો આદની કચવાય છે કે ખોટી પ્રથાને ઉત્તેજન આપવાનું પ્રયોજન શું! રાજ્યની જવાબદારી માથે લેનાર આપણે કોણ!

સરકારને તો ખૂબ જ ધગશ છે. એમને આ દેશના કરોડોનું હિત હૈયે ઉભરાય છે અને એમની પાસે જે થોડાં વર્ષો કુદરતે આયુષ્યનાં આપ્યાં છે એમાં ઘણું કામ કરવાનું એમને પુષ્કળ ભાન છે. એમની પાસે સત્તાનું સાધન છે અને એ વાપરવાની ફાવટ આવી ગઈ છે. એ પોતાનો લાગવગવિસ્તાર કરતી જાય છે.

મોટાં કારખાના દેશની સેવામાં તત્પર રહેવા ધમધમી રહ્યાં છે. ને પદયાત્રાઓ એવી જ ધગશમાં આગળ વધી રહી છે. એ બધાંનો આદર કરતાં કરતાં માનવી તંગ આવી ગયો છે. એના મનમાં ધડભાંજ ચાલે છે કે ઇતિહાસનો બોધપાઠ મને શીદ સંભળાવો છો, એ ભૂલોની પરંપરા સાંભળી હું છું તેથીયે વધારે નિશ્ચયહીન થતો જઈશ. આ વિજ્ઞાન સામેની ભડક મારી સામે શું કામ ખડકી રહ્યા છો, મારામાં વૈજ્ઞાનિક ઢબે જોવા વિચારવાનું આવતુ હશે તેય ટળી જશે. એ ધર્મનાં ક્રિયાકર્મો ને પુરાણોનાં ઉદાહરણો સાંભળી આધુનિક માનવી દ્વિધામાં પડ્યો છે, શું ભક્તિરસ વધારતા જવાથી સહુ આફતો ટળી જશે! સરકાર સામે એણે ક્રાંતિની આશાએ જોયું, પણ જેમ ચાલે છે એમ જ ચાલતું તંત્ર જોઈ એ વિચારમાં પડી ગયો છે. દરદી હું છું કે મારો ઇલાજ કરનારા આ બધા! ઉપચારની જરૂર કોને છે!

### ક્રાંતિનું સોણલું સરી ગયું.

આપણે ત્યાં રાજકીય ક્રાંતિ આવી તેના મંથનમાં







જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં ક્રાંતિ દેખાઈ, એને દોરનાર ગાંધીજી પણ દેખાયા. આજે સમજાય છે કે રાજકીય સ્વાતંત્ર્ય આવ્યું તે સાથે એના હરખમાં પેલી ક્રાંતિ દબાઈ ગઈ. લોકોએ એક સ્વપ્ન જોયું, પણ એની ઝાંખીમાંથી ચિત્રનો ઉઠાવ ના થઈ શકયો. સહુ કોઈ નવી વસાવેલી સ્વાતંત્ર્યદેવી કને દોડી ગયું, એની કૃપા મેળવી રહ્યું ને સંઘરી રહ્યું. એ મંદિરે દોડી જનારા કોઈ બબડતા ગયા, કોઈ ફરિયાદ કરતા ગયા, કોઈ મનમાં અજંપો લઈને ગયા. પણ એનાથી અંજાઈને રહ્યા. કોઈએ રસ્તે મુકામ નાખ્યા કે ચકરાવો મોટો લીધો. પણ નવી દેવીની આગળ એમણે નૈવેદ્ય ધરવા માંડ્યાં ને એના પૂજારીઓની આળપંપાળ કરવા માંડી.

ગાંધીજી હોત તો? પણ એ પ્રશ્ન નકામો છે. દેશના ભાગલા વખતે એમણે જ પોતાની શક્તિનું માપ કાઢી જોયું હતું. ઈ. સ. ૨૦થી ૩૦ સુધીનો ગાંધી જુદો હતો, ત્યારે એને ક્રાંતિનું સ્વપ્ન લાધ્યું હતું. પછી તો એ ઘા રુઝવતો, થાકે પાડનારો, સમાધાનો ખોળતો થઈ ગયો. 'ઈશ્વર તું મને બોલાવી લે, એમ એની પ્રાર્થનામાંયે આવી બેઠું. સ્વરાજની દેવી પ્રગટ થયા પછી એની હસ્તી પર પડદો સરી ચૂક્યો હતો, અને જગાવેલી માનવક્રાંતિ ઉપર તો તે પહેલાં અણદીઠાં આવરણ ઊતર્યાં હતાં.

એમના પછી એમની કેડીએ ચાલનારા તો નીકળ્યા, ઘડીક પેલું ભવ્ય સ્વપ્નું ઊગ્યું, પણ ઊગ્યું તેવું સરી પડ્યું. જયપ્રકાશના હાથમાં એ ના ઝીલાયું, વિનોબા એને ખોળવા મથ્યા પણ કપાઈ ગયેલા પતંગનો દોર એમના હાથમાં ના આવ્યો. પેલી નવી દેવીનું આકર્ષણ જોર કરી ગયું. એના પૂજારી ભાવવા લાગ્યા.

ને એમ ભારતની, એશિયાની જગતની ક્રાંતિનું મોજું સીમાડે દેખા દઈને પાછું ફરવા જતું રહ્યું—પાત્રની શોધમાં સ્તો!

### લાલ વાવટો લોકક્રાંતિનો નથી

એ ક્રાંતિ કઈ?

ના, એનું ચિત્ર કોઈ કને નથી. કોઈના મનની સુષુપ્ત અવસ્થામાં એની ઝંખના થાય છે, પણ આકાર મળતો નથી. કોઈ એ ક્રાંતિનાં લક્ષણો જણાવે છે ત્યારે એની નજર આગળ ભૂતકાળના સ્વામીઓ બુદ્ધ ને ખ્રિસ્ત ઘૂમી રહે છે, એમનાથી વિખૂટા થવાતું નથી. માર્ક્સ એ પકડમાંથી છૂટી શકયો ત્યારે એણે સાધનનો હથોડો જ ઘડી આપ્યો, એકલા યંત્રનું બળ જોયું ને એને સત્તા સોંપી. એણે ક્રાંતિને લોહીમાં રંગી દીધી. શોષણખોરોની સામે ઊભેલી જમાત પોતાનું સર્વસ્વ ગુમાવી યંત્રરૂપ થઈ ગઈ, ને એ જ શોષણ કરતી ચાલી. દુનિયાભરમાં સૌથી વિકૃત શોષણ હોય તો અણુઘોનું ને વચનદ્રોહીઓનું, શસ્ત્રખોરોનું. એ ક્રાંતિ હતી? ના, ક્રાંતિનો આભાસ હતો, વ્યંગ હતો. વંચના હતી ને છતાંયે એ આગળ ધપે છે કારણ કે શોષણના નવા અધિકારીઓનું ખુન્નસ એમને મળ્યું છે. ઇસ્લામ નવો હતો ત્યારે એના ખુન્નસની તલવાર સ્પેનથી ચીન સુધી ફરી વળી હતી. એમ માર્ક્સનો હથોડો એથીય વધારે પ્રદેશમાં ફરી વળવાનો!

પણ એથી શું જગતમાં ક્રાંતિ થઈ કે થવાની? ના, એ ભ્રમ છે. સામ્યવાદી દેશો કયાંય નથી, જે છે તે એવી સરકારો છે. એ છે લોખંડી યંત્રનો સાથ લઈ એના વડે જામી પડેલું લોખંડી તંત્ર. માર્ક્સની શોધ હોય તો તે માણસની નબળાઈ પારખવાની: માણસ કયાં લાચાર છે તે એણે પારખી લીધું. નવી નવી શોધોથી માણસ હરખાયો તે એણે જોયું, એ શોધો પૂરી પાડનાર યંત્રો અને યંત્રની પાછળ ઊભેલો નવું શિક્ષણ લઈ રહેલો લાખો કરોડો એક એવો માણસ જોયો. ને એમ બિરદાવી નવો શોષણખોર બનાવવાની કેડી એણે દોરી આપી.

એ સામ્યવાદીઓમાં પક્ષની શિસ્ત વિના સ્વભાવનું બીજું નિયંત્રણ નથી, એમને મન બીજો કોઈ દોષ નથી. નવા ખુન્નસનાં કયાંથી હોય! એમને તો હથોડો લઈને જગતને માથે ઠોકવો છે. કેરલામાંથી એ આંધ્રમાં જશે. ઓરિસ્સા ને બંગાળમાં જશે, કલકત્તા મુંબાઈમાં જશે. નવી ચૂંટણીઓ આવવા તો દો, નગારાં વાગી રહ્યાં છે.



### જગત હજુ ક્રાંતિથી દૂર છે

આવી ખુન્નસ સામે ટક્કર ઝીલવાની કોઈ તાકાત નથી રહી કારણ કે આપણને ઐશ્વર્ય મેળવવાની લગની વધારે છે, એ ઐશ્વર્યમાંથી સલામતી શોધવાની ચિંતા કાળજાં કોરી ખાય છે. અવનવાં શસ્ત્રો વડે ટકી રહેવાની ભમણા ચાલી રહી છે, નવી ક્રાંતિ હોઈ શકે એટલું પૂછવાની કે વિચારવાની ઘડી જાણે જગતમાં હજુ ઊગી નથી!

પરન્તુ, આજના સમાજોને સાહભપકા વિના ચાલતું નથી. દરેક દેશ પોતાની સરકારને છડી ચામર વડે ઓળખવા મથે છે. અને બદલામાં સરકારો બંદૂક તોપ વડે દેખા દે છે. સામ્યવાદી સરકારો એની હરીફાઈ ચૂકતા નથી. જેવું રાજ્યને, તેવું સમાજોને. એમનેય *જીવનનો સંતોષ સેદ્ધાંતિક પ્રશ્નોમાંથી કે શોધખોળ* સંગ્રહમાથી મળે છે. એવા આપણા મનની ભૂમિકા વિસ્તરીને આધુનિક દુનિયા સર્જી રહી છે.

આપણે સંસ્કૃતિનો વારસો, ભૂતકાળનું ગૌરવ, ઇતિહાસનો બોધપાઠ, ધર્મનો માર્ગ એ બધું એકવાર મેજ પરથી હટાવી બાજુ પર મૂકીએ. એમ મૂકવાથી એ ગુમ થઈ જવાનો ભય છોડી દઈએ અને નવેસરથી માનવીનું હિત વિચારવા લાગીએ. એનો કેવો ઉછેર, કેવું શિક્ષણ, કેવી જરૂરિયાત, કેવો સ્વભાવ, કેવી મર્યાદા—એ બધું શોધવા લાગીએ. કોઈ અમુક દેશ કે કોઈ અમુક પ્રજાની આ વાત નથી. આવતી કાલે શું થવાનું છે, કેવા સંજોગો છે, વસ્તુ શું છે ને ઉણપ શેની છે એ વાતો ટાળીને આપણે વિચારી શકીએ ખરા? ઘડીભર માનો કે બધા અનુભવો ભૂલાઈ ગયા છે, જ્ઞાન વિલીન થયું છે, વિજ્ઞાન અદૃશ્ય થયું છે, સરહદો ભૂંસાઈ ગઈ છે, કાયદાઓ દટાઈ ગયા છે, શસ્ત્રો ખલાસ થઈ ગયાં છે, ને 'માગો ને મળશે'-વાળી શ્રદ્ધાથી નવી શરૂઆત કરવા બેસીએ, ત્યારે માણસ શું માગશે? એના મનોરથ શા છે? કેવું જીવન એ ઇચ્છે છે? ત્યારે સમજાશે કે માનવીને આજની દુનિયાનો થાક લાગ્યો છે કે નહિ, ક્રાંતિ ખપે છે કે નહિ, મુક્તિ જોઈએ છે કે નહિ!

એક વાર તો જે ઐશ્વર્ય ગોરી પ્રજાએ માણ્યું છે તે નવાં રાષ્ટ્રોનેય ખપશે—પછી ભલે એમાં વિપદાઓ આવે. રાજકીય સ્વતંત્રતાની દેવી આગળ એ પોતાના શરીરને ભાંગવા દેશે, મનને કલુષિત થવા દેશે, યંત્રના સેતાનને એ રાજીખુશીથી પોતાની જાતને વેચી દેશે. 'અમે પણ હાંસલ કરી શકીએ એમ છે,' એ લઘુગ્રંથિથી છૂટવા કાજે આંધળિયા કરી દોટ મૂકશે. હથોડા સંસ્કૃતિને સૈકો બે સૈકાનો આમ પરવાનો મળી રહેશે.

એનાં બે કારણો છે: યુરોપઅમેરિકા પોતાનો રાહ બદલે એમ નથી કે જેથી એશિયા આફ્રિકા ચેતે ને થંભી જાય યુદ્ધ એક જ સાધન છે જે એમની સાન કદાચ ઠેકાણે લાવે અને તે નિવારવા વધારે મહેનત કરી રહ્યા હોય તો તે આપણે પછાત દેશવાસીઓ છીએ. આપણને ડર છે કે એમની ભેગા કદાચ આપણા ભુક્કા ઊડી જશે, ઐશ્વર્યનાં સોણલાં ઓગળી જશે ને સંસ્કૃતિનો વિનાશ થઈ રહેશે. બીજું કારણ છે લખચોરાસીમાંનો એ ફેરો આપણેય પૂરો કરવાનું, આપણે હાથે એનો દિગ્વિજય પૂરો કરાવવાનું. ત્યાં સુધીમાં વિજ્ઞાન એની સોળે કળાએ પ્રગટી રહેશે ને એનું ફૂલ ત્યારે પાકીને ખરી પડવાને લાયક થયું હશે ત્યાંસુધીમાં આપણે કરવટ બદલ્યું હશે ને યાંત્રિક સાધનોનો નશો ઊતર્યો હશે. ત્યાંસુધીમાં માનવીએ ક્રાંતિનુ ભવ્ય દર્શન કરી નવી જીવનદૃષ્ટિ મેળવી હશે. જીવનના હેતુઓને—ન રાજ્યં ન સ્વર્ગં ન પુનર્ભવમ્' કે બીજા—એ એણે નિર્માણ કર્યા હશે, એની પદ્ધતિઓ ખોળી હશે

### બલિદાનો અનિવાર્ય છે

માણસને મન મળેલુ છે, એનો એ સ્વામી બની શકે તેમ ગુલામ પણ થઈ રહે. બીજી સ્થિતિ સરળ છે સુલભ છે, એમાં પ્રયત્ન કે પુરુષાર્થની જરૂર નથી. એમાં ઘર્ષણો ટાળવાની વાત છે. સ્વેચ્છાથી મન ઉપર અંકુશ મેળવવો અથવા પ્રકૃતિ ઘોડી ઉપર લગામ ચડાવવી એ આદેશ ઘણા ધર્મોએ માનવીને

સૈકાઓથી આપણે પણ એનું બળ સર્વદેશે સર્વકાળે અંકાયું નથી, હાથમાં દોર આવતાં આવતાં સરી જાય છે.

એ દોર પાછો હાથમાં લેવા માણસે ભારે પ્રયત્ન કર્યો છે, ભવ્ય કુરબાનીઓ આપી છે, એ ફાવ્યો છે ને પછડાયો છે પણ ખરો. કેમ જાણે પેલી કુરબાનીઓનો પ્રવાહ વણઅટક્યો અવિરત ધારા સમર્પણોની વહેતી આવે છે.

ખુન્નસની સામે સમર્પણ જોઈશે. તે હરી હામ થવા મથતા વર્ગની નજરે સમર્પણ શેનું દેખાય! ખુન્નસને રોકવા માટે આપણે બલિદાન દેવું જોઈશે, એ હવે ક્યાં છે? એને માટેની ફનાગીરીવાળી હવા ઊભી કરવી જોઈશે, તે ક્યાં છે? એને માટે પરમ વિશ્વાસ જોઈશે, તે ક્યાં છે? ને એ નથી તો હથોડો ઠમકારતો આગળ વધશે. એનામાં નવી ભીષણતાઓ ઉમેરાતી જશે ને દુનિયા આખીને ડારતો જશે. દુનિયાને સુખનો અતિરેક કરવો છે તે એનું મૂલ્ય વસૂલ કરતો જશે.

### ને તોયે નિરાશ નહિ થઈએ

આપણે તો ઘણુંયે ઇચ્છીએ કે મોટાં શહેરોને સંકોચાવી, એમાંથી ઉદ્યોગો અને સત્તાને તત્કાળ વિખૂટાં પાડી, એમનું વર્ચસ ઘટાડી દેવાય. ગામડાંઓની સંખ્યા કમી કરતા જઈ એમની વચ્ચે નાના ઉદ્યોગોનાં કેન્દ્રો ઊભાં થાય. ખેતીને ઉદ્યોગો જેવો ને તે કરતાં મોટો દરજ્જો મળે. શિક્ષકને સૈનિક કરતાં વધારે મહત્ત્વ મળે. વસતીવધારાને સામુહિક પ્રયત્નથી અટકાવવામાં આવે. સ્ત્રીઓને પોલીસકચેરીઓમાં કે આવકવેરાની ઑફિસોમાં કારકુની કરાવવાને બદલે અને પુરુષોની બેકારી ઘટાડવા ખાતર ભણતર અને આરોગ્ય જાળવવાનું ક્ષેત્ર સોંપાય. શાસનની વ્યવસ્થા ઓછી અને સરળ બને. કરવેરા ઘટાડી નાખી એની ઊઘરાણીનો બોજ પ્રજા ઉપરથી સહેલાઈથી ખસેડવામાં આવે. ગ્રામપંચાયતને બદલે નવાં દસવીસ ગ્રામકેન્દ્રોના જૂથનું એકમ રચી તેની દ્વારા કારોબાર ચાલે. ખાનગી પ્રસંગે હર્ષશોકનાં જાહેર પ્રદર્શનો થાય નહિ. જમીનની, ઢોરની વનસ્પતિની સારવાર માણસની સારવાર જેટલી જ ઉપયોગી મનાય. કુદરતે આપેલું ખનીજો અને જંગલોનું ધન વેડફી નાખવાની રીતે નહિ પણ વિવેકપુરઃસર વપરાય. જ્યાં વૃત્તિઓ વશ ના રહેતી હોય ત્યાં સમાજ રક્ષક બનીને સહાય કરે. કુળની ધનની સત્તાની પ્રતિષ્ઠા કરવાને બદલે સદાચારની સાહસની જ્ઞાનની વિચારની કળાની ને જીવનદૃષ્ટિની પ્રતિષ્ઠા કરે.

આપણે એવું ઘણું ઇચ્છીએ ને એના માર્ગો ખોળીએ. પણ આપણી સાત્વિકતા નવાં સંકટો પારખીને સમસમી રહે એટલી જ સશક્ત છે, પડકાર કરીને ઝઝૂમે એવી નથી. કેસરિયાં કરીને ખપી જાય એવી તો ક્યાંથી રહે! એથી આપણી કૂચ કૌરવપક્ષે ઊભેલા ભીષ્મના જેવી છે, બાણશય્યા પર જ સદ્બુદ્ધિ જાગવાની છે!

અને કહીં લાખો નિરાશામાં અમર આશા છુપાઈ હોય એવો આપણા ભાવિમાં—માનવીના ભાવિમાં તેમજ ભારતના ભાવિમાં રહેલો પરમ વિશ્વાસ પણ એટલો જ અટલ છે. ચમત્કારોનું સામ્રાજ્ય ભલે જતું રહ્યું જણાય, છતાં કુદરતની ગતિ ન્યારી છે, એનો ક્રમ અદ્ભુત છે. એના વિશ્વાસે નમ્રભાવે રહેવાનું આપણુ નથી જાણતા શું!

સારે શું આપણે પ્રારબ્ધના આધારે ઊછરી રહ્યા છીએ! આપણા મહાન પ્રયત્નોની વિસાત નહિ જેવી છે? એમ જ છે, જે થઈ રહ્યું છે એ પશ્ચિમની યંત્રયુગની આંધળી નકલ છે, ઐશ્વર્ય ને સત્તાની ભૂખ છે. ગાયને દોહીને કૂતરીને પાવાનો ખેલ છે. હિંદનો આત્મા પરદેશી આક્રમણોના ભંગાર નીચે દટાયેલો જડ્યો, તે વળી ભૂલાવે પડ્યો છે. ને એને બદલે નવા જ કલેવરમાં આકાર થઈ રહ્યા છે.

એક ભાવિનો જ આધાર રહ્યો છે; એ આશાતંતુ તો છે ને!





શિવાનંદજી સરસ્વતી

# ઇજિપ્તની મૃત્યુ-માન્યતા

ઇજિપ્સીઅનો શરીર અને આત્માની બાબતમાં 'જોડ' (Double) તરીકે મનાય છે. જેમ દેહનો પડછાયો હોય તેમ શરીર સાથે આત્મા રહે છે. જ્યાં સુધી શરીર રહે છે ત્યાં સુધી આ 'ડબલ' (આત્મા) પણ તેની સાથે રહે છે. એ રીતે આત્મા 'ડબલ' તરીકે જ રહેલો છે. તેનું ખાસ વ્યક્તિત્વ નથી. શરીર સાથેના સંબંધને છોડી, તે ડબલ આત્મા અલગ રહે, એવું કોઈ વખતે પણ બને એમ નથી. જો શરીરના કોઈપણ ભાગને ઈજા પહોંચે, તો આ ડબલ આત્માને પણ ઈજા પહોંચે છે. આ કારણે ઇજિપ્સીઅનો પોતાના આત્માને સુરક્ષિત રાખવા માટે મરેલાંનાં શરીરોને સારી રીતે સાચવે છે. મરેલાંનાં શરીરોને 'મમી' તરીકે બનાવીને સાચવી રાખવાની પદ્ધતિનો અમલ તેમણે બરોબર કરેલો છે. 'શરીરથી છૂટો પડેલો આત્મા અમર રહે' એ ભાવનાથી તે લોકો મરેલાંનાં શરીરોને લાંબા વખત સુધી સાચવવા માટે પ્રયત્ન કરતા હોય છે.

શરીર જ્યાં સુધી સચવાય ત્યાં સુધી જ તે ડબલ આત્મા રહેતો હોય છે. જો મરેલાનું શબ નાશ પામે, તો તે છૂટો પડેલો આત્મા પણ જરૂર નાશ પામે! મૃત્યુ થયા પછી, તે આત્મા પૃથ્વી પર બધે જ છૂટથી ફરતો હોય છે; પરંતુ ભૂખ કે તરસને સંતોષવા ખાતર શબ દાટવામાં આવ્યું હોય, તે જગ્યાએ તે આત્મા ફરી પાછો આવતો હોય છે.

એ રીતે ચેલ્ડીઅન લોકો પણ ડબલ આત્મામાં માનતા હોય છે, તેમજ જ્યારે શરીરનો નાશ થાય છે ત્યારે તે આત્માનો પણ નાશ થાય છે, એમ માને છે. તે લોકો એવી આશા સેવે છે કે, જે દેહ મરણ પામ્યો છે, તે ફરીથી પુનર્જીવનને પ્રાપ્ત કરશે! આ સ્થૂળ શરીર સિવાયની કોઈ દશા હોય, એવું માનવાને તે લોકો તૈયાર નથી.

આમ પ્રાચીન ઈજિપ્સીઅનો અને ચેલ્ડીઅનો 'મરેલાના આત્માને શરીરથી અલગ રહેલો' માનવાને તૈયાર નથી. અર્થાત્ જે શબની દાટવાની જગા છે અને જ્યાં મરેલાનું શબ પડયુ છે, *ત્યાંથી આત્મા જુદો રહેતો નથી.*

એ જ રીતે થોડા ખ્રિસ્તી લોકો પણ શબના પુનર્જીવનમાં માનતા હોય છે. આ કારણે તે લોકો અમુક ચિહ્ન રાખે છે અને મરેલાંના શબને દાટે છે. જેવી રીતે હિંદુઓ શબને બાળી મૂકે છે, તે રીતે આ લોકો શબને બાળી નાખતા નથી. તે લોકો તો નિશ્ચિતપણે માનતા હોય છે કે, 'મરણ પામ્યા પછી શરીર ફરીથી જીવિત થશે'

વિખુટો પડેલો આત્મા ફરીથી જીવન જીવવાનું મળે, તે માટે સદા ઝંખતો હોય છે. પોતાની ઇચ્છાઓને પરિપૂર્ણ કરવા માટે, તે આત્મા સ્થૂળ શરીરમાં પ્રવેશ કરવાની ઇચ્છા રાખે છે. હિંદુઓ એ બાબત નથી ઇચ્છતા કે 'મરેલાના આત્માઓ સ્થૂળ પૃથ્વીની સાથે બંધાયેલા રહે છે.' તે લોકો એમ ઇચ્છતા હોય છે કે, 'આ આત્માઓ પોતાના પરમ સુખધામની તરફ ઘણી જ જલ્દી ગતિ કરીને પહોંચી જાય' આ જ એક કારણ છે અને તેથી જ હિંદુઓ મરેલાંનાં શરીરોને બાળી મૂકતા હોય છે.

'મૃત્યુ પછી આત્માનું શું થાય છે?'—અંગ્રેજી પુસ્તકનો શ્રી વિષ્ણુદેવ પંડિતે કરેલો આ અનુવાદ છપાઈ રહ્યો છે. તેનું એક પ્રકરણ પ્રાપ્તિસ્થાનઃ જય તિલક હજમલાલ મોદી, અરુણ નિવાસ, હેપ માર્કેટ, અમદાવાદ.

✻

દ. બા. કાલેલકર

# નિસર્ગોપચારનો સિદ્ધાંત

*કુદરતી ઉપચારોથી રોગો મટે છે એ તો જાણીતી વાત છે. પણ તે સાથે મનની દૃઢતા અને સ્વસ્થ મન પણ ઉપયોગી છે. જાણીતા વિચારક કાકાસાહેબનો આ લેખ 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને ઊર્મિના વાચકો માટે તૈયાર કર્યો છે...*

સામાન્ય લોકો નિસર્ગોપચારનો એટલો જ અર્થ કરે છે કે આ ઉપચારમાં દરદીને દવા નથી દેતા અને બની શકે ત્યાં સુધી ઓપરેશન નથી કરાવતા. મોટે ભાગે દરદીને એનિમા આપવો, થોડાક દિવસના ઉપવાસ કરાવવા, ફળરસ અને દૂધ ઉપર રાખવા, ગરમ અને ઠંડા પાણીનાં જુદાં જુદાં સ્નાન કરાવવાં, માલિશ કરવું અને ભીની માટીનો લેપ માથા કે પેટ ઉપર લગાવવો વગેરે વાતો જ એમાં આવે છે. વધારે પાણી પાઈ ને પાણીની ઉલટી કરાવવાનું પણ નિસર્ગોપચારમાં જ આવે છે. મૂળા, ગાજર, લીંબુ વગેરે કંદ-મૂળ–ફળના રસ પણ દરદીને અપાય છે. પણ એને દવા નથી કહેતા.

થોડાક લોકો કહે છે કે ગમે તેવો રોગ હોય તો ય દરેકમાં નિસર્ગોપચારનો એક જ જાતનો ઈલાજ કરાય છે. ઉપરના ઉપચારોનો ઉપયોગ જ બધે થાય છે. તેનાં માપ વત્તાં ઓછાં હોય છે. દરદીની હાલત જોઈ ને ઉપચાર વધારવો–ઘટાડવો એ તેની ખાસ ખૂબી છે. પણ નિસર્ગોપચારનું મૂળ આ ઉપચારોથી મળતું નથી. નિસર્ગોપચારની પાયાની શ્રદ્ધા એ છે કે દરદીને રોગમુક્ત કરવાનો પ્રયત્ન કુદરત પોતે જ કરે છે. કુદરતની વિરુદ્ધ ન જઈએ તો આપોઆપ રોગ મટે છે. કારણ કે કુદરતની આંતરિક પ્રેરણા જ પ્રાણીને રોગ-મુક્ત કરે છે. ને ઉપાય ને ઉપચાર ઉપર બતાવ્યા તે કુદરતની મદદથી કરેલા શરીરશુદ્ધિના પ્રયત્નો જ છે. પણ કુદરત પોતે શું શું કરે છે એ તો ગૂઢ વસ્તુ છે. જો રોગ ઉત્પન્ન કરનાર જંતુઓ હોય તો તેનો નાશ કરીને આરોગ્ય લાવ-નાર પણ જંતુઓ જ હોય છે. રોગનાં જંતુઓને સૂક્ષ્મ ઝેરથી મારી નાખવાં એ નિસર્ગોપચારની રીત નથી. એવું ઝેર આપવાથી તો આરોગ્યદાયી ' જંતુઓ પણ મરી જતાં હોય છે. અને માનવ દેહ( લોહી ) માં જુદું જુદું જંતુ-નાશક ઝેર ભરી દેવું એ પણ એક જોખમ જ છે. ચોખ્ખી હવા, સ્વચ્છ પાણી, પથ્ય અને હળવો ખોરાક, કસરત અને મનનું સ્વાસ્થ્ય એ જ આરોગ્ય માટે જરૂરી છે.

એ સિવાય નિસર્ગોપચારમાં એક બીજું તત્ત્વ છે જે તરફ આપણે જરાય ધ્યાન આપતાં નથી. કુદ-રતમાં ફક્ત પંચમહાભૂતોનો જ અંતર્ભાવ નથી થતો. મન, બુદ્ધિ, અહંકાર, વિકાર અને વિચારનો પણ અંતર્ભાવ થાય છે. જો મન વિકારી હોય છે તો તેની અસર શરીર ઉપર થાય છે. કામવાસના જાગવાથી શરીરમાં જે ફેરફાર થાય છે એ તો દેખાય જ છે. એવી જ રીતે કોઈક સ્વાદિષ્ટ ચીજ જોતાં જ જો ખાવાની ઇચ્છા થાય તો મોંમાં પાણી આવી જાય છે. ભયથી લોકો ધ્રૂજે છે, ચહેરો ફિક્કો પડી જાય છે. એટલું જ નહિ પણ ડર અને ચિંતાનું પ્રમાણ વધ-વાથી વાળ પણ જોતજોતામાં સફેદ થઈ જાય છે.

કામ, ક્રોધ અને ભયને લીધે શરી-રમાં જે વિકૃતિ પેદા થાય છે અને ક્યારેક ક્યારેક રોગ પણ થાય છે એની સાબિતી તો બધેથી મળે છે. પણ ઈર્ષા, દ્વેષ અને મત્સરને લીધેય શરીરમાં વિકૃતિ થાય છે. ઈર્ષા, મત્સર અને અદેખાઈનું પ્રમાણ વધવાથી માણસના પેટમાં દુખાવો શરૂ થાય છે. ( પેટ દુઃખ-વાનું આ એક જ કારણ નથી, પણ અનેકમાંનું આ એક મોટું કારણ તો છે જ. ઈર્ષા અને મત્સરને લીધે પેટનાં આંતરડાંમાં જખમ થાય છે અને એને લીધે બીજા રોગો પણ થાય છે. ) કામ, ક્રોધ, ભય, મત્સર, ઈર્ષા વગેરેને લીધે શરીરમાં વિકૃતિ થઈ શકે તો લોભ, મોહ, મદ, અભિમાન



વગેરે વિકારોની પણ શરીર ઉપર અસર થાય જ.

એટલે નિસર્ગોપચારમાં રોગમુક્તિ માટે સંયમ, શાંતિ, સંતોષ, પ્રસન્નતા, ક્ષમાવૃત્તિ, આનંદ, કરુણા વગેરે શુભ ભાવનાઓના પ્રયોગ જરૂરી માનવામાં આવ્યા છે. દરદીનો ઇલાજ કરનાર નિસર્ગોપચારક જો સજ્જન, આનંદી અને શ્રદ્ધાવાળો હોય તો તેની અસર દરદીના મન ઉપર પણ થાય છે. માનસિક વિકારો દાબવાનું સાહિત્ય વાંચવું કે સાંભળવું તે પણ નિસર્ગોપચારનું એક જરૂરી અંગ છે.

ક્ષયરોગની સારવારમાં બ્રહ્મચર્યનું પાલન તો ખૂબ જરૂરી છે જ, પણ વિકારો દાબ્યા વિના ચાલુ રાખેલું બ્રહ્મચર્ય પૂરી મદદ નથી કરી શકતું એટલે જૂના વૈદકમાં રાજરોગના ઉપચારમાં બે વાતો સાથે સાથે બતાવેલી છે. દરદી બ્રહ્મચર્યનું અને દરેક જાતના સંયમનું પાલન તો કરે જ પણ તેનું મન પ્રસન્ન રહે એ માટે એને સ્નેહીઓના સહવાસથી વંચિત ન રાખવા જોઈએ સગાં-સંબંધી, મિત્રો અને બીજા હિતેચ્છુઓનું દર્શન દર્દીને અવારનવાર કરાવવું પણ એક જરૂરી ઉપાય છે.

અને સૌથી મોટો ઉપાય તો માનવ હૃદયની જીવંત આસ્તિકતા છે. ભગવાન ઉપર, આત્માની અમરતા ઉપર અને બધી શુભ ભાવનાઓની કલ્યાણકારિતા ઉપર વિશ્વાસ રાખવો અને વધારવો એ પણ નિસર્ગોપચારનું જરૂરી અને મહત્ત્વનું અંગ છે એવી આસ્તિકતા, નિષ્ઠા અને ભક્તિ દરદીમાં પણ પેદા કરવી જોઈએ અને ઇલાજ કરનાર વૈદનું માનસ પણ સાત્ત્વિક, આનંદી અને સર્વહિતકારી હોવું જોઈએ

માણસના મનમાં ભગવાન તરફ શ્રદ્ધા, નિષ્ઠા અને શરણવૃત્તિ પૂરા પ્રમાણમાં અને સ્થાયી રૂપમાં હોવી જોઈએ એ મહત્ત્વનું છે. ભગવાન છે, આખી દુનિયા અથવા એનો કોઈ પણ ભાગ અનાથ નથી, અને શુભ ભાવનાઓનું ફળ શુભ જ આવવાનું છે એવા વિશ્વાસને જીવતી શ્રદ્ધા અથવા અસ્તિકતા કહેવાય છે.

એવી આસ્તિકતા પોતાની અસર અદ્‌ભુતરૂપે દરદી ઉપર અને એના રોગ ઉપર કરે જ છે. એવી શ્રદ્ધાને જગાડવા માટે ખૂબ સુલભ રસ્તો રામનામનો છે. કુદરતના સ્વામી પરમાત્માને જ્યારે આપણે બોલાવીએ છીએ અને એના હાથમાં દરદીનું સ્વાસ્થ્ય સોંપી દઈએ છીએ ત્યારે કુદરતમાં રહેલી દૈવી શક્તિના કામ પછી દરદીને જે તંદુરસ્તી મળે છે એ તો અદ્‌ભુત હોય છે.

એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે આખા વિશ્વની રચના આપણે જાણતા નથી. કઈ પરિસ્થિતિમાં શું સારું ને શું ખરાબ છે એ પણ આપણે સમજી શકતાં નથી. આપણો શુભ સંકલ્પ સફળ બનાવવા ક્યાં ક્યાં તત્ત્વો મદદ કરે છે અને ક્યાં વિરોધ કરે છે એ સમજવું જ મુશ્કેલ છે. એટલે આપણે કશું કહી નથી શકતા આપણે આપણી શ્રદ્ધા વધારવી જોઈએ અને પરિણામ માટે આગ્રહ રાખ્યા વિના બધી પરિસ્થિતિને ભગવાનના હાથમાં સોંપી દેવી જોઈએ. આ પણ નિસર્ગોપચારનું સૌથી મોટું અંગ છે. ગાંધીજીએ આ દૈવી તત્ત્વને નિસર્ગોપચારમાં દાખલ કર્યું અને પોતાની નિસર્ગોપચારની પદ્ધતિનો નોઆખલી જેવી પરિસ્થિતિ વખતેય ઉપયોગ કર્યો. જે શ્રદ્ધાના પાયા વિષે દુનિયા વિચારે છે એને સ્વાભાવિક સમજવાની જરૂર નથી.



મોસ્કોના કોમેગા કારખાનામાં રંગ લગાડવાનું નવી જ જાતનું યંત્ર બનાવવામાં આવ્યું છે અને પ્રાથમિક ચકાસણીમાંથી એ પસાર થઈ ગયું છે.

અગાઉ માનવશ્રમ દ્વારા જ્યારે આ કાર્ય કરવામાં આવતું, ત્યારે એ ઘણું મુશ્કેલ હતું. ૧ મીટર વ્યાસવાળા ભૂંગળાની અંદરની બાજુએ રંગવી હોય તો એક કામદારને સલામતીનો બુરખો ચડાવીને એક કલાક સુધી નાઈટ્રોઇનેમલની જ્વાળાઓ વચ્ચે કામ કરવું પડતું. હવે આ નવું 'ટ્રેક્ટર' આ કામ આપમેળે જ કરી નાખે છે. અગાઉ એક કલાકમાં થતું આ કામ આજે ૧૫ મીનીટમાં થાય છે.





ઈશ્વર પેટલીકર

# લગ્નની કંકોત્રી

ખોટા રિવાજો પાછળ થતા ધુમાડાને સુધારકોએ વખોડી કાઢચો. કહેવાતા સુધારાઓ પણ કેટકેટલી કુરૂઢિઓ લઈ ને આવ્યા છે તે તો લગ્નોની કંકોત્રીઓનો ધસારો જ બતાવી આપે છે. જાણીતા સમાજ–સુધારક અહીં આપણા એક વધુ દૂષણ તરફ ધ્યાન ખેંચે છે……

મારી ઉપર જે કંકોત્રીઓ આવે છે તેમાં અમુક તો એ કોની છે તેનો વિચાર કરું છું પણ ઓળખાણ પડતી નથી. બીજાઓ સાથે વાત કરતાં એમના પણ એવા અનુભવ સાંભળવા મળે છે. રસ્તે મળ્યાનું ઓળખાણ હોય તેમાં કંકોત્રી લખે છે, તેમ ઘણા કહેતા હોય છે. અગાઉ અને આજે પણ વરામાં ઘી કેટલું વપરાયું તેનું ગૌરવ લેવાય છે. સુરત બાજુ તેલ વપરાયાનું નોંધાય છે. હવે કંકોત્રીઓ કેટલી લખી તેની બોલબાલા થઈ છે. કેટલા સ્નેહીઓ છે તે પ્રમાણે કંકોત્રી છપાતી નથી પણ હજારથી ઓછી છપાવવામાં પ્રતિષ્ઠા શી?—માની એટલી છપાવવામાં આવે છે તેવી શહેરમાં સ્થિતિ થતી જાય છે. અને કુંવરબાઈની વડસાસુએ લાંબી લેખણે જેમ મામેરા માટેની યાદી લખાવી હતી તેમ આ કંકોત્રીઓ લખાતી જાય છે. રાંધ્યા ધાનનો જેમ નિકાલ કરવો પડે તેમ કંકોત્રીઓ છપાવી એટલે પોસ્ટ કરવી તો પડે. વધી હોય તો પછી ટેલીફોન ડિરેક્ટરી લઈ બેસી જાય.

જે કંકોત્રીમાં વ્યક્તિનું નામ પણ લખાયું ન હોય, કેવળ એને હોદ્દાની રૂએ વગર પરિચયે લાંબી લેખણ લઈ ને બેઠા હોય અને કંકોત્રી લખાય તે ફેશનો વાયરો કહેવાય કે બીજું?

આમ કંકોત્રી લખનારા જેમ વધુપડતા અગર ખોટા વ્યવહારિયા બને છે તેમ કંકોત્રી મેળવનારા પણ વધુ પડતા વ્યવહારિયા બને છે. કંકોત્રી આવી અને ન જઈએ તો એને કેવું લાગે? ચાંલ્લો કરવો પડે માટે નહિ આવ્યા હોય? ઘણા તો ચાંલ્લો કરવામાં જ એવું ગૌરવ અનુભવતા હોય છે—મારો તો નિયમ છે, કંકોત્રી આવી એટલે પાંચ રૂપિયા ચાંલ્લો થઈ રહ્યો. હજારો રૂપિયા આડા અવળા ખર્ચી નાખતા હોઈએ તો ચાંલ્લાનું શું ખર્ચ વધી જવાનું હતું? ઓળખીતો હોય કે ન હોય, પણ એણે કંકોત્રી લખી એટલે આપણે તો આપણી ફરજ બજાવવાની, ચાંલ્લો તો વ્યવહાર છે. આપણે ત્યાં હોય ત્યારે એ પાછો વાળવાનો. કોઈ જ એવા હોય કે ચાંલ્લો પાછો ન વાળે. એમ તો વેપારમાંય ક્યાંક ઉઘરાણી ઘલાત નથી પડતી?

કેવળ ચાંલ્લાથી પતાવતા હોય તો સમજ્યા. પણ મુંબઈથી ઠેઠ સૌરાષ્ટ્ર અને કચ્છ સુધી કુટુંબ સાથે એ કંકોત્રીના તેડ્યા જતા હોય છે. કોનું લગ્ન છે એમ પૂછીએ તો કહેશે કે આમ તો અમારા સગા ન થાય, પણ અમારા સગા સાથે એમને ઘરવટ જેવો સંબંધ, એ રૂએ અમારે ત્યાં મુંબઈ આવી ગયેલા છે અને તેમનો ખાસ આગ્રહ હતો, સગા પાસે પણ આગ્રહ લખાવ્યો હતો. અને ન જઈએ તો એમને થાય કે મુંબઈ રહ્યા એટલે મોટાઈ આવી ગઈ અને તે જ ઘડીએ એ પાછા ગાડીમાં ગીર્દીની ફરિયાદ કરતા હોય છે. લોકો બિનજરૂરી મુસાફરી કરતા હોય છે તેમ લોકમાનસની ટીકા કરતા હોય છે. પરંતુ એ જ સવાલ પોતાની જાતને પૂછતા હોતા નથી કે પોતાને લગ્નમાં હાજરી આપવાની જરૂર હતી ખરી? કોઈને હું આવું કહું છું ત્યારે મને એ સામો સવાલ કરે છે. હું જવાબ આપું છું કે, નજીકની સગાઈ હોય કે અંગત સંબંધ હોય અને અનુકૂળતા હોય તો હું લગ્નમાં જાઉં છું. પરંતુ કંકોત્રી આવી છે અને નહિ જઈએ તો માઠું લાગશે એ વ્યવહારનો ભય રાખીને હું જતો નથી. આપણે એની સાથે નિકટનો સંબંધ હોય તો માઠું લાગવાનો ભય ન હોવો જોઈએ.

સાંભળનાર દલીલ કરે છે: આપણે તો ઘણોય ભય ન રાખીએ પણ એ યાદ રાખી આપણે ત્યાં લગ્ન



પ્રસંગ હોય ત્યારે એ ન આવે તો? એવા પ્રસંગ બનતા હોય છે. તમને સુધારક ગણી માઠું ન લગાડે પણ બીજા ઉપર માઠું લગાડ્યા વિના ન રહે.

આમ લગ્નમાં હાજરી આપવામાં ઉમંગ કરતાં આપણે નહિ જઈએ તો આપણે ઘેર કોણ આવશે, તે મુખ્ય ચિંતા હોય છે. લગ્નપ્રસંગે મોટી હાજરી એ પ્રતિષ્ઠાનું લક્ષણ ગણાય છે. એટલે આપણે ત્યાં કોણ આવશે તેમ સવાલ કરે છે તેનો અર્થ એવો નહિ કે નજીકનાં સગાં અને નિકટનાં સંબંધીઓ નથી આવવાનાં. એ તો હરખથી આવવાનાં છે. પરંતુ એટલી હાજરીથી શોભામાં અભિવૃદ્ધિ શી રીતે થાય? લગ્નનો પ્રસંગ આનંદ મંગળ અને ઉલ્લાસનો જ રહેવા દીધો નથી. જ્યાં લગ્નમાં લેવડ-દેવડને મુખ્ય સ્થાન મળ્યું છે ત્યાં તો લગ્ન પ્રસંગ આનંદનો રહેવાને બદલે બોજારૂપ બની ગયો છે. ઠેઠ સુધી વરપક્ષને ઓછું પડ્યાની ફરિયાદ અને કકળાટ હોય છે. આમ લગ્નનો પ્રસંગ આનંદ મંગળનો રહેવો જોઈએ તેને બદલે મુખ્યત્વે બહારની શોભાનો રહ્યો છે. આપણે મોટા સમુદાયને લગ્ન પ્રસંગે જે નોતરવા માગીએ છીએ તે આનંદમાં અભિવૃદ્ધિ કરવા નહિ પણ શોભામાં અભિવૃદ્ધિ કરવા માટે.

આપણા ઉપર કંકોત્રી આવે ત્યારે આપણે પ્રથમ સવાલ કરવો જોઈએ કે આ કંકોત્રી આપણા ઉપર એ લગ્ન પ્રસંગની શોભા વધારવા માટે લખાઈ છે કે આનંદ વધારવા માટે લખાઈ છે? આનંદ એકપક્ષી ન હોવો જોઈએ. શોભામાં અભિવૃદ્ધિ થાય એટલે કંકોત્રીપક્ષને તો આનંદ થાય. પરંતુ એવો જ આનંદ આપણને થતો હોય તો આપણે એમના આનંદમાં અભિવૃદ્ધિ કરી ગણાય. બાકી આપણે વ્યવહારના ઠંડાબોળ હૈયે ધક્કો ખાવાના કંટાળા સાથે ગયા હોઈએ તો એમાં આપણે શું આનંદની અભિવૃદ્ધિ કરી ગણાય? અને એવો આનંદ કંકોત્રીપક્ષ સાથે નિકટતા હોય તો જ આવે.

આપણે ત્યાં લગ્ન એ સામાજિક પ્રસંગ તરીકે ઉજવાય છે. એટલે મૈત્રી, સગાઈનો જેમની સાથે દાવો ન હોય પણ ધંધાદારી સંબંધી હોય તેમને એ સંબંધની રૂએ કંકોત્રીઓ લખાય છે. સામસામી કોઈને એકબીજાના કુટુંબનો પરિચય હોતો નથી અને એ પ્રસંગે જ કંકોત્રીપક્ષનું એ ઘર શોધવાનું હોય છે. મુંબઈ જેવાં શહેરોમાં તો અમુક વાડીમાં લગ્નપ્રસંગ હોય છે. એટલે તે પ્રસંગે ઘર જોવાનું પણ બનતું નથી. અને જ્યાં ઘેર પ્રસંગ હોય છે ત્યાં એ સહેલાઈથી જડે તે માટે, વિગતથી શિરનામું આપવામાં આવ્યું છે. આમ લગ્ન એ ગઈ કાલે જે સામાજિક પ્રસંગ હતો તેમાં આજે ધંધાકીય ક્ષેત્રના માણસોને આમંત્રવાનો નવો રિવાજ શરૂ થયો છે. પશ્ચિમમાં જ્યાં લગ્ન વ્યક્તિગત રીતે ઉજવાય છે ત્યાં આવાં કોઈ આમંત્રણો આપવાનો રિવાજ નથી. ધંધાકીય સંબંધો માટે જુદી પાર્ટીઓ આપીને એ સંબંધ કેળવવામાં આવે છે. આપણે લગ્ન પ્રસંગને એવા હેતુ તરીકે ગણીને કંકોત્રીઓ લખીએ છીએ. ચાંલ્લો આવવાનો છે. એટલે એ ખર્ચ માથે પડવાનું નથી તેવી વ્યવહારિક ગણતરી હોય છે. ધંધાકીય પાર્ટીમાં તો ખર્ચ માથે પડવાનું હોય છે. આ કારણે પણ કંકોત્રીઓ લખવાનું ક્ષેત્ર વિકસ્યું છે.

ધંધામાં પડેલા માણસો અમુક વખતે આરામ તરીકે બહાર જવું જોઈએ તેમ સ્વીકારીને કામકાજ મૂકી બહાર જતા નથી. એ રીતે ટેવાયા નથી એટલે ફરજિયાત આવી ન પડે ત્યાં સુધી એ ધંધો છોડી શકતા નથી. લગ્નના આવા પ્રસંગો એમને એ રીતે આરામ માટે, ફરવા તરીકે, બહાર નીકળવાનાં નિમિત્ત બની રહે છે.

આમ લગ્ન પ્રસંગ વિવિધલક્ષી બની જવાથી કંકોત્રીઓની છૂટે હાથે વહેંચણી, ધંધાકીય સંબંધોને લીધે ચાંલ્લાની મોટી રકમો અને આટલી ગીર્દીમાં પણ લગ્નોમાં હાજર રહેવાની દોડાદોડ નજરે પડે છે. પરિણામે, લગ્નનું જ્ઞાતિ પૂરતું જ સામાજિક મહત્ત્વ હતું તે વધીને ધંધાકીય બન્યું એટલે ખર્ચ

અને બહારનો ભભકો વધતો જાય છે. રોજ જે ઘરોમાં સ્ટેનલેસ સ્ટીલનાં વાસણો નથી વપરાતાં હોતાં તેમને ઘેર લગ્નપ્રસંગ જમણવાર માટે એ વાસણોનો સેટ ભાડે લાવીને ભભકો કરવામાં આવે છે. પતરાળાં એના પ્રમાણમાં જે સસ્તાં અને સગવડવાળાં છે, તેને બહારના ભભકાને કારણે ખસી જવું પડ્યું છે અને ખર્ચાળપણું દાખલ થયું છે.

વરઘોડાનું પણ એવું બન્યું છે. શહેરના જાહેર માર્ગ ઉપર જે વરઘોડો ફરે છે તે ગીર્દીમાં વધારો કરે છે. જે રસ્તા ઉપર થઈને એ પસાર થાય છે તે લોકોને એમાં કાંઈ રસ નથી. ઓળખાણ નથી. જ્યાં આપણા ઉમંગમાં સહભાગી થનાર કોઈ નથી અને જે લોક મોજુદ છે તેમને આપણા એ પ્રદર્શનથી કંટાળાની લાગણી જન્મે છે. ગામડું જે એક નાનું એકમ છે, એમાં વસતાં સૌ માનવી છેવટ એકબીજાને ઓળખે છે અને મોટા ભાગને એકબીજા સાથે પરિચય છે, એવા એકમમાં વરઘોડામાં સૌને ઊલટ આવે અને અમુકનો દીકરો પરણે છે તેમ માની એ હરખાય પણ ખરો. ત્યાં વરઘોડો જેટલો આનંદદાયી છે તેવો શહેરમાં ત્રાસદાયી છે તેમ સમજી એ ધમાલ બંધ થાય તો લગ્નના આનંદમાં કંઈ અધૂરપ ન રહે તેમ માનતા થવું જોઈએ.

છેલ્લાં ૫૦ વર્ષમાં સમાજજીવને વળાંક લીધો છે. જીવનની જે જરૂરિયાતો હતી તેનો જે વિસ્તાર થયો છે અને કુટુંબમાં કેળવણીનું અનિવાર્ય ખર્ચ ઉમેરાયું છે, તે પ્રમાણમાં પ્રજાની આવક વધી નથી. કાં તો આવક વધે તો ખર્ચને પહોંચી વળાય, કાં નવું ખર્ચ વધતાં બીજું ખર્ચ કાપીને બજેટ સરખું કરવું પડે. આવક પચાસ ટકાની વધી છે અને તેને લગ્નના વધેલા ખર્ચ પોષાય છે. પરંતુ ૮૦ થી ૯૦ ટકા પ્રજાને બીજા ખર્ચમાં કાપ મૂકે તો જ બજેટ સરખું થાય. ૫૦ ટકા પ્રજાને તો ચાલુ ખર્ચ પૂરતું કરવા બજેટ નથી ત્યાં લગ્નખર્ચના બજેટની તો વાત જ ક્યાં રહી ? આ સ્થિતિમાં લગ્નની ઉજવણી સામાજિક મટી વ્યક્તિગત બની જાય તો જ લગ્નની વધતી ધમાલ ઓછી થાય અને એનો બોજો ઓછો થાય.

આજે વરની પસંદગીમાં મૂલ્યો બદલાઈ રહ્યાં છે તે જોઈ શકાય છે. નાતનું વર્તુળ લગ્નની પસંદગી માટે તૂટ્યું નથી એ સાચું પરંતુ નાતની અંદર કુટુંબનું કુળવાન તરીકે જે મૂલ્ય હતું તે ઓછું થયું છે. પહેલાં કેવળ કુટુંબનું કુળ જોવાતું હતું અને તેને બદલે મૂરતિયાનું મૂલ્ય પ્રથમ અંકાય છે. જો એ વ્યક્તિગત રીતે લાયક હોય તો એનું કુટુંબ ઓછું કુળવાન કે ઊતરતું ગણાતું હોય તો તે તરફ પહેલાં જેટલું લક્ષ અપાતું નથી. પહેલાં એની સાત પેઢીનાં સંબંધીની જડતી લેવામાં આવતી હતી, આજે એની એક પેઢીની પણ કોઈ જડતી લેતું નથી. એક ભાઈ નાતબહાર પરણ્યો હોય તો બીજાને નાતની કન્યા આપતાં કોઈને વાંધાજનક લાગતું નથી. એક દીકરી નાતબહાર હલકી ગણાતી નાતમાં પરણી હોય તો પણ બીજી દીકરીને નાતમાં પરણાવતાં માબાપને હરકત આવતી નથી.

પહેલાં કુળવાનનું, કુટુંબની મોટાઈનું મહત્ત્વ હતું. ત્યારે જમણવાર, ભભકો અને ખોટા ખર્ચાનું મૂલ્ય થતું હતું. એને ઘેર નાત, આટલા વખત જમેલી એમ ગૌરવ ગણાતું અને એના દીકરા, દીકરીને લેવામાં મોટાઈ અંકાતી. ઊંચા વરા અને નીચાં ઘર એ કહેવત હતી. આજે ઘર ઊંચું જોવાય, વરની લાયકાત જોવાય અને એનો સુમેળ હોય તો ઊંચા વરા કર્યાં ન હોય તો પણ કન્યા આપવામાં વાંધો નથી આવતો. આમ લગ્નની સામાજિક મોટાઈ પ્રાપ્ત કરવા લગ્નના ખર્ચનું મહત્ત્વ ઘટી ગયું છે. પરિણામે એ મોટાઈ માટે, જો તાણાઈને ખર્ચ ન કરે તો પણ એનો દીકરો ભણેલો ગણેલો, કમાતો અને લાયક હોય તો કન્યા મળવાની છે. આ સ્થિતિમાં માણસ ગજા પ્રમાણે સાદાઈથી લગ્નપ્રસંગ પતાવી દે અને એમાં વ્યવહારિક રીતે ચાલે એવું હોય તો લગ્નની હાજરીમાં દોડાદોડ કરવાનું માણસ ટાળે તો કોઈને માઠું લાગતું નથી અને કંઈ લગ્નના ક્ષેત્રમાં સામાજિક પ્રતિષ્ઠા ઓછી થતી નથી.



આ સંજોગોમાં આ ખર્ચો ઓછા કરવા હોય, દોડાદોડી ટાળવી હોય તો લગ્નને સામાજિક મેળાનું પ્રદર્શન રૂપ ન આપતાં મંગળ પ્રસંગનું સુરૂચિભર્યું અને આનંદપ્રદ રૂપ આપવું જોઈએ. જેમની હાજરીથી આનંદમાં વૃદ્ધિ થાય તેમ હોય પણ તે દૂર વસતાં હોય તો તેમને આશીર્વાદ પાઠવવાની કંકોત્રી મોકલીને એ લગ્નપ્રસંગની એમને જાણ કરી સંતોષ માનવો જોઈએ. ધંધાદારી સંબંધને જો કુટુંબના પ્રસંગમાંથી બાદ રાખવામાં આવે તો ઘણી ઓછી ધમાલ થઈ જાય. કંકોત્રીઓ લખવામાં એ મર્યાદા સ્વીકારીને વિવેક જળવાય તો શુભ શરૂઆત થઈ ગણાય. એવી જ શરૂઆત જેમને કંકોત્રીઓ મળે છે તે પણ કરે તે જરૂરી છે. જેમની સાથે નિકટનો સંબંધ ન હોય તે કંકોત્રીને કેવળ સમાચાર તરીકેનું મૂલ્ય ગણી શુભેચ્છા પાઠવવાથી વધુ વિવેક કરવામાં ન આવે તે પ્રકારનો વ્યવહાર થવો જોઈએ. જેમની સાથે એટલો સંબંધ પણ ન હોય તેવી કંકોત્રીઓ અંગે તો એટલો વ્યવહાર પણ ન જ હોય. તો એવી લાંબી લેખણે લખાતી કંકોત્રીઓ આપોઆપ બંધ થઈ જશે.



ઉત્તર પ્રદેશના એક ગામની શાળાના આ વિદ્યાર્થીઓ માટે રજા એટલે ઉપયોગી સેવા બજાવવાનો અવસર. એમની શાળાનું જૂનું મકાન ઘણું નાનું પડતું હતું અને તે વિસ્તારવાની જરૂર હતી. તે માટે પંચાયતે ફાળો ઉઘરાવવાનું શરૂ કર્યું અને તે દરમ્યાન વિદ્યાર્થીઓએ પણ કોઈક રીતે પોતાનો ફાળો આપવાનો નિર્ણય કર્યો. અને શાળાની નવી શાખાનો પાયો આ વિદ્યાર્થીઓ કરતાં વધુ સારી રીતે અને સંગીનપણે બીજું કોણ નાખી શકે?

# કોયલ

**આ** કોયલથી આપણે બિલકુલ અજાણ્યા નથી. હવે તેના ટહુકાર સાંભળવાની ઋતુ ચાલી આવે છે. તેનું કદ આપણા કાગડાને મળતું આવે છે પણ પૂંછડી વધારે લાંબી રહે છે. અને બાંધે નાજુક હોય છે. નરનો રંગ તદ્દન કાળો હોય છે પણ તડકામાં જોઈએ તો તેમાં ભૂરી ઝાંય જોવામાં આવે છે. આપણે તેના ટહુકારને ઘણો મીઠો કહીએ છીએ. તે ટહુકારને શબ્દમાં મૂકીએ તો 'કુઉઉઉ કુઉઉઉ' એમ એક પછી એક ટહુકાર વધારે ઊંચો થતો જાય છે તે ઉપરાન્ત 'કુહુહુ' એમ પણ આઠ દશ વખત એક સાથે બોલી જાય છે. તેમાં જૂન માસમાં તેનું નિરીક્ષણ કરવાની ખૂબ મજા પડે છે, કોઈ પેપડી કે પેપા, પાકેલા પીપળા અથવા પીપર ઉપર સારો પેપો કે પેપડી ચાંચમાં લઈ તેની માદા જે કાબરચીતરી હોય છે તેને ખવડાવવા ડાળી પછી ડાળી કૂદતો આવીને માદાને રીઝવવા માટે તેણે પસંદ કરી ચાંચમાં લાવેલું ફળ માદાની ચાંચમાં મૂકી દે છે જે વખતે તે આખો વખત 'કુકુકુકુ' અવાજ કરી પાંખો અર્ધ બીડેલી રાખે છે. તેના પગ ટૂંકા અને રાખોડી લીલી ચાંચ થોડી વળેલી હોય છે. આંખો ચણોઠી જેવી રાતી હોય છે. અને પગ લીલાશ પડતા ભૂરા રહે છે. માદાનો રંગ મેલો ધોળો તેમાં જાડા કાળાશ પડતા કથ્થાઈ રંગની પટ્ટીઓ આવે છે. તેની ચાંચ કથ્થાઈ અને આંખો તથા પગનો રંગ નરને મળતો આવે છે. તેનો અવાજ નરથી જુદો પડે છે. તે ટહુકાર નથી કરતી પણ 'કીક્ કીક્ કીક્' શબ્દ ઉચ્ચાર કરે છે. અને તે તેની પ્રજનન ઋતુમાં વધારે સાંભળવામાં આવે છે. કોઈક વખત તેના રંગમાં તફાવત પડી જાય છે. નાની ઉંમરની કોયલની આંખો કથ્થાઈ રહે છે અને ઉંમર વધવાની સાથે તે પહેલાં પીળી થાય છે અને પુખ્તવયે તે રાતી બની જાય છે.

પ્રાચીન અને અર્વાચીન સાહિત્યમાં હમેશાં વિવાદ થયા કર્યો છે કે માદા જ બોલે છે એટલે ટહુકાર કરે છે. માત્ર મહાકવિ કાળિદાસે નર કોયલને બોલતી કહી છે. આંબાની મંજરી કોળે અને નર કોયલ પોતાનું ગળું ખંખારી ઊઠે છે. અને ચોમાસામાં, એટલે જુલાઈ માસ સુધી તો ખૂબ જ પોતાના ટહુકારથી વાતાવરણ ભરી દે છે. તેમાં કેટલાંક બાળકો તેને બેઠેલી જોઈ જતાં 'કોયલ તું કાગડાની વહુ' એવું કહેતાં તો હરેક અવાજ ઊંચે અને વધારે ઊંચે કરવા લાગે છે. આ પંખીને વનરાજી વહાલી છે. એટલે બાગ બગીચામાં તેનો વસવાટ હોય જ. કોયલની પ્રજનન ઋતુ કાગડાની પ્રજનન ઋતુ સાથે જ હોય છે. કારણ કે તે કાગડાના માળામાં પોતાનાં ઈંડાં મૂકી સેવવાની અને બચ્ચાં ઉછેરવાની ફરજ કાગડા માથે નાખે છે. ઊડતી વખતે કોયલ ઊંચે ઊડતી નથી. એટલે આપણા માથા ઉપરથી વધારે ઊંચી જતાં જોવામાં આવતી નથી. તેને ઊડતાં જોઈએ તો તેની પૂંછડી આપણને લાંબી જણાય છે. પ્રજનન ઋતુમાં નર કોયલ ઊડતાં ઊડતાં પણ ટહુકાર કરતો જાય છે. વળી તેનો સમાજ એક જ નર માદા સાથે કદાચ વસવાનું પસંદ નથી કરતો કારણ કે માદા આસપાસના ઘણા નરોની મુલાકાત લેતી નીરખવામાં આવે છે. માદા અને નર બને સંવનન કરતાં હોય તેમાં માદા ઊડી જાય તો નર તેની પાછળ જતાં ભાગ્યે જ જોવામાં આવે છે. પણ એક વૃક્ષ ઉપર નર બેઠો હોય તો તે વૃક્ષ ઉપર બીજા નરને આવવા નથી દેતો.

કોયલ આખા ભારતમાં પથરાયેલી છે. અને આપણે ત્યાં તેની વસ્તી થોડી નથી. સખત તાપ પડતો હોય ત્યારે કોઈ આંબે બેઠેલી કોયલનો ટહુકાર ખરેખર શાંતિ આપે છે. અને કયારેક રાતના પણ તેના



ટહુકાર બહુ મીઠો જણાય છે.

જૂનથી ઑગસ્ટ માસ સુધી તેનો પ્રજનન કાળ ચાલે છે. આ જ અરસામાં કાગડા માળા બાંધી ઈંડાં સેવવાની પ્રવૃતિમાં પડી ગયા હોય છે. તેમાં કોઈક વખત આપણો જંગલી કાળો કાગડો પોતાની પ્રજા ઉછેરવામાં મોડો પડ્યો હોય તો તે પણ કોયલના ધ્યાન બહાર જતો નથી. પ્રકૃતિએ કાગડાની વસ્તી વધી ન જાય તેની કેટલી સરસ ગોઠવણ કરી છે. કોઈ બીજા પંખીના માળામાં ઈંડાં મૂકી દેવાં એ કાંઈ સહેલી વસ્તુ નથી. કારણ કે આપણામાં માન્યતા છે કે કાગડો બહુ ચતુર પંખી છે એટલે તેને છેતરવાની કળા કોયલોએ શોધી છે અને તેની પ્રજાનો ઉછેર તેની પાસે કરાવે છે. એક જ જગ્યાના કાગડા અને કોયલ વરસનો ઘણો ભાગ સાથે જ વસે છે. માત્ર પ્રજનન કાળમાં એક બીજાની હરતી કાગડા પોતાના માળાવાળા વૃક્ષ ઉપર સહન નથી કરી શકતા. કાગડા માળો બાંધી ઇંડાં સેવવામાં પ્રવૃત્ત થયા છે એ જાણી લીધા પછી પોતે તે માળામાં પોતાનાં ઇંડાં મૂકી દેવા માટે કટિબદ્ધ થાય છે. એ સમયે કાળી કોયલ પાછળ કાગડાને ઘણી વખત પડી દૂર નસાડતાં જોઈએ છીએ. નર કોયલ પોતાની માદાને મદદ કરવા માટે જે વૃક્ષ ઉપર માળો હોય એ જ વૃક્ષ આસપાસ બેસી પોતાનો ટહુકાર કરવાની શરૂઆત કરે છે. કાગડાને ખબર તો હોય છે કે પોતાના માળા આગળ કોયલ આવે તે સારું નથી. એથી તેને કાઢી મૂકવા કાગડાની જોડી પાછળ પડે છે. એ તકનો લાભ ઉઠાવી પેલી માદા કોયલ પેલા કાગડાના માળામાં ઈંડું મૂકી દે છે. આ દાવ કરતાં ઘણી વખત કોયલના નર માદા-કાગડાની ચાંચનો સ્વાદ ચાખી પણ લે છે. આમ ઇંડાં કાગડાના માળામાં મૂકવા માટે ઘણા અવલોકનકાર એવો મત ધરાવે છે કે માદા કોયલ કોઈ અનુકૂળ જગ્યા શોધી ત્યાં પોતાનું ઈંડું મૂકી પછી ચાંચથી ઉપાડી લાવી કાગડાના માળામાં સેરવી દે છે. પણ દરેક પંખીને પોતાને ફરવા હરવાની અમુક ચોક્કસ હદ હોય છે. એ હદ બહાર પેલી કાગડાની જોડી ભાગ્યે જ જાય છે એટલે તરત જ પાછી ચાલી આવે છે. એટલા થોડા સમયમાં કાંઈ માદા ઈંડું કોઈ રીતે તેમાં મૂકી શકે નહિ. એવો મને સંશય છે.

મારું અવલોકન મને એમ બતાવે છે કે પહેલી રાતના ચંદ્ર પ્રકાશમાં મોડી સાંજના નક્કી કરી રાખેલા માળામાં કાગડી પોતાની ઈંડાં સેવવાની ફરજ બજાવતી બેઠી હોય ત્યારે માદા કોયલ તે વૃક્ષ ઉપર ઊડી આવે છે અને ધીરે ધીરે કાગડીની બાજુમાં જગ્યા મેળવી લઈ કાગડીને ચાંચના પ્રહાર કરી દૂર હટાવી નિરાંતે ઈંડું મૂકી દે છે. જે વખતે ચંચુપ્રહાર થાય છે ત્યારે કાગડી દુઃખથી કાં કાં કરે છે. પણ પોતાનો નર તે સાંભળીને બોલે તે પહેલાં તો માદા કોયલ ઈંડું મૂકી પોતાને કાગડીએ હેરાન કરી હોય એમ કોકીયારો કરી મૂકી આસપાસની તમામ કોયલને અને કાગડાને સતેજ કરી મૂકી કાગડા આવે કે તરત જ તે ત્યાંથી પલાયન કરી જાય છે. આ વાત થઈ તે પહેલી રાતના અજવાળિયાની. એ જ માફક પાછલી રાતના અજવાળિયામાં હજુ કાગડા બોલવા ન લાગ્યા હોય ત્યાં પેલી કોયલની માદા કાગડાના માળામાં ઘૂસી કાગડીને કનડી હટાવી ઈંડું મૂકી દે છે અને પોતે જ શોર કરી મૂકે છે. આ બાબત હજુ વધારે અવલોકન માગે છે.

કોયલનાં ઇંડાનો રંગ કાગડાનાં ઈંડાંને મળતો રહે છે પણ તેમાં વધારે લીલાશ અને ગોળાશ આવે છે. કાગડા કરતાં કોયલનાં ઈંડા વહેલાં સેવાઈ જાય છે એમ અવલોકનકારો કહે છે. અને પહેલાં બચ્ચાં નીકળે એટલે કાગડાનાં બચ્ચાં નીકળે તો પણ તેને પેટ ભરવાનો સમય જ ન આપે અને જે કાગડા લઈ આવે તે કોયલનાં બચ્ચાં જ માગી લે છે. એથી જો કોઈક વખત કોયલનાં બચ્ચાં સાથે કાગડાનું બચ્ચું હોય તો તે બિલકુલ હીણું કદનું અને તંદુરસ્તી વગરનું જોવામાં આવે છે.

કોયલનો ચારો ફળફૂલનો છે. તમામ જંગલી ફળો

ઉપર વાડીનાં ફળો ઉપર તે સારો હાથ મારે છે. આ સિવાય તે ક્યારેક બીજાં પંખીનાં ઈંડાં-બચ્ચાંનો પણ ચારો કરી જતી જોવામાં આવી છે. પણ બચ્ચાં, કાગડા જે ખોરાક લાવે તેનો ઉપયોગ કરીને સરસ રીતે ઉછરી જાય છે. જે બચ્ચાં કાગડાનાં બચ્ચાં કરતાં તદ્દન જુદા જ પ્રકારનો અવાજ કરે છે. પણ આવા અવાજથી કાગડાને તે કોયલનાં બચ્ચાં છે એમ જાણવામાં આવતું નથી. જ્યારે આ બચ્ચાં પુખ્ત થાય ત્યારે પોતાની જાતની માફક બોલી કરવા જાય છે ત્યારે કાગડા જાણી જાય છે અને તેને ચણ આપવાનું બંધ કરે છે. શરૂઆતમાં બચ્ચાં સમજી જાય છે કે પોતે કોયલ જેવું બોલ્યાં એટલે પોતાના ધર્મનાં માબાપે તેને ચણ આપવાનું બંધ કર્યું. જેવી ભૂખ લાગે કે પાછાં પોતાની ચણ માગવાની અસલ બોલી કરવા લાગતાં ભોળા કાગડાને દયા આવી જાય છે અને પાછી ચણ લાવી ખવડાવવા માંડે છે.

આ થાય છે ત્યારે તેની ન્યાત તેઓ આસપાસ ભેળી થાય છે અને નર-કોયલો પોતાનો ટહુકાર કરે અને માદા-કોયલો પોતાની કીકિયારી કરે એમાં જે બચ્ચાં નર હોય તે ટહુકાર કરવા લાગે અને માદા હોય તે કીકિયારી કરવા લાગે છે. અને એ રીતે મોટી કોયલો પોતાનાં બચ્ચાંને સમજણ આપી કાગડાની સંભાળ-માંથી મુક્ત કરે છે. જે ઉંમરે કોયલનાં બચ્ચાં આમ કરે છે તે જો કાગડાનાં બચ્ચાં હોય તો તો ક્યાર-નાંય પોતાનાં માબાપ સાથે ચારો કરવા ભેગાં આવી પોતાની મેળે પેટ ભરવા લાગી ગયાં હોય છે પણ કોયલનું એટલી ઉંમરનું બચ્ચું કોઈક જ વખત કાગડા પાસે ચણ ખાવા આવે છે. ઘણે ભાગે તો પોતે બેઠાં હોય ત્યાં કાગડાને બોલાવે છે.

અંગ્રેજીમાં કોયલને The Indian Koel કહે છે જ્યારે વિજ્ઞાનિક નામમાં તેને Eudynamys Scolopacea Scolopacea (Lin) કહેવાય છે.



૧૯૫૬ના ઑગસ્ટની ૩૧મીના રોજ લાઈફ ઈન્સ્યુરન્સ કૉર્પોરેશનની એકંદર અસ્કયામત લગભગ રૂ. ૪૧૧ કરોડ જેટલી હતી અને ૫૦ લાખ જેટલી પોલીસીઓ દ્વારા રૂ. ૧,૨૫૦ કરોડ કરતાં પણ વધુ રકમનો વીમો ઉતારવામાં આવ્યો હતો. પગારદાર કર્મચારીઓની એકંદર સંખ્યા ૨૭,૦૦૦ જેટલી હતી.

૧૯૫૭માં નવી પોલીસીઓની કુલ સંખ્યા ૭,૮૮,૧૩૩ની હતી અને તે દ્વારા ભારતમાં રૂ. ૨૭૬ કરોડનો વીમો ઉતરાવાયો હતો, જ્યારે ભારત બહાર ઉતારેલા વીમાની પોલીસીઓની સંખ્યા ૫,૦૩૫ હતી અને તે દ્વારા રૂ. ૫ કરોડની રકમનો વીમો ઉતરાવાયો હતો.

૧૯૫૭માં હાથ ધરાયેલું વીમાનું નવું કામકાજ રાષ્ટ્રીયકરણ થયા પહેલાં ૧૯૫૫માં થયેલાં સર્વોચ્ચ કામની સરખા-મણીમાં રૂ. ૨૩ કરોડ જેટલું વધુ હતું.

૧૯૫૮ના ડિસેંબરની ૨૨મી સુધીમાં રૂ. ૨૨૭ કરોડનું કામકાજ પૂરું થયું હતું જ્યારે ૧૯૫૭ના ડિસેંબરની ૨૨મી સુધીમાં રૂ. ૨૧૫ કરોડનું કામકાજ પૂરું થયું હતું. ૧૯૫૮ની આખરે રૂ. ૩૧૦ કરોડનું કામકાજ પૂરું થયાનો અંદાજ છે.

> **'ઊર્મિ-નવરચના'** અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.



ચંદુલાલ સેલારકા

# બે હાથ

*માણસની બે વિરુદ્ધ મનોવૃત્તિ એકી સાથે રજૂ કરતી આ વાર્તાના લેખકની ઊર્મિમાં આ પહેલી જ વાર્તા રજૂ થાય છે. પણ ગુજરાતનાં સારાં સામાયિકોમાં તેમની વાર્તાઓ પ્રગટ થતી જ આવી છે અને હવે તો તેમનો વાર્તા-સંગ્રહ પણ પ્રગટ થવાની તૈયારીમાં છે એટલે તેમની હથોટી વિષે શંકા ન જ જાય...*

પોષ મહિનાનું પ્રભાત ઠંડીમાં ધ્રૂજતું ઊભી રહ્યું હતું. પૂર્વ દિશાની ડુંગરમાળા પાછળથી સૂર્યનો ગોળો, લાલ મખમલની જાજમ પર પગલાં માંડતાં રાજવી જેવો આકાશી ગાલીચા પર કદમ બઢાવી રહ્યો હતો.

આઠેક વાગ્યા સુધીમાં સૂર્યે વાતાવરણમાં હુંફાળો તડકો ઠાંસોઠાંસ ભરી દીધો.

ભીંત પર લટકાવેલ અરીસા સામે ઊભો ઊભો હું દાઢી ઉપર સાબુના ફીણ ઊભરાવી રહ્યો હતો. સાબુ પૂરેપૂરો લગાડાઈ રહ્યાનો સંતોષ થયા પછી અસ્ત્રો હાથમાં લઈ, કાન પાસેથી એક ઘસરકો લેવા ગયો ત્યાં રસોડામાંથી શીલાના શબ્દો સંભળાયા :

'કામિની મુંઝાઈ ગઈ છે.'

'કેમ ? કનક કંઈ લગ્ન પછી પહેલી જ વાર તેનાથી જુદો નથી પડ્યો!'

'એમ નથી!'

'તો ?'

'કાલનો કુલકુલિયાને તાવ ચડ્યો છે. આખી રાત તાવ બે-ત્રણ હતો.'

'તો કામિનીએ કેમ કંઈ કહ્યું નહિ? રાતે ઊઠાડ્યા નહિ !'

'એ છે જ મોઢાની મોળી. પણ તમે હવે જલદી દાઢી બોડી ડોકટરને બોલાવી લાવો.'

મેં ઝટઝટ અસ્ત્રો ફેરવી 'શેવિંગ' પૂરું કર્યું.

પગમાં ચંપલ નાખી કામિનીના બ્લોકમાં ગયો. સૂવાના ઓરડામાં ઘોડિયામાં કુલકુલિયો સૂતો હતો. મને જોઈને કામિની અંદરથી બહાર આવી. ગઈ આખી રાતનો ઉજાગરો તેની આંખ અને નિસ્તેજ ચહેરા પરથી વરતાતો હતો. વાળ પણ સુક્કા—ઓળ્યા વગરના હતા.

નીચા વળી મેં બાળકના ગાલ પર હાથ મૂકી તાવનો અંદાજ લેવા પ્રયત્ન કર્યો.

'બે છે.' કામિનીએ ધીમા અવાજે કહ્યું.

મેં એક ઠપકાભરી દૃષ્ટિએ તેની સામે જોયું.

એ નીચું જોઈ ગઈ.

'હું ડોકટરને બોલાવી લાવું છું.' કહી હું ઓરડા બહાર નીકળી ગયો.

રસ્તે ચાલતાં મારી આંખો સામે તાવમાં શેકાઈ રહેલા સુકોમળ કુલકુલિયાનો ચહેરો જ તરવરી રહ્યો હતો. 'કુલકુલિયો'—તેનું નામ કેમ પડી ગયું તે પ્રસંગ મને યાદ આવી ગયો.

કામિની કરતાં 'કુલકુલિયો' શીલા પાસે જ વધારે રહેતો. અમારા ચાર બ્લોકના એ નાના મકાનમાં અમે બે ઉપરના પાડોશીઓ માત્ર પાડોશી જ નહિ પણ કુટુંબીઓ બની ગયાં હતાં. નીચે એક મદ્રાસી કુટુંબ હતું અને બીજું ગુજરાતી કુટુંબ ખરું પણ તેમાં બે પ્રૌઢ પતિ-પત્ની જ માત્ર હતાં એટલે અમને ઉપરનાં તો સમવયસ્કો હોવાથી સારું ફાવી ગયું હતું. એક દિવસ અમે ચારેય જણાં અને મારી ત્રણેક વર્ષની બેબી—સુમી—બેઠાં હતાં. શીલા બાબાને રમાડતી હતી. બાબલો ખિલખિલાટ હસતો અને અમારા સૌના ચહેરા પ્રસન્નતાથી ખીલી ઊઠતા. ત્યાં શીલા બોલી ઊઠી: 'કેવો કુલકુલાટ કરતો હસે છે!'

'કુલકુલાટ નહિ, ખિલખિલાટ સાચો શબ્દ છે' મેં શીલાની અશુદ્ધ બોલી સુધારવા કહ્યું.

'કેટલીક વખત વ્યાકરણની દૃષ્ટિએ ભાષા અશુદ્ધ હોવા છતાં હૃદયભાવની દૃષ્ટિએ વધારે સાચી હોય છે!' શીલાએ જવાબ આપ્યો. 'અને હવેથી

હું દીપકડાને 'કુલકુલિયો' જ કહેવાની છું. એની ફૈબાએ ભલે એનું નામ દીપક પાડ્યું પણ હું તો આજથી—અત્યારથી એને કુલકુલિયો જ કહેવાની.' શીલાએ એનો અશુદ્ધ પણ વાત્સલ્યથી રસબસતો શબ્દ પકડી રાખ્યો એટલું જ નહિ પણ સૌની જીભે રમતો કરી દીધો. અને ત્યારથી અમે એ સદૈવ હસતા બાળકનું નામ...

મારી સુમી ઉંમરને હિસાબે કંઈક વધારે ગંભીર હતી. એટલે ક્યારેક એને રમાડવા કરતાંય મને કુલકુલને રમાડવો વધારે ગમતો. એના અત્યંત ગૌર—માખણનાં પીંડા જેવા ચહેરાને મારા ગાલ સાથે દબાવી રાખતાં હૃદયમાં અકથ્ય આનંદનું પૂર ફરી વળતું. એના સોનેરી વાંકડિયા વાળ પર હાથ ફેરવતાં ફેરવતાં ક્યારેક આંખ સામે કામિનીનો ચહેરો ઊઠી આવતો. કુલકુલની મુખરેખા કામિનીના ચહેરાને મળતી હતી. કામિની શીલાથી ત્રણ–ચાર વર્ષ નાની હતી. કનક અને કામિની અમને મોટાં ભાઈ–ભાભીની જેમ માન આપતાં. કામિનીનો શ્વેતવર્ણ, કાળી મોટી આંખો અને શરમાળ સ્વભાવ તેને અત્યંત આકર્ષક બનાવતાં. કનક તેના ધંધાના કામે વરસમાં એક–બે વાર બહારગામ જતો ત્યારે બેફિકર અને નિશ્ચિંત મને રહેતો. કંઈક મારા સ્વભાવને લીધે અને કંઈક 'વડીલપણા'ના વળગેલા ભૂતને લીધે હું ક્યારેય કામિનીની મશ્કરી કરતો નહિ—કરી શકતો નહિ. અમે ચારેય ભેગાં હોઈએ ત્યારે ખાસ કરીને બાળકોની જ નિર્દોષ વાતો કરી આનંદ મેળવતાં.

કામિની શીલા કરતાં વધારે આકર્ષક હતી. પરંતુ શીલા કામિની કરતાં વધુ ચપળ, ચાલાક અને હિંમતવાળી હતી. ઘરે મહેમાન આવ્યા હોય, માંદગી હોય કે એવા અન્ય વ્યવહારના પ્રસંગો હોય ત્યારે કામિની મુંઝાઈ જતી અને શીલાના સહારા વગર એનું વહાણ આગળ ચાલી શકતું નહીં. શીલા વરસે દોઢ વરસે એને પિયર રાજકોટ જાય ત્યારે તો કામિની એવી ઢીલીઢીલી—ઓશિયાળી થઈ જાય! અરે, સ્ટેશને મૂકવા આવે અને ગાડી ઊપડે ત્યારે તો એની આંખોમાંથી આંસુ વહેવા જ માંડે! જાણે મા–દીકરી કે બે બહેનો છૂટાં ન પડતાં હોય!

આવી ગભરૂ કામિની કનકની ગેરહાજરીમાં કુલકુલના અણઉતાર તાવથી મુંઝાઈ જાય તેમાં આશ્ચર્ય નહોતું...

ડૉક્ટરે કુલકુલને તપાસી કહ્યું, 'ભરાઈ ગયો છે. કફ ઘણો છે. પણ ચિંતા કરવા જેવું નથી. હું ઈન્જેક્શન આપું છું. દવા પણ ત્રણત્રણ કલાકે આપતા રહેજો. આખો દિવસ ચમચી ચમચી સાકરનું પાણી પાયા કરજો. અને આખો દિવસ કેમ રહ્યું છે તેનો સાંજે મને રિપોર્ટ આપજો.'

ઇન્જેકશન–દવા વગેરે આપી ડૉક્ટર ગયા.

કુલકુલિયો તાવના ઘેનમાં આંખ બંધ કરી પડ્યો હતો.

મેં શીલાને ઉદ્દેશી કહ્યું, 'તો હું આજે ઑફિસે જવાનું માંડી વાળું?'

'હું છું એટલે વાંધો નથી. તમે ઑફિસે જઈ આવો. જરૂર હશે તો હું ફોનથી બોલાવીશ.'

કામિની તેની પારેવા જેવી કૃતજ્ઞ આંખો અમારા તરફ ફેરવતી હતી. તેને મેં કહ્યું, 'ચિંતા ન કરીશ. દવાથી સાંજ સુધીમાં સારૂં થઈ જશે.'

*

ઑફિસે ગયો. પણ મનમાં કુલકુલની માંદગીના જ વિચારો આસન જમાવી બેઠા હતા. કામમાં ચિત્ત પરોવાતું નહોતું. બપોરે હંમેશાની આદત મુજબ ચા પીવા નીચે ઊતર્યો નહીં ત્યારે એકાઉન્ટન્ટ કાન્તિભાઈએ પૂછ્યું: 'કેમ, આજે આમ ગુમસુમ બેઠા છો?'

'અમારો કુલકુલિયો માંદો પડ્યો છે.'

'તમારે ત્યાં બાબો ક્યારે આવ્યો? કંઈ વાતેય કરતા નથી ભલા માણસ? પાર્ટી તો લેત!'

'મારો નહિ—પાડોશીનો—કનકભાઈનો બાબો.'

'ઓ–હો!'



ચા પીવા નીચે ઊતર્યો. પણ સાંજે વહેલો જ ઘરે ગયો.

દાદરો ચડી કનકના બ્લોકમાં જ ગયો. શીલા અને પડોશની સ્ત્રીઓ બાળકને ઘેરીને બેઠી હતી. શીલા કુલકુલને પોતાં મૂકી રહી હતી. સૌ અબોલ, ગંભીર હતાં. કામિનીની આંખ વરસી ગયેલ વાદળા જેવી ફિક્કી અને ખાલી ખાલી હતી.

ડૉક્ટરની સૂચનાઓનું યોગ્ય પાલન થયું હશે તેની મને ખાત્રી હતી. છતાં પરિસ્થિતિમાં કશો સુધારો જણાતો ન હતો. ફરીને ડૉક્ટરને બોલાવી લાવ્યા સિવાય કોઈના હૃદયમાં રાહત નહિ થાય તેની મને ખાત્રી હતી, એટલે મેં કહ્યું, 'તો હું ડૉક્ટરને બોલાવી લાવું. આખો દિવસ કેમ રહ્યું છે તેનો રિપોર્ટ પણ તેને આપવો પડશે!'

'હા. પણ કપડાં બદલીને જરા વાર પછી જાઓ.' શીલાએ મારી કાળજી લેતાં કહ્યું.

હું મારા રૂમમાં ગયો. કપડાં બદલ્યાં. સોફા પર જરાવાર બેઠો. ત્યાં એક હાથમાં ચાનો કપ અને બીજામાં નાસ્તાની રકાબી લઈ કામિની આવી. મારી ટેવથી તે પણ પરિચિત થઈ ગઈ હતી. અને શીલાની ગેરહાજરીમાં તો ખાસ. પરંતુ નાસ્તો કરવાની મને જરા પણ રુચિ નહોતી એટલે ચાનો કપ લેતાં મેં કહ્યું, 'નાસ્તો નથી લેવો. ચા બસ છે.'

'હવે થોડો નાસ્તો. શીલાબેન કહેતાં હતાં, સવારે પણ પૂરું જમ્યા વગર જ તમે ઑફિસે ચાલ્યા ગયા હતા!'

અને એ ચા-નાસ્તો ટ્રીપોય પર ગોઠવી ચાલી. બારણામાંથી નીકળતાં સામા પ્રકાશમાં કામિનીના દેહની આકૃતિ એક છાયાચિત્ર રચતી હતી ચાલ કંઈક ધીમી પડી ગઈ હતી છતાં નિતંબથીયે નીચે પહોંચતા એના ચોટલાનું ડોલન પહેલા જેવું જ રમ્ય હતું.

*

ફરી ડૉક્ટરને બોલાવી લાવ્યો ત્યારે કુલકુલ લગભગ બેભાન જેવો જ પડ્યો હતો. છાતીમાં કફ એટલો ભરાઈ ગયો હતો કે શ્વાસ લેવામાં પણ અત્યંત કષ્ટ તેને પડતું હતું. ડૉક્ટરે ફરી તેને તપાસ્યો, ઇંજેક્શન આપ્યું અને સૂચના આપી:

'આખી રાત ધ્યાન રાખવું પડશે. બબ્બે કલાકે દવાનો ભાગ, એક એક ટીકડી ભૂકો કરી પાણીમાં આપતા રહેજો. સવાર સુધીમાં ચોક્કસ સુધારો થઈ જશે. ચિંતા ન કરશો.'

રાતનું વાળુ પતાવી લીધા પછી શીલાએ, કોને કેટલા વાગ્યા સુધી જાગવાનું છે તે નક્કી કરી દીધું. આવા પ્રસંગોએ શીલા જે કહે તેને અમારે અનુસરવાનું રહેતું. કામિનીને તો ગઈકાલનો ઉજાગરો હતો. આખો દિવસ તે કુલકુલ પાસે જડની જેમ બેસી રહી હતી. મેં પૂછ્યું:

'કનકને તાર કે કૉલ કરવો છે?'

'ના ના. એ નકામા ગભરાઈને પ્લેનમાં જ દોડતા આવે. અને અહીં આવે ત્યારે તો કુલકુલભાઈ કુલકુલાટ કરતા હોય! આજની રાત જવા દો' શીલાએ નિર્ણય લીધો.

'હું ને કામિની બે વાગ્યા સુધી જાગીશું. તમને બે વાગે ઊઠાડશું. હમણાં તમે સૂઈ જાવ' શીલાએ મને કહ્યું. ઊંઘ નહિ આવે તેમ લાગતું હતું છતાં અડધી રાતનો ઉજાગરો ખેંચવા હમણાં એક ઊંઘ લઈ લેવી તેમ વિચાર કરી હું ઊઠ્યો અને પલંગમાં લંબાવ્યું.

*

શીલાએ બે વાગે જગાડ્યો ત્યારે હું ભર ઊંઘમાં હતો. મોઢું ધોઈ સ્વેટર પહેરી હું નીકળ્યો. શીલાએ કહ્યું: 'કામિનીને સુવડાવી દેજો. જમનાબેન નીચેથી આવશે. તમે અને જમનાબેન જાગજો કંઈ હોય તો મને ઊઠાડજો.'

હું કામિનીના સૂવાના ઓરડામાં પ્રવેશ્યો ત્યારે જમનાબેન આવી ગયાં હતાં. મેં કામિનીને કહ્યું:

'તું સૂઈ જા. અહીં જમનાબેન અને હું બેઠાં છીએ.'

કામિની એના પલંગમાં આડી પડી. રાત વધી હતી તેમ ટાઢ પણ વધી હતી. કામિનીએ 'રગ' ઓઢી લીધું. ભીંત તરફ મોં રાખી તે સૂતી.

થોડીવાર સુધી મેં અને જમનાબેને સામાન્ય વાતચીત કર્યા કરી. ત્યાં નીચેથી જમનાબેનના પતિ ધીરુભાઈનો અવાજ આવ્યો. એમને દમનું દર્દ હતું અને તે શિયાળામાં ખૂબ જોર કરતું. જમનાબેન નીચે ગયાં. કામિની ઊઠી ને કુલકુલ પાસે બેઠી. કુલકુલ હવે શ્વાસ તકલીફ વિના લેતો હતો અને આછાં આછાં નસકોરાંના અવાજ પરથી તે ઊંઘમાં હતો તેમ લાગતું હતું. તાવ પણ ઊતર્યો હતો. મેં કામિનીને કહ્યું : 'હું બેઠકના ઓરડામાં વાંચતો બેઠો છું. તું થોડી ઊંઘ કરી લે જોઉં !'

મારું કહ્યું તેણે માની લીધું. તે ઊઠીને ફરી પલંગમાં સૂતી. હું બેઠકના ઓરડામાં ગયો.

ટાઢ વધી હતી. સ્વેટર પહેર્યું હતું તો પણ ધ્રુજી જવાતું હતું. સૂવાના ઓરડામાં શાલ પડી હોય તો લઈ આવવા હું ઊઠયો.

અંદર ગયો ત્યાં ધીમાં ધીમાં ડૂસકાંનો અવાજ સંભળાયો. કામિની પાછું ફરી રડતી હતી. મારું હૃદય સહાનુભૂતિથી ભરાઈ આવ્યું. મેં સ્વસ્થતાથી તેની પાસે પલંગની કિનારી પાસે બેસી જઈ ડાબો હાથ તેના માથા પર ફેરવવા માંડયો. પણ તેમ તેમ તેનાં ડૂસકાં વધવા લાગ્યાં. બે દિવસથી કુલકુલની જે ચિંતા તેના હૃદયમાં ભરાઈ રહી હતી, કનકની ગેરહાજરીથી જે મુંઝવણ અંતરમાં દબાઈ રહી હતી તે હવે ડૂસકાં દ્વારા માર્ગ કરી રહી હતી.

તેની બંધ આંખોમાંથી આંસુનો પ્રવાહ વહે જતો હતો. મેં પાસે પડેલો નેપકિન લઈ તેના ચહેરા પરથી આંસુ લૂછયાં. શાલાને ઉઠાડવાનો વિચાર કરતો હતો ત્યાં તેનાં આંસુ લૂછતો મારો જમણો હાથ કામિનીએ તેના બે હાથથી પકડી લીધો અને તેની છાતી સરસો દાબી દીધો.

હું ચમકયો.

તેની કોમળ પુષ્ટ છાતી પર તેણે મારો જમણો હાથ બળપૂર્વક દાબી રાખ્યો હતો. એમ કરવાથી તેને જાણે હુંફ મળતી હોય, અદશ્ય સાન્ત્વના મળતી હોય, હિંમત અને બળ મળતાં હોય તેમ તેનાં ડૂસકાં ઓછાં થયાં. તો પણ મારા હાથ પરની તેની પકડ તેમની તેમ હતી.

આટલી રાતે એકાંતમાં ઠંડી હવામાં મારો હાથ તેની શ્વાસ લેતી માંસલ છાતી ઉપર દબાયેલો પડ્યો હતો અને તેની અસર સ્પર્શેન્દ્રિય દ્વારા મારા મગજના જ્ઞાનતંતુઓને થઈ રહી હતી. શરીરમાં ગરમીનું મોજું જાણે ફરી વળ્યું હોય તેમ હું ગરમગરમ થઈ રહ્યો. પરંતુ જ્ઞાનતંતુઓને એમ એકાએક બનવા દેવાય? તો તો...હું છળી ઊઠયો...કલ્પનાથી, માનવીની કમજોરીથી...મારો ડાબો હાથ હજુ તેના વાળ પર ફરતો હતો. અને એકદમ મારી આંખ સામે એક દશ્ય ઊઠી આવ્યું...કયારેક રઢે ચડતી ત્યારે મારી સુમી મારા ખોળામાં માથું રાખીને કહેતી :

'પપ્પા, એક વાર્તા કહોને! પછી હું સૂઈ જઈશ.'

અને હું તેના સુંવાળા નાના વાળ ઉપર હાથ સહેલાવતો એકાદ વાર્તા જોડી કાઢતો અને એ સૂઈ જતી. તેમ અત્યારે...હા જાણે હું મારી સુમીને જ સુવડાવતો હોઉં તેમ કામિનીને માથે હાથ ફેરવી રહ્યો. એક હાથમાંથી દેહમાં વૃત્તિઓની ઉશ્કેરણી થતી હતી ત્યારે બીજા હાથે તેના શમનનો ઉપાય યોજ્યો. હું ડાબો હાથ તેના માથા પર તેના સુંવાળા વાળ પર સહેલાવતો જ રહ્યો અને થોડીવારે કામિની ખરેખર નિશ્ચિંતપણે ઊંઘી રહી હતી, મારા હાથ પરની પકડ ધીમી પડી ગઈ હતી. આછાં આછાં નસકોરાં સંભળાઈ રહ્યાં. મેં હળવેથી મારો હાથ ખેંચી લીધો. એકદમ હું ઊભો થઈ ગયો અને બેઠકના ઓરડામાં ચાલ્યો આવ્યો. સોફા પર બેસી વાંચતો હતો તે પુસ્તક ફરી હાથમાં લીધું. અક્ષરો જાણે ઉકલતા નહોતા પણ જાણે ચિત્રો દોરાતા હતાં. વિચિત્ર ચિત્રો.

હર્ષિદા પંડિત

# માનવતાપ્રેમી મેરી સ્ટોપ્સ

માનવ હિત માટે જિંદગીભર મથીને સાચા અર્થમાં 'જીવી' જનાર આ મહાન અંગ્રેજ સન્નારીથી આજે શિક્ષિતવર્ગ તો અજાણ્યુ નથી જ. તેમના એ મહાન મિશનને અંજલિ આપતો આ લેખ સમયોચિત તો એટલા માટે ગણાય કે આંતરરાષ્ટ્રીય કુટુંબનિયોજન પરિષદ તાજેતરમાં જ ભારતમાં મળી ગઈ... ...

'With irrepressible delight
I sing my songs into the night
Nor do I care who stops to hear
For one alone my heart is near
For one I sing, for one I live!
'Tis surplus to the world I give...'

૭૮ વર્ષની પાકટ વયે પહોંચ્યા પછી પ્રેમની સાત્વિક મઝા માણતાં-મણાવતાં આ કવયિત્રીને આપણે સૌ જુદી રીતે પિછાનીએ છીએ. વિશ્વના વસ્તીવધારા અને વસ્તીનિયમનના પ્રશ્ન સાથે સંકળાયેલાં આ મહાન સન્નારીનું નામ ઇતિહાસમાં મોખરે રહેશે જ એમાં બે મત નથી. ભારતને આંગણે છઠ્ઠી આંતરરાષ્ટ્રીય કુટુંબ નિયોજન પરિષદમાં, જગતની આર્થિક ઉન્નતિ-અવનતિની સાથે આંગળીએ વળગીને આવનાર એવો આ કુટુંબનિયોજનનો પ્રશ્ન દુનિયાના નિષ્ણાતોએ તાજેતરમાં ચર્ચી લીધો છે ત્યારે આજથી લગભગ ચાર મહિના પહેલાં ઓક્ટોબરની બીજી તારીખે—ગાંધીજીની જન્મતિથિએ—અવસાન પામેલાં મેરી સ્ટોપ્સની ગેરહાજરી એ જેવી તેવી ઘટના નથી. ખાસ કરીને એમના દરેક પુસ્તકમાં એમણે હિંદના પ્રશ્નોને જુદી રીતે તપાસીને, વિશ્લેષણ કરવાનો સહાનુભૂતિભર્યો પ્રયત્ન કર્યો છે ત્યારે તો હિંદના નાગરિકોની તર્પણની જવાબદારી ખાસ વધી પડે છે.

ધંધે વનસ્પતિશાસ્ત્રી, દુનિયાની દૃષ્ટિએ મહાન વિદુષી, વૈજ્ઞાનિકોની દુનિયામાં કુશળ વૈજ્ઞાનિક તરીકે ખ્યાતનામ બની ચૂકેલાં, લેખકોની યાદીમાં સિદ્ધહસ્ત લેખિકા તરીકે ગણના પામેલાં, અને સંતતિનિયમનનો ઝંડો લઈને પ્રચારાર્થે આગળ વધેલાં આ બંડખોર નારીરત્નનો પરિચય સંપૂર્ણ અર્થમાં કેવી રીતે થઈ શકે? ખાસ કરીને ઉકળતા પ્રશ્ન પરત્વે મિશનરીના ઉત્સાહથી જીવન સમર્પણ કરનારની વીરતા, તન્મયતા અને દઢનિશ્ચયીપણાને તો મસ્તક નમી જ પડે છે. એટલે તો આજે એમને મૃત્યુ પામ્યે પણ ચાર માસ જેટલો ટૂંકો ગાળો પસાર થયો હોવા છતાં બ્રિટનના બે પુસ્તક-પ્રકાશકો વચ્ચે એમનું જીવનચરિત્ર કોણ વહેલું પ્રકટ કરે છે એની સાત્વિક હરીફાઈ ચાલી રહી છે. વિશ્વ જ્યારે સંતતિનિયમન અંગે એક હરફ પણ ઉચ્ચારવામાં પાપ સમજતું હતું અને એનો ઉલ્લેખ જાહેરમાં કરનારને પાપી તરીકે બિરદાવતું હતું ત્યારે

---

મોં-માથા વગરનાં, આકૃતિ વગરનાં. જાણે સામસામા હુમલા થાય છે, તલવારો ખેંચાય છે અને ઢાલ પર ઝીલાય છે. જાણે દ્વંદ્વ યુદ્ધ ચાલે છે અને એક બીજાને હરાવી વિજેતાની અદાથી ચાલ્યો આવે છે...

હું ઊભો થયો. બારણાં બંધ કરી, બ્લોકનું ઓટોમેટિક લૉક વાસી હું મારા રૂમમાં ગયો.

શીલાના પલંગમાં શીલા અને સુમી સૂતાં હતાં. સુમી [illegible]ને વળગી પડી હતી અને તેના દેહ પર શીલાનો હાથ પ્રસરી ગયો હતો. મેં બાલકનીનું 'બારણું' ઉઘાડ્યું. સુદ બારશ તેરશનો ચંદ્ર મધ્યાકાશથી આગળ વધી ગયો હતો પણ તેનો પ્રકાશ હજુ ઝીલમીલાતો ફેલાઈ રહ્યો હતો.

બારણું ઉઘાડ્યું. તેમાંથી ચંદ્રનો પ્રકાશ અમારા પલંગ સુધી ફેલાયો. ચંદ્ર-પ્રકાશમાં મા-દીકરીનું એ દૃશ્ય અલૌકિક અદ્ભુત લાગતું હતું. મેં ચંદ્ર તરફ દૃષ્ટિ કરી એ પણ જાણે એ દૃશ્ય જોવા ક્ષણભર રોકાઈ ગયો હતો.



એમણે પોતાના ભાવિ જીવનનું કાર્ય નક્કી કરી લીધું હતું. વિશ્વનું સૌથી પ્રથમ સંતતિનિયમન કેન્દ્ર બ્રિટનમાં ૧૯૨૧ માં શરૂ કરનાર આ વીર મેરીનો જન્મ સન ૧૮૮૦ માં એડિનબરોમાં થયેલો. એમણે ઉચ્ચ શિક્ષણ લંડન અને મ્યુનિક યુનિવર્સિટીમાં પ્રાપ્ત કરેલું. વિદ્યાર્થિની તરીકે એમની કારકિર્દી ખૂબ તેજસ્વી હતી. એ ખૂબ મહેનતુ હતાં અને બી. એસસી. ની ઉપાધિ એમણે વનસ્પતિશાસ્ત્ર મુખ્ય વિષય તરીકે રાખીને સુવર્ણચંદ્રક સાથે પ્રાપ્ત કરેલી. ત્યારબાદ ડૉક્ટર ઑફ સાયન્સની ઉપાધિ પણ પ્રથમ વર્ગમાં સુવર્ણચંદ્રક સાથે મ્યુનિક વિશ્વવિદ્યાલયમાંથી ૧૯૦૪ માં મેળવેલી. વિજ્ઞાનની ઉપાધિ માટે પ્રયત્ન કરનાર મેરી એક જ વિદ્યાર્થિની હતી. એ વખતે એમની ઉંમર માત્ર ૨૪ વર્ષની હતી અને માન્ચેસ્ટર યુનિવર્સિટી અને લંડન યુનિવર્સિટીના વિજ્ઞાન વિભાગમાં વ્યાખ્યાતા તરીકે એમની નિમણુંક થઈ ત્યારે એ એક જ મહિલા સ્ટાફ પર હતાં. શરૂઆતમાં તો બધા પ્રાધ્યાપકો એમનાથી દૂર રહેતા પણ પછીથી મેરી સ્ટૉપ્સે પોતાને ઘેર સહુને ભોજન માટે આમંત્રીને માનસ પલટયું અને તેઓ બધા મેરી સાથે મુક્ત રીતે હળવા-મળવા લાગ્યા.


માનવતાપ્રેમી મેરી સ્ટૉપ્સ

એમના જીવનનો આ પ્રારંભકાળ હતો અને એમના રસનો વિષય માત્ર વનસ્પતિશાસ્ત્ર પૂરતો જ મર્યાદિત હતો. એમના આ શોખને લીધે રોયલ સોસાયટી ઑફ સાયન્સે એમને પોતાને ખર્ચે આ વિષયના સંશોધન માટે જાપાન મોકલ્યાં. જાપાનના જે પહાડી વિસ્તારોમાં અત્યાર સુધી કોઈ ગોરા માનવીએ પગ નહોતો મૂક્યો ત્યાં એ હોંશે હોંશે રખડયાં. એમની સાથેના મજૂરો અંગ્રેજી નહોતા સમજતા એટલે પોતે પોતાની પાસે એક નાનો શબ્દકોષ રાખતાં. એટલું જ નહીં પણ ત્યાં રહ્યાં એ દરમ્યાન એમણે જાપાની ભાષા પર એવું પ્રભુત્વ મેળવ્યું કે જાપાની કાવ્યો અને નાટકોના સુંદર અનુવાદ અંગ્રેજી જાણતી પ્રજાઓ સમક્ષ ધર્યાં. સાહિત્ય પ્રત્યેનો એમનો શોખ અને અભિરુચિ એમણે ૧૯૩૯ માં પ્રગટ કરેલાં કેટલાંક કાવ્યો જરૂર કરાવી જાય છે. 'Love Songs for Young Lovers'ની ભેટ સાહિત્યરસિકોને ચરણે ધરીને પોતાની સુસંસ્કારી વાણીનો સુંદર પરિચય કરાવ્યો છે.' હજુ પણ આ પુસ્તક કેટલાક લોકોના હાથમાં આવે ત્યારે આશ્ચર્યના ઉદ્‌ગાર અવશ્ય સાંભળવા મળે છે.

ઘણાય લોકોને મનમાં એમ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે મેરી સ્ટૉપ્સને સંતતિનિયમનના પ્રશ્નમાં આટલો બધો કેમ રસ પડયો કે એ એનો પ્રચાર કરવા નીકળી પડયાં? આ પ્રશ્નનો જવાબ એમના અંગત જીવનમાંથી સાંપડે છે. એમનું પહેલું લગ્ન કેટલાંક શારીરિક કારણોને લીધે સફળ ન નીવડયું ને એમને આ પ્રશ્ન પરત્વે વિચારતાં બનાવી મૂકયાં. જેમ જેમ એ કપરા મંથનકાળમાંથી પસાર થયાં એમ એમને ખાત્રી થતી ગઈ કે સ્ત્રી માત્ર પ્રજનન યંત્ર નથી; અને એને બાળક ન જોઈતું હોય તો બાળક થવું પણ ન જોઈએ. એ વખતે ઇંગ્લાંડમાં હિંમતપૂર્વક આટલી નાનીશી વાત કરવી એમાં જોખમ હતું. સામાજિક પ્રતિષ્ઠા જોખમાય એ બીકે કેટલીય સ્ત્રીઓ છાને ખૂણે ઘણું સહેતી હતી. પણ આપણાં મેરીબેનનો આત્મા એમ પોતાના દર્દને કેવી રીતે દબાવી દઈ શકે? એમણે તો મિશનરીના ઉત્સાહથી કામ શરૂ કરવા માંડયું, જે કાંઈ વિઘ્નો વચમાં આવ્યાં એ બધાં હસતે મોંએ સહી લીધાં અને મહિલા મંડળોમાં ભાષણો કરીને સ્ત્રીઓને પોતાની યોજનાથી વાકેફ કરવાના પ્રયત્નો કર્યા. ૧૯૧૮–૧૯ સુધીમાં તેમનાં બે પુસ્તકો, 'Married



Love' અને 'Wise Parenthood' પ્રગટ થઈ ચૂક્યાં હતાં એટલે લોકોના કાન ને આંખો થોડાં થોડાં ટેવાતાં જરૂર બન્યાં હતાં. આમ છતાં મેરીનાં કેટલાંય દોસ્તો કે જેમણે મેરીનાં આ બંને પુસ્તકોને પ્રગટ કરાવવામાં એક યા બીજી રીતે કાંઈક સક્રિય ફાળો નોંધાવ્યો હતો, એમણે પણ મેરી પાસેથી, ક્યાંય પોતાના નામનો કોઈપણ પ્રકારે ઉલ્લેખ ન થાય અને આભાર માનવામાં ન આવે તેની બાંહેધરી લીધી હતી.

૧૯૨૧ માં મેરી સ્ટોપ્સે પોતાના બીજા પતિ શ્રી. હમ્ફ્રી વર્ડન રોના સક્રિય સહકારથી બ્રિટનમાં સહુ પ્રથમ સંતતિનિયમન કેન્દ્રનું ઉદ્ઘાટન કર્યું. મેરી પોતાના પુસ્તક 'Contraception'માં વર્ણવે છે તે પ્રમાણે એ કેન્દ્રની શરૂઆત કરતાં પહેલાં પતિ-પત્ની બને ખૂબ મનોમંથનમાંથી પસાર થયેલાં. પણ ગરીબ સ્ત્રીઓની એમને એટલી બધી દયા આવતી હતી કે એમણે તત્કાળ નિર્ણય લઈ લીધો ને જે કાંઈ મુશ્કેલીઓ આવે એ બધી સહી લેવાનું નક્કી કર્યું. એમને મન આ ચળવળની અગત્ય માત્ર દાક્તરી દૃષ્ટિએ જ નહોતી પણ સામાજિક ઉન્નતિ માટે પણ હતી. બ્રિટનના રૂઢિચુસ્ત લોકો ખોટો ઉહાપોહ ન કરે એટલા માટે પોતના કલીનીકના પેટ્રન તરીકે એ વખતના નામાંકિત અધિકારીઓ, નાગરિકો, દાક્તરો, સામાજિક કાર્યકરો ને રાજદ્વારી વ્યક્તિઓનાં નામ જાહેર કરેલાં. (આપણાં શ્રી સરોજિની નાયડુ પણ એક પેટ્રન હતાં.) આમછતાં લોકોએ સારો એવો વિરોધ નોંધાવ્યો. મેરી અનેક ગાળો ને પથરાનો ભોગ બની પણ એ ક્યાં એમ થોડી વારમાં હિંમત હારી જાય તેવી સામાન્ય સ્ત્રી હતી? પોતાને ખાત્રી હતી કે પોતે 'કાંઈક' કરી જવા જન્મી છે ને જે કામ હાથમાં લીધું છે તેને પ્રાણપણે પણ પાર પાડશે. મેરીના સાહસના પડઘા બહુ આશાસ્પદ સમાચારો શરૂઆતમાં ન લાવ્યા. એનાં બંને પુસ્તકો પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો અને અમેરિકા જેવા પ્રગતિશીલ દેશમાં પણ ન્યૂયોર્કની અદાલતના ન્યાયાધીશે એક દાક્તરને મેરી સ્ટોપ્સના 'Married Love'ની એક નકલ વેચવા બદલ સજા કરી કેનેડા અને અમેરિકામાં મેરી સ્ટોપ્સના 'Contraception' નામના પુસ્તકને પ્રવેશ જ ન મળ્યો. ઇટાલીમાં પણ રોમન કેથોલિક પ્રજા અધિક હોવાને કારણે એ જ પરિસ્થિતિ ઊભી થઈ.

આમછતાં આવા પ્રતિબંધો ત્યાંની સરકાર તરફથી મૂકવામાં આવ્યા એ કારણે ત્યાંના લોકોની આ બધાં પુસ્તકો વાંચવાની ઈંતેજારી વધી ગઈ. કદાચ આ કારણે જ એની લોકપ્રિયતા પણ વધી. લોકોએ એ પુસ્તકો ગમે ત્યાંથી મેળવીને વાંચ્યાં. એમને એમાં કશું જ અનૈતિક કે અધાર્મિક હોય એવું ન લાગ્યું, ઉલ્ટું એમને એમ લાગ્યું કે મેરીએ તો તેમનાં હૈયાંની વરાળને વાચા આપી હતી.

આ કલીનીકનાં સાધનો એકદમ સાદાં હતાં. માત્ર એક નર્સની જ સહાય મેરીને મળી હતી. ઓછામાં ઓછી સામગ્રી સાથે શરૂ કરેલું આ કલીનીક શરૂઆતમાં લોકોના પથરાનો પણ ભોગ બન્યું. પણ મેરી સ્ટોપ્સે આ કલીનીકના મોટા હોલમાં જાણીતા દાક્તરોનાં સંતતિનિયમન પરનાં પ્રવચનો ગોઠવવા માંડ્યાં એટલે લોકોએ ધીમે ધીમે કુતુહલતાપૂર્વક અંદર આવવા માંડ્યું. પરિણામે વુમન્સ મેડીકલ ફેડરેશને પણ આવી ચર્ચાસભાઓ યોજવા માંડી. પણ દાકતરી વિજ્ઞાને મેરી સ્ટોપ્સમાં હજુ જોઈએ તેવો રસ ન લીધો. ૧૯૨૧ના ઓગસ્ટમાં પ્રગટ થયેલા 'બ્રિટિશ મેડિકલ જર્નલે' કેટલાંક અઠવાડિયાં સુધી આ ચર્ચાને આગળ વધારી અને દાક્તરી ક્ષેત્રના માણસોમાં રસ જગાડવાનો સુંદર પ્રયાસ કર્યો લોકમત ધીમે ધીમે મેરીની તરફેણમાં કેળવાતો ગયો અને લોકોએ એકત્રિત થઈને Society for Constructive Birth Control (ટૂંકુ નામ C. B. C.) સ્થાપી જેથી મેરીના વિચારોને સારો એવો વેગ મળ્યો. પછી તો સંતતિનિયમનનાં સાધનોની દાક્તરી તપાસ શરૂ





કરવા માટે એક સમિતિ સ્થપાઈ જેમાં એ વખતના નિષ્ણાત દાક્તરોનો સમાવેશ કરવામાં આવ્યો.

દરમ્યાનમાં બર્મિંગહામમાં ચર્ચની કોંગ્રેસ ભરાવાની હતી ને ત્યાં લોર્ડ ડોસને મેરી સ્ટોપ્સના વિચારોને બહાલી આપતું પ્રખ્યાત પ્રવચન કર્યું જેની પત્રિકા પણ 'પ્રેમ–લગ્ન સંતતિનિયમન'ના નામથી પ્રગટ થઈ અને પછી મેરી સ્ટોપ્સને પણ Society for Constructive Birth Control and Racial Progress સમક્ષ પ્રમુખપદેથી બોલવાનું આમંત્રણ મળ્યું. અને એ પતાવીને ન્યૂ યૉર્કના ટાઉન હૉલમાં Voluntary Parenthood League of New York સમક્ષ બોલવા અમેરિકા ઊપડી ગયાં. આ ભાષણ પછી થોડાં અઠવાડિયાં બાદ શ્રીમતી માર્ગરેટ સેંગરે અમેરિકામાં American Birth Control Leagueની સ્થાપના કરી. આ બધાં પ્રવચનોથી સંતતિનિયમન વિષે લોકોમાં જાગૃતિ આવી અને સુપ્રજનન શાસ્ત્ર (Eugenies) વિષે પણ લોકો માહિતગાર બનવા માંડ્યાં. Constructive Birth Controlની સંસ્થાએ નીચેના ઠરાવનો ખૂબ પ્રચાર કર્યો. 'અંગત મુસ્કેલીમાંથી ઉગરવા ને માંદલાં બાળકોને દુનિયામાં જન્મતાં બચાવવા માટે બધાંએ નક્કી કરવું જોઈએ કે દુઃખમાં હોઈએ ત્યારે કે નાદુરસ્ત હોઈએ ત્યારે કોઈએ ગર્ભ ધારણ કરવો નહિ. અલબત્ત આ બંને પરિસ્થિતિ દરમ્યાન બાળક ગર્ભમાં હોય તો સારામાં સારી દરકાર લેવી. પણ સંતતિનિયમનના રચનાત્મક નિયમોથી હવે બધાં અજાણ નથી જ માટે આ ક્લીનીકમાં આ ઠરાવનો હેવાલ લઈને આવનાર પરિણીત બેકારોને મફત સલાહ આપવામાં આવશે.' આ જાહેરાતના પરિણામ સ્વરૂપ ઇંગ્લાંડની માલ્થ્યુસીઅન લીગે પણ આવું સમાજ કલ્યાણ કેન્દ્ર ખોલવાનું નક્કી કર્યું. ૧૯૨૨ના મે મહિના સુધીમાં તો બહારની હવા સાફ થઈ ગઈ અને એક માસિક પત્રિકા Birth Control News નામથી બહાર પડવા માંડી. પ્રો. રૉસની પ્રખ્યાત શબ્દ રચના 'Race–Suicide' અસંયમી પ્રજોત્પાદન માટે વપરાવા લાગ્યું. બીજાં છાપાંઓએ આ શબ્દ પ્રયોગ છાપવાનું પસંદ ન કર્યું આથી આ છાપું શરૂ કરવામાં આવ્યું. અને અમેરિકામાં પણ ત્યાંની 'Voluntary Parenthood League' તરફથી 'Birth Control Herled' પ્રગટ થવા માંડ્યું. મેરી સ્ટોપ્સે સંતતિનિયમન પર કેટલાંક એકાંકી નાટકો પણ લખ્યાં ને તે ભજવાયાં પણ ખરાં.

આમ લોક જાગૃતિ આવતાં એકાદ દસકો વીતી ગયો અને પછી સરકારી મહોરની આવશ્યકતા જણાઈ. ધર્મચૂસ્ત પ્રજા અને તેની સરકાર સંતતિનિયમનને અનૈતિક ગણતી રહી અને મેરી સ્ટોપ્સના પ્રયત્નોથી ઇંગ્લાંડ, અમેરિકા ને ફ્રાન્સમાંથી ધીમેધીમે કાયદાનાં બંધનો ઓછાં થયાં. એટલું જ નહીં પણ હિંદુસ્તાનમાં એ વખતે બ્રિટિશ રાજ્ય હોવાથી મ્હૈસુરમાં બ્રિટિશ સરકાર તરફથી સંતતિનિયમન કેન્દ્ર ૧૯૩૦માં શરૂ કરવામાં આવ્યું. આમ આખી દુનિયામાં સરકાર તરફથી ખોલવામાં આવ્યું હોય એવું પ્રથમ સંતતિનિયમન કેન્દ્ર માત્ર મેરી સ્ટોપ્સની ધગશ ને સામાજિક બળો સામે ક્રાંતિ પોકાર્યાના પરિણામે ભારતને સાંપડેલું એ આપણું ઓછું સદ્ભાગ્ય ન ગણાય. એમાં સંતતિનિયમનનાં સાધનો વસાવવામાં આવ્યાં અને સગર્ભા સ્ત્રીઓની સારી પેઠે દેખરેખ રાખવાની વ્યવસ્થા કરવામાં આવી. બે બાળક વચ્ચેનો ગાળો જરા લાંબો રહે એ માટે મફત સલાહ સૂચનની પણ યોજના કરવામાં આવી હતી.

પોતાની સેવાઓ માત્ર એક જ દેશને અર્પણ કરવા જેટલી સ્વાર્થવૃત્તિ તેમણે કદીય બનાવી નથી અને સમસ્ત માનવ જાતની નિસ્વાર્થ સેવાપરાયણતા એમનાં પુસ્તકો વાંચનારનું ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. એમને ખબર હતી કે સંતતિનિયમનનાં સાધનો ગરીબ વર્ગને પોસાય એવાં નથી એટલે તો પોતાના વર્તુળના દાક્તરમિત્રોને એ હંમેશ વિનંતિ કર્યા કરતાં કે એ લોકો સંશોધન કરીને સસ્તાં સાધનો શોધી કાઢે. આમજનતા માટેની એમની સહાનુભૂતિ પુષ્કળ હતી. માનવતાનું હિત એમને હૈયે વસ્યું હતું. આથી






## [૭] તાજમહેલ

તાજ, તેરે લિયે ઈક મઝહરેઉલ્ફત હી સહી
તુઝકો ઈસ વાદિયે રંગીસે અકીદત હી સહી.

મેરી મહબૂબ ! કહીં ઔર મિલા કર મુઝસે
બઝ્મે શાહીમેં ગરીબોંકા ગુઝર કયા મની ?
સિબ્ત જિસ રાહપે હો સતવતેશાહીકે નિશાં
ઉસપે ઉલ્ફતભરી રૂહોંકા સફર કયા માની ?

મેરી મહબૂબ ! પસેપરદએતશહીરે વફા
તૂને સતવતકે નિશાનોંકો * તો દેખા હોતા,
મુરદા શાહોંકે મકાબિરસે બહલનેવાલી !
અપને તારીક મકાનોંકો તો દેખા હોતા

અનગિનત લોગોંને દુન્યામેં મુહબ્બત કી હૈ
કૌન કહતા હૈ કિ સાદિક ન થે જઝબે ઉનકે
લેકિન ઉનકે લિયે તશહીરકા સામાન નહીં
કયૂં કિ વો લોગ ભી અપની હી તરહ મુફલિસ થે

યે ઈમારાતો મકાબિર, યે ફસીલે યે હિસાર
મુતલકુલહુકમ શહનશાહોંકી અઝમતકે સુતૂં !
સીનએદહરકે નાસૂર હૈં કોહના નાસૂર
જઝ્બ હૈ ઉનમેં તેરે ઔર મેરે અજદાદકા ખૂં.

મેરી મહબૂબ ! ઉન્હેં ભી તો મુહબ્બત હોગી
જિનકી સન્નાઈને બખ્શી હૈ ઈસે શકલેજમીલ
ઉનકે પ્યારોંકે મકાબિર રહે બેનામોનમૂદ
આજતક ઉનપે જલાઈ ન કિસીને કન્દીલ.

યે ચમનઝાર, યે જમનાકા કિનારા યે મહલ,
યે મુનક્કશ દરોદીવાર યે મહરાબ યે તાક !
ઈક શહનશાહને દૌલતકા સહારા લેકર
હમ ગરીબોંકી મુહબ્બતકા ઉડાયા હૈ મઝાક

મેરી મહબૂબ ! કહીં ઔર મિલા કર મુઝસે

—સાહિર લુધ્યાનવી

જર્મન અખબાર 'વેસ્ટફેઈલિશે રુન્ડશાવ'ના સહતંત્રી અને 'ફ્રોયન્ડશાફ્ટ યૂમર ડી ગ્રેટ્રસન' સંસ્થાના પ્રેસિડેન્ટ ડૉક્ટર હૉર્સ્ટ આડમીટ્સને 'મિલાપ'ના તંત્રી અને 'લોકમિલાપ'ના સંચાલક ભાઈ મહેન્દ્ર મેઘાણી તરફથી ભારત પધારવાનુ ભાવભીનુ નિમંત્રણ મળ્યુ આથી ડૉક્ટર આડમીટ્સે મને આન્સંબર્ગ નગરમાં આવેલ પોતાને ઘેર નિમંત્ર્યો ઘેર બોલાવવાનુ કારણ એટલુ જ કે એ ભારત સંબંધી કેટલીક જરૂરી માહિતી મેળવવા માગતા હતા પોતાની આગામી સફરની બાબતમાં કેટલાક મહત્ત્વની પૂછપરછ કરવાની સાથે ભારત ખાતેના જુદાં જુદાં શહેરોમા રહેતા મારા મિત્રો તેમજ ઓળખીતાઓનાં

જ ૧૯૪૧ માં એમણે જાહેરાત કરી કે દુનિયામાં જન્મતુ દરેક બાળક પૂરતો પ્રેમ—જન્મતાં પહેલા પણ—પામશે ( અણઇચ્છયાં બાળકો નહી જન્મે ) ત્યારે જ દુનિયામાંથી વિશ્વયુદ્ધો નાબૂદ થશે વિશ્વશાંતિ માટેની એમની ચિંતા આ શબ્દોમાં કેટલી તરવરે છે ! મેરી સ્ટોપ્સ આ ભૌતિક દુનિયામા આજે જીવતાં નથી પણ એમના જીવનમા અધૂરુ રહેતુ કાર્ય ઉપાડી લેનારાં કુટુંબનિયોજનનો પ્રચાર કરનારા અસંખ્ય કાર્યકર્તાઓને એમનુ જીવન અને કાર્ય વર્ષો સુધી પ્રેરણા પાશે



સરનામાં પણ મારી પાસેથી મેળવવા માગતા હતા.

ટેબલ ઉપર ભારતનો મોટો નકશો પાથરવામાં આવ્યો. પોતાના હાથમાંની પેનસિલ દ્વારા વિમાનના ઉડ્ડયનની ચેષ્ટા કરતાં બોલ્યા :

—જુઓ મિસ્ટર આદમ! હું જવાનો તો છું વિમાનમાર્ગે. સૌ પ્રથમ ઊતરીશ મુંબઈમાં.

મુંબઈ ક્યાં આવ્યું તે શોધી કાઢી પેનસિલની અણી તેની ઉપર દબાવી.

—હવે મુંબઈથી મારે કેવી રીતે પ્રવાસ આરંભવો?

—મુંબઈમાં તમને મહેન્દ્રભાઈ લેવા તો આવશે જ ને? એટલે તમને એ પોતે જ વિગતવાર માર્ગદર્શન આપશે.

—મિસ્ટર મહેન્દ્રનું કશું નક્કી નથી. એ કદાચ મુંબઈ ન પણ આવી શકે.

—ડૉક્ટર! તમે ભારતમાં કેટલો સમય રોકાવા માગો છો?

—બે મહિના. તેથી વધુ સમય મારી કને નથી.

—બસ? બે જ મહિના? આટલા ટૂંકા ગાળામાં તમે અમારા સમસ્ત ભારતવર્ષનું પૂરેપૂરું દર્શન કરી શકશો નહિ!

—એટલા માટે તો મેં તમને બોલાવ્યા છે, કે મારે ક્યાં ક્યાં સ્થાનોની મુલાકાત લેવી તેની તમે મને કંઈક માહિતી આપો.

અમે નકશાનું ઝીણવટભર્યું નિરીક્ષણ આરંભ્યું. પ્રથમ તો મુખ્ય રેલવે લાઈનો જોવા માંડી. ક્યાં ક્યાં ટેશનો તેની ઉપર આવે છે તેનો હિસાબ કાઢવા માંડ્યો. કયું નગર જોવા લાયક છે, અને કઈ દૃષ્ટિએ જોવા લાયક છે તેની યથાશક્તિ જાણકારી આપવા માંડી. પેનસિલની અણી એક પછી એક સ્થાન ઉપર દબાતી ગઈ. બે ત્રણ કલાકમાં આખી સફરનો ક્રમ અમે ઘડી કાઢ્યો. ડૉક્ટરે મને કહ્યું :

-જુઓ મિસ્ટર આદમ! મારે હાલના સંજોગોમાં જે સ્વરૂપે નવભારત આકાર લઈ રહ્યું છે તે જોવું છે. પંચવર્ષીય યોજનાઓનો તમારા દેશમાં કેવોક અમલ થઈ રહ્યો છે તેનું પ્રત્યક્ષ દર્શન કરવું છે. પ્રાચીન ઐતિહાસિક ઇમારતો કે મ્યૂઝિયમોમાં મને ઝાઝો રસ નથી.

ડૉ. આહમીટ્રસ પોતે એક પ્રખર પત્રકાર હોઈ ભારતની પંચવર્ષીય યોજનાઓ વિશેનું એમનું તલસ્પર્શી જ્ઞાન હેરત પમાડે તેવું હતું. આથી અમે ભારતના કયા કયા વિસ્તારોમાં નૂતન ભારત અંગડાઈ લઈ ઊભું થઈ રહ્યું છે તેની વાતે ચઢી ગયા. ભારતની જે જે યોજનાઓને જર્મન બાહુઓનો ટેકો મળતો હતો તેમાં એમને વિશેષ રસ હતો! વાતોના વનમાં અમે એવા તો ખોવાઈ ગયા કે ડૉ. આહમીટ્રસનાં પત્નીએ આવી અમને કહ્યું ન હોત કે ભોજન તૈયાર છે તો અમને રાતના બાર વાગ્યેય ખ્યાલ આવત નહિ કે અમે હજી લગી ખાધું નથી!

ભોજન પછી ફરી વાતોમાં પરોવાઈ ગયા. ભારતનાં જુદાં જુદાં શહેરો એ અમારી વાતોનો મુખ્ય વિષય હતો. વાત વાતમાં આગ્રાની વાત નીકળી. આગ્રાની વાત નીકળે અને શાહજહાનનો તાજમહેલ યાદ ન આવે એ કેવી રીતે બને! તાજમહેલની વાત નીકળે અને ઉર્દૂ કવિતાના પ્રેમીને સાહિર લુધ્યાનવીનું 'તાજમહલ' કાવ્ય ના સાંભરે તે પણ કેવી રીતે બને!

ડૉક્ટરની સાંભળવાની મરજી હોય કે ન હોય, મેં તો તાજમહેલ ઉપરની મારી નૉન-સ્ટૉપ કૉમેન્ટ્રી શરૂ કરી દીધી :

—ડૉક્ટર! તમે આગ્રા તો જરૂર જજો. તાજમહેલનું દર્શન અવશ્ય કરજો. એ સાચે જ એક અદ્ભુત અને અલૌકિક ઇમારત છે. તમે એના ફોટા તો ઘણા જોયા હશે. પણ તેમાં શું છે? તેમાં કદાચ બધું જ હશે, પણ તાજમહેલ નહિ! તાજમહેલ તો આગ્રામાં જ છે. એ સ્થળનાં કામિયાબ કામણની કવિતા તો ઘણી ઘણી ગવાઈ છે. કોઈએ એને પ્રેમનું થીજેલું આંસુ કહ્યું છે તો કોઈએ...



ડૉક્ટર આડમીટ્રસની આંખો જાણે ઘેરાવા માંડી. મારી કૉમેન્ટ્રી સાંભળતાં એમનું સમસ્ત વ્યક્તિત્વ સ્તબ્ધતા અનુભવી રહ્યું. હું સહેજ અટક્યો. મને એમ, કે આ નયનોનું ઘેરણ, આ વિનમ્રી સ્તબ્ધતા —એ બધું ક્યાંક કંટાળાનું પ્રાકટ્ય તો નથી? મેં ડૉ. આડમીટ્રસની આંખોમાં સહેજ ઊંડે જોયું. તેમાં કંટાળો નહોતો, પણ એક મુગ્ધ ઉત્સુકતા હતી. આથી મારામાં વધુ હિંમત આવી. મેં મારી કૉમેન્ટ્રી આગળ ધપાવી.

—ડૉક્ટર! હું આડી વાતે ચડી ગયો. આ તાજ-મહેલની વાત નીકળી એટલે મને એક ઉર્દૂ કાવ્ય સાંભરી આવ્યું. એ કાવ્યનો લખનાર કવિ સામ્યવાદી છે, પણ તેની સાથે આપણને કશી નિસ્બત નથી. કારણ કે જે વિચાર એણે રજૂ કર્યો છે તેવો વિચાર ઘણા વખત પહેલાં અમારા મહાત્મા ગાંધી પણ દર્શાવી ગયા છે. મહાત્મા ગાંધીને તો તાજમહેલમાં સૌન્દર્યને બદલે એ ઇમારતની રચના કરનારા મજ-દૂરોની કાળી વેદનું દર્શન થયું હતું. જે કાવ્ય હું તમને સંભળાવવા માગું છું, તેના કવિનું નામ છે સાહિર લુધ્યાનવી. એ કાવ્યની શરૂઆતની પંક્તિઓમાં જ કવિએ એક અત્યન્ત વિચિત્ર વાત કહી છે. એ વાત વિચિત્ર શા માટે છે તેનું કારણ હું તમને કહું. આગ્રામાં જો કોઈ બે વ્યક્તિઓ પ્રેમમાં પડે અને પરસ્પર મિલનના વાયદા દેવાય, તો તેમાં માત્ર એટલું જ કહેવાનું રહે: કેટલા વાગે મળશું? બાકી, ક્યાં મળશું, એ કહેવાની જરૂર રહે જ નહિ; કારણ કે પ્રેમીઓના મિલન માટે તાજમહેલ કરતાં વધુ સુંદર સ્થળ હોવાની આગ્રામાં તો શક્યતા હોય જ શાની! "તાજમહલ" કાવ્યની પ્રથમ પંક્તિઓમાં જ શાયર કહે છે: હે પ્રિયે! કોઈ બીજા સ્થળે મને મળવાનું રાખ. આ 'બીજા સ્થળ'નો અર્થ એ કે તાજમહાલ સિવાયના કોઈ પણ સ્થળે. હવે હું તમને એ કવિ-તાનો ભાવાર્થ કહું...

—ના, મને તમે પ્રથમ મૂળ કૃતિ જ સંભળાવો. મૂળ ભાષામાં જ.

મેં ઉર્દૂ કાવ્યનો પાઠ ગડગડાવવા માંડ્યો. ડૉ. આડમીટ્રસે કાન અને ધ્યાન—ઉભય ધરી કાવ્ય સાંભળ્યું. એમને ભાષા સમજાતી નહોતી. મારા મુખમાંથી સરતી ઉર્દૂ ભાષા પ્રત્યે એ એકીટસે તાકી રહ્યા: કોઈ નાદાન બાળક રંગબેરંગી તણખા ઝરતી ફૂલઝડી તરફ તાકી રહે તેમ! કાવ્ય બોલાઈ રહ્યા પછી ભાવાર્થ કરવાં માંડ્યો—અલબત્ત અંગ્રેજીમાં જ! એમના ચહેરાના ભાવમાં પલટો આવવા માંડ્યો. એમના મુખ ઉપર સમજણની સુરખી પ્રસરવા લાગી. કાવ્યનો પૂરેપૂરો અર્થ સમજાયા પછી એમના વદન ઉપર આનંદની રતાશ છાઈ ગઈ. કાવ્યનાં વિચાર-વસ્તુથી એ અત્યંત પ્રભાવિત થયા હોય એમ લાગ્યું... અગણિત માણસોએ જગતમાં પ્રેમ કર્યો છે. એમની લાગણી સાચી નહોતી એમ કોણ કહી શકે. એ લોકો પાસે પોતાના પ્રેમના પ્રતીક જેવી કોઈ અદ્ભુત રચના કરવા માટેની સામગ્રી નથી, 'કારણ કે એ લોકો પણ આપણી જેમ મુફલિસ હતાં, ગરીબ હતાં...આ તાજમહેલને બેનમૂન સુન્દરતા આપનારાઓએ પણ મુહબ્બત તો કરી હશે એમનાં પ્રિયજનો—પ્રિયતમાં એની કબરોનું ક્યાંય પણ નામનિશાન જડતું નથી. આજ સુધી તેની ઉપર કોઈએ સહેજ દીવો સરખોય બાળ્યો નથી...આ બાગબગીચા, આ જમુનાનો આરો, આ મહેલ, આ નકશીવાળા દરવાજા, આ રૂપાળી દીવાલો, આ ઘુમ્મટ: આ સમસ્ત તાજમહેલ! એ શું છે!

> ઈક શહનશાહને દૌલતકા સહારા લેકર
> હમ ગરીબોંકી મુહબ્બતકા ઉડાયા હૈ મજાક
> મેરી મહબૂબ! કહીં ઔર મિલા કર મુઝસે.

ડૉક્ટર બોલી ઊઠ્યા:

સાચે જ કાવ્યનો વિચાર અત્યન્ત સુંદર છે, અદ્-ભુત છે, અવિસ્મરણીય છે. હું એટલું તો જાણતો હતો કે એક મોગલ બાદશાહે પોતાની મરહૂમ પત્નીની પાછળ એક અમર સ્મરણાંજલિ રૂપે આ તાજમહેલ બંધાવ્યો હતો.

વર્કશોપના ઉપરી હેર રિચાર્ડ સ્ટેગમાયાથી ના રહેવાયું. સ્ટેગમાયાના કુટુંબમાં જ હું રહેતો હતો. એ મારા વાલી જેવા હતા. એમને મન તો હું 'બચ્ચું' જ હતો!
—ચાલો, બહુ વાતો થઈ! હવે આપણેયે 'સ્પુટનિકો' તૈયાર કરવા માંડો! બાકીની ચર્ચા છુટ્ટી પછી!

સ્ટેગમાયાએ મિકેનિકોને સંબોધી કહ્યું. આખું ટોળું વિખેરાયું. વિખેરાયેલું ટોળું ફરી નાની નાની ટુકડીઓમાં ફેરવાઈ ગયું. ચર્ચા આગળ ચાલી. દરેક ટુકડીમાં ચર્ચાનો વિષય તો એ જ સ્પુટનિક!

ફરી સ્ટેગમાયાનો ધારો સંભળાયો :

—બસ, હવે બહુ થયું! ચાલો, હવે કામે લાગો! ક્યાંક બ્યુસનર આવી પહોંચશે.

બ્યુસનર એ કારખાનાનો મુખ્ય ઈજનેર—કામદારો માટેનો હાઉ પણ ખરો!

ટુકડીઓ વિખેરાઈ.

*

રશિયન સ્પુતનિકે સમસ્ત જર્મનીમાં ભારે હલચલ મચાવી દીધી હતી. અખબાર, રેડિયો, ટેલિવિઝન, સિનેમા—કોઈ સાધન સ્પુતનિકના વિષયથી વંચિત નહોતું. લોકજીભે પણ એ જ વિષય રમતો હતો.

સમય વીતતો ગયો. અમેરિકાના પ્રયોગો જોર પકડતા ગયા. અંતે અમેરિકા પણ આ ક્ષેત્રમાં વિજયી નીવડ્યું. દેશમાં ફરી સનસનાટીનું વાતાવરણ વ્યાપ્યું. અમેરિકાનો નીચાજોણાનો કાળ વીતી ગયો. બેઉ પલ્લાં બરાબર થઈ ગયાં. પણ આ અમેરિકન પ્રયોગની સફળતા બાદ જર્મન મિકેનિકોની રાષ્ટ્રીય અસ્મિતા સોળે કળાએ ખીલી ઊઠી.

—જોયું ને આદમ? આ એ જ વેર્નહર ફોન બ્રાઉન! જર્મન! જો, આજે અવકાશના કોલમ્બસ તરીકે પંકાઈ ગયો ને?

હાનેનો હર્ષ માતો નહોતો. એની છાતી ગજગજ ફૂલતી હતી. હાનેના બોલ્યા પછી નેર બોલ્યો, ટ્રોમપેટર બોલ્યો, માર્ટસોટકો બોલ્યો; બીજા ઘણા બધા બોલ્યા.

યોઝફ કયૂમેકેએ બધાની વાતોને જર્મન રાષ્ટ્રગીતની એક પંક્તિમાં સમેટી લીધી :

—ડોયચલાંડ ડોયચલાંડ યૂબર અલ્લસ યૂબર અલ્લસ ઈન ડેર વેલ્ટ! અર્થાત્

સારે જહાંસે અચ્છા હૈ જર્મની હમારા!

*

એક દિવસે સ્ટેગમાયાએ મને પોતાની કેબિનમાં બોલાવ્યો. એમણે મને એક જર્મન સામયિકમાં પ્રગટ થયેલું કાર્ટૂન દેખાડ્યું. કાર્ટૂનમાં એવું હતું કે અવકાશમાં પરિભ્રમણ કરી રહેલ રશિયન 'સ્પુતનિક'નો અમેરિકન 'એક્સપ્લોરર' સાથે ભેટો થઈ જાય છે. 'સ્પુતનિક' રશિયન ભાષા બોલવા માંડે છે, એટલે 'એક્સપ્લોરર' કહે છે : બિરાદર, બસ હવે લવારો કરવો બંધ કર. સીધી રીતે જર્મન ભાષા જ બોલને ભાઈલા! આપણે એક જ પિતાના તો પુત્રો છીએ!

*

યુદ્ધ પછીનો તમામ કાળ રશિયામાં જ જેમણે ગુજાર્યો હતો તેવા કેટલાક જર્મન વિજ્ઞાનીઓની એક ટુકડી પશ્ચિમ જર્મની આવી પહોંચી. પત્રકારો એમને ઘેરી વળ્યા. સ્પુતનિક વિશેના સવાલના જવાબમાં એમણે જણાવ્યું : સ્પુટનિક એ રશિયન વિજ્ઞાનીઓની પોતાની સિદ્ધિ છે, તેમાં અમે—જર્મન વિજ્ઞાનીઓએ કશો ફાળો આપ્યો નથી.



યુક્રેનની એક બાળાના ચહેરા ઉપર જન્મથી જ ડાઘો હતો; જે એના ચહેરાને વિકૃત બનાવી દેતો હતો. વીસ વીસ વર્ષ સુધી તે એને સંતાડવાની કોશિશ કરતી રહી. પરંતુ યુક્રેનની તબીબી સંસ્થાના મદદનીશ પ્રાધ્યાપક સેમ્યોન શામાયેન્સ્કીએ વીસ જ મીનીટમાં એ ડાઘો દૂર કરી દીધો. એમણે પોતે જ શોધેલા ખાસ જાતના ઇલેક્ટ્રોડ વડે શસ્ત્રક્રિયા કરીને તેમણે આ ડાઘ દૂર કર્યો. આ ઇલેક્ટ્રોડ ચામડીના કેન્સર તેમજ બીજા રોગોની સારવારમાં પણ સફળતાપૂર્વક વપરાય છે. એની બરાબર ચકાસણી થઈ ગઈ છે અને હવે એનો બહોળો ઉપયોગ થશે.

'સેવકરામ'

# સંસારનાં વહેણ

સામાજિક કુરિવાજો, ઉઢિગત જડતા અને દૃઢ માન્યતાએ ગામડાંઓને આજ-સુધી બરબાદ જ કર્યાં છે. તેને સુધારવા માટે જે જહેમત આપણા દેશની વિકાસ યોજનાઓએ ઉઠાવવી જોઈએ તેનાં સૂચનો આ લેખમાં છણેલા પ્રસંગોમાંથી મળે છે......

એક ભાઈએ મળવાનો સમય માગતા પત્રમાં કેટલીક વિચારવા જેવી વાતો લખી છે :

'તમે તો ફરતા રામ રહ્યા. કદાચ મળો, ન મળો. એટલે આપને અગાઉથી જ જણાવીને, આપના અનુકૂળતાના સમયે આવું તો સારું. તો આપ કૃપા કરી ક્યારે મળી શકશો એ જણાવશો તો આભારી થઈશ.

'ખાસ તો મારે એક બે સામાજિક મૂંઝવણો બાબતમાં આપની સાથે ચર્ચા કરવી છે; ને જરૂરી માર્ગદર્શન મેળવવું છે.

'અમારા ગામમાં મૃતદેહને સિદ્ધપુર લેવાનો ચાલ છે. અમારા ગામથી સિદ્ધપુર પંદર ગાઉ દૂર થાય છે. છતાં લોકો પરાણે પણ સિદ્ધપુર લેવાનો આગ્રહ રાખે છે. ખાસ કરીને ચોમાસાના કે શિયાળાના ખેતીના કામના દિવસોમાં તો ત્રણેક દિવસ પાડવા એ મુશ્કેલ પડે છે. પણ આમાં કોણ માથું મારી શકે? આવો તો અંધશ્રદ્ધાનો સવાલ છે.

'સિદ્ધપુર લેવા માટે ઘર દીઠ વારા ફરતી ચિઠ્ઠીઓ કાઢવામાં આવે છે. જેનો વારો આવે તેણે બધાં કામ પડતાં મૂકીને પણ જવું પડે. મારા જેવો તો આમે પંદર ગાઉ એકધારું ન ચાલી શકે એ નનામી ઉપાડીને તો કેવી રીતે ચાલી શકે! વળી હું રહ્યો એકલવાયો માણસ. સાથી રાખી ધઉં અને જીરાનું પીત કર્યું છે. ઘડીની ફુરસદ મળતી નથી. પણ ગામમાં એક ડોશી મરી ગયાં. મરનારનાં કુટુંબીઓ કહે, બસ સિદ્ધપુર લ્યો. ને સિદ્ધપુર જનારા પણ ઘણા તૈયાર હોય છે. ત્યાં જઈ લાડુ ખાવા મળશે એ લાલચે કેટલાક તો ડાઘુ બનવાની હરીફાઈ પણ કરે છે.

'પણ મને થયું : આ ખોટો રિવાજ છે. સિદ્ધપુર અગ્નિદાહ દે તો જ સ્વર્ગના દરવાજા ઊઘડે! જ્યાં નદી ન હોય ત્યાં લોકો શું કરતા હશે!

'પણ મારું કોણ માને! બધાંએ મારી વાત હસી કાઢી. મને આમાં સમયનો ખોટો વ્યય લાગે છે. બીજું, સિદ્ધપુર જઈ મુડદું પૂરું બળ્યું પણ ન હોય તે પહેલાં લાડુ ખાવા બેસે છે. જો કોઈનું અકાળ અવસાન થયું હોય તો મરનારનાં આપ્તજનોને તો કેવું દુઃખ થતું હોય? છતાં આ ડાઘુઓ સૌથી પહેલાં તેને લાડુ ખવરાવે અને પછી બધા ખાય. આમાં શોક ક્યાં રહ્યો! સહાનુભૂતિ ક્યાં રહી! અરે માણસાઈ પણ ક્યાં રહી! મરનારનો દેહ પૂરો બળ્યોય ન હોય ને તેના નિમિત્તે લાડુ શેં ગળામાં ઊતરે!

'અમારા ગામમાં આ રિવાજે એવું તો ઘર કર્યું છે કે કાઢ્યો નીકળે એમ નથી. તો આપ આ બાબતમાં વિચારી રાખશો. મારે આપનું માર્ગદર્શન જોઈએ છે.'

*

મને એક બીજો પ્રસંગ યાદ આવે છે. એ પણ એક સામાજિક કુરિવાજ છે. તેનાં મૂળ પણ ઘણાં ઊંડાં છે. એક ભાઈના પિતાનું અવસાન થયું. કુટુંબીઓ અને ગામવાળા પણ કહે કે તેઓની પાછળ બારસું કરો. આ ભાઈ ભણેલા હતા. આવા ખોટા ખર્ચામાં માનતા નહોતા. એટલે તેમણે બારસું કરવાની ના પાડી પણ લોકો કંઈ ચૂપ રહે? એ તો એમને ચૂંટી ખાવા લાગ્યા. કુટુંબીઓ પણ દબાણ કરવા લાગ્યા પણ આ ભાઈ મક્કમ રહ્યા.

પણ જાણે તેમણે ગામનો અપરાધ કર્યો હોય એમ કેટલાક તેમનાથી દૂર રહેવા લાગ્યા. પાછળ મહેણાં ટોણાં મારવા લાગ્યાં. એમને મનાવવા લાગ્યા.

આ ભાઈએ ધીરજ ન ગુમાવી. તેમને એમ હતું કે સમય જતાં સૌના મનનું સમાધાન થઈ જશે. પણ



બન્યું એવું કે ૭ મહિના પછી તેમનાં બાનું અવસાન થયું. ત્યારે તો આ લોકોએ ભારે કરી. એ બધાએ કહ્યું :

'તમે ડોશી પાછળ બારમું કરવાના હો તો જ અમે ઠાઠડી ઉપાડીએ !'

માના મૃતદેહ પર જ્યારે આવી માગણી કરવામાં આવે ત્યારે માણસને કેવું લાગે !

એ મરદ માણસ હતો. એને ઝાળ લાગી. એ ત્રણ ભાઈઓએ ગાડું જોડી, માની ઠાઠડી ગાડામાં મૂકી તેને દાહ દીધો.

આ છે કુરિવાજની જડ. ગામડાં બેઠાં થઈ શકતાં નથી તે આવા કુરિવાજોને કારણે. શક્તિ હોય કે ન હોય તો પણ પરાણે આવું ખર્ચ કરવું પડે છે. આ ખર્ચનો જો સંયુક્ત આંકડો કાઢવામાં આવે તો હેબકાઈ જ જઈએ. લોકશિક્ષણ આપી ગ્રામજનતાને આ બાબતમાં સાવધ કરવી જોઈએ.

*

આ પ્રદેશમાં લગ્ન અંગે જે ખર્ચો થાય છે એ જોઈને તો મારી આંખે અંધારાં આવે છે.

પ્રભુદાસ અગાઉ મારી પાસે કૂવો કરાવવા માટે લોન કે તગાવી મળે તે માટે આવી ગયા હતા. તદ્દન સામાન્ય સ્થિતિના એ ખેડૂત હતા. ઘણા પ્રયત્ન પછી એમને કૂવો કરાવવા પાંચસો રૂપિયા વ્યાજ સાથે હપ્તેથી ભરવાની શરતે મળ્યા હતા. ગઈ સાલ જ એમણે કૂવો કરાવ્યો હતો.

પ્રભુદાસે મને વાતવાતમાં કહેલું કે માતાના મરણ પાછળ એમને બારમું કરવું પડ્યું અને માથે બે હજારનું દેવું થયું. આમે તે દેવાદાર તો હતા જ. એ દેવું માંડ ભરી રહ્યા ત્યાં આ દેવું થયું. કૂવામાં પણ ત્રણસો ચારસોનું ખર્ચ થયું. એટલે તે આમ તો દેવાના ભારથી દબાયેલા હતા.

'છતાં તેમના દીકરા ભાઈલાલના લગ્ન પાછળ એમણે જે ખર્ચ કર્યું એ જોઈને તો હું તાજુબ થયો કે પ્રભુદાસ આ શું કરી રહ્યા છે !

એ જાનને જવા મોટર લાવ્યા હતા. રાતના વરઘોડા વખતે તેમણે લાઉડસ્પીકર મૂકાવ્યું હતું. ઘર આગળ ટ્યુબલાઈટ મુકાવી હતી. આ બધું એમના ગજા બહારનું હતું. છતાં એ પણ દેખાદેખીથી કર્યે જતા હતા.

મેં પ્રભુદાસને ટોકાર પણ કરી :

'અરે તમે આ શું કરી રહ્યા છો ? ભલા માણસ, મોટાઈના મોહમાં ખેંચાઈ આવું આંધળું ખર્ચ શીદને કરો છો ?'

તો એ છોભીલા પડી, લાચારીથી કહે,

'સેવકરામ ! તમારી બધી વાત સાચી છે. પણ આ તો ભાઈલાલને કંકુ ને કન્યાનો કોરો રૂપિયો મળ્યો છે. આવું ન કરું તો વેવાઈને ત્યાં ભૂરું દેખાય ને !'

હું આ ભાઈને શું કહું ? માથે દેવું છે છતાં કેવું આંધળું ખર્ચ કરવા એ તૈયાર થયા છે !

દીવો લઈને કૂવામાં પડે એને કઈ રીતે ઉગારી શકાય !

*

આ ગામમાં એક જાન આવી હતી. સાંભળ્યું હતું કે વરનો બાપ અમદાવાદમાં 'મીલમાં જોબર છે. પોતાની મોટાઈ દેખાડવા એ જે ઠાઠ કરી રહ્યા હતા એ જોઈને તો મને મનમાં હસવું આવ્યું. માણસ પોતાનું અહમ્ દેખાડવા કેવાં વલખાં મારે છે ! મોટાઈનો મોહ માણસને કેવો અંધ બનાવી મૂકે છે.

પોતે ખૂબ કમાય છે અને કોઈ વાતે કમ નથી એમ દેખાડવા તે એક તો મોટરમાં જાન લઈને આવ્યા હતા. સોપારીની જગ્યાએ પાનનાં બીડાં વહેંચતા હતા. ખાસ ઠાસમાં બજર નો પ્રપંચી ઘલો '. જ્યાં એ મોટરમાં ખેરકના ત્રણ-ચાર ગચ્ચાં નંખાવી લાવ્યા હતા. પાછા બધાને આંજી દેવા શરબતના બાટલા ખોલી રંગ બેરંગી પ્યાલા ફેરવી રહ્યા હતા. ગામડામાં આવો ઠાઠ તો ક્યાંથી જોયો હોય ! એટલે જે તે વાહ વાહ કરતા હતા. સગાએ તો ડંકો વગાડ્યો. એમનું

શહેરમાં રહેવું વસૂલ છે. આવા ઉદ્‌ગારો સાંભળે પછી એ ઝાલ્યા રહે!

વાતવાતમાં પૈસા ખર્ચતા હતા. ત્યાં હોકા ફરતા હતા. છતાં એમણે સીગરેટ વહેંચવા માંડી. પતાસાં અને ખારેકો પણ છૂટથી વહેંચી. ગામનાં વસવાયાંને પણ ચાર આનાની જગ્યાએ રૂપિયો આપી વાહ વાહ કહેવરાવી.

પાસે પૈસા હોય તે છૂટથી વાપરે એનો વાંધો નહિ. પણ આવા માણસો પાછળ નવા ચીલા પાડે છે એનો તેમને ખ્યાલ રહેતો હોય એમ લાગતું નથી. એ તો ઝટ લઈને ચાલ્યા જશે. પણ પાછળ તો સાપ ગયા અને લીસોટા રહ્યા એના જેવી દશા થાય છે.

નહિ તો ગામડામાં વળી મોટરમાં જાન લઈ જવાનું કોણ સમજતું હતું. વેલ જોડીને જતા. એ લોકો હવે પોસાતું હોય કે ન પોસાતું હોય, ગામ દૂર હોય કે નજીક હોય, બસ મોટર વગર ચાલતું જ નથી. અરે મોટર ન મળે તો છેવટે ખટારો લાવશે પણ જશે તો એમાં જ. આ છે તેમની મોટાઈનો ખ્યાલ!

જ્યાં સુધી સાચો ખ્યાલ આપવામાં ન આવે ત્યાં સુધી લોકો આવા મિથ્યાભિમાનમાં જ રાચે ને!

*

લોકમાનસ કેવું વિચિત્ર છે. પોતે ખર્ચ કરી બેઠા. દેવાદાર બન્યા. તો બીજો કેમ કોરો રહી જાય? એટલે જે ડૂબ્યો છે તે બીજાને ડૂબાવવા તેના પગ ખેંચે છે. પણ પોતાનો અનુભવ આગળ ધરી કોઈને વારતા નથી કે આ માર્ગે આવશો તો લપસશો અને અંદર પડશો તો ડૂબવાનો વારો આવશે.

કરસનભાઈ મારી પાસે આવ્યા. સામાન્ય રીતે એ ગ્રામવિકાસના કાર્યમાં ખૂબ ઓછો રસ લેતા. એટલે તે આવ્યા એથી મને નવાઈ તો લાગી જ. એથી મેં તેમને સીધો સવાલ કર્યો, 'બોલો શું કામ હતું?'

'કામ તો શું હોય પણ સેવકરામ, એક બાબતમાં તમારું ધ્યાન ખેંચવું છે.'

'કહોને.'

'અમારા કટંબી છનાભાઈ અમદાવાદ રહે છે. તમે કદાચ નામ તો સાંભળ્યું હશે. તે દા'ડે નિશાળની વાત નીકળી ત્યારે એ પુનમાશેઠની દુકાનમાં નહોતા બેઠા? ત્યારે તમેયે કહેલું કે તમારા જેવાએ તો આવા વિદ્યાયજ્ઞમાં ફાળો આપવો જોઈએ.

'એમનાં ડોશી પૂરાં એંશિ વર્ષે મરી ગયાં. એ કેટલા સુધારાવાળા છે એ તો સૌનાં મન જાણે છે. પણ કહે છે કે ડોશી પાછળ હું શીરો નહિ કરું. મુકે ગામે ન જમાડે કે છોકરાંયે ન પામે તો કાંઈ નહિ. ડોશી તો આખો જલમારો થાળી લઈને સૌની પહેલાં પંગતમાં બેસતાં હતાં. પાવડા ભરીને શીરો ખાય ત્યારે તો ઊઠે. એ તો બિચ્ચારાં ગયાં. પણ આ તેમનો સપુત ડોશી પાછળ કાંઈ ન કરે? પાઈયે ન વાપરે! કોરો ને કોરો રહી જાય?'

'તો તમારે એમની પાસે બારસું કરાવવું છે?'

'બારસું શું, એણે તો પાખોઈ કરવી જોઈએ. જેટલું કરે એટલું ઓછું છે. ઘણું કમાયો છે. પણ એ તો પાઈયે ખર્ચવાની ના પાડે છે. પણ એણે ડોશી પાછળ કાંક દયા ધરમ તો કરવું જોઈએ કે નહિ?

ને થોડીવાર રહી મારી સાથે નજર ટેકવી, જાણે મને ઠપકો આપતા હોય એમ તે બોલ્યા,

'સેવકરામ! ખોટું ન લગાડશો. પણ આવા લોકો તમારું ઓઠું લઈને છટકી જાય એ મને નથી ગમતું. અમે બધા કટંબીઓએ કહ્યું: 'છનાભાઈ! ડોશી તો રૂપાળી લીલી વાડી જોઈને ગયાં. પાછળ એ પૈસા ખર્ચે એવા દીકરા પણ છે. તો તમારા ઘરને શોભે એવું કંઈક કરો: પણ એ તો સાવ છટકી જાય છે. એ તો કહે છે કે હું મરણ પાછળના જમણમાં માનતો નથી. એવા કુરિવાજ પાછળ પાઈયે ખર્ચવાનો નથી.'

'તો ભલેને એ બારસું ન કરે! તમે શું કરવા



પરાણે કરાવવા નીકળ્યા છો?' અકળાઈને હું બોલી ઊઠયો.

'અરે સેવકરામ! તમે મારી વાત સમજ્યા નહિ. અમારે જો એનો શીરો ખાવો હોય તો હરામ છે. છો એ બારમું ન કરે. પણ આ તો કોરો રહી જાય છે. બીજા કશામાં તો એ પૈસો ખર્ચે કે નહિ!'

'તમારે શામાં પૈસા ખર્ચવા છે?'

'અરે ફાવે તેમાં ખર્ચે. પણ ડોશી પાછળ કંઈક તો ખરચ કરે કે નહિ? આ તો તમારા જેવાનું ઓઠું લઈ કહેશે, અમે સુધારામાં માનીએ છીએ. અલ્યા, આવો તે સુધારો હોય! એ તો પૈસો ન ખર્ચવાનું બહાનું લઈ બેઠા છે.'

'હા, એ બારમું ન કરે પણ ગામને કહે, જુઓ ભાઈ, જમણ પાછળ હજાર, દોઢ હજાર થાત. તો લ્યો આ એ પૈસા હું ગામને આપું છું. ગામ સારા કામમાં વાપરે. પણ ના, આ તો કહેશે હું પૈસો શાનો ખર્ચું? સૌને પોતે તાગડધીંના કરવા છે. પાઈ યે ખર્ચવી નથી ને કહેશે અમે મોટા સુધારક.'

'તો તમે એને સુધારક ન કહેતા.'

'તે એવાને કોણ સુધારક કહેવાયે નવરું છે. આ તો આવા લોક તમને છેતરે છે એટલે કહેવા આવ્યો. બહાર વાતો કરે છે કે સેવકરામ ના પાડે છે એટલે બારમું કરતો નથી. મારું એ કહેવું છે કે સેવકરામનું એક વાતમાં માને છે તો બીજી વાતમાં કેમ નથી માનતા? સેવકરામ તો દરેક ગામમાં વાગી વગાડીને કહે છે કે ગામના હિતમાં પૈસા ખર્ચો એ વાત છનાલાલના ગામમાં કેમ ઊડતી નથી? તમારે આવા લોકોને ઉઘાડા પાડવા જોઈએ.'

'પણ મને સમજાતું નથી કે આમાં છનાલાલને ઉઘાડા પાડવા જેવું શું છે?'

'લ્યો, સેવકરામ તમેયે આવી વાત કરશો. એ ડોશી પાછળ પાઈયે ન ખર્ચે ને તમે કંઈ ન કહો?'

'ભાઈ! તો તમે મારી કહેવાની વાત બરાબર સમજ્યા નથી. હું એક છનાલાલને જ નહિ, સૌને કહું છું કે જેની પાસે બે પૈસા છે એણે જનહિતાર્થે એ ખર્ચવા જોઈએ એને માટે કોઈની ડોશી કે ડોસાને મરવાની પણ જરૂર નથી. કામ તો ગમે ત્યારે કરી શકાય છે. છનાલાલ ગામ પાછળ બે પૈસા ખર્ચે તો મને જરૂર આનંદ થાય. પણ એ ન ખર્ચે તો એ અપરાધ કરે છે કે તેને ઉઘાડા પાડવા જઈએ! આજે નહિ તો કાલે જ્યારે તેને સદ્બુદ્ધિ આવશે ત્યારે ખર્ચશે.'

'ખર્ચી રહ્યો! એ મારવાડી શું પાઈ ખર્ચે! સેવકરામ! આ ખરી ખંખેરવાની તક હતી. ગામ તો આખું સમસમી રહ્યું છે. બધાને એમ કે સેવક રામ બે શબ્દો કહે તો આવાની સાન ઠેકાણે આવે. બાકી આ તો કોરો રહી જશે અને અમદાવાદ પહોંચી જશે પછી ગામને રામ-રામ ..'

હું આ ભાઈ સામે જોઈ રહ્યો. એમને ગામના હિતની નહોતી પડી. છનાલાલ કોરો રહી જતો હતો એ તેમનાથી સહ્યું જતું નહોતું. આ છે ગામડાના લોકોનું માનસ.



લેનિનગ્રાદના ઈજનેરોએ બાપણો, સંગીત વગેરેના અવાજને જીવંત રીતે રજૂ કરે તેવું એક નવી જાતનું ધ્વનિવર્ધક યંત્ર બનાવ્યું છે.

ચાલુ ધ્વનિવર્ધક યંત્રોમાં વિદ્યુતચુંબકીય મોજાંઓનું યાંત્રિક રીતે ધ્વનિના મોજાંઓમાં રૂપાંતર કરવામાં આવે છે. આને-લીધે વિદ્યુતચુંબકીય મોજાંનું સંપૂર્ણ રૂપાંતર થતું નથી. અત્યંત ઉચ્ચ આંદોલનશક્તિ ધરાવતા અવાજને ધ્વનિવર્ધક યંત્રો દ્વારા બહુ મુશ્કેલીથી સાંભળી શકાય છે આથી સોવિયેત ઈજનેરોએ ધાતુની પતરીની જગ્યાએ ઇલેક્ટ્રોડવાળી એક ક્વાર્ટ્ઝ સેલ મૂકી છે. આ ઇલેક્ટ્રોડની આસપાસની હવા વિદ્યુસારવાહી બને છે અને એ હવાના અણુઓની ધ્રુજારી ધ્વનિ પેદા કરે છે.





ઈસુના ગયા વર્ષમાં પ્રો. અનંતરાય મ. રાવળના બે વિવેચનસંગ્રહો પ્રગટ થયા : 'સાહિત્યવિવેક' અને 'સાહિત્યનિકષ'. પ્રો. રાવળ છેલ્લાં પચીસ વર્ષોથી ગુજરાતી સાહિત્યના વિવેચનનું કાર્ય ઊંડી નિષ્ઠાથી સમર્થપણે બજાવી રહ્યા છે. એની કદરના રૂપે ગુજરાત સાહિત્યસભાએ ઈ. ૧૯૫૫ની સાલનો રણજિતરામ સુવર્ણચંદ્રક તેમને અર્પ્યો તે યોગ્ય જ થયું છે. એ માટેની પાત્રતા તેમના અગાઉના બે વિવેચનસંગ્રહો—'સાહિત્યવિહાર' અને 'ગંધાક્ષત'થી અને ચાર વાર્ષિક ગ્રંથસમીક્ષાઓથી તેમજ આ બે નવા વિવેચનસંગ્રહોથી પ્રો. રાવળે સિદ્ધ કરી દીધી છે.

પ્રો. રાવળના વિવેચનલેખો એક વિવેકશીલ, સ્વસ્થ પકવ શાસ્ત્રીય માનસવાળા, વિદ્વાન અધ્યાપકના સાહિત્યના ઇતિહાસનો સર્વાંગી અભ્યાસ કેમ કરવો એનો આદર્શ નમૂનો પૂરો પાડી ઉચ્ચ શિક્ષણના વિદ્યાર્થીઓ તેમજ બાલઅધ્યાપકો ઉભયને માટે એ લેખો તેમની સાહિત્યદૃષ્ટિના ઘડતરનું કામ કરે તેવા છે.

કૉલેજ–યુનિવર્સિટીમાં સાહિત્યના અધ્યાપકની કામગીરી બજાવતી પ્રત્યેક વ્યક્તિએ થોડે વત્તે અંશે વિવેચક બનવું પડે છે. વ્યવસાય નિમિત્તે સાહિત્યના ઉત્તમ સર્જકો–ચિંતકો, પ્રશિષ્ટ કૃતિઓ, સાહિત્યના પ્રવાહો–પ્રકારો અને સાહિત્યમીમાંસાના શાસ્ત્રનું અધ્યયન તેણે કરવા–કરાવવાનું હોય છે. સ્વવિષયની લક્ષ્ય એવી તમામ સામગ્રી વિદ્યાર્થીઓ સમક્ષ ધરી તેની ચર્ચા, વિચારણા, છણાવટ કરી તેનું સમગ્રતયા પરીક્ષણ કરી એનું વિશદતાથી વિવેચન કરવું એ તેનું પરમ કર્તવ્ય છે. આ કારણે એક રીતે જોતાં વ્યવસાયી વિવેચક કરતાં અધ્યાપક વિવેચકનું કાર્ય વધુ સંગીનતાથી અને સામર્થ્યથી કરી શકે. વ્યવસાયી વિવેચકો મોટે ભાગે પત્રકારો હોય છે. તેઓ એમના ધંધાની કેટલીક મર્યાદાઓથી બંધાઈ ગયા હોય છે. પુસ્તકોની સમીક્ષાનું કાર્ય તેમને કેટલીક વખત યંત્રવત્ કરવું પડે છે. ધંધાને અંગે લેખકો તથા પ્રકાશન સંસ્થાઓ સાથેના અંગત મીઠા–કડવા સંબંધોથી દોરાઈ જઈ અવલોકનોમાં તટસ્થતા કે સમતુલા ગુમાવી બેસવાનો સંભવ એમને માટે સવિશેષ રહે છે. પત્ર ચલાવવા અનેક વ્યવહારુ બાબતો તરફ તેમને નજર રાખવી પડતી હોવાથી અને અમુક કટારો કે પૃષ્ઠો નિયમિત ભરવાનાં હોવાથી એમને માટે તલસ્પર્શી, સર્વાંગી અભ્યાસ વિરલ બની રહે છે. નવલરામ, મણિલાલ, આનંદશંકર, રમણભાઈ, વિજયરાય જેવા કોઈ વિરલ પત્રકારો[1] તેમાં અપવાદરૂપ હોય પણ એકંદરે વ્યવસાયી વિવેચકો પાસેથી સમર્થ આલોચનાઓ પ્રાપ્ત થવી દુર્લભ છે. અન્ય ભાષાઓના સાહિત્યવિવેચનના ઇતિહાસમાં ડોકિયું કરીશું તો પણ જણાશે કે સમર્થ વિવેચકો અધ્યાપક વર્ગમાંથી જ ઘણે ભાગે પ્રાપ્ત થાય છે.

પ્રો. રાવળ એવા એક આદર્શ અધ્યાપક–વિવેચક છે. પીઢ, ખ્યાતનામ અધ્યાપકોમાં પૂર્વતૈયારી સાથે વર્ગોમાં પ્રવેશવાની નિષ્ઠા આજકાલ વિરલ ગણાય તેવી વસ્તુ બની છે. એકી સાથે ત્રણ–ચાર પ્રકારના ઘોડા ઉપર સવારી કરવાનો એમને શોખ હોવાથી એમનો અધ્યાપન અશ્વ, તેઓ કુશળ સવારો હોવા છતાં, પાછળ પડી જતો હોય છે. પ્રો. રાવળ માટે આમ કહી શકાય તેમ નથી. તેમણે અધ્યાપનને જ

૧ મણિલાલ દ્વિવેદી, આનંદશંકર ધ્રુવ વિજયરાય વૈદ્ય આદિ પત્રકારો ખરા, પણ અધ્યાપકોય ખરા ને? અને તેમનાં સામયિકોએ નિયમિતતાની બાબતમાં ક્યાં થોડી ફરિયાદો વહોરી છે? નવલરામનું વિવેચનકાર્ય 'ગુજરાત શાળા–પત્ર'ને અંગે વિશેષ થયેલું.



પોતાનું મુખ્ય કર્તવ્ય લેખ્યું છે; અન્ય યશોદાયી, ધનદાયી પ્રવૃત્તિઓને અતિ ગૌણ ગણી છે. એ કારણે ગુજરાતી સાહિત્યનું તેમનું અધ્યયન–અધ્યાપન નિરંતર તેજસ્વી રહ્યું છે. અને એ જ કારણે તેમનું વિવેચન પણ સંગીન ને ઉત્કૃષ્ટ રહ્યું છે. વિષયનાં તમામ પાસાંને એની યોગ્યતા પ્રમાણે એમનું વિવેચન અજવાળે છે; એની સર્વ રેખાઓનું અશેષ છતાં મિતાક્ષરી નિરૂપણ કરે છે, એમાંના એકેએક નોંધપાત્ર મુદ્દાને વ્યવસ્થિત રજુઆત આપે છે અને ચર્ચાપાત્ર બાબતોનું ક્રમિક પૃથક્કરણ કરે છે. વિષય ખમી શકે તેટલી માત્રામાં એની રૂપરેખા દર્શાવી એનું આંતરબાહ્ય રૂપ સ્પષ્ટ કરી આપી તેમનું વિવેચન પ્રમાણવિવેક જાળવીને વિસ્તાર સાધે છે. તેમના લેખો અન્યોના વિવેચનલેખો કરતાં પ્રમાણમાં વિસ્તારી જણાય છે તેનું કારણ આ છે, પણ એમાં ક્યારેય વૃથા પથરાટ હોતો નથી.

એમના વિવેચનલેખોને ચાર વિભાગમાં વહેંચી શકાય: (૧) પુસ્તકોનાં વિવેચનો, (૨) સાહિત્યકલાની શાસ્ત્રીય તત્ત્વચર્ચા, (૩) સાહિત્યસ્વામીઓ વિશેના અભ્યાસનિબંધો, (૪) સાહિત્યના પ્રવાહો—ઇતિહાસનું દિગ્દર્શન. આમાંથી બીજા સિવાયના વિભાગોનું પ્રો. રાવળનું લખાણ વિપુલ છે. 'નળાખ્યાન', નરસિંહ મહેતાનાં જ્ઞાન–ભક્તિનાં પદો, 'મદનમોહના', 'સરસ્વતીચંદ્ર', 'રાઈનો પર્વત', 'અકબરશાહ', 'દર્શનિકા', 'અમરવેલ', 'સ્નેહમુદ્રા', 'સ્વપ્નદ્રષ્ટા', 'ભગવાન પરશુરામ', 'પનઘટ', જેવી શિષ્ટ સર્જકોની કૃતિઓને તેમની વ્યુત્પન્ન આલોચનાનો લાભ મળ્યો છે. પ્રેમાનંદ, શામળ, ગોવર્ધનરામ, નાનાલાલ, કલાપી, બોટાદકર, નરસિંહરાવ કવિ, બટુભાઈ નાટકકાર આદિ સર્જકોનો વ્યવસ્થિત અને તલસ્પર્શી અભ્યાસ પ્રો. રાવળે પોતાના લેખોમાં સમર્થતાથી બતાવ્યો છે. સાહિત્યના પ્રવાહોમાંય સમગ્ર મધ્યકાલીન સાહિત્યનું, આપણા નાટકસાહિત્યનું, ગોવર્ધનયુગના ગદ્યનું, વીસમી સદીના સાહિત્યવિકાસનું, અર્વાચીન ગુજરાતી સાહિત્યનાં પ્રેરકબળોનું અને આપણા હાસ્યસાહિત્યનું અભ્યાસપૂર્ણ દિગ્દર્શન તેમણે કરાવ્યું છે. સાહિત્યમીમાંસાની બાબતમાં શાસ્ત્રજ્ઞઅધ્યાપકના કૌશલ વડે તેમણે 'કવિતાનું રસાસ્વાદન', 'ચરિત્રલેખનનો આદર્શ', 'સહૃદયધર્મ', એવા ત્રણેક નિબંધો આપ્યા છે તેમજ તેમના અન્ય લેખોમાં ઉચિત સ્થાને એવી પ્રાસંગિક તત્ત્વચર્ચાઓ કરી છે. આ સર્વ વિભાગોમાં એમની વિવેચના એક સરખી નિપુણતા બતાવે છે અભ્યાસનું ઊંડાણ, વિષયના મર્મની સૂઝ ને સત્યનિષ્ઠા વડે સર્વ વિભાગો માતબર બન્યા છે.

અભ્યાસશીલતા, ઊંચી રુચિ, સાફ દૃષ્ટિ અને સહૃદયતા એમની વિવેચનાના મુખ્ય ગુણ છે. હર કોઈ યુગની ઉમદા કૃતિઓનો આસ્વાદ તે લઈ શકે છે. નરસિંહ મહેતા કે પ્રેમાનંદ, શામળ કે નાનાલાલ, નરસિંહરાવ કલાપી બોટાદકર કે સ્નેહરશ્મિ જેવા કોઈ પણ યુગના ઉત્તમ–મધ્યમ કવિઓની ભિન્નભિન્ન શૈલી, દૃષ્ટિ, નિરૂપણપદ્ધતિ, ભાષા, કલ્પના, વિચાર કે કવિત્વનું સૌન્દર્ય તેમની આ ગુણસંપત્તિને લીધે તેઓ માણી શકે છે. 'સ્નેહમુદ્રા', 'આત્મનિમજ્જન', 'દર્શનિકા' જેવી તત્ત્વ–વિચારપૂર્ણ કવિતાનો, રોમેન્ટિક શૈલીનાં કવિશ્રી નાનાલાલનાં નાટકોનો તેમજ નવીન ગુજરાતી સર્જકોની અને શરદબાબુ તથા ટૉલ્સટૉય જેવાની કૃતિઓનો આસ્વાદ કરી તેનું યથાર્થ મૂલ્યાંકન તે કરી શકયા છે તે પણ એ વિવેચકગુણોને લીધે જ. કોઈ એક સાહિત્યસ્વરૂપ, શૈલી કે વિચારદૃષ્ટિ ઉપર મમત્વ કે પૂર્વગ્રહ તેમની વિવેચનામાં જણાતાં નથી. એમનાં પોતાનાં જીવન વિચાર દૃષ્ટિ વલણ કે આચાર ભિન્ન હશે પણ તેમની રસ–ગ્રાહકતામાં તે આડે આવતાં હોય એવું એમના વિવેચનમાં ક્યાંય દેખાતું નથી. પ્રેમાનંદ, નાનાલાલ, મુનશી, ગોવર્ધનરામના સાહિત્યથી તેઓ વિશેષ પ્રભાવિત બન્યા, છતાં ઠાકોર, બોટાદકર, શામળ, નરસિંહરાવ આદિની કવિતાને સાપેક્ષ તેમજ નિરપેક્ષ દૃષ્ટિએ તેઓ ઉષ્માથી મૂલવી શકયા છે. નવીનો તરફ તેમની દૃષ્ટિ વધુ ઉદાર ને સમભાવી રહી છે. ગોવિંદભાઈ અમીન, પન્નાલાલ પટેલ, જ્યોત્સનાબેન ખંડેરિયા (હવે શાહ), તનસુખ

'ભદ્ર, શિવકુમાર જોશી, આદિ નવીનોના ઉત્સાહભર્યા પ્રયોગોને બિરદાવી તેમની કૃતિઓનું ગુણદર્શી અવલોકન કરી તેમની શક્તિ-મર્યાદાઓ તરફ આંગળી ચીંધી એમને તેમણે યોગ્ય માર્ગદર્શન કરાવ્યું છે, અને એમ કરતાં નવો સર્જક પોતાની સાધનાને સિદ્ધિ માની ન બેસે તેની ચીવટ પણ તેમણે રાખી છે.

સાહિત્યવિવેચનમાં વિવેક, પ્રો. રાવળનો બીજો ગરવો ગુણ છે. સાહિત્યના સમયે સમયે પલટાતા નિયમોને તેઓ ચુસ્તપણે વળગી રહેવાનો આગ્રહ ઉચિત રીતે જ રાખતા નથી. એવા નિયમોની તપાસ કૃતિમાં તેઓ કરે છે પણ એ નિયમોની જાળવણી વિનાય સર્જક જો પોતાનો હેતુ તેની આગળ સ્વતંત્ર પ્રતિભા વડે પાર પાડી જાય તો તેવી કૃતિનો તેઓ આનંદ લઈ શકે છે. નાનાલાલની ડોલનશૈલી અને તેમનાં ભાવનાપ્રધાન નાટકોનું સૌંદર્યદર્શન તેમણે એ દૃષ્ટિએ કરાવ્યું છે. ગોવર્ધનરામની અને મણિલાલની કવિતાનું તથા ચંદ્રવદન મહેતાનાં નાટકોનું ગુણદર્શન પણ તેમણે એવા વિવેકે કરીને કર્યું છે.

પ્રો. રાવળની સહૃદયતા એટલી ઊંચી કક્ષાની છે કે કૃતિને તે બરાબર સમજી શકે છે અને આગળ પાછળ ઊંચે નીચે અને વર્તુલમાં તે કૃતિના સ્વરૂપને, હાર્દને, સૌંદર્યને તેના યોગ્ય પ્રકાશમાં જોઈ શકે છે. સર્જકની સમકક્ષ કલ્પના અને દૃષ્ટિએ તે ઊભા રહી કૃતિને નિહાળે છે, આસ્વાદે છે અને વિવેચે છે.

કૃતિનાં સ્વરૂપ, શૈલી, આયોજન, છંદ, ભાષા, પદાવલિ કે તેના વ્યાકરણનિયમોમાં જણાતી ત્રુટિઓ તરફ તે બેધ્યાન નથી રહેતા; તેની મિતાક્ષરી નોંધ તે જરૂર લે છે, પણ એવી ગૌણ બાબતોને મોટી ગણી ભાંડવાને બદલે તેમનું વિશેષ લક્ષ કૃતિના અંતર્ગત રસતત્ત્વો, સૌંદર્યઅંશો કે રહસ્ય બતાવવા પર વધુ રહે છે. કૃતિમાંની વિચારણા, એમાં વ્યક્ત થતું સર્જકનું માનસ, એનું વિચાર, વિષય કે નિરૂપણવૈવિધ્ય સ્પષ્ટ કરી સાહિત્યકલા કે જીવનરહસ્યની દૃષ્ટિએ એનું ઔચિત્ય કે મૂલ્ય તપાસવા તરફ એમની વિવેચનાનો કેમેરો ઠીક ઠીક સમય સુધી ગોઠવાયેલો રહે છે. આમ છતાં સાહિત્યકલાના પાયાના સિદ્ધાંતો પરથી તેમનું ધ્યાન કદી ખસતું નથી. એમની નિરૂપણરીતિમાં પણ આ વિવેકનો ગુણ જોવા મળે છે. કૃતિના વિવેચનમાં ઊમળકો ઠાલવ્યા વિના તેનો જે અંશ જેટલો અપીલ કરતો જણાયો એટલી જ માત્રામાં તેને વધાવવો અને દોષદર્શન તરફ મીઠાશથી, વિવેકથી જરાક ઈશારો કરી દેવો એ રીતમાં તેમનો આ ગુણ રહેલો છે. કેમ જાણે વિવેચન નરી પ્રશંસા કે નિંદામાં ન ઊતરી પડે તેની ચીવટ એ સતત રાખતા હોય અને કટુ બન્યા વિના, સૌમ્ય વાણીમાં પોતાનો અભિપ્રાય પ્રગટ કરવા માગતા હોય. એમની વિવેચનસંપત્તિમાં સત્યનિષ્ઠાનો ગુણ ભારોભાર છે પણ એમનું સત્યદર્શન કડવું નથી, મધુર ને પ્રેરક છે. કટુતાભર્યા કે ઉગ્રતાભર્યા મતદર્શનના તેઓ પ્રકૃતિ વડે જ વિરોધી છે.

તેમની નિરૂપણપદ્ધતિ એમની દૃષ્ટિને યોગ્ય છે. એમનું માનસ સ્વસ્થ, સૌમ્ય, વિચારશીલ, સૌંદર્યરસિક અને સત્યપ્રિય છે. એમનાં વિવેચનોમાં પણ તેમના આ માનસનો પ્રસાદ નીતરે છે. એમનાં વિવેચનો સુશ્લિષ્ટતાયુક્ત, શિસ્તરાગી અને નિઃશેષ નિરૂપણવાળાં છે. વિવેચ્ય વિષયનું તેની યોગ્ય ભૂમિકા બાંધી તે ઉદ્‌ઘાટન કરે છે. કેટલીક વાર વિષય વિશેના તેમના ઐતિહાસિક જ્ઞાનનો તે પરિચય કરાવે છે. તેમની નજર વિષયને ચારે બાજુએથી જુએ છે. વિષયનો પ્રારંભ તેના મૂળમાંથી કરી ટોચ સુધીનું તેનું નિરૂપણ વ્યવસ્થિત રીતે તે કરે છે. વિવેચ્ય વિષય વિશે કેવી ભિન્ન ભિન્ન દૃષ્ટિ સાહિત્ય જગતમાં હતી, વિષય કેવા ગૌરવવાળો છે, વિષયને ઉપાડવો ક્યાંથી કે જેથી તેનું ક્રમબદ્ધ પૃથક્કરણ અને સુરેખ નિરૂપણ થઈ શકે વગેરે બાબતોની જાણકારી વિષયના ઉદ્‌ઘાટનમાં તેઓ બતાવે છે. ઉદાહરણ તરીકે 'સ્નેહમુદ્રા'ની સમીક્ષામાં પ્રારંભે કૃષ્ણલાલ ઝવેરી, નરસિંહરાવ, દેરાસરી, નાનાલાલ વગેરે સાક્ષરોએ 'સ્નેહમુદ્રા'ની



કદરણુતા, દુર્બોધતા અને અ-લોકપ્રિયતા વિશે આપેલા અભિપ્રાયોને મિતાક્ષરિતાથી ઉલ્લેખી તે બાદ-તેના ઉદ્ભવ, સમય આદિની વાત કર્યા પછી જ તે તેનાં વસ્તુ, સ્વરૂપ, કાવ્યત્વ આદિની ચર્ચા કરે છે. એ પ્રમાણે 'ગોવર્ધનયુગનું ગદ્ય' એ લેખમાં પંડિત-યુગને ગોવર્ધનયુગ નામ શા માટે આપી શકાય તેની સ્પષ્ટતા કર્યા બાદ તે તેના ગદ્ય ઉપર આવે છે. 'ગોવર્ધનરામનું યુગદર્શન' એ નિબંધમાં પણ એક-દમ ગોવર્ધનરામ કે તેના યુગ વિશે વિચાર કરતા પહેલાં યુગદ્રષ્ટા કોને કહેવાય એ વિશે સંક્ષેપમાં તે મનન કરી લે છે. 'મધ્યકાલીન ગુજરાતી વાર્તા'માં માનવીની સનાતન વાર્તાપ્રિયતાથી શરૂ કરી છેક શ્રુતિ-કાલથી અપભ્રંશ સુધીની વાર્તાઓને સંભારી મધ્ય-કાલીન વાર્તા ઉપર તે દૃષ્ટિ ઠેરવે છે. એમની નિરૂપણ-પદ્ધતિ પણ પ્રથમ વિષયના બાહ્યાંગોનો પરિચય આપી પછી તેનાં આંતરપાસાંના દર્શન કરાવી વિષય સમગ્રનો વ્યાપક ફલક આપણી સમક્ષ ધરવાની છે. એમ કરવામાં પૃથક્કરણાત્મક અને સંયોજનાત્મક ઉભય પ્રકારની શક્તિ તે દાખવે છે. પ્રો. રાવળની વિવેચનપદ્ધતિ શ્રી. વિશ્વનાથ ભટ્ટની પદ્ધતિની જેમ કેવળ પૃથક્કરણાત્મક નથી કે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પદ્ધતિની જેમ રસસૌન્દર્યના આસ્વાદક ભ્રમરના ગુંજનની પણ નથી, પરંતુ ઉભયનીની વચમાંની છે. એમનું વિવેચન ना मूलं लिख्यते किंचित्‌નો નિયમ બરાબર જાળવે છે અને વિષયનું સર્વાંગી નિરૂપણ કરે છે; છતાં શ્રી. વિશ્વનાથ ભટ્ટના લેખો જેમ દીર્ઘ-સૂત્રી અને અવતરણોના ભારના દોષવાળું તે બનતું નથી. બધું જ કહેવું પણ મિતાક્ષરિતાથી કહેવું, એ એમનો સિદ્ધાંત જણાય છે અને એમ કહેવાની એમને ફાવટ પણ છે.

દૃઢ વિષયસંકલન, વ્યવસ્થિત વિચારસરણી, અને ક્રમબદ્ધ આલેખનને કારણે તેમના વિવેચનલેખો રચનાની દૃષ્ટિએ સુરેખ અભ્યાસનિબંધોનું સ્વરૂપ ધારણ કરે છે. વળી સાહિત્યવિવેચનના વિષયની એકવિધતા છતાં લખાવટમાં શક્ય તેટલું વૈવિધ્ય લાવવા પ્રો. રાવળે પ્રયાસ કર્યો છે. 'સરસ્વતીચંદ્રને' અને 'ગુણસુંદરીને' એ બે લેખો રમણિય પત્ર-શૈલીનાં પાત્રવિવેચનો છે, જેમાં એમની નિબંધરીતિ બટુભાઈ ઉમરવાડિયાનાં આવા પ્રકારનાં વિવેચનોના જેવી સ્વૈરવિહારી ઉડ્ડયનોવાળી કે વિજયરાય વૈદ્યના આરૂઢ શૈલીના પ્રયોગોવાળી નથી તેમ છતાં શક્ય તેટલો રસિક, ઉષ્માભર્યો મનોવિહાર દેખાડે છે. 'સાહિત્યનિકષ'માં 'બે મિત્રો' એ સમીક્ષાલેખ પણ પત્રશૈલીનો છે અને તેમાંય તેમણે નિરૂપણની રસાત્મકતા બતાવી છે.

એમના અભ્યાસલેખોમાં સાહિત્યજ્ઞાનવિભૂષિત વિચાર-સમૃદ્ધિ છે, નિરૂપણની નિપુણતા છે, મુદ્દાઓની કડી-બદ્ધતા છે, અને ઘાટીલી આકૃતિ છે. એ નિબંધોમાં ઇતિહાસકારની દૃષ્ટિ છે, વિવેચકની ચિકિત્સકતા છે, અભ્યાસીનું ઊંડાણ છે. 'સહૃદયધર્મ,' 'ખબરદારનું જીવનદર્શન,' 'અર્વાચીન કવિતામાં ધર્મભાવના,' 'ગોવર્ધનયુગનું ગદ્ય,' 'ગોવર્ધનરામનું યુગદર્શન', 'ચરિત્રલેખનનો આદર્શ' વગેરે તેમના વિશિષ્ટ ગુણ-શોભન નિબંધો છે. માહિતી, વિવેચન અને શૈલીની દૃષ્ટિએ 'નાટકસાહિત્યનું રેખાદર્શન', 'કવિશ્રી ન્હાનાલાલનાં નાટકો' અને 'સ્નેહમુદ્રા' જેવા લેખ યાદ રહી જાય તેવા છે.

પ્રો. રાવળનાં વિવેચનોમાં એમની ગદ્યશૈલીનો ફાળો અલ્પ નથી. એમની ભાષા સુઘડ, શિષ્ટ, અર્થઘન, અને રસાળ છે. એમના ગદ્ય ઉપર પંડિતયુગનો પાસ બેઠો છે પણ એના આડંબરનો ચેપ તેને લાગ્યો નથી એમાં આજના યુગને સહજ રસનો, લાલિત્યનો, પુટ અપાયો છે પણ શૈલી ચમકાવવાનો મોહ પ્રો. રાવળને હોય એમ જણાતું નથી. એમનું લક્ષ વક્તવ્ય ઉપર જ હમેશાં રહે છે, તેને શણગારવા ઉપર નહિ. કહેવા ધારેલું બધું જ વ્યવસ્થાપૂર્વક રજેરજ કહેવાઈ જાય અને વાચકની સમજમાં સ્પષ્ટપણે ઊતરી જાય એવું તે બને એટલે તે કૃતાર્થતા અનુભવે છે. એક પણ શબ્દ કે વિશેષણ નિરર્થક વાપરવું નહિ એવી





તેમની ગદ્યરીતિ છતાં એમના ગદ્યની વાક્યરચનાએ કેટલીકવાર લાંબી, થકવી નાખે તેટલી લાંબી, શાને બની જતી હશે વારુ ? એનું કારણ પણ એ જ, વાક્યોની કરકસર છે. સંકુલતા એમની વાક્યરચનાઓમાં ક્યારેક દેખાય છે. પણ તે ઠાકોરના ગદ્ય જેવી શબ્દાળુતા કે વિલક્ષણતાને લીધે આવતી નથી, પરંતુ અનેક વીગતો સંક્ષેપમાં આવરી લેવાના તેમના લોભને લીધે આવે છે. 'ખુણરદારનું જીવનદર્શન' એ લેખનું પ્રથમ જ વાક્ય જુઓ : બરાબર નેવું શબ્દોનું બનેલું એ વાક્ય છે; પણ એટલામાં તેમણે કેટલી બધી વીગતો ભરી દીધી છે ! અને આમ છતાં તેમનું વક્તવ્ય ક્યાંય ઠોકરાતું કે અદ્ધર લટકી જતું જણાય છે ખરું ?

વક્તવ્યનું પુનરાવર્તન ન થવા પામે, એક પણ શબ્દ કે વિશેષણ ઉડાઉપણે ન વપરાય, શબ્દોના તથા વાક્યોના અન્વયો એકબીજાને ટેકે હારમાં ઊભા રહી પરસ્પરનો સંવાદ સાધે તેની કાળજી એમનું ગદ્ય સતત્ રાખે છે. વાણીના ઉચ્ચારણની, વક્તવ્યના યોગ્ય પલટાઓની અને બોલવાના લહેંકા અનુસાર ઉપવાક્યો કે અવ્યયોની ગોઠવણી અંતર્ગત વિચાર, ભાવ કે મનના મિજાજને પોષે એવી સુંદર રીતે તેમના ગદ્યમાં થાય છે. એથી એ ગદ્ય ક્યારેક વાતચીતિયા છટાઓ લઈ આવે છે ('સાહિત્યનિકષ'—પૃ. ૧૭૪; કંડિકા ત્રીજી 'સાહિત્યવિવેક'—પૃ. ૨૪૮–૨૪૯.) ક્યારેક ચિંતન—અવલોકનનું નિરૂપણ સંયુક્ત વાક્યોનો લયસંવાદ સાધીને દીર્ઘ આલાપમાં આપે છે ('સાહિત્યવિવેક'—પૃ. ૨૪૯), તો ક્યારેક સરળ, પ્રશ્નાર્થ વાક્યોમાં વાચિક અભિનયની રમતિયાળ છટા દાખવે છે (સાહિત્યવિવેક'—પૃ. ૨૩૬; કંડિકા, બીજી). આમ, તેમના ગદ્યમાં શૈલીની વિવિધ રીતિઓ વક્તવ્યના ઔચિત્ય પ્રમાણે અજમાવાય છે. આથી તેમના સ્વસ્થ વિચારપ્રવાહનાં પાણી વિધવિધ સુંદરતાવાળા વળાંકો ધારણ કરે છે. એકધારા ગાંભીર્યનો ભાર એથી ઓછો થાય છે અને ગદ્યને લલિતતા અને મધુરતાનો પુટ ચડે છે. એમની શૈલીમાં જીવંત, નિકટવર્તી સ્પર્શ અનુભવાય છે, તે આ કારણે. વિષયની તત્ત્વચર્ચામાં પણ ક્યારેક એમની શૈલી પલટા યોજી એવો ચારુ સ્પર્શ કરાવે છે. (જુઓ : 'સહૃદયધર્મ'—'સાહિત્યનિકષ'—પૃ. ૮ કંડિકા બીજી.)

એમના ગદ્યની ભાષા શિષ્ટ અને પ્રૌઢિવાળી છે. ક્યારેક સંસ્કૃત શબ્દો, સંધિઓ, સમાસો દેખાડતી એમની ભાષા તળપદા શબ્દોથીય સમૃદ્ધ છે, 'ઉત્સાહાતિરેક', 'પુરાણાંતર્ગત', 'કૃતસંકલ્પ', 'પંક્તિશકલો', જેવા શબ્દો તેમના ગદ્યમાં છૂટથી વપરાયા છે તો એમનું ગદ્ય એવા સંસ્કૃત શબ્દોની સાથે 'સાંધણ', 'તાણ', 'અધઝાઝેરી', 'ખુટ્ટી', આદિ જેવા શબ્દોને પણ એટલી જ છૂટથી ઉપયોગમાં લે છે. આમ, શબ્દોની આભડછેટ તેમનું ગદ્ય રાખતું નથી. કેટલીકવાર પ્રમાણવિવેક (Sense of proportion) આંતરપ્રજ્ઞા (Intuition), પ્રતિનિર્માણ (Imitation) રીઢા (Incorrigible), લાંગૂલચાલન, વૈફલ્ય (Frustration), મંડૂકસંતૃપ્તિ (Self–complacency), સ્વપ્નગંહુ, ઇત્યાદિ જેવા શબ્દો પોતાના ઇષ્ટ અર્થને અનુકૂળ તેમણે બનાવી લીધા છે. પ્રો. રાવળે આ રીતે પોતાનાં લખાણો દ્વારા એક સમર્થ ગદ્યકાર તરીકે પોતાનું સ્થાન નિશ્ચિત કરી દીધું કહેવાય.

માનવમાત્રની રચનામાં કોઈ ને કોઈ અપૂર્ણતા રહી જતી હોય છે. એમ ન હોય તો તે માનવ શાનો ? એમનું ગ્રંથકારનું ધ્યેય ગ્રાહ્ય કરીને તેની ચકાસણી કરવા લાગી જાય છે, પણ ગ્રંથકારનાં ધ્યેય, વિચાર અને દૃષ્ટિની જુદી જુદી બાજુએથી તત્ત્વચર્ચા કરવા જેટલે ઊંડે જતું નથી. સર્જકનું મૂળ ધ્યેય શું હતું અને તેને કૃતિમાં કેટલું ને કેવી રીતે સાધ્યું એનું પરીક્ષણ કરતી વેળા વિવેચકે એય તો વિચારવું રહ્યું ને કે સર્જકનું એ ધ્યેય કેટલે અંશે વાસ્તવિક છે ? એ ધ્યેય પોતે જ કૃતિને કેટલે અંશે બલિષ્ઠતા કે ઉદાત્તતા અર્પી શકે તેમ છે ? મનુષ્યહૃદય અને કલ્પનામાં રહેલી ઊંડી



ભાવનાને એ કેટલે અંશે સતેજ કરી શકે તેમ છે? ગ્રંથકારની વિચારણા, કે દષ્ટિફલકમાં કર્યા કર્યા અસંગતિદોષ, વિસંવાદનું શૈથિલ્ય આવે છે તેનો નિર્ણય પણ વિવેચકે કરવાનો છે. આટલા માટે વિવેચકમાં કવિહૃદય અને શાસ્ત્રબુદ્ધિની સાથે તત્ત્વજ્ઞાનીની દૃષ્ટિનોય સમન્વય થવો જોઈએ. મણિલાલ, રમણભાઈ, આનંદશંકર, ઠાકોર, પાઠક જેવા: આપણા વિવેચકોમાં વિવેચન અને તત્ત્વજ્ઞાન સમરૂપ બન્યું પણ છે. એ તત્ત્વજ્ઞાન વિવેચકમાં તેના ઇતિહાસ, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, દર્શનો અને સાહિત્યકલાના શાસ્ત્રના અભ્યાસે કરીને એક દૃષ્ટિરૂપ બની ચૂક્યું હોય છે.

વળી એમનું વિવેચન કૃતિના સ્વરૂપનાં લક્ષણોની તપાસમાં વધુ રોકાય છે. મર્યાદિત પૃષ્ઠસંખ્યામાં વિષયનાં સર્વ પાસાં અને કૃતિસ્વરૂપનાં તમામ લક્ષણો બતાવવાં તેમણે ધાર્યાં હોવાથી એની ઝીણી, ઊંડી ચર્ચા કરવાનો અવકાશ એમાં રહેતો નથી અને ઘણી વાર તો માત્ર અંગુલિનિર્દેશથી તેમને ચલાવી લેવું પડે છે. આ રીતે વિષયના વ્યાપક દિગ્દર્શનનો ગુણ એમાં આવે છે પણ દરેક પાસાનો પૂરેપૂરો તલસ્પર્શ થવો રહી જવા પામે છે.

આપણી એક બીજી અપેક્ષા, મૌલિક કલ્પનાસૂઝના વ્યાપારનો એમનાં વિવેચનોમાં વિનિયોગ સવિશેષ થતો રહે તેની છે. પોતાની મૌલિક કલ્પનાસૂઝ વડે તેઓ કૃતિને કોઈ નવા પ્રકાશમાં બતાવે, એનું કોઈ અછતું રહી ગયેલું સૂક્ષ્મ સૌન્દર્ય પ્રગટ કરી આપે, એને કોઈ નવા રહસ્યમાં ચર્ચે એવું બહુધા તેમનાં વિવેચનમાં બનવા પામતું નથી. પ્રો. રાવળ સમગ્ર ચિત્તથી સૌન્દર્યના પૂજક છે; પણ એમનાં વિવેચનોમાં સૌન્દર્યસ્થાનોનો માત્ર નિર્દેશ જ હોય છે, એ સૌન્દર્યનાં કારણોની અને સ્વરૂપની મીમાંસામાં તેઓ ઝાઝા ઊતરતા નથી. એમનું વિવેચનનેત્ર સિદ્ધાંતોનો વિનિયોગ કરવા તરફ કે ઐતિહાસિક પશ્ચાદ્ભૂમાં વિષયને અવલોકવા તરફ વધારે નજર રાખે છે એથી એમનું વ્યક્તિત્વ જેટલું એમના ગદ્યમાં સ્ફુરે છે તેટલું વિવેચનવિષયથી સહજપણે તેમની કૃતિમાં સ્ફુરી એમના વિવેચનને સર્જનાત્મક કક્ષાનું બનાવતું નથી. કદાચ એમની પોતાની ચોક્કસ વિવેચનદૃષ્ટિને લીધે પણ આમ બનવા પામતું હોય.

પ્રો. રાવળે સાહિત્યશાસ્ત્રની મીમાંસાના ક્ષેત્રમાં આપણને પીરસાવે એવું ખેડાણ ઝાઝું કર્યું નથી, પણ એમનો વિવેચનપ્રવાહ હજી તો વહી રહ્યો છે અને સાહિત્યપરામર્શ અને વ્યુત્પત્તિથી તેઓ ભર્યા ભર્યા છે, એટલે નાટક આદિ સાહિત્ય સ્વરૂપોનું કલાવિધાન અને તેનાં ઘટકતત્ત્વો ચર્ચતા લેખો-ગ્રંથો, આપણા જૂના નવા પ્રશિષ્ટ સાહિત્યસ્વામીઓનું સંપૂર્ણ અધ્યયન બતાવતા અભ્યાસગ્રંથો અને સમકાલીન સાહિત્યનું યથાર્થ મૂલ્યાંકન કરતી લેખમાળા એમની પાસેથી ભવિષ્યમાં પ્રાપ્ત થશે એવી આશા રાખી શકાય. વિવેચનક્ષેત્રે તેમણે આજસુધીમાં જે મૂલ્યવાન અર્પણ ઊંડી નિષ્ઠા અને ઊંચી શક્તિથી કર્યું છે, તે જોતાં આવી આશા ઉગાડવાનો તેમને અધિકાર છે.



'ઉત્તર ધ્રુવ-૬' નામના સોવિયેત મથકેથી ધ્રુવ પ્રદેશનું સંશોધન કરી રહેલા સોવિયેત સંશોધકોએ ઉત્તર ધ્રુવ મહાસાગરના મધ્ય ભાગમાં ડૂબકીઓ મારવી શરૂ કરી છે. દુનિયાભરમાં બરફ નીચે ડૂબકી મારનારા તેઓ પહેલા જ સાહસિકો છે. મોસ્કો યુનિવર્સિટીના સમુદ્ર અભ્યાસ વિભાગના સભ્યો વિક્તર સેવિન અને યુરી પીકિને બરફના થરની નીચે જ્યારે ડૂબકી મારી ત્યારે હવાનું ઉષ્ણતામાન શૂન્યની નીચે ૪૦ ડીગ્રી સેન્ટીગ્રેડ હતું અને પાણીનું ઉષ્ણતામાન શૂન્યની નીચે ૧.૮ ડીગ્રી હતું. તેઓએ હળવા વજનવાળો અને પાણીમાં કામ આપે એવું કૃત્રિમ ફેફસું ધરાવતો મરજીવાનો પોષાક પહેર્યો હતો અને ૪ મીટર જાડા બરફના થરમાં પાડવામાં આવેલા કાણામાંથી તેઓએ ડૂબકી મારી હતી.

આંતર-રાષ્ટ્રીય ભૂભૌતિક વર્ષના કાર્યક્રમ અનુસાર સરકતા બરફના પડ અને એની નીચેના પાણી સાથે થતી ગરમીની આપલેની શોધ કરવા માટે આ ડૂબકી મારવામાં આવી હતી.

પ્રો. હસિત બૂચ

# પ્રીલિમનો પૂર્વરંગ !

કૉલેજોમાં અત્યારે પ્રીલિમમાંથી છુટકારાનો દમ મેળવીને વિદ્યાર્થીઓ પરીક્ષાની ધમાલમાં પડ્યા હશે તેવે અણીને ટાંકણે પ્રગટ થતી આ નાટિકા દરેકને ગમશે જ. ભજવવા ઈચ્છનારે લેખકની સંમતિ મેળવવી ખાસ જરૂરી છે......

**સ્થળ :** કૉલેજની હૉસ્ટેલ.

**સમય :** રાતના સાડા નવનો સુમાર.

[ કોઈના ચંપલનો અવાજ સંભળાય છે. થોડીવારે બંધ બારણે ટકોરા પડે છે—એક, બે, ત્રણ— ]

રૂમની અંદરથી :

'કવિતા એ આત્માની કલા છે : આત્માના ખાસ ધર્મો—જેવા કે ચૈતન્ય, વ્યાપન અને અનેકતામાં એકતા—એ કવિતામાં અવશ્ય હોવાં જોઈએ. જે કવિતામાં ચૈતન્ય નથી, અર્થાત્ જે વાચકને અમુક હકીકતની માહિતી માત્ર આપી જાય છે, પણ આત્મામાં ઊતરી જઈ અંતરનું ચલનવલન વા ચૈતન્યઘન સમત્વ ઉત્પન્ન કરી શકતી નથી, એ કવિતા જ નથી.'

રૂમની બહારથી : એઈ, આનંદશંકર ધ્રુવ ! ક્યારનો ઊભો છું ! રૂમ ખોલ રૂમ !

અંદરથી : ( બારણું ખોલીને ) અલ્યા અનુ, તું ? અત્યારે ? તારે તો પ્રીલિમની પડી નથી; પણ બીજાને હેરાન કરવા છે ?

અનુ : હેરાન કરું છું ? અરે યાર, હું તો કામે આવ્યો છું ! પરીખ, આનંદશંકર તારે મોઢે થઈ જવાના છે. બપોરેય—

પરીખ : સોનું છે, નક્કર સોનું ! પ્રોફેસર મહેતા તો બસ, આનંદશંકરના આ લેખ પર આફરીન જ છે. તારે તો મ્યુઝીક સોસાયટી ને ડ્રામા સિવાય બીજું છે શું ? બહુ થાય તો, ટેલબટેનિસનો ઓરડો !

અનુ : જો, પરીખ ! મારે કંઈ કલાસ લાવવાનો નથી ! હવે આવવું છે કે વાતો જ કરવી છે ?

પરીખ : ક્યાં જવું છે ? મારે તો ક્યાંય આવવું નથી !

અનુ : આવવું કેમ નથી ? પેલો ચીતૂ સાંજની ગાડીમાં આવી ગયો !

પરીખ : ચિત્તરંજન ? તે ભલે આવ્યો. એય થાકીને ઘસઘસાટ—

અનુ : તું ચાલ તો ખરો ! હજી એની રૂમની લાઈટ ચાલુ છે. પરીખ, આ રતિલાલ એના પર જ કેમ વારી ગયો ? બહેનના લગનમાં ગામડે ચીતૂને જ લઈ ગયો એ; તને વાત કરેલી ?

પરીખ : મને ? મને તો ટપાલમાં કંકોતરી મળી છે ! રતિલાલ પૂરો ફક્કડ માણસ—કેન્ટીન ને ગાર્ડનમાં જ અડ્ડો. આ ચીતૂ જેવા મૂંજીનો એને મેળ કેમ થયો ? જરા નવાઈ તો ખરી !

અનુ : જરા નવાઈ ? અરે, આ તો clean H. Bomb જ કહેવાય ! રતિલાલ ને હું બે વરસથી પાક્કા દોસ્ત, સમજ્યો ? મને મોઢા મોઢનું 'આવજે' કહ્યું; પણ ચીતૂને તો, સાંભળ્યું કે, આગ્રહ કરી બોલાવી ગયો !

પરીખ : ચીતૂ વડોદરા તરફનો, ને રતિલાલ ઉત્તર ગૂજરાતના ગામડાનો. મેળ કેમ બેઠો ? કોઈ નહીં ને ચીતૂ જ પસંદ પડ્યો ?

અનુ : મારે તો આવ્યો છું ! તાજો આવ્યો છે તે કંઈ જાણવા મળશે. પછી આવવા દે રતિલાલને ! નહીં જાણું તો મને ઊંઘ જ નહીં આવે !

પરીખ : તને તો પેલી મીસ મીનાક્ષી કૉલેજમાં એક દહાડો ન આવે, તોય ક્યાં ઊંઘ આવે છે ?

અનુ : પરીખ, તું આનંદશંકર થઈ રહ્યો ! મીસ મીનાક્ષી કેમ બહુ યાદ આવે છે ?

પરીખ : તારે ખાતર'સ્તો ! અનુ, ચા પીને જઈએ !

અનુ : ચીતૂની રૂમ પર ચા ! લે આ ખમીસ. ચાલ, હજી તો પેલા પ્રબોધને સાથે લેવો છે. એય ઉસ્તાદ છે હોં, પરીખ ! સેક્રેટરી થયો ત્યારથી પ્રોફેસર પુરોહિતના મોંનું તો પાન. ભઈ, રેક્ટર રાજી, તો કયા કરે કાજી ? પ્રિન્સીપાલનીય પૂરી કૃપા !

પરીખ : મીંઢોય કેવો છે ? હા સાહેબ, ખરું સાહેબ, વિના બોલતોય નથી ! કોણ જાણે કયારે વાંચે છે ? ટર્મિનલમાં કલાસ લાવ્યો ! નહીતર, જ્યારે જુઓ ત્યારે લૉબીમાં પેલી નલિની સાથે, કે મીસ ચાપેકર સાથે કે પેલી બ્યૂટી હેમાંગી સાથે અલકમલકની—

અનુ : તું અદેખો બહુ, પરીખ ! હવે વાળ હોળી લીધા તેં ? કેમ જાણે, સ્વયંવરમાં જવું હોય—

પરીખ : સ્વયંવર નહીં, પણ એટેક—આક્રમણ કહે ! ચીતૂ આગળ દાવકા થઈ જવું જોઈએ, સમજ્યો ? લે, ચાલ.

[સાંકળ વાસ્યાનો, બન્નેના ચાલવાનો અને પછી સેક્રેટરી પ્રબોધની રૂમે ટકોરા લગાવ્યાનો —એક, બે, ત્રણ, અવાજ. રૂમની અંદરથી ગ્રામોફોન પર કોઈ સિનેરેકર્ડનું સંગીત ધીમું ધીમું સંભળાય છે. ]

અનુ : જોયું ને, પરીખ ? કેન્ટીનમાંથી ગ્રામોફોન લઈ આવ્યો લાગે છે ! પ્રીલિમની તૈયારી તારા કરતાંય જબ્બર છે ને ?

પરીખ : પ્રબોધ ! પ્લીઝ, રૂમ ઊઘાડ ! પ્રબો-ધ !

પ્રબોધ : (રૂમ ખોલતાં) અરે, તમે બે ? (ગ્રામોફોનની રેકર્ડનો અવાજ સ્પષ્ટ બહાર આવતાં) આય આફત છે ને ? પાછો સામેની રૂમનો પંચ્યો ઉકળવાનો ! પ્રીલિમ, પ્રીલિમ, પ્રીલિમ ! (ગ્રામોફોન અટકાવે છે.) કેમ કંઈ, અત્યારે પધરામણી ? વાંચવું નથી ?

અનુ : તું વાંચે છે ને અમારા વતી ? પેલો ચીતૂ સાંજે આવી ગયો—

પ્રબોધ : મને ખબર છે. સાંજે કહી ગયેલો કે જમવાનો નથી !

પરીખ : લગ્નમાં જઈ આવ્યો છે, તે બરોબરનો જમાડયો હશે ને ?

અનુ : પ્રબોધ, આ રતિલાલ તો તારો દિલોજાન—બધે જ તારી સાથે.

પ્રબોધ : પણ લગ્નમાં ન લઈ ગયો ને ? આ ચીતૂ, કોણ જાણે કયાંથી ફૂટી નીકળ્યો ? સાલું, આ સ્કોલરોનું ભલું પૂછવું, અનુ ! બહારથી ડાવકા ને મીઠા, પણ સંબંધ એવા બાંધે—

પરીખ : એમ તો રતિલાલ ચીતૂની રૂમે હમણાંનો બહુ જતો ! પણ એનના લગ્નમાં એકલા ચીતૂને જ આગ્રહ કરીને લઈ જાય...

અનુ : એ તો હું કહું છું ! અમે એના રૂમે જઈએ છીએ. તુંય ચાલ !

પ્રબોધ : બિચારો થાકીને ઠૂસ થયો હશે ! ભલું હશે તો ઊંઘતો જ હશે !

પરીખ : અનુ કે' છે, લાઈટ હજી ચાલુ છે !

પ્રબોધ : અનુનું કામ કાયમ પાકું ! ચાલ, ત્યારે નીકળિયે. થોડી ચા પી લઈશું ? પરીખ, તારે માટે, તો કૉફી ને ? (સ્ટવને પંપ મારવાનો અવાજ).

અનુ : રે'વા દે ને હવે ! ચીતૂની રૂમ પર પીશું ? તું પહેરી લે તારું મનીલા-(કોઈનાં ચંપલનો અવાજ સંભળાય છે.)

પરીખ : Long live, ચીતૂ ! ચિત્તરંજન, અમને તો થયું કે તું ઊંઘતો હશે !

ચીતૂ : પ્રબોધ, પ્લીઝ, તારી pen આપીશ ? મારે તો શાહી પણ ખૂટી છે.

પ્રબોધ : હજી પ્રીલિમને પૂરો મહિનો છે; થોડું તો

જમ્પ! આ ચા બનાવી લઉં; પછી આપું! (સ્ટવનો અવાજ ધીમો કરે છે.)

ચીતૂ : રતિલાલને કાગળ લખતો 'તો; અધૂરો છે. પ્રબોધ, રતિલાલ અહીં કરતાં ત્યાં સાવ જુદો જ, હોં. મેં તો ધાર્યું જ નહોતું—

અનુ : ચીતૂ, તારા પર એની મે'રબાની થઈ, એટલે તુંય હવે એનાં જ ગીત ગાવા મંડ્યો! બીજું કંઈ નહીં તો, એણે તને બોલતો તો કર્યો જ!

પરીખ : આવતાં વેંત આભારનો કાગળ પણ લખવા મંડ્યો છે ને ?

ચીતૂ : એના ઘરનું વાતાવરણ હજી ભૂલાતું નથી. બધાં માયાળુ, મારે માટે તો ઓછાં ઓછાં થાય! લખવું તો જોઈએ જ ને ?

પ્રબોધ : (સ્ટવ ઠારતાં) ચીતૂ, અમે રહી ગયા! રતિલાલને આવવા તો દે! બહેનના લગનમાં અમે શું ભારે પડવાના હતા ? અહીં તો બધાની આંખે ચડે એવી ભાઈબંધી રાખે છે, ને લગનમાં લઈ ગયો તને!

અનુ : મઝા આવી હશે, નહીં ચીતૂ ?

ચીતૂ : મઝા ? અનુ, ત્યાં તો બધું જુદું જ હતું!

અનુ-પરીખ : જુદું ?

પ્રબોધ : જુદું શું ? બહેનના લગનની કંકોતરી તો એણે જ—

ચીતૂ : લગન તો હતાં જ; પણ, રતિલાલની વહુ—

અનુ : મીસીસ કહે! ચીતૂ, તારોય ટેસ્ટ—

પરીખ : મને તો વહુ શબ્દ જ મીઠો લાગે છે, હાં ચીતૂ, ચલાવ!

ચીતૂ : શું ચલાવું ? હા, એની મીસીસ ખૂબ માંદી—

પરીખ : અલ્યા, કંઈ કરુણ કથાનક હોય તો રે'વા દેજે, ચીતૂ!

અનુ : પરીખની કોફી બગડશે પાછી!

પ્રબોધ : રતિલાલ કે'તો 'તો ખરો કે બે એક મહિનાથી—

ચીતૂ : હા, પણ હમણાં તો બહુ બીમાર છે! રતિલાલ એની એવી ચાકરી કરે છે—

અનુ : રતિલાલ, ફક્કડરામ, ચાકરી કરે છે ? ગામડાની વહુની ?

ચીતૂ : તેય કેવી ? અભણ! રૂપમાંય કોઈ ભલીવાર નહીં! એમ જ થાય કે ક્યાં આ આફત રતિલાલને વળગી ?

પરીખ : ફાઈન, ફાઈન; ચિત્તરંજનનેય હવે રૂપનો idea–

પ્રબોધ : પરીખ, તુંય પૂરો વેદિયો જ છે તો! રૂપનો idea તને એકલાને જ હશે, ખરું ? તારે મન પેલી જુનિયર ક્વીન્—

ચીતૂ : તમને લોકોને બહારની દુનિયાનો ખ્યાલ જ નથી!

અનુ : તે તું આપ ને! પ્રબોધ, તુંય ચીતૂનો mood બગાડે છે તો! લો, આ પંડ્યા આવ્યો! પધારો પંડ્યાજી!

પંડ્યા : (આવતાં)

'પધારો એમ કહેવાથી પધારે તે પધાર્યો ના,
નિમંત્રણ પ્રેમીને શાનાં ? અનાદર પ્રેમીને શાનો ?'

પરીખ : પંડ્યા, બોટાદકર પર ઠીક કાબૂ છે, હોં!

પંડ્યા : આ જલસો શેનો છે, પ્રબોધ ? ચીતૂ, તું આવી ગયો ?

અનુ : એની તો વાત છે! સાંભળ, રતિલાલની વાઈફની વાત–

પંડ્યા : રતિલાલ પરણેલો છે ? આવવા દે એને–

પરીખ : પરણેલો તો છે, પણ સાથે કલાગરો કંય પણ છે!

પંડ્યા : રતિલાલ આવો ગૂરખનો સરદાર ક્યાંથી પાક્યો ? (બધા હસે છે.)



પ્રીલિમનો પૂર્વરંગ

ચીતૂ : હસવા જેવું નથી આમાં, પંડ્યા !

પંડ્યા : તો રડીએ ! (એક-બે હસી પડે છે.)

અનુ : પંડ્યા, તારે વાત સાંભળવી છે કે નહીં હાં, ચીતૂ, ચલાવ !

ચીતૂ : અનુ, પરીખ, રતિલાલ માટે મને તો માન થયું છે !

પંડ્યા : હા......!

ચીતૂ : હું સ્ટેશને ઊતર્યો ત્યારે એ નહીં આવેલો. એનો નાનો ભાઈ હતો. કહે, કે ભાઈ ભાભી પાસે બેઠા છે ! ભાભી બહુ માંદાં છે !

અનુ : તો તને લગનમાં શું બોલાવ્યો હશે ?

ચીતૂ : માંદગી તો હતી, પણ અણધારી વધી ગઈ ! એના બાપુ ગઈ ટર્મમાં અહીં નહોતા આવ્યા ? રતિલાલને એમણે કહ્યું 'તું કે ચિત્તરંજનને લેતો આવજે !

પરીખ : તે તું જ ગમી ગયો, ખરું ? અનુ, હાવકા રે'વું ઠીક તો ખરું, હો.

અનુ : વાતમાં કંઈ વધુ ભેદ નથી લાગતો પંડ્યા ?

ચીતૂ : ભેદ તો શું ! વાતમાં ને વાતમાં રતિલાલના બાપુએ જાણ્યું કે પહેલાં એ મારા ફાધરની ઑફિસમાં જ હતા, જૂનો સંબંધ નીકળ્યો. ત્યારે મારો જન્મ પણ નહીં. રતિલાલને તો એમ કે ગામડા ગામમાં ક્યાં લઈ જવો, પણ એના બાપુએ વાત કરી એટલે જ—

અનુ : ભાગ્યશાળી તું; બીજું શું ? અલ્યા પરીખ, હવે જરા હાવકો થજે ! (બધા હસે છે.)

પંડ્યા : હા. તો મોરેશની નજરમાં આવીશ, સમજ્યો ? પણ ચીતૂ, તું તો કંઈ રતિલાલની વાઈફની વાત કરતો 'તો ને ! I mean Mrs. Ratilal ! એનું શું ? વાત શું છે ?

ચીતૂ : એક તરફ લગ્નનો માંડવો, ને બીજી તરફ માંદી વહુની પથારી ! ગામડાના લોક, એટલે બબ્બે ચચ્ચાર આવે તેવાં ત્યાં જ રાળે વળી બેસે ! જોકે જ નહીં ! આ રોગ ને તે રોગ, આ વૈદ ને પેલો દાક્તર, બસ બીજી વાત જ નહીં ! ઘરનાં તે એમને સંભાળે, માંદી વહુને, વેવાઈને કે લગનની તૈયારીને ? મોંએ આવનારાં તો રતિલાલની ચાકરીનાં વખાણ જ કરે, પણ પાછળ હસે !

પ્રમોધ : રતિલાલ આમ તો ફક્કડ માણસ ! પાટલૂનની ક્રીસ ખાતર જીવ આપે, એવો ! એ ત્યાં માંદી વહુની પથારી પાસે—

ચીતૂ : હા, ને તેય લગભગ દિવસભર ! ત્યાં પાટલૂન ખમીસ નહીં હો. લેંઘો ને ઝભ્ભો જ જુઓ. લગનને ટાણે રેશમી ઝભ્ભો ચડાવેલો, બસ ! આમ તો ઘરની સ્થિતિ પણ બહારથી ઉજળી—

પ્રમોધ : એ હશે. ગઈ સાલ અમારી રૂમ પડખે પડખે હતી. જોડ એ જ, પણ રતિલાલ પાટલૂન ખમીસની સાચવણ એવી રાખતો ! સાચવણ જ સારી, બાકી એની પેટીમાં બહુ ન મળે.

અનુ : પાકો એલાડી !

ચીતૂ : ના, અનુ ! સ્વભાવ જ એવો. ત્યાં જતાં જ ત્યાંનો થઈ જાય એવો.

પંડ્યા : આપણે બધાને બહારથી જ માપીએ છીએ ને ?

ચીતૂ : એની તો વાત છે, પંડ્યા ! રતિલાલ વિષેય મને એવો જ ખ્યાલ ! ત્યાં એનાં બા, બાપુ, માસી, એની વહુ– Sorry, અનુ ! Mrs.—

અનુ : No, No, વહુ will do ! Go on ! (બધા હસે છે.)

પંડ્યા : Old is gold ! (બધા વધુ હસે છે.)

ચીતૂ : દરેકને મોંએ રતિલાલ એટલે બસ ! ભણેલો તો ય સમજદાર ! લગનનો બધો ભાર એના જ ખભા પર. શાક-પાન, દાણો, અનાજ, રૂખર તેડાં ને વેવાઈની સરભરા, બધું જ એના પર.

પ્રમોધ : હું હોઉં તો જાનીવાસો તો જાળવી જ લઉં !

અનુ : ને પીરસવામાં કંઈ પંગત જાળવી લેત, એય કહે ને!

ચીતૂ: મને રતિલાલે જાનીવાસ જ ભાળવેલો. કૉલેજિયન મિત્ર તરીકે તો ઉલટું જાનીવાસમાંય બધા માનથી જોતા. મને કંઈ કરવા જ ન દે! વર ઈન્ટર પાસ થઈ વેપારમાં પડ્યો છે, એટલે હું ફાવી ગયો! તો પણ થતું એ કરતો.

પંડ્યા : ચિત્તરંજન, ફાવી ગયો તું! Consolation!

પરીખ : Don't disturb, Pandya! Please ચીતૂ, આગળ.

ચીતૂ: લગન રાતનું હતું. સાંજે રતિલાલે કહ્યું કે લગન બરાબર ઉકલે તો ઠીક. શાંતિ Serious હતી!

અનુ : Serious? શાંતિ? એની વાઈફ, ખરું?

ચીતૂ: હા, એનું નામ શાંતિ, રતિલાલ એને માટે મરી પડે! એના બાપુએ કહ્યું તેમ આજના જમાનામાં આવું—

પરીખ : ન જ બને! પાઠકસાહેબના મુકુન્દરાય હોય ખરા! ચીતૂ, ખરું કહું? તું ગયો ત્યારે મને તુંય મુકુન્દરાયના મિત્ર જેવો જ લાગેલો!

અનુ : તારું વિવેચન છોડ, પરીખ! પરીક્ષામાં લખજે.

પંડ્યા : આપણી, કૉલેજિયનોની વાતમાં સહુને રસ! તેય ટીકા કૂથલીનો! કૉલેજિયન એટલે, નહીં કોઈ ફરજ, નહીં રીતભાત, માબાપને પૈસે મોજ કરનારો, ફૂલફટાક થઈ ફરનારું પતંગિયું, વિનયનું તો નામ જ નહીં! જ્યાં જુઓ ત્યાં, ધોળા હાથી જેવો—

પ્રબોધ : Bravo Bravo! પંડ્યા ઊભે ત્યાં પ્લેટફોર્મ! માઈકની જ જરૂર છે હવે! (એક-બે હસી પડે છે.)

પરીખ : પંડ્યા, તમારી વાત તો સોળ આની. આપણી માયાવટી જ એવી! કૉલેજમાં ગયાય ન હોય, પણ નેતા થયા કે લેખક થયા, એટલે બસ! 'આજનો કૉલેજિયન આમ ને તેમ' કેંકે જ રાખે!

અનુ : પ્લીઝ, પરીખ, જેમાં તેમાં સાહિત્ય શું લાવે છે? તોબા!

ચીતૂ: That's alright, અનુ! લગન તો હેમખેમ થયાં. બેન પરણી ઊઠી; પણ પછીના બે દિવસ રતિલાલ ઊંઘ્યોય નથી! અને બાપુ બિચારા બહુ કે', 'ભાઈ, પછી થશે બધું. અમે છીએ ને! હવે તું થોડો આરામ લઈ લે!' પણ એની વહુ હમણાં જઉં,—એવી સ્થિતિમાં! બધાં ખડે પગે રહે; તેમાંય રતિલાલની સૂરત જોઈ હોય—

પંડ્યા : વહુ ભારે નસીબદાર!

ચીતૂ: છેય એવી જ, સાલસ ને માયાળુ. બિચારી પીડાયા કરે છે હજી. કીધા કરે 'મને હવે ઠીક છે,' પણ એમ કંઈ છાનું રહે? દાક્તરને મળ્યો તો કહે કે 'શરીરમાં રોગ નથી; કારણ મનનું જ છે.'

પંડ્યા : મનનું કારણ? આવો વર, આવું ઘર, તો ય મનનું કારણ?

ચીતૂ: મનેય નહોતું સમજાતું. ટ્રેઈનમાં દાક્તર મહેસાણા સુધી સાથે થઈ ગયા, ત્યારે જાણ્યું! કારણ મનનું જ છે!

પ્રબોધ : શું હશે? અનુ, What do you think?

અનુ : કંઈ સમજાય એવું નથી! ચીતૂ, દેખાડવાના જુદા, એવું તો નથી ને? રતિલાલ અહીં ભણે, પણ ત્યાં તો સાસુ–નણંદ જ ને?

ચીતૂ: ના, ના, અનુ! એવું નથી. સાસુ-નણંદ ભૂંડાં જ, એમ કંઈ મનાય? મેં સગાંવહાલાંને સીધું જ પૂછી જોયેલું એ બાબત.

પરીખ : તો પછી બીજું શું હોય વળી?

ચીતૂ: રતિલાલની બા, વહુ આવી ત્યારથી ઘરનું રૂડું થયાની જ વાતો કરે, ને એના બાપુય 'વહુ તો ઘરની દીવી છે' કહી પૈસા પાણીની જેમ નાખે



છે. બેન પરણીને પગે લાગવા આવી ત્યારે એવું રડી! સામી ભાભીય આંસુ આંસુ!

પરીખ: આપણું એ દસ્ય ઘણું કરુણ!

ચીતૂ: મંગલ પણ ખરું જ ને? પ્રબોધ, આખું ઘર સંસ્કારી છે. સુઘડ ને સમજુ પણ એવું જ. વહુ ને દીકરી, એવો ભેદ જ ન મળે.

અનુ: તો પછી રતિલાલ તરફથી કંઈ—

પંડ્યા: તુંય અનુ, કેવું પૂછે છે? રતિલાલનાં વખાણ તો ચીતૂએ જ કર્યાં!

ચીતૂ: કારણ રતિલાલનું જ છે!

પંડ્યા-પરીખ: રતિલાલનું?

પ્રબોધ: કૉલેજની વાતો કોઈએ બિચારીના કાનમાં મરીમસાલો નાખી પધરાવી હશે! ગામડાની છોકરી એટલે બાકી શું રહે!

ચીતૂ: એવુંય નથી, પ્રબોધ! જુઓ, ખાનગી વાત છે. કોઈએ Broadcast કરવાની નથી! રતિલાલ જાણે તો પંચાત થાય—અંદરથી Sensitive છે. એની વહુ ગામડાની છે. સંસ્કાર સારા પણ જૂનવાણી. લગન પછી બે વરસ થયાં હજી એને ખોળે બાળક—

પંડ્યા: I see!

ચીતૂ: એ બિચારીને બાળક જોઈએ છે. રતિલાલ ગ્રૅજ્યુએટ થયા પહેલાં એ પંચાત માગતો નથી.

પરીખ: તો લગન નહોતાં કરવાં, કેમ પંડ્યા?

પ્રબોધ: એના ઘરની વાત આપણે શું જાણીએ, પરીખ?

ચીતૂ: એમ જ પ્રબોધ! પણ રતિલાલ તેથી જ સાધનો વાપરે છે—

પરીખ-અનુ-પ્રબોધ: સાધનો?

પંડ્યા: એની વહુની ઇચ્છા નથી છતાં?

પરીખ: That's it! રતિલાલ સમજુ છે. પેલી તો ગામડાની—

અનુ: Shut up, પરીખ! વિવેચક મહાશય, આ જિન્દગી છે, વાર્તા નથી!

ચીતૂ: જુઓ, ત્યારે વાત વીગતે કરું! દાક્તરે મને આ વાત કહી. રતિલાલ લાગણી રાખે છે, પણ આ વાતમાં માનતો નથી! દાક્તરે કહ્યું કે 'તમે છો, તો સમજજો!' પરીખ, રતિલાલ સાચો છે. તેમ એની વહુની ઇચ્છાય કુદરતી જ છે તો! એમાં ગામડું! બે બેરાં મળ્યાં એટલે એ જ વાત! એમાં ને એમાં શાંતિનું, રતિલાલની વહુનું શરીર લેવાતું ગયું ને હમણાંની તો વાઈ ઊપડે છે. વાઈ તેય કેવી? કોઈનું કોઈ ચોવીસે કલાક પાસે જોઈએ જ. ગમે ત્યારે ઊપડે. ગમે ત્યાં પડે ને ઉછળેય વેંતે વેંત!

પંડ્યા: વધી ગઈ વાત! ચીતૂ, રતિલાલે હવે હઠ મૂકવી રહી!

ચીતૂ: હું એ જ લખવાનો છું કાગળમાં. બધું લખવાનો છું. બાળક થાય, ન થાય, તે ઇશ્વરેચ્છા; પણ બાળક થયા પહેલાં સાધન શા માટે? તેમાંય આવો Case જોઈને તો કુટુમ્બનિયોજનનાં ભાષણો કરનારા પર એવો તો ગુસ્સો ચડે છે!

પ્રબોધ: Bravo, Bravo, ચીતૂ!

અનુ: Three cheers for...(કોઈ બોલતું નથી. બૂટનો અવાજ આવે છે અને તરત પ્રોફેસર પુરોહિત પ્રવેશ કરે છે.)

પ્રો. પુરોહિત: મિસ્ટર પ્રબોધ, પંડ્યા, ચિત્તરંજન તમે પણ! આમ મોડી રાતે આ બધું શું! Please go to your room! (બધા જાય છે.)

પ્રબોધ: પણ સાહેબ, આ તો અમે—

પ્રો. પુરોહિત: No, No! Nothing doing, પ્રબોધ! તમે સેક્રેટરી છો, એ ખ્યાલ રાખો! આમ કેમ ચાલે?

પ્રબોધ: એ ખરું સાહેબ, પણ—

પ્રો. પુરોહિત: I wan't hear! પ્રીલિમ પાસે

પ્રા. ગોવિંદભાઈ પટેલ

# સાહિત્યમાં વાસ્તવવાદ

મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતાં વિદ્યાર્થીઓને ઉપયોગમાં આવે તેવો મહત્ત્વનો લેખ ગુજરાતીના જાણીતા પ્રાધ્યાપક આપે છે તે સમયોચિત તો છે જ. પણ આવા સાહિત્ય-લેખની ચિરંજીવિતા પણ એટલી જ હોય છે એટલે અહીં મૂક્યો છે......

સાહિત્ય નામને પાત્ર બનતા સાહિત્યનો ઉદ્‌ભવ સૂક્ષ્મ અસંતોષમાંથી થાય છે. એનો સર્જક જીવનમાં કે જગતમાં જે કંઈ જુએ છે તેની અપૂર્ણતાનું ભાન તથા પૂર્ણતાની ઝંખા એને સર્જન કરવા પ્રેરે છે. ઉચ્ચ કક્ષાની સાહિત્યકૃતિમાં આ બેમાંથી એકનો પણ અભાવ ભાગ્યે જ હોય.

સવારના સ્ફૂર્તિદાયક વાતાવરણમાં કેલિ કરતા ક્રૌંચ-યુગલમાંથી પારધીને હાથે એકનો વધ થાય અને તપસ્યાર્થે નીકળેલા વાલ્મીકિને, આથી અસહ્ય વેદના થાય અને એમનો શોક શ્લોકત્વ પામે ત્યારથી સાહિત્યનો, કવિતાનો, ઉદ્‌ભવ થયો મનાય છે. એક વખતના લૂટારા વાલ્મીકિનો નારદમુનિના સંસર્ગથી ઉદ્ધાર થયો હતો. લૂટારુ અવસ્થામાં માણસને રેંસી નાખતાં પણ જે ન અચકાતો તેને એક પંખીનો વધ આટલો ક્લેશકર કેમ બની જાય? સંસ્કારી બન્યા પછી એના કેળવાયેલા લાગણીતંત્રને જગતની નક્કર ને નઠોર વાસ્તવિકતા ખૂંચે છે. પેલા શ્લોક દ્વારા અપાતા શાપના ઉદ્‌ગાર પાછળનું પ્રેરક બળ પણ એ જ છે.

અને એની પાછળ એના કરતાં વધારે જીવન અને જગતની ઝંખના છે. આમ સૂક્ષ્મ રીતે જોઈશું તો કલા કે સાહિત્ય માટેનું પ્રેરક તત્ત્વ જગતની વાસ્તવિકતા છે.

માણસનો સ્વભાવ એવો છે કે એની પાછળ કંઈક મૂકી જવાની ઇચ્છા એને સતત રહ્યા કરતી હોય છે. કોઈ સ્થૂળ અને ક્ષર રૂપે એ મૂકી જાય છે, કોઈ સૂક્ષ્મ અને અક્ષર રૂપે. આ વૃત્તિ પણ સાહિત્ય-સર્જનમાં મહત્ત્વનો ફાળો આપે છે. આ વૃત્તિને સાહિત્યનું પ્રેરક બળ ગણીએ અને સહેજ ઊંડે ઊતરીને જોઈએ તો એમાં પણ, છે તે કક્ષાથી ઊંચે પહોંચવાની ઇચ્છા કે નેમ રહેલી છે. સમાજમાં શુભનો પ્રસાર થાય, પ્રાણી વધુ પુષ્ટ અને પવિત્ર થાય એ ભાવનાને સાહિત્યસર્જનમાં મધ્યબિન્દુ તરીકે ગણી શકાય.

સાહિત્યનું સર્જન કરનાર માટે, આથી, સમાજનું યથાતથ દર્શન કરવું ખૂબ જ આવશ્યક છે. નાનાલાલે કહ્યું છે તેમ, સમાજને સુધારતાં પહેલાં સમા-

---

આવે છે ને તમે બધા આમ ટોળટપ્પાં Well, you disturb others! ચાલો, રૂમ બંધ કરો. Go in your room!

[ પ્રો. પુરોહિતના બૂટનો અવાજ બંધ થતાં થોડીવારે પ્રબોધે રૂમ ખોલ્યાનો ધીમો અવાજ ]

પ્રબોધ : એય પંડ્યા, એય ડરકુ!

પંડ્યા : ( થોડીવારે રૂમ ખોલી ડોકાતાં ) ગયા?

પ્રબોધ : અલ્યા પંડ્યા, પ્રોફેસર તે કંઈ અહીં રહેવા આવેલા? આ પેલા ચાંપલાનું જ કામ, સમજ્યો?

પંડ્યા : કોણ? કોનું કામ લાગ્યું?

પ્રબોધ : પેલો વી. એમ. સ્તો! જરા ઠેકાણે લાવવો પડશે હવે! બહુ ફાટ્યો છે હમણાંનો! સેક્રેટરી થવું છે ને?

પંડ્યા : હવે તું નિરાંતે ઊંઘીશ? અમે બેઠા છીયે ને, કોણ તારી સેક્રેટરીશીપ લે છે, જોઈએ તો ખરા! Bye, Bye.

પ્રબોધ : અલ્યા પંડ્યા, બ્રાહ્મણ સૂવો છે ને પાછું Bye, Bye બોલે છે! સુનિશા, સુનિશા તો બોલ!





સાહિત્યમાં વાસ્તવવાદ : ૫૨

જને સમજવો પડે. અને સમજવામાં પણ સાહિત્યનું જ એક પ્રયોજન પરોક્ષ રીતે સિદ્ધ થતું હોય છે. સમાજના અનેક પ્રકારના થરો, વિવિધ વૃત્તિવાળી વ્યક્તિઓ, તેમના ગમા અને અણગમા, તેમનો ઉછેર અને વિકાસ, તેમની આર્થિક, ધાર્મિક આદિ સ્થિતિ તથા માન્યતા, તેમનાં સાહસ અને સ્વાર્પણ, પતન અને પ્રાયશ્ચિત, ઈત્યાદિ સર્વ તેમની અંદર રસ લીધા વિના, તેમનો સંપર્ક સાધ્યા વિના અને તેમને સહાનુભૂતિથી સમજ્યા વિના ન જ જાણી શકાય. આ બધું કરવું, તેમની સાથે યોગ સાધવો એ પણ સાહિત્યનો જ મહત્ત્વનો ધર્મ છે. કવિવર ટાગોરે સાહિત્યની વ્યાખ્યા આપતાં કહ્યું છે કે જે હૃદય હૃદયનો, આત્મા આત્માનો યોગ કરાવી આપે તે સાહિત્ય. સાહિત્યનું સર્જન કરતાં પહેલાં સાહિત્યકારે આ યોગના સાધક બની એમાં સિદ્ધિ પણ મેળવવી જોઈએ.

સાહિત્યનું ચણતર આ રીતે વાસ્તવિકતાની ભોંય ઉપર જ હોય એ સ્પષ્ટ છે. જે સાહિત્યનો ગગનવિહાર અને વધુ વાસ્તવિકતાનો પાયો નબળો તેની લોકહૃદયમાંની સ્થિરતા ઓછી હોવાની સંભાવના પણ વધુ. લોકહૃદયમાં એનો ગુંજારવ વધુ થતો રહે કે વધારે વખત થતો રહે તો ય પ્રાણોને પુષ્ટ અને પવિત્ર બનાવવાની એની અસરકારકતાનું પ્રમાણ તો ઓછું થઈ જ જાય.

વાદનો ઉદ્ભવ તો નહિ, પણ વાદનો વિકાસ તો આજના યુગમાં વધુ થયો છે. રાજકારણના વાદોની અસર પણ સાહિત્યના વાદો ઉપર થતી હોય છે, યા સાહિત્યમાં નવા વાદો સર્જાતા હોય છે. નામથી તો બધા વાદો આકર્ષક લાગતા હોય છે, પણ એનું તલ તપાસતાં એ આનંદ ઝાઝો વખત ટકતો નથી. વાસ્તવવાદ પણ આમાં અપવાદરૂપ નથી.

સાહિત્યમાં વાસ્તવવાદ માત્ર Fiction પૂરતો જ છે. બીજા પ્રકારના સાહિત્યને આ વાદ સાથે કે આ વાદને બીજા પ્રકારના સાહિત્ય સાથે ઝાઝી લપછપમાં પડવાનું હોતું નથી. આ વાદનો વાદ તરીકે વિચાર કરીએ તો આપણા સાહિત્યમાં એને ગાંધીયુગનો વિશેષ કહી શકાય. ગાંધીજીએ રાષ્ટ્રવ્યાપી આંદોલન જગાવ્યું. આપણી સ્વાતંત્ર્યની ભાવનાને સંકોરી અને એને કારણે જે રાજકીય ઉત્થાન થયું તેણે સામાજિક, સાહિત્યિક, ધાર્મિક, આદિ બીજાં અનેક ક્ષેત્રમાં પણ ઉત્થાન પ્રેર્યું.

આ પ્રેરણાથી આપણા સાહિત્યમાં વાસ્તવવાદ વિકસ્યો. વધુમાં ગાંધીજીએ 'કોસિયો પણ સમજી શકે એ સાહિત્ય' એવું સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી ઉદ્ઘોષ્યું અને પુરસ્કાર્યું. ગાંધીજીની વાણી અને કૃતિમાંથી પ્રેરણા લેતા આપણા સાહિત્યકારો જેટલા ગાંધીજીના વ્યક્તિત્વથી આકર્ષાયા, તેટલા ગાંધીજીની આ વ્યાખ્યાથી આકર્ષાયા નહિ. અને જનતા માટે તો કોણ જાણે પણ સાહિત્ય - માટે તો એ ઠીક જ થયું છે. આથી આપણા વાસ્તવદર્શી સાહિત્યકારો સામે ફરિયાદ પણ ઊઠી કે એમનું સાહિત્ય ગરીબો વિષે છે, ગરીબો માટે નથી.

સ્વતંત્રતા પહેલાના આપણા એ સાધનાયુગના વાસ્તવદર્શી સાહિત્યનો વિચાર કરીએ છીએ ત્યારે મનભર રીતે એટલું કહ્યા વિના રહેવાતું નથી કે વાસ્તવદર્શી સાહિત્ય એ આપણા સાધનાયુગની મહાન સિદ્ધિ છે. એમ તો સાહિત્ય માત્રમાં વાસ્તવિકતાનું વત્તે ઓછે અંશે નિરૂપણ થતું રે'તું જ હોય છે આપણે પ્રાગ્નરસિંહ, અને મધ્યકાલીન સાહિત્યમાં પણ એનું નિરૂપણ ઠીક ઠીક પ્રમાણમાં જોઈએ છીએ. ભક્તિ કે ધર્મપ્રધાન હોવા છતાંયે એમાં તત્કાલીન સમાજની છબીનાં અનેક ચિત્રો યા દશ્યો મળી આવે છે.

અર્વાચીનતાના મહાન પુરસ્કર્તા નર્મદ અને એના સમકાલીનો, તથા ત્યાર પછીના સંરક્ષક યુગના મહાન સર્જકોમાં, તેમની વિવિધ પ્રકારની સાહિત્યકૃતિઓમાં, વાસ્તવિકતા નોંધપાત્ર પ્રમાણમાં નિરૂપાયેલી મળે છે. આદર્શવિહારી નાનાલાલમાં એ પાયો એટલો સદ્ધર

નથી છતાં વાસ્તવિકતાને વેગળે રાખવાનું તો કોઈ પણ સાહિત્યકારથી ન જ બની શકે.

ગાંધીજીએ ભુલાયેલાં ભાંડુને સંભાર્યાં અને સંભાળ્યાં. લક્ષ્મીનારાયણની આપણી ભાવના દરિદ્રનારાયણમાં આવીને બેઠી અને આપણી ચેતનાએ એવો વ્યાપક વિકાસ અનુભવ્યો કે જેવો વિકાસ તે પહેલાં એણે કદી અનુભવ્યો ન હતો. ધૂમકેતુએ એમની ટૂંકી વાર્તાઓ દ્વારા ભુલાયેલાં ભાંડુની અંદર રહેલાં મલિનતા અને માંગલ્ય, પ્રેમ અને પુરુષાર્થ એવી મર્મસ્પર્શી રીતે દર્શાવ્યાં કે 'લંકાના પાણીદાર મોતી' જેવી વાર્તાના એ સર્જકને ટૂંકી વાર્તાના સ્વરૂપને પ્રતિષ્ઠિત કરનાર તરીકે રસિકોના હૃદયમાં સ્થાપી દીધા. શ્રી ચંદ્રવદન મહેતાએ નાટકો દ્વારા આ થરના રાગદ્વેષો અભિનયક્ષમ બનાવી એમને અદાકારોની અંદર ખેલતા કરી દીધા. પણ આવાં દર્શનનો વધુ ઉચ્ચ ઉન્મેષ કાવ્યમાં સાંપડે છે સુન્દરમમાં અને એકાંકીઓમાં ઉમાશંકરમાં.

આજે યોગ તરફ વળી ગયેલા, અને કવિતાના ક્ષેત્રને મર્યાદિત બનાવી રહેલા સુંદરમે ગાંધીજીની વિચારસરણી અનુસાર સમાજ તરફ દૃષ્ટિ નાખી. આ સમયમાં બંડખોર સમાજવાદ, તેથીય વધુ ઉગ્ર સામ્યવાદ પણ એમની રીતે સાહિત્યકારોમાં સ્થાન લેવા મથી રહ્યા હતા. અસ્તિત્વવાદ પણ પ્રવાસે નીકળી ચૂક્યો હતો. પણ ગાંધીજીના ગુજરાતમાં એ વાદો થાણું જમાવી શક્યા નહિ. સુંદરમે આપણા સમાજની આર્થિક અને ભાવનાત્મક વિષમતા યથાતથ રીતે કાવ્યોમાં ઉપસાવી. એમનાં 'ભંગડી', 'રૂડકી', 'તણાવણી', આદિ કાવ્યો એનાં જ્વલંત ઉદાહરણો છે. સમાજવાદ એમને સ્પર્શી ગયો તેનું સુંદર ઉદાહરણ 'ફૂટપાથના સૂનાર'માં મળતું હતું, પણ ફૂટપાથ અને તળાઈ' નામ ધારી એ કાવ્યે સુન્દરમના બદલાયલા દૃષ્ટિકોણની સૌમ્યતા દર્શાવી દીધી છે. વાર્તામાં એમની 'ખોલકી' અને 'નાગરિકા' લાગણીને કિનારે માણસ ભણેલાં કે અભણ—કેવાં હોય તેના વાસ્તવદર્શનમાં સીમાચિહ્ન બની રહે એ પ્રકારનાં ચિત્રણો છે.

ઉમાશંકરનું વાસ્તવદર્શન એમનાં કાવ્યો કરતાં એમનાં 'સાપના ભારા'નાં એકાંકીઓમાં વધુ આહ્‌લાદક સ્વરૂપે દૃષ્ટિએ પડે છે. આ એકાંકીઓની કરુણતા અને વેધકતા ધૂમકેતુની વાર્તાઓની જેવી બળવાન છે. એમનાં 'મોચી', 'ધોબી', 'ધાણીનું ગીત', 'હથોડાનું ગીત', 'બળતાં પાણી' આદિ કાવ્યોમાંના વાસ્તવદર્શન કરતાં 'સાપના ભારા', 'દુર્ગા' 'ઊડણ ચરકલડી', 'ગાજરની પિપુડી', વગેરે એકાંકીઓની વાસ્તવિકતા વધુ સ્પર્શનારી છે.

આ યુગમાં કંઈક બુદ્ધિગમ્ય રીતે રામનારાયણ પાઠકે, લોકભોગ્ય રીતે મેઘાણીએ, સુંદરજી બેટાઈએ, મનસુખલાલ ઝવેરીએ, ઈન્દુલાલ ગાંધીએ, તથા બીજા સર્જકોએ નાની મોટી કાવ્યકૃતિઓ દ્વારા વાસ્તવિકતાનું દર્શન કરાવ્યું છે.

આપણા ઘણાખરા સર્જકો ગામડામાંથી આવતા હોઈને જનતા સાથેનો એમનો સંપર્ક નિકટનો અને સાચો છે, અને આથી એમણે કરાવેલું દર્શન મહદંશે પ્રતીતિકર છે. પણ પ્રચલિત પ્રવાહની મોહિનીમાં સીધા સંપર્ક કે સાચી અનુભૂતિ વિના પણ આવું સર્જન કરવા કેટલાક પ્રેરાય છે. આ પોકળતાને માર્મિક રીતે હસી કાઢવામાં પણ આવેલી છે. એનું એક ઉદાહરણ 'ભાણી'માં વેધક વાસ્તવદર્શન કરાવનાર ઇંદુલાલ ગાંધીની 'ગુલાબજાંબુ ખાતાં ખાતાં' કાવ્યકૃતિમાં જોઈ શકાય છે, જેમાં સર્જક અતિશયોક્તિ કરતું કંગાળ ભિખારિણીનું ચિત્ર આલેખવાનો પ્રયત્ન કરે છે, પણ આગળ લખવાનું ન સૂઝતાં, 'બોયને સાદ દીધો કે જાંબુ આવે ગુલાબનાં', આમ કૃત્રિમ રીતે પ્રેરણા કે અનુભૂતિને નિમંત્રે છે. બીજું ઉદાહરણ મનસુખલાલ ઝવેરીનું 'બુટ પાલીસવાળાને' કાવ્ય પૂરું પાડે છે. એમાં બુટ પોલીસવાળાને જોઈને કાવ્યની અંદરનો કવિ તરંગે ચડે છે. બુટપાલીસવાળાની કૌટુંબિક પરિસ્થિતિની



જને સમજવો પડે. અને સમજવામાં પણ સાહિત્યનું જ એક પ્રયોજન પરોક્ષ રીતે સિદ્ધ થતું હોય છે. સમાજના અનેક પ્રકારના થરો, વિવિધ વૃત્તિવાળી વ્યક્તિઓ, તેમના ગમા અને અણગમા, તેમનો ઉછેર અને વિકાસ, તેમની આર્થિક, ધાર્મિક આદિ સ્થિતિ તથા માન્યતા, તેમનાં સાહસ અને સ્વાર્પણ, પતન અને પ્રાયશ્ચિત, ઇત્યાદિ સર્વ તેમની અંદર રસ લીધા વિના, તેમનો સંપર્ક સાધ્યા વિના અને તેમને સહાનુભૂતિથી સમજ્યા વિના ન જ જાણી શકાય. આ બધું કરવું, તેમની સાથે યોગ સાધવો એ પણ સાહિત્યનો જ મહત્ત્વનો ધર્મ છે. કવિવર ટાગોરે સાહિત્યની વ્યાખ્યા આપતાં કહ્યું છે કે જે હૃદય હૃદયનો, આત્મા આત્માનો યોગ કરાવી આપે તે સાહિત્ય. સાહિત્યનું સર્જન કરતાં પહેલાં સાહિત્યકારે આ યોગના સાધક બની એમાં સિદ્ધિ પણ મેળવવી જોઈએ.

સાહિત્યનું ચણતર આ રીતે વાસ્તવિકતાની બોંય ઉપર જ હોય એ સ્પષ્ટ છે. જે સાહિત્યનો ગગનવિહાર અને વધુ વાસ્તવિકતાનો પાયો નબળો તેની લોકહૃદયમાંની સ્થિરતા ઓછી હોવાની સંભાવના પણ વધુ. લોકહૃદયમાં એનો ગુંજારવ વધુ થતો રહે કે વધારે વખત થતો રહે તો ય પ્રાણોને પુષ્ટ અને પવિત્ર બનાવવાની એની અસરકારકતાનું પ્રમાણ તો ઓછું થઈ જ જાય.

વાદનો ઉદ્ભવ તો નહિ, પણ વાદનો વિકાસ તો આજના યુગમાં વધુ થયો છે. રાજકારણના વાદોની અસર પણ સાહિત્યના વાદો ઉપર થતી હોય છે, યા સાહિત્યમાં નવા વાદો સર્જતી હોય છે. નામથી તો બધા વાદો આકર્ષક લાગતા હોય છે, પણ એનું તલ તપાસતાં એ આનંદ ઝાઝો વખત ટકતો નથી. વાસ્તવવાદ પણ આમાં અપવાદરૂપ નથી.

સાહિત્યમાં વાસ્તવવાદ માત્ર Fiction પૂરતો જ છે. બીજા પ્રકારના સાહિત્યને આ વાદ સાથે કે આ વાદને બીજા પ્રકારના સાહિત્ય સાથે ઝાઝી લપછપમાં પડવાનું હોતું નથી. આ વાદનો વાદ તરીકે વિચાર કરીએ તો આપણા સાહિત્યમાં એને ગાંધીયુગનો વિશેષ કહી શકાય. ગાંધીજીએ રાષ્ટ્રવ્યાપી આંદોલન જગાડ્યું. આપણી સ્વાતંત્ર્યની ભાવનાને સંકોરી અને એને કારણે જે રાજકીય ઉત્થાન થયું તેણે સામાજિક, સાહિત્યિક, ધાર્મિક, આદિ બીજાં અનેક ક્ષેત્રમાં પણ ઉત્થાન પ્રેર્યું.

આ પ્રેરણાથી આપણા સાહિત્યમાં વાસ્તવવાદ વિકસ્યો. વધુમાં ગાંધીજીએ 'કોસિયો પણ સમજી શકે એ સાહિત્ય' એવું સાહિત્યપરિષદના પ્રમુખસ્થાનેથી ઉદ્બોધ્યું અને પુરસ્કાર્યું. ગાંધીજીની વાણી અને કૃતિમાંથી પ્રેરણા લેતા આપણા સાહિત્યકારો જેટલા ગાંધીજીના વ્યક્તિત્વથી આકર્ષાયા, તેટલા ગાંધીજીની આ વ્યાખ્યાથી આકર્ષાયા નહિ. અને જનતા માટે તો કોણ જાણે પણ સાહિત્ય- માટે તો એ ઠીક જ થયું છે. આથી આપણા વાસ્તવદર્શી સાહિત્યકારો સામે ફરિયાદ પણ ઊઠી કે એમનું સાહિત્ય ગરીબો વિષે છે, ગરીબો માટે નથી.

સ્વતંત્રતા પહેલાના આપણા એ સાધનાયુગના વાસ્તવદર્શી સાહિત્યનો વિચાર કરીએ છીએ ત્યારે મનભર રીતે એટલું કહ્યા વિના રહેવાતું નથી કે વાસ્તવદર્શી સાહિત્ય એ આપણા સાધનાયુગની મહાન સિદ્ધિ છે. એમ તો સાહિત્ય માત્રમાં વાસ્તવિકતાનું વત્તે ઓછે અંશે નિરૂપણ થતું રહેતું જ હોય છે. આપણે પ્રાગ્‌નરસિંહ, અને મધ્યકાલીન સાહિત્યમાં પણ એનું નિરૂપણ ઠીક ઠીક પ્રમાણમાં જોઈએ છીએ. ભક્તિ કે ધર્મપ્રધાન હોવા છતાંયે એમાં તત્કાલીન સમાજની છબીનાં અનેક ચિત્રો યા દશ્યો મળી આવે છે.

અર્વાચીનતાના મહાન પુરસ્કર્તા નર્મદ અને એના સમકાલીનો, તથા ત્યાર પછીના સંરક્ષક યુગના મહાન સર્જકોમાં, તેમની વિવિધ પ્રકારની સાહિત્યકૃતિઓમાં, વાસ્તવિકતા નોંધપાત્ર પ્રમાણમાં નિરૂપાયેલી મળે છે. આદર્શવિહારી નાનાલાલમાં એ પાયો એટલો સદ્ધર

નથી છતાં વાસ્તવિકતાને વેગળે રાખવાનું તો કોઈ પણ સાહિત્યકારથી ન જ બની શકે.

ગાંધીજીએ ભુલાયેલાં ભાંડુને સંભાર્યાં અને સંભાળ્યાં. લક્ષ્મીનારાયણની આપણી ભાવના દરિદ્રનારાયણમાં આવીને બેઠી અને આપણી ચેતનાએ એવો વ્યાપક વિકાસ અનુભવ્યો કે જેવો વિકાસ તે પહેલાં એણે કદી અનુભવ્યો ન હતો. ધૂમકેતુએ એમની ટૂંકી વાર્તાઓ દ્વારા ભુલાયેલાં ભાંડુની અંદર રહેલાં મલિનતા અને માંગલ્ય, પ્રેમ અને પુરુષાર્થ એવી મર્મસ્પર્શી રીતે દર્શાવ્યાં કે 'લંકાના પાણીદાર મોતી' જેવી વાર્તાના એ સર્જકને ટૂંકી વાર્તાના સ્વરૂપને પ્રતિષ્ઠિત કરનાર તરીકે રસિકોના હૃદયમાં સ્થાપી દીધા. શ્રી ચંદ્રવદન મહેતાએ નાટકો દ્વારા આ થરના રામદેવો અભિનયક્ષમ બનાવી એમને અદાકારોની અંદર ખેલતા કરી દીધા. પણ આવાં દર્શનનો વધુ ઉચ્ચ ઉન્મેષ કાવ્યમાં સાંપડે છે સુન્દરમમાં અને એકાંકીઓમાં ઉમાશંકરમાં.

આજે યોગ તરફ વળી ગયેલા, અને કવિતાના ક્ષેત્રને મર્યાદિત બનાવી રહેલા સુંદરમે ગાંધીજીની વિચારસરણી અનુસાર સમાજ તરફ દૃષ્ટિ નાખી. આ સમયમાં બંડખોર સમાજવાદ, તેથીય વધુ ઉગ્ર સામ્યવાદ પણ એમની રીતે સાહિત્યકારોમાં સ્થાન લેવા મથી રહ્યા હતા. અગમ્યવાદ પણ પ્રવાસે નીકળી ચૂક્યો હતો. પણ ગાંધીજીના ગુજરાતમાં એ વાદો થાણું જમાવી શકયા નહિ. સુંદરમે આપણા સમાજની આર્થિક અને ભાવનાત્મક વિષમતા યથાતથ રીતે કાવ્યોમાં ઉપસાવી. એમનાં 'ભંગડી', 'રૂડકી', 'તલાવણી', આદિ કાવ્યો એનાં જ્વલંત ઉદાહરણો છે. સમાજવાદ એમને સ્પર્શી ગયો તેનું સુંદર ઉદાહરણ 'ફૂટપાથનાં સુતાર'માં મળતું હતું, પણ ફૂટપાથ અને તળાઈ' નામ ધારી એ કાવ્યે સુન્દરમના બદલાયલા દૃષ્ટિકોણની સૌમ્યતા દર્શાવી દીધી છે. વાર્તામાં એમની 'ખોલકી' અને 'નાગરિકા' લાગણીને કિનારે માણસ ભણેલાં કે અભણ—કેવાં હોય તેના વાસ્તવદર્શનમાં સીમાચિહ્ન બની રહે એ પ્રકારનાં ચિત્રણો છે.

ઉમાશંકરનું વાસ્તવદર્શન એમનાં કાવ્યો કરતાં એમનાં 'સાપના ભારા'નાં એકાંકીઓમાં વધુ આહ્લાદક સ્વરૂપે દૃષ્ટિએ પડે છે. આ એકાંકીઓની કરુણતા અને વેધકતા ધૂમકેતુની વાર્તાઓની જેવી બળવાન છે. એમનાં 'મોચી', 'ધોબી', 'ઘાણીનું ગીત', 'હથોડાનું ગીત', 'બળતાં પાણી' આદિ કાવ્યોમાંના વાસ્તવદર્શન કરતાં 'સાપના ભારા', 'દુર્ગા' 'ઊડણ ચરકલડી', 'ગાજરની પિપૂડી', વગેરે એકાંકીઓની વાસ્તવિકતા વધુ સ્પર્શનારી છે.

આ યુગમાં કંઈક બુદ્ધિગમ્ય રીતે રામનારાયણ પાઠકે, લોકભોગ્ય રીતે મેઘાણીએ, સુંદરજી બેટાઈએ, મનસુખલાલ ઝવેરીએ, ઇન્દુલાલ ગાંધીએ, તથા બીજા સર્જકોએ નાની મોટી કાવ્યકૃતિઓ દ્વારા વાસ્તવિકતાનું દર્શન કરાવ્યું છે.

આપણા ઘણાખરા સર્જકો ગામડામાંથી આવતા હોઈને જનતા સાથેનો એમનો સંપર્ક નિકટનો અને સાચો છે, અને આથી એમણે કરાવેલું દર્શન મહદંશે પ્રતીતિકર છે. પણ પ્રચલિત પ્રવાહની મોહિનીમાં સીધા સંપર્ક કે સાચી અનુભૂતિ વિના પણ આવું સર્જન કરવા કેટલાક પ્રેરાય છે. આ પોકળતાને માર્મિક રીતે હસી કાઢવામાં પણ આવેલી છે. એનું એક ઉદાહરણ 'ભાણી'માં વેધક વાસ્તવદર્શન કરાવનાર ઇંદુલાલ ગાંધીની 'ગુલાબજાંબુ ખાતાં ખાતાં' કાવ્યકૃતિમાં જોઈ શકાય છે, જેમાં સર્જક અતિશયોક્તિ કરતું કંગાળ ભિખારિણીનું ચિત્ર આલેખવાનો પ્રયત્ન કરે છે, પણ આગળ લખવાનું ન સૂઝતાં, 'બોયને સાદ દીધો કે જાંબુ આવે ગુલાબનાં', આમ કૃત્રિમ રીતે પ્રેરણા કે અનુભૂતિને નિમંત્રે છે. બીજું ઉદાહરણ મનસુખલાલ ઝવેરીનું 'બુટ પાલીસવાળાને' કાવ્ય પૂરું પાડે છે. એમાં બુટ પોલીસવાળાને જોઈને કાવ્યની અંદરનો કવિ તરંગે ચડે છે. બુટપાલીસવાળાની કૌટુંબિક પરિસ્થિતિની



વિષમતાને કલ્પતા કવિની દૃષ્ટિ સમક્ષ ઝુંપડપટ્ટીસવાળા જેવા જ મજૂરો, ઘાટી, રેંકડીવાળા, હમાલો, ચંપીવાળા, આદિનો શ્રમજીવી વર્ગ, તથા કારકૂનો, ગુમાસ્તા, આદિનો અર્ધ શ્રમજીવી અને અર્ધ બુદ્ધિજીવી વર્ગ સ્થળનાં બંધનો તોડી આવી ઊભો રહે છે, અને સમાજની આ વ્યવસ્થા સહન ન થતાં કવિ આખી દુનિયાને ભસ્મીભૂત કરવા તૈયાર થાય છે આ વિનાશ પછીનું નવદુનિયાનું સર્જન ' ચલો પાછા નિસર્ગે 'ની ભાવનાને વરાવતાં હશે એવું કવિ માને છે; પણ પછી એ ઝુંપડપટ્ટીવાળાને એના મિત્રો સાથે હસતો રમતો અને કિલ્લોલ કરતો જુએ છે. આથી કવિનો પુણ્યપ્રકોપ (!) ફાટી નીકળે છે : ' અલા, હું તારે ખાતર આખી દુનિયાનું વિસર્જન કરવા તૈયાર થયો છું ને તું તો તારા તાનમાં જ મસ્તાન છે ! પરિસ્થિતિનું દુઃખ તો નહિ, પણ એ દુઃખનું ભાન પણ તને નથી રહ્યું ! શી મનુષ્યની દશા છે !—આવો ઉપાલંભ આપી કવિ ઝુંપડપટ્ટીવાળાને દયાપાત્ર માને છે, પણ સાચી રીતે તો જેને ખાતર કવિ દુનિયાને જલાવવા તૈયાર થયો છે એમનાં સુખદુઃખાદિથી અજાણ એવો કાવ્યનો કવિ જ દયાપાત્ર છે.

આ સિવાયની વાસ્તવદર્શનની વધુ કરુણ દશા નિહાળવાની રહે છે. વાસ્તવદર્શનને નામે અશ્લીલ અને જુગુપ્સાપ્રેરક તત્ત્વને આલેખવામાં રસ લેવાઈ રહ્યો છે તે વધુ ખતરનાક છે. આ પ્રકારની રુચિ કે વૃત્તિ પશ્ચિમની સંસ્કૃતિ કે પશ્ચિમના સાહિત્યની અસરથી આપણે ત્યાં આવી છે. પશ્ચિમની અને આપણી સંસ્કૃતિ વચ્ચે ઘણો જ તફાવત હોવાને કારણે શિષ્ટ સમાજ આ પ્રકારના વાસ્તવદર્શનને પુરસ્કારનાર નથી જ અને તેથી એ બહુ કાલે એમ લાગતું નથી, છતાંય સાહિત્યની જે અસરકારકતા છે તે થોડા કાલથીય વધુ અનિષ્ટ સરજી શકે છે.

સંસ્કૃતિનો પ્રશ્ન બાજુએ રાખી સાહિત્યનો સાહિત્ય તરીકે વિચાર કરીએ તો કોઈ પણ ભૂમિની અંદર વાસ્તવદર્શનના ઓઠા હેઠળ હલકી વૃત્તિઓને પંપાળવાની પ્રવૃત્તિને ઇષ્ટ પ્રવૃત્તિ ગણી શકાય નહિ. સાહિત્ય જીવનનો આદર્શ છે. આદર્શના દર્પણ અને Ideal (ભાવના) બંને અર્થો ઘટાડવામાં આવ્યા છે તે પૂરેપૂરું યોગ્ય છે. દર્પણમાં આપણી છબી જોઈ એમાંની અપૂર્ણતા કે વિસંગતિ દૂર કરી સુંદર બનવાની આપણે ઇચ્છા રાખીએ છીએ સાહિત્યમાં પણ જીવન અને સમાજનું દર્શન કરી એને વધુ સુંદર બનાવવાની નેમ રાખવી રહી. આ રીતે વિચારતાં સ્પષ્ટ થાય છે કે વાસ્તવદર્શન એના પોતામાં જ પર્યાપ્ત નથી, આદર્શની સરણીનું એ એક પગથાર છે. વોર્સફોર્ડે તો કલાકૃતિની કસોટી માટેના દર્શાવેલા સિદ્ધાંતોમાં એક સિદ્ધાંત આદર્શીકરણનો રાખ્યો છે. કલામાં આદર્શીકરણની અપેક્ષા રહે છે જ. એ પ્રત્યક્ષ રીતે ઉપદેશાય તેના કરતાં ધ્વનિત રહે એ વધુ સારું એ નિશંક, પણ એને અવગણી સુંદર ઇમારતની સુંદરતાને બાજુએ રાખી માત્ર એમાંના જાજરૂનું જ દર્શન કરાવાય એ કોઈ પણ વિવેકશીલ વ્યક્તિને અનુચિત જ લાગે.

કલાના કોઈ પણ ક્ષેત્રમાં વાસ્તવદર્શનનું મૂલ્ય ઘણું જ છે. આજની વિષય કરતાં આશયને લક્ષતી કવિતા તથા માનવીના ઉરાત્માની અતલતાને તાગવા મથતા બીજા સાહિત્યપ્રકારો વાસ્તવિકતાના પગથારોને આધારે ઉચ્ચતાની પ્રાપ્તિમાં આગળ વધો.



જમીન કેટલી કઠણ છે કે પોચી છે તે શોધી કાઢવા માટે ઉઝબેકિસ્તાનમાં કિરણોત્સર્ગી અણુઓ—આઇસોટોપનો ઉપયોગ કરતું એક નવું સાધન તૈયાર કરવામાં આવ્યું છે જમીનમાં કાણું પાડી આ સાધનને તેમાં ઉતારવામાં આવે છે અને સાધનમાંથી નીકળતા ગામા કિરણો જુદી જુદી ઊંડાઈએ કેટલા પ્રમાણમાં શોષાય છે તે નક્કી કરવામાં આવે છે. જમીનના થર દ્વારા થતા ગામા કિરણોના શોષણનો આધાર જમીનના ઘનત્વ પર છે.

આ નવા સાધનથી નહેરના તળિયાની જમીન કેટલા પ્રમાણમાં નીચે બેસે છે અથવા ઉપર આવે છે તે જાણી શકાશે. જમીનસુધારણા અને સિંચાઈની યોજનાઓ માટે આ સાધન ઘણું ઉપયોગી નીવડશે.

જહોન ગાલ્સવર્ધી

# કુમારિકાનો પ્રેમ [૩]

ભાઈશ્રી 'ઊર્મિલ'ની અભ્યાસુ કલમથી અનુવાદિત થયેલી વિખ્યાત નવલકથા 'એપલ ટ્રી'નો આ છેલ્લો હપતો છે. મૂળ વાર્તાનો આ સંક્ષિપ્ત અનુવાદ મૂળ અંગ્રેજી વાંચી શકે તેને વાંચવા પ્રેરે તેવો પ્રવાહી અને સરળ બન્યો છે......

પાછલી રાતે ઊંઘી શકેલો એશર્સ્ટ ગાઢ નિદ્રામાં હતો તે વખતે દ્વાર પર કોઈએ ટકોરા માર્યા અને કહ્યું: 'ઊઠો, ચા તૈયાર થઈ ગયો છે.'

એશર્સ્ટ ઝડપથી ઊઠ્યો અને મોઢું સાફ કરી લઈને ભોજનગૃહમાં ગયો. નાની ચબરાક ફ્રીડાએ તેને કહ્યું: 'જલ્દી જલ્દી પરવારી જાવ. આપણે સૌએ સાડા નવની ગાડીમાં અહીંથી નીકળી જવાનું છે.'

'હા, મિત્ર!' ફિલિપે કહ્યું: 'મારું મન અહીંથી ઊઠી ગયું છે. આજે સાડાનવની ટ્રેનમાં 'બેરીહેડ' જવા ધાર્યું છે. મારી સાથે તું આવે એવી મારી ખાસ ઇચ્છા છે.'

'અસંભવ!' બબડીને એશર્સ્ટે ડોકું ધૂણાવ્યું અને સ્ટેલા સામે જોયું, સ્ટેલાએ કહ્યું: 'તમારે અમારી સાથે આવવું જ પડશે.'

વચલી સબીના પણ બોલી: 'તમારા વિના તો પર્યટનમાં મજા જ ન આવે!'

નાની ફ્રીડા પોતાની ખુરસી પરથી કૂદીને એની પાછળ જઈ ઊભી અને બોલી: 'બોલો, આવવાનું કબૂલ કરો છો કે તમારા વાળ ખેંચું?'

એ બધાંનો આવો પ્રેમભાવ જોઈને એમને દુભવવાનું એશર્સ્ટને ઠીક ન લાગ્યું, 'એક દિવસ વધારે' એમ વિચારી તે બોલ્યો: 'મારા વાળ ખેંચવાની જરૂર નથી ફ્રીડા! તમારા બધાંના હુકમને હું તાબે થઈ જાઉં છું.'

અને તે તેમની સાથે જોડાયો, સ્ટેશને પહોંચીને નારાકોમ્બને બીજો તાર કરવાનું તેણે વિચાર્યું પણ 'એની ખાસ શી જરૂર છે' એમ થતાં તાર કરવાનું તેણે માંડી વાળ્યું. ચપળ, તેજસ્વી અને શિક્ષિત સુંદર સ્ટેલાના સહવાસમાં—એની સાથે કાવ્ય, સમાજસુધારણા આદિની ચર્ચા કરતાં તેમ વિવિધ પ્રકારની રમતો રમતાં એશર્સ્ટનો શહેરી સંસ્કારવાળો જીવ પ્રસન્ન બની રહ્યો પિયાનો વગાડતી સ્ટેલા તો એને ખૂબ જ ગમતી. તે પોતે પણ ગાતો તેમ ફિલિપ બંસી બજાવતો. નાની ફ્રીડા અને સબીનાએ તો એ આખો દિવસ એશર્સ્ટની આસપાસ દોડાદોડ કરીને ધમાચકડી કરી મૂકી. ખરેખર સબીનાએ કહ્યું હતું તેમ એશર્સ્ટના સાથે રહેવાથી એ બધાંને ખૂબ જ મજા પડવા લાગી!

તે રાતે એશર્સ્ટ બિલકુલ ઊંઘી શક્યો નહીં. વિચારો કરતાં કરતાં તે આમતેમ પાસાં મરડી રહ્યો. સભ્ય સમાજમાં ઊછરેલાં ફિલિપ અને સ્ટેલાના આ બે દિવસના સહવાસે તેનામાં ઘણું પરિવર્તન કરી દીધું છે. હવે તો તેને એમ પણ થઈ રહ્યું હતું કે મેગનને પ્રેમ કરીને પોતે મોટી ગંભીર ભૂલ કરી બેઠો છે. વસંતની બહાર અને પેલાં સફરજનનાં પુષ્પોએ જ એને મસ્ત બનાવી દીધો અને એનાથી એવું ગાંડપણ થઈ ગયું. એના જેવા ઊંચી કેળવણી પામેલા યુવાને એ સુંદર સાદી સીધી ગ્રામ્યબાળા સાથે લગ્ન પણ કરવાનું શું સમજીને નક્કી કર્યું હશે? કેવો અસંભવિત, કઢંગો અને અવ્યવહારુ એ નિર્ણય...? આમ વિચારતા એશર્સ્ટની દૃષ્ટિ સમક્ષ તે વખતે મેગનનું અસ્તિત્વ જાણે હવા બની ગયું હતું અને સ્ટેલા—સફેદ વસ્ત્રોમાં શોભતી પવિત્ર અને જાજરમાન સ્ટેલાનું મુખમંડળ ઝગમગી રહ્યું હતું. તેના કર્ણોમાં એ જ સ્ટેલાના સંગીતના સૂરો પણ વારંવાર ગૂંજી રહેતા હતા. પરંતુ 'ઇશ્વર સૌનું રક્ષણ કરે અને મિસ્ટર એશર્સ્ટનું પણ' એમ પ્રાર્થતી તથા 'હું તો તમારી પાસે રહેવા ઇચ્છું છું. તમારા વિના તો હું મરી જઈશ' એમ બોલેલી મેગન હજુ વાસ્તવમાં તો એના હૈયામાંથી સહેજ પણ દૂર ન ખસી હોઈ એની



યાદે—એ ભોળી ગામડિયણના સરલ પણ ગજબ વફાદારીભર્યો પ્રેમભાવની યાદે તો તે વિહ્વળ બની રહીને ઓશીકામાં મેહું છૂપાવી દેતો અને એનાથી આછુંપાતળું રુદન પણ થઈ જતું. તે વખતે એને થતું કે 'મારાથી મેગનને છોડી તો નહીં જ દેવાય. મોટી મોટી આશાઓ આપ્યા પછી એને દગો તો નહીં જ દેવો જોઈએ. એ તો અન્યાય કહેવાય.' પરંતુ સાથે જ આ બે દિવસના વાતાવરણના રંગે રંગાયેલા એના મનને વળી પાછું એમ પણ થતું કે 'ના, ના. એમાં અન્યાય નથી. અન્યાય તો મેગનની પાસે પાછા જવા—એની સાથેનો સંબંધ વધુ ગાઢ કરવામાં જ સમાયેલો છે. એ ગ્રામ્યબાળા સાથે લગ્ન કરવું જો અસંભવિત જ છે, તો પછી એ બિચારીની કોમળ લાગણીઓને વધુ ન જ છંછેડવી જોઈએ...

આવી દ્વિધાભરી સ્થિતિમાં એશરટના એક પછી એક દિવસો વીતી જવા લાગ્યા અને તે મેગનની પાસે જઈ શક્યો નહીં. બાજરમાન સ્ટેલાના અનુપમ વાક્ચાતુર્ય અને સૌંદર્યથી તો તે વધુ ને વધુ આકર્ષાતો જ ગયો.

એક દિવસે બેરીપામરીના મહેલો જોવાનું તથા ત્યાં આખો દિવસ પસાર કરી સાંજની ગાડીમાં પાછા આવવાનું નક્કી કરીને તેઓ ઘોડાગાડીમાં બેસી સ્ટેશને જવા નીકળ્યાં. તેમની ગાડી દરિયાકિનારે આવી તે વખતે એશરટે દૂરથી મેગનને આવતી જોઈ. એ જ જીર્ણ વસ્ત્રો તેણે પહેર્યાં હતાં. બહાવરી આંખોથી તે જતાં આવતાં બધાં માણસોનાં મોઢાં જોતી ધીમે ધીમે ચાલી આવતી હતી. એને જોઈ ચમકી ઊઠેલા એશરટે એકદમ તો બન્ને હાથે પોતાનું મુખ ઢાંકી દીધું, પરંતુ સાથેના લોકો એથી તો વહેમાશે એમ વિચારીને તે બન્ને હાથથી મોઢું છૂપાયેલું રહે એ રીતે આંખો ચોળી રહ્યો—જાણે આંખોમાં આવેલી ચેળ ભાગી રહ્યો છે. આંગળીઓના પોલાણમાંથી તે મેગનને જોઈ જ રહ્યો છૂટું પડી ગયેલું કૂતરું પોતાના માલિકને શોધે એ રીતે, ક્યાં જવું, કઈ તરફ જવું એ કાંઈ જ જાણ્યા સમજ્યા વગર, બીકભરી, અથડાતી, પગને જાણે બેળેબેળે ઘસડતી ન હોય એમ મેગન ચાલી રહી હતી. બિચારી કોઈ ને કોઈ પ્રકારે અહીં સુધી આવી શકી હશે. પણ એ શાથી આવી? કઈ આશાએ આવી! એશરટના અંતરાત્માએ સ્પષ્ટપણે એને કહી દીધું કે 'તારે લીધે આવી, તારી જ આશાએ આવી, ગાડીને એકદમ રોકી દે-અને ઊતરી જઈને ઝડપથી એની પાસે પહોંચી જા.'

અંતરાત્માના આ બળવાથી ઉત્તેજિત બનીને તે અચાનક ઊભો થયો અને દરવાજો ખોલી 'હું કાંઈ ભૂલી ગયો છું. તમે જાવ, હું બીજી ગાડીમાં આવી પહોંચું છું" કહી તરત જ તે ચાલતી ગાડીએ જ નીચે કૂદી પડ્યો અને મેગન તરફ દોડ્યો પરંતુ જેમ જેમ તે તેની નિકટ જતો ગયો તેમ તેમ તેના પગ તો ધીમા પડતા ગયા. તેનું અવળચંડું મન પાછું ફરી બેઠું. વળી તે વિચારી રહ્યો: 'હું આ શું કરી રહ્યો છું? મેગનનું મોઢું જોતાં વાર જ આ ગાંડપણ શા માટે? એટલું તો નક્કી છે કે તે મેગનની સાથે લગ્ન તો કરી શકે એમ નથી જ. મેગન સાથેનો પ્રેમ તો મુશ્કેલીના સમયનો પ્રેમ હતો. યુવાવસ્થાને કારણે સૌંદર્યમૂર્તિ એ મેગને મનને મોહિત કરી લીધું પણ એથી કાંઈ એ ગ્રામ્યબાળા સાથે આખું જીવન તો ન જ વિતાવી શકાય. મોહ ઊતરી ગયા પછી તો એ ભારરૂપ જ થઈ પડે. ભવિષ્યના ઉચ્ચ જીવનનો ખ્યાલ તો રાખવો જ રહ્યો...

મેગન હજુ એની એ જ સ્થિતિમાં આમતેમ બહાવરી આંખે ડાફરિયાં મારતી આવી રહી હતી. જતી આવતી પ્રત્યેક ગાડીમાં બેઠેલા માણસોને તે આંખો ફાડી ફાડીને જોઈ રહેતી. એ જોઈને એશરટ વળી વિહ્વળ બની જોઈ રહ્યો. કોઈ પણ સાચો સહૃદયી એની એ વખતની કરુણ દુઃખદ પરિસ્થિતિને અવગણી શકે નહીં. હૈયાને પથ્થરસમું બનાવ્યા પછી જ એની ઉપેક્ષા થાય. એશરટ એના તરફ થોડાં ડગલાં

આગળ વધ્યો, પણ ચપળ સંસ્કારી સ્ટેલાની યાદે વળી પાછો તે અટકી રહ્યો.

મેગન પણ તે સમયે ચાલતાં ચાલતાં સાગરતટે અટકી ગઈ હતી અને ચકિત બનીને સાગરને જોઈ રહી હતી. સાગરને એ બિચારી ગ્રામ્યબાળા કદાચ પ્રથમ વાર જ જોતી હશે. એ સીધી સાદી બાળાની મુગ્ધતાથી એશર્સ્ટનું હૈયું ખરેખર દ્રવી ગયું, છતાં 'એની સાથે આખી જિંદગી સુધી કાંઈ જંગલમાં વસી ન શકાય તેમ તેને લંડનના રોજ રોજ પરિવર્તન પામીને ઉચ્ચ બની રહેતા બુદ્ધિજીવી વર્ગમાં પણ ન સમાવી શકાય' એવું વિચારીને એકદમ તે પાછો વળી ગયો અને ઝડપથી સ્ટેશન તરફ ચાલવા લાગ્યો. પરંતુ થોડે સુધી જતાં જ તેનું મન પાછું ડંખવા લાગ્યું, આઠ આઠ દિવસ સુધી અનુભવેલો એ નિર્દોષ બાળાનો પ્રેમ અને શ્રદ્ધા તો જાણે તેના રોમરોમમાં ઓતપ્રોત થઈ ગયાં હતાં. મેગનની ચમકતી આંખોના ઊંડાણમાં જોયેલી પવિત્રતા અને શ્રદ્ધાભરી વફાદારી તેનાથી ભૂલી શકાઈ નહોતી જ. તે પાછો ફરી ગયો અને મેગનને મળવા સાગરતટ તરફ જવા લાગ્યો. પરંતુ ઓહ! મેગન હવે ત્યાં ન હતી. અર્ધો કલાક તેની શોધમાં આમતેમ રખડી નિરાશ થઈને તે દરિયે ગયો અને રેતીમાં પડી મેગનને તથા તેની સાથે ગાળેલા સુખદ સમયને વારંવાર ઝંખી રહ્યો. ફરી તેને પાસામાં લેવા તેનું મન જાણે તલસી રહ્યું.

પણ તે ત્યાંથી ન ઊઠ્યો. તેનું મન વળી પાછું દ્વિધામાં પડી ગયું. એ પ્રેમભર્યાં ભૂરાં નેત્રોવાળું સ્ટેલાનું મુખમંડળ પણ તેની સમક્ષ ચમકી રહ્યું હતું. લંડનના બુદ્ધિજીવી વર્ગમાં તેની સાથે ખરેખર સ્ટેલા જ શોભી શકે, મેગન તો હરગીજ નહીં. મેગન સુંદર છે, અનુપમ સુંદર છે, પણ આખરે તો તે વાસનાપૂર્તિના સાધન સિવાય બીજી રીતે ઉપયોગી ન જ થઈ શકે. એ મને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે છતાં પણ એ કેટલું બધું સામાન્ય! મોહ ઊતરી ગયા પછી તો થોડા સમયમાં જ કંટાળી જવાય. ભાવિની ભવ્યતાનો ખ્યાલ રાખ્યા વગર એની પાછળ પાછળ આમ ભમવું એ તો આખરે યુવાનીસુલભ મૂર્ખતા જ કહેવાય. મેગન મને હજુ ભૂલી શકી નથી એ ખરું, પણ થોડા દિવસોમાં એય મને ભૂલી જશે અને કોઈ યોગ્ય પાત્ર મળી આવતાં સુખે જીવન વીતાવશે—' આવું બધું વિચારીને મનમાંથી મેગનની સ્મૃતિને હવે તો ખંખેરી જ નાખવાનો નિર્ણય કરી અંતે તે ઊઠ્યો. મનની શાંતિ માટે વસ્ત્રો ઉતારી દરિયામાં નહાવા પડ્યો શરીર થાકીને લદ્દુ બની જશે તો પછી કોઈ વાતનું સ્મરણ નહીં થાય એમ માની તેણે ખૂબ થાક લાગ્યો ત્યાં સુધી તર્યા કર્યું. પછી તે પાણીમાંથી બહાર નીકળ્યો અને કપડાં પહેરી લઈ આરામની ઇચ્છાએ ફિલિપના ઉતારે ગયો. સ્ટેલાનું સ્મરણ તાજું રાખે એવી એની પિયાનો આદિ અનેક વસ્તુઓ ત્યાં હતી જ. એ બધી વસ્તુઓના સહારે એશર્સ્ટ જાણે સ્ટેલામય જ બની રહ્યો. સાંજના સ્ટેલા, એની બહેનો અને ફિલિપ પાછાં આવી ગયાં. કહ્યા પ્રમાણે બીજી ગાડીમાં ન આવવા બદલ સ્ટેલાએ એશર્સ્ટને મીઠો ઠપકો આપ્યો અને પછી ખાસ એના માટે જ લાવવામાં આવેલાં બનફ્સાનાં સુંદર પુષ્પો પણ ભેટ આપ્યાં.

એક વર્ષ પછી, એપ્રિલ માસમાં, માસના અંતિમ દિવસે એશર્સ્ટ અને સ્ટેલાનું ધામધૂમથી લગ્ન થઈ ગયું.

*

આજે એના લગ્નની રજતજયંતીને દિવસે આ બધું એશર્સ્ટના માનસપટે ઊપસી આવ્યું. સ્ટેલા હજુ એના ચિત્રકામમાં નિમગ્ન હતી હજુ તેને તેનું કામ પૂરું કરતાં કલાક થશે એટલામાં એ સ્થાને જરા જઈ આવવાની—એ મકાન, એ બાગ, એ ઝરણું અને ખાસ તો પેલા સફરજનના વૃક્ષવાળી જગા જોઈ આવવાની તેને પ્રબળ ઇચ્છા થઈ. તે ગયો અને બાગના દ્વાર નિકટ જઈને અટક્યો. બધું જ પૂર્વવત હતું. એનું એ જ નીચી છતવાળું એ મકાન, એનો એ જ પુષ્પોથી સભર બાગ, એનું એ જ ઝરણું! આ બધું જોઈને ઘડીભર તો એશર્સ્ટને ભ્રમણા થઈ કે

મેગન જાણે હજીયે તેની રાહ જોતી પેલા સફરજનના વૃક્ષ હેઠળ ઊભી હશે. અજાણતાં તેનો હાથ દાઢીએ ગયો. આધેડ અવસ્થા સ્પષ્ટ કરી દેતી એ જભરી દાઢી! તે ચમક્યો, સહસા એનું સ્વપ્ન હવા બની રહ્યું અને વાસ્તવિકતા એની સામે ખડી થઈ ગઈ. ઓહ! એ વાતને તો છવ્વીસ છવ્વીસ વર્ષનાં વહાણાં વીતી ગયાં. પેલા સફરજનના વૃક્ષની હેઠળ જઈને તે બેસી પડ્યો. વીતેલું યૌવન અને હાથે કરીને ગુમાવેલા મેગનના પ્રેમનું માધુર્ય તેના હૈયામાં તીવ્ર સંવેદન જગવી રહ્યાં.

પેલી માટીની કબરની પાસે ઊભી રાખેલી તેની મોટરની નિકટ એક વૃદ્ધ પુરુષ ઊભો રહીને તેના તરફ જોઈ રહ્યો હતો. એશર્ટ ઊઠીને તેની પાસે ગયો અને તેને પૂછ્યું: 'અહીં આ કબર કોની છે. કબ્રસ્તાનમાં નહી અને અહી રસ્તા ઉપર શા માટે છે?'

વૃદ્ધ દિલગીરીભર્યા સ્વરે બોલ્યો: 'સાહેબ! આપે એવા માણસને પ્રશ્ન કર્યો છે કે જે આપને પૂરી માહિતી આપી શકે એમ છે આ કબરને અમે 'કુમારિકાની કબર' કહીએ છીએ. એની તો એક અજબ પ્રેમકહાની છે. ઘણા ઘણા યાત્રીઓને મેં એ કહી સંભળાવી છે.'

કહી તેણે ચલમમાં તમાકુ ભરીને બેચાર દમ માર્યા અને પછી નિરાંતે બેઠક જમાવીને તે બોલ્યો: 'સાહેબ! આ તો એક ગરીબ, સરલ સીધી પણ શોકાકુલ છોકરીની કબર છે. એણે બિચારીએ આપઘાત કર્યો હતો એમ મનાય છે. જો કે હું તો હજુ પણ એમ માનું છું કે પ્રેમમા ભગ્ન બની રહી હતી એટલે જ એક દિવસ સહસા તે મૃત્યુ પામી હતી. એ વાતને ઘણાં વર્ષ વીતી ગયાં છે. આ ગામમાં એ છોકરીને મારા જેટલુ કોઈ ઓળખતું નથી. એના ઉપર મને સ્નેહ હતો એટલે હું દરરોજ એની આ કબર પર પુષ્પો ચઢાવું છું આ સામે દેખાય છે એ મકાનમાં જ એ રહેતી હતી એની માસી શ્રીમતી નારાકોઅેને ત્યાં હું નોકરી કરતો હતો એટલે જ હું એને એના બાળપણથી ઓળખું મેગન ડેવીડ એનું નામ. એના જેવી છોકરી તો હજારોમાં એક હોય. ઘણી સુંદર, ઘણી પ્રમાણિક અને ભોળી પણ કેવી ,સાહેબ!'

'હં!' એશર્ટ ધ્રુજતા સ્વરે બોલ્યો. એને પોતાને જ એનો અવાજ વિચિત્ર લાગ્યો.

'પ્રેમભગ્ન બની-હતી એ જ તેના મૃત્યુનું સાચું કારણ છે' વૃદ્ધે પોતાનો સુકાયેલો હાથ એ કબર પર મૂકતાં કહ્યું: 'કોઈ પણ યુવતીના મનની વાત જાણવી કઠીન હોય છે પણ મને તો લાગે છે કે પ્રેમની જ એ વાત હતી. એક વાર વસંતઋતુમાં એક કોલેજિયન અહીં આવીને અઠવાડિયું રહ્યો અને તેને પ્રેમના ચક્કરમાં ફસાવીને ચાલ્યો ગયો. ફરી કદી એ પાછો આવ્યો જ નહી. એનો જૂજ સામાન હજુ પણ એ ઘરમાં સુરક્ષિત છે. પોતાનો એ સામાન લેવા પણ એ મૂરખ કદી પાછો નથી આવ્યો એનું એટરસટર કે એવું જ કાંઈ નામ હતું.' કહી ઊંચું મુખ કરી તેણે સામે ઊભેલા એશર્ટ તરફ જોયું.

'હં! પછી?' એશર્ટ પૂછી રહ્યો. પોતાના સૂકાયેલા હોઠોને જીભ વતી ભીના કરીને વૃદ્ધે પછી કહેવા માંડ્યું: 'એ યુવાન અહીંથી ગયો ત્યારથી જ આ છોકરી મેગન બહાવરી બની ગઈ. પહેલાં હતી તેવી એ ફરી કદી પણ દેખાઈ જ નહી. મેં મારી જિંદગીમાં કોઈ પણ સ્ત્રીને આ રીતે બદલાઈ જતાં કદી પણ જોઈ નથી. બિલકુલ પરિવર્તન. કંઈ ને બદલે કૈં બની રહી. એ મકાનમાં જો નામનો એક છોકરો રહેતો હતો. મેગનને તે બિચારો ખૂબ ચાહતો. એણે એની ખૂબ સારસભાળ લેવા માંડી. પણ એનું બહાવરાપણું સહેજ પણ ઓછું ન થયું. દરરોજ કલાકો સુધી તે પેલા સફરજનના વૃક્ષ નીચે ઊભી રહીને પેલા નિષ્ઠુરની પ્રતીક્ષા કરતી સામેના રસ્તાને તાકી રહેતી.'

વૃદ્ધે વળી તમાકુની ચલમના બે ચાર દમ મારી લીધા અને પછી આગળ કહ્યું: 'એક દિવસ મેં તેને પૂછ્યું:

હું હસ્યો : 'કેવી બેકાર વાત કરે છે ? તને શું થવાનું છે? આમ ગાંડી ન થા ' આમ કહેતી વખતે હું તો સમજતો હતો કે પ્રેમના ચક્કરમાં ફસાઈ પડ્યા પછી છોકરીઓની એવી દશા થઈ જાય છે. પણ થોડા દિવસોમાં જ તે પાછી ઠીક થઈ જાય છે. પરંતુ શું કહું સાહેબ, એ દિવસમાં જ કલ્પના બહારની ઘટના બની ગઈ. મને તો યાદ પણ નહોતું ત્યાં તો એક સાંજે પેલા ઝરણા પાસે મેં તેને મરેલી જોઈ. તે મરી ગયેલી હોવા છતાં તે વખતે તેનું મુખ અદ્ભુત સુંદર અને બાળકના જેવું નિર્દોષ દેખાતું હતું. તેની પાસે બેસી જઈ હું ખૂબ રડ્યો...પણ... પણ, અરે સાહેબ ! તમે શાથી આમ થઈ જાવ છો.? મેગનની વાત સાથે તમારે શું સંબંધ ?' કહી વૃધ્ધે એશર્સ્ટ સામે જોયું. એશર્સ્ટ મનોવેદના અનુભવતો ધ્રૂજી રહ્યો હતો.

તેની એ ધ્રૂજારીને સંવેદનાભરી સહાનુભૂતિ માની લઈ તીચું જોઈ વૃધ્ધે આગળ કહેવા માંડ્યું : 'તમે તો સાહેબ, ખૂબ સહૃદયી લાગો છો. મેગનની વાત પણ ઘણી કરુણ છે જ. કિનારા પરના એ ખાડામાં બિચારી મેગન મરેલી પડી હતી. તેના માથા પાસે એક સુંદર પુષ્પનો છોડ ખીલેલો હતો છતાં ક્યાંકથી શોધી લાવીને સફરજનનાં પુષ્પો તેણે માથામાં ગૂંથ્યાં હતાં. તેના મરવાની જરાકેય ઇચ્છા નહીં હોય. પરંતુ એ બિચારી પ્રેમાળ બાળાનું દિલ ભાંગી ભુક્કો થઈ ગયું હશે અને તે મરી ગઈ હશે. ઓહ એ કુમારિકાનો પ્રેમ ! પરંતુ આવું બધું કોણ સમજે ! બધાંએ તો માની લીધું કે તેણે આપઘાત કર્યો છે. મેં લોકોને

એશર્સ્ટ તો ત્યાં ન હતો.

એશર્સ્ટ તો ત્યાંથી પેલી સુંદર ઊંચી ટેકરી પર ઝડપથી જઈને આંખો બંધ કરી દઈ ધરતી પર ઊંધો પડ્યો પડ્યો કકળી રહ્યો હતો. 'મેં આ શું કર્યું ? મેં કેવો મોટો અન્યાય કર્યો ! મેગન ! મારી મેગન !' ઉભરાયેલાં આંસુનાં પડળમાં એણે જાણે મેગનની છાયા જોઈ એના કાળા સુંવાળા વાળમાં સફરજનનાં પુષ્પો શોભતાં હતાં. ઓહ મેગન ! દુ:ખિની મેગન ! ટેકરી પરથી આવતી અને સફરજનના વૃક્ષ હેઠળ ઊભી રહીને પ્રતીક્ષા કરતી મેગન મૃત્યુ પછી પણ બાળક જેવા નિર્દોષ મુખવાળી દેખાતી એ અદ્ભુત સુંદર મેગન ! ઓહ ! ઓહ !'

*

એ જ સમયે એની પત્ની સ્ટેલાએ ચિત્રકામથી પરવારી લઈને બૂમ પાડી : 'ફ્રેન્ક ! અરે ફ્રેન્ક !'

ફ્રેન્ક એશર્સ્ટ ઝડપથી ઊઠીને સ્વસ્થ થતો થતો તેની પાસે ગયો.

તેના હાથમાં તૈયાર કરેલું ચિત્ર આપતાં સ્ટેલાએ કહ્યું : 'લો, જુઓ આ ચિત્ર, કેવું બન્યું છે ?'

'ઠીક છે.'

'નહીં ! મને સમજાતું નથી છતાં મને તો લાગ્યા કરે છે કે એમાં કશી ખામી છે. એમાં કાંઈક ખૂટે છે.'

'હા !' માથું હલાવીને એશર્સ્ટ બોલ્યો : 'તારું કહેવું ખરું છે. એમાં ખામી છે. એમાં તો ખૂટે છે સફરજનનું વૃક્ષ, વસંતનું સંગીત અને...અને પ્રેમની જ્યોત સમી મેગન !'

★

આ ૨૬મી જાન્યુઆરીએ :મોસ્કોમાં હિંદના એલચીએ બન્ને દેશ વચ્ચે મિત્રાચારી અને શાંતિમય સહઅસ્તીત્વના માનમાં દારૂની પ્યાલી ખુશ્ચેવને પીવા ધરી; ત્યારે તેણે તે પ્યાલી બાજુએ ખસેડીને એક પ્યાલામાં ફળનો રસ રેડીને પીધો.



ક્લૅરિયા પેર્ટન

# સ્મિતદ્વારા સફળતા

હાસ્ય એ માનવજીવનનું અગત્યનું અંગ છે. શ્રી શાંતિલાલ પ્ર. જોશીએ અનુવાદ કરેલો આ લેખ કપડવણજની મ્યુ. હ. મહાજન લાયબ્રેરી મારફત ઊર્મિ માટે મળેલ છે જે દરેકને ગમશે જ. ટૂંકો છતાં ઉપયોગી આ લેખ છે........

સ્મિત કરતી વખતે તમે કદી ગુસ્સામાં તમારો અવાજ મોટો કરવાનો પ્રયત્ન કર્યો છે? તમે કદી ચહેરાના સ્નાયુઓ ગભીર રાખીને કડક ટીકા ઉચ્ચારી? જો તમે હસવાની ટેવ કેળવી હોય તો ગુસ્સો, કટાક્ષ અથવા ઉદ્ધતાઈ દર્શાવવી એ તદ્દન અશક્ય છે.

સ્મિત એ કુદરતનાં સૌથી વધુ શક્તિશાળી ગુપ્ત શસ્ત્રો-માંનું એક છે તેનો ઉપયોગ શીખવાથી તમે ગેરસમજ ચીડ અને ગુસ્સાનો સામનો કરી શકો છો સાચા દિલના, આનંદભર્યાં સ્મિત સામે કોઈ ટકી શકે નહિ. જ્યારથી સૌથી નાજુક બાળક તેના હોઠ વાંકા કરી દંતવિહીન સ્મિત કરે છે ત્યારથી તેના કુટુંબ અને મિત્રોના હૃદયની આસપાસ સંગીન રીતે વીંટળાઈ જવાનું શરૂ કરે છે. સુખી બાળકના ચહેરા પરનું પ્રફુલિત સ્મિત બાળપણનું પ્રતીક છે.

અણજાણતાં આપણે સૌ સુખી લોકો પ્રત્યે ખેંચાઈએ છીએ. જ્યારે આપણે થોડીક ક્ષણો કોઈની સાથે ગાળવાની હોય છે ત્યારે આપણે હસમુખા માણસોને શોધી કાઢીએ છીએ પ્રૌઢાવસ્થામાં આપણું વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે ઘડાય છે. સ્મિતથી આપણે આપણી જાતનું વર્ગીકરણ કર્યું હોય છે ગંભીર અને ચીડિયા લોકો ભાગ્યે જ હસે છે. આપણે જો હસવાની કળા બરાબર શીખી શકીએ તો આપણું જીવન કેવું સરસ થઈ જાય!

સ્મિતની બીજાઓ ઉપર શી અસર થઈ શકે તે એક નાના બાળકે મને શીખવ્યું. આ બાળકીએ તે જ ઘડીએ અકસ્માતથી એક બારી ભાંગી નાખી હતી. અને જ્યારે ઘરના માલિક કે જે આગ વરસાવતા સર્પની ખ્યાતિવાળો એક કઠોર વૃદ્ધ માણસ હતો તેની પાસે જવાની તે તૈયારી કરી રહી હતી, ત્યારે હું તેને મળ્યો અમે એકબીજા સાથે ઘરના દ્વારે પહોંચ્યાં, અને હું તેની બાજુમાં જેવો ઊભો રહ્યો તેવી જ તેણીએ સુંદર સ્મિત સાથે તે માણસને સલામ કરી. ક્ષણવાર તે તેની સામે તાકી રહ્યો અને પછીથી ઘૂરકીને બોલ્યો, 'તારે શું કામ છે?'

તેણીએ કહ્યુ, 'હું તમને એ કહેવા માગું છું કે મેં તમારો બારી ભાંગી નાખી તે માટે દિલગીર છું. અને હું મારા પગારમાંથી તેના પૈસા ચૂકવી દઈશ, પરંતુ હું તમને આવતા અઠવાડિયા સુધી પૈસા આપી શકું તેમ નથી. હું આશા રાખું છું કે તમે રાહ જોશો.' જેવો તે માણસ વાંકડિયા વાળવાળું માથું થાબડવાને પાસે આવ્યો તેવું જ એક ધીમું, મોટું હાસ્ય તેના કરચલીવાળા વૃદ્ધ ચહેરા પર છવાઈ ગયું. મારી દિશામાં આંખ પટપટાવીને તેણે કહ્યું, 'તે બધું ઠીક. હું મારી જાતે જ તે બેસાડી દઈશ, અને તું તારા પૈસા વડે મિઠાઈ ખરીદજે. હું પણ એક વખત નાનો છોકરો હતો.'

જો તમે હસમુખા હશો તો તમે આનંદદાયક વાતો ચોક્કસ સાંભળશો, કારણ કે આનંદી માણસ પાસે દુઃખ લાવતાં લોકો સંકોચાય છે,

સ્મિતના કેટલાક લાભ નીચે પ્રમાણે છે:—

(૧) તમે હસતા હો ત્યારે તમે ઉદ્ધત બની શકો નહિ.

(૨) જ્યારે તમે હસો છો, ત્યારે તમારી અધીરાઈ ચાલી જાય છે.

(૩) જ્યારે તમે હસતા હો છો ત્યારે તમે સ્વાભાવિક રીતે જ મિત્રાચારી દાખવો છો.

(૪) તમે ગુસ્સો કરવાનું અને હસવાનું કામ એકી સાથે કરી શકો નહિ.

(૫) જ્યારે તમે હસતા હો છો ત્યારે તમે બડાઈ મારી શકો નહિ, અથવા જૂઠું બોલી શકો નહિ.

(૬) તમે આનંદી હો તો તમે સૌને ગમશો જ.

(૭) સ્મિતથી તમારો ચહેરો વધુ આકર્ષક લાગે છે. અને તમારી આંખો ચમકે છે.

તે માટે પ્રયત્ન કરો. દરરોજ આ ટેવ તમારા દિલમા અને તમે જેમને મળો તેમના દિલમાં ઊંડે પહોંચી જાય તે કેળવવા થોડો સમય આપો.



નાની ઉંમરે લગ્ન થતાં પુરુષ કે સ્રીના કેટલાય કોડ અધૂરા રહી જાય છે! કોઈ ભણતું હોય, કોઈની ભણવાની ઇચ્છા હોય છતાં ઘરકામ કે બીજા ધંધા–નોકરીમાં જોડાવું પડે. માતાપિતા પોતાની હોંશ પૂરી કરવા, પોતાને માથેથી મોટો બોજ હલકો કરવા, છોકરાં ઝટ ઠેકાણે પડ્યાં એટલે ગંગા નાહ્યાં એમ સમજીને દોડાદોડ કરી મૂકે છે. આમ ઉતાવળે લીધેલ અભિપ્રાય દરેક વખતે સારું પરિણામ નથી લાવતો. પણ ભાવિની તો તેમને તે વખતે ચિંતા જ નથી હોતી. એ ચિંતા તો સાચે જ ભાવિ જયારે ઊંધું પડે છે ત્યારે નસીબ ઉપર ઢોળી દઈ તેમના મનને કોરી ખાય છે. હવે શું કરવું એ પ્રશ્ન મૂઝવી મારે છે.

આજે પણ આ પ્રશ્ન સમાજમાં એટલો જ ડહોળાયેલો છે. અમુક થર ઊંચી કક્ષાએ જઈ પહોંચ્યો છે જ્યારે બીજો થર તો છે એ જ દશામાં કોઈપણ જાતના સુધારા વગર પડ્યો રહ્યો છે. ઊંચી કક્ષા તો તેમને બિહામણી ભાસે છે, દૂરથી જ ડુંગરા રળિયામણાની માફક દૂરથી નમસ્કાર કરી પોતાનો અણગમો મનોમન સ્વીકારી લે છે. રખે, પોતાનાં બાળકો એ રંગે રંગાય! એ બાળકો ઉપર નિયમન એવાં સખત હોય છે કે વાતાવરણની ખુશનુમા અસરથી મોહિત થઈ ત્યાંસુધી ઢૂંકવાનું પણ તેમને મન નથી થતું. પછી એનો પાશ તો ક્યાંથી લાગે! અને આમ બીજાની મરજી ઉપર જીવતાં પોતાની સ્વતંત્રતાથી દૂર રહે છે અને પરાધીનતાને પોષે છે.

સ્વતંત્ર વિચારસરણી સેવતું મન થાય એ પહેલાં એને જોતરે બાંધી દે છે. પછી તો એ ઘણો મોડો પડે છે. એ સમજે છે ત્યારે ઘણું મોડું થઈ ગયું હોય છે. પરિણામે બન્ને દુઃખી થાય છે. અનુભવે માણસ ઘડાય એટલે જેમ જેમ ખત્તા ખાય તેમ ચેતતા થાય. એટલે આજે લોકોનાં માનસ બદલાઈ રહેલાં લાગે છે. બીજીવાર ભૂલ ન થાય તેની તકેદારી રાખે છે. પણ આ તો જેણે અનુભવ્યું હોય તેવાની વાત થઈ. બાકી બીજા એ જ ખીલે બંધાય છે. પણ એ ભૂલી જાય છે કે હવે પહેલાં જેવું નથી રહ્યું. પતિ–પત્નીમાં વિચાર–સામ્યની જરૂર રહે છે. સરખી કક્ષા એકબીજાને સમજવા પ્રયત્ન કરે છે. અને જીવનને દરેક રીતે નસીબની બલિહારી પર છોડીને પોતાનામાંથી સંતોષ મેળવે છે. એ સંતોષ ક્યારેક એવું અધકચરું સ્વરૂપ પણ પકડે છે જેની સાથે તદ્રુપ થવું કોઈને ન ગમે અને સાચા અર્થમાં સંતોષ પણ ન મળે. આવી જ રીતે કોઈ ને કોઈ કારણે માણસ કંઈક કરી છૂટે એય જરૂરનું છે. અને ત્યારે તેનામાં સાચી શકિત આવે.



## અધૂરા કોડ

સોળ વર્ષની મંદા પરણીને સાસરે ગઈ ત્યારે એના ભણવાના કોડ અધૂરા રહ્યા હતા. બાપે તો રિવાજ મુજબ છોકરીને વહેલી વળાવી. દીકરીનો બાપ એટલે બીજું તો વિચારવાનુંય શું હોય! સાસરેથી જેમ કહે તેમ કરવનું. શ્વસુરપક્ષે કુટુંબ મોટું હતું. મંદાનો પતિ સૌથી નાનો હતો. ઘરમાં બીજા ભાઈઓ ભણેલા નહિ અને સૌ સૌને ધંધે વળગી ગયેલા. એટલે નાનો ભાઈ ભણે એવી બધાની ઇચ્છા હતી અને તે હોંશથી ભણતો હતો.

સંયુક્ત કુટુંબની આનંદની ભાવના નહિ સમજનાર ભાભીઓને નાનો ભાઈ કમાતો નહોતો અને હજું ભણે છે તેની ઈર્ષા આવતી હતી. તેમાં મંદા પરણીને આવી એટલે અંદર અંદર ઈર્ષા વધી પડી. મંદાને વાંચવું, લખવું અને નવું નવું જાણવાનું ખૂબ ગમતું હતું. એને તો કોઈનો સહકાર મળવો જોઈએ. ગામનાં એક કાર્યકર-બહેન સાથે દોસ્તી બંધાઈ. તે બહેન ત્યાં બાળમંદિર ચલાવતાં હતાં. બાકીનો સમય મોટી બહેનોના સહવાસમાં ગાળતાં હતાં. મંદાને તો તેમનો સહવાસ ખૂબ જ ગમી ગયો. તેમની સાથે વાતો કરવાથી પણ તેને નવું નવું જાણવાનું મળતું અને તેની વાંચનભૂખ પણ પૂરી પડતી. મંદાનો અભ્યાસ પ્રત્યે રસ જોઈ તે ખૂબ આનંદમાં આવી જતાં. તેનો રસ કેવી રીતે વધુ કેળવાય તે જ એમના પ્રયત્નો હતા. ઘેર જહાં ઓહાં પણ ભણી શકાય છે અને જ્ઞાન મેળવી શકાય છે તે મંદાએ ત્યારે જ અનુભવ્યું.

મંદાનો પતિ હજુ એસ. એસ. સી. માં હતો અને હોસ્ટેલમાં રહીને ભણતો હતો. તેની અને મંદાની એવી ઇચ્છા ખરી કે મંદા હજુ આગળ ભણે. તે પોને ઘેર રહેતો નહિ અને હજુ પણ આગળ ભણવાની તેને તમન્ના હતી. ત્યાં સુધી મંદા પણ ભણી શકે તો સારું. મંદાએ તેનાં સાસુ પાસે આ વાત મૂકી અને બીજી વહુવારૂની આંખો ચાર થઈ પહેલું તો એમને થયુ કે 'અમે કામ કરીએ અને એ મોટી ભણવા જાય!' મંદાને કહે 'ભણીને તું શુ કરીશ? નોકરી કરવા જઈશ તો શું કમાઈશ, ઘર કોણ સાચવશે. રસોડું તો સાચવવું જ પડશે ને?' પણ હકીકતમાં મંદા ભણવા જાય તે તેમને બિલકુલ ગમતું નહિ એટલે ગમેતેમ મહેણાં ટોણાં મારીને એને ભણતી બંધ કરાવવા પ્રયત્નો કરવા લાગ્યાં. પરંતુ મંદાના સસરા અને જેઠ વગેરે તેને ભણવા મોકલવા રાજી હતા. એટલે બીજાનું કંઈ ચાલ્યું નહિ. તે જે જમાનામાં વસતા હતા તેનું તેમને ભાન હતું આ દુનિયામાં ભણશે એનો જ ઉદ્ધાર થવાનો છે એ પણ તે ખૂબ સમજતા થયા હતા.

મંદા ભણે એટલે તેના કામનો પ્રશ્ન ઊભો થાય જ. પેલાં કાર્યકર-બહેન એને સારી મદદ કરતાં હતા અને એમના જ સહારે તેની ભણવાની હિંમત રહી હતી. તે બહેને તેને હિંદી પણ શીખવ્યું. અને વધુ ભણવા માટે તેને મહિયરનો આશરો લેવો પડયો. મંદા પિતાને ઘેર આવીને પતિની સાથે સાથે અભ્યાસમાં મગ્ન થઈ ગઈ. અને તેની હોંશ પૂરી કરવા કમર કસી રહી છે.

## ઉજાણીનો આનંદ !

કેટલાય દિવસ મનમાં ઘોળ્યા કર્યા પછી સૌને અનુકૂળ દિવસ નક્કી કરી અમે એક પર્યટન ગોઠવ્યું. એવું નક્કી કરેલું કે કોઈએ ગેરહાજર નહિ રહેવાનું. અને સાચે જ બધી બહેનો ખૂબ જ આનંદપૂર્વક તૈયાર થઈ. આગલી સાંજ તો ભાથું કરવામાં જ પસાર થઈ. બહેનોને ઉત્સાહ કોઈ અનેરો જ હતો. રાતના મોડે સુધી જાગી ભાથું બનાવી વહેલાં વહેલાં તૈયાર થઈ સૌ આવી પહોંચ્યાં.

ત્યાં જ અમને ગંગાએ સમાચાર આપ્યા કે આજે જસુબેન નથી આવવાનાં. અમને બધાંને ખૂબ જ નવાઈ લાગી. આગલે દિવસે સાંજે ચાર વાગે એમણે મને ખૂબ જ ઉત્સાહપૂર્વક ચોક્કસ આવવાનું કહ્યું હતું અને એકાએક શું થયું ! બંને નાનાં બાળકોને લઈને આવવાનાં હતાં એટલે તેઓ પણ મસ્ત હતાં. ખમણ-ઢોકળાં, પાતરાં, વડાં એમ સુંદર સુંદર વાનગી ઝડપભેર ઘેર જઈને બનાવી લીધી. અને રાત્રે ઘેર મહેમાન આવ્યા. મહેમાને જાણ્યું કે જસુબેનને આવતી કાલે સવારે પર્યટન પર જવું છે તેની તૈયારી થઈ રહી છે. એટલે રાત્રે જ તેમણે પાછા ફરવાનું નક્કી કર્યું. દાદરનાં પગથિયાં ઊતરી રહેલાં મહેમાનોને એમના પતિદેવે ખૂબ જ આગ્રહપૂર્વક રોકયાં અને બીજે દિવસે સવારે જમીને જવા આગ્રહ કર્યો. મહેમાનોએ જસુબેનને ખાતર ના પાડવાનો વિવેક તો જરૂર કર્યો પરંતુ વધુ વિવેકી અને આગ્રહી પતિદેવે કહ્યું કે 'એમાં શું ! જસુ કાલે નહિ જાય. તમે ફરી કયારે આવશો ?' અને મહેમાનોની સરભરામાં, તૈયાર થયેલાં જસુબેન આવી ન શકયાં અને વહેલી સવારે ગંગાના હાથમાં ભાથાનો ડબ્બો મૂકતાં મૂકતાં કહ્યું કે 'હું નહિ આવું.'... આટલું કહેવાનાય એમનામાં હોશ રહ્યા નહોતા. ગંગાએ ભાથું લઈ જવાની ના પાડી. અને કહ્યું કે 'તમે નથી આવતાં પછી તમારો ડબ્બો લઈ જઈને શું કરું ! તમારા 'એ' એ કહ્યું છે તેમ તે બધું મહેમાનો માટે જ રાખો.' પણ જસુબેને અમને ચખાડવા માટે તેમનાં ખમણ અને પાતરાં રડતાં રડતાં આગ્રહપૂર્વક મોકલ્યાં.

જસુબેનની હકીકત જાણી અમને સાચે જ ગુસ્સો આવ્યો. અમને સૌને ખૂબ દુઃખ થયું. તરત વિચાર આવ્યો કે ભાઈને આ જગ્યાએ મિજલસમાં જવાનું હોત તો તે ચૂકત ખરા...? પરંતુ સ્ત્રી પત્ની એટલે એને બોલવાનો, પોતાની મરજી દાખવવાનો કોઈ જ હક્ક નહિ. આ પરાધીનતા આજે પણ ચાલુ જ છે તો તે કયાં જઈને અટકશે ? જસુબેનનું ન આવવાનું કારણ જાણી અમારે ત્યાં ચર્ચાનો વિષય પુરુષવર્ગ બની બેઠો. પુરુષોની જોહુકમીના દાખલા સૌ સૌના અનુભવોથી ગાજી ઊઠયા. સ્ત્રી તો સહનશીલતાની મૂર્તિ છે એટલે આ બધું જ તે સહન કરી શકે છે પરંતુ પુરુષવર્ગ પોતાને ન ગમતું એક પણ કાર્ય કેમ ચલાવી લેવા તૈયાર થતો નથી !

જસુબેનને ભણવું ગમે છે એટલે આજે ત્રણ ત્રણ બાળકો હોવા છતાં તે ઉત્સાહથી ભણી રહ્યાં છે. ઘરની જવાબદારીમાંથી થોડા કલાક પૂરતાં મુક્ત થઈ ખુલ્લા વાતાવરણમાં મહા



લવાની હોંસ કેમ ન થાય! પણ પેલાં મહે માનોને અને તેમના પતિને એ ખ્યાલ કેમ નહિ આવ્યો હોય? આગંતુકોએ તીક્ષ્ણ બુદ્ધિ વાપરી હોત અને વહેલાં પાછા ફરવાની મહેતલ આપી હોત તો જસુબેન જરૂર અમારા આનંદમાં ભાગ પડાવી શકત.

*

પર્યટનની મોજ માણવા નીકળેલાં અમે કંઈક અપશુકનિયાળ જ નીકળ્યાં કે શું....! આ એક કથની સાંભળીને બધાં ઉશ્કેરાઈ ગયાં હતાં ત્યાં તો એ ઉશ્કેરાટ શમવાને બદલે બીજા સ્વરૂપે બહાર નીકળી આવ્યો અને વાતાવરણ જરા તંગ બની ગયું.

જાતમહેનત કરવાવાળી બધી જ બહેનો પાણી ખેંચવા મંદિરના કૂવા પાસે જઈ પહોંચી. અમારી ટુકડી પહોંચી ત્યાં જ એક મજૂર જેવો સોળ સત્તર વર્ષનો છોકરો કૂવા ઉપર અડ્ડો નાખીને બેઠો હતો. પાણી ભરવાની ને પીવાની તો વાત જ ક્યાં રહી! પેલો છોકરો કહે 'આ કૂવાને કોઈએ અડવાનું નથી. અને પાણી ભરવાનુંય નથી.' ત્યાં કોઈ મોટું હતુંય નહિ એટલે કહેવું પણ કોને? પાણીની તરસ સૌને લાગી હતી એટલે છોકરા સાથે વાદવિવાદમાં ઊતરવું પડ્યું. અમારામાંથી એક મુખ્ય બહેને તેને સમજાવવા પ્રયત્ન કર્યો. પણ નાનો દેખાતો છોકરો આંખ કાઢીને વાત કરવા લાગ્યો. બહેને કહ્યું, 'તો પછી તારા કૂવાને તાળું મારીને રાખી મૂક ને! અમારો હક છે અને અમે આ જ કૂવાનું પાણી પીવાનાં છીએ.' સામસામી બોલાચાલી ખૂબ થઈ ત્યાં તો છેવટે એને પૂછ્યું કે 'શું, આ કૂવાનો ઉપયોગ તું કોઈને કરવા જ નથી દેતો?'

છોકરાએ કહ્યું, 'મને મજૂરીના ત્રણ રૂપિયા આપો તો હું ખેંચી આપું.' મૂળ તેને પૈસા મોં-માગ્યા જોઈતા હતા એટલે ઝઘડો ઊભો કર્યો. અને તેને સમજાવ્યો કે 'તારા મહારાજ આવશે અને જે કહેશે તે તને આપી દઈશું. તું પાણી ખેંચી આપ.' એ વિફરેલો છોકરો સમજ્યો નહિ અને અમારે તેની પાસેથી પરાણે ડોલ ને દોરડું લેવા પડ્યાં. સૌ સૌના સાધનમાં પાણી ભરી લીધું અને છેલ્લી ડોલ ખેંચાતી હતી ત્યાં મંદિરના મહારાજ આવ્યા. છોકરાએ તો બરોબર ધતીંગ કર્યું. મહારાજને જોઈને રડી પડ્યો અને કહે કે 'મને મારીને આ લોકો ડોલ અને દોરડું લઈ ગયાં છે.'

લાલઘૂમ, ગોળમટોળ, લડાયક પ્રકૃતિવાળા મહારાજ થેલી મૂકતાંવેંત સીધા કૂવે બબડતા બબડતા આવ્યા. અને ડોલ અને દોરડું પાછું લઈ ગયા. જેમ ફાવે તેમ રાતાપીળા થઈને બોલવા લાગ્યા એટલે અમે કહ્યું કે ભાઈ, તમે અમને તો સાંભળો! પણ તે તો એક જ શબ્દ પકડીને બેઠા કે 'મારો છોકરો કોઈ દિવસ રડે નહિ અને આ શું? તમે એને મારીને એની પાસેથી ડોલ ઝૂંટવી લીધી. મારા કૂવા પરથી પાણી નહિ ખેંચવા દઉં.' કહેવાતા મહારાજના મોંમાંથી શબ્દો તો એવા ઝરતા હતા કે આપણે તે બોલી શકીએ નહિ એટલે એમને બબડવા દીધા અને અમે સૌ નાસ્તો કરવા બેઠાં.

સૌએ પાણી ભરી લીધું હતું એટલે અમારે

પણ એમની ગરજ નહોતી. ખૂબ જ આનંદથી નાસ્તો પતાવી, સાફસૂફી કરી બેઠાં. ત્યાં મહારાજને લાગ્યું કે આ તો કંઈ કોઈ ભાવ પૂછે તેમ લાગતું નથી કારણ અમે પણ વીફરેલાં હતાં એટલે એવા માણસને નાસ્તો આપવાનું મન પણ અમને શે થાય!

મહારાજ શાંત પડ્યા અને થોડીવારે અમને બોલાવ્યાં. અમે પણ ગયાં. મને કહે કે 'તમે બધાં અહીંથી હવે બીજે જતાં રહો. છોકરાને તમે માર્યો છે એટલે ગામલોકો વિફરવાનાં અને તમારી સાથે ઝઘડો કરી મોટું ધાંધલ થશે. તમારું અને અમારું ખરાબ ન દેખાય એટલે તમે ચાલ્યાં જાઓ.'

મેં કહ્યું: 'પણ શા માટે અમે ચાલ્યાં જઈએ! આ જગ્યા પર્યટન માટેની છે અને અમે ત્યાં આવ્યાં છીએ. કોઈની માલિકીની જગ્યા પર હક નથી કરતાં તે અમે જતાં રહીએ. ગામનાં લોકો આવશે તો અમને શું કરવાનાં હતાં?'

અમારી મક્કમતા જોઈ મહારાજ અકળાયા, અને અમે એમને શાંતિથી બનેલી હકીકત સમજાવી. છોકરાને કોઈએ માર્યો નથી તેમ તેણે શરૂઆતમાં જાતે પાણી ખેંચી આપવાનો નિયમ છે તેવું કહ્યું નથી. મહારાજે એમની સંસ્થાનો નિયમ સમજાવ્યો કે જે કોઈ આવે તેને કૂવેથી પાણી તેમનો મજૂર જ કાઢી આપે અને તેને મજૂરી વગેરે આપવું. અમે પણ મહારાજને કહ્યું કે સંસ્થાના નિયમો જરૂર અમારે પાળવા જોઈએ પણ તે અમને સમજાવીને કહેવું જોઈએ કે આ અમારા નિયમો છે. અમારી સાથે લડીને જો તે તેનો દાવ રચવા જાય તો તેમાં તે કદી સફળ નહિ થાય. આમ ઠંડે કલેજે એકબીજાને સાંભળી સમાધાન કરી ભેગા થયેલાં ગામલોને મહારાજે પાછાં વાળ્યાં.

## સમજવાની અણઆવડત

સાત આઠ વરસથી પરણેલી સુશી હજુય સાચા અર્થમાં લગ્નજીવન નથી જીવતી એમ કહી શકાય. એનું સાવ કંતાઈ ગયેલું શરીર જોઈને આપણને તો દયા જ છૂટે. અને છતાં તેના પતિ તદ્દન અસહિષ્ણુ બની રહે છે એ તો નિર્વિવાદ છે.

દરેક સ્ત્રીની જેમ સુશી પરણીને આવી ત્યારથી જ વર અને ઘરમાં રાચવાનાં સ્વપ્નાં સેવતી આવેલી. ખાસ વધુ ભણી શકી નહોતી કે નહોતી લગ્ન વખતે સમજણભરી પાકટ વય. અઢારમે વરસે પરણતી છોકરીના વિચારોની પરિપકવતા ન જ હોય એ આપણે સમજી શકીએ. દુનિયાદારીનું તો ઠીક પણ પોતાના ઘરનું કે વરનુંય ભાન નથી હોતું એવી આજની ઉછરતી પેઢીનું છીછરાપણું આપણે રોજ જોઈએ છીએ. તેમાં સુશીએ તો કંઈ ખાસ એવું ગંભીર વાચન પણ નહિ કરેલું. બેનપણીઓ અને આડોશપાડોશના ટોળટપ્પાં-માંથી જે અધકચરું જ્ઞાન મળેલું એ જ એની મૂડી હતી. એ મૂડી પર મદાર બાંધીને તેણે ઘર માંડ્યું તો ખરું પણ આજે સાત-આઠ વરસ થવા આવ્યાં છે તોય એ તો એ જ વેદના વેઠી રહી છે.

કેટલીક ગેરસમજૂતીઓ અને કંઈક મનની સંકુચિતતાથી તેના મનમાં એક પ્રકારનો



પહેલેથી પૂર્વગ્રહ ઘૂસી ગયો. અને હવે તો તે પૂર્વગ્રહને દઢ બનાવવા તેના પતિની પ્રત્યેક વર્તણુક કામ કરી રહી છે. તેની અસર તેના શરીર પર પણ ઠીક ઠીક થતી રહી. અને એ જ કારણે શરીર સાવ કંતાઈ ગયુ છે. મન પણ ખૂબ નબળું પડી ગયુ છે. સહનશક્તિની તો જાણે સીમા જ આવી ગઈ છે. એટલે હવે કંઈ વધુ સહન કરવાની તાકાત જ ગુમાવી બેઠી છે. અસંતોષ તેના સમગ્ર જીવનમાં એટલો બધો વ્યાપી ગયો છે કે તેને હવે સંતોષ મળશે ત્યારેય એ જીરવી શકશે કે કેમ એ જ પ્રશ્ન છે. તેમાં તેના પતિનો હિસ્સો ખૂબ મોટો છે. સંયુક્ત કુટુંબની આપણી વહુઆરુઓને જ્યારે ઘરમાં એકાદ માણસનો પણ સાચો સહારો ન મળે ત્યારે તેની કેવી દશા થાય છે તેનો સુશી જીવતો–જાગતો દાખલો છે. આખા ઘરની એ પરાયી વ્યક્તિ હોય તેમ તેની સાથે કોઈ જ હસીને બોલે જ નહિ પછી તેનો અસંતોષ કેટલો પ્રબળ બને ? અને તેને કારણે શારીરિક અને માનસિક નબળાઈઓ પણ ન આવી જાય ?

કેટલીય વાર વિચાર આવે છે કે સુશીનો પતિ આ બધું જાણવા–સમજવા છતાં સુશીનો કેમ ખ્યાલ નહિ કરતો હોય ? કુટુંબનો સાથ ગુમાવવાની જરૂર નથી પણ સુશીને સાથ આપવાનીય તેની ફરજ નથી ? રસ્તે ચાલતા માણસની વેદનાએ ઘવાતું માનવમન આમ પોતાના જ માણસ માટે ક્યાં સુધી દુર્લક્ષ સેવ્યા કરશે ?

સંયુક્ત કુટુંબની આપણી ભાવનાને દઢ કરવા કરતાં આવા કેટલાય કિસ્સાઓથી એ પ્રથા તરફથી જે માનવ–લાગણી ઘટવા માંડી છે તેને આપણે સાચા અર્થમાં પાછી લાવવી હોય તો આવી અનેક અબોલ નારીને સમજવા આપણો પુરુષ વર્ગ પ્રયત્ન કરે તો ? આપણું અકાળે વેડફાઈ જતું સ્ત્રી–ધન કંઈક સમૃદ્ધ થઈ શકે. અને નારીની સમૃદ્ધિ એ જ ભાવિ પ્રજાની સાચી સમૃદ્ધિ ગણાય ને ?



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**સોવિયેત સંઘનું આરોગ્યતંત્ર :** વ્લાદીમીર માયેવ્સ્કી. પાનાં ૫૪. રૂ. ૦/૨૦. સોવિયેત દેશ કાર્યાલય, મુંબઈ, ૮. **હિંદના જવાહર :** મણિભાઈ ભ. દેસાઈ. પાનાં ૧૫૩. રૂ ૧/— નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ **આપણાં પક્ષીમિત્રો .** દયાળજી નાયક. પાનાં ૪૪. રૂ ૦/૫૦. અનડા બૂક ડીપો, અમદાવાદ. **લિપિકા. :** રવીન્દ્રનાથ ઠાકુર. અનુ વિનોદ કોઠારી. પાનાં ૧૦૯. રૂ. ૨/—કુમાર કાર્યાલય, અમદાવાદ. **કચ્છના સંતો અને કવિઓ :** (ભાગ ૧લો) લે પ્ર દુલેરાય એલ. કારાણી. પાનાં ૬૫૨. રૂ. ૬/૫૦. સોનગઢ **આ બધી યોજનાઓ શા માટે ? :** વાડીલાલ ડગલી. પાના ૩૨. રૂ. ૦/૪૦. **લોકશાહી જ શા માટે ? :** ઉષા મહેતા. પાનાં ૩૨. રૂ. ૦/૪૦.—બન્નેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **સૂરમંગલ :** હસિત બૂચ પાનાં ૯૧. રૂ. ૧/૭૫. ભારત પ્રકાશન, અમદાવાદ.



**લીલુડી ધરતી : ભા. ૧–૨**

[ લે. ચુનીલાલ મડિયા: પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨; બંને ભાગના રૂ. દસ.]

**બે** ભાગમાં લગભગ સાડાછસો પાનાંમાં પથરાયેલી અને કર્તાના કહેવા પ્રમાણે બીજા બેત્રણ વધુ ભાગમાં લંબાવાની આ કથાનો પરિચયાત્મક ટૂંકસાર આપવો મુશ્કેલ છે. કારણ એ છે કે એમાં શ્રી. મડિયાએ આમ તો ગિરનારની છાયામાં ઓઝતને કાંઠે આવેલા એક હાંડા જેવડા નાનકડા ગુંદાસર ગામની જ વાત કરી છે પણ એમાં કેટલાંય પાત્રો અને કેટલાય બનાવોનો ગોફ ગૂંથ્યો છે. હાદા પટેલ જેનો મોટો પુત્ર દેવશી બાવો બની ભાગી ગયો છે તેના બીજા દીકરા પરબતના મૃત્યુથી આરંભાતી આ કથા પહેલા ભાગને અંતે તેના ત્રીજા દીકરા ગોબરને પિતરાઈ માંડણના પાપે અકાળ મૃત્યુશરણ થતો વર્ણવે છે અને બીજા ભાગને અંતે દેવશીને પાછો ઘેર આવતો દેખાડે છે. માંડણ, શાદૂળ, ગિધો લુહાણો, રઘો ગોર, નથુ સોની અને જીવા ખવાસ જેવાં એ ગામનાં બીજાં માણસની પણ લીલા દ્વારા આમતેમ આડાઅવળા પથરાયેલા કથાવસ્તુમાં કેન્દ્રવર્તી આ હાદા ઠુમરના ઘરની ઘટનામાં કરુણ તત્ત્વ હાદાના દુઃખાનુભવી પિતૃત્વની આસપાસ ઘેરાય છે એના કરતાં ગોબરની પત્ની સંતુ પર વિશેષ કેન્દ્રિત થાય છે. કથાના બેઉ ભાગને સમગ્રપણે અવલોકતાં મહત્વ ધરીને તેમાં ઊપસી આવતી કથા તો સંતુની જ વસમી જીવનકથા છે.

કથાના 'લીલુડી ધરતી' એ નામનો કંઈક ખુલાસો મળે એવી પંક્તિઓ—'અસ્ત્રીનો અવતાર તો લીલુડી ધરતી જેવો છે. એની ઉપર શિયાળે બાળીને ભડથું કરી મેલે એવાં હિમ પડે, ચોમાસે બારેય મેઘ ખાંગા થાય, ને કાળે ઉનાળે બાળી નાખતા તડકા તપે તંયે એના દીદાર જોનારાની આંખમાં લોહી આવે; પણ અંતે તો ઈ જ પાછી લીલીછમ થઈને લહેરાઈ ઊઠે તંયે આપણી જ આંખ ઠરે' (પૃ. ૬૭, ભા. ૨)—સંતુને લાગુ પડે અને વસ્તુતઃ તેને જ ઉદ્દેશીને ઉચ્ચારાઈ છે. લેખક એને કઈ રીતે લીલીછમ ધરતી સમાણી સુખી આગળ ઉપર બનાવશે તે એ જાણે, પણ આ બે ભાગમાં તેમણે, હાર્ડીએ જેમ ટેસને માથે, તેમ સંતુને માથે ઠીક વીતાડી છે. શાદૂળની છેડતી, 'વિયોગના ઓછાયા વચ્ચે' શરૂ થયેલો ગોબર સાથેનો ઘરસંસાર, અકાળ અણધાર્યું વૈધવ્ય, પતિની હત્યાનું તથા હરામહમેલનું આળ, આપઘાતનો પ્રયત્ન, કકડતા તેલમાં હાથ બોળવાની પરીક્ષા, મરેલ દીકરી અવતરવાથી આવતું ગાંડપણ કેટલા બધા વિષમ અનુભવોમાંથી એને પસાર કરાવી છે કર્તાએ ! શાદૂળની છેડતીનો એને ભારે પડી જાય એવો સામનો કરીને સંતુએ દાખવેલી તેજસ્વિતા વિધિના આ મારની સામે લગભગ અકિંચિત્કર બની જાય છે.

પણ શ્રી. મડિયાનો આશય એમના જ કહેલા મુજબ વાર્તાનું આલેખન વ્યક્તિલક્ષી નહિ પણ સમૂહલક્ષી રાખી કથાને 'ક્રૉનિકલ'ના પ્રકારની નવલકથા બનાવવાનો હશે એટલે, કે પછી હપ્તે હપ્તે 'જન્મભૂમિ' માટે લખાતી જતી વાર્તાએ એમને ચલાવ્યા તેમ એમને ચાલવું પડ્યું હોવાથી, આ નવલકથા આખા ગુંદાસર ગામની વૃત્તકથા કે સંસારચિત્ર બની ગયેલ છે. કથાનાં પહેલાં ચાર



પાનામા બરાબર વર્ણવાયેલ શુદાસરનું લોકજીવન, ત્યાંની રઘા ગોરની હોટલ અને ગિધા લુહાણાની હાટડી સાથે, તેમજ વાવણી, હોળી વેળાની નાળિયેર-ફેંકની રમત ઉપરાંત દેવશીના અડદના પૂતળાના દહન જેવા લોકાચાર અને સતીમાની દહેરીની માનતા-પૂજા, મેલડીના કોપ, ડાકણના ને માથે રથ ફરી ગયાના વહેમ અને એને પોષતા ધૂણતર ભુવા, વગેરેની વીગતો સાથે, લેખકે વાસ્તવલક્ષી આલેખનથી સારું રજૂ કર્યું છે. એમાં દરબાર, ઠકરાણાં, બનાવટી કુંવર, ખેડૂતો, હાટડીવાળો, ખવાસ, ગોર, ભૂવો, બાવો, વાદીઓ, એમ એ જાનપદી દુનિયાનાં બધાં નિવાસીઓ અને ત્યાંની નારીસૃષ્ટિ એમની વાણી, વૃત્તિવ્યાપારો અને વર્તન સાથે તાદૃશતાથી જીવંત થાય છે. ગામડાનું ને ગામડાનાં આ માનવીઓનું આવું આલેખન કરવામાં મધ્ય સૌરાષ્ટ્ર અને સોરઠની સરહદની તળપદી લોકબોલીને લેખકે એક મોટા સાધન તરીકે પ્રયોજી છે. એમની આવી સૌરાષ્ટ્રીય ગ્રામીણ જીવનને આલેખવામાં મોટી મૂડી આ તળપદી બોલીનો જીવતો પરિચય અને તજ્જન્ય કાબૂ જ છે. બેઉ ભાગમાં અનેક સ્થળે પાત્રોના સંવાદમાં તેમજ ક્યારેક અમુક વ્યક્તિ કે બનાવને અનુલક્ષીને તેના પર ભાષ્ય કે ટીકા જેવી ગામલોકોની ને બૈરાંની વાતચીત તેમણે ગોઠવી છે તે વાચકોને તરત ધ્યાનમાં આવશે. કેટલીક વાર, તળપદી બોલીના પ્રદર્શન ખાતર જ યોજાયાં હોવાની તે ચાડી ખાય છે ખરાં. હાદા પટેલના જુવાનજોધ દીકરા દેવશીના અડદના પૂતળાની અંત્યેષ્ટિ વિધિના સ્વજનોને માટે તો હૃદયદ્રાવક પ્રસંગ વેળા કામેસર ગોરના મોમાં છાણાં, લોટ, ગોળ, ઘી ને મુગટા માટે બારોટશાઈ ભાષાનાં જે વિશેષણો ને વાક્યો મૂકવામાં આવ્યાં છે તે એવા પ્રસંગે યજમાનોની દયા પર નભતા કોઈ માણસથી બોલી શકાય જ નહિ. પહેલા ભાગનું ૧૬મું પ્રકરણ પણ બૈરાંની ને ખાસ તો વખતા ડોશીની વાણી માટે જ ગોઠવાયું લાગે. પાત્રોની ભાષાનો 'સબ્બ', (સબળ), 'ઓબાર' (આબાળ), 'અદોદરી' (અદોહળી) અને 'હોટર' (હોટલ) જેવી જોડણી તો વાસ્તવપ્રતીત્યર્થે શ્રી. મડિયાએ કરી હશે એમ માની લઈશું. પણ વિવેકી વાચકોને ખટકશે તો એ હકીકત કે પાત્રો તળપદી બોલીમાં બોલે એ તો બરાબર જ, પણ શ્રી. મડિયા પોતે થઈને પોતાના એટલે કે લેખકે કરવાનાં વર્ણનમાં 'લોઠકો દીકરો માંડ કરીને કામેકાજે હૂતિયો થયો' જેવાં વાક્યો અને 'પાછો થયો,' 'નખતર-બખતર ફરી ગયાં' જેવા પ્રયોગો તથા 'રજાકજા' 'રેડો' 'અણોસરાં' જેવા શબ્દોની, એમની જ ભાષામાં બોલીએ તો, અનનિવાર્ય 'બઘડાટી' બોલાવે છે. ગ્રામીણ પાત્રો એવી વાણીમાં બોલે એ ઉચિત ને આવશ્યક પણ ખરું, પરંતુ લેખકો સાહિત્યકલાનો ને ઔચિત્યનો સૂક્ષ્મ વિવેક ચૂકી પોતાનાં વર્ણનોમાં તળપદી વાણી વાપરે એ અજુગતું છે, એમ આપણા પ્રાદેશિક તળપદી કથાઓના લેખકો સમજે તો સારું.*

નવલકથા આમ ગામડાનું વાતાવરણ તો બરાબર જમાવે છે, પણ ત્યાં શ્વાસ લેતાં માનવીઓ હાદા, ગોબર ને સંતુ જેવા રડ્યાખડ્યા અપવાદ સિવાય બધાં અભદ્ર અંશોથી જ ભરપૂર બનાવી દેવાયાં છે. શાદૂળ, દરબાર, માંડણ, રઘો, નથુ સોની, ગિધો, અજવાળી, કામેસર ગોર, ઓઘડ ભૂવો, જીવો ખવાસ, સમજુબા, કાળીકાનો બાવો, ઝમકુ, વખતી,

* આ પણ ધ્યાન ખેંચે તેવી વાત છે કે તળપદો શબ્દભંડાર આમ ઠાલવતા લેખક બીજી બાજુ 'સ્માર્ટ' થવા મથી 'એકશન', 'એલાન', 'બિઝનેસ', 'નુક્તેચિની', 'સ્ટન્ટ', 'સોશિયેટ લિક્વીડેશન', 'કાર્બન કોપી,' 'કાબરી જુનિયર', 'ગોળમેજી પરિષદ્', 'આંખો દેખા હાલ' જેવા શબ્દો પણ છૂટથી કથામાં પોતાનાં વર્ણનોમાં વાપરે છે! એમ તો એમના ગોબર-સંતુના મોંમાંય 'જપાનીસ' શબ્દ માયકાંગલા કે તકલાદીના અર્થમાં એમણે મૂક્યો છે! ભાષાને આમ લડાવી જાણીતા લેખકે પૃ. ૧૦૬ (પહેલો ભાગ) પર 'વાસકસજ્જા' શબ્દનો 'શય્યા'ના અર્થમાં ખોટો ઉપયોગ કર્યો છે. એ પરથી જ 'વાસકરજની' શબ્દ ઘડ્યો છે તે પણ એમના મનમાના અર્થ માટે ચિન્ત્ય પ્રયોગ છે.



પત્ની બનાવી હતી તે રધાને છોડી કાણુશીવાળા ભેગી ચાલી જઈ, વર્ષો પછી ગુંદાસરે જ રહેવા આવે; અમથી આવી છે એ જાણતાં રધો આપઘાત કરી નાખે; નથુભાના મોતની અને પંચાણુભાભો જીવતા હોવાની વાત તેમજ અજવાળીએ જડીને જાત્રામાં તરવેણીમાં ધક્કો મારી નાખી દીધી પણ ચોખાએ એને બચાવી એ વાત કોઈ નહિ ને ધનિયો ગોવાળ જાણે (પૃ. ૩૦૯-ભા. ૨); નથુ સોનીની પત્ની અજવાળી પતિનું દીકરી માટેનું પાપ જાણી પતિની પ્રત્યે જરાય રોષ ન બતાવે અને ઊલટી સંતુને માથે આળ ચઢાવવા ને તેને હેરાન કરવા પતિને ચડાવે—પોતાના જ ઘરમાં દીકરીનો હોબાળો હોય ને સતુ માટે એ આટલુ કરે; છ સંતાનોવાળો અને પૈસાનો જ પૂજારી ગિધો આધેડ ઉંમરે નવું બૈરું કરવા ઇચ્છે ને મથે,' છ સંતાનની આધેડ માતા ઝમકુ પતિના મરણ પછી ઘરમાંથી ઘરેણાં ઉપાડી જઈ ઘર ને સંતાનો છોડી શિવભારથીના ઘરમાં બેસે;—આ સર્વ એની સંભવિતતા કે સ્વાભાવિકતાની, એટલે કે તેની માનસશાસ્ત્રીય સચ્ચાઈની, શંકા મગજ સાબૂત રાખીને વાંચનારાઓના મનમાં જરૂર ઉપજાવે તેમ છે. કથામાં રધા ગોરનું તેમ માંડણનું પરિવર્તન પણ ઝડપી લાગે છે. પ્રથમ ખલતા, પછી અચાનક ગોબર પરનો ઘા આડેથી ઝીલવાની ભલાઈ, પછી ખલતા, પછી શાદુળિયાને મારવાનું ગાંડું ઝનૂન, પછી પીધેલ દશામાં સુરંગ ફોડી નિપજાવેલ ગોબરનું મોત, પછી એ ગુનો સંતુને માથે ઓઢાડવાનો પ્રયત્ન, અને છેવટે જડીની પુત્રીને બચાવી તેનાથી સંતુનું ગાંડપણ મટાડી તેણે બેઉ પર કરેલ ઉપકાર—આ માંડણનું દોરંગી વર્તન, એ નિર્ભેળ ખલ નથી—એનામાંય કંઈક ભલાઈનો અંશ છે એમ લેખક કહે છે અને તેના વર્તનની માનસશાસ્ત્રીયતા ઠસાવવા પ્રયાસ કરે છે તેમ છતાં, પૂરું સ્વાભાવિક નહિ તેટલું લેખકે પોતાના હેતુસર બુદ્ધિપુરસ્સર ગોઠવેલું જણાય છે. ઊજમનો તથા વખતીનો સંતુ માટેનો વિરોધભાવ અને તેમાં થતું સહસા પરિવર્તન પણ એ જ કોટિનાં છે. વખતી સંતુને વાદીના રીંછ વાંદરાના ખેલ દેખાડવાની સલાહ આપે છે ત્યારે ને તે પછી લેખકે જબરી માનસશાસ્ત્રજ્ઞ બનાવી દીધી છે. સંતુના ગાંડપણ ને તેના ઉપાયનો કીમિયો એ જ જાણે છે, જાણે! લેખક પોતાની ભાષા ને સમજણ વખતીના મોંમાં ત્યાં મૂકી બેસે જણાય છે. મૂએલી દીકરી અવતરતાં સંતુને ઘેરી વળેલ ગાંડપણ તથા જડીની માંડણે લઈ જઈ બચાવેલી છોકરી એને સતીમાને થાનકેથી મળતાં એ એને પોતાની જ ખોવાયેલી પુત્રી માની લઈ ડાહી થઈ જાય, એ ઘટના પણ માનસશાસ્ત્રીય સચ્ચાઈનો આભાસ ઊભો કરવા છતાં પૂરતી પ્રતીતિકર ઘણા વાચકોને નહિ લાગે. ઓઘડ ભુવાના ગાંડપણ ને તે પહેલાંના તેના વર્તન વિશે પણ તેમજ. એમ તો કાબરી ગાયની મા અને સંતુની માનાં, અને એ જ રીતે કાબરીનાં ને સંતુનાં પણ ઉબેલ "અને પ્રસૂતિ એકસરખાં અને સમકાલ યોજવામાં, તેમ હાદા પટેલના બળદના અકસ્માત મૃત્યુના બનાવમાં પણ, સ્વાભાવિકતા કરતાં લેખકની જ કારીગરી ક્યાં નથી વરતાતી? નવલકથા વાંચતાં શ્રી. ગુણવંતરાય આચાર્યની જેવાની કોઈ નવલકથા વાંચતા હોઈએ એવી જ છાપ પડે છે તે આથી.

પાત્રમાનસ અને પાત્રવર્તનની બાબતમાં શ્રી. પન્નાલાલ પટેલની સિદ્ધિ શ્રી. મડિયાની કરતાં નિઃશંક ચડિયાતી ગણાય. 'મળેલા જીવ' કે 'વળામણાં' કે 'માનવીની ભવાઈ' જેવી કથાઓમાં કેવાં સાદાં કથાવસ્તુ છતાં પાત્રોનાં વૃત્તિવ્યાપાર (અને પરિણામે ઘટનાઓ) કેવાં પ્રતીતિજનક વાસ્તવિકતાવાળાં લાગે છે! શ્રી. પન્નાલાલમાં વસતા અસંપ્રજ્ઞાત (uncon-scious) કલાકારનું એ કાર્ય છે. શ્રી. મડિયા એમને મુકાબલે સભાન કારીગર લાગે છે. વળી એ પ્રસંગશોખીન અને રોમાંચરસિયા પણ વિશેષ,- એટલે જેમ 'વ્યાજનો વારસ'માં તેમ આ કથામાં તેમણે કોઈ નાટક કે સિનેમાચિત્રમાં શોભે એવા ઘણા રોમાંચક બનાવો એકઠા કરી કુશળતાથી વણી કથાવસ્તુને જટિલ બનાવ્યું છે. શ્રી મડિયા જેવા કુશળ

વાર્તાકાર અને 'લીલુડી ધરતી' જેવું નામ, એટલે જેમ શ્રી. પન્નાલાલ પાસેથી ગુજરાતની ઈશાનિયા સરહદની ધરતીની કથાઓ 'મળેલા જીવ' ને માનવીની ભવાઈ'માં મળી છે તેવી જ કોઈ સુંદર કથા સૌરાષ્ટ્રની ધરતીની એમાં મળશે એવી અપેક્ષા સહેજે જન્મે. એ અપેક્ષા પૂરી સંતોષાઈ નહિ એમ એવી અપેક્ષા રાખનારાઓને લાગે તો તેમનો વાંક કઢાય એમ નથી.

આખરે તો જેમના પરિતોષ વિના કોઈ ઉત્કર્ષવાંછુ સાચા કલાકારને ચાલવાનું જ નહિ તેવા 'ઉન્નત-ભ્રૂ' સાહિત્યરસિકો જે માગે ઉતાવળમાં ઉત્તમ અને ટકાઉ મૂલ્યવત્તાવાળી સાહિત્યકૃતિના સર્જન પરત્વે વાજબી રીતે જ સાશંક હોય છે તે માગે, હપ્તે હપ્તે ચાલુ કથા તરીકે લખાયેલી હોવાથી આ-કથાનું પુદ્ગલ વિપુલ બનતું ગયું હશે, અને પૂર્વનિર્ધારિત નકશા મુજબ નિરાંતે કરેલા સર્જનમાં જે પ્રમાણબદ્ધતા અને આકારસૌષ્ઠવ આવે તે અહીં ન આવતાં કોઈ કોઈ પ્રસંગને (દા. ત. ગોબરની નાળિયેર-ફેંકની શરત રમતને, કાબરી વિયાય છે અને સંતુને પ્રસૂતિ થાય છે તે પ્રસંગને: એવા બીજા પ્રસંગોય છે) વિશેષ લંબાણનો લાભ મળ્યો છે, તો દુકાળનું વરસ છે એમ કથામાં ત્રણચાર વાર સૂચવાયું છે પણ એની કોઈ ભારે આપદા લોકોને વેઠવી પડતી હોવાનું ચિત્ર કથામાં ઉપસાવાવું રહી ગયું છે. રઘાના આપઘાતનું કારણ ને ફળ (એટલે, રઘાને માટે એ આપઘાતે શું સાધી આપ્યું તે) કથામાં બતાવી શકાયાં નથી. શાદુંળ, અમથી, સમજુબા અને રમા અંગેની વાત વચમાં જ સીધી કહેવાઈ જાય છે, વિલક્ષણ સંજોગોમાં અણધાર્યાપણાના આશ્ચર્યના ધક્કા સાથે બેદરકોટન છેક અંતે થાય એમ બન્યું નથી.

હપ્તે હપ્તે લખતાં વાર્તા જે રીતે આગળ વધતી ગઈ અને જે આકાર પકડી બેઠી એનો ખુલાસો લેખકે બેઉ પુસ્તક સાથે અનુક્રમે જોડેલા 'એક અચેતનિક પ્રયોગ' અને 'પ્રયોગને અંતે'માં દક્ષતાથી કર્યો છે. પ્રયોગશીલતા અને અરૂઢ આલેખન, એ બેની ઢાલ તળે કથા પરત્વે કોઈને કંઈ કહેવા જેવું લાગે તેનો એમાં સારો બચાવ છે. કથા સમૂહલક્ષી ગ્રામકથા છે, એમાં નાયક નાયિકા ને ખલ પાત્રોનો રૂઢ ઢાંચો નથી, અને એનો અંત કંઈક અધૂરા જેવો છે, વગેરે બાબતોની દોષ તરીકે ચીંધામણી કોઈ કરશે એમ અપેક્ષી લઈને એનો ખુલાસો એમાં અપાયો છે. પણ વસ્તુતઃ એ કંઈ દોષ નથી, તેમ કોઈ મોટી જેને નવતર પ્રયોગ કે 'અરૂઢ આલેખન'નો જશ આપી શકાય એવી નવી સિદ્ધિ પણ નથી. નવલકથા તો ભિન્ન ભિન્ન આશય ને શક્તિઓવાળા ઘણા લેખકોને પોતાની રીતે પોતાની શક્તિ ચમકાવવાનો પૂરતો અવકાશ આપે એવો સાહિત્યપ્રકાર છે. એમાં અમુક ચોક્કસ આકાર, કે નાયક નાયિકા તથા ખલ પાત્રનાં અમુક જ બિબાં કે અમુક પ્રકારના જ અંતનો આગ્રહ અત્યારે કોઈ કરતું નથી. અગત્યનો મુદ્દો એમના લેખનો ગણવો હોય તો એક જ છે, અને તે છે આડીઅવળી પથરાયેલી આ કથાનું હેતુસૂત્ર ('મોટિવ') પ્રજાતંતુની ઝંખના' છે એમ સમજુબા, અમથી, રઘો, જડી, સંતુ, હાદો પટેલ, એ પાત્રોનાં વૃત્તિવર્તનને આધારે એમણે તારવી આપવાનું કર્યું છે એ. પણ એ જ રીતે વિષમ દાંપત્યને પણ એવો જ 'મોટિવ' ગણાય એવું છે: જુઓ ઊજમ-દેવશી, સંતુ-ગોબર, ઝમકુ-ગિધો, સમજુબા-તખુભા, તથા અજવાળી-નથુનાં કથામાં આલેખાયેલ દાંપત્યચિત્ર. ધરતીના અવતાર જેવી સ્ત્રીને ધરતીના જેવું જ સહેવું પડે છે એ, તથા ગામડાંનાં માનવી મનાય છે તેવાં નિષ્પાપ, સરલહૃદયી અને અદોષરમણીય નથી હોતાં એ, કથાદ્વારા લેખકને સૂચવવું હતું એમ પણ કહેવાને ક્યાં અવકાશ નથી? કથાના પાત્ર-પ્રસંગ-બાહુલ્યે આની સગવડ સારી કરી આપી છે.

કથા એના વાર્તારસથી વાચકોને પકડી રાખી શકે એવી છે અને ગુજરાતની આ દશકાની કેટલીક પાણીદાર સુવાચ્ય કથાઓમાંની એક છે. વાચકો એના અનુસંધાનાત્મક વધુ ભાગોની રાહ જરૂર જોશે.





# અર્ધવાર્ષિક અનુક્રમણિકા

## ઊર્મિ નવરચના

વર્ષ ૨૯ : અંક ૭ થી ૧૨ : ઑક્ટોબર '૫૮ થી માર્ચ '૫૯ સળંગ અંક ૩૪૩ થી ૩૪૮.

[ લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો સળંગ અંક નં. અને બીજો પાનું દર્શાવે છે. ]

## ભીલાઈ અને રૂરકેલા ખાતેની ઝંઝા ભઠ્ઠીઓ (બ્લાસ્ટર ફર્નેસિસ)



ગયા માસમાં ભારતમાં ચાલુ થઈ ચૂકેલાં પોલાદ બનાવવાનાં આ બે જંગી કારખાનાઓમાં રૂરકેલાના કારખાનાં માટેનાં યંત્રો અને સાધનસામગ્રી ૫૦ જેટલી વિદેશી પેઢીઓએ અને ભીલાઈના કારખાનાં તમામ યંત્રો અને સાધનો રશિયાએ પૂરાં પાડયાં છે.

---

STATEMENT ABOUT OWNERSHIP AND OTHER PARTICULARS ABOUT NEWSPAPER 'OORMI-NAVRACHNA'

### FORM IV (See Rule 8)

| | |
|---|---|
| 1. Place of Publication... ... ... | Ahmedabad. |
| 2. Periodicity of its publication ... | Monthly. |
| 3. Printer's Name ... ... ... | Kantilal Dahyabhai Patel. |
| Nationality ... ... ... | India |
| Address ... ... ... ... | Mangal Mudranalaya, Ratanpole, Ahmedabad. |
| 4–5. Publisher's and Editor's Name ... | Ishwaslal M. Dave |
| Nationaliy ... ... ... | Indian |
| Address ... ... ... ... | Bharati Sahitya Sangh (Pvt.) Ltd., 64, GandhiRoad, Fernandez Bridge, Ahmedabad, 1. |
| 6. Names and addresses of individuals who own the newspaper and partners or shareholders holding more than one per cent of the total capital. | Bharati Sahitya Sangh (Pvt.) Ltd., 64, Gandhi Road, Fernandez bridge, Ahmedabad, 1. |

I, Ishwarlal M. Dave, hereby declare that the particulars given above are true to the best of my knowledge and belief.

Dated 1–3–59. Signature of publisher: I. M. DAVE.

